# પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદનો

## અહેવાલ તથા નિબંધ સંગ્રહ

## સુરત.

મુલ્ય રૂ. ૩ ૦-૦

સુરતમાં તા૦ ૨૯-૩૦-૩૧ મી મે ૧૯૧૫ના દિવસોએ મળેલી

# પાંચમી

## ગુજરાતી સાહિત્ય પરિષદનો

## અહેવાલ.



સુરત.

વિ. સં ૧૯૭૫. ઇ. સ. ૧૯૧૯.

છપાવી પ્રગટ કરનાર

મનહરરામ હરિહરરામ મ્હેતા, બી. એ,

સેક્રેટરી, પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ-સુરત.



છાપનાર—ઈશ્વરલાલ કીસનદાસ કાપડીયા, "જૈન વિજય"

પ્રીન્ટીંગ પ્રેસ, ખપાટીઆ ચકલા, સુરત.

# પ્રસ્તાવના.



કોઇ પણ પ્રવૃત્તિનો ઉત્સાહજનક કાર્યભાગ પૂરો થતાં પાછળ આવતી શિથિલતાને લીધે, યૂરોપીય વિગ્રહને લીધે ઉત્પન્ન થયલી કેટલીએક મુશ્કેલીઓને લીધે તથા પ્રદર્શનની ઉપયોગીતામાં વૃદ્ધિ કરવાના હેતુથી પ્રસિદ્ધ કરવા ધારેલો તેના ગ્રંથ વિભાગના સવિસ્તર અહેવાલની રાહ જોવામાં ઘણો સમય વીતી જઇ આ અહેવાલ પ્રસિદ્ધ કરવામાં અક્ષંતવ્ય વિલંબ થયો છે. ઉપરાંત અહેવાલ જેમ બને તેમ સંક્ષિપ્ત છતાં સંપૂર્ણ તથા ભવિષ્યમાં ભરાનારી પરિષદના કાર્યવાહકોને ઉપયોગી થઇ પડે એવો બનાવવાનો પ્રયત્ન કરવા જતાં એમાં ઘણી ન્યૂનતા રહી ગઇ છે. તેમ છતાં આ અહેવાલ આવા રૂપમાં પણ પ્રસિદ્ધ કરતાં મ્હને આનંદ થાય છે, કારણ સાહિત્યના સંબંધમાં આપણા સુશિક્ષિત વર્ગની ઉદાસીનતાને લીધે આ પ્રસંગ હાલ પણ આવશે એમ મ્હને આશા ન હતી.

નિબંધોના સંબંધમાં અત્યાર સુધી એવી પ્રણાલી ચાલતી આવી હતી કે જે નિબંધો પરિષદમાં વંચાય અથવા વાંચવા યોગ્ય ગણાય તે સર્વ અહેવાલમાં છાપવા. આ પ્રણાલીમાં આપણા કેટલાએક વિદ્વાનોના મતને અનુસરીને ફેરફાર કરવામાં આવ્યો છે. એઓનો એવો અભિપ્રાય હતો કે પરિષદમાં વાંચવા યોગ્ય ગણાયલા સર્વ નિબંધો સ્થાયી રૂપમાં પ્રસિદ્ધ કરવા યોગ્ય નથી હોતા. એ અભિપ્રાયને અનુસરી અહેવાલમાં છાપવાના નિબંધો નક્કી કરવા સારૂ એક કમિટી નીમવામાં આવી હતી અને આ કમિટીએ ( જુઓ પરિષદને લગતી સ્થાનિક પ્રવૃત્તિ, પાનું ૨૩ ) મંજુર કરેલા નિબંધો છાપવામાં આવેલા છે. આ સ્થળે આટલું જણાવવાની આવશ્યકતા છે કે આ પ્રમાણે કરવામાં એવું પણ બન્યું છે કે કેટલાએક ઉચ્ચ કોટિના નિબંધો લેખકોને વારંવાર વિનંતી કરવા છતાં કમિટી આગલ રજુ કરવા ન મળવાથી પ્રસિદ્ધ કરી શકાયા નથી. વળી દીલગીરી સાથે એ પણ જાહેર કરવાની અગત્ય જણાય છે કે આ કમિટીમાં નીમવામાં આવેલા રા. છગનલાલ ઠા. મોદીએ નીમણુકનો સ્વીકાર કર્યો ન હતો.

અંતમાં સરદાર જનાર્દન વીરભદ્ર પાઠકજીએ પોતાના જ્ઞાન અને અનુભવનો તથા ડૉ. એમ. એમ. મ્હેતાએ ખજાનચી તરીકેની પોતાની ઉત્તમ કુશળતાનો ઘરના ઘર લગી લાભ આપી જે અમૂલ્ય મદદ કરી છે તે બદલ તેમનો ખરા અંતઃકરણ પૂર્વક ઉપકાર માની આ અહેવાલ ગુર્જર બંધુઓ સમક્ષ મૂકવા રજા લઉં છું

સુરત.
તા. ૧ લી જુન ૧૯૧૮.

મનહરરામ હરિહરરામ મહેતા.
સે. પાં. ગુ. સા. પ.

# અનુક્રમણિકા.







# ગુજરાતી સાહિત્ય પરિષદનું બંધારણ.

## (સુરતમાં મળેલી પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદે કરેલા સુધારા પ્રમાણે.)

### क. ઉદ્દેશ.

અમુક વખતે વિદ્વાન અને વિદ્યારસિક ગુજરાતીઓ એકઠા થઇ ગુજરાતી વાઙ્મયનાં ઉન્નતિ અને પ્રસાર માટે પ્રયાસ કરે એટલા સારૂ આ પરિષદ યોજવામાં આવી છે.

### ख. બેઠક.

૧. પ્રથમની બેઠકમાં નક્કી કરેલા શહેરમાં ગુજરાતી સાહિત્ય પરિષદ મળશે; એ પ્રમાણે નક્કી ન થયું હોય અથવા અનિવાર્ય કારણને લીધે નક્કી થયલા શહેરમાં પરિષદ ભરવાનું ન બને તેમ હોય તો સામાન્ય મંત્રીઓ નક્કી કરશે તે શહેરમાં પરિષદ મળશે.

૨. જરૂરના પ્રસંગે સામાન્ય મંત્રીઓ પરિષદની ખાસ બેઠક મેળવશે.

### ग. સામાન્ય મંત્રીઓ.

૧. પરિષદની દરેક બેઠક વખતે પાંચ સામાન્ય મંત્રીઓ નીમવામાં આવશે. તે એવી રીતે કે આગલા સામાન્ય મંત્રીઓમાંનો એક બેલેટથી પોતાનો હોદ્દો છોડે તેની જગાએ નવો મંત્રી પરિષદ ઉમેરશે. (હોદ્દો છોડનાર મંત્રી ફરીથી નીમવાને લાયક ગણાશે.)

૨. પરિષદના સામાન્ય મંત્રીઓ પોતાના કાર્ય વ્યવહારનું દફતર પરિષદના અહેવાલમાં અગર બીજી રીતે પ્રગટ કરશે.

૩. પરિષદ ભરવાનો અવસર આવે ત્યારે સામાન્ય મંત્રીઓ બેઠકના સ્થળના સ્થાનિક પરિષદ મંડળ સાથે મળીને જોઇતી તૈયારી તથા વ્યવસ્થા કરશે.

૪. સામાન્ય મંત્રીઓ સાત આઠ ખાસ વિષયો પસંદ કરી એક એક વિદ્વાનને સોંપશે અને બીજા નિબંધો વંચાય કે ન વંચાય, છપાય કે ન છપાય તોપણ એ ખાસ વિષયોપર લખાઇ આવેલા નિબન્ધો પરિષદ આગળ વાંચવાની અને પરિષદને ખર્ચે છપાવી દરેક નિબન્ધની ૫૦૦) નકલો કર્તાને વેચવા માટે આપવાની વ્યવસ્થા સામાન્ય મંત્રીઓ સ્થાનિક પરિષદ મંડળ સાથે મળીને કરશે.

### घ સ્થાનિક પરિષદ મંડળ.

૧. જે સ્થળમાં પરિષદ ભરવાનું નક્કી કરવામાં આવશે ત્યાં વખત થયે પરિષદના સામાન્ય મંત્રીઓ જાતે જઇ અથવા કાગળ લખી સ્થાનિક વિદ્વાનો અને વિદ્યા રસિકો પાસે સ્થાનિક પરિષદ મંડળ નીમાવશે અને પરિષદ ભરવા માટે જોઇતી વ્યવસ્થા તથા તૈયારી કરવાનું તેમને સોંપશે. સામાન્ય મંત્રીઓ અને પાછલી

પરિષદના પ્રમુખો આ મંડળના સભાસદ ગણાશે. સ્થાનિક પરિષદ મંડળમાં દાખલ થવા સારૂ ઓછામાં ઓછા રૂ.૫)નું લવાજમ પ્રત્યેક સભાસદે આપવું જોઇએ.

૨. આ સ્થાનિક પરિષદ મંડળ પોતાના પ્રમુખ, મંત્રીઓ, ખજાનચી વગેરે નીમશે. અને પરિષદના બંધારણને અનુસરી પોતાના કાર્ય વ્યવહારની યોજના કરી તેનો નિર્વાહ કરશે.

૩. પરિષદમાં વાંચવા યોગ્ય લેખો મેળવવા અને અગત્યની ચર્ચા કરાવવા વિષયોની માર્ગદર્શક યાદી, પરિષદના ઉદ્દેશને અનુસરીને પ્રગટ કરશે અને લેખો બેઠકની તારીખ પૂર્વે બે મહિનાપર એકઠા કરશે.

૪. પરિષદની બેઠક કઇ તિથિઓ ( તારીખો ) પર કરવી તે આ સ્થાનિક પરિષદ મંડળ નક્કી કરશે.

૫. પરિષદની બેઠકની તિથિ ( તારીખ ) આગમચ સ્થાનિક પરિષદ મંડળ સત્કાર મંડળ નીમશે.

૬. ગુજરાતી સાહિત્ય પરિષદના ઉદ્દેશની સિદ્ધિ અર્થે કોઇ પણ પ્રકારનું પ્રદર્શન ભરવું સ્થાનિક પરિષદ મંડળને શક્ય લાગે તો તે માટે આ બંધારણને અનુસરી ત્હેનાં વ્યવસ્થા, રચના, ખર્ચ, હીસાબ, અહેવાલ છપામણ, નિબંધ છપામણ વગેરે માટે સ્થાનિક પરિષદ મંડળ ગોઠવણ કરશે.

૭. પરિષદના ખર્ચ માટે સ્થાનિક પરિષદ મંડળે એકઠાં કરેલાં નાણાંમાંથી પરિષદનો ખર્ચ (જેમાં સામાન્ય મંત્રીઓ અને આગલી પરિષદે નવી નીમેલી કમિટીઓ હસ્તક થતાં કામોના ખર્ચનો સમાવેશ કરવામાં આવ્યો છે ) જતાં જે રકમ ફાજલ રહે તેના ઓછામાં ઓછા પચાસ ટકા પરિષદ ભંડોળમાં સ્થાનિક પરિષદ મંડળ જમે કરાવશે.

૮. (અ.) સામાન્ય મંત્રીઓની સલાહથી પરિષદની બેઠકના પ્રમુખની નીમણુંક સ્થાનિક પરિષદ મંડળ ચુંટણી (election) થી કરશે.

(આ.) જરૂર લાગે તો બે ઉપપ્રમુખની નીમણુક પણ એવીજ રીતે સ્થાનિક પરિષદ મંડળ કરશે.

(ઇ.) પરિષદનો કાર્યવ્યવહાર વિભાગથી કરવાનું યોગ્ય લાગે તો જે જે વિષયોને લઇને વિભાગ પાડવામાં આવ્યા હોય તે તે વિષયોના વિદ્વાનોની વિભાગને અધ્યક્ષ-પદે સ્થાનિક પરિષદ મંડળ નીમણુક કરશે.

૯. પરિષદમાં વંચાવા આવેલા લેખોની યોગ્યાયોગ્યતા તપાસવા સ્થાનિક પરિષદ મંડળ વિદ્વાનોની નિરીક્ષક મંડળી નીમશે. કયા નિબંધો સ્વીકારવા અને તેમાંના કયા વાંચવા અને કયા છપાવવા તેનો નિર્ણય નિરીક્ષક મંડળી કરશે.

૧૦. પરિષદ અને ત્હેને અંગે યોજાયલી સંસ્થાઓના કાર્યક્રમનો અહેવાલ સ્થાનિક પરિષદ મંડળ પ્રગટ કરશે, અને નિયમ ગ ૪ માં જણાવેલા ખાસ નિબંધો તથા બીજા નિબંધો આવેલા હોય તેમાંથી નિરક્ષક મંડળીએ પરિષદને નામે છાપવા યોગ્ય ઠરાવેલા નિબંધોનો સંગ્રહ પણ સ્થાનિક પરિષદ મંડળ પ્રગટ કરશે.

૧૧. પરગામથી આવતા પરિષદના અભ્યાગતો માટે તેમની પાસેથી અમુક રકમ લઈ ત્હેમને માટે રહેવા જમવાની ગોઠવણ સ્થાનિક પરિષદ મંડળ કરશે.

## च સભાસદો.

૧. પરિષદની બેઠક વખતે જેઓ રૂ. ૧) એક આપશે તેઓ સભાસદ ગણાશે.
૨. સભાસદોની ઉમ્મર ૨૧) થી ઓછી ન હોવી જોઇએ.
૩. સભાસદો નિયમ झ ૭ ને અનુસરીને ચર્ચામાં ભાગ લઇ શકશે.

## छ. સત્કાર મંડળ.

૧. પરિષદની બેઠકની વ્યવસ્થા કરવા નીમાયલું સ્થાનિક પરિષદ મંડળ જે સ્થળમાં પરિષદ મળવાની હોય ત્યાંના વિદ્વાનોનું અને વિચારસિકોનું સત્કાર મંડળ બેઠકની તારીખ પહેલાં નીમશે.
૨. સત્કાર મંડળના સભાસદોની ઉમ્મર એકવીસથી ઓછી ન હોવી જોઇએ.
૩. (અ) રૂ. ૧૦) અથવા તેથી વધારે આપશે તે સત્કાર મંડળના સભાસદો થશે.
(આ) સાહિત્ય ક્ષેત્રમાં લેખનથી સાક્ષરતા પ્રાપ્ત કરી હોય પણ જેમની પાસે ફી લેવી સ્થાનિક પરિષદ મંડળને યોગ્ય ન લાગે એવા વિદ્વાનોને સત્કાર મંડળના સન્માનિત સભાસદો નીમવામાં આવશે. તેમની સંખ્યા પાંચથી ઓછી નહિ અને સત્કાર મંડળની કુલ સંખ્યાના વીસાંશથી વધારે નહિ રાખવામાં આવે.
૪. સત્કાર મંડળ પોતાના પ્રમુખ ઉપપ્રમુખ નીમશે. સ્થાનિક પરિષદ મંડળના મંત્રીઓ સત્કાર મંડળના મંત્રીઓ થશે.

## ज. નિરીક્ષકમંડળી.

૧. લેખોની નિરીક્ષા કરી તેના વાચન માટે ક્રમ તથા કાળ નિરીક્ષક મંડળી નક્કી કરશે.
૨. લેખોની વિવિધતા અને સંખ્યા એટલી બધી હોય કે પરિષદનો વ્યવહાર વિભાગથી ચલાવવો ઇષ્ટ લાગે તો તેમ કરવા નિરીક્ષક મંડળી સ્થાનિક પરિષદ મંડળને સૂચવશે.

## झ. વિષય કમિટી. ( Subjects Committee )

૧. પરિષદ મંડળ નીચે પ્રમાણે વિષય કમિટીના સભાસદો નીમશે.
(અ) સત્કાર મંડળના પ્રમુખ, ઉપપ્રમુખ અને મંત્રીઓ.
(આ) પરિષદના પ્રમુખ.
(ઇ.) આગલી પરિષદે અમુક અમુક કામ કરવા નીમેલી કમિટીના સભાસદો.
(ઈ.) સ્થાનિક નહિ હોય એવા સભાસદોમાંથી એમની કુલ સંખ્યાના વીસાંશ સભાસદો.
(ઉ.) સત્કાર મંડળની અને સ્થાનિક સભાસદોની કુલ સંખ્યામાંથી વીસાંશ સભાસદો.
(ઊ) સામાન્ય મંત્રીઓ, આગલી બેઠકોના પ્રમુખો, આગલા સત્કાર મંડળના પ્રમુખો અને સ્થાનિક પરિષદ મંડળના પ્રમુખ, ઉપપ્રમુખ અને મંત્રીઓ.
(ઋ) સત્કાર મંડળના પ્રમુખ, પરિષદના પ્રમુખ તથા સામાન્ય મંત્રીઓને યોગ્ય લાગે તેવા પ્રતિષ્ઠિત વિદ્વાનો.
(ૠ) વિભાગવાર કામ લેવાનું નક્કી થયું હોય તો વિભાગોના અધ્યક્ષો.
૨. પરિષદની બેઠકના પ્રમુખ તે વિષય કમિટીના પ્રમુખ રહેશે.

૩. આ કમિટીનો કાર્ય વ્યવહાર અપ્રસિદ્ધ રહેશે.

૪. ફક્ત આ કમિટીએ નિર્ણીત કરેલા ઠરાવો પરિષદમાં રજુ કરવામાં આવશે. અને પરિષદમાં નિર્ણીત કરેલા ગણાશે. પરિષદના શ્રોતાઓમાંથી મત લેવામાં આવશે નહિ.

૫. પરિષદના વ્યવહારનો કાર્યક્રમ આ કમિટી નક્કી કરશે, અને તેનો નિર્વાહ કરવા ચાર દિવસથી વધારે સમય નહિ રાખે.

૬. સામાન્ય મંત્રીઓની, પરિષદ ભંડોળ કમિટીની, અને પરિષદ પુસ્તકાલય કમિટીની નીમણૂંક આ કમિટી કરશે અને રીતસરના ઠરાવો નક્કી કરી પરિષદમાં રજુ કરાવશે.

૭. કયા વિષયોની ચર્ચા કરવી અને કયા ઠરાવ રજુ કરવા તે વિષય કમિટી નક્કી કરશે. ચર્ચામાં કોણ ભાગ લેશે અને ઠરાવોને કોણ રજુ કરશે તથા ટેકો આપશે તે પણ આ કમિટી નક્કી કરશે. પરિષદની બેઠક દરમ્યાન આ બાબતમાં પ્રમુખ ઘટતા ફેરફાર કરી શકશે.

## ટ પરિષદ ભંડોળ ફંડ અને પરિષદ ભંડોળ કમિટી.

૧. પરિષદના ઉદ્દેશોના નિર્વાહ માટે તેમજ સામાન્ય મંત્રીઓ અને કમિટીઓને સોંપેલાં કામો કરવા માટે આ પરિષદ ભંડોળ સ્થાપવામાં આવે છે.

૨. જ્યાં બેઠક ભરાય ત્યાંનું સ્થાનિક પરિષદ મંડળ આ ફંડમાં રૂ. ૨૫૦) અઢીસો અથવા તેથી વધારે રકમ બે પરિષદ વચ્ચેના અંતરાયના ચાલુ પરચુરણ ખર્ચ માટે આપશે.

૩. અહેવાલ અને લેખ સંગ્રહોની નકલો વેચાવાથી ઉપજતા ચોખ્ખા વધારાના નાણાંના તથા બેઠક ભરવા કરેલા ફાળામાંથી ખર્ચ જતાં, ફાજલ રકમ રહે, તેની કુલ રકમના ઓછામાં ઓછા પચાસ ટકા આ ફંડમાં સ્થાનિક પરિષદ મંડળ જમે કરાવશે.

૪. પરિષદ ભંડોળ કમિટીને જ્યારે જરૂર લાગે ત્યારે જાહેર ઉઘરાણાથી આ ફંડ વધારશે.

૫. પરિષદભંડોળ કમિટી દર વર્ષે પોતાના કામકાજના રીપોર્ટ પ્રસિદ્ધ કરશે અને તેમાં પરિષદના સામાન્ય મંત્રીઓએ ઓડિટ કરેલો ઉપજ ખર્ચનો હિસાબ પૂરેપૂરી વિગત સાથે છાપશે.

૬. પરિષદ ભંડોળ કમિટી પોતાના મંત્રી અને ખજાનચીની નીમણૂક કરશે.

## ઠ. પરિષદ પુસ્તકાલય કમિટી.

૧. પરિષદ પુસ્તકાલયનાં રક્ષણ અને વિવૃદ્ધિ માટે વિષય કમિટી દ્વારા પરિષદ ૯ સભાસદોની કમિટી નીમશે.

   ૧. પ્રમુખ—પરિષદ પુસ્તકાલય જ્યાં સુધી ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીને હવાલે રાખવું પડે ત્યાં સુધી એ સોસાઇટીના આનરરી સેક્રેટરી આ કમિટીના પ્રમુખ રહે.

   ૨. ખજાનચી—પરિષદ ભંડોળ ફંડના ખજાનચી તે આ કમિટીના સભાસદ ગણાય.

   ૩. પરિષદના પાંચ સામાન્ય મંત્રીઓ.

   ૪. બીજા સભાસદો.

૨. કોરમ, મળવાનું સ્થાન, મંત્રી, ઉપનિયમો વગેરે કમિટી પોતે નક્કી કરશે.

૩. ખજાનચી પુસ્તકાલય કમિટીનું જુદું ખાતું રાખી, કમિટીના આવક ખર્ચનો હિસાબ એમના અને મંત્રીના બન્નેના દસ્કતરે અલાહિદો રાખી પરિષદના અહેવાલમાં પ્રગટ કરશે.

## ઇ કાર્યક્રમ.

1. પરિષદના પ્રમુખની ચુંટણી જાહેર પસંદગીથી બેઠક દરમ્યાન થશે નહિ. સ્થાનિક પરિષદ મંડળે સામાન્ય મંત્રીઓની સલાહથી કરેલી નીમણુક મંજુર રહેશે.
2. વિષય કમિટીએ ઘડેલા કાર્યક્રમ પ્રમાણે બેઠકનો વ્યવહાર ચાલશે. પરિષદના પ્રમુખને યોગ્ય લાગે તેવો ફેરફાર કાર્યક્રમમાં બેઠક દરમ્યાન તે કરી શકશે.
3. કાર્યક્રમનું માર્ગ દર્શક રૂપ આવું રહેશે.

(અ) મંગળ આશીર્વાદ.

(આ) સત્કાર મંડળના પ્રમુખનું ભાષણ.

(ઇ) અભિનંદક તારો અને પત્રો આવ્યા હોય તેનું વાંચન.

(ઇ) પ્રમુખાસને બીરાજવા પ્રમુખને કરવાની વિનંતિ.

(ઉ) પ્રમુખનું ભાષણ.

(ઊ) લેખોનું વાંચન.

(ઋ) ચર્ચા અને ઠરાવો.

ટીપઃ–આગલી બેઠકમાં નિર્ણય માટે નીમાયલી કમિટીના રીપોર્ટ વિશે ચર્ચા અને ઠરાવો આ સાથે થશે.

(ૠ) પ્રમુખનો ઉપકાર બતાવનારી અને એવા બીજા આવશ્યક ઉપકારો વિશેની દરખાસ્તો.

(લૃ) વિસર્જન કાળની શુભેચ્છાઓ.

4. પરિષદનો કાર્યવ્યવહાર વિભાગવાર કરવામાં આવે તો વિભાગનો કાર્યક્રમ ઉપરના ધોરણે ઘડાશે. જરૂર લાગે તો વિભાગોમાં દરેક લેખ પછી ચર્ચા કરવા દેવામાં આવશે. ચર્ચા કરનારાઓએ પોતાનાં નામ વિભાગના અધ્યક્ષને અગાઉથી જણાવવાં પડશે.

## ઉ સામાન્ય.

1. આ નિયમો પ્રમાણે મળનારી સભામાં પ્રમુખની ગેરહાજરી દરમ્યાન જ્યાં ઉપપ્રમુખ હશે ત્યાં તે પ્રમુખસ્થાને બેસશે. અને ઉપપ્રમુખ નહિ હોય અથવા ગેરહાજર હશે ત્યારે સભા પોતામાંથી એકને પ્રમુખ નીમશે.
2. દરેક સભામાં બહુમતે નિર્ણય થશે અને સરખા મત હશે ત્યાં પ્રમુખનો એક વધુ મત ગણાશે.
3. વર્ષની ગણત્રી જાન્યુઆરીથી ડીસેમ્બર લગી ગણાશે.
4. દરેક અહેવાલની શરૂઆતમાં પરિષદનું બંધારણ છપાશે.



# પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદનો અહેવાલ.

## પરિષદને લગતી સ્થાનિક પ્રવૃત્તિ.*

સુરતના આગેવાન શહેરીઓની વિનંતિપરથી સુરતના વતનીઓની એક જાહેરસભા સ્ટેશન રોડ ઉપર પાટીદાર પરિષદના મંડપમાં રવિવાર તા૦ ૧૭ મી મે સન ૧૯૧૪ને રોજ સાંજે સાડાપાંચ વાગે ગુજરાતી સાહિત્ય પરિષદની પાંચમી બેઠક સુરતમાં ભરવા સંબંધે વિચાર કરવા મળી હતી.

સુરત મ્યુનિસિપાલિટીના પ્રમુખ રા૦ ઠાકોરરામ કપિલરામ મહેતા. બી. એ. એલ એલ બી. એ પ્રારંભમાં સંમેલનનો ઉદ્દેશ કહી બતાવી સાહિત્ય તરફ પોતાની ફરજ અદા કરવા તત્પર થવા સુરતના નાગરિકોને આગ્રહ કર્યો હતો. ત્યારબાદ વડોદરાના અમાત્ય રા૦ બા૦ મનુભાઇ નંદશંકર મહેતા, એમ. એ. એલ એલ. બી. એ સુરતના પ્રતિષ્ઠિત શહેરી અને લેખક રા૦ રા૦ મધુવચ્છરામ બળવચ્છરામ હોરાને પ્રમુખસ્થાન આપવાની દરખાસ્ત કરી હતી. તેને વકીલ મગનલાલ ભુખણદાસ શેઠ, બી. એ. એલ એલ. બી. તરફથી અનુમોદન મળતાં રા૦ રા૦મધુવચ્છરામે પ્રમુખસ્થાન લીધું હતું. એમણે કેટલીક ઐતિહાસિક હકિકત રજુ કરી બતાવ્યું હતું કે અંગ્રેજી રાજ્યની સ્થાપના પછી સાહિત્યની ઉન્નતિ કરનારાં છાપખાનાં, પુસ્તકાલય, નિશાળ આદિ સાધનોનાં બીજ સુરતમાંજ પહેલાં રોપાયાં હતાં. ત્યારબાદ સાહિત્ય પરિષદના સામાન્ય મંત્રી પ્રોફેસર આનંદશંકર બાપુભાઇ ધ્રુવ, અને પ્રોફેસર બળવંતરાય કલ્યાણરાય ઠાકોર એમણે સાહિત્ય પરિષદના ઉદ્દેશ અને સુરતમાં ભરવાની યોગ્યતા વિષે ઘણું અસરકારક વિવેચન કર્યું હતું, જેને પંડિત લાલને મધુર ભાષામાં અનુમોદન આપ્યું હતું. પછી રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી બી. એ. એમણે નીચે પ્રમાણે પહેલો ઠરાવ રજુ કર્યો હતો–"સુરત શહેરની આ જાહેર સભા પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદને સુરત મુકામે ઇ. સ. ૧૯૧૫ માં જે સમય અનુકૂળ જણાય તે સમયે નિમંત્રણ કરવાનું ઠરાવે છે. આ ઠરાવના સંબંધમાં બોલતાં એમણે પારિતોષિક આપી નિબંધો લખાવવાની વ્યવહારૂ સૂચના કરી હતી. આ દરખાસ્તને રા. ઇશ્વરલાલ પ્રાણલાલ ખાનસાહેબે અનુમોદન આપ્યું હતું.

રા. રા. વિનાયક નંદશંકર મહેતા બી. એ.; આઇ. સી. એસ. બારિસ્ટર–એટ–લો એ બીજો ઠરાવ રજુ કર્યો કે–"આ સભા નીચેના ગૃહસ્થોનું કારોબારી મંડળ નીમી તેમને પોતાની સંખ્યા વધારવાની, પોતાના અધિકારીઓની જગ્યા ખાલી પડે તે પુરવાની તથા પરિષદનો સમય નક્કી કરી તેના ઉદ્દેશો પાર પાડવા માટે જે કાંઇ કાર્ય કરવાં પડે તે સઘળાં કરવાની સત્તા આપે છે. પ્રમુખ,–રા૦ રા૦ મધુવચ્છરામ બલવચ્છરામ હોરા, ઉપપ્રમુખ–રા૦ બા૦ કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, બી. એ. તથા રા૦ રા૦ ગણપતરામ અનુપરામ ત્રવાડી; મંત્રીઓ–રા૦ રા૦ *ચુનીલાલ માણેકલાલ ગાંધી, બી. એ. એલ. એલ. બી., +મી૦ મંચેરશાહ પાલનજી કૈકોબાદ,

---

* પરિશિષ્ટ ચ. (૧)

* એમણે પછાડીથી રાજીનામું આપ્યું હતું.

\+ આ ગૃહસ્થ નાદુરસ્ત તબીએતને લીધે મંત્રી તરીકે કામ કરી શકયા ન હતા.

અને રા૦ રા૦ મનહરરામ હરિહરરામ મહેતા, બી. એ.. ઉપમંત્રીઓ–રા* રા૦ વીરબળરામ હ. મહેતા તથા રા૦ ×નર્મદાશંકર હ. પંડ્યા તે ઉપરાંત મંડળના બીજા ગૃહસ્થોનાં નામ વાંચી સંભળાવ્યાં હતાં. ડાકટર ઈશ્વિરલાલે આ દરખાસ્તને ટેકો આપ્યો હતો.

ત્રીજો ઠરાવ રા૦ રા૦ કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ. એમણે રા૦ રા૦ મોહનલાલ પાર્વતિશંકર દવે એમ. એ. એલ એલ. બી. ના અનુમોદન સાથે રજુ કર્યો હતો કે— "રૂ. ૩, અથવા વધારે રકમ આપનાર સદ્‌ગૃહસ્થ અથવા સન્નારી કારોબારી મંડળના સભાસદો થઈ શકશે."

પાટીદાર પરિષદનો મંડપ વાપરવા આપવા માટે ઉપકાર માનવાની દરખાસ્ત રા૦ રા૦ વીરબળરામ હરીસુખરામ મહેતાએ મુકી હતી. અને તેને રા૦ મણિલાલ ભઈકોરભાઈ વ્યાસે સમર્થન આપ્યું હતું.

રા૦ રા૦ નગીનદાસ પુરુષોત્તમદાસ સંઘવીએ સભાનો કાર્યક્રમ કુશળતાથી ચલાવવા માટે પ્રમુખનો ઉપકાર માનવાની દરખાસ્ત મુકી હતી, જેને રા૦ રા૦ ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતાએ ટેકો આપ્યો હતો.

આ બધા ઠરાવો સર્વાનુમતે પસાર થયા હતા.

વિસર્જન પૂર્વે પ્રમુખે એક અતિ મંગળ વાત સભાને નિવેદન કરી હતી કે સુરતમાં મળનારી પાંચમી પરિષદને માટે સ્ત્રીલેખકો તરફથી જે નિબંધો આવે તેમાંથી જેનો નિબંધ ઉત્તમ ગણાશે, તેને પાંચ તોલા સુવર્ણનું પારિતોષિક આપવા પોતાની ઇચ્છા છે એવો સૌભાગ્યવંતા રમાબાઈ પટ્ટણી તરફથી પત્ર મળ્યો છે.

આ સમારંભનો વિજય ઇચ્છનારા પત્રો, દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઈ, દિ. બ. રણછોડભાઈ ઉદયરામ, રા. નરસિંહરાવ ભોળાનાથ, રા૦ તનસુખરામ મનસુખરામ, રા૦ માધવરામ હરિનારાયણ વ્યાસ, વગેરે વિદ્વાનો તરફથી આવ્યા હતા.

## કારોબારી મંડળ.

તા. ૨૪–૫–૧૯૧૪ને રોજ કારોબારી મંડળની એક સભા રા. રા. ગુલાબદાસ ભાઈદાસ કન્યાશાળાના મકાનમાં રા. રા. મધુવચ્છરામ બળવચ્છરામ ઢોરાના પ્રમુખપણા નીચે મળી હતી, જે પ્રસંગે નીચેના ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા હતાઃ—

(૧) રા. રા. *કૃષ્ણલાલ સુરજલાલ વકીલ, બી. એ. અને રા. રા. + મોહનલાલ પાર્વતીશંકર દવે એમ. એ. એલ એલ બી. ને મંત્રીપદે નીમવામાં આવે છે.

(૨) પાંચમી પરિષદના ઉદ્દેશો પાર પાડવા સારૂ હાલને માટે નીચે લખેલી કમિટીઓ નીમવામાં આવે છે.

(૧) ભંડોળ કમિટી.
(૨) નિબંધ કમિટી.
(૩) પ્રદર્શન કમિટી.

---

× કેટલીક અડચણને લીધે આ ગૃહસ્થ કામ કરી શક્યા ન હતા.

* આ ગૃહસ્થની સુરતમાંથી બદલી થવાથી પછાડીથી કામ કરી શક્યા ન હતા.

+ એમણે પછાડીથી રાજીનામું આપ્યું હતું.

આ કમિટીઓ પોતપોતાના અધિકારીઓ નીમી લેશે અને આ કમિટીઓને પોતાના સભાસદોની સંખ્યામાં વધારો કરવાની સત્તા છે.

ભંડોળ કમિટી પોતાના કાર્યનો રિપોર્ટ દર બબ્બે મહિને કારોબારી મંડળને મોકલશે.

નિબંધ કમિટી વિષયોની યાદી તૈયાર કરશે, અને પારિતોષિકોને માટે વિષયો તથા પારિતોષિકોની સંખ્યા અને શરતો નક્કી કરી કારોબારી મંડળને વિદિત કરશે. આ કમિટી પોતાનો રિપોર્ટ એક માસની અંદર કરશે.

પ્રદર્શન કમિટી ચિત્રો અને જુના લેખોનું પ્રદર્શન કરવા વ્યવસ્થા કરશે.

નીચે લખેલી કમિટીઓમાં નીચે લખેલા સદ્‌ગૃહસ્થોને નીમવામાં આવે છે.

## ભંડોળ કમીટી.

(૧) સરદાર ઇશ્વરદાસ જગજીવનદાસ સ્ટોર.
(૨) રા. મધુવચ્છરામ બળવચ્છરામ હોરા.
(૩) રા. ઠાકોરરામ કપિલરામ મહેતા.
(૪) ખા. બા. બમનજી એદલજી મોદી.
(૫) રા. ગુલાબદાસ ભાઇદાસ વકીલ.
(૬) રા. લલિતાશંકર લાલશંકર વ્યાસ.
(૭) રા. રણજીતરામ કાળાભાઇ.
(૮) રા. પ્રસન્નવદન મોટાભાઇ દેસાઇ.
(૯) રા. જનાર્દન વીરભદ્ર પાઠકજી.
(૧૦) રા. અમૃતલાલ બળદેવદાસ હિંગળોકવાળા.
(૧૧) રા. પ્રાણલાલ અભેરામ પારનેરીઆ.
(૧૨) ડા. મનન્તરાય મદનરાય રાયજી.
(૧૩) ડો. એમ. એમ. મહેતા.
(૧૪) રા. બ. ખંડુભાઇ ગુલાબભાઇ દેસાઇ.
(૧૫) રા. ઇશ્વરલાલ પ્રાણલાલ ખાનસાહેબ.
(૧૬) રા. મોતીલાલ મુગટલાલ મુનશી.
(૧૭) રા. કસનજી કુંવરજી દેસાઇ.
(૧૮) રા. પ્રભુશંકર એમ વ્યાસ.
(૧૯) રા. મોતીલાલ ત્રિભોવનદાસ દલાલ.
(૨૦) રા. ચુનીલાલ ઘેલાભાઇ શાહ.
(૨૧) રા. મગનલાલ એમ. બલસારી.
(૨૨) રણછોડલાલ ડી. મહેતા.
(૨૩) શાવકસાહ એચ. ખસુખાં.
(૨૪) મી. એમ. ડી. મુલ્લાં.
(૨૫) મી. એફ. ડી. મહેતા.
(૨૬) સૌ. હરિસુખગૌરી વામનરામ.

## નિબંધ કમિટી.

(૧) રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી.
(૨) રા. દુર્ગેશ્વર નટવરજી.
(૩) રા. ભાનુસુખરામ નિર્ગુણરામ મહેતા.
(૪) રા. ઇશ્વરલાલ પ્રાણલાલ ખાનસાહેબ.
(૫) રા. કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા.
(૬) રા. મણિલાલ બકોરભાઇ વ્યાસ.
(૭) રા. લલિતાશંકર લાલશંકર વ્યાસ.
(૮) રા. ગણપતરામ અનુપરામ ત્રવાડી.
(૯) રા. રણછોડલાલ લલ્લુભાઇ ખંભાતી.
(૧૦) રા. ધીરજરામ વિશ્વનાથ વ્યાસ.
(૧૧) રા. નંદકૃષ્ણલાલ રતનલાલ મજમુદાર.
(૧૨) મી. કરીમમહમદ માસ્તર.

## પ્રદર્શન કમિટી.

(૧) રા. ઠાકોરરામ કપિલરામ મહેતા.
(૨) રા. મધુવચ્છરામ બળવચ્છરામ હોરા.
(૩) રા. રણજીતરામ કાળાભાઇ.
(૪) રા. જનાર્દન વીરભદ્ર પાઠકજી.
(૫) રા. પ્રસન્નવદન મોટાભાઇ દેસાઇ.
(૬) રા. મણિલાલ બકોરભાઇ વ્યાસ.
(૭) રા. ભાનુસુખરામ નિર્ગુણરામ.
(૮) રા. રામરાય મોહનરાય.
(૯) ગવર્નમેન્ટ અને ખાનગી હાઇસ્કૂલના ડ્રોઇંગ શિક્ષકો, તથા આર્ટસ્કૂલના પ્રિન્સિપાલ અને ડ્રોઇંગ શિક્ષક.
(૧૦) રા. રાજેન્દ્રલાલ સી. સુરકાથા.
(૧૧) રા. સુમન્ત બટુકરામ મહેતા.

(૩) સુરત બહારથી મદદ મેળવવા જુદે જુદે સ્થળે નીચે પ્રમાણે કમિટીઓ પોતાની સંખ્યામાં વધારો કરવાની સત્તા સાથે નીમવામાં આવે છે.

મુંબઇ—રા. માર્કંડ નંદશંકર મહેતા.
રા. પરશોત્તમદાસ ઠાકોરદાસ.
રા. હીરાલાલ ડાહ્યાભાઇ નાણાવટી.
રા. ત્રીભુવનદાસ નરોત્તમદાસ માળવી.
રા. નગીનદાસ ત્રીભુવનદાસ માસ્તર.
રા. કિસનલાલ રતનલાલ દફતરી.

રા. મણિલાલ ઇચ્છારામ દેસાઇ.
સો. જમનાબાઇ સક્કાઇ.
બરૂચ—રા. મણિલાલ આત્મારામ પંડયા.
રા. આત્મારામ મોતીરામ દિવાનજી.
રા. નરભેરામ એન. જોશી.

વડોદરા—
રા. બા મનુભાઇ નંદશંકર મહેતા.
પ્રો. અતિસુખશંકર કમળાશંકર.
પ્રો. ટી. કે. ગજ્જર.
રા. છગનલાલ ઠાકોરદાસ મોદી.
રા. પિનાકીપ્રસાદ મહાદેવપ્રસાદ દેસાઇ.
રા. દામુભાઇ ડાહ્યાભાઇ મહેતા.
રા. ગોરધનદાસ એમ. કાજી.
રા. નંદનાથ કેદારનાથ દીક્ષિત.
રા. માણેકલાલ અંબારામ ડૉકટર.

અમદાવાદ—
ઑ. રા. બ. રમણભાઈ મહીપતરામ નીલકંઠ.
રા. બ. જમીયતરામ ગૌરીશંકર શાસ્ત્રી.
રા. હીરાલાલ ત્રી. પારેખ.
રા. એન. ટી. બહેરાવાળા.
રા. જેઠીસનદાસ. શ્રોફ.

નડીઆદ—
રા. મહાબળપ્રસાદ વીરપ્રસાદ દેસાઇ.
રા. છોટુભાઈ ડાહ્યાભાઇ દરૂ.
રા. જે. વી. શુકલ.

કાઠીઆવાડ—
રા. કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા
રા. વામનરામ કપિલરામ મહેતા.
પ્રો. જેકીસનદાસ જે. કણીઆ.
પ્રો. મણિલાલ માણેકલાલ.
રા. ચુનીલાલ એમ. શ્રોફ.
રા. હીરાલાલ લલ્લુભાઇ કાજી.
રા. ખંડુભાઇ ઇંદ્રજી દેસાઇ.
રા. રામચંદ્ર ઇચ્છારામ વ્યાસ.
ગોધરા—રા. ભીમભાઇ એન. દેસાઈ.

(५) ટપાલ તથા છપામણી ખર્ચ માટે હાલમાં મંત્રીઓને રૂ. ૨૦૦) લગી ખર્ચવાની સત્તા આપવામાં આવે છે.

તા. ૧૫-૭-૧૪ ને રોજ કારોબારી મંડળની એક બેઠક નક્કી કરી હતી, પરન્તુ તે દિવસે નામદાર લેડી હાર્ડિંજની પાયદસ્તની ક્રિયા થનાર હોવાથી સભા મુલતવી રાખવામાં આવી હતી. એ મુલતવી રાખેલી સભા તા. ૧૯-૭-૧૪ ને રોજ રિવાજ મુજબ રા. રા. ગુલાબદાસ ભાઇદાસ કન્યાશાળાના મકાનમાં રા. રા. ગણપતરામ અનુપરામ ત્રવાડીના પ્રમુખપણા નીચે મળી હતી. જેમાં નિબંધ કમિટીએ તૈયાર કરેલી પરિષદ માટેના નિબંધ*ના વિષયની યાદી તથા ઇનામી નિબંધ+ની યોજના પસાર કરવામાં આવી હતી.

તા. ૪-૧-૧૯૧૫ને રોજ કારોબારી મંડળની એક બેઠક રા૦ મધુવચ્છરામ બળવચ્છરામ હોરાના પ્રમુખપણા નીચે મળી હતી, જેમાં નીચે પ્રમાણે ઠરાવો થયા હતાઃ—

(१) નીચેના ગૃહસ્થોનું એક વ્યવસ્થાપક મંડળ નીમવામાં આવે છે.

(૧) રા૦ રા૦ ગુલાબદાસ ભાઇદાસ (પ્રમુખ).
(૨) રા૦ રા૦ લલિતાશંકર લાલશંકર.
(૩) રા૦ રા૦ વીરેશ્વરાનંદ ઇંદીરાનંદ.
(૪) રા૦ રા૦ ગણપતરામ અનુપરામ ત્રવાડી.
(૫) રા૦ રા૦ ઇશ્વરલાલ ગૌરીશંકર ડૉકટર.
(૬) રા૦ રા૦ મણિલાલ બકોરભાઈ વ્યાસ.
(૭) રા૦ રા૦ દયાળજી નાનુભાઇ.
(૮) રા૦ રા૦ ભાનુસુખરામ નિર્ગુણરામ.
(૯) રા૦ રા૦ કુંવરજી વિઠ્ઠલભાઈ મહેતા.
(૧૦) રા૦ રા૦ કનૈયાલાલ નાનાભાઇ દેસાઇ.
(૧૧) રા૦ રા૦ જીવણચંદ સાકરચંદ.
(૧૨) રા૦ રા૦ રામરાય મોહનરાય.
(૧૩) રા૦ રા૦ રણજીતરામ કાળાભાઈ.
(૧૪) રા૦ રા૦ દયાશંકર ભાઇશંકર.
(૧૫) રા. રા. જનાર્દન વીરભદ્ર પાઠકજી.
(૧૬) રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી.

(૨) રા. રા. ચુનીલાલ માણેકલાલ ગાંધીએ પોતાના સેક્રેટરીના ઓધ્ધાનું રાજીનામું આપ્યું છે, તે સ્વીકારવામાં આવે છે; અને તેમને સ્થાને રા. રા. કાળાભાઇ કલ્યાણજી દેસાઇ બી. એ. એલ એલ. બી. ની નીમણુક કરવામાં આવે છે.

ડૉક્ટર એમ. એમ. મહેતાને ટ્રેઝરર તરીકે નીમવામાં આવે છે, તથા રા. કલ્યાણજી વિઠ્ઠલભાઇને ઉપમંત્રી તરીકે અને રા. ભીમભાઇ લાલભાઇ દેશાઇને મંડળ કમિટીના મંત્રી તરીકે નિમવામાં આવે છે.

---

* પરિશિષ્ટ ગ (૧)  + પરિશિષ્ટ ક

(૩) ઇનામી નિબંધો મોકલી આપવાની મુદત તા. ૩૧ મી જાન્યુઆરી ૧૯૧૫ ની હતી, તે વધારીને ૨૮મી ફેબ્રુઆરી ૧૯૧૫ની રાખવી; તથા ઇનામી નિબંધો માટે રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદીના પ્રમુખપણા નીચે નીચેની પરીક્ષક કમિટી નીમવી અને જરૂર લાગે ત્યારે પ્રમુખે રા. રા. ધ્રુવચ્છરામની સલાહ લેવી.

(૧) રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી (પ્રમુખ).
(૨) સૌ. વિદ્યાગૌરી રમણભાઇ નિલકંઠ.
(૩) સૌ. કાશીબાઇ હેરલેકર.
(૪) ઑ. રા. બ. રમણભાઈ મહીપતરામ.
(૫) રા. રા. છગનલાલ ઠાકોરદાસ મોદી.
(૬) રા. રા. હિમ્મતલાલ ગણેશજી અંજારીઆ.
(૭) રા. રા. કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા.
(૮) રા. રા. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ.
(૯) રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.
(૧૦) રા. રા. દોલતરામ કૃપારામ પંડ્યા.
(૧૧) રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી.
(૧૨) રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.
(૧૩) રા. રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર.
(૧૪) રા. રા. તનસુખરામ મનસુખરામ.
(૧૫) રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ.
(૧૬) રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ.
(૧૭) રા. રા. રણછોડલાલ લલ્લુભાઇ ખંભાતા.
(૧૮) રા. રા. ગણપતરામ અનુપરામ ત્રવાડી.
(૧૯) રા૦ રા૦ નંદનાથ કેદારનાથ દીક્ષિત.
(૨૦] રા૦ રા૦ નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆ.
(૨૧) રા૦ રા૦ નર્મદાશંકર દેવશંકર.
(૨૨) રા૦ રા૦ છગનલાલ હરિલાલ પંડ્યા.
(૨૩) રા૦ રા૦ રણજીતરામ વાવાભાઇ મહેતા.
(૨૪) રા૦ રા૦ ડૉ. સુમન બટુકરામ મહેતા.
(૨૫) મી૦ મહમદ કાદર શેખ(ઓરીએન્ટલ ટ્રાન્સલેટર ટુ ગવર્નમેંટ).
(૨૬) મી૦ રૂસ્તમજી પેસ્તનજી મસાણી (મુંબઇ મ્યુનિસિપાલિટીના સેક્રેટરી).

(૪) નીચેના સદ્‌ગૃહસ્થોની નિરીક્ષક કમિટી નીમવી.

(૧) રા. રા. નરસિંહરાવ ભોળાનાથ.
(૨) રા. રા. તનસુખરામ મનસુખરામ ત્રિપાઠી.
(૩) રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી.
(૪) રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.
(૫) રા. રા. માર્કંડ નંદશંકર મહેતા.

(૬) રા. બા. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી.
(૭) ઑ. રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ.
(૮) રા. રા. ગણપતરામ અનુપરામ ત્રવાડી.
(૯) પ્રોફેસર આનંદશંકર બાપુભાઇ ધ્રુવ.
(૧૦) પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર.
(૧૧) રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ.
(૧૨) રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા.
(૧૩) રા. રા. સી. એમ. હોરા (વડોદરા કલાભુવનના પ્રિન્સિપાલ).
(૧૪) રા. રા. મોહનલાલ દલીચંદ દેસાઇ.
(૧૫) રા. રા. દોલતરામ કૃપારામ પંડ્યા.
(૧૬) રા. રા. નંદકૃષ્ણલાલ રતનલાલ.
(૧૭) રા. રા. કૌશિકરામ વિઘ્નહરરામ.
(૧૮) મી. રૂસ્તમજી પી. મસાણી.
(૧૯) મી. રૂસ્તમજી મહેરબાનજી મુનશી (પારસી લેખક મંડળના સક્રેટરી.)
(૨૦) મી. મહમદ કાદર શેખ.

(૪) રા. રા. મણિલાલ બકોરભાઇ વ્યાસને પ્રદર્શન સારૂ આવેલા જુના લેખો અને પુસ્તકો તપાસી તેનો એક રિપોર્ટ ઘડી કહાડવાનું કામ સોંપવામાં આવે છે.

અપ્રસિધ્ધ ગ્રંથોના હસ્તલેખો, ઐતિહાસિક તામ્રલેખો, શિલાલેખો, દસ્તાવેજો, ગ્રંથો, શિક્કાઓ વગેરે; તથા પ્રાચીન તેમજ અર્વાચીન ચિત્રો, વસ્તુઓ વગેરે પ્રદર્શન માટે જાહેર ખબર*થી મંગાવવાની સત્તા મંત્રીઓને આપવામાં આવે છે.

૧૮–૪–૧૯૧૫ને રોજ કારોબારી મંડળની એક સભા રા. રા. મધુવચ્છરામ બળવચ્છરામ હોરાના પ્રમુખપણા નીચે મળી હતી, તેમાં મંડળના સભાસદો ઉપરાંત પરિષદના સામાન્ય મંત્રીઓ ઓનરેબલ રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ તથા રા. રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર પણ હાજર હતા.

પ્રમુખના શરૂઆતનાં વિવેચન બાદ રા. રા. ઠાકોરરામ કપિલરામ મહેતાએ દરખાસ્ત મૂકી કે "આવતી પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદના પ્રમુખ તરીકે રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ. બી. એ. ની નીમણુંક કરવી." રા. રા. કસનજી કુંવરજી વકીલે એ દરખાસ્તને ટેકો આપ્યો.

રા. બ. કમળાશંકરે એ દરખાસ્ત વિરૂદ્ધ વાંધો લેતાં જણાવ્યું કે વડોદરામાં મળેલી સાહિત્ય પરિષદના ઠરાવ પ્રમાણે પ્રમુખની નીમણુંક પરિષદના દિવસોથી ચાર મહિના અગાડી થવી જોઇએ. પ્રમુખે જણાવ્યું કે આ બાબત વ્યવસ્થાપક કમિટીની સભામાં આપની સમક્ષ અને આપની અનુમતિથી નક્કી થઇ ચૂક્યું છે, એટલે એ બાબત હવે બોલવા જેવું નથી. રા. બ. કમળાશંકરે આગળ ચાલતાં જણાવ્યું કે ચાર મહિનાનો સવાલ બાજુએ

* પરિશિષ્ટ ઘ (૧)

મૂકીએ તોપણ આજે તો પ્રમુખની નીમણુક થઇ શકેજ નહિ. આજે તો પ્રમુખ તરીકે જેમનાં નામ સૂચવવાં હોય તેમનાં નામ સૂચવવાં, અને તે પછી એ ઉપર એક મહિના સુધી ચર્ચા ચાલવા દેવી અને તે પછી પસંદગી કે ચુંટણીથી પ્રમુખની નીમણુક કરવી એવી મારી દરખાસ્ત છે. પ્રમુખે જણાવ્યું કે ગઇ સભામાં આપની અનુમતિથી મે મહિનાની આખર તારીખોએ પરિષદ ભરવાનું નક્કી કર્યું છે અને આપનીજ અનુમતિથી પ્રમુખની નીમણુકનું કામ આજે કરવાનું ઠરાવ્યું છે. આપેજ ગઈ સભામાં કહ્યું હતું કે મુંબઇના નાણાં ભરનારાઓની મત આપવાની ઇચ્છા હોય તો આવતી સભામાં હાજર રહેવાને તેમને જણાવવું. આ કારણથી આપની દરખાસ્ત શિરસ્તા વિરૂદ્ધ છે.

ત્યાર બાદ રા. રા. વીરેશ્વરાનંદ ઇંદિરાનંદ પંડિતે દરખાસ્ત મૂકી કે પ્રમુખની નીમણુક ચુંટણીથી કરવી, જેને રા. રા. જનાર્દન વીરભદ્ર પાઠકજીએ ટેકો આપ્યો હતો. એ દરખાસ્ત પર રા. રા. ડાહ્યાભાઇ કલ્યાણજી દેસાઇએ સુધારો મૂક્યો કે, પ્રમુખની નીમણુક આજે આ સભાએ ચુંટણીથી કરવી. આ સુધારાને રા. રા. નાથાલાલ લલ્લુભાઇ વકીલના તરફથી ટેકો મળતાં તે ૪૧ વિરૂદ્ધ ૧૨ મતે પસાર થયો હતો.

બાદ પ્રમુખે બહારગામના ગૃહસ્થોએ સૂચવેલાં નામ વાંચી સંભળાવ્યાં, જે નીચે પ્રમાણે હતાં–

રા. રા. નરસિંહરાવ ભોળાનાથ.
ઑ. રા. ર. ગોકળદાસ કહાનદાસ પારેખ.
ઑ. રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ.
રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા.
પ્રૉફેસર. આનંદશંકર બાપુભાઇ ધ્રુવ.
રા. રા. ભાઇશંકર નાનાભાઇ.
ઑ. સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી.
રા. રા. ગણપતરામ અનુપરામ ત્રવાડી.

આ નામો ઉપરાંત રા. રા. દોલતરામ કૃપારામ પંડ્યા અને રા. બ. ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈનાં નામ સૂચવવામાં આવ્યાં હતાં.

ત્યારબાદ બેલેટથી મત લેવામાં આવ્યા અને મત ગણવાનું કામ રા. બ. ખંડુભાઇ ગુલાબભાઇ દેસાઇ અને પ્રો. બળવંતરાય કલ્યાણરાય ઠાકોરને સોંપવામાં આવ્યું. તેમણે રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆને ૩૯ મતે આવતી પરિષદના પ્રમુખ તરીકે ચૂંટી કઢાએલા જાહેર કર્યા. આ પરિણામને સભાએ તાલીઓથી વધાવી લીધું હતું.

બાદ શમ્સ–ઉલ–ઉમ્મા એરવદ જીવણજી જમશેદજી મોદી, બી. એ. પી. એચ. ડી. અને મહામહોપાધ્યાય શાસ્ત્રી શંકરલાલ માહેશ્વરને આવતી પરિષદના ઉપપ્રમુખો તરીકે નીમવામાં આવ્યા હતા.

તે પછી સત્કાર મંડળના પ્રમુખની નીમણુંકનું કામ હાથ ધરતાં, રા. મનહરરામે જણાવ્યું કે આ કામ રા. બ. કમળાશંકરભાઇની આજ્ઞાથી કાર્યક્રમમાં દાખલ કરવામાં આવ્યું છે, પણ તે સંબંધે ડૉકટર મનંતરાય મદનરાય રાયજી તરફથી સત્કાર મંડળ પરિષદના

બંધારણના નિયમ મુજબ નીમાયા અગાઉ તેના પ્રમુખની નીમણુક સંબંધી વાંધો દર્શાવવામાં આવ્યો છે; અને તેમણે નીચેનો ઠરાવ રજુ કરવા ખબર આપી છેઃ—

" આ સભા ઠરાવ કરે છે કે આજ રોજ પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદનું 'સત્કાર મંડળ નીમવું, અને તે આ ઉપરથી નીમવામાં આવે છે. પરિષદ્ ભંડોળમાં રૂપીઆ ૧૦ દસ અથવા તેથી વધારે આપશે તે સત્કાર મંડળના સભાસદ ગણાશે. તે ઉપરાંત કલમ છ ની પેટા કલમ (આ) પ્રમાણે નીચેના સદ્ગૃહસ્થોને સાહિત્ય સેવા કરવા માટે "સન્માનિત સભાસદો નીમવામાં આવે છે.

(૧) કવિ મણિભાઇ ખંડુભાઇ કાલીઆવાડીવાળા.

(૨) કવિ ખુશાલભાઇ પી. દેસાઇ અમલસાડવાળા.

(૩) કવિ જનસુખરામ નરહરરામ સુરતવાળા.

(૪) દુલ્લભભાઇ કલ્યાણજી બ્હેદેલીકર.

(૫) શાસ્ત્રી ગંગાશંકર ચંદ્રશંકર સુરતવાળા.

આ દરખાસ્ત યોગ્ય રીતે મૂકાતાં તે સર્વાનુમતે પસાર થઇ હતી. તે ઉપરાંત 'સત્કાર મંડળની સભા પ્રમુખ તથા ઉપપ્રમુખની નીમણુક કરવા સારૂં રવિવાર તા. ૨૫–૪–૧૯૧૫ ના રોજ બોલાવવા બાબતનો ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યો હતો.

તા. ૨૫–૪–૧૯૧૫ના રોજ કારોબારી મંડળની એક સભા રા. રા. મધુવચ્છરામ બળવચ્છરામ હોરાના પ્રમુખપણા નીચે મળી હતી, જેમાં નીચેના ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા હતા.

(૧) રા. બ. કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી, રા. રા. અતિશુખશંકર કમળાશંકર, રા. રા. મોહનલાલ પાર્વતીશંકર તથા રા. રા. ઠાકોરલાલ જીવણલાલનાં રાજીનામાં સંબંધી વિચાર આવતી સભામાં કરવો.

(૨) પરિષદની બેઠકની તારીખ ૨૫, ૨૬, ૨૭ મી એ સામાન્ય લોકોને અનુકૂળ નથી, માટે તે ફેરવી તારીખ ૨૯, ૩૦, ૩૧ મે કરવી.

(૩) પ્રદર્શન કમિટીની રૂ. ૨૦૦)ની માગણી મંજુર કરવામાં આવે છે, અને જરૂરી ખર્ચ કરવાની સત્તા આપવામાં આવે છે.

તા. ૧૦–૫–૧૯૧૫ના રોજ કારોબારી મંડળની એક સભા રા. રા. મધુવચ્છરામ બળવચ્છરામ હોરાના પ્રમુખપણા નીચે મળી હતી, જેમાં નીચે પ્રમાણેના ઠરાવો કરવામાં આવ્યા હતા.

(૧) રા. બ. કમળાશંકર વગેરેનાં રાજીનામાં દફતરે બાંધવાં અને તેમની જગાએ બીજી નીમણુકો કરવી.

(૨) કારોબારી મંડળના ઉપપ્રમુખ તરીકે રા. રા. દુર્ગેશ્વર નટવરજીને નીમવામાં આવે છે; અને નિરીક્ષક કમિટીના પ્રમુખ તરીકે રા. રા. છગનલાલ* ઠાકોરદાસ મોદીને નીમવામાં આવે છે.

(૩) રા. રા. કૌશિકરામ વિઘ્નહરરામને નિરીક્ષક કમિટીમાં નીમવામાં આવે છે.

(૪) રા. રા. વીરેશ્વરાનંદ હરિહરાનંદ પંડિત અને રા. રા. વીરબળરામ હરિસુખરામ મહેતાને મંત્રી તરીકે નીમવામાં આવે છે.

---

* એમણે આ નીમણુકનો સ્વીકાર કર્યો નહતો.

## સત્કાર મંડળ.

તા. ૨૫-૪-૧૯૧૫ ને રોજે સત્કાર મંડળની એક સભા ખંડુભાઈ ગુલાબભાઈ દેસાઈના પ્રમુખપણા નીચે મળી હતી, જેમાં સત્કાર મંડળના પ્રમુખ તરીકે રા. રા. મધુવચ્છરામ બળવચ્છરામ હોરાની નીમણુક સર્વાનુમતે કરવામાં આવી હતી.

તા- ૧૦-૫-૧૯૧૫ના રોજ આ મંડળની એક સભા રા. રા. મધુવચ્છરામ બળવચ્છરામ હોરાના પ્રમુખપણા નીચે મળી હતી, જેમાં સત્કાર મંડળના ઉપપ્રમુખ તરીકે રા. રા. ગણપત-અનુપરામ ત્રવાડીની નીમણુક કરવામાં આવી હતી.

---

## ભંડોળ કમિટી.

તા. ૫-૮-૧૯૧૪ને રોજ ભંડોળ કમિટીની એક સભા રા. રા. ઠાકોરરામ કપિલરામ મહેતાના પ્રમુખપણા નીચે મળી હતી, જેમાં નીચે પ્રમાણે ઠરાવો થયા હતાઃ—

(૧) પરિષદને માટે ભંડોળ એકઠું કરવાને મંત્રીઓએ ભંડોળ કમિટીના તથા શહેરના બીજા ગૃહસ્થોમાં ફરી નાણાં ઉઘરાવવાનું કામ તાકીદે શરૂ કરવું.

(૨) પરગામની કમિટીઓને પણ એ પ્રમાણે નાણાં ઉઘરાવવાનું કામ શરૂ કરવાની વિનંતી કરવી.

(૩) નાણાં માટેની જાહેર અપીલ ગુજરાતી વર્તમાનપત્રોને મફત છાપવા વિનંતી કરવી.

---

## પ્રદર્શન કમિટી.

તા. ૨૦-૪-૧૯૧૫ ને રોજ પ્રદર્શન કમિટીની એક સભા રા. રા. જનાર્દન વીરભદ્ર પાઠકજીના પ્રમુખપણા નીચે મળી હતી, જેમાં નીચે પ્રમાણેના ઠરાવો સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા હતાઃ—

(૧) નેશનલ ફીનેન્શીયલ કોમર્શીયલ બેંકિંગ કોર્પોરેશનના અત્રેના એજંટ રા. રા. હરગોવિંદદાસ ઇશ્વરદાસ પારેખે પોતાની બેંકના મકાનમાં પ્રદર્શન ઓફિસ કરવાને માટે સગવડ કરી આપવા જે માગણી કરી છે, તે ઉપકાર સહિત બહાલ રાખવી.

(૨) પ્રદર્શનના ગ્રંથ વિભાગના મંત્રી તરીકે રા. રા. મણિલાલ બકોરભાઈ વ્યાસની અને વસ્તુ વિભાગના મંત્રી તરીકે રા. રા. હરગોવનદાસ ઇશ્વરદાસ પારેખની નીમણુક કરવામાં આવે છે. અને તેમને મદદ કરવાને વાસ્તે એક સહાયકારક કમિટી નીમવામાં આવે છે. જેમાં નીચે લખેલા ગૃહસ્થો કામ કરશે.

રા. રા. રણજીતરામ કાળાભાઇ.
રા. રા. નાથાભાઇ લલ્લુભાઇ.
રા. રા. બાલચંદ વીરભદ્ર પાઠકજી
રા. રા. જનાર્દન વીરભદ્ર પાઠકજી.
રા. રા. જીવણચંદ સાકળચંદ ઝવેરી.
રા. રા. મુકુંદરાવ બળવંતરાય વકીલ.

નીચેના સદ્‌ગૃહસ્થોને પ્રદર્શન કમિટીમાં દાખલ કરવામાં આવે છેઃ—

રા. રા. અમૃતલાલ બળદેવદાસ હિંગલોકવાળા.
રા. રા. નાથાભાઇ લલ્લુભાઇ.
રા. રા. મુકુંદરાવ બળવંતરાવ.
રા. રા. ભાલચંદ્ર વીરભદ્ર પાઠકજી.
રા. રા. જીવણચંદ સાકરચંદ ઝવેરી.
રા. રા. મૂળચંદ કસનદાસ કાપડીઆ.
રા. રા. હરગોવનદાસ ઇશ્વરદાસ પારેખ.
રા. રા. ઇશ્વરલાલ હીરજલાલ ઠક્કર.
રા. રા. નાથુભાઇ ભાણાભાઇ વૈદ્ય.
રા. રા. નાથાલાલ દેવાભાઇ માસ્તર.
રા. રા. ઇશ્વરલાલ ગૌરીશંકર ડાકટર.
રા. રા. ધીરજરામ કાશીનાથ પાઠક.

(૩) શેઠ ભાનુભાઇ રસિકદાસનો પ્રદર્શનના ગ્રંથવિભાગ માટે રૂા. ૩૦૦ના ચાંદ આપવાની માગણીનો સાભાર સ્વીકાર કરવામાં આવે છે.

(૪) શરૂઆતના ખર્ચને માટે રૂા. ૨૦૦) ની માગણી કારોબારી મંડળ આગળ કરવી.

(૫) પ્રદર્શન ખુલ્લું મૂકવાની તારીખ ૨૪ મી મે અથવા તો તે અરસામાં રાખવી.

(૬) પ્રદર્શનને લગતી બાબતોની એક વિગતવાર જાહેરખબર* છપાવી તેની ૫૦૦૦) નકલ છુટથી લોકોમાં વહેંચવી.

(૭) આમોદવાળા વકીલ રા. રા. જમીઅતરામ નરભેરામને રા. મણિલાલ ઓંકારભાઇને ગ્રંથો મેળવવામાં મદદ આપવા બાબત એક ઉપકાર પ્રદર્શક પત્ર લખી મોકલવો.

તા૦ ૯-૫-૧૯૧૫ ને રોજ પ્રદર્શન કમિટીની એક સભા રા. રા. જનાર્દન વીરભદ્ર પાઠકજીના પ્રમુખપણા નીચે મળી હતી, જેમાં નીચે પ્રમાણેના ઠરાવો પાસ કરવામાં આવ્યા હતાઃ-

(૧) આ કમિટી પોતાના પ્રમુખ તરીકે રા. બ. મનુભાઇ નંદશંકર મહેતા, એમ. એ. એલ. એલ. બી. અને ઉપપ્રમુખ તરીકે રા. રા. ગુલાબદાસ બાપુદાસ વકીલની નીમણુક કરે છે.

(૨) પ્રદર્શન ખુલ્લું મૂકવાની ક્રિયા કોની પાસે કરાવવી એ નક્કી કરવા સારૂ પ્રદર્શન કમિટીના પ્રમુખ અને કારોબારી મંડળના મંત્રીઓને સત્તા આપવામાં આવે છે.

(૩) પ્રદર્શન ખુલ્લું મૂકવાની ક્રિયાને સારૂ જે મહાશય નીમાય તેમની સગવડ પ્રમાણે તે તા૦ ૨૫-૨૬-૨૭મીએ ખુલ્લું મૂકવું.

તા૦ ૨૧-૫-૧૯૧૫ને રોજ પ્રદર્શન કમિટીની એક સભા રા. રા. જનાર્દન વીરભદ્ર પાઠકજીના પ્રમુખપણા નીચે મળી હતી, જેમાં નીચે પ્રમાણે ઠરાવો થયા હતાઃ-

---

* પરિશિષ્ટ ૫ (૧)

(૧) પ્રદર્શન ખુલ્લું મૂકવાની ક્રિયા કરવા સારૂ સચીનના નામદાર નવાબ સાહેબને વિનંતી કરવી.

(૨) પ્રદર્શન તા. ૨૮ મીએ ખુલ્લું મૂકવું. એક બે દિવસનો ફેરફાર કરવાની જરૂર હોય તો મંત્રીઓને સત્તા આપવામાં આવે છે.

(૩) પ્રદર્શનની ફી બે આના રાખવી.

(૪) શેઠ જીવણચંદ સાકરચંદને પ્રદર્શન કમિટિના ઉપપ્રમુખ નીમવામાં આવે છે.

(૫) બીજા ૧૦૦) રૂપીઆ પ્રદર્શન મંત્રીઓને આપવાની આ કમિટી ભલામણ કરે છે.

તા. ૫-૬-૧૯૧૫ને રોજ પ્રદર્શન*કમિટીની એક સભા રા. રા. ગુલાબદાસ ભાઇદાસ વકીલના પ્રમુખપણા નીચે મળી હતી, જેમાં નીચે પ્રમાણે ઠરાવો થયા હતા:—

(૧) પરીક્ષક કમિટીનો ચાંદ તથા પ્રમાણપત્ર આપવા બાબતનો રિપોર્ટ પસાર કરવામાં આવે છે.

(૨) પરીક્ષક કમિટીએ જે ઇનામો તથા પ્રમાણપત્રો આપવાનાં નક્કી કર્યાં છે, તે ઉપરાંત કેટલાક ગ્રંથો તથા વસ્તુઓ ઇનામ અથવા પ્રમાણપત્ર આપવા લાયક હોવા છતાં પરીક્ષક કમિટીને બતાવવાં રહી ગયાં હોવાથી મંત્રીઓની ભલામણ પરથી તેવા ગ્રંથ તથા વસ્તુઓ મૂકનારને પરીક્ષક કમિટીના અભિપ્રાયાનુસાર ચાંદ અથવા પ્રમાણ પત્રો આપવાનો ઠરાવ આ કમિટી કરે છે.

(૩) આજ સુધીનો પ્રદર્શનનો હિસાબ જે રા. રા. હરગોવનદાસ ઇશ્વરદાસ પારેખ રજુ કરે છે. તે પસાર કરવામાં આવે છે.

(૪) પ્રદર્શનને લગતાં ઇનામો તથા પ્રમાણપત્રો આપવાને સારૂ એક જાહેરસભા તારીખ ૧૧ મી જુન ૧૯૧૫ના રોજ ૪॥ વાગે નગીનચંદ ઇન્સ્ટીટ્યુટમાં મ્હોટા મંદિરવાળા ગોસ્વામિ શ્રી વ્રીજરત્નલાલજીના પ્રમુખપણા નીચે બોલાવવી.

---

## વ્યવસ્થાપક મંડળ.

તા. ૧૧-૪-૧૫ ને રોજ વ્યવસ્થાપક મંડળની એક સભા રા. રા. ગુલાબદાસ ભાઇદાસના પ્રમુખપણા નીચે મળી હતી, જેમાં નીચે પ્રમાણે ઠરાવો થયા હતા:-

(૧) નીચે લખેલા ગૃહસ્થોને મંત્રીઓને ભંડોળ એકઠું કરવામાં મદદ કરવા સારૂ વિનંતી કરવામાં આવે છે.

---

* નોટ—સમયને અભાવે આ કમિટીની નીમણુક સર્ક્યુલર દ્વારા કરી હતી. આ રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ તથા રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીને વસ્તુવિભાગના અને રા. રા. તનસુખરામ મનસુખરામ ત્રિપાઠી અને શેઠ જીવણચંદ સાકરચંદને ગ્રંથવિભાગના પરીક્ષક નીમવામાં આવ્યા હતા.

રા. રા. ગણપતરામ અનુપરામ ત્રવાડી.

રા. રા. વીરેશ્વરાનંદ ઇંદિરાનંદ પંડિત.

રા. રા. દયાળજી નાનુભાઇ.

(૨) પરિષદ તા. ૨૫-૨૬-૨૭ મે એ ભરવાનું રાખવું.

(૩) હાઇસ્કૂલના મકાનને માટે મહેરબાન ઉત્તર વિભાગના એજ્યુ. ઇન્સ્પે. સાહેબને લખવું, અને રજા મળ્યે હાઇસ્કૂલના કમ્પાઉન્ડમાં મંડપ ઊભો કરવો.

(૪) પરિષદના પ્રમુખની (નીમણૂક) બાબત આવતે રવિવારે કારોબારી મંડળની સભા બોલાવી, તેમાં નક્કી કરવું કે (તે) ચૂંટણીથી કરવી કે પસંદગીથી કરવી, અને બહારગામના નાણાં ભરનારા ગૃહસ્થોને લખી* મોકલવું કે તે દિવસે તેઓનાથી બને તો હાજર થવું, અને જો હાજર ન થવાય અને તે દિવસે મળનારી સભામાં પસંદગીથી પ્રમુખ નીમવાનું ઠરે તો તેઓને જે નામ સૂચવવાનાં હોય, તે નામ સૂચવવાના તેમને પ્રસંગ મળે માટે તે નામો તેઓએ રા. મધુવચરામજી પર આવતી તા. ૧૮ માએ પહોંચે એવી રીતે લખી મોકલવાં.

(૫) સુરતના લોકોને ફંડમાં પૈસા ભરી કારોબારી મંડળમાં દાખલ થવા એક જાહેર× ખબર છપાવી પ્રસિદ્ધ કરવી.

(૬) યોગ્ય લાગે તે પગારે પરિષદના કામ માટે એ કારકુન રાખવાની પ્રમુખને સત્તા આપવામાં આવે છે.

(૭) નીચે પ્રમાણે કોમ્પલીમેન્ટરી ટીકીટો મળશે.

| | | | | |
|---|---|---|---|---|
| રૂ. | ૩ થી ૫ | સુધી ભરનારને | | ૧ |
| રૂ. | ૫ થી ૧૫ | ,, | ,, | ૨ |
| રૂ. | ૧૫ થી ૧૦૦ | ,, | ,, | ૩ |
| રૂ. | ૧૦૦ થી વધારે | | ,, | ૪ |

રૂ. ૩ થી વધારે ભરનારને પ્રેક્ષકની ૧ ટીકીટ મળશે.

પ્રેક્ષકોને માટે ત્રણ દિવસની સામટી ટીકીટ લેનારને રૂ. ૧ તથા દરરોજની છૂટી લેનારને રૂ. ૦॥ બેસશે. વિદ્યાર્થીઓને સર્વ ટીકીટો અર્ધે ભાવે મળશે. સન્નારીઓને વગર ફીએ ટીકીટ આપવામાં આવશે, પણ પોતાની ઇચ્છાનુસાર ફંડમાં નાણાં ભરવાની છૂટ છે.

(૮) અપ્રસિદ્ધ ગ્રંથો વગેરે મેળવવા માટે અંગત ખર્ચ સારૂ રા. રા. મંજુલાલ ઓંકારભાઇને રૂ. ૨૫ આપવા.

તા. ૨૮-૪-૧૯૧૫ ને રોજ વ્યવસ્થાપક મંડળની એક સભા ડૉકટર ઇશ્વરલાલ ગૌરીશંકરના પ્રમુખપણા નીચે મળી હતી, જેમાં નીચે પ્રમાણે ઠરાવો થયા હતાઃ—

(૧) આ મંડળ પરિષદના કામ સારૂ નીચે લખેલી કમિટીઓની નીમણૂક કરે છે.

(૧) મહેમાન કમિટી.

રા. રા. બળવંતરાવ ત્રિપુરાશંકર.

*પરિશિષ્ટ ચ (૫) ×પરિશિષ્ટ ચ (૬)

રા. રા. મોતીલાલ રામલાલ ડૉકટર.

રા. રા. કુમુદકાન્ત મુકુન્દરામ.

રા. રા. કુંવરજી વિઠ્ઠલભાઇ.

## (૨) આરોગ્ય કમિટી.

ડા. એમ. એમ. મહેતા. એલ. એમ. એન્ડ એસ.

ડા. કે.વી. હીરા. એલ. એમ. એન્ડ. એસ.

ડા. એમ. એમ. રાવજી. એલ. સી. પી. એન્ડ એસ.

ડા. ઇશ્વરલાલ ગૌરીશંકર.

## (૩) આવકાર કમિટી.

ડા. ઇશ્વરલાલ ગૌરીશંકર.

રા. રા. નાથાલાલ લલ્લુભાઇ વકીલના.

રા. રા. દયાશંકર ભાઇશંકર.

રા. રા. ચંદુલાલ બહેચરલાલ પટેલ.

રા. રા. દયાળજી નાનુભાઇ.

## (૪) સંગીત કમિટી.

રા. રા. લલિતાશંકર લાલશંકર વ્યાસ.

ગં. બાજીગૌરી.

રા. રા. ભરત ભાનુસુખરામ.

હરેક કમિટીને પોતાની સંખ્યામાં વધારો કરવાની સત્તા આપવામાં આવે છે.

(૨) રા. રા. દયાળજી નાનુભાઇને વોલન્ટીયરોના કેપ્ટન નીમવામાં આવે છે.

(૩) પરચુરણ ખર્ચ માટે રૂ. ૨૦૦) બસોની રકમ મંજુર કરવામાં આવે છે.

(૪) મુદત પછી આવેલા સૌ. હરીસુખગૌરી અને સૌ. કુંદનલક્ષ્મીના નિબંધોનો સ્વીકાર કરી તે નિબંધો નિબંધ કમિટી તરફ રવાને કરવામાં આવે છે.

તા૦ ૧૨-૫-૧૯૧૫ને રોજ વ્યવસ્થાપક મંડળની એક સભા રા. રા. રણજીતરામ કાળાભાઇના પ્રમુખપણા નીચે મળી હતી, જેમાં નીચે પ્રમાણે ઠરાવો પસાર થયા હતાઃ—

(૧) પરિષદને લગતી ટીકીટો હેઠળ જણાવ્યા પ્રમાણે રાખવી.

સત્કાર મંડળ સારૂ—સફેદ.

કારોબારી મંડળ સારૂ—લાલ.

પ્રેક્ષક (અભ્યાગત) સારૂ—પીળી.

પ્રેક્ષક (સ્થાનિક) સારૂ—વાદળી.

રોજીંદા —લીલી.

બેવડી ફી આપનાર પ્રેક્ષકોને બેઠક રિઝર્વ કરી આપવી.

(૨) લેખકો, પરીક્ષકો, અને નિરીક્ષકોને સત્કાર મંડળની ટીકીટો આપવી. કોમ્પ્લીમેન્ટરી ટીકીટો પ્રેક્ષકના વર્ગની આપવી.

(૩) સ્વયંસેવકો સારૂ ૧૦૦ પટા અને બીલ્લા તૈયાર કરાવવા.

(૪) સ્વયંસેવકોના જુનિયર કેપ્ટન તરીકે રા. રા. છોટુભાઇ ભીમભાઇ દેસાઇ અને રા. રા. વ્યોમેશ્ચંદ્ર જનાર્દન પાઠકજીને નીમવામાં આવે છે. બહારગામના સ્વયંસેવકોને રહેવાની ગોઠવણ કરી આપવી.

(૫) મહેમાનોના સંબંધમાં ખાવા, પીવા, વગેરેની સગવડ કરી આપવાની બાબત રોજનો રૂપીઓ ૧ એક લેવો.

(૬) જરૂર પડે મંત્રીઓને આ મંડળની મંજુરી મેળવ્યા વગર અગત્યનાં કાર્ય કરવાની સત્તા આપવામાં આવે છે; પણ તેઓએ તેવી મંજુરી પાછળથી મેળવી લેવી.

(૭) આ મંડળના ઉપપ્રમુખો તરીકે રા. રા. જનાર્દન વીરભદ્ર પાઠકજી, તથા રા. રા. રણજીતરામ કાળાભાઇને નીમવામાં આવે છે.

(૮) પરિષદનો વખત નીચે પ્રમાણે રાખવો.

| | | |
|---|---|---|
| પહેલે દિવસે | સાંજે | ૪॥ થી ૭ |
| બીજે દિવસે | સવારે | ૮ થી ૧૦॥ |
| ” | સાંજે | ૫ થી ૮ |
| ત્રીજે દિવસે | સવારે | ૮ થી ૧૦॥ |
| ” | સાંજે | ૫ થી ૭॥ |

(૯) સાહિત્યવિલાસી સજ્જનોને તથા સભારીઓને નિમંત્રણ* મોકલવાં તેમજ સામાન્ય નિમંત્રણ× મુખ્ય ગુજરાતી વર્તમાનપત્રોમાં પ્રસિદ્ધ કરાવવું.

તારીખ ૧૭–૫–૧૯૧૫ ને રોજ વ્યવસ્થાપક મંડળની એક સભા રા. રા. ગણપતરામ અનુપરામ ત્રવાડીના પ્રમુખપણા નીચે મળી હતી, જેમાં નીચે પ્રમાણે ઠરાવો થયા હતાઃ—

(૧) નવસારીમાં નીચે પ્રમાણેની એક સહાયકારક કમિટી નીમવીઃ—

(૧) રા. રા. સારાભાઇ વ્હાલાભાઇ મજમુદાર (પ્રમુખ).
(૨) રા. રા. માણેકલાલ ચુનીલાલ સુતરીઆ, (મંત્રી).
(૩) રા. રા. મણિલાલ નારણજી તંત્રી.
(૪) રા. રા. સોરાબજી એમ. દેસાઈ.
(૫) રા. રા. ધનજીશાહ. બ. પટેલ.

---

* પરિશિષ્ટ ચ (૫). × પરિશિષ્ટ ચ (૮).

(૬) રા. રા. કનૈયાલાલ એફ. મજમુદાર.
(૭) ડા. એમ. એમ. દીક્ષિત.

(૨) માંડવાનો કંટ્રાક્ટ ફાકિદભાઈ હુસનભાઇને આપવો.

(૩) ગુજરાતના અને ગુજરાતી ભાષામાં રસ ભર્યો ભાગ લેનારા અગ્રગણ્ય સજ્જનોને પરિષદમાં પધારવાને ખાસ નિમંત્રણ× પત્રિકાઓ મોકલવી.

(૪) બહારગામના સ્વયંસેવકોને ખાવાની ગોઠવણ કરી આપવી.

તા. ૨૬-૫-૧૯૧૫ને રોજ વ્યવસ્થાપક મંડળની એક સભા રા. રા. જનાર્દન વીરભદ્ર પાઠકજીના પ્રમુખપણા નીચે મળી હતી, જેમાં નીચે પ્રમાણે ઠરાવો થયા હતા :—

(૧) મંત્રીઓએ રજુ કરેલો ઇનામી નિબંધોનો રિપોર્ટ* મંજુર કરવામાં આવે છે.

(૨) પરિષદના પ્રમુખ પધારે તે વખતે તેમને સ્ટેશનપર લેવા જવાને માટે સત્કાર મંડળના સભ્યોને વિનંતી+ કરવી.

(૩) પ્રદર્શન કમિટીની ભલામણ પ્રમાણે પ્રદર્શનને માટે બીજા રૂપીઆ ૧૦૦)ની રકમ સારૂ મંજુરી આપવામાં આવે છે.

તા૦ ૫-૬-૧૯૧૫ને રોજ વ્યવસ્થાપક મંડળની એક સભા રા. રા. ગુલાબદાસ ભાઇદાસના પ્રમુખપણા નીચે મળી હતી, જેમાં નીચે પ્રમાણે ઠરાવ થયા હતા:—

(૧) મંત્રીઓ તરફથી રજુ કરવામાં આવેલો પ્રદર્શનનો હિસાબ= પસાર કરવામાં આવે છે.

(૨) પરિષદ તથા પ્રદર્શનના હિસાબ તપાસવા સારૂ રા. રા. નાથાભાઇ * કુબેરભાઇ કીનખાબવાળા તથા રા. રા. મણીલાલ લાલભાઇ મોદીને ઓડિટરો તરીકે નીમવામાં આવે છે.

તા૦ ૭-૬-૧૯૧૫ને રોજ વ્યવસ્થાપક મંડળની એક સભા રા. રા. જનાર્દન વીરભદ્ર પાઠકજીના પ્રમુખપણા નીચે મળી હતી, જેમાં નીચે પ્રમાણે ઠરાવો પસાર થયા હતા:—

(૧) માંડવો અને તેના લગતાં, છપામણીને લગતાં તથા મહેમાનોને લગતાં મંત્રીઓ તરફથી રજુ કરેલાં બીલો મંજુર કરવાં.

(૨) પરિષદ અને પ્રદર્શનસંબંધે જે જે ÷ગૃહસ્થોએ સારી સહાય આપી છે તેઓને ચાંદ અથવા પ્રમાણપત્ર આપવાનું નક્કી કરવા સારૂ ચાર મંત્રીઓ અને રા. જનાર્દન વીરભદ્ર પાઠકજીની એક કમિટી નીમવામાં આવે છે.

---

×પરિશિષ્ટ ગ (૯)   *પરિશિષ્ટ ક   +પરિશિષ્ટ ગ (૧૦)
= પરિશિષ્ટ ૭૪   * એમણે પછાડીથી રાજીનામું આપ્યું હતું. ÷ પરિશિષ્ટ ક (૧)

(૩) પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદના સામાન્ય મંત્રીઓએ પોતાના પ્રતિભા અને આત્મભોગથી અખંડ મહેનત કરીને અત્રેની પરિષદને વિજયી બનાવી છે તેની દર્શનીય રૂપે કદર કરવા માટે ચાર મંત્રીઓને સુવર્ણચંદ્રકો આપવા (આ ઠરાવ કરવા બાબત મંત્રીઓએ મંડળનો ઉપકાર માની ચંદ્રકો લેવા ના પાડતાં જણાવ્યું હતું કે ચંદ્રકો લેવા કરતાં આ ઠરાવની નોંધ રહેવાથી તેઓને વધારે સંતોષ થશે).

(૪) પરિષદ અને પ્રદર્શન સંબંધે કાર્યકરોની તસ્વીર અનુકૂલ દિવસે પડાવવી અને એ કામ રા. પાઠકજી તથા ચાર મંત્રીઓની કમિટીને સોંપવું.

તા. ૧૧-૬-૧૯૧૬ ને રોજ વ્યવસ્થાપક મંડળની એક સભા રા. રા. ગણપતરામ અનુપરામ ત્રવાડીના પ્રમુખપણા નીચે મળી હતી, જેમાં નીચે પ્રમાણે ઠરાવો થયા હતા:—

(૧) રિપોર્ટમાં છપાવવા લાયક નિબંધો નક્કી કરવા સારૂ નીચેની કમિટી નીમવામાં આવે છે.

રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી.
રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી.
રા. રા. જનાર્દન વીરભદ્ર પાઠકજી.
રા. રા. છગનલાલ ઠાકોરદાસ મોદી.

(૨) રા. મણિલાલ બકોરભાઇએ પ્રદર્શનનાં ગ્રંથવિભાગમાં હાલ સુધી જે કામ કર્યું છે, તેના "ઑનોરેરીઅમ" તરીકે હાલ તેમને રૂ. ૧૨૫) આપવા અને આ રકમમાં પછાડીથી પૈસા સંબંધી સ્થિતિ ધ્યાનમાં રાખીને યોગ્ય વધારો કરવો.

(૩) ડૉકટર મહેતાએ રાખેલા કારકુનને રૂ. ૨૫) આપવા.

(૪) ચાંદ તૈયાર કરનાર સોનીનો આંકડો ચુકવી આપવાને વાસ્તે રા. પાઠકજી અને રા. પારેખને સત્તા આપવામાં આવે છે.

(૫) રા. મગનલાલ હીરાલાલ અમદાવાદવાળાનું બીલ મંજુર કરવામાં આવે છે.

(૬) પ્રદર્શનનો માલ પાછો મોકલવા બાબત રા. પારેખનું રૂ. ૩૫ નું બીલ મંજુર કરવામાં આવે છે.

(૭) રા. નાથાભાઇ ફકીરભાઇ કીનખાબવાળાએ પોતાના હોદ્દાનું રાજીનામું આપેલું હોવાથી તેમની જગાએ સુરતની કૉમર્સ કૉલેજના પ્રિન્સિપાલ વૃંદાવન છોટાલાલ જાદવની નીમણુક કરવામાં આવે છે.

તા. ૭-૧૦-૧૬ને રોજ વ્યવસ્થાપક મંડળની એક સભા રા. રા. જનાર્દન વીરભદ્ર પાઠકજીના પ્રમુખપણા નીચે મળી હતી, જેમાં નીચે પ્રમાણે ઠરાવો પસાર થયા હતા :—

(૧) ખજાનચીએ રજુ કરેલો હિસાબ* આ સભા પસાર કરે છે, અને ઑડિટરોએ જે ખંતથી તથા કાળજીથી પોતાનું કાર્ય કીધું છે તે માટે તેમનો ઉપકાર માનવામાં આવે છે.

(૨) ડૉકટર મહેતાએ ખજાનચી તરીકે ઘણું સારૂં કામ કર્યું છે, તેથી તેમનો ઉપકાર માનવામાં આવે છે.

---

* પરિશિષ્ટ જ.

# ગુજરાતી સાહિત્ય પરિષદનું પાંચમું અધિવેશન

## પ્રથમ દિવસ.

ગુજરાતી સાહિત્ય પરિષદનું પાંચમું અધિવેશન તા૦ ૨૫ મી મે ૧૯૧૫ને રોજ બપોર પછી ૪॥ વાગે સરકારી હાઇસ્કુલના કમ્પાઉંડમાં ઉભા કરેલા વિશાળ અને સુશોભિત મંડપમાં થયું હતું. વિદ્યાવિલાસી સજ્જનો અને સન્નારીઓએ બે વાગ્યાથી આવવાનું શરૂ કર્યું હતું અને પ્રમુખને આવવાનો સમય થતાં મંડપ લગભગ આઠસો નવસો શ્રોતાઓથી ચીક્કાર ભરાઇ ગયો હતો. પરિષદના ઉપપ્રમુખ મહામહોપાધ્યાય શંકરલાલ મહેશ્વર તથા આગલી પરિષદના પ્રમુખો દિ. બ. રણછોડભાઇ ઉદયરામ તથા રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ, પરિષદના ચાલુ સેક્રેટરીઓ ઑનરેબલ રાવ બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ, પ્રોફેસર આનંદશંકર બાપુભાઇ ધ્રુવ અને પ્રોફેસર બળવંતરાય કલ્યાણરાય ઠાકોર ઉપરાંત રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, રા. રા. ડાહ્યાભાઇ પીતાંબરદાસ દેરાસરી, રા. રા. માર્કંડ નંદશંકર, રા. બ. મનુભાઇ નંદશંકર, રા. બ. ખંડુભાઇ ગુલાબભાઈ દેસાઈ, રા. રા, ગુલાબદાસ ભાઇદાસ વકીલ, શેઠ જીવણચંદ સાકરચંદ, શેઠ ભગુભાઇ રસિકદાસ, રા. રા. કૃષ્ણરાવ ભોળાનાથ દીવેટીઆ, રા. રા. કૌશિકરામ વિઘ્નહરરામ, પીરજાદા મોટા મીયાં, રા. રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી વગેરે પરીક્ષક તથા નિરીક્ષક કમિટીમાં કામ કરનારા સાક્ષરો, પરિષદના વિશિષ્ટ અધિકારીઓ અને આ પરિષદના અધિવેશનને વિજયી કરવામાં વિશેષ સહાય આપનાર સદ્‌ગૃહસ્થોને ઉચ્ચ સ્થાન આપવામાં આવ્યું હતું. બરોબર ૪ વાગે પરિષદના પ્રમુખ રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆ, બી. એ. સી. એસ. સત્કાર મંડળના પ્રમુખ રા. રા. મધુવચ્છરામ બળવચ્છરામ હોરા તથા ઉપપ્રમુખ રા. રા. ગણપતરામ અનુપરામ ત્રવાડી સાથે આવી પહોંચતાં તેમને મંત્રીઓ તથા વ્યવસ્થાપક મંડળના ઉપપ્રમુખો રા. રા. જનાર્દન ચીરભટ પાઠકજી તથા રા. રા. રણ-જીતરામ કાળાભાઇએ મંડળના દ્વારા આગળ આવકાર આપ્યો હતો અને તેઓને અંદર આવતાં હર્ષનાદ અને તાળીઓથી વધાવી લેવામાં આવ્યા હતા.

આ સર્વેએ પોતાનાં સ્થાન લીધા બાદ સન્નારીઓએ પરિષદનું કામ શરૂ કરી નીચેનાં સંગીતો ગાયાં હતાં:—

---

૧

ॐ

॥ शारदा स्तवन ॥

शुक्लां ब्रह्मविचारसारपरमामाद्यां जगद्व्यापिनीम् ।
वीणापुस्तकधारिणीमभयदां जाड्यान्धकारापहाम् ॥
हस्ते स्फाटिकमालिकां विदधतीं पद्मासने संस्थिताम् ।
वन्दे त्वां परमेश्वरीं भगवतीं बुद्धिप्रदां शारदाम् ॥

# મંગલ-ઈશસ્તુતિ.

સુંદર શિવ મંગલ ગુણ ગાઉં ઇશ્વરા. વિભુવર ભવભયહારક નમું મહેશ્વરા.—સુંદર. (ટેક)
મધુર કુસુમવિષે રમે ગંધ સુંદરા, કૌમુદી મુદપ્રદા ઉષા મનોહરા;
મદુલકંઠકોકિલારવ શ્રવણસુખકરા; સહુમાં, હસતી, વસતી, પ્રતિફલિતા, શી લલિતા,
સુંદરતા, તુજ જગદ્ધરા—સુંદર. ૧

વિપલંબી વિષયમોહની મધુરસ્વરા, દિવ્યધામપંથ જતાં આવી વિષધરા;
વિપથ દોરવા મથે અહો દયાકરા, ક્ષણ તે હૃદયે, બલ દે, ઉર ધરી આ, પરિહરવા,
મધુરરવા, મોહનીસુરા—સુંદર. ૨.

વિમલ સાધુહૃદયવિષે વિપદજલધરા, વ્યાપી દમે સત્યદષ્ટિ ઘનતિમિરકરા;
તે સમે વિશુદ્ધ પ્રેરી જ્ઞાનરવિકરા, કરુણા, ધરીને, ફરીને, હરી તમને, સદય મને,
મન મગને, શાંતિ દે સ્થિરા—સુંદર. ૩.

(નરસિંહરાવ ભોળાનાથ.)

# સ્વાગતાંજલિ.

આવો આવો પધારો, મોંઘેરા મહેમાન ! અંતરને વ્હાલે વધાવીએ.
અમો દીનતણા અદના આવાસમાં, તમો ભાગ્યશાળીનાં અતિ ઉલ્લાસમાં,
ક્યાંથી પગલાં પનોતાં, મોંઘેરા મહેમાન !—અંતરને. ૧

નથી કલગી કે હાર, હેમ ફૂલના, નથી મોતી માણેક મહા મૂલનાં;
માત્ર હૈયાના ઉન્હા ઉમળકા તૈયાર.—અંતરને. ૨

શાંત સાદાં અમારાં છે આંગણાં, શાંત સાદાં અમારાં વધામણાં,
વેણુ સાદાં પણ દેવાં અમોલાં સન્માન—અંતરને. ૩

નમ્ર આવું અમ સ્વાગત સ્વીકારશો, વિમળ હૃદયતણા ભાવને વધારશો;
એજ વિનતિ છે તમને, મોંઘેરા મહેમાન !—અંતરને. ૪

(મનહરરામ.)

આ કાર્ય પૂરું થતાં સત્કાર મંડળના પ્રમુખ રા. રા. મધુવચ્છરામ બાળવચ્છરામે વિદ્યાવિલાસી સજ્જનો તથા સન્નારીઓનો સત્કાર કરવાં પોતાનું ભાષણ× વાંચ્યું હતું:—

આ ભાષણ થઈ રહ્યા બાદ રા. રા. નરસિંહરાવ ભોળાનાથને વિનંતી કરવાનો પ્રથમ ઠરાવ રજુ કરતાં રા. બ. અંબુભાઇ પુરુષોત્તમ દેસાઇએ જણાવ્યું કે "મહેરબાન પ્રમુખ સાહેબ, સન્નારીઓ, અને સદ્‌ગૃહસ્થો !

× પરિશિષ્ટ ક.

નિયમાનુસાર કારોબારી મંડળે પ્રસ્તુત સંમેલનના અધ્યક્ષસ્થાને રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દીવેટીઆને નિયત કર્યા છે, અને તે સ્થાને વિરાજવાને એમને વિનંતી કરવાનું કાર્ય મને સોંપવામાં આવ્યું છે. હરેક સભાના નિયામક પ્રમુખ નીમવાના મુખ્ય આશય ત્રણ હોય છે. પ્રથમ એ કે સભા આગળ રજુ થતા કાર્યમાં વ્યવસ્થા જળવાય અને જો કદાચ મતભેદ ઉત્પન્ન થાય તો વ્યવહારકુશળતાથી તે મતભેદનું સફળ સાંત્વન કરી શકાય. બીજું જે આશયથી સંમેલન ભરવામાં આવ્યું હોય, તે આશયની સફળતાને માટે પ્રૌઢ અને અનુભવી વિચારો સભાજનો આગળ અને તેઓ દ્વારા સમસ્ત જનસમાજ આગળ રજુ કરી આધુનિક પરિસ્થિતિ પર મહોર મારી ભાવી માટે માર્ગદર્શક સૂચનાઓ માગી શકે. અને ત્રીજો હેતુ પરિષદની નિર્ણયકારક કમિટીમાં એ મંડળના આશયોને સફળ કરવા ભિન્ન ભિન્ન વ્યક્તિઓ તરફથી ભિન્ન ભિન્ન દૃષ્ટિએ અંતિમ ઉદ્દેશ એક હોવા છતાં ભિન્ન ભિન્ન ઠરાવો લવાય છે, તેના ગુણ દોષનું અન્વેષણ કરી અગ્રાહ્ય ઠરાવો અટકાવી ગ્રાહ્ય ઠરાવોના સમર્થનમાં પોતાના અનુભવી વિચારો જણાવી એ કમિટીનું કામ સાંગોપાંગ સફળ કરવું.

મારે કહેવાની જરૂર નથી કે રા. રા. નરસિંહરાવ એ ત્રણે કામો કરવાને વિશેષ યોગ્યતા ધરાવે છે. એમણે ઊંચા પ્રકારનું શિક્ષણ લઇ ઘણાં વર્ષો સુધી ન્યાયાધીશની ઉચ્ચ પદવી ભોગવી છે; તેમજ તેઓ એક પ્રસિદ્ધ કવિ, અને ભાષાશાસ્ત્રી છે; અને તેથી મારી ખાત્રી છે કે ગુર્જર ગીરાને કેવી સામગ્રીથી સમૃદ્ધ કરવી તે બાબતમાં ઘણીજ અમૂલ્ય સૂચનાઓ એમના તરફથી મેળવવાને આપણે ભાગ્યશાળી થઇશું. આ કારણોને લઇને હું ખાત્રી રાખું છું કે આપ સર્વે આ ઠરાવ એક મતે કબુલ કરશો.

આ દરખાસ્તને દિ. બ. રણછોડભાઇ ઉદયરામે તથા પીરજાદા મોટામીઆં તરફથી ટેકો અને અનુમોદન મળતાં રા. નરસિંહરાવે તાળીઓના ગડગડાટ સાથે પ્રમુખસ્થાન લઇ પોતાના છાપેલા ભાષણ*માંથી અગત્યના કેટલાએક ભાગો વાંચ્યા હતા:—

ભાષણ પૂરું થતાં છબી લેવામાં આવી હતી. ત્યાર બાદ શ્રીમંત સરકાર ગાયકવાડ, લોકમાન્ય દાદાભાઇ નવરોજજી, લોકમાન્ય મોહનદાસ કરમચંદ ગાંધી, રા. બ. હરગોવિંદદાસ દ્વારકાદાસ કાંટાવાળા, રા. બ. જમીઅતરામ ગૌરીશંકર શાસ્ત્રી, મી. ઑટો રોથફીલ્ડ, બંગીય સાહિત્ય પરિષદ, મરાઠી સાહિત્ય પરિષદ, રા. બ. ગોવિંદભાઇ હાથીભાઇ દેસાઇ, ઑનરેબલ સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી, ઑનરેબલ રા. લલ્લુભાઇ સામળદાસ, રા. હીરાલાલ ડાહ્યાભાઇ નાણાવટી, પ્રૉ. હરીલાલ ભટ્ટ, રા. લલિત, રા માધવલાલ નભુભાઇ દ્વિવેદી, રા. શિવપ્રસાદ દલપતરામ પંડિત મી. હાજી મહમદ અલારખીઆ શિવજી, રા. જગજીવન કાળીદાસ પાઠક, કૉજીવરમવાળા રા. લોહ ગોવિંદદાસ, રા. મગનલાલ હરગોવિંદદાસ કાંટાવાળા, રા. ભાઇદાસ બહેચરદાસ દોશી, રા. ચીમનલાલ ડી, દલાલ, રા. સરદેશાઇ તેમજ શ્રી સુબોધિની સભા, ભરૂચમિત્ર વગેરે સદ્‌ગૃહસ્થો તથા સંસ્થાઓ તરફના પરિષદને વિજય ઇચ્છનારા તારો તથા પત્રો આવ્યાનું જાહેર કરવામાં આવ્યું હતું.

---

* પરિશિષ્ટ ખ.

ત્યાર બાદ યુરોપીય યુદ્ધમાં સમ્રાટ જ્યોર્જને વિજય મળો એવી વાંછનાનો ઠરાવ પ્રમુખ તરફથી ઉચિત શબ્દોમાં રજુ કરવામાં આવ્યો હતો, જે સર્વાનુમતે પસાર થયો હતો.

એ કાર્ય થઇ રહ્યા પછી નિર્ણયકારક મંડળની નીમણૂંક કરવામાં આવી હતી.

ત્યાર બાદ રામાયણના સારનું કાવ્ય તથા નિબંધો લખાવી રૂ૦ ૫૯૦)નાં ઇનામો આપવાની અત્રેના કારોબારી મંડળ તરફથી જે યોજના કરવામાં આવી હતી, તેને ઉદ્દેશીને કરવામાં આવેલા નીચે પ્રમાણેના દાનનું પ્રકાશન રા. મનહરરામે કર્યું હતુઃ—

રૂ. ૧૫૦) રા. રા. માર્કંડ નંદશંકર તથા મનુભાઇ નંદશંકર તરફથી પોતાનાં માતા પિતાના સ્મરણાર્થે.

રૂ. ૭૫) રા. રા. ડાહ્યાભાઇ કલ્યાણજી દેસાઇ તરફથી કવિ નર્મદાશંકરના સ્મરણાર્થે.

રૂ. ૨૫) આ. રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ તરફથી પોતાના પિતાના સ્મરણાર્થે.

રૂ. ૨૫) રા. રા. ગણપતરામ અનુપરામ ત્રવાડી તરફથી.

રૂ. ૧૫) રા. રા. નંદનાથ કેદારનાથ દીક્ષિત તરફથી સ્વ.શ્વસુરશ્રી નાનાભાઇ લક્ષ્મીરામના સ્મરણાર્થે.

એ ઉપરાંત વિદ્યાવિનોદ નાટક કંપનીના મેનેજર રા. રા. પ્યારેલાલે સાહિત્ય પરિષદના લાભાર્થે તા. ૩૦ મીની રાત્રે પોતાનો લોકપ્રિય માલતી માધવનો ખેલ ભજવી બતાવવા કબૂલ કર્યાની વાત જાહેર કરવામાં આવી હતી.

પ્રદર્શન ખૂલ્લું મૂકવાનું કાર્ય તે દિવસે કરવામાં આવનાર હતું, પણ સુરતનાં જ્યા-ઉલ-નીસા લાડલી બેગમ સાહેબા બેહસ્તનશીન થતાં તે બીજા દિવસ પર મુલતવી રાખ્યા બાબત સૂચના કરવામાં આવ્યા બાદ પહેલા દિવસનું કાર્ય પૂરું થયું હતું.

---

## બીજો દિવસ.

### ( સવારની બેઠક. )

"જય જય ગરવી ગુજરાત"ના ઉત્સાહી ધ્વનિઓથી આજનું કામ સવારે આઠ વાગે શરૂ કરવામાં આવ્યું હતું.

[૧] સંગીતઃ—

જય જય ગરવી ગુજરાત ! (૨) દીપે અરુણું પરભાત. (ટેક.)
ધ્વજ પ્રકાશશે ઝળળ કસુંબી પ્રેમશૌર્ય અંકિત,
તું ભણવ ભણવ નિજ સંતતિ સહુને પ્રેમભક્તિની રીત,
ઉંચી તુજ સુંદર જાત, જય જય ગરવી ગુજરાત. ૧
ઉત્તરમાં અંબા માત, પૂરવમાં કાળી માત.
છે દક્ષિણ દિશામાં કરંત રક્ષા, કુંતેશ્વર મહાદેવ,
ને સોમનાથ ને દ્વારકેશ એ પશ્ચિમ કેરા દેવ,
છે સહાયમાં સાક્ષાત, જય જય ગરવી ગુજરાત. ૨

નદી તાપી નર્મદા જોય, મહિ ને બીજી પણ જોય,
વળી જોય સુભટના જુદ્ધ રમણુ ને રત્નાકર સાગર,
પર્વત ઉપરથી વીર પૂર્વજો દે આશીષ જયકર,
સંપે સોહે સહુ જાત, જય જય ગરવી ગુજરાત. ૩

તે અણુહિલવાડના રંગ, તે સિદ્ધરાજ જયસિંહ,
તે રંગ થકી પણ અધિક સરસ રંગ થશે સત્વરે માત,
શુભ શકુન દિસે મધ્યાન્હ શોભશે, વીતી ગઈ છે રાત,
જન ઘુમે નર્મદા સાથ, જય જય ગરવી ગુજરાત. ૪

(સ્વ. કવિ નર્મદ.)

ઉપર મુજબનું સંગીત ગવાઇ રહ્યા પછી નીચે પ્રમાણે નિબંધ વાંચન થયું હતું.

(૨) નિબંધ વાચનઃ—

| | | | |
|---|---|---|---|
| ૧. | સમયવીરનાં સંસ્મરણો–રા. રા. રાજારામ રામકૃષ્ણ શાસ્ત્રી. | ૩૦ | મિનિટ. |
| ૨. | અકાળે કરમાયલી કળીઓ–સૌ. કનુ બહેન. | ૧૦ | ,, |
| ૩. | હાલના ગુજરાતી સાહિત્યને શાની જરૂર છે ? રા. રા. સુરેન્દ્ર ભા. પાઠકજી. | ૮ | ,, |
| ૪. | કલાનો આદર્શ–રા. રા. નરસિંહદાસ ભ. વિભાકર. | ૨૫ | ,, |
| ૫. | જોડણીના સામાન્ય નિયમો—રા. રા. ચંદુલાલ બહેચરલાલ પટેલ | ૭ | ,, |
| ૬. | ચિત્રિત પત્રશિક્ષણ—રા. રા. દેવશંકર વૈકુંઠજી ભટ્ટ. | ૧૦ | ,, |
| ૭. | જાતીય સાહિત્ય—રા. રા. છગનલાલ નારણભાઇ મેશ્રી. | ૧૫ | ,, |

---

# श्री राजराजेश्वरो जयति.

## पांचमी गुजराती साहित्य परिषद्–सुरत.

(उप–प्रमुखपदेथी महामहोध्याय शास्त्री शंकरलाल माहेश्वरे आपेलो आशीर्वाद.)

श्रिये श्रीराजराजेशीराजराजेशयोरियम् ।
दयादृष्टिसुधावृष्टिः श्रीसदाशिवयोः सदा ॥ ॥ १ ॥
विश्वविद्यागुरू वन्दे विश्वविद्याभिवृद्धये ।
दयामृतमयात्मानौ श्रीकेशवमहेश्वरौ ॥ २ ॥
सौंदर्यशेवधि श्रीमद्गुर्जरभूषणे ।
स्वस्तिश्रीसुरताभिख्यं नगरं जयतादिदम् ॥ ॥ ३ ॥

नर्मदाशंकराभिख्यः कविर्यत्राभवन्महान् ।
यदीयकाव्यरत्नानि प्रकाशंते समंततः ॥ ॥ ४ ॥
नंदशंकरशर्मापि यत्राजनि सुलेखकः ।
कर्णघेलाभिधो ग्रंथो यत्कीर्तिस्तंभ ईक्ष्यते ॥ ॥ ५ ॥
तथा नवलरामाख्यो यत्र ग्रंथसमीक्षकः ।
ग्रंथरत्नावलिर्यस्य भवनाभूषणायते ॥ ॥ ६ ॥
श्रीमान् दिनमणिः शास्त्रिमणिर्यत्र भवत्पुरा ।
दुर्गारामः शोधकोऽभूद् आद्यगुर्जरशिक्षकः ॥ ॥ ७ ॥
महिपतिरामः समजनि यत्रपुरे शिक्षणाचार्यः ।
गोपालजिच्च शिक्षणवृद्धिकरः सूरभाइतनुजन्मा ॥ ॥ ८ ॥
तत्रेयं परिषद्भव्यायुष्माकं या विराजते ।
साहित्योदयसंलग्नाशयानां हे महाशयाः ॥ ॥ ९ ॥
तस्यै शुभाशिषां राशीन्समर्पयितुमुत्सहे ।
प्रणम्य सर्व विद्यानामीश्वरं श्रीमहेश्वरम् ॥ ॥ १० ॥
शिवगुरुदययात्र पंचमीया परिषदमर्त्यलतानता फलैः स्तात् ।
सुरतपुरमहालवालमध्ये विविधरसैः परिपोषिता रसज्ञैः ॥ ११ ॥
एषा साहित्यपरिषच्चन्द्रिकाह्लादकारिणी ।
भूयाद् गुर्जरसाहित्यसुधासिन्धुविवृद्धये ॥ ॥ १२ ॥
साहित्यमेव परिपोषयति स्म धर्मान्
साहित्यमेव परिपोषयति स्म चार्थान् ।
साहित्यमेव परिपोषयतीह कामान्
साहित्यमेव हि ददाति च मोक्षलक्ष्मीम् । ॥ १३ ॥
आनन्दमूलमखिलार्तिविनाशमूल
मारोग्यमूलमपि जीवनमूलमेतत् ।
निःश्रेयसाभ्युदयमूलमनन्यतुल्यं
साहित्यमेव जयतीह जगत्त्रयेऽपि ॥ ॥ १४ ॥
साहित्यसंगीतकलाविहीनम्
साक्षात्पशुः पुच्छविषाणहीनम् ।

मनुष्यमज्ञं गणयन्ति सुज्ञा
नाज्ञातमेतद्भवतां गुणज्ञाः ॥ ॥ १५ ॥
तस्मात्समस्तैः पशु साम्यतां स्वां
सद्यः समुत्सारयितुं कुलीनैः ।
साहित्यसंपत्परिशीलनीया
मनोवचः कर्मभिरेकरूपैः ॥ ॥ १६ ॥
गीर्वाणवाणीविषयेष्वविज्ञाः
कथं नु साहित्यरसं पिबामः ।
इतीह चित्ते न हि चिन्तनीयं
सर्वासुभाषास्विदमस्ति रम्यम् ॥ ॥ १७ ॥
यया कयापीह गिरा निबद्धं
साहित्यमानन्ददमेव लोके ।
सुवर्णपात्रेऽपि च पर्णपात्रे
माधुर्यभेदो न हि पायसस्य ॥ ॥ १८ ॥
सा हि साहित्यसंपत्तिः संपाद्यैव सदाखिलैः ।
गीर्वाणवाणीवसुधा यदक्षयनिधेः स्थलम् ॥ ॥ १९ ॥
यतोऽक्षयनिधेर्लेशान् गृहीत्वा जलधेरिव ।
साहित्यरसवर्षिण्योऽन्यभाषा मेघमालिका ॥ ॥ २० ॥
गीर्वाणवाणी श्रीमातुर्ज्येष्ठा श्रेष्ठा च पुत्रिका ।
या सा गुर्जरगीः सर्वान्कोशांस्तान्भोक्तुमर्हति ॥ २१ ॥
इति मत्वा गुर्जरस्थैः सत्कवीन्द्रैः समंततः
साहित्यनिधयो बद्धाः सुदृढा हर्षवर्षिणः ॥ ॥ २२ ॥
ततो गुर्जरगीर्जाता साहित्यसंपदीश्वरी ।
परं कालेन महता गतास्तेऽतीव जीर्णताम् ॥ ॥ २३ ॥
साहित्यधनहीनेव तेन गुर्जरगीरियम् ।
पुनस्तां पूर्ववत्कर्तुं साहित्यसंपदीश्वरीम् ॥ ॥ २४ ॥
वाञ्छास्ति यदि नस्तर्हि प्रेम्णा तैस्तैः कवीश्वरैः ।
पूर्वैः कृतानां साहित्यप्रासादानां दिवः स्पृशाम् ॥ ॥ २५ ॥

जीर्णोद्धारः प्रकर्तव्यः सर्वैर्यत्नशतैर्द्रुतम् ।
नवीनैरपि साहित्याभिज्ञैः सुज्ञैः कवीश्वरैः ॥ ॥ २६ ॥
साहित्यरत्ननिश्रयो निक्षेप्तव्या प्रयत्नतः
स्वप्रजाश्रेयसेस्वीयदेशस्याप्युदयाप्तये ॥ ॥ २७ ॥
मा साहित्यविदंमन्या अन्यायपथवर्तिनः ।
साहित्य वृध्युत्सुकास्युत् इतिप्रार्थय ईश्वरं ॥ ॥ २८ ॥
या तादृशी कृतावृद्धि शोथवत्पामरैः नरैः ।
सा हि साहित्यसाहित्यपदप्राणप्रणाशिनी ॥ ॥ २९ ॥
भव्यैः तज्ज्ञैश्च साहित्याभिज्ञैः सुज्ञैस्तुह्येकता ।
ग्रन्थाः प्रसिद्धिनेयास्ते सद्योऽस्माभिः प्रयत्नतः ॥ ॥ ३० ॥
एवं कृतेभवित्रीयं पुनः पूर्ववदेवसा ।
गुर्वी गुर्जरगीः सद्यः साहित्यसंपदीश्वरी ॥ ॥ ३१ ॥
किं बहूक्त्यात्रसुज्ञेषु श्रीमत्स्विति विरम्यते ।
भक्त्या समर्प्य सर्वेभ्यः प्रणामकुसुमाञ्जलीन् ॥ ॥ ३२ ॥
श्रीसाहित्यसुधाब्धिमग्नमनसः सन्तुप्रसन्नाशयाः
राजानः कवयः प्रजाश्च सकला अन्योन्यसाहाय्यदाः ।
अन्योन्योदय वीक्षणाभिरुचयोऽन्योऽन्यप्रियप्रोत्सुकाः
श्रीमत्सांबसदाशिवातुलकृपा लोके न लोके सदा ॥ ॥ ३३ ॥
साहित्यपरिषद्देव्या पंचम्या सूर्यपत्तने ।
स्थापितेनोत्तमस्नेहाद् उपप्रमुखसत्पदे ॥ ॥ ३४ ॥
मोरबीपुरवास्तव्य श्रीमाहेश्वरसूनुना ।
महाराजश्रीरवाजित्पाठशालैकशास्त्रिणा ॥ ॥ ३५ ॥
मया शंकरलालेनार्पिताशीर्मौक्तिकावलिः ।
या सेयं श्रीमतां सुज्ञा हृदये लसताच्चिमरम् ॥ ॥ ३६ ॥

## શ્રી રાજરાજેશ્વરો જયતિ.

સદા મંગલસ્વરૂપ શ્રી રાજરાજેશ્વરી અને શ્રી રાજરાજેશ્વરની દયાદષ્ટિરૂપ અમૃતની વૃષ્ટિ આપણને હમેશાં લક્ષ્મીના લાભ માટે થાઓ ॥ ૧ ॥

દયામૃત અન્તઃકરણવાળા સર્વ વિદ્યાના ગુરૂરૂપ ગુરૂશ્રી કેશવ અને મહેશ્વરને સમગ્ર વિદ્યાની અભિવૃદ્ધિ માટે હું વન્દું છું. ॥ ૨ ।

સૌંદર્યના ભંડારરૂપ શોભાયમાન શ્રી ગુર્જર દેશના ભૂષણરૂપ કલ્યાણ લક્ષ્મીથી સુશોભિત શ્રી સુરત નગર જયપામો. ॥ ૩ ॥ જે સુરતમાં કવીશ્વર નર્મદાશંકર જન્મ્યા હતા, અને જેનાં કાવ્યરૂપી રત્નો ચારેકોર પ્રકાશી રહ્યાં છે. ॥૪॥ જે સુરતમાં નંદશંકરજી જન્મેલા છે અને જેનો કર્ણઘેલા નામનો ગ્રંથ તેની કીર્તિસ્તંભરૂપ દેખાય છે. ॥૫॥ અને જે સુરતમાં મહાન વિવેચક નવલરામ જન્મેલા હતા અને જેની ગ્રંથરત્નાવલી લોકોના મનના ઘરેણારૂપ થાય છે. ॥ ૬ ॥

શાસ્ત્રજ્ઞ લોકોમાં મણિરૂપ શ્રી દિનમણિ નામના શાસ્ત્રીજી જ્યાં થઇ ગયા છે, અને ઉત્તમ શોધક તથા ગુર્જરભાષાના આદિ શિક્ષક દુર્ગારામ મહેતાજી થઈ ગયા છે. ॥ ૭ ॥

અને જ્યાં મહિપતરામ ગુર્જરશિક્ષણના આચાર્ય તથા ગોપાળજી સદ્‌ભાઇ જ્યાં શિક્ષણની વૃદ્ધિ કરનારા થઇ ગયા છે. ॥ ૮ ॥

તેજ સુરત નગરમાં સાહિત્યનો ઉદય ઇચ્છનાર આપ મહાત્માઓની આ ભવ્ય પરિષદ્ બીરાજે છે તેને સર્વ વિદ્યાના ઇશ્વરરૂપ શ્રી મહેશ્વરને પ્રણામ કરી હું આશીર્વાદ આપવા ઉત્સાહ ધરૂં છું. ॥ ૯ ॥ ॥ ૧૦ ॥

**સુરત બંદર રૂપ સુંદર ક્યારામાં શોભી રહેલી અને અનેક રસજ્ઞ પુરૂષોએ નાના પ્રકારના રસોથી પોષણ કરેલી આ પાંચમી ગુર્જર સાહિત્ય પરિષદ્ રૂપ** કલ્પલતા શ્રી શિવગુરુની કરુણાથી અનેક ફલોથી નમ્ર થાઓ. ॥ ૧૧ ॥

આ સાહિત્ય પરિષદ્‌રૂપ ચન્દ્રિકા કે જે સર્વને આહ્લાદ કરનારી છે, તે ગુર્જર સાહિત્યરૂપ સુધાસિંધુની અભિવૃદ્ધિ કરો. ॥ ૧૨ ॥

સાહિત્યજ ધર્મોનું પરિપોષણ કરે છે. ને સાહિત્યજ અર્થોનું પોષણ કરે છે અને સાહિત્યજ મોક્ષ લક્ષ્મીને પણ આપે છે. ॥ ૧૩ ॥

આનન્દનું મૂળ સાહિત્ય છે. સર્વ પીડાના નાશનું મૂલ સાહિત્ય છે. આરોગ્યનું મૂલ સાહિત્ય છે. જીવનનું મૂલ પણ સાહિત્ય છે તથા સ્વર્ગ અને મોક્ષનું અનુપમ મૂલ સાહિત્યજ ત્રણે જગતુમાં જય પામે છે. ॥ ૧૪ ॥

હે ગુણજ્ઞો ! સાહિત્ય અને સંગીતકલાને નહિ જાણનારા અજ્ઞાની મનુષ્યને શીંગડાં અને પુંછ વિનાનો સાક્ષાત્પશુરૂપ સુજ્ઞ પુરૂષો ગણે છે, તે આપનું અજાણ્યું નથી. ॥ ૧૫ ॥

માટે સર્વ કુલીન પુરૂષોએ પોતાની પશુતુલ્યતાને દૂર કરવા માટે મન, વચન અને કર્મથી સાહિત્ય સંપત્તિનું સેવન કરવું જોઇએ. ॥ ૧૬ ॥

એમ કે જે દેવવાણીના વિષયમાં અજાણ્યા છીએ તેઓ સાહિત્યરસને કેવી રીતે પી શકીયે એમ ચિત્તમાં ચિન્તા ન કરવી, કારણ કે સર્વ ભાષાઓમાં મનોહર સાહિત્ય રહેલુંજ છે. ॥ ૧૭ ॥

ગમે તે ભાષામાં બંધાયલું સાહિત્ય લોકને આનન્દ આપે છેજ. કારણકે સુવર્ણ પાત્રમાં કે પત્રના પડીયામાં રહેલા દૂધપાકની મધુરતામાં ભેદ હોતો નથી. ॥ ૧૮ ॥

તે સાહિત્યસંપત્તિ સર્વે લોકોએ સંપાદન કરવી જોઇયે. જેના અક્ષય ભંડારનું સ્થલ દેવવાણીરૂપી વસુધા છે. ॥ ૧૭ ॥

જેના અક્ષય ખજાનામાંથી થોડું થોડુ લઇને સમુદ્રમાંથી લેનારી મેઘમાલાની પેઠે અન્ય ભાષારૂપી મેઘમાલાઓ સાહિત્યરસને વર્ષી રહી છે ॥ ૨૦॥

દેવવાણીરૂપી માતુશ્રીની જયેષ્ઠ અને શ્રેષ્ઠ પુત્રી રૂપી જે ગુર્જર ગિરા છે તેજ તેના (દેવ ભાષાના) અક્ષય ખજાનાને ભોગવવાને યોગ્ય છે એમ માનીને ગુર્જરદેશનાવાસી પ્રાચીન સત્કવીન્દ્રોએ ચો તરફ દઢ અને હર્ષને વર્ષાવનાર સાહિત્યના ખજાનાઓ રચ્યા છે. તેથી ગુર્જર ગિરા સાહિત્યસંપત્તિની ઇશ્વિરી થઇ; પણ ઘણે કાલે તે ખજાનાઓ જીર્ણ થઇ ગયા; તેથી આપણી ગુર્જર ગિરા સાહિત્યધનથી હીન હોય તેમ દેખાવા લાગી. તેને ફરીથી પૂર્વનીપેઠે સાહિત્યસંપત્તિની ઇશ્વરી કરવા જો આપણને ઇચ્છા હોય તો પ્રેમથી પૂર્વના કવીશ્વરોએ રચેલા સાહિત્યરૂપી મહેલો કે જેનાં શિખરો આકાશ સુધી પહોંચેલાં છે તેનો જીર્ણોદ્ધાર સેંકડો પ્રયત્નોથી તુરત કરવો જોઇયે. અને સાહિત્યના સુજ્ઞ નવીન કવીશ્વરોએ પણ પોતાની પ્રજાના કલ્યાણ માટે અને પોતાના દેશના ઉદય માટે સાહિત્યરૂપી રત્નોના ખજાનાઓ નાંખવા જાઇએ. (૨૧-૨૨-૨૩-૨૪-૨૫-૨૬-૨૭)

સાહિત્યને ન જાણતાં છતાં સાહિત્ય જાણવાનું વૃથા અભિમાન રાખનારા અને અનીતિ માર્ગે ચાલનારાઓ સાહિત્યની વૃદ્ધિ કરવા ઉત્સુક ન થાઓ એવું હું ઇશ્વર પાસે માગું છું. ॥ ૨૮ ॥

કારણ કે તેવા પામરોએ કરેલી સાહિત્યની વૃદ્ધિ સોજાથી થએલી શરીરની વૃદ્ધિની પેઠે સાહિત્યના સાહિત્યપણા રૂપી પ્રાણનો નાશ કરે છે. ॥ ૨૯ ॥

ભવ્ય અને નવીન તથા સાહિત્યના શોખીન સુજ્ઞ લોકોએ કરેલા ગ્રન્થો આપણે તત્કાલ પ્રસિદ્ધિમાં લાવવા સારૂ પ્રયત્નશીલ થવું જોઇએ. ॥ ૩૦ ॥

એમ કરવાથી ફરીથી પૂર્વની પેઠે આપણી ગુર્વી ગુર્જર ગિરા સાહિત્યસંપત્તિની ઇશ્વરી તુરત થશે. ॥ ૩૧ ॥

આપ જેવા સુજ્ઞ પુરૂષો પાસે વિશેષ બોલવાથી શું ? એમ ધારી ભક્તિથી સર્વને પ્રણામ પુષ્પાંજલિ અર્પણ કરૂં છું. ॥ ૩૨ ॥ શ્રીમાન્ સાંબસદાશિવની અતુલ કૃપાદૃષ્ટિથી લોકમાં સર્વ રાજાઓ, સર્વ કવિઓ અને સર્વ પ્રજાઓ સાહિત્યરૂપી સુધાસમુદ્રમાં મગ્ન મનવાળા થાઓ, સદા નિર્મલ અંતઃકરણવાળા થાઓ, એક બીજાની સાહાય્ય કરનારા થાઓ, એક બીજાનો ઉદય જોવામાં અભિરૂચિવાળા થાઓ, અને એક બીજાનું પ્રિય કરવામાં ઉત્સાહવાળા થાઓ, એવી ઇશ્વર પ્રતિ મારી પ્રાર્થના છે. ॥ ૩૩ ॥

સુરતમાં આ પાંચમી સાહિત્ય પરિષદ્ દેવીએ અતિશય સ્નેહભાવથી ઉપપ્રમુખના શુભપદ ઉપર સ્થાપેલા મોરબી નિવાસી અને મહારાજા શ્રી રવાજી પાઠશાળાના મુખ્ય અધ્યાપક શાસ્ત્રી

શંકરલાલ માહેશ્વર તેમણે આશિર્વાદરૂપ મુક્તાવલી જે આપેલી છે, તે આપ સાહેબોના હૃદયમાં ચિરકાલ વિલસી રહો. (૩૪-૩૫-૩૬)

આશીર્વાદના શ્લોકો વંચાઈ રહ્યા બાદ સવારની બેઠકનું કામ પુરું થયું હતું અને સભા વિસર્જન થઇ હતી.

---

## (સાંજની બેઠક.)

સાંજની બેઠકનું કામ ચાર વાગે શરૂ કરવામાં આવ્યું હતું; જેમાં નીચેનું સંગીત પ્રથમ સન્નારીઓએ ગાયા બાદ નીચે પ્રમાણે નિબંધો વંચાયા હતા.

(૧) સંગીતઃ—

સંગીત કેવું પ્રિય મધુર મોહકાર,
વદન કેવું ખીલી રહે સૂરથી અપાર—સંગીત.

કર્ણથી સુણતાં કેવાં નયનો મીંચાએ છે,
ભાસે કંઇ ભાસે અંતર પ્રેમ સીંચાએ છે;
ખીલી તે સત્વર જાય જાય જાય અંગમાંય—સંગીત. ૧

મુખ અરવિંદ ખીલી તન પુલકાએ છે,
કંઇ કંઇ ગુલાબી રંગી સુરખી સુહાએ છે;
સમીર ધ્વનિત રહે છાય છાય છાય, સૂરમાંય—સંગીત. ૨

શીશ નમન કરે તંન ઝુકાએ છે,
લપટ ઝપટ સૂરે મન મલકાએ છે,
ક્ષણિક નિદ્રાને વશ થાય થાય થાય, શી નિશાય—સંગીત. ૩

વિણા નારદ કર ધારી નૃત્યે રીઝાએ છે,
કૃષ્ણના મુરલી નાદે ગોપી વીંધાએ છે,
નૃત્યતાંડવથી શિવજી ધાય ધાય ધાય મોહમાંય—સંગીત. ૪

કુંજે કો યુવતી મુખે સુર અલપાએ છે,
રસિક પ્રિયા પ્રિય પ્રેમ છલકાએ છે,
રસબસ થઇ રંગે ન્હાય ન્હાય ન્હાય, શાન્તથાય—સંગીત. ૫

દૂરે મોહિત મૃગલી હામે ઠરી જાએ છે,
ધ્યાનતાથી દીનતા સજી સ્હેજે બંધાએ છે;
તુચ્છ જીવન ભલે જાય જાય જાય, નાદમાંય
ઓમમાંય—સંગીત. ૬

લ. લા. વ્યાસ.

(૨) નિબંધ વાચનઃ—

| | | |
|---|---|---|
| | | મિનિટ. |
| ૧. પાટીદાર કવિઓ. | રા. રા. કલ્યાણજી વિઠ્ઠલભાઇ મહેતા. | ૨૦ |
| ૨. કાયસ્થ કવિઓ. | રા. રા. લીલુભાઇ ચુનીલાલ મઝમુદાર. | ૧૫ |
| ૩. રાષ્ટ્રીય સાહિત્ય. | રા. રા. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક. | ૧૫ |
| ૪. સ્વામીનારાયણ સંપ્રદાય અને તેનું સાહિત્ય. | રા. રા. કલ્યાણભાઇ નથુભાઇ જોશી. | ૨૦ |
| ૫. બાળારાજા. | રા. રા. કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા. | ૨૦ |
| ૬. દુઃશાસન રૂધિરપાન. | રા. રા. ભાઇશંકર કુબેરજી શુકલ. | ૭ |
| ૭. જીવનચરિત્રનું સાહિત્ય. | રા. રા. સુરજરામ સોમેશ્વર દેવાશ્રયી. | ૧૫ |
| ૮. હાલનાં અને પ્રાચીન કાવ્યો. | રા. રા. મંજુલાલ જમનારામ દવે. | ૧૫ |

નિબંધ વાચન પૂરું થતાં નીચે પ્રમાણેનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતોઃ—

## ठराव १ लो.

"गुजरातनां जूदां जूदां स्थळनी जूदी जूदी कोम अने धंधाना लोको जूदा जूदा धंधामां तथा व्यवहारमां जूदी जूदी जातना शब्दो, रूपो, रूढिओ, प्रयोगो वगेरेनो उपयोग करे छे ते सघळा एक कोषरूपे एकत्र करवानुं काम आ परिषद् सामान्य मंत्रीओने सोंपे छे."

**प्रस्तावकः**—रा. रा. कृष्णलाल मोहनलाल झवेरी, एम्. ए., एल. एल. बी.

**अनुमोदकः**—रा. रा. मंजुलाल जमनाराम दवे, एम. ए.

ત્યારબાદ ઇનામી નિબંધોના સંબંધમાં નીચે પ્રમાણે દાનનું પ્રકાશન રા. મનહરરામે કર્યું હતું.

રૂ. ૨૦) રા. ધરણીધર જેવચરામ તરફથી એમના કાકા કવિ વિજયાશંકરના સ્મરણાર્થે. આ ઉપરાંત એમણે કવિ વિજયાશંકરકૃત વિજયવાણીની નકલો નિર્ણયકારક કમિટીના દરેક સભ્યને આપવાને વાસ્તે પૂરી પાડી હતી.

રૂ. ૧૫) પીરજાદા મોટામીઆં તરફથી માંગરોળની પીરની ગાદીના સ્મરણાર્થે.

આ બેઠક દરમીઆન મોટા મંદિરના મહારાજ ગોસ્વામી શ્રી બ્રીજરતનલાલજી તથા નામદાર સચીનના નવાબ સાહેબ ઇબ્રાહીમખાનજી પોતાના દિવાન તથા સ્ટાફ સહિત પધારતાં વાજાના રાજગીત ધ્વનિ સાથે તેમનો યોગ્ય સત્કાર કરવામાં આવ્યો હતો.

ત્યારબાદ આ પ્રસંગને માટે કવિ ઇન્દિરાનંદ લલીતાનંદ પંડિતે ખાસ બનાવેલી કવિતા હાર્મોનિયમ વગેરેનાં સાજ સાથે આ પ્રસંગને માટે બોલાવવામાં આવેલા ઇડરના પ્રખ્યાત ગવૈયા ઉસ્તાદ આલમખાન ઇજમતખાને ગાઈ હતી.

## સ્વાગતમ્.

**યમન કલ્યાણ.**

(આ જગમેં નહીં કોઇ અપના એ રાહ.)

( અહો ! )

વીર વિદુષ નર મંડલ મંડન- ટેક.

આલ્હાદક શશિ શાંતિ પ્રભાસ્વર,
સાહિત્ય પરિષદ્ કંજન રંજન. વીર. ૧

ભલે પધાર્યા દ્વિતિયામૃતકર,
પૂજીએ વધાવી સુપુષ્પે હૃદંગમ. વીર. ૨

જાણે અખાત્રીજ પુર ઉર ઉલટે,
કલામ કવિની કરવાને કૂજન. વીર. ૩

નૃત્ય મયુરાસની કરવાને,
આવિ અચાનક તમ ભિડભંજન. વીર. ૪

સ્વિકારીને સૂર્યપુર દીનતનયા-
-તટના નિવાસી જન આમંત્રણ. વીર. ૫

શ્રમિત છો શ્રમથી આ તપ તપથી,
દૂર પ્રવાસથી આકુળતા મન. વીર. ૬

ફળફુલ ધાન્યની સેવા હમારી,
લેજો સ્વિકારી પ્રીતિ પુર પૂજન. વીર. ૭

ગુર્જર રાષ્ટ્રના ઉત્સાહી પુરૂષો,
પરહિત રત પૂજ્ય પરમ છો સજ્જન. વીર. ૮

અગ્રણી અગ્રસ્થાને પ્રજાના,
લેજો વિશ્રાંતિ ભાજન મહાજન. વીર. ૯

માતૃભૂભક્તિ ભાવૂકભાવ,
પ્રીય સ્વરૂપમાં શાક્ષર ક્ષર ન. વીર. ૧૦

દીન્દિરાનંદ આનન્દ ઉપાસક,
હૃદય વિકાસક છો સ્મિત વદન. વીર. ૧૨

પરિષદ્‌ને લગતું કાર્ય પૂરૂં થયા બાદ પ્રદર્શન ખુલ્લું મુકવાની ક્રિયા કરવામાં આવી હતી.

# ત્રીજો દિવસ.

## ( સવારની બેઠક. )

આ દિવસના કાર્યક્રમનો આરંભ સવારે ૮–૩૦ વાગતે નીચેના સંગીતથી કરવામાં આવ્યો હતો.

સંગીત:—

ગુર્જર સાહિત્ય તણાં રત્નોને કરીએ નમન,
સૌ કવિવર ગદ્ય નવલ લેખકને કરીએ નમન.
પ્રેમાનંદ સુધારસ પીતાં તૃપ્ત જનોની નવ વિરમંત,
દયા વાણી રસરાજ ભરિત નરસિંહી ભક્તિ પૂર ભરંત.

શામળ ચાતુરી બોધ કરંતી, અખા ભભકભર પ્રૌઢી પ્રચંડ,
મર્દ ધિરાની કાફી પીતાં, કાફી ગૃહ સરવે ગગડંત !
વલ્લભવાણી સુશોભિત સરલી, ભાલણની ભલિ પ્રેમી નિશંક,
પ્રિતમ ત્રિવિક્રમ મનહરસ્વામી દૃઢ વેદાન્તે રહ્યા રમન્ત.
રઘૂનાથ ને રામકૃષ્ણ રાવે રાજે રણછોડ દીવાન,
નિર્મલ નિષ્કુલ નભુ નરભો શિવ શાન્તિ ડુંગર ભક્ત ભગવાન. ૪.

બોજો રત્નેશ્વર ને ગીરધર કાવ્ય મંદીરે વૃદ્ધિ કરંત,
રાધા મીરાંબાઇ દિવાળી સ્ત્રી કવિઓ પણ સુધા ઝરંત.
પદ્મ વિજય ને રૂપવિજય વળી દીપવિજય ને વીરવિજય,
જૈન કવિઓ ગુર્જર કવને કરી રહ્યા છે વિજય વિજય. ૬.

નાગર કવિની ગણના કરતાં શિવાનંદ કીર્તન ગરજન,
કાલીદાસ શૃંગારે અર્ચન, વિજય સવિતા રસ વર્ધન.
નર્મદ શૈલી મસ્ત ઊછળતી વળી ગદ્યે રસમય ઝરતી,
દલપત ડાવકપણમાં ઠરતી પ્રાસ ચમકથી ઝગમગતી.

નવલ વિવેચક કુશાગ્ર ધિધર નંદ કથારસ મધુરો મનહર,
ગુર્જર સાહિત્યે મહિપતીની કલમ પુરી રહી વિધવિધ રંગ,
શાળા મંદિરમાંહી પુજાતી દીપી રહી રસિલી જસવંત.
મણિ મનસુખ વેદાન્ત શિખરપર, ગોવર્ધન ઘુમતો ઘર ઘર,

ઇચ્છારામની હાટ જમાવટ સાહિત્યે તેહના તવંગર,
રગ રગ ચિત્ર વિચિત્ર મસાલે મઘમઘતી રસભર જનકર.

લ. લા. વ્યાસ.

સંગીત પૂરૂ થયા બાદ પરિષદને સ્થાઇ સ્વરૂપ આપવા બાબતનો નિચેનો ઠરાવ પસાર કરવામાં આવ્યો હતો.

## ठराव बीजो.

"आ परिषद पोतानुं काम वधारे संगीन करे एटला माटे तेने स्थायी स्वरुप केवा प्रकारनुं आपवुं ते नक्की करवा माटे नीचे जणावेला गृहस्थोनी एक कमिटी नीमवी. ए कमिटीए पोतानो रिपोर्ट जान्युआरी, १९१६ पहेलां तैयार करी परिषदना सामान्य मंत्रीओने मोकली देवो एटले आवती परिषदमां विचार सारु ते रजु करवामां आवे."

ऑ. रा. ब. रमणभाई महीपतराम नीलकंठ.
रा. रा. केशवलाल हर्षदराय ध्रुव.
प्रो. बळवंतराय क० ठाकोर.
प्रो. आनंदशंकर बापुभाई ध्रुव.
रा. नरसिंहराव भोळानाथ दीवेटीआ.
रा. ब. हरगोविंदास द्वारकादास कांटावाळा.
रा. छगनलाल हरिलाल पंड्या.
रा. नृसिंहदास भगवानदास विभाकर (मंत्री).
रा. चंद्रशंकर नर्मदाशंकर पंड्या ( मंत्री ).
रा. मनहरराम हरिहरराम मेहेता ( मंत्री ).
दि. ब. रणछोडभाई उदयराम.
डॉ. सुमंत बी. मेहेता.
रा. कृष्णलाल मोहनलाल झवेरी.
रा. इंदुलाल कनैयालाल याज्ञिक.
रा. नंदनाथ केदारनाथ.
रा. बीरबल हरिसुखराम मेहेता.
रा. कनैयालाल एम. मुनशी.

**प्रस्तावकः**—रा. रा. नृसिंहदास भगवानदास विभाकर.
बी. ए., एल एल. बी., बार—एट—लॉ.

**अनुमोदकः**—रा. रा. मनहरराम हरिहरराम मेहेता, बी. ए.

ત્યારબાદ સ્ત્રી કેળવણીના નવા અભ્યાસક્રમને લગતો નીચે પ્રમાણેનો ઠરાવ રજુ કરવામાં આવ્યો હતો.

## ठराव ३ जो.

" मुंबईना केळवणीखातातरफथी कन्याओना उच्च शिक्षणनो अभ्यासक्रम हजीसुधी प्रगट नहीं थयो होवाथी ए संबंधमां परिषद तरफथी सूचना करवाने

रा० ब० हरगोविंददास द्वारकादास कांटावाळा.
रा० ब० खंडुभाई गुलाबभाई देसाई.
रा० ब० कौशिकराम विघ्नहरराम मेहता.
सौ० शारदा मेहेता.
सौ० विद्या नीलकंठ. ( मंत्री ) अस्टोडीआ चकलो—अमदावाद.

આ ઠરાવ થયા પછી નીચેના નિબંધો વંચાયા હતાઃ—

૧. ધરોની બાંધણી— રા. રા. વિજયલાલ કનૈયાલાલ ધ્રુવ. ૧૫ મિનિટ.
૨. ગુજરાતી ગ્રંથ સાહિત્યની ઉન્નતિ માટે કેવા પ્રકારના આત્મભોગ તથા પુરૂષાર્થની આવશ્યકતા છે વગેરે.
રા. મોતીલાલ તુ. દલાલ. ૧૫ „
૩. કવિ ભાલણ— રા. રામલાલ ચુનીલાલ મોદી, ૨૦ „
૪. ગુજરાતી લિપિ અને તેની ઉત્પત્તિ—રા. ઉસ્માન બચલ.
૫. લિપિ સંબંધી કાંઇક—રા. જયંતિલાલ મોરારભાઇ મહેતા. ૨૦ „
૬. સ્થાપત્ય— રા. ગજાનન વિશ્વનાથ પાઠક. ૩૦ „

આ સાથે ભાષાને લગતા ત્રણ નિબંધોને માટે પરિષદનો એક નાનો વિભાગ જુદો ભરવામાં આવ્યો હતો, જેના પ્રમુખ પદે રા. નરસિંહરાવ બેઠા હતા, અને પરિષદના પ્રમુખની બેઠક તે વખતે શાસ્ત્રી શંકરલાલ માહેશ્વરને આપવામાં આવી હતી. આ વિભાગમાં રા. તનસુખરામ મનસુખરામ ત્રિપાઠીનો "ગુર્જર દેશ" સંબંધી લેખ રા. અંબાલાલ બુલાખીરામ જાનીએ વાંચ્યો હતો. "જૂની ગુજરાતી અને જુની પશ્ચિમ રાજસ્થાની" એ વિષય ઉપર ડાકટર ટેસીટોરીનો અંગ્રેજી લેખ પ્રૉ. બળવંતરાય ઠાકોરે વાંચ્યો હતો. આ વિષયો પર ચર્ચા થઇ રહ્યા બાદ રા. રા. ડાહ્યાભાઇ પિતાંબરદાસ દેરાસરીએ કવિ કર્મણકૃત 'સીતાહરણ પરનો પોતાનો લેખ વાંચી સંભળાવ્યો હતો.

---

## ( સાંજની બેઠક. )

આ બેઠકનું કામકાજ બપોર પછી ચાર વાગે નીચેના સંગીત વડે શરૂ કરવામાં આવ્યું હતું:—

( ૧ )

**રાગ કલ્યાણ—ત્રિતાલ.**

ગુર્જર સાહિત્ય ભક્તજન ! આવો ! પૂજવાને;
આવો ! પૂજવાને સ્નેહે દેવી શ્રી રીઝાવવાને;
પધારોજી આજ સહુએ વ્હાલે પૂજવાને—ગુર્જર. ૧

પ્રેમ શૌર્ય અંકિત કવિવર
નર્મદ તણી શૈલી સુરૂચીકર
દેશજ સાહિત્ય પ્રથમ એ ધર્યો પ્રેરવાને—ગુર્જર. ૨

આદિકર નવલ કથાનો
નંદન એ નંદ બધાનો
બનીયો બહુ પૂજ્ય દીધો મ્હેં જય વાધવાને—ગુર્જર. ૩

ગુજર ભૂમિમાં અદિ વિવેચક
નવલ રત્ન નવલું બલપ્રેરક
ધરીયું એ વૃદ્ધિ વાંઙમયે વધુ સ્થાપવાને—ગુર્જર. ૪

સજ્જન સાક્ષર નરનારી
રત્નજગત ખોળે ધરનારી
.રવી એવી ભૂમિ આ વધાવે બધાને—ગુર્જર. ૫

આવાહન સુદીનતામય
આરાધન પરમ ભક્તિમય
કરીએ સહુ સાથ ગિરાનું શ્રેય થવાને—ગુર્જર. ૬

ભ. ભા. મહેતા.

( ૨ )

રસરંગે વધાવી લો નરસિંહ નામ,
પદે પ્રમુખ સાહિત્યનું ધાર્યું સુકાન—રસ.

કીધી સેવા સાહિત્યની સ્તુત્ય સમાન,
જેથી ભાવી લાભો છે સંગીન એ માન.

માતા ગુર્જરના સહુ પુત્ર સમાન,
ધારે હિન્દુ, જરથૂસ્તી કે મહમદી નામ,

લઇએ હોંસે વધાવી સૌને પ્રેમે સમાન,
હમે સુરતી જનોના આપ સુરતી મહેમાન,

આવી આપે દીપાવ્યું સાહિત્ય સુધામ,
કરતી લલિત વાણી પ્રેમે સૌને પ્રણામ.

લ. લા. વ્યાસ.

સંગીત પૂરું થતાં "શેત્રંજ ઉત્પત્તિ અને ખીલવણી" વિષે રા. રા. પ્રહ્લાદ ચંદ્રશેખર દિવાનજીનો લેખ અને "સ્ત્રીઓ અને સમાજ સેવા" વિષે સૌ. રતિદાગૌરી પાઠકજીએ પોતાનો લેખ વાંચ્યો હતો. સ્ત્રીલેખકે અસરકારક રીતે-છટાથી પોતાનો લેખ વાંચવાનો આ એકજ દાખલો હોવાથી પરિષદે તેમને અસાધારણ પ્રોત્સાહન આપ્યું હતું. બાદ રા. રા. હિમ્મતલાલ ગણેશજી અંજારીઆએ કેટલાએક સ્વીકારાએલા નિબંધો, જે સમયને અભાવે કે લેખકને અભાવે પારષદમાં વંચાયા નહતા તેનો સાર કહી સંભળાવ્યો હતો.

ત્યારબાદ પરિષદે નીચે પ્રમાણેના ઠરાવો પસાર કર્યા હતાઃ—

## ઠરાવ ૪ થો.

" હાઇસ્કુલો અને કૉલેજોમાં ગુજરાતી ભાષાને અને ગુજરાતી સાહિત્યને હાલથી વિશેષ-સ્થાન શીરીતે આપવું તે વિશે વ્યવહારુ યોજના ઘડવાનું કામ પરિષદ નીચેની કમિટીને સોંપે છે.

१ न्यायमूर्ति लल्लुभाई आशाराम शाह-प्रमुख
२ ऑनरेबल मि. लल्लुभाई सामळदास.
३ ऑनरेबल रा. ब. रमणभाई महीपतराम.
४ रा. रा. केशवलाल हर्षदराय ध्रुव.
५ प्रो० आनंदशंकर बापुभाई ध्रुव.
६ प्रो० बळवंतराय कल्याणराय ठाकोर.
७ रा. रा. नरसिंहराव भोळानाथ.
८ रा. रा. उत्तमलाल केशवलाल त्रिवेदी.
९ रा. रा. नंदनाथ केदारनाथ दीक्षित.
१० रा. रा. हिम्मतलाल गणेशजी अंजारीआ.
११ रा. रा. चंद्रशंकर नर्मदाशंकर पंड्या (मंत्री).
चीनाबाग, गिरगाम—मुंबई.

प्रस्तावकः—प्रो० आनंदशंकर बापुभाई ध्रुव, एम. ए., एल. एल. बी.
अनुमोदकः—रा. रा. कौशिकराम विघ्नहरराम मेहता, बी. ए.
टीपः—दरेक कमिटीने पोताना सभ्योनी संख्या वधारवानी सत्ता छे.

## ठराव ५ मो.

" गुजराती साहित्यना इतिहासमाटे अने प्राचीन गुजरातना बुद्धिप्रभावनुं स्वरूप जाणवा माटे गुजराती हस्तलिखीत प्राचीन ग्रंथोनी अने गुजरातीओनां रचेलां संस्कृत, फारसी वगेरे ग्रंथोना हस्तलेखोनी नोंधणी अने संग्रह करवानी जरूर छे. ए बाबतनी योजना करवा नामदार ब्रिटिश सरकारने, देशी राजाओने, गुजरात वर्नाक्युलर सोसायटीने, श्रीफार्बस गुजराती सभाने, जैन संघोने, जैन साधुओना संघाडाने अने जाहेर पुस्तकालयोना स्थापकोने विनंति करवामां आवे छे. "

प्रस्तावकः—रा. रा. केशवलाल हर्षदराय ध्रुव, बी. ए.
अनुमोदकः—ऑ. रा. ब. रमणभाई महीपतराम नीलकंठ बी. ए., एल एल. बी.

## ठराव ६ ट्ठो.

"शास्त्रीय अने वैज्ञानिक परिभाषा उत्पन्न करवा आवती परिषद मळे ते पूर्वे बंगाली, हिंदी, मराठी, उर्दु, गुजराती वगेरे हिंदुस्तानी भाषाओमां शास्त्रीय अने वैज्ञानिक परिभाषा रचवाना जे जे प्रयासो थया होय तेना सविस्तर पत्रको तैयार करवानी परिषद्‌ने जरूर लागे छे. आ काम माटे 'गुजरात वर्नाक्युलर सोसायटी'ने सामान्य मंत्रीओए विनंति करवी."

प्रस्तावकः—प्रो० बळवंतराय कल्याणराय ठाकोर, बी. ए.
अनुमोदकः—प्रो० कांतिलाल छगनलाल, एम. ए.

## ठराव ७ मो.

"(क.) गुजराती साहित्यसमृद्धि विपुल अने विविध थवानी परिषदने जरूर लागे छे. इतिहास, तत्त्वज्ञान अने विज्ञानना ग्रंथो स्वतंत्र अने परभाषा, अंग्रेजी, मराठी, बंगाली, फारसी, उर्दू वगेरमांथी भाषांतर रूपे प्रगट करवा व्यवहारु पगलां सत्वर लेवा साहित्य प्रकाशक संस्थाओने भलामण करे छे.

(ख.) त्रीजी परिषद् वखते शरु थएली साहित्यपरिषद्व्याख्यानमालाने सजीवन करवा गुजरातनां साहित्यमंडळोने परिषद् भलामण करे छे."

प्रस्तावकः—प्रो॰ आनंदशंकर बापुभाई ध्रुव, एम. ए, एल एल. बी.
अनुमोदकः—रा. रा. चंद्रशंकर नर्मदाशंकर पंड्या, बी. ए., एल एल. बी.

## ठराव ८ मो.

"गुजरातना अर्वाचीन विदेह लेखकोनी छबीओ, हस्तलेखो, कागळपत्रो वगेरनो संग्रह एकस्थळे सत्वर थवानी परिषद्ने जरूर लागे छे. दलपतराम, नर्मदाशंकर, नवलराम, गोवर्धनराम, मणिलाल, कलापी वगेरना हस्तलेखो रखडी न जाय अने भविष्यना गुजरातीओने तेमना संग्रह अने रक्षण माटे महेनत करवी न पडे एटलावास्ते गुजरात वर्नाक्युलर सोसायटी के वडोदरानी सेंट्रल लाईब्रेरीने आ कार्य करवा परिषद् भलामण करे छे."

प्रस्तावकः—रा. रा. इन्दुलाल कनैयालाल याज्ञिक, बी. ए., एल एल. बी.
अनुमोदकः—रा. रा. हीरालाल त्रिभोवनदास पारेख, बी. ए.

## ठराव ९ मो.

"आपणी प्रांतिक भाषाओनी उन्नतिने बाध न करे एवी रीते हिंदुस्तानमां सर्वत्र हिंदुओनो परस्पर व्यवहार झडपथी वधारवा हिंदी भाषानो प्रचार वधेलो जोवा परिषद् उत्सुक छे."

प्रस्तावकः—रा. रा. रणछोडलाल लल्लुभाई खंभाती
अनुमोदकः—रा. रा. जनार्दन बीरभद्र पाठकजी.
समर्थकः—प्रो॰ दुर्गाशंकर प्राणजीवन रावळ.

## ठराव १० मो.

" हिंदुस्तानमां भिन्न भिन्न भाषाओना साहित्यना विनिमयनी अनुकूलता देवनागरी लिपिथी वधती होवाथी ए लिपिनो प्रचार गुजरातमां वधतो जोवा परिषद उत्सुक छे. "

**प्रस्तावकः**—दि. ब. रणछोडभाई उदयराम दवे.

**अनुमोदकः**—रा. रा. वीरेश्वरानंद इंदिरानंद पंडित. बी. ए., एल, एल. बी.

આ કાર્ય પૂરૂં થતાં રા. રા. રણજીતરામ વાવાભાઇએ ગુજરાતની સાહિત્ય પ્રકાશક સંસ્થાઓ જેવીકે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, ફાર્બસ સભા વગેરેએ કેવી સેવા બજાવી છે તેનો ઇતેખાબ જણાવ્યો હતો.

ત્યાર બાદ પ્રો. રમણભાઇએ પરિષદના બંધારણમાં ફેરફાર કરનારો નીચે પ્રમાણેનો ઠરાવ રજુ કર્યો હતો, જેને રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી તરફથી ટેકો મળતાં પરિષદે પસાર કર્યો હતો.

વડોદરામાં મળેલી ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદે સ્વીકારેલા બંધારણમાં નીચે પ્રમાણે ફેરફાર કરવો:—

| નિયમ. | ફેરફાર. |
|---|---|
| ગ. ૧. | 'ત્રણ'ને બદલે "પાંચ" શબ્દ મુકવો. |
| ઘ. | મથાળામાં "કારોબારી મંડળ" ને બદલે "સ્થાનિક પરિષદ મંડળ" કરવું. અને નિયમોમાં જ્યાં જ્યાં એ શબ્દ આવે ત્યાં ત્યાં આ પ્રમાણે ફેરફાર કરવો. |
| ઘ. ૧. | છેવટે ઉમેરવું કે "સામાન્ય મંત્રીઓ અને પાછલી પરિષદના પ્રમુખો આ મંડળના સભાસદ ગણાશે. સ્થાનિક પરિષદ મંડળમાં દાખલ થવા સારૂ ઓછામાં ઓછા રૂ. ૫) નું લવાજમ પ્રત્યેક સભાસદે આપવું જોઇએ." |
| ઘ. ૫. | 'ત્રણ મહિનાપર" એ શબ્દો કાઢી નાંખવા. |
| ઘ. ૭. | "મંત્રીઓ" અને "હસ્તક" ની વચમાં "અને આગલી પરિષદે નવી નીમેલી કમિટીઓ" એટલા શબ્દ ઉમેરવા. "પચાસ ટકા" પહેલાં "ઓછામાં ઓછા" એટલા શબ્દ ઉમેરવા. |

ઘ. ૮. (અ) હાલના વાક્યને બદલે નીચેનું વાક્ય મુકવું. "સામાન્ય મંત્રીઓની સલાહથી પરિષદના બેઠકના પ્રમુખની નીમણુક સ્થાનિક પરિષદ મંડળ ચુંટણી (election) થી કરશે."

ઘ. "અને તેના કાર્ય વ્યવહાર માટે માર્ગદર્શક નિયમો ઘડી તેમને સોંપશે" એ શબ્દો કાઢી નાંખવા અને આ શબ્દો ઉમેરવા. "કયા નિબંધો સ્વીકારવા અને તેમાંના કયા વાંચવા અને કયા છપાવવા તેનો નિર્ણય નિરીક્ષક મંડળી કરશે."

ઘ. ૧૦ હાલના વાક્યને બદલે નીચેનું વાક્ય મુકવું.

"પરિષદ અને તેહેને અંગે યોજાયલી સંસ્થાઓના કાર્યક્રમનો અહેવાલ સ્થાનિક પરિષદ મંડળ પ્રગટ કરશે, અને તે સાથે નિયમ ગ ૪ માં જણાવેલા ખાસ નિબંધો તથા બીજા નિબંધો આવેલા હોય તેમાંથી નિરીક્ષક મંડળીએ પરિષદને નામે છાપવા યોગ્ય ઠરાવેલા નિબંધોનો સંગ્રહ પણ સ્થાનિક પરિષદ મંડળ પ્રગટ કરશે."

ચ. ૩. હાલના વાક્યને ઠેકાણે નીચેનું વાક્ય મુકવું.

"સભાસદો નિયમ ઝ૭ ને અનુસરીને ચર્ચામાં ભાગ લઇ શકશે."

જ. ૧. "કારોબારી મંડળ નિરીક્ષણ માટે નિયમો ઘડી માર્ગ દર્શાવે તે પ્રમાણે" એ શબ્દો કાઢી નાંખવા.

જ. ૨. આ કલમ કાઢી નાંખવી.

ઝ. મથાળામાં "નિર્ણયકારક મંડળ" ને બદલે "વિષય કમિટી" કરવું અને નિયમોમાં જ્યાં જ્યાં એ શબ્દ આવે ત્યાં ત્યાં આ પ્રમાણે ફેરફાર કરવો.

ઝ. ૧ (બ) "પરિષદને બદલે" "આગલી પરિષદે" મુકવું.

ઝ. ૬. આ પછી ઝ ૭ મી કલમ આ પ્રમાણે ઉમેરવી. "ઝ ૭ કયા વિષયોની ચર્ચા કરવી અને કયા ઠરાવ રજુ કરવા તે વિષય કમિટી નક્કી કરશે. ચર્ચામાં કોણ ભાગ લેશે અને ઠરાવોને કોણ રજુ કરશે તથા ટેકો આપશે તે પણ આ કમિટી નક્કી કરશે. પરિષદની બેઠક દરમ્યાન આ બાબતમાં પ્રમુખ ઘટતા ફેરફાર કરી શકશે."

ટ. ૩. "નાણાંના" ને બદલે "ચોખ્ખા વધારાના નાણાંના" કરવું અને "તેમજ બેઠક ભરવા કરેલા ફાળામાંથી ખર્ચ જતાં રહેલ ફાજલ રકમના પચાસ ટકા" ને બદલે "તથા બેઠક ભરવા કરેલા ફાળામાંથી ખર્ચ જતાં ફાજલ રકમ રહે, તેના કુલ રકમના ઓછામાં ઓછા પચાસ ટકા" મુકવું.

ક. ૧. 'પસંદગી' ને બદલે "નીમણુક" બીજી લિટીમાં કરવું.

ક. ૨. "નિરીક્ષક મંડળીએ સૂચવેલા અથવા" આ શબ્દો કાઢી નાંખવા.
નિર્ણયકારક મંડળ તરફથી રજુ થયેલો આ ઠરાવ પરિષદમાં નિર્ણીત કરવામાં આવ્યો.

---

આ ઠરાવ પસાર થયા બાદ સત્કાર મંડળના ઉપપ્રમુખ રા. રા. ગણપતરામ અનુપરામ ત્રવાડીએ કેટલુંક વિવેચન કર્યું હતું. જ્યાર પછી પ્રમુખે નીચેના ઠરાવો રજુ કર્યા હતા, જેને પરિષદે તાળીઓના અવાજથી પસાર કર્યા હતા.

# ઠરાવો.

૧ ત્રીજી સાહિત્ય પરિષદના પ્રમુખ દિ. બ. અંબાલાલભાઇના સ્વર્ગવાસથી આ પરિષદને ખેદ થાય છે અને એમના કુટુમ્બઉપર પત્રદ્વારા એ ખેદ દર્શાવવાની સત્તા પ્રમુખને આપવામાં આવે છે.

૨ સરકારી હાઇસ્કુલનું મકાન પરિષદના ઉપયોગ માટે આપવા બાબત મહેરબાન ઉત્તર વિભાગના એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબનો ઉપકાર માનવામાં આવે છે.

ત્યારબાદ પરિષદના બે વધારાના નવા મંત્રીઓ તરીકે રા. રા. કૌશિકરામ વિઘ્નહરરામ અને રા. રા. રણજીતરામ વાવાભાઇની નીમણુક કરવામાં આવી હતી.

આ કાર્ય થઇ રહ્યા પછી પરિષદનો ઉપકાર માનતાં રા. રા. મનહરરામે નીચે પ્રમાણે જણાવ્યું હતું.—

ગયા વર્ષની તા. ૧૭ મી મેને દિવસે સુરતે ગુજરાતી સાહિત્ય પરિષદ અત્રે ભરવાનું જે ઋણ માથે લીધું હતું, તે ઋણમાંથી આજે હવે સુરત મુક્ત થયું છે. આ મુક્તિ અમે ઘણો વખત અગાઉ મેળવી હોત, પણ લડાઇ, મરકી વગેરે અનેકાનેક કારણોને લીધે જે જે દશી વીશીમાંથી અમારે પસાર થવું પડયું છે, તેનો ખ્યાલ હું કરૂં છું ત્યારે આજ પણ અમે આ મુક્તિ મેળવી શક્યા એ મને એક આશ્ચર્યનીજ વાત લાગે છે. પરિષદ અત્રે મેળવવા બાબતનું બીજ રોપવાનું માન મારા મિત્ર રા. રા. હિમ્મતલાલ ગણેશજી અંજારીઆને ઘટે છે. એમણે જો એ સૂચના ન કરી હોત અને એ સંબંધી પોતાના અનુભવનો લાભ અમને ન આપ્યો હોત તો હું માનું છું કે પરિષદ મેળવવાનું માન આટલું જલદી સુરતને મળ્યું ન હોત. કોઇ પણ કાર્ય કરવામાં સૌથી અઘરૂં કામ નાણાં એકઠાં કરવાનું છે અને તે બાબત મુંબઇમાં રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી તથા રા. રા. મણીલાલ ડાહ્યાભાઇ નાણાવટી તરફથી

અને સુરતમાં રા. રા. પ્રસન્નવદન મોટાભાઇ દેશાઇ, ડાકટર મનંતરાય મદનરાય રાયજી, તથા શેઠ જીવણચંદ સાકરચંદ તરફથી અમને જે સહાય મળી છે તેની જેટલી સ્તુતિ કરીએ એટલી ઓછી છે. રા. રા. રણજીતરામ વાવાભાઇના સંબંધમાં તો હું જેટલું કહું તેટલું થોડુંજ છે. પોતાના અમિત ઉત્સાહ, અસાધારણ વિદ્વત્તા અને દુષ્પ્રાપ્ય અનુભવનો લાભ અનેક ભોગે અત્રેના પરિષદ મંડળને-પરિષદના દરેક અંગના સંબંધમાં-એમણે આપ્યો છે, અને જો હું એમ કહું કે આવી પરિષદ એમના વગર મેળવી શકયા ન હોત તો એ કંઇ અતિશયોક્તિના પ્રદેશમાં હું જાઉં છું એમ નહિ કહેવાય.

મારા મોંઘેરા મ્હેમાનો, આ પરિષદ ગુર્જરેશ ગાયકવાડની છત્રછાયા નીચે મળી નથી; આપને અતિથ્ય આપવાને અહીં કંઇ રાજા રજવાડાઓ ઉભા નથી, અમારાં આંગણાં શાન્ત અને સાદાં છે, અમારાં વધામણાં શાન્ત અને સાદાં છે; પણ તે હૃદયના મર્મસ્થાનમાંથી નીકળતાં હોવાથી તેની યોગ્ય તુલના કરી અમારા તરફથી આપનું આતિથ્ય કરવામાં જે જે અનેકાનેક ન્યૂનતા રહી છે તે આપ ક્ષંતવ્ય ગણશો, અને જે ભાવથી અમારૂં નિમંત્રણ સ્વીકારી અત્રે પધારવાની આપે કૃપા કરી છે, તેમાં અધિકાધિક વૃદ્ધિ કરશો તો અમે સમજીશું કે અમે કૃતકૃત્ય થયા છીએ.

ત્યારબાદ રાજેશ્રી કૌશિકરામે યોગ્ય શબ્દોમાં પ્રમુખનો આભાર માનવાનો ઠરાવ રજુ કર્યો હતો, જે પસાર કરવામાં આવ્યો હતો.

પછી ઉપસંહારમાં પ્રમુખે નીચે પ્રમાણેનું વિવેચન કરી પરિષદને વિસર્જન થયેલી જાહેર કરી હતી.

છેવટે રાજગીતનું ગાન સંગીતના મધુર ધ્વનિઓ સાથે ચાલતાં પરિષદ રાત્રિના સાડાસાત વાગતે વિસર્જન થઇ હતી.

---

આગલા પાનાપર જણાવ્યા પ્રમાણે પ્રમુખનો આભાર માનવાનો ઠરાવ રજુ કરતાં રા કૌશિકરામે નીચે પ્રમાણે વિવેચન કર્યું હતું:—

**સદ્‌ગૃહસ્થો અને સન્નારીઓ,**

પ્રમુખ મહાશયનો ઉપકાર માનવાની દરખાસ્ત આપની આગળ રજુ કરતાં મને હર્ષ થાય છે. એ કાર્ય હું ઔપચારિક રીતે કરતો નથી પરંતુ એને હું મારું પવિત્ર કર્તવ્ય સમજું છું. પ્રમુખ મહાશયની ઉચ્ચ પ્રકારની વિદ્વત્તા સર્વમાન્ય છે. તેને મારા જેવા અલ્પાધિકારી મનુષ્યના કે કોઇ પણ વર્તમાનપત્રના પ્રમાણપત્રની લેશ પણ આવશ્યકતા હોય એમ હું માનતો નથી. એ વિદ્વત્તાની ભવ્ય પ્રસાદી રૂપે એમણે એમનું ભાષણ આપી, તેમજ ભાષણને અંતે ખાસ કેટલીક હિતકર સૂચનાઓ કરી એકલી પરિષદ્‌ને નહિ પરંતુ ગુજરાતી વાંચનાર આલમને ઉપકૃત કરી છે. પ્રમુખ મહાશયે પરિષદ્‌નો કાર્યક્રમ કુશળતાથી ચલાવ્યો છે. સાહિત્ય પરિષદ્‌ના પ્રમુખનું શસ્ત્ર કહો કે અસ્ત્ર કહો જે કહો તે તેમની ટકોરી છે. એ ટકોરીનો રણકારો કોઇના પણ હૃદયને આઘાત કરે એવો ન હતો. અલબત કેટલાક ચુસ્ત વાંચનારાઓને તેમની બેઠક સુધી દોરી જવામાં આવ્યા હતા, પરંતુ તેમને પણ સ્વયંસેવકોનો હસ્તસ્પર્શ કોમળ જણાયો હશે, અને પ્રમુખ મહાશયની જે કંઇ પણ ભૂલ થઇ હોય તો તે કરુણાની દિશામાંજ હતી ઉપરાંત મહત્ત્વની બાબત એ છે કે સાહિત્ય પરિષદ્‌ને પ્રગતિ પંથે દોરવા અર્થે પરિષદ્‌ના પડદા પાછળ જે અનિર્વચનીય અંતરંગ સંચલન ચાલે છે તે અંગે પણ પ્રમુખ મહાશયે ઉચ્ચ ધૈર્ય સંપત્તિ, પ્રગતિપરાયણતા અને ઉદારવૃત્તિ દર્શાવી છે એ જાણનારા જાણે છે. આ બધાં કારણોથી પ્રેરાઇ પ્રમુખ મહાશયનો ઉપકાર માનવાની દરખાસ્ત આપની આગળ રજુ કરવા હું ઊભો થયો છું અને મને પૂર્ણ વિશ્વાસ છે કે આપ સર્વાનુમતે એ દરખાસ્ત પસાર કરશો.

આ ઠરાવ રા. ચંદ્રશંકરના અનુમોદનથી પસાર થયા બાદ પ્રમુખે ઉપસંહારમાં નીચે પ્રમાણે વિવેચન કર્યું હતું:—

**ભગિનીઓ તથા બન્ધુઓ!**

આપણું કાર્ય હવે સંપૂર્ણ થયું છે. ઉપસંહારરૂપે થોડાંક વચનો બોલતા પહેલાં મ્હારું કર્તવ્ય છે કે રા ભાઇ કૌશિકરામે તથા રા. ભાઇ ચંદ્રશંકરે મ્હારે વિશે જે સ્નેહયુક્ત વચનો કહ્યાં છે તે માટે ઉપકાર માનવો. મહામહોપાધ્યાય શાસ્ત્રી શંકરલાલ માહેશ્વરને માટે પણ એઓએ ઉપકારવચન કહ્યાં છે, હેનો ઉત્તર એઓ વૃદ્ધાવસ્થાની અશક્તિને લીધે જાતે આપી નહિં સકે માટે મ્હને હેમણે આજ્ઞા કરીછે તે પ્રમાણે હેમની તરફથી પણ ઉપકાર દર્શાવવાનું કર્તવ્ય ઉપસ્થિત થયુંછે. હમે બંને ખરા અંતઃકરણથી એ ઉપકારના ઠરાવ માટે ઉપકાર માનિયે છિયે આટલા મ્હોટા સમારમ્ભનો તંત્ર નિર્વિઘ્ન અને સફલતાથી ચલાવવો તે એક વ્યક્તિની શક્તિની બ્હાર છે. એ સફલતા માટે યશ મ્હને આપવામાં આવ્યોછે તે ખરું તપાસશો તો જણાશે કે એ યશ ઘણે ભાગે આપ સર્વ બંધુજનના સ્નેહભાવને આપવો ઘટે છે. મ્હારા ભાષણમાં જે સ્નેહભાવ અને સહકારિતા વિશે ઉલ્લેખ મ્હેં કર્યોછે તે વૃત્તિયોથી પ્રેરાઇને આપ સર્વેએ સહાયતા આપી ના હોત તો મ્હારા એકલાથી આ કાર્ય વિજયકારે લઇ જવાત નહિં. માટે ખરો યશ હમારા સ્નેહભાવને—અને એ સ્નેહભાવની પાછળ ગૂઢ રહેલા એ ભાવ પ્રેરનાર પરમ પ્રભુને—આપવો જોઇયે.

આ સુરત શહેરમાં આ સમારમ્ભ નિર્વિઘ્ન પાર પડયોછે. સૂરતની સાહિત્યકીર્તિના સ્તમ્ભરૂપ નર્મદ કવિનું સ્મરણ મ્હારા આરમ્ભના ભાષણમાં મ્હેં કરાવ્યુંજ હતું. તે પ્રસંગે એક વાત મ્હેં ન્હોતી કહી, કહેવી કાંઇક અસ્થાને થાત, તે વાત અહિં યોગ્ય રીતે કહી સકાશે. સુરતને કીર્તિથી તેજસ્વી કરનાર નર્મદ કવિનું સ્મરણ કાયમ રાખવાને અત્યાર સુધી સુરતવાસીઓએ શું કર્યુંછે? નથી કર્યું તો હજી પણ તે કર્તવ્યનું

ઋણ ઉતારવાનું સ્મરણ આપને કરાવું તો અનુચિત નથી. સૂરતવાસીઓને આ કર્તવ્યનો ભાર સોંપીને ગુજરાતના અન્ય ભાગને હું મુક્ત કરવાને ઇચ્છતો નથી નર્મદ સૂરતનો ખરો; પણ ગુજરાતનો પણ તેટલો જ છે. પરંતુ સૂરત જોડેના સંબંધને લીધે આ કાર્યનો આરમ્ભ કરવાની ફરજ સૂરતવાસીઓની છે. નર્મદની સાથે જ નવલરામનું સ્મરણ કાયમ રાખવાનું કાર્ય પણ તેટલું જ મહત્ત્વનું છે. હેમની "નવલગ્રન્થાવલિ"થી હેમનું નામ જીવતું રહેશે, એ ખરું. પરંતુ આ જમાનાના બહુ થોડા જ એ મ્હોટા ગ્રન્થથી પરિચિત હશે. માટે અન્ય દૃશ્યરૂપે હેમનું પણ સ્મરણ સ્થાપવાના કર્તવ્યનું સ્મરણ કરાવું છું.

આપણી ત્રણ દિવસની બેઠકોમાં કાર્ય ચાલ્યું હેનું પુનરવલોકન સવિસ્તર કરવાની આવશ્યકતા નથી. સામાન્ય સ્વરૂપે દર્શન કરી જોઇશું તો જણાશે કે નિબન્ધોનું વાચન અને ઠરાવો રજૂ કરી મંજૂર કરવા એ કાર્ય થયું છે. હેમાં નિબન્ધોની ગુણકક્ષા બહુ ઊંચા પ્રકારની નહિં જણાય એ સ્વીકારવું પડશે. અલબત અપવાદરૂપે કેટલાક નિબન્ધો ઘણી ઊંચી કક્ષામાં જાય હેવા હતા. નામનિર્દેશ કરવાની જરૂર નથી. આપણે આ ઉપરથી બોધ લેવાનો એ કે, મ્હારા આરમ્ભના ભાષણમાં નિબન્ધોના ગુણની કક્ષા ઊંચી રહે તે તરફ લક્ષ રાખવાનું પ્રેરણ બતાવ્યું છે તે યોગ્ય ઉત્તરોત્તર સચવાય એ ધ્યાનમાં રાખવાની જરૂર છે. આ વખતના નિબન્ધોમાંથી કોઇ નિબન્ધોમાંનાં વચનો અમુક વ્યક્તિ કે મંડળને આક્ષેપરૂપ લાગી લાગણી દુખાઇ હોય—એમ થયાનું સાંભળવામાં આવ્યું છે.—તો હું પરિષદ્ તરફથી આશ્વાસન આપું છું કે હેવી રીતે લાગણી દુખવવાનો હેતુ પરિષદ્નો તો હતોજ નહિં અને લેખ લખનારનો પણ ન્હોતો. તો એ પ્રસંગને કાઇ રીતે ક્ષોભકર ગણવાની જરૂર નથી.

ઠરાવો આપણે અનેક પાસ કર્યા છે. હેમાં મહત્ત્વનો ઠરાવ પરિષદ્નો સ્થાયી સ્વરૂપ આપવા બાબતનો છે. આ સ્થળે મ્હારે કહેવાની જરૂર ઉત્પન્ન થાય છે કે આ ઠરાવમાં સમાયલું ભાવિ અત્યારે આપણને પૂર્ણ રૂપે જણાવું કઠણ છે, પરંતુ એ ભાવિના શુભાશુભપણાનો આધાર એ સ્વરૂપ બાંધનાર કમિટીની દીર્ઘદૃશિતા ઉપર રહે છે. ખાસ કરીને જે યુવકમંડળ આ સ્વરૂપ બાંધવા માટે ઉત્સાહથી પ્રેરાયલું છે હેમને માથે ઘણી ભારે જવાબદારી આ ઠરાવને લીધે આવી છે. અલબત, એ કામ માટે કમિટી નીમી છે તે સર્વ બાજૂએ દૃષ્ટિ કરવાની યોગ્યતા વાળી છે. તથાપિ મ્હારા તરુણ મિત્રોને કાંઇક ચેતવણી આપવાની ફરજ. હું માનું છું મ્હારે વિશે એ મિત્રો માને છે તેમ હું પણ સ્વીકારું છું કે, હૃદયના ઉત્સાહમાં હું પણ હેમના જેટલો જ તરુણ છું. પરંતુ કાંઇક અનુભવનો દાવો હું કરું તો તે અનુચિત નહિં ગણાય. તે દાવાથી હું ચેતવણી આપું છું કે ઉત્સાહના એંજિનને રોકવાને ધૈર્યની બ્રેકની પણ જરૂર છે.

બીજા ઠરાવોમાંથી બે ઠરાવો કાંઇક ધ્યાન ખેંચનારા છેઃ—દેવનાગરી લિપિ બાબતનો ઠરાવ, તથા હિન્દી ભાષા વિશેનો ઠરાવ. એ ઠરાવોનાં સ્વરૂપ તપાસશો તો એ ઠરાવો રજૂ કરનાર ગૃહસ્થોએ દર્શાવ્યું છે તેમ-એ કેવળ બાધરહિત ઠરાવો છે. આપણી ગુજરાતી ભાષાના તથા સાહિત્યના વ્યક્ત વિકાસને લગારે ક્ષોભ ના આવે તે રીતે-અને તે રીતે જ હિન્દી ભાષાનો અભ્યાસ સ્વીકાર્ય ગણ્યો છે. આ વાત ઉપર આપ સર્વેનું ખાસ ધ્યાન ખેંચું છું. લિપિ સંબન્ધે પણ આપણે કોઇ પણ રીતના બન્ધન કે પ્રતિજ્ઞાથી બંધાઇયે હેવો ઠરાવ નથી કર્યો.

હવે સમાપ્તિ કરવા પ્હેલાં, પુનરપિ આપ સર્વે ભગિનીઓ તથા બન્ધુઓનો ઉપકાર માનતાં કહું છું કે રા. ભાઇ કૌશિકરામે તથા રા. ભાઇ ચંદ્રશંકરે જે સ્નેહવચનોથી મ્હારો ઉપકાર માન્યો છે હેમાં આપ સર્વ ભગિનીબન્ધુઓનાં હૃદયોનો પ્રતિધ્વનિ જોઉં છું અને તેથી તે માટે આપ સર્વેનો હું અંતઃકરણથી ઉપકાર માનું છું. અને રા. ભાઇ કૌશિકરામે છેવટના ભાગમાં મ્હારે વિશે જે કોમલ રસિક ભાવનો મર્મસ્પર્શી ઉલ્લેખ કર્યો તે માટે તો હું ભાવપૂર્ણ મૌનથી જ ઉત્તર આપીશ.

# પરિષદ્‌ને અંગે ભરવામાં આવેલું લલિતકળા તથા પ્રાચીન અર્વાચીન ગ્રંથોનું પ્રદર્શન.

---

તા. ૩૦-૫-૧૫ ને રોજ સાંજની બેઠકમાં પરિષદ્‌ને લગતું કાર્ય પૂરૂં થયા બાદ પ્રદર્શન કમિટીના પ્રમુખ રા. બ. મનુભાઈ નંદશંકરે પ્રદર્શન વિષે નીચે પ્રમાણેનું પ્રસ્તાવિક ભાષણ વાંચી નામદાર સચીનના નવાબ સાહેબને પ્રદર્શન ખુલ્લું મૂકવાની ક્રિયા કરવા વિનંતી કરી હતીઃ-

ગુજરાતી સાહિત્યની અંગભૂત લલિત કલાઓનું પ્રદર્શન આ પરિષદ્‌ની સાથે એકત્ર કરવામાં આવ્યું છે. તે પ્રદર્શન ખુલ્લું મૂકવાની ક્રિયા સચીનના નામદાર નવાબ સાહેબના મુબારક હાથે કરવા તેમને વિનંતી કરતાં મને ઘણો સંતોષ થાય છે. કલા, હુન્નર વિગેરે કાર્યાત્મક પ્રવૃત્તિઓનો વિકાસ રાજવંશી આશ્રયદાતાઓ તથા કલાકોવિદો ઉપરજ ઘણે અંશે અવલંબીને રહ્યો હોય છે, તેથી આ સાહિત્યસહાયી કલાઓનું પ્રદર્શન નામદાર નવાબ સાહેબ ખુલ્લું મુકે તો તે સર્વથા યથાર્થજ ગણાશે.

આ પ્રદર્શનમાં જૂના અપ્રસિદ્ધ હસ્તલેખો, તામ્રપત્રો, શિલાલેખો વિગેરે સાહિત્યના ઇતિહાસ ઉપર વધારે અજવાળું પાડે એવી સામગ્રીઓ એકત્ર કરવા પ્રયત્ન કરવામાં આવ્યો છે. આપણા દેશમાં રાજકીય ઇતિહાસનાં સાધનો સંઘરી રાખવામાં ન્યૂનતા નજરે આવે છે તેવીજ રીતે સાહિત્યનો ભરોસાદાર ઇતિહાસ લખવાનાં સાધનોની પણ ખોટ છે. જો જૂના શિલાલેખો, તામ્રપત્રો, જૂદા જૂદા ચલણી સિક્કાઓ તથા અપ્રસિદ્ધ ગ્રંથોની હસ્તલિખિત પ્રતો ઉપરથી ઇતિહાસને ઉપયોગી થઇ પડે તેવાં કાંઇક પ્રમાણુ હાથ લાગે તો તેથી સાહિત્યની ઘણી કિંમતી સેવા થઇ શકે એમ હોય છે. વળી આવા લેખોનાં સાધન એકત્ર કર્યાથી વાદગ્રસ્ત પ્રશ્ન ઉપર પ્રકાશ પડે તેવાં પ્રમાણોની શૃંખલામાં એક બે આંકડા આપણે ઉમેરી શકીએ તો આપણી પરિષદ્‌ની સાહિત્ય તરફની સેવા ઘણી મૂલ્યવાન થઇ પડશે. અપ્રસિદ્ધ ગ્રંથો ઉપરથી જૂદા જૂદા જમાનાના રીતરીવાજો તથા રૂઢિઓનું પણ આપણું જ્ઞાન વૃદ્ધિ પામે એવો સંભવ હોય છે. તેથી આવાં પ્રદર્શનો ઉપયોગી છે અને સાહિત્યને ખીલવવામાં ઘણી કિંમતી સહાય કરી શકે એવો તેમનો આશય છે.

હસ્તલેખો, શિલાલેખો, તામ્રપત્રો ઉપરાંત સાહિત્યના અંગની બીજી કેટલીક લલિત કલાઓ સંબંધી એક બે શબ્દ બોલવા અહીં અસ્થાને ગણાશે નહીં. તે કલાઓમાં મુખ્યત્વેક રીતે ચિત્રકલા અને શિલ્પનો સમાવેશ થઇ શકે છે. ચિત્ર તથા શિલ્પ કલાઓનો ઇતિહાસ, પ્રાચીન કાળમાં તેમનો વિકાસ તથા જાહોજલાલી, અને ધીમે ધીમે દેશનું સ્વાતંત્ર્ય તથા અભ્યુદય જેમ જેમ ઉતરતી દશામાં આવતાં ગયાં તેમ તેમ લલિત કલાઓ પણ અવનતિએ પ્હોંચતી ચાલી, એ સર્વ અસ્તોદયની ગતિઓ ધ્યાન પૂર્વક મનન કરવા લાયક છે.

કોઈ પણ દેશની આબાદી તથા પ્રજાની ઉન્નતિનું ખરું દર્શન તત્કાલીન કલાઓના દર્પણ ઉપરથી આબેહુબ થાય છે એવો એક સિદ્ધાંત સ્વીકારવામાં આવ્યો છે. જેમ પ્રજાના જીવનમાં ઉત્સાહ તથા મનોબળ ઉગ્ર વેગવાળાં હોય છે તેમ તે કાળની વિવિધ પ્રકારની લલિત કલાઓ પણ પૂર્ણ પ્રફુલ્લતાથી વિકસેલી જોવામાં આવે છે. કલા અને પ્રકૃતિ વચ્ચે ગાઢ નિકટનો સંબંધ જોડાયલો હોય છે.

**જડ સ્વરૂપ અને માયાના મિથ્યા આવરણો નીચે જે ખરું દિવ્ય સ્વરૂપ ઢંકાયલું હોય છે તે દિવ્ય અંશને પડદા અને પટળ પાછળથી બ્હાર કાઢી, તેનું દર્શન કરાવવાની ક્રિયા તેનેજ કલા કહેવામાં આવે છે.** જ્યાંસુધી સત્યસ્વરૂપ અને કલાની કૃતિ વચ્ચે વિરોધ રહે છે અને તે એક બનતાં નથી ત્યાં સુધી કલા ખામીવાળી ગણાય છે. પરંતુ ખરી ખુબીવાળી કલા તો એ કે જે **રસાત્મક કલ્પનાવડે ખરી ભાવનાઓનું ચમત્કાર પમાડે તેવું ચિત્ર ખડું કરી શકે.** આવો આદર્શ નજર આગળ રાખીને જૂદા જૂદા કાળની ચિત્રકલા, શિલ્પકલા, સંગીત, અભિનય, વિગેરે કલાઓની કસોટી કરવામાં આવે તોજ સાહિત્યના ઇતિહાસની ખૂબી પણ સારી રીતે આપણે જાણી શકીએ. આ સિદ્ધાન્તની મદદવડે આપણા ભારતવર્ષની ચિત્રકલા તથા શિલ્પકલાનું કાંઇક દિગ્દર્શન કરવા આપણે યત્ન કરીએ.

હાલના જમાનાની આપણી ચિત્રકલા ઉપર બે પ્રકારની છાયા માલમ પડે છે: (૧) હિંદુ ધર્મની અને (૨) ઇસલામી ધર્મ અને મુગલ શહેનશાયતના આશ્રય તળે ઉછરેલા હુન્નરની.

(૧) પ્રાચીન હિંદુ ચિત્રકલા તથા શિલ્પના ઘણા નમુના હજુ સદ્ભાગ્યે અસ્તિત્વમાં રહ્યા છે. આ સર્વ નમુનામાં જો કે બૌદ્ધધર્મની છાયા પ્રાધાન્ય ધરાવે છે તોપણ હિંદુ ધર્મની વિશિષ્ટતા તેમાંથી સ્પષ્ટ રીતે ઉપર આવતી નજરે પડે છે. ઇલોરાની ગુફાઓ, એલીફન્ટા અથવા ઘારાપુરીની ગુફા, કારલા, કેનેરી વિગેરે ગુફાઓમાં બૌદ્ધ તથા હિંદુ ધર્મની છાયાવાળા શિલ્પના નમુના હજી આબેહુબ ટકી રહ્યા છે અને કાલની ગતિને આધીન થઇ સર્વાંશે નાશ પામ્યા નથી. જે કાર્યમાં ધર્મના જુસ્સાનું પ્રોત્સાહન હોય, જે કાર્યમાં ધર્મ અને આસ્થા સુકાન સાચવતાં હોય, તે કાર્યની રગેરગમાં જુવાનીનું લોહી વ્હેતું હોવાથી તેનું જીવન પ્રબળ વેગ અને શક્તિવાળું નીવડે છે. તેજ પ્રમાણે ધર્મ અને આસ્થાના ઉત્સાહથી પ્રેરાયલી કલા પણ જીવતી જ્યોત તથા પરાક્રમી થવા પામે છે. અજંટાની ગુફામાં જે ચમત્કારી ચિત્રોના નમુના હજુ તેના તેજ મનમોહક રંગ તથા રાગથી આપણું મન આજે પણ આકર્ષે છે તેથી આપણી પ્રાચીન ચિત્રકલા કેટલું પ્રાબલ્ય ધરાવતી હતી તેનો કાંઇક ખ્યાલ આવે છે.

તાંડવ નૃત્ય કરતી શંકરની નાથેશની મૂર્તિ, મહિષાસુરમર્દિની, રૌદ્રરસપ્લાવિત ભયાનક મૂર્તિ, હરિહર, અર્ધનારીશ્વર, રાવણ તથા કૈલાસનાં ચિત્રો વિગેરે જોતાં તે કાલની શિલ્પ તથા ચિત્ર કલા ઘણી ઉન્નતિએ પ્હોંચેલી હોય એમ સિદ્ધ થાય છે. અને જો કે આ મૂર્તિઓમાં બુદ્ધદેવની પ્રસિદ્ધ મૂર્તિની છાયા ઘણેખરે ઠેકાણે પકડાઇ જાય છે તોપણ તે પુરાવાથી પણ જ્યાં ધર્મનો ઉત્સાહ પ્રબલ ત્યાં કલાનું જીવન સામર્થ્યવાળો હોવાનો સિદ્ધાન્ત વધારે પોષાય છે.

પુરાણુનો કાલ વ્યતીત કરીને આપણા સંવત્સરના કાલ સુધી ફિનરીએ તો તે વખતે પણ આપણી ચિત્રકલા સારી રીતે પોષાયલી હોવાનાં ઘણાં ઉદાહરણો આપણાં સંસ્કૃત કાવ્યો તથા નાટકોમાંથી આપણુને મળી આવે છે. શાકુંતલના છઠ્ઠા અંકમાં દુષ્યંતની ચિત્રકલાનું આપણુને સારૂં ભાન મહાન કવિ કાલિદાસ કરાવે છે. મોહસંભ્રમથી પોતાની પત્નીનો પ્રત્યાદેશ કરીને પસ્તાવો પામતો દુષ્યંત મુનિના આશ્રમનું ચિત્ર કાઢતાં અનુપમ કલ્પનાશક્તિ બતાવે છે. कार्या सैकतलीनहंसमिथुनास्रोतोवहा मालिनी એ શ્લોકમાં श्रृंगे कृष्णमृगस्य वामनयनं कण्डूयमानां मृगीं એ કલ્પનાથી કેટલા ચમત્કારવાળી અને રસાત્મક ભાવના પ્રગટ થાય છે તેનો ખ્યાલ રસિક ચિત્રકારજ કરી શકે.

રાજવંશીઓમાં પણ ચિત્રકલા કેટલું માન ધરાવતી હતી તેનો ખ્યાલ તેજ કવિ પોતાના માલવિકાગ્નિમિત્ર નાટકમાં સારો આપે છે. રાણીની સહચરી માલવિકાનું ચિત્ર કઢાવી પોતાના ચિત્રગૃહમાં તે રાખ્યાથી પોતાનાજ પગમાં કુહાડો માર્યાનું પરિણામ રાણી ધારિણીને સોસવું પડે છે તેનું વર્ણન કેવું રસિક છે? છઠ્ઠા સૈકામાં મહાન કવિ ભવભૂતિનાં નાટકોમાં પણ ચિત્રકલાનું ગૌરવ તેટલેજ અંશે વ્યક્ત થાય છે. ઉત્તર રામચરિતમાં ચિત્રદર્શન નામનો વેધક પ્રસંગ કોને અજ્ઞાત છે? "ગિરિથી ઝમઝમ ઝરણો વહી જાય, પ્રિયે રે તે તે કયમ વિસરાય?" એ કાવ્યોમાં કેટલી રસિકતાથી ચિત્રકલાનું રહસ્ય અને સામર્થ્ય પ્રગટ કર્યું છે તે આપને વિદિતજ હશે. માલતી-માધવમાં પણ ભાવિ દંપતી પરસ્પર ચિત્ર કાઢી એકમેકનાં હૃદય ચોરે છે તે રસિક પ્રસંગથી ચિત્રકલાની માતબરી સ્પષ્ટ રીતે જણાઇ આવે છે.

હવે ઇસલામી ધર્મની છાયા સંબંધી કાંઇક વિચાર કરીશું તો જણાશે કે તે ધર્મના મુખ્ય સિદ્ધાન્તોથી ચિત્રકલા તથા શિલ્પને તેમાંથી કાંઇપણ ઉત્તેજન મળવા સરખું ન હતું. એકેશ્વર-વાદની સાથે મૂર્તિભંજક જુસ્સો મુસલમીન કોમમાં મશહુર હતો. ઇશ્વરને આકાર હોય નહીં તેથી ઇશ્વરની પ્રતિમા અગર મૂર્તિ બનાવવી તેમાં પાપ તથા અધર્મ માનવામાં આવતાં. મૂર્તિ બનાવ-વાની શિલ્પકલા સાથે ચિત્રકલાને પણ ધર્મનું પ્રોત્સાહન અશક્ય થઇ પડયું. ઇશ્વરનું ચિત્ર કાઢવું તે જેમ તેની નાલેશી કરવા સરખું મનાયું તેમ મનુષ્ય દેહની પણ તસવીર કાઢવી તે ઇશ્વર પ્રત્યે અનાસ્થાની નિશાની ગણવા લાગી. જે કલાને ધર્મના જુસ્સાનું સુકાન રહેતું નથી તે કલા મંદ ગતિએ પ્હોંચી શિથિલ થતી જાય છે, તે પ્રમાણે ચિત્રકલા મુસલમાન બાદશાહોના અમૂર્ત રાજ્યમાં અવનતિ પામતી ચાલી. ઇસલામી ધર્મમાં અમૂર્ત તત્ત્વ પ્રધાન હોવાથી મૂર્તિ બનાવવાનું શિલ્પ (Sculpture) અવસાન પામ્યું. પરંતુ તે કલા મકાન બાંધવાના શિલ્પમાં (Archi-tecture) તેટલાજ જુસ્સાથી વિકાસ પામી. એક દિશામાં દાબી દીધેલો ઉત્સાહ બીજી દિશામાં મસજીદો, મકબ્રાઓ તથા મહેલો બાંધવાની શિલ્પ કલામાં સ્ફુરી નીકળ્યો. તાજમહેલ, શિકંદ્રા, ફત્તેહપુર શિકરી, કુતુબ મિનાર, તથા દિવાને ખાસ અને મોતી મસજીદની શિલ્પ કલા વિજયની ટોચે પ્હોંચી નહતી એમ કોણુ કહી શકશે.?

મુગલ બાદશાહોના અમલ તળે ચિત્રકળા પણ જો કે હતોત્સાહ અને નિરાશ થઇ પડી, તો પણ કુદરતના લાલિત્યનો ચિતાર આપવા કેટલાએક કલાકુશળ કારીગરોએ પ્રયત્ન આરંભ્યો.

બાગબગીચાનાં ચિત્ર (Landscape painting), રાત્રીએ ચાંદનીનો મોહમંત્ર જમાવતો દેખાવ ચિતરવાની કલા ચઢતી કલાએ પહોંચતી ગઇ. અકબર બાદશાહ અને જહાંગીરના દરબારમાં આવા કેટલાએક કુશળ કારીગર રાજવંશી આશ્રય તળે પ્રખ્યાતિ પામ્યા. શાલીમાર અને અનારકળી બાગોનાં ચિત્રોમાં જે ચમત્કાર અને રસિકતા ચિતારાની પીંછીથી ઉતારી શકાયાં તે પણ ચિત્રકલાના પ્રભાવને લીધેજ બની શકયું. અકબર બાદશાહના આશ્રય તળે બીજી પણ એક ચિત્રકલાની કળા વિકાસ પામી તે miniature portrait painting એટલે હાથીદાંત ઉપર નાના કદની તસવીરો ચીતરવાની કલાઃ આ ચિત્રો કાઢવામાં કારીગરનો કિસબ જેટલો કારણભૂત થતો તેટલેજ દરજજે ખુશામત અને અતિશયોક્તિ કરવાની ટેવ પણ જવાબદાર થતાં. ઑલિવર ક્રોમવેલને જે સારીજ તસવીર કઢાવવાની ઉત્કંઠા હતી તે દિલ્હીના અમીર ઉમરાવોમાં તો સુષુપ્ત સ્થિતિમાં હતી. એટલે સત્ય અને ચિત્ર વચ્ચે છેડાછુટકો થઇ વિરોધ વધતો ગયો. વળી ઝનાના અને પડદાના રીવાજથી સભ્ય અને કુલીન સ્ત્રીઓની તસવીર અશક્ય થઈ પડી. ચિત્રકલાના લાલિત્યમાંથી લાવણ્યનું મુખ્ય અંગ વિલુપ્ત થયું. તેથી ચિત્રોની રસિકતા અને ચમત્કાર શુષ્ક થવા લાગ્યાં. બાદશાહ જહાંગીરના દરબારના જો કે નૂરજહાન તથા બીજી બેગમોનાં ચિત્રો હાલ આપણને બતાવવામાં આવે છે તો પણ તે કેટલે અંશે સાચાં હશે અને કેટલે અંશે માત્ર ખુશામતથી ભરેલાં અને કાલ્પનિક હશે તેનો સ્હેલાઇથી નિર્ણય થઇ શકે તેમ નથી. શાહજહાનના અમલમાં શિલ્પકલા શિખરે પ્હોંચી અને તાજમહાલની ભવ્ય બક્ષીસ આ દેશના હુન્નરને પ્રાપ્ત થઇ, પરંતુ ચિત્રકલામાં વિકાસ થયો નહિ. ઔરંગઝેબના ધર્મચુસ્ત અમલ તળે ચિત્રકલા મંદ પામતી ગઇ, અને હવે માત્ર લખનૌનાં રસશૂન્ય ચિત્રો તથા દિલ્હીની હાથીદાંત ઉપરની અતિશયોક્તિવાળી રંગપૂર્ણ તસવીરોમાં ઇસલામી ચિત્રકલાનું દર્શન થાય છે.

રજપુતાણામાં હિંદુ અને મુસલમાન બન્ને ધર્મની ચિત્રકલાની છાયા પડેલી જણાય છે. મુસલમાન બાદશાહોનો અમલ શરૂ થતા પહેલાં રાજપૂત રાજાઓની તસવીરો અને ચિત્રો હજુ કેટલાંક હાથે ચઢે છે. પરંતુ તેમાં કેટલે અંશે સાચવટ અને કેટલે અંશે ખુશામત કારણભૂત હશે તે જાણવા સાધન નથી. પૃથુરાજ ચહુવાણના ચિત્રમાં તેના શિર અને મુકુટની આસપાસ જે કીર્તિકિરણોનું જાજવલ્યમાન ચક્ર કાઢેલું હોય છે તેથી તસવીરના આબેહુબપણામાં કેટલો ફરક પડતો હશે તેનો ખ્યાલ કરવો મુશ્કેલ નથી. પાટણમાં વનરાજ ચાવડાની મૂર્તિ છે તેને પણ આ કીર્તિચક્રના દોષથી અહણુ થતું હોય એવો આભાસ થાય છે. મુગલ બાદશાહના અમલ પછી રજપુતાણામાં જે ચિત્રકલાનો પ્રચાર થયો તેમાં આવા અતિશયોક્તિના દોષ ઓછા થતા જણાય છે. તોપણ રજપુતાણાનાં જયપુરી ચિત્રોમાં બીજા કેટલાએક દોષો સ્પષ્ટ રીતે જણાઇ આવે છે. Perspective એટલે "અંતરનું યથાર્થ દર્શન" ભૂલું પડી ગયું હોય એવો ભાસ તેમાં થાય છે. શરીરનાં અવયવોનાં પ્રમાણ ચીતરવાનો કિસબ anatomy અગર શરીરશાસ્ત્રના જ્ઞાનના અભાવે કઢંગો જણાઇ આવે છે, અને ચિત્રના અભિનય "pose and posture" અશક્ય અને અસંભવિત ચિતરેલાં હોયછે. દેશની અધોગતિ થવા લાગી ત્યાં ચિત્રકલાનો ઉદ્ધાર કેવી રીતે સંભવે ?

આ પ્રમાણે દેશમાં સ્વાતંત્ર્ય અને રાષ્ટ્રીય ભાવના વિસારે પડવા લાગ્યાં તે સાથે કલાકૌશલ્ય પણ દેશમાંથી રજા લઇ હવાફેર કરવા ગયાં હોય તેમ થવા લાગ્યું. ઇંગ્રેજ સરકારની સત્તા પ્રારંભમાં ઇસ્ટ ઇંડિયા કંપનીની વ્યાપારી દૃષ્ટિએ ચાલતી હોવાથી તેના હાકેમો તરફથી કલાકૌશલ્યને જોઇતું ઉત્તેજન મળ્યું નહીં. લૉર્ડ વિલ્યમ બેન્ટીંક કે જે એક પરોપકારી આદર્શરૂપ હાકેમ હતો તેના તરફથી કલાકૌશલ્યને કેવો આદર મળ્યો હતો તેનું એક શોચનીય ઉદાહરણ જાણવામાં આવેલું છે. રાજ્યને આરસપહાણુ પથ્થરની જરૂર જણાયાથી તાજમહાલના પથ્થર ઉતરાવવા તેણે યોજના કરી, અને માત્ર બજારમાં કંટ્રાકટર વ્યાપારીઓ ઓછા ભાવે પથરા પૂરા પાડવા તૈયાર થયા તેથી માત્ર હિંદનું આ શિલ્પનું જવાહિર નાશ પામતાં બચ્યું. લૉર્ડ મેકૉલેનું આપણા પ્રાચીન વાઙ્મયનું અજ્ઞાન સહુને વિદિત છે. તેના માનવા પ્રમાણે સંસ્કૃત, આરબી તથા ફારસી સાહિત્યમાંના ગ્રંથોથી માત્ર બ્રીટીશ મ્યુઝીયમનું એકજ કબાટ ભરાય તેટલી મુંડી સાહિત્યની હતી. એવી માન્યતા જ્યાં ફેલાયલી હોય ત્યાં ચિત્ર તથા શિલ્પના સાહિત્યને રાજકર્તા તરફથી ઉત્તેજનના સાસાં પડે એમાં આશ્ચર્ય નથી.

એક વખત એવો હતો કે યુરોપના એક પ્રસિદ્ધ કલાકોવિદના મત પ્રમાણે યુરોપમાં ગૃહશણગાર માટે જો શાળા કાઢવી હોય તો હિંદુસ્થાનમાંથી માત્ર ૭ સાત કારીગર લોકો લઇ ગયાથી તે હેતુ ફળીભૂત થઇ શકશે એમ મનાતું હતું. તે વખત ૧૯ મા સૈકામાં બદલાયો. હિંદુસ્તાનનો સ્થાનિક હુન્નર ભ્રષ્ટ થતો ગયો—અને વિલાયતના સોંઘા અને તુચ્છ નમુનાનું અનુકરણ કરીને પોતાનું કિંમતી રહસ્ય ભૂલતો ગયો. સ્કૂલ ઑફ આર્ટસમાં પણ જે ઢબે ચિત્રકલાનું શિક્ષણ આપવામાં આવે છે તેથી આ દેશની પ્રાચીન ચિત્રકલાની વિશેષ ભાવના પોષાવાને બદલે પરદેશી આદર્શોથી તે વટલાવા લાગી. છેલ્લા સૈકામાં આપણા દેશમાં ચિત્રકલા જે દિશામાં પ્રગતિએ પ્હોંચતી ગઇ તે દિશામાં આ પરદેશી તુચ્છ ભાવનાની છાયા વધારે નજરે પડતી જણાઇ.

હાલ આપણા દેશમાં ચિત્રકલાના થોડા ભિન્ન ભિન્ન મતાંતરવાળા વર્ગો છે, તેમાં દક્ષિણ હિંદુસ્થાન અને મહારાષ્ટ્રની એક શાળા છે. રાજા રવિવર્મા એ શાળામાં પ્રધાનપદ ભોગવે છે. રાજા રવિવર્માનાં આપણા પૌરાણિક વિષયોનાં ચિત્રો લાલિત્યવાળાં અને મનમોહક છે ખરાં, પરંતુ તેમાં ઉચ્ચ કલ્પનાની ગતિ અથવા રસાત્મક ચમત્કારની ન્યૂનતા જણાય છે. હાલનાં નાટકોની રંગભૂમિ ઉપર જેવાં અભિનય જણાય છે તેવી ભાવનાનો ભાસ રવિવર્માનાં ચિત્રો જોવાથી થાય છે એમ કહેવું પડે છે. મહારાષ્ટ્રમાં પુણાની ચિત્રશાળાનાં અને ધુરંધરનાં ચિત્રો તથા લક્ષ્મી આર્ટ પ્રીટીંગવર્કસની સુવર્ણમાળાનાં ચિત્રોમાં પણ કાંઇ ચમત્કાર જણાય છે. પરંતુ તે હજુ બાળપણની અવસ્થામાં છે.

ઉત્તર હિંદુસ્થાનમાં રાજસ્થાનનાં ચિત્રો, પહાડી ચિત્રશાળા, તથા અયોધ્યા અને લખનૌમાં ચિત્રોની એક શૈલિ જૂદીજ ઢબની જણાય છે. પરંતુ તેમાં સત્ય અને ચિતાર વચ્ચે પૂરી સમપણુ થવા હજુ ઘણું અંતર જણાય છે.

પૂર્વમાં બંગાળામાં ચિત્રકલા બીજી સાહિત્યની લલિત કલાઓ સાથે વધારે ઉન્નતિએ પ્હોંચેલી જણાય છે. અવનીન્દ્રનાથ ટાગોરનાં કચ તથા દેવયાનીનાં અને મેઘદૂતના સિદ્ધ તથા યક્ષોનાં ચિત્ર, નંદલાલ બોસનું સતીનું હૃદયવેધક ચિત્ર, સુરેન્દ્ર ગંગુલીનું સૂર્યાસ્તનુંચિત્ર ખરેખર કલ્પના અને રસિકતાની પાંખો ઉપર ઘણે ઉંચે પ્હોંચેલાં છે: અને જો કે આ વર્ગના ચિત્રો ઉપર જાપાનની ચિત્રકલાની છાયા કાંઇક અંશે આગળ પડતી જણાય છે તોપણ મુકાબલે તે વધારે શુદ્ધ અને ભારતવર્ષની પ્રાચીન કલાને સજીવન કરનારી નીવડશે એવી આશા રાખી શકાય છે.

આપણા ગુજરાતમાં પણ ચિત્રકલા વિશિષ્ટ પાયા ઉપર ખીલવવા માર્ગ છે અને એ દિશામાં પ્રગતિ થાય અને આપણી ચિત્રકલા ઉન્નતિએ પ્હોંચે એ આશયથીજ આજનું પ્રદર્શન યોજાયલું છે. તે હેતુ કાંઇક અંશે પ્રોત્સાહિત થાય તો આ પ્રદર્શનનો ઉદ્દેશ ફલીભૂત થયો ગણાશે. હવે આ પ્રદર્શન ખુલ્લું મૂકવાનું જાહેર કરવા હું નામદાર નવાબ સાહેબને વિનંતિ કરૂં છું.

ત્યારબાદ પ્રદર્શનનો નીચે પ્રમાણેનો રિપોર્ટ પ્રદર્શન કમિટીના ઉપપ્રમુખ રા. રા. જીવણચંદ સાકરચંદ ઝવેરીએ વાંચી સંભળાવ્યો હતો:—

# પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ્

## પ્રદર્શનનો એહવાલ.



(૧)

### વસ્તુવિભાગ.

આ પ્રદર્શનના બે મુખ્ય વિભાગ પાડવામાં આવ્યા છે. પહેલા વિભાગને વસ્તુવિભાગ અને બીજા વિભાગને ગ્રંથવિભાગ કહેવામાં આવ્યા છે.

વસ્તુવિભાગમાં આશરે ૮૦૦ ચીજો આવી છે. પ્રદર્શકોની સંખ્યા આશરે પોણી બસેંની છે. સુરત શહેરમાંનાજ ઘણા ખરા પ્રદર્શકો છે.

આ વિભાગમાં આકર્ષક ચિત્ર-વિભાગ છે. ગુજરાતમાં ચિત્રકળા ગુજરાતી સ્વરૂપ પામે અને ગુજરાતના ચિત્રકારોની કળા ખીલે એવા ઉદ્દેશથી વિષયોની સૂચના પ્રગટ કરવામાં આવી હતી. હાલ આપણી ચિત્રકળા ઉપર ખાસ કરીને અંગ્રેજી અને મરાઠી પ્રભાવ પડેલો છે તે દૂર કરી આપણો ગુજરાતી પ્રભાવ પડે અને પ્રજાના જીવનમાંથીજ કળાનો આવિર્ભાવ થતો હોવાથી આપણી દેશજ કળા જન્મે અને વિકસે એવા ઉદ્દેશથી ચિત્રોનું વાતાવરણ, પહેરવેશ, શરીરાકૃતિ,

વગેરે ગુજરાતીજ રાખવા ભલામણ કરવામાં આવી હતી. નકલ કરવાને બદલે સ્વતંત્ર સૃષ્ટિ જન્મ પામવાનો સંભવ આથી વધશે. દૃષ્ટિબિન્દુ નવું છે, તેના ગ્રાહક હજૂ થોડા છે અને સમય ટુંકો હતો છતાં અમારી વિનંતિનો આશાજનક સ્વીકાર થયો છે. સરસ્વતીચંદ્ર અને કરણઘેલાના કેટલાક પ્રસંગોની ચિત્રમાળા પ્રદર્શનમાં આવી છે તે એ સ્વીકારનું પ્રત્યક્ષ પ્રમાણ છે. ગુજરાતનાં સૃષ્ટિસૌંદર્ય અને વૈભવનાં ચિત્રો માગ્યાં હતાં તેમાં કંઇક નિરાશાને વશ થવું પડયું છે; ચિત્ર નહિ તો ફોટોગ્રાફથી સંતોષ માનવાને પણ અમે તૈયાર હતા પણ ફોટોગ્રાફ એકજ સ્થળેથી આવ્યો છે. ગુજરાતના નવજીવનનો આ લલિત અંકુર પોષવા પનાનાં નામદાર મહારાણી સાહેબ, પાલણપોરના નવાબજાદા તાલેમહમદખાન, સર. ચીનુભાઇ માધવલાલ રણછોડલાલ બેરોનેટ, શ્રીમંત સંપતરાવ ગાયકવાડ, માળીઆના કુમારશ્રી ગુમાનસિંહજી, ન્યાયમૂર્તિ લલ્લુભાઇ આશારામ શાહ, શેઠ રતનશી ધરમશી, દિ. બ. રણછોડભાઇ ઉદયરામ, રા. અનંતરાય પ્રભાશંકર પટણી, રા રણછોડ ભવાન અને એક દિલસોઝ સદ્‌ગૃહસ્થ—જે પોતાનું નામ આપવા અનિચ્છુ છે—એટલાઓએ પોતાના તરફથી ચાંદ આપ્યા છે. ગુજરાત એમનું હંમેશ ઋણી રહેશે. ચિત્રકળાના શૈશવમાં આવું ઉત્તેજન મળે એ ભવિષ્યના ઉજ્જવલ પ્રકાશનાં પહેલાં કિરણો નહિ તો બીજું શું ?

દેશજ ચિત્રકલા ખીલે માટે પરંપરા તૂટવી ન જોઇએ. ચિત્રકલાની પ્રાચીન અને અર્વાચીન પદ્ધતિ સળંગ ચાલવી જોઇએ, એવું લાગવાથી અંગ્રેજી સંસ્કૃતિના પ્રભાવથી આપણું જીવન અંકાયું તે પૂર્વે આપણી ચિત્રકલા કેવી હતી તેનું પ્રદર્શન બે રીતે કરવા તજવીજ કરવામાં આવી છે. રાગ, રાગિણી, ઋતુઓ, માસો, શૃંગાર, ભક્તિ વગેરેને લગતાં ચિત્રો મ્હોટી સંખ્યામાં સંગ્રહવામાં આવ્યાં છે.

પૂર્વે ગ્રંથો સચિત્ર કેવી રીતે થતા તે દર્શાવવા હિંદુ અને જૈન ગુજરાતી હસ્તલેખોની વિવિધ સંખ્યા સંગ્રહવામાં આવી છે. આમાં ઓખાહરણ, ચંડીપાઠ, ભગવદ્‌ગીતા, કાલિકાચાર્યકથા, કલ્પસૂત્ર, યશોધરચરિત્ર, શકુનાવલિ વગેરે જોવાલાયક છે. રેખાલેખન પૂર્વે કેવું થતું હતું તેનો ખ્યાલ આવે એવા નમૂના મેળવવામાં આવ્યા છે.

સોનેરી શાહીથી લાલ, કાળો, લીલી, જાંબલી વગેરે રંગના ભોંય ઉપર કેવા રમ્ય અક્ષરો લખાતા તેનું દર્શન કેટલાક હસ્તલેખો કરાવી શકશે.

સુરત શહેર લલિત કળાઓની કારિગિરી માટે મશહુર છે. અર્વાચીન સમયમાં કેવું સુખડનું, હાથીદાંતનું, લાકડાનું કામ થાય છે તેના નમૂના પ્રદર્શનમાં છે. ખાસ સુખડનું મંદિર અને પડદો દર્શનીય છે.

વિલાયતી કાપડ અને પહેરવેશ આપણા દેશમાં દાખલ થયાં તે અગાઉ કેવાં કપડાં અને પોશાકની ઢબ આપણે ત્યાં પ્રચલિત હતી તે તપાસવાની જોગવાઇ પણ કરવામાં આવી છે. સુરતના શ્રીમંત હિંદુ, પારસી, મુસલમાન નાગરિકોએ પોતાના પૂર્વજોનાં વસ્ત્રો પ્રદર્શનમાં ગોઠવવા દઇ આપણી અતીત સંસ્કૃતિનું કાળસ્રોતમાં વિસ્મરણ થતું અટકાવ્યું છે.

સુરત એકવાર બાબુલ મક્કા હતું. મુસલમાની શહેનશાહત દરમ્યાન સમસ્ત મુસલમાનોના પવિત્રમાં પવિત્ર તીર્થે મક્કા જવાનું બંદર હતું. જગતની વિપુલ સમૃદ્ધિ સુરતમાં સમુદ્રમાં મળતી નદીઓની માફક વિવિધ દિશામાંથી આવી ભેગી થતી. તે જાહોજલાલીના અવશેષ હવે જુજ રહ્યા છે છતાં ચીનાઇ અને તાંબાનાં વાસણોનો સંગ્રહ દર્શનીય કરી શકાયો છે. ધાતુનાં વાસણોમાં કેટલાંક ભરતનાં અને કેટલાંક ઘડતરના છે. તેમના ઉપર દશાવતાર, કૃષ્ણલીલા, વગેરેનાં ચિત્રો, અક્ષરોના લેખો, ભૂમિતિના આકારો વગેરે કોતરેલાં છે.

(૨)

## ગ્રંથવિભાગ.

આ વિભાગના બે પેટાભાગ પાડવામાં આવ્યા છે. એકમાં પ્રાચીન હસ્તલેખો અને બીજામાં છાપેલાં પુસ્તકો તથા વર્તમાનપત્રો છે.

હસ્તલેખો મેળવવામાં અમે એ હેતુ ધ્યાનમાં રાખ્યો હતો કે લોકોના ઘરમાં પડયા પડયા નાશ પામતા ગ્રંથો બને તેટલા બહાર કઢાવવા. સંવત્ ૧૪૦૦થી ૧૯૦૦ સુધીના ગ્રંથો અમે મેળવ્યા છે અને તે શતકવાર ગોઠવ્યા છે. દરેક શતકમાં વેદધર્મીઓ અને જૈનોના ગ્રંથો સાથે ગોઠવ્યા છે, એથી બંનેની સાહિત્યપ્રવૃત્તિ તથા ભાષા સરખાવી જોવાનું સુગમ પડશે.

સંવત્ ૧૪૦૦થી ૧૬૦૦ સુધીનાં બસેં વર્ષ ઉપર કંઇક નવો પ્રકાશ પાડે એવું સાહિત્ય પહેલી ઓળમાં ગોઠવ્યું છે. શરૂઆતમાં આપને વ્યાકરણના ગ્રંથો નજરે પડશે. સંસ્કૃત વ્યાકરણ શીખનારને સુગમ થવા માટે દરેક સંસ્કૃતવાક્ય સંબંધદર્શક ગુજરાતી શબ્દોથી સમજાવ્યું છે. હેમાચાર્યનું આખું વ્યાકરણ આ રીતે લખાયું છે. વૈદક અને જ્યોતિષના ગ્રંથો પણ એ રીતેજ લખાયા છે, નમુના તરીકે અમે માત્ર વ્યાકરણનાજ બે ગ્રંથો મૂકયા છે.

આગળ ચાલતાં આપને જૈનોના રાસ અને વસંતવિલાસ તથા તેના જેવુંજ ફાગ નામનું કાવ્ય જણાશે. નરસિંહ મહેતાએ શૃંગારભક્તિ ગાઇ અને શ્રીમદ્ વલ્લભાચાર્યે શૃંગારભક્તિ પ્રવર્તાવી તે પહેલાં શૃંગારભક્તિ પોષાવાને ક્ષેત્ર કેવું અનુકૂળ થઇ રહ્યું હતું તે આ ફાગ અને એ પછી ભાલણ, નરસિંહ મહેતો, ભીમ, કીકાવસી એ વગેરેનાં કાવ્યો ઉપરથી સમજાશે. આ ઓળમાં આપનું ધ્યાન ખેંચે એવું બીજું "બાલાવબોધ" નામે ઓળખાતો જૈનોના ગદ્યસાહિત્યનો સંગ્રહ છે. સંસ્કૃત નહિ જાણનાર બાલબુદ્ધિના લોકો શાસ્ત્રીયવાતો સમજી શકે એ હેતુથી વાર્તારૂપે રચાયેલા આ ગ્રંથોને 'બાલાવબોધ' નામ આપ્યું છે. જૈન

સૂત્રો ઉપરના ટબા (ગુજરાતી શબ્દાર્થ) લખવાની રીત પણ આપનું ધ્યાન ખેંચશે. જૈનોના ગ્રંથોની સાથે વૈદધર્મીઓના ગદ્યમય ગ્રંથો, ભગવદ્‌ગીતાનું ભાષાંતર, ચાણાક્યનીતિનું ભાષાંતર, વૈદ્યકનું ભાષાંતર, જ્યોતિષનું ભાષાંતર એ વગેરે ગ્રંથો આપને આ શતકમાં તેમજ હવે પછીના શતકમાં પણ વારંવાર નજરે પડશે. સં૦ ૧૫૬૫માં જૂનાગઢના અડાળજા ઓઢ શ્રીધરે રચેલું 'રાવણ મંદોદરી સંવાદ' આ શતકમાં છે. નરહર કૃત વિક્રમચરિત્ર, કવિ મધુસુદનકૃત વિક્રમચરિત્રની ગદ્યપદ્ય વાર્તા, તળાજાના વૈષ્ણવ ભીઠાકૃત 'રામપ્રબંધ' અને ગણદેવીના કીકા વસી કૃત 'બાળલીલા' એ ગ્રંથો જૈન રાસોના ગ્રંથો સાથે સરખાવવાથી આ કાળના જૈન કવિઓની ભાષા અને વૈદધર્મીઓની ભાષા વચ્ચે કંઇ ભેદ હતો કે કેમ એ પ્રશ્નનું સહજ નિરાકરણ થઇ જશે. બીજી ઓળમાં નાકરનાં કાવ્યો પછી પંચોપાખ્યાનનાં અનેક હાથે થયેલાં ગદ્યપદ્ય ભાષાંતરો આપની નજરે પડશે. એ પછી મોટા ઉદ્યોગી કવિ વિષ્ણુદાસનું આખું વાલ્મિકી રામાયણ, આખું મહાભારત અને આખું ભાગવત આપ જોશો. મહાભારત રચવાનો પ્રયત્ન અનેક કથાકારોએ કર્યો છે. ભારતની એ રાષ્ટ્ર કથા ઉપર લોકોની અભિરૂચિ કેવી હતી તે મહાભારતનાં ઉપરથી તથા લોકોના ઘરમાંથી હજુ તેની સંખ્યાબંધ પ્રતિઓ મળે છે તે ઉપરથી આપ જોઇ શકશો. પ્રેમાનંદે આખ્યાનો રચવાનું શરૂ કર્યું તે પહેલાં એ કામ વૈદધર્મીઓ અને જૈનોએ ઘણાં લાંબા વખતથી શરૂ કર્યું હતું, એ પણ આ ઓળમાં મૂકેલા ગ્રંથો ઉપરથી આપ જોઇ શકશો. જૈન કવિઓ નયસુંદર, સમયસુંદર, અને ઋષભદાસની કૃતિ આ ઓળમાં આપનું ખાસ ધ્યાન ખેંચશે.

ગુજરાતી લિપિમાં લખાયેલો જૂનામાં જૂનો લેખ સંવત્ ૧૬૮૩નો મળ્યો છે. એ પહેલાં લખાયલા બધા ગુજરાતી ગ્રંથો નાગરી લિપિમાં લખાયેલા છે.

શતક ઉપર ઉપલક નજર નાંખી જોતાં પણ આપની ખાત્રી થશે કે હજુ અપ્રસિદ્ધ કાવ્યો ઘણાં છે. સુરતના સંસ્કૃત અને ગુજરાતી કવિ સુરજી ભટ્ટ, ભાઉભટ્ટ, હરિદાસ, માધવદાસ, વલ્લભ, રત્નેશ્વર અને 'વનેચટ'ના કર્તા બે શ્રાવક ભાઇઓ, એ વગેરે સુરતના કવિઓનાં કાવ્ય આપ જોશો; તેમજ કીકો, કૂઢો, રઘુરામ એ વગેરે સુરત જીલ્લાના કવિઓની કૃતિ પણ આપનું ધ્યાન ખેંચશે. કલોલીના કવિ સુરભટ, ધોળકાના વેદાંતી કવિ જીવનદાસ, અને બીજા વેદાન્તી કવિ નરહરિ, કથાકાર મનોહર, નાનાં નાનાં કાવ્ય લખનાર રામકૃષ્ણ અને બીજા ઘણા કવિઓની અપ્રસિદ્ધ કૃતિ આપને આ સંગ્રહમાં દેખાશે.

સંસ્કૃત વિભાગમાં જ્યોતિષ અને વૈદકના અપ્રસિદ્ધ તથા ઉપયોગી ગ્રંથો આવ્યા છે. ગુજરાતમાં એ વિદ્યાઓનું સેવન કેવું હતું તે એ વિદ્યાના મળતા સંખ્યાબંધ ગ્રંથો ઉપરથી સમજી શકાય છે. ગ્રહોનાં સ્થાનાદિના નિર્ણય માટે પીતળનો યંત્ર બનાવેલો છે. એ યંત્ર સંવતના સત્તરમા શતકમાં સુરતમાંજ ઘડેલો છે. અને સુરતનાજ જોશી માટે એની સમજણ આપવા એજ જોશીએ એને વિષે સંસ્કૃત ગ્રંથ લખેલો છે, જે પ્રદર્શનમાં મોજૂદ છે, ને એનું નામ યન્ત્રરાજ છે.

અપભ્રંશના ત્રણ ચાર ગ્રંથો આવ્યા છે. સુરતના એક કાયસ્થનું ફારસી કાવ્ય પણ આવ્યું છે. હજુ લગી કોઇ ગુજરાતી હિંદુનું ફારસી કાવ્ય પ્રકાશમાં આવ્યું નથી. ચારણીસાહિત્ય રાજવંશ અને લોકવીરના પરાક્રમનું પ્રકીર્તન કરે છે. આ સાહિત્યના કેટલાક ઐતિહાસીક ગ્રંથો આ પ્રદર્શનમાં રજુ કરવામાં આવ્યા છે.

કબીરપંથી, મતીઆ,* કુબેરપંથી વલ્લભ સંપ્રદાય, શૈવ સંપ્રદાય વગેરે પંથોનું સાહિત્ય વાનગી દાખલ રજુ કરવામાં આવ્યું છે.

લિપિઓના મુકાબલા માટે પણ જૂદી જૂદી પ્રતો ભેગી કરવામાં આવી છે. તાડપત્ર, ભૂર્જપત્ર પર લખેલા ગ્રંથો જનસમૂહના દર્શન માટે મેળવવામાં આવ્યા છે.

ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી માહિતી ગ્રથોના અંતિમ લેખોમાંથી મળે છે. સંવત ૧૫૦૪ લગીની સુરતની પ્રાચીનતા અને તે કાળે તેની જાહોજલાલી હોવાનું રજુ થયેલા હસ્તલેખો ઉપરથી જણાય છે.

લાટદેશ અણહિલવાડના સોલંકીઓએ કયારે જીત્યો તેની માહિતી ધમડાછામાંથી મળેલાં બે તામ્રપત્રો આપે છે. લાટના ચૌલુકય કીર્તિરાજનાં તામ્રપત્ર પણ ઉપયોગી છે. રાષ્ટ્રકૂટ કક્કરાજનાં તામ્રપત્રો એ કાળની લિપિને માટે ખાસ ધ્યાન ખેંચનારાં છે.

સંવત્ ૧૩૦૦ પછીના કેટલાક શિલાલેખોની નકલો આવી છે. સિકકાઓની સંખ્યા મ્હોટા જથ્થામાં આવી છે, પણ તેમાં પ્રાચીન-ઇતિહાસનાં અંધારાં ખસે એવા બહુ જુજ છે. ઐતિહાસિક છબીઓમાં કુમારપાળ અને હેમાચાર્યની છબીઓ, ભીમદેવ બીજાના વખતમાં તાડપત્ર ઉપર ચીતરાયલી છબીઓ, તેમ હીરવિજય અને અકબરની છબી આકર્ષક છે.

છપાયેલા શિલાલેખો અને તામ્રપત્રોમાંથી ગુજરાતના ઇતિહાસ સાથે સંબંધ ધરાવતા લેખોનો સંગ્રહ રજુ કરવામાં આવ્યો છે, તેમજ જૈન પ્રતિમાઓ ઉપરના લેખોનો સંગ્રહ પણ રજુ કર્યો છે.

આ વિભાગમાં આવેલા સંગ્રહોની કદર કરવા અને સંગ્રાહકોને ઉત્તેજન આપવા સુરતના રા. રા. ભગુભાઇ રસિકદાસ સટ્ટાવાળાએ રૂ. ૩૦૦) ઉદારતાથી ચાંદ વહેંચવા આપ્યા છે તે માટે અમે એમના આભારી છીએ, આવી ઉત્તેજક કદરને લીધે ઘણું અપ્રસિદ્ધ સાહિત્ય પ્રદર્શનમાં આવી શક્યું છે.

---

* મતીઆ એ 'પીરાણા' પંથનું બીજું નામ છે. આની ગાદી અમદાવાદમાં છે. ગાદીપર હિન્દુનેજ બેસાડવામાં આવે છે. કુભસ, ભીમપોર, નવસારી વગેરે સુરત જીલ્લાના કેટલાક ભાગમાં કોળીઓનો મોટો ભાગ આ પંથને માનનારો છે, એ પંથનાં ઘણાં ગીતો બીઓ મોંઢે ગાય ત્યારે જોવા લાયક હોય છે.

રાજકોટમાં પરિષદ્પુસ્તકાલયની સ્થાપના થવા પછી એ સંસ્થા કેવળ વૃદ્ધિગત કરવી એ જવાબદારી સાહિત્ય પરિષદ્ના કાર્યવાહકોને શિરે આવેલી છે. ગુજરાતી ગ્રન્થકારોની અમીભરી મમતાથી આ ત્રિભાગમાં વડોદરામાં ૧૯૧૨માં પરિષદ્ મળી ત્યારથી તે આજ લગીમાં જે ગ્રંથો છપાયા છે તેનો સંગ્રહ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. સમય ટુંકો હોવાથી પ્રયત્ન પૂર્ણ અંશે સફળ થયો નથી, પણ કુલ ૨૨૯ પુસ્તકો આવ્યાં છે, તેમાં ૨૮ ચરિત્રોનાં, ૩૪ વાર્તાનાં, ૪૭ કાવ્યોનાં, ૧૨ ઇતિહાસ ભૂગોળનાં, ૮ વિજ્ઞાનનાં, ૪૬ કામ સંબંધી, ૭ આરોગ્ય, ૩૫ જૈનધર્મ. અને ૧૨ પ્રકીર્ણ છે. આમાં ૫૯ સસ્તાસાહિત્ય તરફનાં છે. બે વર્ષમાં આવડી મ્હોટી સંખ્યામાં વિવિધ વિષયોના ગ્રંથો બ્હાર પાડી લોકોન્નતિને વેગ આપવા માટે આ ખાતાને ધન્યવાદ ઘટે છે. ૫૦ જૈનગ્રંથપ્રસારકમંડળ તરફથી આવેલાં છે. જૈન કોમમાં થએલી જાગૃતિનાં શુભ દર્શન આ સંખ્યા કરાવે છે. સામાયિક પત્રોમાં ૧ દૈનિક, ૯ સાપ્તાહિક, ૨૧ માસિકો, (તેમાં ૯ સાહિત્યનાં, ૮ નાતોનાં, ૧ વૈદકનું, ૧ સ્ત્રી ઉપયોગી, ૧ વેપારીનું અને એક ચિત્રકલાનું માસિક) છે. ત્રણ રિપોર્ટ આવ્યા છે. સમય ઓછો હોવાથી એનું અવલોકન રજુ કરી શકાયું નથી.

પ્રદર્શનનો આ ટુંકો પણ અધુરો અહેવાલ છે. ઘણી ઘણી આકર્ષક ચીજોના ઉલ્લેખ કરવા રહી ગયા છે તો ખાસ મહત્ત્વની ચીજોનાં વિસ્તૃત વર્ણન કરવાનો અવકાશ તો મળેજ ક્યાંથી? આ અમારો એક રીતે પ્રથમ પ્રયાસ છે. રાજકોટ કે વડોદરામાં દેશી રાજ્યો અને અંગ્રેજી અમલદારોની લાગવગ પ્રદર્શનને આકર્ષક અને ઉપયોગી બનાવવા મદદગાર હતી. અમે માત્ર લોકોનીજ મદદથી આ સંગ્રહ કીધો છે. એમાં ન્યૂનતા હશે, એની ગોઠવણીમાં સ્ખલનો થયાં હશે, છતાં જે ઉત્સાહ અને શ્રમે આ દર્શનીય સમારંભ રચ્યો છે તેની આપ કદર કરી શકો એવા છો એટલે અમને સંતોષ છે.

તે પછી પ્રદર્શન ખુલ્લું મુકવાની ક્રિયા કરવા ઉંડનાં નામદાર નવાબ સાહેબે નીચે પ્રમાણે ભાષણ કર્યું હતું—

***Mr. President & Gentalmen,***

I thank you sincerely for the honour you have done me in asking me to open this Arts Exhibition that has been organised in connection with your Literary Conference. I greatly value this privilege of being associated with this useful movement which aims at the revival of learning, and the spread of culture in our advanced province of Gujerat.

It must be a source of satisfaction to the residents of Surat that you have held this Conference in our City. Surat

claims the honour of being the cradle of the British Empire in the East, and was the key stone of the present magnificent Empire which has been built up by the British in India. It is under their benign rule that our vernacular literature has secured a vigourous revival, which is full of hope and promise for the future. Surat has contributed in no mean manner towards the Gujerati literature of the last Century. It has been the birth place of that spirited poet and patriot Narmadashanker,-that talented and acute critic Navalram,-and that gifted and fascinating novelist Nandshanker. I am glad to find you all collected in this historic place of culture and refinement, to mark yet another milestone on the onward march of literary progress.

It is a happy idea to organise a literary and Art Exhibition in connection with your Conference. Collections of unpublished manuscripts, and rare works of literary merits are likely to add to the value of Gujerati literature by their publication. The stimulus of an Exhibition of this nature, keenly tickles the desire for research, and you come across rare specimens of literary art, that otherwise would have remained unseen. Pictures and statues besides cultivating a taste for the fine arts, often throw valuable light on the habits and customs of ancient times. The organisers of this Exhibition deserve great praise for their labour of love, and as a mark of my sympathy with their aspirations I beg to offer a small contribution towards the Exhibition, and I shall always remember with pleasure and pride that I had associrted myself with your useful activity in the cause of Gujerati Literature.

I have now great pleasure, Gentlemen, in declaring this Exhibition open.

**મહેરબાન પ્રમુખ સાહેબ અને ગૃહસ્થો.**

તમારી સાહિત્ય પરિષદના સંબંધમાં યોજાયલું આ લલિતકળાનું પ્રદર્શન ખુલ્લું મૂકવાનું મને કહીને તમે મને માન આપ્યું છે, તેથી હું તમારો ખરા અંતઃકરણ પૂર્વક આભાર

માનું છું. તમારી સંસ્થાનો ઉદ્દેશ આપણા પ્રગતિ પામેલા ગુજરાત પ્રાંતમાં સાહિત્યનું પુનર્જીવન કરવાનો, અને વિદ્યાનો પ્રસાર કરવાનો છે અને તેથી આવી ઉપયોગી સંસ્થા સાથે જોડાએલા મારા સંબંધને હું ઘણો કિંમતી ગણું છું. આ પરિષદ આપણા શહેરમાં ભરાઇ એ વાતથી સુરતના વતનીઓને સંતોષ થયો હોવો જોઇએ. પૂર્વમાં બ્રિટીશ સામ્રાજ્યની જન્મભૂમિ હોવાના માનનો અધિકાર સુરતને છે અને બ્રિટીશ લોકોએ હિંદુસ્તાનમાં હાલનું જે ભવ્ય સામ્રાજ્ય સ્થાપ્યું છે તેનું બી સુરતમાંજ રોપાયું હતું. એ લોકોના કૃપાળુ રાજ્યમાં આપણા દેશી સાહિત્યને ઉત્તેજન મળી તે પુનર્જીવિત થયું છે, અને તેનું ભવિષ્ય ઘણું આશામય લાગે છે. ગયા સૈકાના ગુજરાતી સાહિત્યમાં સુરતે કંઇ થોડો ઘણો ભાગ નથી ભજવ્યો. આપણા જુસ્સાદાર કવિ અને સ્વદેશાભિમાની નર્મદાશંકર, તે વિદ્વાન અને કુશાગ્રબુદ્ધિવાળા ટીકાકાર નવલરામ અને તે પ્રાસાદિક તથા મોહક નવલકથાકાર નંદશંકરની જન્મભૂમિ સુરતજ છે. વિદ્યા અને સંસ્કૃતિના આ ઐતિહાસિક સ્થળમાં સાહિત્યના માર્ગમાં એક પગલું અગાડી ભરવાને આપ સર્વેને એકત્ર થએલા જોઇને મને આનંદ થાય છે.

તમારી પરિષદના સંબંધમાં સાહિત્ય અને કળાના પ્રદર્શનની યોજના કરવા બાબતનો વિચાર બહુ સારો છે. અપ્રસિદ્ધ હસ્તલેખો અને ઉચ્ચ પંક્તિના સાહિત્યના લેખો પ્રસિદ્ધ થવાથી ગુજરાતી સાહિત્યની કિંમતમાં વધારો થવાનો સંભવ છે. આવા પ્રકારના પ્રદર્શનથી સંશોધન કરવાની ઇચ્છાને ઘણું ઉત્તેજન મળે છે અને તેથી લલિત કળાના ઉત્તમોત્તમ નમુનાઓ જે એમનેએમજ પડી રહ્યા હોત તે આપણી સમક્ષ રજુ થાય છે. ચિત્રો અને પુતળાંઓ લલિત કળાની રસિક વૃત્તિને કેળવે છે એટલુંજ નહિ પણ તેનાથી પ્રાચીન કાળના રીતરિવાજોપર વારંવાર ઉજ્વલ પ્રકાશ પડે છે. આ પ્રદર્શનના યોજકોએ માત્ર પોતાના આનંદની ખાતર જે મહેનત લીધી છે તે ઘણી પ્રશંસાપાત્ર છે, અને તેઓની આકાંક્ષા તરફ મારી જે સહાનુભૂતિ છે તેની નિશાની દાખલ આ પ્રદર્શનના ફંડમાં હું મારા તરફથી એક નાની રકમ આપીશ અને ગુજરાતી સાહિત્યની આ ઉપયોગી સંસ્થા સાથે મારો સંબંધ જોડાયો છે એ વાતનું હું હંમેશ આનંદ અને અભિમાન સાથે સ્મરણ કરીશ.

સદ્‌ગૃહસ્થો, હવે આ પ્રદર્શન હું ઘણી ખુશીની સાથે ખુલ્લું જાહેર કરું છું.

ત્યારબાદ નામદાર નવાબ સાહેબે પ્રદર્શન ખુલ્લું મુકવાની ક્રિયા કરી હતી જે થઇ રહ્યા પછી એમને તથા બીજા સંભાવિત ગૃહસ્થોને પ્રદર્શનમાં ફેરવવામાં આવ્યા હતા, જ્યાં પ્રદર્શનના મંત્રીઓ રા. રા. મણિલાલ બકોરભાઇ વ્યાસ, તથા રા. રા. હરગોવનદાસ દ્વારકાદાસ પારેખે જોવા લાયક પુસ્તકો તથા નમુનાઓ ઉપર ધ્યાન ખેંચી સવિસ્તર ખુલાસા કર્યા હતા.

---

# પરિષદ તથા પ્રદર્શનને લગતાં ઇનામ, ચાંદ, પ્રમાણપત્રો વગેરે વહેંચવા મળેલી જાહેર સભા.

પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદને લગતા ઇનામી નિબંધોનાં ઇનામ તથા પ્રદર્શનને લગતા ચાંદ, પ્રમાણપત્ર વગેરે આપવા સારૂ એક જાહેર સભા તા૦ ૧૧ મી જુલાઇ ૧૯૧૫ ને રોજ સાંજના પાંચ વાગે અત્રેના નગીનચંદ ઇનસ્ટીટ્યુટના હૉલમાં ગોસ્વામી શ્રી વ્રજરતનલાલજી મહારાજના પ્રમુખપણા હેઠળ મળી હતી. રા૦ મધુવચ્છરામ બળવચ્છરામ હોરાની દરખાસ્તને મહાજન શેઠ ભગુભાઇ તરફથી ટેકો મળતાં મહારાજ શ્રીએ પ્રમુખસ્થાન લીધા બાદ સભાનું કામ શરૂ કરતાં અત્રેની પરિષદના મુખ્ય સેક્રેટરી રા૦ ડાહ્યાભાઇ કલ્યાણજી દેસાઇ વકીલે જણાવ્યું કે તા૦ ૧૮મી એપ્રીલની યાદગાર સભા થઇ ગયા બાદ સાહિત્ય પરિષદ સંબંધી ઘણી ચર્ચા જાગી છે. સામાન્ય પરિષદ સંબંધી જે ટીકા કરવામાં આવી છે અને આવે છે તેને અમારે કંઇ લાગતું વળગતું નથી, તેનો જવાબ આપવા અત્રે વિદ્વાનો બેઠા છે એટલે હું માત્ર અત્રે મળેલી પરિષદના સંબંધમાંજ બે બોલ બોલીશ. પ્રથમ તો પરિષદ મગીવાજ ન પામે એ હેતુથી પૈસા સંબંધી ગેરવ્યવસ્થા છે તથા સુરતમાં પ્લેગ અને તાપ બહુ છે એમ કહેવામાં આવ્યું હતું, પણ તમારા સર્વના એટલે સુરતના લોકોના કાર્યવાહકો પરના વિશ્વાસનેલીધે ચોથી પરિષદ વખતે શ્રીમંત સરકાર ગાયકવાડે રૂ. ૨૫૦૦ની મદદ કરેલી તેને ન ગણીએ તો આ વખતની પરિષદ વાસ્તે સર્વથી વધારે ભંડોળ કાર્યવાહકોને સોંપવામાં આવ્યું છે. પ્લેગ અને તાપના સંબંધમાં પણ અત્રેના હેલ્થ ઓફીસર તરફનો રિપોર્ટ કે "તા૦ ૧૩ મી મે પછી એકકે કેસ થયો નથી અને સુરતની હવા ઘણી સારી છે" તે ઉપરથી બહારના લોકોપર કોઇ પણ જાતની માઠી અસર થઇ નહિ: પરિષદ તો મળી એટલે હવે પરિષદમાં ભૂલચૂક શોધી કાઢી 'કાગનો વાઘ' કરવામાં આવે છે.

એમ કહેવામાં આવે છે કે સુરતમાં જોહુકમી બહુ ચાલી છે. હવે આપના સર્વના જાણવામાં છે કે ગુજરાતના સર્વ શહેરોમાં વિચારના છુટાપણાની કીંમત જેટલી સુરતમાં અંકાય છે તેટલી બીજે કોઇ ઠેકાણે અંકાતી નથી અને તેનેજ લીધે જાહેર જીંદગી નહીં "જાણનારા લોકો જેને "જી હજુર" સાંભળવાની ટેવ પડી ગઇ હોય છે તેઓ જ્યારે અહીંની સ્વતંત્ર પ્રજાના સંબધમાં આવે છે ત્યારે તેમને અહીંના લોક આગ્રહી અને જોહુકમી માલમ પડે છે. બીજું એમ કહેવામાં આવ્યું છે કે પરિષદ માત્ર નાગરોની હતી. એ વાત કેટલી ખોટી છે તે અહીંના અધિકારીઓ, પરીક્ષકો તથા નીરીક્ષકોની યાદી જોવાથી માલમ પડશે. હું પોતેજ કંઇ નાગર નથી. વળી પરીક્ષકો તથા નિરીક્ષકો તરીકે હાલના ઓરીએન્ટલ ટ્રાન્સલેટર મી૦ મહમદ કાદર શેખ, મુંબઇની મ્યુનિસિપાલિટીના સેક્રેટરી મી૦ રૂસ્તમજી પી. મસાણી, રા૦ બા૦ હરગોવનદાસ દ્વારકાદાસ, સૌ૦ કાશીબાઇ હેરલેકર, જમનાબાઇ સકકઈ વગેરેને નીમવામાં આવ્યા હતા. તેઓ કંઇ નાગર નથી. વળી નાગરો કંઇ બીજી કોમને એમાં ભાગ લેતા અટકાવતા નથી. પારસીઓ આજે ઘણી આગાડી વધેલી કોમ

છે પણ તેઓ કંઇ બીજાને અગાડી વધવાની ના નથી કહેતા. સાહિત્ય પરિષદ જેવી સંસ્થામાં નાગરો અગાડી પડતો ભાગ લે એ તદન સ્વાભાવિક છે. દાખલા તરીકે સુરતમાં સર્વેથી શ્રેષ્ટ કવિરત્ન ઉત્પન્ન થયું તે નાતે કોણ હતું ? નર્મદ ઉપરાંત નવલરામ, નંદશંકર, સવિતાનારાયણ વગેરે નાગરોજ હતા. કોઇ પણ સાર્વજનિક સંસ્થા અમુક કોમની છે એમ કહેવું એ તદન નિરર્થક છે. એવા ઉદ્દગારો માત્ર અશક્ત અને આળસુ લોકો અદેખાઇ અને દ્વેષના માર્યા કાઢે છે. આ પ્રમાણે કેટલુંએક વિવેચન કર્યા બાદ નિબંધોના પરીક્ષકો, નિરીક્ષકો તથા ઇનામો અને ચાંદો વગેરે આપનારા ગૃહસ્થોનો આભાર માની સભાનું કામ શરૂ કરવા વિનંતિ કરી હતી.

સભાનું કામ શરૂ થતાં રા. વીરજીરામ હરિસુખરામ મહેતા તરફથી આવેલો ઇનામી નિબંધોનો રિપોર્ટ* રા. વીરેશ્વરાનંદ ઇંદિરાનંદ પંડિતે રજુ કર્યો હતો.

આ રિપોર્ટ પુરો થયા બાદ મહારાજ શ્રીએ ઇનામો, ચાંદો તથા સર્ટિફીકેટો આપવાનું શરૂ કર્યું હતું.

પ્રદર્શનમાં વહેંચવા માટે શેઠ ભગુભાઇ રસીકદાસ તરફથી રૂ. ૩૦૦ તથા પાલણપુરના નવાબજાદા તાલે મહમદખાન, શેઠ રતનશી ધરમશી મોરારજી, ઓ. ન્યા. લલ્લુભાઇ આશારામ શાહ, સર ચીનુભાઇ માધવલાલ, દિ. બ. રણછોડભાઇ ઉદયરામ, રા. અનંતરાય પ્રભાશંકર પટણી, શ્રીમંત સંપતરાવ ગાયકવાડ, રા. કૃષ્ણલાલ નરસિંહલાલ દેશાઇ, રા. રણછોડ ભવાન, માળીઆના કુમારશ્રી ગુમાનસીંહજી તથા પન્નાનાં મહારાણી એઓ પ્રત્યેક તરફથી રૂ. ૨૦, ચાંદ માટે આપવામાં આવ્યા હતા.

ગ્રંથવિભાગમાં રા. તનસુખરામ મનસુખરામ ત્રિપાઠી તથા રા. રા. શેઠ જીવણચંદ સાકરચંદ અને વસ્તુવિભાગમાં ઑ૦ રા૦ બા૦ રમણભાઇ મહીપતરામ નીલકંઠ તથા રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી પરીક્ષક હતા.

આ ઉપરાંત પરિષદને અંગે સહાય કરનારાઓને ચાંદો આપવામાં આવ્યા હતા. ઇનામો, ચાંદો વગેરે અપાઇ રહ્યા પછી શ્રીયુત મહારાજે નીચે મુજબ ભાષણ કર્યું હતું.

## મહારાજશ્રીનું ભાષણ.

મહારાજશ્રીએ ભાષણ કરતાં જણાવ્યું કે, આજે અહીં નિબંધ લખનારાઓને ઇનામ આપ્યું છે, તેમજ પ્રાચીન ગ્રંથો, શિલાલેખો, તામ્રપત્રો, શિક્કા અને લોકગીત વગેરે સાહિત્ય પ્રદર્શનમાં રજુ કરનારને કીંમતી ચાંદો કે પ્રમાણપત્રો આપીને ઉત્તેજન આપવામાં

* પરિશિષ્ટ ૭

આવ્યું છે. વળી પ્રાચીન ચિત્રો, નવીન ચિત્રો અને પ્રાચીન વસ્તુઓ મુકનારને પણ સારૂં ઉત્તેજન આપવામાં આવ્યુ છે. પરિષદની સેવા કરનારા સ્વયંસેવકોને તથા બીજા ગૃહસ્થોને પણ માન આપવામાં આવ્યું છે.

પરિષદના તરફના આ કામને માટે ખચીત તેના વ્યવસ્થાપકોને ધન્યવાદ ઘટે છે. પાછલી પરિષદોમાં આવા પ્રકારની ઉદાર વ્યવસ્થા થઇ હતી કે નહિ તે હું જાણતો નથી, પણ મને કહેવામાં આવ્યું છે તે પ્રમાણે પાછલી પરિષદોમાં આવા મોટા પાયા ઉપર પ્રદર્શન ભરવામાં આવ્યું નહોતું. સાહિત્ય પરિષદ સાથે સાહિત્ય પ્રદર્શન ભરવું એ જો જરૂરનું માનવામાં આવ્યું છે તો એ પ્રદર્શનમાં ગ્રંથો મુકવાને લોકોને ઉત્તેજન મળે તેવી વ્યવસ્થા થવી એ પણ જરૂરનું છે. અત્રેના પ્રખ્યાત શેઠ ભગુભાઇ રસીકદાસે આ ખાતે રૂ. ૩૦૦) જેટલી મોટી રકમ કાઢી આપી છે એ માટે હું તેમને ખરેખર ધન્યવાદ આપું છું. ગ્રંથપ્રદર્શનમાં થોડા વખતમાં ઘણા ગ્રંથો ભેગા કરી શકાયા તે તેમના ઉદાર ઉત્તેજનને આભારી છે એમ કહેવામાં હું ભૂલ કરતો નથી.

શેઠ ભગુભાઇના ઉત્તેજનને પ્રતાપે અત્યાર સુધી અંધારામાં રહેલો પ્રાચીન એક પણ ગ્રંથ પ્રસિદ્ધિમાં આવ્યો હોય તો તેટલાજથી એમણે ખર્ચેલી રકમનું સાર્થક થઇ જાય છે.

પ્રાચીન ગ્રંથો રજુ કરવા માટે જેમને સોનાના અથવા રૂપાના ચાંદ આપવામાં આવ્યા છે અથવા જેમને પ્રમાણપત્ર આપીને તેમના પ્રત્યે માનની લાગણી બતાવવામાં આવી છે તેમને મારી ખાસ ભલામણ છે કે તેમણે પોતાની પાસેના અપ્રસિદ્ધ ગ્રંથો હવે જેમના તેમ ધૂળખાતા નાંખી મુકીને નાશ પામી જવા દેવા અથવા પેટીમાં પુરી રાખીને તેમને વિના વાંકે જન્મ સુધી કારાગ્રહની શિક્ષા કરવી એ વ્યાજબી નથી, તેમણે સમજવું જોઇએ. તે સારા ગ્રંથો છે અને સારા લેખકોને હાથે લખાયેલા છે એ એમનો મોટો ગુન્હો છે એ કબુલ કરીએ તોપણ એ ગ્રંથોએ ઘણા લાંબા વખત સુધી શિક્ષા ભોગવી છે અને કોઇ સારા પ્રસંગે લાંબી શિક્ષા ભોગવતા સારી ચાલના કેદીઓને રાજ્ય તરફથી જેમ છુટાપણું બક્ષવામાં આવે છે તેમ હવે તેવા ગ્રંથોને એવી શિક્ષા દેનાર સદ્‌ગૃહસ્થો કે સંસ્થાઓ આ પરિષદ જેવા મોટા મેળાવડાના શુભ પ્રસંગ નિમિત્તે તેમને જગતમાં છુટા મુકવાની મહેરબાની કરશે એવી હું આશા રાખું છું. ગ્રંથની માલિકી ધરાવનાર ગૃહસ્થોએ આ વાત ખાસ જાણવી જોઇયે કે એ ગ્રંથો હાલ તેમના કબજામાં આવી પડ્યા છે એ વાત ખરી છે, પણ એ ગ્રંથો તે તેમની એકલાનીજ મતા નથી, દુનિયાનો તે ગ્રંથોપર હક છે. પૂર્વ પુરૂષોના બનાવેલા ગ્રંથો જો અપ્રસિદ્ધિમાં નાંખી મુકવામાં આવે તો તેનો નાશ થઇ જાય એ સભવિત છે. અને જો તેમ થાય તો તેના રચનાર વિદ્વાન અને ધર્મનિષ્ટ પુરૂષોનું

નામ ડુબાવ્યાનું મહાપાપ આ પુસ્તકોને પુરી રાખનારને લાગશે. જ્ઞાનના જેવું કંઇ પવિત્ર નથી. પ્રાચીન સમયમાં ધનવાનો હજારો રૂપીઆ ખર્ચી અનેક ગ્રંથોની નકલો કરાવીને એ ગ્રંથોનો સદુપયોગ કરી શકે તેમને તે આપવામાં મોટું પુણ્ય સમજતા હતા. ગ્રંથની પ્રસિદ્ધીના કામને એથી મોટું ઉત્તેજન મળતું હતું. હાલમાં આપણા લોકોમાંથી આ વૃત્તિ ઘસાઇ ગઇ લાગે છે. મારા સાંભળવામાં આવ્યું છે કે જૈનોમાં હજુ દરેક ધનવાન ગૃહસ્થ દરસાલ જ્ઞાન ખાતે કંઇને કંઇ રકમ છુટાયદી કાઢે છે ને તેનો ઉપયોગ જૈન સાધુઓ માટે ગ્રંથો લખાવી આપવામાં અથવા જૈનધર્મને લગતા પ્રાચીન અર્વાચીન ગ્રંથો પ્રસિદ્ધ કરવામાં કરે છે. દરસાલ સંખ્યાબંધ જૈનગ્રંથો પ્રસિદ્ધ થતા જાય છે. અને મફત અથવા ઘણી થોડી કીંમતે જૈનોમાં તેનો ફેલાવો કરવામાં આવે છે, તે આ ઉત્તેજનને પરિણામે છે. જૈન ગ્રંથોનો બહોળો ફેલાવો થાય છે, અને અન્ય ધર્મના લોકોમાં જ્ઞાનપ્રચારનું મહાત્મ્ય ઘટી જવાથી તેમના ધર્મના અને વિદ્યાના કીંમતી ગ્રંથો નાશ પામે છે. હું આશા રાખું છું કે આજે ચાંદ અને પ્રમાણપત્રનું માન મેળવીને ઉત્તેજીત થયેલા ગૃહસ્થો પોતાની પાસેના ગ્રંથો પોતે પ્રસિદ્ધ કરે અથવા જે વિદ્વાનો કે સંસ્થાઓ તેમને પ્રસિદ્ધ કરી શકે એવા હોય તેમને તે ગ્રંથ કે તેની નકલ પ્રસિદ્ધ કરવા આપે તો તેઓએ ખરેખર દેશની સેવા કરી છે એમ કહી શકાશે. વળી હું એમ પણ આશા રાખીશ કે ધનવાન ગૃહસ્થો પ્રાચીન ગ્રંથોને પ્રસિદ્ધિમાં લાવવાને માટે તથા પ્રસિદ્ધ થયલા ગ્રંથો ખરીદ કરીને તેને ઉત્તેજન આપવાને માટે વધારે ઉદારતા બતાવશે. લોકગીત વગેરે લૌકિક સાહિત્ય અને શિલાલેખ વગેરે ઐતિહાસિક સાહિત્ય સંગ્રહ કરનારને આજે ઉત્તેજન આપવામાં આવ્યું છે અને હું આશા રાખું છું કે ભવિષ્યમાં પણ તેમને સારૂં ઉત્તેજન આપવામાં આવશે.

તામ્રપત્રો એ ખરેખરી અલભ્ય વસ્તુ છે. અનાયાસે જેમને તે મળી આવ્યાં હોય તેમણે તે મહત્ત્વની વસ્તુને પોતાને ત્યાં ખાંજરે નાખી મુકવી એ ઇષ્ટ નથી. હજારો લોકો તેને જોઇ શકે અને પ્રાચીન કાળે હિંદુ રાજકર્ત્તાઓ તરફથી વિદ્વાનોની કેવી કદર થતી હતી તે લોકો જાણી શકે એટલા માટે જો એવાં તામ્રપત્રો એક જાહેર જગ્યામાં મુકવામાં આવે ને કોઇ જીજ્ઞાસુ હોય તેને જોવાની તથા તેમાં શું લખ્યું છે તે જાણવાની તક આપવામાં આવે તો વધારે સારૂં. આ અલભ્ય વસ્તુઓ સારી રીતે રહી શકે ને લોકો તેનો ઘણો લાભ લઇ શકે એટલા માટે અમદાવાદ ગુજરાત વર્નાક્યુલર સોસાયટી કે બીજી કોઇ એવી પ્રસિદ્ધ સંસ્થાની સાથે ગુજરાતના કોઇપણ સ્થળે એકાદ નાના સંગ્રહસ્થાનની યોજના કરવામાં આવે, ને આવું જે કંઇ મળી આવે તે તે ત્યાં રાખીને તેનો અભ્યાસ કરવાની ઇચ્છા રાખનારાઓને તેમ કરવાની તક આપવામાં આવે તો ખરેખર ગુજરાતી સાહિત્ય વધારે સારી રીતે ખીલી શકશે ને વધતા કાળે શ્રેષ્ટ પદવી પામશે. આવાં પુસ્તકો-શિલાલેખો ને તામ્રપત્રોના હાલના

માલિકો પૈકી એવો કોઇપણ નહિ હોય કે જે દેશના લાભને માટે આવી કોઇપણ યોજના થાય તો પોતાનો સ્વાર્થ આગળ કરીને પરમાર્થની આવી ઉત્તમ દેશસેવા કરવા તૈયાર નહિ હોય.

પ્રાચીન સમયમાં આપણે કેવા હતા તે જાણી અર્વાચીન સમયની આપણે સ્થિતિ સાચવી, જો આપણે પાછા હઠયા હોઇએ તો તે ભૂલ સુધારવાની ને બરાબર આગળ ન વધ્યા હોઇએ તો વેગથી આગળ વધવાની તક સાધવાને તમો તૈયારજ હશો એમ હું માનું છું. ને જો આવું સંગ્રહસ્થાન કરવામાં કે યોજવામાં આવે તો દરેક ધનવાન માણસ પોતાથી બનતી મદદ કરવાની ઉત્તમ તકનો લાભ લેવાને ચૂકશે નહિ એવી હું આશા રાખું છું.

ગ્રંથપ્રદર્શનમાં ઉત્તમ પ્રકારના અને ઘણા ગ્રંથો મેળવવા માટે એ વિભાગના મંત્રી રા. મણિલાલ બકોરભાઇ વ્યાસને હું અભિનંદન આપું છું. પ્રાચીન ભાષાસાહિત્યના એ અભ્યાસી છે, અને એમને એમના એ ઉત્તમ કામમાં લાગ્યા રહેવાની અનુકૂળતા કરી આપવી અને તેમને ઉતેજન આપવું એ આપણ સર્વેનું ખાસ કર્તવ્ય છે.

ચિત્રો અને વસ્તુઓનો મોટો સંગ્રહ ભેગો કરવાનું માન વ્યાજબી રીતે એ વિભાગના મંત્રી મી૦ હરગોવિંદાસ પારેખને ઘટે છે. આ વિભાગમાં ઇનામ આપવા માટે શ્રીમંત ગૃહસ્થો અને રાજકર્તાઓએ જે ઉદારતા બતાવી છે તેને માટે આપણે સર્વેએ તેમનો ઉપકાર આ સ્થળે માનવો જોઇએ. છેવટમાં મારી એક નાની સરખી આપને ભલામણ છે તે જો વ્યાજબી લાગે તો સ્વીકારશો. જે ઉમંગ અને ઉત્સાહથી અત્રેના ગૃહસ્થોએ પરિષદને લગતા પ્રદર્શનમાં ચીજો મેળવી આપી તેને ઉત્તમ બનાવેલું છે, અને તેટલાજ ઉમંગ અને ઉત્સાહથી સુરતની પ્રજા તથા ગુજરાતના આગેવાન સાક્ષરોએ જેને જોયું છે તે પુરેપુરું નહિ તો થોડું પણ સુરત બહારના પણ આપણા ગુજરાતી ભાઇઓના લાભાર્થે પ્રસિદ્ધિમાં આણવાનો પ્રયત્ન કરશો. છેવટમાં આવી આપ બધાની સાથે ગાઢા સબંધમાં આવવાની આપે તક આપી તેને માટે હું આપનો એકવાર ફરીથી ઉપકાર માનવાની રજા લઉં છું.

ભાષણની સમાપ્તિ બાદ રા૦ મધુવચરામ બળવચરામ હોરાએ તથા રા૦ નાથાભાઇ લલ્લુભાઇ વકીલે સુરતના લોકોનો તથા જે સર્વ ગૃહસ્થોએ તન મન અને ધનથી પરિષદને ફતેહમંદ કરવામાં મદદ કરી હતી તેમનો ઉપકાર માનતાં નવસારીવાળા ફોટોગ્રાફર રા. હરીશવજી બહેરીકરે વોલંટીઅર્સો વાસ્તે બટન વિના મુલ્યે આપવા બાબત અને નેશનલ ફીનેનશીંગ અને બેકીંગ કોરપોરેશને અત્રેની ઓફીસ અને તેના આખા સ્ટાફને પરિષદની સેવા અર્થે નિયુક્ત કરી જે અમુલ્ય મદદ કરી તે બાબત વિશેષ ધ્યાન ખેંચ્યું હતું. ત્યારબાદ રા, જનાર્દન બી. પાઠકજી, રા૦ ગણપતરામ અનુપરામ ત્રવાડી અને રા. મુળચંદ કસનદાસે મહારાજ શ્રીનો ઉપકાર માન્યો હતો, જે થઇ રહ્યા બાદ મહારાજશ્રીને હાર તોરા પહેરાવી મેળાવડો વિસર્જન થયો હતો.

પરિશિષ્ટ (ક)

# સત્કાર મંડળના પ્રમુખ રા. મધુવચરામ બળવચરામ હોરાનુ ભાષણ.



**સાહિત્ય વિલાસી મહીલાઓ અને મહાશયો.**

સદ્‌ભાગ્ય છે પુરણ મારૂં કે આ શુભ પ્રસંગે અપૂર્વ મહા પર્વણીના ઉત્સવને સમયે, અપૂર્વ એટલા માટે કે સામાન્ય રીતે મનાતા અને પલાતા પર્વના દિવશો જ્યારે વર્ષો આગમચથી નિશ્ચય કરી શકાય છે ત્યારે આવા દિવશને માટે તે પ્રમાણે થઇ શકતું નથી, એવા શુભ દિવશે, આદિ. અનાદિ, સનાતની, અક્ષરમયી, અક્ષરસ્વરૂપ, અક્ષરાતિત, અંતરનાં તાંદ્ર તિમિરને ટાળનારી, અમુલ્ય પ્રકાશ આપનારી, ત્રિવિધ તાપને નિવારનારી હર્ષ શોકનાં તરંગો જેમાં નિરંતર ઉછળી રહેલાં છે એવા સંસાર સમુદ્રમાંથી પાર ઊતારનારી, પરમ શાંતિનાં સ્થાનમાં સ્થાપન કરનારી, શ્રી મહા સરસ્વતિ દેવીના, ઉપાસકો, ભક્તોની એકત્ર મળેલી મંડળીને, સદ્‌ભાવના સુવાસિત પુષ્પથી વધાવી લેવાનું કાર્ય, આનંદદાયી મહાન કાર્ય, સોંપવામાં આવ્યું છે મને. પાત્ર નથી હું, આ મહાન કાર્ય, સંતોષકારક રીતે પરિપૂર્ણ કરવાને; તે સમજું છું હું સારી પેઠે. મારી પાત્રતા ઉપર લક્ષ નહિં રાખતાં, સાહિત્ય પરિષદને સુરતમાં પોતાની બેઠક કરવાનું નિમંત્રણ કરવા માટે, સુરતની પ્રજા તરફથી જે જાહેરસભા મળી હતી, તે સભામાં મને પ્રમુખ પસંદ કરીને સુરતની પ્રજાએ મારી પ્રત્યે દર્શાવ્યો હતો જે પ્રેમ અને જે વિશ્વાસ, તેથી અત્યંત આશ્ચર્ય પામી ગયો હતો હું તે સમયે. એ સર્વને માટે સુરતની સમસ્ત પ્રજાનો હું જેટલો આભાર માનું તેટલો થોડો છે. જે સ્નેહી સભ્યોએ સત્કાર મંડળના પ્રમુખપદનું મને અભિમાન ધરવા યોગ્ય માન આપ્યું છે તેઓની મારા ઉપર કરેલી કૃપા પ્રજા સમસ્તની કૃતિને કુદીને ખરે અતિ દૂર ગયલી છે. એ સ્નેહિજનોનો ઉપકાર મારા અંતઃકરણમાં કેવા બળથી ઉછાળા મારી રહ્યો છે તે પ્રગટ દર્શાવવાને કેવળ અશક્ત થઇ પડી છે વૈખરી વાણી. આજ કારણથી, ઉભો છું હું આપની સન્મુખ, વધાવી લેવાને આપને. માટે અતિ વિનય પૂર્વક પ્રાર્થના છે મારી કે, મારા દોષો, મારી ખામીઓ, હોશે તો ઘણીજ પણ તે ઉપર દૃષ્ટિ નહિ કરવાની કૃપા કરશો, અને સુરતની સમસ્ત પ્રજા પોતાનાં શુદ્ધ અંતઃકરણથી જે સન્માન આપને યોગ્ય છે, તે સન્માન સહિત આપને સંપૂર્ણ રીતે આવકાર આપે છે. અને એમ માને છે કે આપનાં શુભ પાદારવિંદથી આ પુરાતન નગરીની ભૂમિને, આપે અહિં પધારવાનું નિમંત્રણ સ્વિકારીને અને પધારીને અતિ ધન્ય અને ભાગ્યશાળી કરી છે.

આ અમારી સુરતનગરી, જગતનાં જીવન રૂપ સાક્ષાત ભગવાન સૂર્યનારાયણની તનુજાનાં પવિત્ર જળથી પવિત્ર થતી, અનેક પ્રાચિન દેવાલયોની મહાન્ શક્તિઓથી રક્ષિત, નિકટ આવેલા સમુદ્રની લ્હેરીમાં લપટાઇને પવિત્ર થયલા વાયુની શીતળ લ્હેરોના કોમળ સ્પર્શે તાપથી શાંતિને પામતાં, આનંદ અનુભવતી, ઘણી પુરાતન છે એવી લોકવાયકા આપણે પરાપૂર્વથી સાંભળતા આવ્યા છેયે. સાંપ્રત કાળમાં લખાયલા ઇતિહાસો ઉપરથી સુરત શહેર ચારસેં વર્ષથી વધારે જુનું નથી એમ જણાય છે. સને ૧૫૩૧ની પછી કે તે અરસામાં તે વસવા માંડયું. સુરત નામ સુરજ નામની કોઇ સ્ત્રીના નામ ઉપરથી પડેલું છે એમ કેટલાક ધારે છે. કોઇક કહે છે કે કામરેજના રાજા કામસેનના વંશમાં સુરસેન નામનો જે રાજા થઇ ગયો તેની ૧૪૦૦ વીંઘાની ૧૪ કુવાવાળી વિશાળ અને સુંદર એક વાડી આ સ્થળે હતી. એ વાડીમાંથી નદિમાં સ્નાન કરવા જવાને એક ઘાટ પણ તે રાજાએ બંધાવ્યો હતો જે ઘાટ રાજા ઓવારાના નામથી આજ પણ પ્રખ્યાત છે. શહેરનાં નામ માટે એવી પણ માન્યતા છે કે જે સમયે તે વસ્યું તે સમયે મુસલમાની રાજ હતું અને તેથી કુરાનમાં પ્રકરણને સુરત કહે છે તેથી બાદશાહનાં ફરમાનથી સુરત નામ રાખવામાં આવ્યું. સુરતનો અરબ્બીમાં ખુબસુરત અર્થ થાય છે, અને તેથી નગરની સારી રચના થયા પછી તેને તે કારણથી સુરત નામ આપ્યું. મારા એક મિત્રની પાસે એક હસ્ત લેખ છે તેમાં એમ લખ્યું છે કે એક જુની નહિં પણ થોડા વર્ષ ઉપર લખાયલી ઉરદુ કિતાબના કર્તા કહે છે કે કામરેજના રાજાએ આ ભુમિને શૂરત્વજનક, બહાદુરી આપવાવાળી ગણી હતી અને એ નામથીજ તેને તે ઓળખાવતો હતો. સમય જતાં શબ્દમાં ફેરફાર થયો અને સુરત નામ પ્રસિદ્ધ થયું.

ચારસે વરસથી વધારે જુનું સુરત શહેર નથી એમ હમણાના ઇતિહાસ ઉપરથી જણાય છે એમ આપણે કથન કરી ગયા. રાસમાળાના પ્રથમ ભાગમાં એક સ્થળે એવું લખ્યું છે કે અનહિલવાડનું લશ્કર ભરૂચ અને સૂર્યપુર આગળ થઇને સને ૯૦૦માં પસાર થયું હતું. સને ૧૫૩૧થી છસેં સતક પાછળ આ કથનથી આપણે જઇએ છેયે. સુરતની પહેલાં જે નગર એ સ્થળે હતું તેનું નામ સૂર્યપુર હતું એમ પણ આથી જણાય છે. **ટોલમી** જે શહેરને સીરાસ્ત્ર નામથી વર્ણવે છે તે સુરત છે એવો **ઓગિલ્બી** નામના વિદ્વાનનો મત છે. એ **ટોલમી** ઈ. સ. ના બીજા સતકમાં થઇ ગયલો છે. સુરતની સામે તાપી નદીને પેલેપાર રાંદેર કસ્બો છે, તે પ્રદેશમાં મહાવીરના શક ૨૭૧ પછી સંપતિ નામનો અતિ સમર્થ રાજા થઇ ગયો હતો. મહાવીર ઇ. સ. પહેલાં ૬૩૬માં થયા હતા એમ માનવાને કારણ છે, એટલે સંપતિ રાજાનો સમય આજથી બે હજાર વર્ષથી વિશેષ આવે છે. સુરતની મુખ્તેસર હકીકત લખવાને માટે મારા પરમ સ્નેહી કવિ નર્મદની સાથે સુરત અને રાંદેરમાં કેટલીક તપાસ કરી હતી અને તે તપાસમાં એમ માલમ પડયું હતું કે સંપતિ રાજાના સમયમાં તાપી નદીને આ

કાંઠે સુરત તરફ માછીઓની વસ્તિ હતી. શ્રીમદ્ સ્કંદપુરાણના બ્રહ્મોત્તર ખંડમાં શ્રી તાપી મહાત્મ્યનું વર્ણન આપેલું છે, તે જોતાં જણાય છે કે સુરતથી થોડે છેટે કતારગામમાં કાંતારેશ્વર મહાદેવનું જે પ્રખ્યાત સ્થાન છે તે સ્થાને કપીલ મુનિનો આશ્રમ હતો. એની પાસે અશ્વનીકુમાર, ગુપ્તેશ્વર આદિ તીર્થો છે. એ સર્વ પ્રાચીન પવિત્ર પુરૂષોના સેવેલાં સ્થળ છે. આવા આશ્રમો નગરોથી થોડે થોડે છેટે રહેતા હતા એમ જ્યારે લક્ષમાં રાખીએ છૈયે ત્યારે સુરત જ્યાં હમણા છે ત્યાં અથવા તેની નિકટમાં કોઇ નગર હશે એમ સંભવે છે. સુરતનું સ્થળ ઘણું પ્રાચીન છે, એવી માન્યતાને એક બીજી વાતથી પુષ્ટિ મળે છે. અમેરિકાના એક પ્રખ્યાત પ્રોફેસર ડેંટન નામના વિદ્વાને The Soul of Things નામનું પુસ્તક લખીને પ્રસિદ્ધ કીધું છે, તેમાં સૂક્ષ્મદૃષ્ટિ માણસનામાં રહેલી છે અને તે ખીલવી શકાય છે એમ તેણે અનેક પ્રમાણો, પ્રયોગો અને દૃષ્ટાંતોથી સિદ્ધ કરી આપ્યું છે. પ્રત્યેક પ્રસંગનું, પ્રત્યેક સંજોગનું આકાશમાં ગુપ્ત ચિત્ર પડી રહે છે ને હજારો વર્ષ પછી પણ સૂક્ષ્મ દૃષ્ટિવાળાં તેનું દર્શન કરી શકે છે. આવી દૃષ્ટિથી જોનાર એક વિદ્વાન, એક પુરૂષે પૂર્વ જન્મમાં કરેલી જાત્રાઓનું વર્ણન કરતાં કહે છે કે હમણાં જ્યાં સુરત શહેર છે ત્યાં આગળ પ્રયાણ કરતાં જાત્રાળુજન આવી પહોંચ્યો અને તેણે એક મહાન ભવ્ય મંદીર ત્યાં જોયું. તે મંદિરમાં જે અધિકારી અથવા પૂજારી હતો તે વૃદ્ધ, કાંતિવાળો, અને અતિ બુદ્ધિશાળી દેખાતો હતો. પછીના જન્મમાં **પ્લેટોના** નામથી જે વિખ્યાતિ પામ્યો તે એ અધિકારી હતો. આ પ્રસંગ ઇ. સ. પૂર્વ વીશ હજાર વર્ષ પહેલાંનો કહેવામાં આવે છે. પૃથ્વી જ્યારથી થઇ છે ત્યારથીજ આ સ્થળ તેનો એક અંશ અથવા ભાગ છે એમ જ્યારે વિચાર કરીએ છૈએ ત્યારે ચારસે વર્ષની પૂર્વ તે કોઇ પણ સમયે વસેલું નહિં હોય એમ સંભવતું નથી, અને સૂર્યપુરની દંત-કથાઓમાં સત્ય સમાયલું હોશે એમ લાગે છે. મુંબઇના ગેઝીટીઅરના બીજા ભાગથી આપણને માલમ પડે છે કે સને ૧૭૨૭, ૧૭૭૬, ૧૭૮૨, ૧૮૧૦, ૧૮૨૨, ૧૮૩૫, ૧૮૩૭, ૧૮૪૩, ૧૮૪૯, ૧૮૭૨, ૧૮૭૬ અને ત્યાર પછીનાં કેટલાંક નજદીકનાં વર્ષોમાં મોટી મોટી રેલથી સુરતને ભારે નુકસાન થયું છે, ઘણીક રેલો તો એવી હતી કે તેથી આખું શહેર તેમાં તણાઇ નાશ પામશે એવો ભય રહ્યો હતો. સુરત નીચાણમાં છે, અને તેથી તેની જગ્યાએ પૂર્વે વસેલાં શહેરો રેલથી નાશ પામેલાંનો સંભવ વિશેષ દેખાય છે.

સુરતમાં જુદી જુદી રાજસત્તા થઇ ગઇ છે, પણ હમણા જે અતિ ભવ્ય, વિશાળ તાપથી સંરક્ષણ કરનાર, નિર્ભય અને સુખ શાંતિ આપનાર, બ્રિટિશ રાજ્ય વૃક્ષની છાયા નીચે આશ્રય લઇ આપણે નચિંત વિરામીએ છૈયે તેનું બીજ સુરત મધ્યે રોપાયું હતું એ રાજની દિનપ્રતિદિન વૃદ્ધિ થાઓ, પ્રજા સંપુર્ણ સંતોષમાં અને આનંદમાં રહી પ્રજાધિપતિ, પૃથ્વી પતિ નામદાર સેનશાહ કેસરે હિંદની પ્રત્યે પ્રેમ ને પૂજ્ય ભાવ ધારણ કરી તેમનો સામો પ્રેમ મેળવવાને

...શાળી થાઓ એજ આપણે શુદ્ધ અંતઃકરણથી ઇચ્છિશું. અંગ્રેજી પ્રજાનાં પગલાં અહીં થયાં ત્યારથીજ સાહિત્યના અરૂણોદયના શુભચિન્હ પ્રકાશવા લાગ્યાં.

એક સમય એવો હતો કે જ્યારે સુરત વેપારનું મોટું મથક ગણાતું હતું. સોળમાં સતકમાં જળમાર્ગે ચાલતા વેપારથી રાજમાં ભારે આવક થતી હતી. મલબાર અને બીજાં ઘણાં બંદરોથી વહાણો અહિં આવતાં હતાં. સત્તરમા સતકમાં રાતા સમુદ્ર મારફતે મોખા સુધી અને સુમાત્રામાં અચીન લગી સુરતના વેપારીઓ પહોંચી ગયા હતા. અચીનમાં ગુજરાતીઓને રહેવાને માટે ખાસ જુદો લત્તો હતો. સુરતમાં તે સમય તુર્ક અને યાહુદી શિવાય, અરબસ્તાન, ઇરાન, અને આરમિનિઆમાંથી વેપારને અર્થે ઘણા લોકો આવતા હતા. આફ્રિકા, ઇરાની સમુદ્ર, લંકા, મદ્રાસ અને બંગાળાના કિનારા તરફથી, અને પેગુ, મલાકા અને ચીનથી મોટાં મોટાં વહાણો આવતાં હતાં. અઢારમાં સતકમાં શહેરમાં ઠેર ઠેર, મોગલ, આરબ, યાહુદી, આરમિનીઅન, અને પોરટુગીઝો જોવામાં આવતા હતા, અને એકત્ર વસ્તિ આઠ લાખ માણસની હતી. ઓગણીશમા સતકમાં સુરતનો વેપાર એક કરોડ પચીસ લાખ રૂપીઆનો થયો હતો, તેમાં દેશાવર ખાતે ગયલા માલની કિંમત પચાસ લાખ રૂપિયાથી ઓછી નહોતી. વેપારની ચીજોમાં ગળી, રૂ, રેશમ, કિનખાબ, અનેક જાતનાં કાપડ વગેરે હતાં. તે વખત એવો હતો કે નાણાવટ જીલ્લામાં ફરવા જનારા માણસને સામસામા આવેલી દુકાનોની હારોમાં જે દુકાને જોય ત્યાં રૂપીઆના ઢગલા ને ઢગલા નજરે પડતા, અને રૂપીઆની આપ લે વિનાની એક ઘડી પણ ખાલી જતી જોવામાં આવતી નોતી. અફસોશ ! સુરતની જાવઝલાલીનાં તે દિવશો જતા રહ્યા છે. વેપાર રોજગાર એક વાર છેક પડી ભાંગવા માંડયો હતો પણ ઇશ્વર કૃપાથી તે નબળી સ્થિતિ હવે સુધરવા માંડી છે.

સામાન્ય રીતે મનાઇ રહેલું છે એવું કે મોજ શોકી અને રંગી છે સુરતની સર્વ પ્રજા. છે તે અત્યંત પ્રેમાળ અને પ્રસન્ન ચિત્તવાળી, એમાં તો શક નથી. તે સહાય વિદ્યાવિલાસી છે તેનુંજ આ પરિણામ છે. સુરત, રાંદેર, અને આખા સુરત જીલ્લામાં કેવા અને કેટલા કવિઓ થઇ ગયા છે તે કાવ્યદોહન અને બૃહત કાવ્યદોહનોના ગ્રંથોના અભ્યાસિઓને અજાણ્યું નથી. સરસ્વતિ માતાની ઉપાસના કેવી પ્રબળ હતી તેની તુલના કરવાને એકજ વાત બસ છે. સુરતમાં નવાબી રાજ હતું, અને તેથી મેળવતા હતા ઘણાઓ પ્રવિણતા, રાજની ભાષામાં એટલે ફારસીમાં ભંડારની મોટી અગત્યની ત્યાલ થતી હતી જ્યારે, નાગર ગૃહસ્થોમાં, ત્યારે જમણ પીરસવાનો આરંભ થતી પહેલાં બેતબાજી ચાલતી હતી, હાજર રહેલા વિદ્વાનોમાં. તેમાં પણ એવો નિયમ હતો કે એક જણ બેત બોલી રહે તો તેણે કહેલી બેતના છેલ્લા શબ્દથી શરૂ થતી બેત તેની પછીના બોલનારે બોલવી જોઇએ. કેટલાક વિદ્વાનો ફારસી ભાષામાં છુટક છુટક બેતો અને ગ્રંથો લખી ગયા છે. પણ દલગીરીની વાત એટલીજ છે કે તેની શોધ થઇ નથી અને છપાયલાં પુસ્તક રૂપે તે પ્રગટ થયાં નથી. ફક્તને

પ્રસંગે નવાં નવાં ગીતો જોડીને ગાજતી હતી અને ગજાવતી હતી નાગરની સુંદરીઓ નાગરી ન્યાતમાં સારી વેઠે થઇ રહયો હતો સ્ત્રી કેળવણીનો પ્રચાર સંસ્કૃતમાં લખાયલાં પાઠ પુસ્તકો વાંચી શકતી હતી સારી રીતે, ઘણી ચતુરાઓ, અર્થ સમજનારી, કબુલ કરવું જોઇએ મારે કે તેમાં કોઇકજ હતી.

નવીસંદા વર્ગમાં નાગર અને કાયસ્થ જાતી મુખ્ય હતી. આ પ્રદેશમાં થઇ ગયલા બધા કવિઓ વિશે વિવેચન કરી આપનો અમુલ્ય સમય હું રોકીશ નહિં. પરંતુ એક કાયસ્થ ગૃહસ્થ કવિ ભગવાનદાસ ઉર્ફે ભાઉ મોરજીના સંબંધમાં આપની આજ્ઞા માંગી બે શબ્દ કહીશ. તેઓનો જન્મ સંવત ૧૬૮૧ ના શ્રાવણ વદ ૯ને ભોમવારે થયો હતો. તેઓ ફારસી, અરબી, સંસ્કૃત, મરાઠી અને ગુજરાતી એમ પાંચ ભાષામાં સારૂં જ્ઞાન ધરાવતા હતા. સંવત ૧૭૪૬ના આસો વદી ૦))ને દિવશે સ્થુળ ભૂમિનો અનુભવ કરનારી પોતાની સ્થુળ દેહનો ત્યાગ કરી વિશેષ સુખ અને શાંતિ આપવાવાળી ઉંચી ભૂમિ ભણી તેમણે પ્રયાણ કીધું. તેમણે ઘણા ગ્રંથો રચ્યા હતા, તેમાંના કેટલાક સંવત ૧૮૭૩ની રેલમાં નાશ પામ્યા અને જે બાકી રહેલા હતા તેમાંના થોડા સંવત ૧૮૯૩ની મોટી આગને સમયે ગુમ થઇ ગયા. અમદાવાદના નવાબ મોહબતખાનના તેઓ દીવાન થયા હતા અને સુરતના નવાબ સાહેબને ત્યાં પણ એજ પદ્વિ તેઓએ ભોગવી હતી. એક સમયે કબીરપંથી એક વેરાગીએ દોહરો કહ્યો કે—

"પથ્થર પૂજે હરી મિલે, તો હું પૂજું પહાર
પથ્થરસેં ચક્કી ભલી, પિસ ખાવે સંસાર."

ભાઉ મોરજીએ તેનો ઉત્તર વાળ્યો કે—

"મન પથ્થર (તો) સબ પથ્થરો, મનમે દેવતો દેવ
યઃ અવની ગગન ચકી * * * (શુદ્ધ લીટી જણાતી નથી.)
ચક્કીસે મન જિન ફિરે, પથ્થર સો સ્થિર લાવ,
પુની સુકે કાષ્ટમેં, દેખ નરહરી નાવ."

ભાઉ મોરજીએ, પ્રાચિન ગુજરાતી લેખકોને પગલે ચાલીને પોતાના ગ્રંથો કવિતામાં લખ્યા છે. સંસ્કૃત ભાષાનું નિરીક્ષણ કરતાં આપણને માલમ પડે છે કે તેમાં તો જ્યોતિષના ગ્રંથો વૈદકના ગ્રંથો, અને કોષના ગ્રંથો પણ કવિતામાં લખાયલા છે. આનું કારણ શું ? એ પ્રશ્નનો નિર્ણય કરવા માટે કવિતા એટલું શું તે જાણવાની જરૂર છે. કવિતાની વ્યાખ્યા જુદા જુદા પંડીતોએ જુદી જુદી આપી છે. તે મધ્યેથી ઘણે ભાગે માન્ય થયલી વ્યાખ્યા પ્રમાણે વાક્યમ્ રસાત્મક કાવ્યમ્ રસાત્મક વાક્ય તેજ કવિતા છે. કાવ્ય પ્રકાશમાં બીજી વ્યાખ્યા આપવાનું સમટનું પ્રયત્ન સફળ થયલું જણાતું નથી. રસ કોને કહેવો એ પ્રશ્નનો ઉત્તર આપવો સહેલું કામ નથી, કવિતા કોને કહેવી તે સમજવા માટે આપણે બીજી રીતે વિચાર કરીશું. પૃથ્વી ઉપરના સર્વ મુખ્ય ધર્મો એકે અવાજે, સબળ શબ્દ

ધજાડીને કહે છે કે સકળ વિશ્વની વ્યક્તિ **શબ્દથી** એટલે **નાદથી** થયલી છે. **શબ્દ** તેજ ઉત્પન્ન કર્તા, પાલન કર્તા, અને સંહાર કર્તા છે. **શબ્દને** વિશે આ ત્રણ શકિત જે સમાયલી છે તેને આપણા આ ભારતવર્ષમાં બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર રૂપે સ્વિકારેલી છે. એ ત્રણ શકિતને ધારણ કરનાર જે **શબ્દ** તેજ સચ્ચિદાનંદ બ્રહ્મ છે ને તેજ પરમેશ્વર છે. વિશ્વની વ્યકિતનું મૂળ કારણ તેજ છે એજ મૂળ કારણ ઈશ્વરને આર્ય રૂષિ મુનિઓ **શબ્દ બ્રહ્મ** નામથી કથન કરે છે. **શબ્દમાં** નાદ રહેલો છે અને તેમજ તેમાં વર્ણ એટલે રંગ રહેલો છે. શબ્દ અને રંગ એને કેવળ નિરાળા પાડી શકાતાજ નથી. શબ્દ છે ત્યાં રંગ છે અને રંગ છે ત્યાં શબ્દ છે. અક્ષરના સમુહને વર્ણાવળી કહે છે તેનો મર્મ આથી પ્રગટ પડે છે. વર્ણનો અર્થ અક્ષર અને રંગ બન્ને છે. અનેક પ્રયોગોથી આ વાત સિદ્ધ થઇ ચુકી છે, અને પશ્ચિમના પંડીતો પણ તેને હવે સ્વિકારે છે. ભારત વર્ષના પરમ પૂજ્ય મહાન રૂષિ મુનિઓ આ વિષયથી અજાણ નોતા. સનત્કુમાર સંહિતા પ્રમાણે **અથી** આરંભીને ૧૬ સ્વર ધુમ્ર વર્ણના, **કથી ઙ** સુધીના વ્યંજન ૧૩ રકતવર્ણના અને અન્ય વ્યંજનો પીત આદિ વર્ણના છે. માત્રિકા વિવેક નામના ગ્રંથમાં પણ પ્રત્યેક અક્ષરના વર્ણ--રંગ--વર્ણવેલા છે. આ પ્રમાણે વિચાર કરતાં અક્ષર અને વર્ણની ભિન્નતા જતી રહે છે, અને ઐકયતા સમજાય છે. એજ કારણથી ગુપ્ત રહસ્ય સમજનારા પુરૂષો કહેતા આવ્યા છે કે વર્ણ અથવા રંગ શ્રવણે સંભળાય છે, અને શબ્દનું ચક્ષુને દર્શન થાય છે. નાના પ્રકારના નાદનું, નાના પ્રકારના વર્ણનું, અધિષ્ઠાન **શબ્દ બ્રહ્મ** છે, અને એજ કારણથી તે સચ્ચિદાનંદ સ્વરૂપ છે. સત્ તેજ અસ્તિત્વ અને સત્ તેજ સત્ય. ચક્ષુ અને શ્રવણ એ સર્વ ઇંદ્રિઓમાં પ્રધાન છે અને સર્વ ઇંદ્રિઓનું સ્વામિત્વ જેની પાસે છે તે મન છે. સર્વ ઇંદ્રિઓને લઇને મન જેમાં લય પામે છે તે શબ્દ બ્રહ્મ છે. એ શબ્દ બ્રહ્માનું નાદ અને વર્ણથી વ્યકત થતું સ્વરૂપ અદ્ભૂત મોહ ઉપજાવનારૂં અને ચમત્કારી છે. તેજ પ્રમાણે તેની કૃતિ છે, અને એ કૃતિ તેજ લીલારૂપ છે. આજ કારણથી સમસ્ત યોનિઓમાં ભૂત માત્રમાં, જેનો દિવ્ય અંશ અંતરમાં ગુપ્ત ઝળકી રહેલો છે તે સચ્ચિદાનંદ સ્વરૂપ, શબ્દ બ્રહ્મસ્વરૂપ એવા **ઈશ્વરનાં પરમ અને ઉત્કૃષ્ટ સ્વરૂપ અને તેની કૃતિ, તેનું મહાન્ જીવન દર્શાવનારી, પ્રગટ કરનારી જે વાણી** તેજ કવિતા છે. આ અલૌકિક સૌંદર્યમય સ્વરૂપનું--ચિત્રનું છાપ પાડવાનું પ્રયત્ન કર્તા તે કવિ છે. જેટલે અંશે તેનું પ્રયત્ન સફળ થાય છે તેટલે અંશે તેની પોતાની ગણના થાય છે. આપણા દેશમાં ભકિતરસવાળી કવિતાનું પ્રાધાન્ય આજ કારણથી છે. પ્રાણી માત્રના અંતરમાં જે ઈશ્વર જ્યોતિ સ્વરૂપે નિરંતર અને સદાય ઝળકી રહેલો છે તેને, બાહ્ય સૃષ્ટિમાં સર્વવ્યાપક જ્યોતિરૂપ ઈશ્વરની સાથે ઐક્ય કરાવનારી મહાન્ દેવી; મહાન્ શક્તિ તે **કવિતા** છે. વ્યવહારિક નીચી મેડીમાંથી, જીવને છુટો પાડી, શુદ્ધ, સ્વાતંત્ર્યની ઝળકતી વિશાળ ઉંચી

કોટીમાં પ્રયાણ કરાવનારી, દિવ્ય અને અલૌકિક અનુભવ આપનારી તે **કવિતા** છે. કોઇ પ્રશ્ન કરે કે જો એમ છે તો કુદરતની રચના અને માણસની અંતરની લાગણીઓને દીપાવે તે શું કવિતા નથી ? એનો ઉત્તર એજ છે કે સમસ્ત સૃષ્ટિ **શબ્દ બ્રહ્મનું** સ્વરૂપ છે જેમાં પ્રત્યેક અક્ષર હીરા અને અનેક વર્ણનાં અમુલ્ય રત્નરૂપે ઝળકી રહેલા છે, અને એ સમસ્ત સૃષ્ટિમાં **નાદનો** જે પ્રવાહ નિરંતર અને અખંડીત ગાજી રહ્યો છે તેજ મહાન્ જીવન, તેજ મહાપ્રાણ, નો અનંત સાગર ઉછળી રહ્યો છે, અને તે અનંત સાગરમાં પ્રત્યેક વ્યક્તિ કણિકારૂપે તરતી દેખાય છે. કુદરતની રચનામાં અને પ્રાણી માત્રના અંતરમાં આ જ્યોતિનો પ્રકાશ ઝળકી રહેલો છે, અને તેનું વર્ણન કવિતારૂપ કેમ નહિં હોઇ શકે.

માનસિક દેહમાં જે ભાવ પ્રગટ થાય તેને પ્રત્યક્ષ સ્થૂળ ભૂમિ ઉપર યથાર્થ પ્રગટ કરવાનું કાર્ય કવિતાનું છે. એ ભાવનું સ્મરણ, એ ભાવનો માનસિક અનુભવ તેજ ઉપર કથન કરેલો **રસ** છે. તે **રસને** શબ્દ દ્વારાએ પ્રગટ કરવો તેજ કવિતા સજવાનું કામ બ્રહ્મા જે મનરૂપ છે તેનું છે અને તેથી બ્રહ્મા આદિ કવિ કહેવાય છે. **આ વિષય અતિ વિશાળ છે, અને સમય બહુ નથી માટે આટલુંજ દિગ્દર્શન બસ છે. આ પ્રમાણે જોઇશું તો આપણને સહજ સમજાશે કે માત્ર **પદ્ય** તેજ કવિતા નથી. પદ્યમાં અને ગદ્યમાં. ઉભયમાં કવિતાનાં દર્શન થઈ શકે છે. સાહિત્યમાં પદ્ય અને ગદ્ય બન્નેનો સમાસ થાય છે. એકત્રતાનો અર્થ **સાહિત્ય** શબ્દ સૂચવે છે. ક્રિયા, જ્ઞાન, અને ઇચ્છાની ત્રિપુટી–ત્રિમૂર્તિ છે. કાવ્યને ક્રિયા સાથે સંબંધ છે અને સાહિત્યને જ્ઞાન સાથે છે. માનસિક ભાવોની ઉત્પત્તિ અથવા સ્ફુરણા; તેનો આભાસ, તેનો પ્રત્યાભાસ, તેનું અનુકરણ, તેમની વ્યક્તિ–પ્રાગટ્યનાં મૂળ કારણ અથવા તત્વો; અને તેના નિયમોનું જ્ઞાન ધરાવનાર તે સાહિત્ય છે.

પદ્યમાં સ્વર માધુર્ય અને તાલૈકય બન્ને હોય છે અને ગદ્યમાં તેમ હોતું નથી. માટે કવિતાનો હેતુ પાર પાડનારા સાધનમાં ગદ્ય કરતાં પદ્ય વિશેષ સબળ અને ગુણવાળું છે. આજ કારણથી પ્રાચિન લેખકોએ પદ્ય રચના પસંદ કરી છે. આ સ્થળે કથન કરવું અવશ્ય છે કે કવિ અને સાક્ષર સમાનાર્થ, એકાર્થ શબ્દ નથી. કવિ કોણ તે ઉપર કહ્યું સાક્ષર તે તે છે કે જે અમુક ભાષાનું શાસ્ત્રીય જ્ઞાન ધરાવે છે, સાક્ષર પોતે કવિ હોય કે નહિં પણ હોય, તેમજ કવિ સાક્ષર હોય પણ ખરો અને નહિં પણ હોય.

હવે આ વિષયને અહિંથીજ બંધ રાખીને આપણે હમણાના થોડા વર્ષોના ખંડ કાળનું અવલોકન કરીશું. રાત્રિનો, નિદ્રાનો સમય પુરો થવા આવ્યો હતો. નવા યુગના, પ્રગટ થવા માંડયા ચિન્હો. શુભકારી ચિન્હો અરૂણોદયનાં. પૂર્વ દિશાએ દિગંતમાં. દેવી સરસ્વતિનાં મંદિરના ઘંટનાદોની ગર્જના થવા લાગી. પ્રજા જાગૃત થઇ ધર્મોપદેશક પુરૂષોએ મંત્રોના મધુરા સ્વરથી સમસ્ત વાતાવરણને

અચલિત કરી તેમાં નવિન રંગ વિસ્તારી મુકયા. ધર્મનો અર્થ અહિં સંકુચિત નથી પણ કર્તવ્ય દર્શક વિશાળ છે. નવિન યુગના નવિન સાહિત્ય સૂર્યનો પ્રથમ ઉદય, આ સૂર્યપુરનીજ ભૂમિમાં થયો હતો. લાંબી રાત્રીવાળો દક્ષિણાયનનો સમય સમાપ્ત થવા માંડે છે ત્યારે સૂર્યની ગતિ દક્ષિણથી ઉત્તર ભણી થાય છે. એજ નિયમને અનુસરી દક્ષિણમાં આવેલાં સુરત શહેરથી ગુજરાતી સાહિત્યે ઉત્તર દિશાએ પ્રયાણ કીધું. પ્રજાની ઉન્નતિનો મુખ્ય આધાર તેના સાહિત્ય ઉપર છે. વિદ્યાની વૃદ્ધિ કરવાની કેટલી આવશ્યકતા છે તે કથન કરવાની જરૂર નથી. એ શુભ કાર્યનો આરંભ કરનાર સુરતના પાંચ પ્રખ્યાત દદ્દા હતા, દુર્ગારામ, દીનમણીશંકર દોલતરામ, દલપતરામ અને ઘણું કરીને દાદુબા. તેઓએ કેળવણીની ચરચા ચલાવવા માંડી અને લોકોમાં ચાલતા જુઠા વહેમોની સામે નિડર પણ સબળ પ્રયત્ન કરવા માંડયાં. મહેતાજી દુર્ગારામજીએ ચકલે ચકલે ભાષણો આપી લોકોની આંખ ઉઘાડી. લોક લાગણીવાળા, લોકોનો ખરો હક અને હિત માટે આગળ પડીને લડવાવાળા એવા નરવીરો થોડાજ થાય છે. રા. દુર્ગારામજી તથા રા. વકીલ દોલતરામજી તથા મહાન્ પંડીત શાસ્ત્રી દીનમણી શંકરજીના નિકટના સમાગમમાં આવી તેઓના પ્રેમ અને તેઓનો આશિરવાદ પ્રાપ્ત કરવાનો મને પ્રસંગ મળ્યો હતો તેથી હું પોતે ભાગ્યશાળી સમજું છું.

ભાષણો શિવાય કેળવણીનું બિજું અગત્યનું સાધન વર્તમાનપત્રો છે. વર્તમાનપત્રો પત્ર, ગુજરાતી ભાષામાં, પ્રથમ પ્રગટ થયાં તે સુરતમાંજ. કાશીદાશ ભીખારીદાસ જે પાછલી વયમાં મુખતારનો ધંધો કરતા હતા, તેમનું સુરત વર્તમાન અને હિંમતરામ ડાહ્યાભાઇ ઉર્ફે પરજારામ નામના નાગર ગૃહસ્થ અને પાંડુરંગ ચીમનલાલ નામના કાયસ્થ નાજરની કોરટના કારકુનનું, જુનું દેશી મિત્ર એમ બે પત્રો દર અઠવાડીએ શિલા છાપનાં, લોકોમાં વંચાવવા લાગ્યાં. પુસ્તકશાળાનો આરંભ સને ૧૮૨૧માં થયો. સન ૧૮૩૯માં પુસ્તકોની સાથે વર્તમાન પત્રો પણ લોકોને વાંચવા મળે તેને માટે સંસ્થા થઇ હતી પણ તે ઘણા વર્ષ નીભી નહિ. મુંબાઈ ઇલાકામાં સહુથી જુની લાઇબ્રેરી જે એંડ્રુસ લાઇબ્રેરીના નામથી પસિદ્ધ છે તે. જીલ્લા જડજ મી. ડબલ્યુ-સી. એન્ડ્રુસ અને રાસમાળાનાં કર્તા મી. ફાર્બસના પ્રયત્નથી સને ૧૮૫૦માં સ્થાપન થઇ હતી.

ત્યાર પછી ગુજરાતી સાહિત્યને ખંતથી ખીલવી તેને ગજાવી મુકનાર કવિ નર્મદની કીર્તિ ઝળહળ પ્રકાશી રહેલી છે. એ કવિરાજે ગુજરાતી સાહિત્ય માટે જેટલું કીધું છે તેટલું થોડાએજ કીધું હશે. સુરતમાં જ્યાં સુધી તે રહેતા હતા ત્યાં સુધી તેમનાં મંદીરમાં સાહિત્યનીજ નિત્ય ચરચા થતી હતી. હું અને મારા મિત્ર નવલરામ હાઇસ્કુલમાં માસ્તર હતા. અમે સ્કુલમાં સાથે જતા ત્યાંથી સાથેજ પાછા આવતા, અને એક પણ દિવસ એવો ક્વચિત જતો કે જે દિવશે અમે કવિરાજ નર્મદની સાથે ત્રણ ચાર કલાક વિદ્યાવિનોદમાં નહિં ગાળતા. બોરપાડ

તાલુકાના ટકારમા ગામનાં વેદાંતી કવિ નભુલાલભાઇ જ્યારે આવીને પોતાની પદો લલકારતા ત્યારે રોમેરોમ રસ ઉભરાઇને આનંદમાં વૃદ્ધિ થતી હતી. શાકુંતલનું ભાષણુ કર્તા રા: નવીનદાસ તુલસીદાસ, અને મુંબાઇમાં પ્રસિદ્ધ થના ડાંડિઆમાં જોરથી કુમકુમી વગાડનાર રા. ગીરધરલાલ દયાળદાશ કોઠારી વખતે વખતે કવિને ત્યાં આવતા, અને કોઇક પ્રસંગે આ સઘળાઓ અને બીજાઓનું મંડળ એકી વેળાએ મળતું. તે વેળાએ નાના પ્રકારના વિષયો નવિન રંગોથી સર્વને મોહમાં નાંખી, સંસારને વીસરાવી નાખી, જાણે બીજીજ ભૂમિનો, ઊંચી કોટીનો અનુભવ કરાવતા હતા. સ્મરણ થાય છે જ્યારે તે સમયનું, ત્યારે ખિન્ન થાય છે આ હૃદય પાર વિનાનું.

કવિ નર્મદના સંબંધમાં આ પ્રસંગે એક ખુલાસો કરવાની આવશ્યક્તા છે. તેમને માટે એમ કેહવાય છે કે તેમની કૃતિ ઉપર ટીકા થતી તે તેઓ સહન કરી શકતા નોતા ઇર્ષા અને દ્વેષથી થયલી ટીકા તે સાંખી રહે તેવા નોતા પરંતુ શુદ્ધ અંતઃકરણથી જે કંઇ કહેવામાં આવતું તેથી તેમના ચિત્તમાં લેશમાત્ર પણ ક્ષોભ થતો નોતો. એથી ઉલટું સાચા અને સ્પષ્ટ વકતાના ઉપર તેઓ પ્રસન્ન થતા હતા. મારા મિત્ર રાજેશ્રી નવલરામને અને મને આ વિશે પુરતો અનુભવ છે. જ્યારે કવિ કંઇ પણ લખતા ત્યારે અમારી સમક્ષ તે વાંચતા અને તે ઉપર અમારી પાસે ટીકા કરાવતા. વાદવિવાદ કરતાં તેમને પોતાનો અભિપ્રાય યોગ્ય નહિં લાગતો તો ઘટતો સુધારો બહુજ ખુશીથી કરતા,

નર્મદ, નંદશંકર અને નવલરામ એ ત્રિમૂર્તિએ સુરતના સાહિત્ય મંદીરની શોભા વધારીને તેનો મહિમા દેશપ્રદેશમાં પ્રસારી મુકયો છે.

સાંપ્રત સમયમાં સુરત શહેરમાં અને સુરત જીલ્લામાં સાહિત્યના વિલાસી થોડા નથી એ અતિ સંતોષની વાત છે.

અત્યાર પછી આપણા વિદ્વાન પ્રમુખે પોતાના ભાષણમાં જે જે વિષયનું કથન કરવાનું હોય, અને સાહિત્ય પરિષદે જે જે વિષયો ઉપર વિચાર કરી પોતાની યોજના કરવાની હોય, તે તે વિષયોનું દિગ્દર્શન આગમચથી મારાથી નહિં થઇ જાય તેને માટે કાળજી રાખવી મારૂં કર્ત્તવ્ય સમજું છું. સત્કારના કાર્યને વળગી નહિ રહીને ઘણે દુર ભ્રમણ કરવું અને ઉચિત લાગતું નથી.

મનુષ્ય માત્ર સાચાં સુખને શોધી રહે છે. એ સુખ પ્રયાસ વિના પ્રાપ્ત થતું નથી. એ શોધ કયાં કરવાની છે? સૃષ્ટિનું અસ્વિત્વ, અમેરીકાના જગ વિખ્યાત વિદ્વાન **એમરસન**ના અભિપ્રાય પ્રમાણે, મનુષ્યની કેળવણી માટે છે. સૃષ્ટિની રચના, મર્મની ભરેલી, શિક્ષણ અને ઉપદેશદાતા છે. સૃષ્ટિ બે પ્રકારની છે, બ્રાહ્ય સૃષ્ટિ અને અંતરની સૃષ્ટિ. બહારની સૃષ્ટિ છે તે સ્થુલ ભૂમિની રચના છે અને અંતરની છે તે માનસિક છે. **એપીક્યુરસ**નો શિષ્ય **મેટ્રોડોરસ** કહે છે કે આપણને બહારના સંજોગોથી જે સુખ મળે છે તેના કરતાં આપણુ પોતાની પાસેથી જે મળે છે તે સુખ અધિક છે. જેમ અંતરની સંપત્તિ વિશેષ તેમ બહારની અપેક્ષા

થોડી. જે દેશને બીજા દેશોની વસ્તુઓ આણવી પડે છે તેના કરતાં જે દેશ બીલકુલ આણતો નથી તે વધારે અને ઘણી રીતે સારો છે. પારકાનો આધાર સ્વતંત્રતાને સંકોચિત કરે છે. અંતરની અને બહારની બન્ને સૃષ્ટિના સ્વરૂપને અને રહસ્યને સમજાવનારી ભિન્ન ભિન્ન વિદ્યા છે. એ વિદ્યા તેજ સાહિત્ય છે. સાહિત્યની અગત્યતા આથી સ્પષ્ટ છે. માણસના ઉપર વસ્તુઓની અસર થતી નથી, પણ વસ્તુઓ વિશેના જે વિચારો તે વિચારોની અસર થાય છે. એ ખાસ લક્ષમાં રાખવાનું છે. સાહિત્યને વિચાર સાથે કેટલો બધો સંબંધ છે તે જ્યારે સારી રીતે આપણે સમજીએ છીએ ત્યારે સાહિત્યની ઉન્નતિ કરવી, સાહિત્યનો પ્રચાર કરવો એ આપણું કર્તવ્ય છે એમ જણાયા વિના રહેશે નહી સાહિત્યથી માત્ર પુસ્તકો અને લેખ સમજવાના નથી, પણ તેમાં ચિત્ર અને બીજી હસ્ત કળાઓનો પણ સમાસ થાય છે.

દેશની ઉન્નતિ કરવાનું મુખ્ય સાધન સાહિત્ય છે. દેશની ઉન્નતિ એટલે જડભૂમિની નહિં પણ તે ઉપર વસનારી પ્રજાની. પ્રત્યેક મનુષ્યનો એકત્ર સમુહ તે પ્રજા છે. દેશની ઉન્નતિમાં મનુષ્યનાં ઉંચાં ચારિત્ર (Character) ની અત્યંત આવશ્યકતા છે. માણસ ઊંચા સદ્ગુણોથી શોભી રહેવો જોઇયે. એ ઊંચા સદ્ગુણોની પ્રાપ્તિને અર્થે ધર્મનીતિનું શિક્ષણ મુખ્ય સાધન છે. શુષ્ક ભણતર કેવળ નિષ્ફળ નીવડયું છે. ધર્મનીતિની ગર્જના ઠેર ઠેર અને ઘેરઘેર જ્યારે વિસ્તરશે ત્યારેજ તેના નાદથી વૃક્ષની બખોલમાં છુપાં ભરાઇ બેઠેલાં દુર્ગુણરૂપી પંખિડાઓ ત્રાસ પામીને ઉડી જશે.

આપણા સર્વ વ્યવહાર ભાષાથી થાય છે. ભાષા વાણીનું વ્યકતરૂપ છે. વાણી ચાર પ્રકારની છે, પરા, પશ્યંતિ, મધ્યમા અને વૈખરી. સાધારણ રીતે વ્યવહારી ભાષા વૈખરી વાણી ગણાય છે. માનસિક સૃષ્ટિના વ્યવહારમાં જુદા પ્રકારની વાણી વપરાય છે. જે સાહિત્ય માટે હ ણા પ્રયત્ન થઇ રહેલું છે તે વૈખરી વાણીથી પ્રકટ થતી વિદ્યા સંબંધી છે.

આપણી ગુજરાતી ભાષા કેવી રીતે થઇ અને કયારે થઇ તેની ચર્ચા પરિષદની આગળ થઈ ગયલી બેઠકોમાં ચાલી હતી. એ ભાષાને જે સ્થિતિમાં આપણે હમણા જોઇયે છેયે તે સ્થિતિનું ખરેખરૂં પ્રયોજન છે. તેને સુંદર, સબળ, પરિપૂર્ણ અને સ્વતંત્ર કેમ કરવી તે પરિષદના લક્ષમાં પ્રથમથી છે, એટલુંજ કહેવું બસ છે.

ઉપર કહ્યું તેમ વિદ્યાનો ફેલાવો-બહોળો ફેલાવો ઘેરઘેર થવો જાઇયે. આપણા ગૃહોમાં જે ભાષા વપરાય છે તે ગુજરાતી છે, અને તેથી એજ ભાષા દ્વારાએ સર્વ વિદ્યાનું જ્ઞાન મળવું જોઇયે. સંસ્કૃત ભાષા સામાન્ય જનમંડળમાં બોલાતી ભાષા કોઇ પણ દિવસ નોતી અને તેજ પ્રમાણે અંગ્રેજીને માટે આપણે અનુમાન કરી શકીએ છેયે. પ્રાથમિક શાળાઓમાંજ માત્ર નહિં પરંતુ મોટી

પાઠશાળાઓમાં પણ અંગ્રેજીની સાથે ગુજરાતીનું શિક્ષણ ગુજરાતી વિદ્યાર્થીઓને મળવું જોઇયે. એમ થવાથી એ વિદ્યાર્થી પોતે બીજી ભાષાદ્વારાએ પ્રાપ્ત કરેલું નવિન જ્ઞાન પોતાનાં કુટુંબ અને નિકટના સ્નેહી સંબંધી મંડળોમાં પ્રસારવાને શકિતમાન થશે. પ્રત્યેક હૃદયમાં ઊંચી મૂર્તિની, આ પ્રમાણે થતાં, સારી છાપ પડશે અને ત્યારેજ લોકોમાં કર્ત્તવ્ય સમજવાની શકિત અને ઊંચી નાગરિક વૃત્તિ વિકાસ પામતાં સારાં ફળ આપશે. જે પાત્રમાં ચિત્ર કોતરવું હોય તે પાત્રને સ્વભાવિક અનુકુળ શસ્ત્ર હોય તોજ સારૂં પરિણામ આવે છે. સુખડ અને હાથીદાંતમાં કોતરકામ કરવાનાં શસ્ત્ર જુદાંજ હોય છે. જન્મથી જેની ભાષા ગુજરાતી છે તેના અંતરમાં ગુજરાતીથીજ સારૂં ચિત્ર સરળતા અને સ્હેલાઇથી પડશે.

આર્ય પ્રજાનું સાહિત્ય આર્યવર્ણનુંજ હોવું જોઇએ. જે કેળવણી પ્રદેશી અથવા બીજા વર્ણની છે તેનો ઉપયોગ થતાં આર્ય દેશ પોતાના ઊંચા ગુણ અને વર્ણને ખોઇ બેસવાનો મોટો ભય રહે છે. તમારૂં પોતાનું જે હોય તે તપાસો, ખામી દેખાય તે સુધારો, પણ બીજાની નકલ કરવાના વલણથી હંમેશ વેગળા રહો. મહાભારતમા એક સ્થળે કહ્યું છે કે માત્ર ધનથી અથવા વિદ્યાથી આર્ય થવાતું નથી પણ ઉંચા ગુણથી આર્ય થવાય છે. આર્ય ભૂમિ આપણી માતૃભૂમિ છે અને આપણે સદાય આર્યજ રહીશું,

વિદ્વજ્જનો અને મહાશયો સમાપ્ત કરતાં પહેલાં મારૂં આ કથન, નજીવું, ટાહેલાંથી ભરપુર કથન, સવિનય કરૂં છું વીનતિ એક આપની. વિદિત છે આપ સર્વને, કે વર્ષના આંક દર્શાવવાને આપણા પ્રાચીન કવિઓ, પ્રત્યેક અંક સૂચવનારો શબ્દ લખી ગયા છે: ઉદાહરણ, નવનો આંક કહેવો હોય ત્યાં ગ્રહ શબ્દનો ઉપયોગ થતો જે પ્રમાણે શબ્દના આંક અથવા સંખ્યા છે તેજ પ્રમાણે પ્રત્યેક અક્ષરની પણ સંખ્યા હોય છે. હીબ્રુ, ગ્રીક, ફારસીમાં એજ પ્રમાણે નિરખવામાં આવે છે,અને વરરૂચીનાં ગ્રંથ કહે છે કે ગુજરાતીની માતુશ્રી સંસ્કૃત પણ પ્રત્યેક અક્ષરમાં અર્થ સૂચક સંખ્યા ગુપ્ત રાખતી હતી. મ પાંચ દર્શક અને ન શુન્ય દર્શક છે. "બાદ આબાદ બંદરે સુરત" કહીનેજ તે કયારે આબાદ થયું તે સમજાવનારને સમજાવી દીધું છે. એ વાકયના પ્રત્યેક અક્ષરનો આંકડો લઇને ગણતરી કરતાં હીજરી વર્ષ ૯૩૭ એટલે ઇ. સ. ૧૫૨૨ મળી આવે છે. આ અંકવિદ્યા પ્રત્યે આપણા સાક્ષરોનું લક્ષ ગયું હોય એમ દેખાતું નથી. પ્રસિદ્ધ કરી શકશે એ વિદ્યા, અત્યાર સુધી ગુપ્ત રહેલી ઘણી વાતોને. એમાં સંશય નથી લેશ પણ, બીજી વિદ્યા સાંકેતિક ચિન્હની છે. તે પણ જેવી તેવી મહત્વની નથી. તે વિદ્યામાં પ્રવિણતા અનેક રહસ્યને પ્રગટ કરી માણસને નવીન જ્ઞાન આપી, વિસ્મય પમાડે છે. આપણે એક દૃષ્ટાંત લઇશું. પક્ષી કાળચક્ર દર્શક છે. આપણા પુરાણોમાં ગરૂડ, જટાયુ, સંપાતીના વર્ણનો આવે છે, તે સમય દર્શાવનારા છે. ગ્રીક લોકોમાં ફીનીકસ

પક્ષીનું કથન એવુંજ માર્મિક છે. અમેરીકામાં પણ પક્ષીનો અર્થ એજ હતો. આપણા જરતુસ્તિ બંધુઓમાં મનાતું અદ્દભૂત સીમુર્ઘ ઈરાનમાં થઇ ગયલા **તેહમુરસ** રાજાનું વાહન હતું. એ સીમુર્ઘે સાત સત હજારના બાર કાળચક્ર જોયાં હતાં. સાત હજારને બારે ગુણતા ૮૪૦૦૦ની સંખ્યા આવે છે; એટલે એટલાં વર્ષોનું મોટું કાળચક્ર દર્શક **સિમુર્ઘ** પક્ષિ હતું. ૮૪૦૦૦ વર્ષ ઉપર જળ પ્રલય થયો હતો એમ કેટલાંક વિદ્વાનોનું કહેવું છે, અને તેજ સમયે સીમુર્ઘનો જન્મ થયો હતો. વર્ષો નક્કી કરવાને અને તેમજ બીજા માર્મિક અર્થોનુ જ્ઞાન પ્રાપ્ત કરવાને સાંકેતિક ચિન્હની વિદ્યા ઘણીજ આવશ્યક અને ઉપયોગી છે. પૂર્વકાળના ઇતિહાસની શોધમાં, કહેવાની જરૂર નથી, કે આ એક અગત્યનું સાધન છે. આ એ વિદ્યા ભણી આપનું લક્ષ ખેંચવાની વિનંતિ કરવાની આજ્ઞા માગું છું

પુરો થયો છે હવે, **લવારો** આ મારો. જે લક્ષપૂર્વક શ્રવણ કીધું છે આપે કથન આ મારૂં, અને આપી છે જે વિશાળ છુટ મને, તેને માટે વિદ્વજ્જનો, સન્નારીઓ અને મહાશયો, અપાર આભાર, માનું છું હું આપ સર્વનો અમારાં નિમંત્રણને સ્વિકારી, અહિંઆ પધારી, આપનાં દર્શન અને સમાગમનો, આપ્યો છે જે અપૂર્વ લાભ આપે, તેને માટે મારી પોતાની તરફથી, સ્વાગત મંડળ તરફથી, કારોબારી મંડળ તરફથી, અને સુરતની સમસ્ત પ્રજા મંડળ તરફથી, ઉપકાર માનું છું, હું વારંવાર, મારા શુદ્ધ અંતઃકરણથી, આપ સર્વનો પ્રેમના શુદ્ધ અને પવિત્ર પયથી, પ્રક્ષાલન કરિ આપના પાદાબ્જો, સન્માનના પરમ પીમળમય ચંદનથી અર્ચન કરીને આપનું, સદ્દભાવના અનુપમ અને દિવ્ય પુષ્પોથી, વધાવી લઉં છું આપ સર્વને, અને પ્રાર્થનાં કરૂં છું. સકલ બ્રહ્માંડના કર્તા શકિતમાન પરમેશ્વરની, અને એટલુંજ માગું છું, કે આપ સાક્ષર મંડળનું જનહિતકારી, દેશહિતકારી મંગલ્યકારી કાર્ય નિર્વિઘ્નપણે પાર પડો, ગુર્જર પ્રજાની ઉન્નતિને માટે આપનાં તરફથી થતાં પ્રયત્નો સદાય સફળ થાઓ, જનસમાજ માંહેલી પ્રત્યેક વ્યકિતની સદ્દબુદ્ધિ દિનપ્રતિદિન વિશેષ ને વિશેષ ખીલો, ઉંચા વર્તન અને ચારિત્રથી પ્રત્યેક જન આર્યભૂમિની ઉજવળ કીર્તિને પ્રકાશમાન કરો, અને સત્યને પ્રાપ્ત કરીને સંપૂર્ણ આરોગ્યતા, સુખ સંપત અને દીર્ઘાયુ ભોગવી મનુષ્ય જીવનનો હેતુ સફળ કરીને પરમશાંતિને પામો.

---

સુરત "જૈન વિજય" પ્રી. પ્રેસમાં મુળચંદ કસનદાસ કાપડીયાએ છાપ્યું.

( પરિશિષ્ઠ ખ )

# પાંચમી ગુજરાતી સાહિત્યપરિષદ્.

## પ્રમુખપદથી સુરતમાં રા. નરસિંહરાવ ભોળાનાથે

## આપેલું ભાષણ.

तेने ब्रह्म हृदा य आदिकवये मुह्यन्ति यत्सूरयो

धाम्ना स्वेन सदा निरस्तकुहकं सत्यं परं धीमहि ॥

**સાહિત્યસેવાપરાયણ અને વિદ્યાવિલાસી બન્ધુઓ તથા ભગિનીઓ!**

આપણી આ પાંચમી સાહિત્યપરિષદ્‌ના પ્રમુખપદનું માન અને જવાબદારી મ્હારે શિર અર્પવા માટે આપ સર્વનો હું અન્તઃકરણથી ઉપકાર માનું છું.

ઉપોદ્ઘાત.

ગુજરાતી સાહિત્યપરિષદ્ ભરવાની યોજના પ્હેલ પ્રથમ ઇ. સ. ૧૯૦૫ માં અમદાવાદની સાહિત્યસભાના તન્ત્રાધિકારીઓએ મ્હારી આગળ વાતપ્રસંગે પ્રગટ કરી તે વખતે એ ફચ્ચાભિલાષી પ્રયાસ માટે તે ક્ષણે તો સંકોચ, અશ્રદ્ધા અને કાંઇક અંશે સફળતાની સિદ્ધિ વિશે ભય—હેવા ભાવ મ્હારા મનમાં થયા હતા. થોડા માસમાં જ એ પ્રથમ પ્રયાસના વિજયે એ લાગણીઓને શમાવી દીધી. એ પ્રથમ પરિષદ્‌નું પ્રમુખસ્થાન ગુર્જર વિદ્વાનો અને કવિયોમાં અગ્રેસર ગોવર્ધન ભાઇને યથોચિત રીતે અપાયું હતું. એ પ્રસંગે મ્હારા સ્વપ્નામાં પણ આવ્યું ન્હોતું કે ભવિષ્યમાં એ પદવીનું માન મ્હને આપવામાં આવશે. કાલક્રમે અને કાલબળે ગુર્જર સાહિત્યના રસિક વર્ગે એ સ્થાનમાં મ્હને બેસાડવાનું ઉચિત ધાર્યું તો એ પસંદગીને આજ્ઞારૂપ માનીને મ્હારે કર્તવ્યનો ભાર સ્વીકારવા શિવાય બીજો માર્ગ જ ન્હોતો: મ્હારી ઇચ્છાને ગૌણ સ્થાન આપી આપ સર્વની ઇચ્છાને પ્રધાનપદ આપ્યા વિના છુટકો જ ન્હોતો; અહિં વિકલ્પને અવકાશ જ ન્હોતો. આ સ્થિતિમાં, જેવો છું તેવો, આપ સર્વની સમક્ષ આ સ્થાને હું ઊભો છું: ગુર્જર સાહિત્યની સેવાના આ સત્રમાં મ્હને સોંપેલાં કાર્ય, આપ સર્વની સમભાવભરી સહાયતાથી, પાર પાડી સકાશે તો હું તત્કાળ કૃતકૃત્ય થયો એમ માનીશ.

આ આપણા આરમ્ભને સત્રનું નામ ભારે લાગે તો ક્ષણભર ચિન્તન કરી જોશો. પ્રાચીન કાળમાં આપણા પૂર્વજો જે યજ્ઞનાં સત્રો માંડતા હતા તે જેમ ઇષ્ટ દેવતાને

સ ને ઠેકાણે શજ જોકોઇ અભણુ જન બોલે છે તો તેથી ઉપર પ્રમાણે અર્થ કેવો બદલાઇ જાય છે, તો પછી મોટી ચૂકોથી કેવો અનર્થ થઇ જાય, એ સમજવું સહેલું છે!

ગુ. વ્યાકરણનો વિષય છેલ્લાં ૧૫ વર્ષથી વિવાદિત થયો છે. જ્યારે હોપ અને મહીપતરામનાં વ્યાકરણો ચાલતાં ત્યારે આ વિષયમાં આટલો બધો ઊહાપોહ નહોતો, પણ જ્યારથી સ્વ. માધવલાલભાઇના હસ્તકમાં ગુ. શાળાપત્રનો કારભાર આવ્યો ત્યારથી આ વિષય વિશેષે કરીને ચર્ચાય છે. તેમના અનુયાયીઓમાં સ્વ. સાક્ષરશ્રી અમીધર પણ એક હતા. તેમણે જે શાળાઓને માટે વ્યાકરણ રચ્યું છે તે વિષયને અતિ બંધ બેસતું છે, કેમકે તેઓ એમ માનતા કે ગુ. ભાષાનું વ્યાકરણ બીજી કોઇ ભાષાને આધારે નહિ, પણ સ્વયમાર્જિત ભાષા તરીકે તેને ગણીને રચાવું જોઇએ. ત્યારપછી સાક્ષર શ્રી રા. બા. કમળાશંકરભાઇને હસ્તક ગુ. શાળાપત્રનો કારભાર આવતાં તેમણે વ્યાકરણનો વિષય બધો સંસ્કૃતાધીન કરી દીધો અને એ હેતુ લક્ષમાં રાખીને હાલનું વૈ઼ણવ વ્યાકરણ રચાયું, તેથી મૂળની પદ્ધતિસર રચાએલી કેટલીક સરણીઓને જે ઉથલાવી નાંખી છે, તે ગુ. વ્યાકરણના જાણનારાઓને કદી ક્ષમ્ય થઇ શકે તેમ નથી અને તેથી જે જે મુશકેલીઓ ઉભી થઇ છે, તે પદ્ધતિના હિમાયતીઓને તેમજ આ વિષયમાં રસ લેનાર બધા જણને જણાવવાની જરૂર છે.

ગુ. વ્યાકરણનો વિષય વિવાદિત છે, તેને નિશ્ચિત કરવાનું કામ સરકારી કેળવણી ખાતાનું છે; પણ એ ખાતું ગુ. સાક્ષર વર્ગ ઉપર આધાર રાખી તેમના નિર્ણય પ્રમાણે કરવા હંમેશાં તત્પર હોય છે, તેથી ગુ. સાહિત્ય પરિષદ્ સમક્ષ ગુ. વ્યાકરણ માટેની હું મારી શંકાઓ રજુ કરું છું, તેથી આશા છે કે તે પરિષદ્ મારી શંકાઓ ચર્ચાવી નિર્ણય કરી જો સરકારી કેળવણી ખાતાના વડા અધિકારીને વિનય પૂર્વક લખી મોકલશે તો જરૂર સારૂં પરિણામ આવશે અને ગુ. સાહિત્ય પરિષદે પોતાનું કર્તવ્ય બરાબર બજાવ્યું એમ ગણાશે.

ગુજરાતીમાં આશરે ૨૦ વ્યાકરણો છે, તે દરેકમાં કંઇને કંઇ મતફેર જોવામાં આવે છે. નામ વિષે લઇએ તો પ્રથમ નામના પ્રકાર કેટલા અને કયા પાડવા તે વિષે કોઇ પણ સંમત થયા નથી. સર્વનામ વિષે લઇએ તો કયા શબ્દો સર્વનામમાં ગણવા, એજ નિશ્ચિત થયું નથી. વિશેષણ વિષે લઇએ તો વિશેષણ, ક્રિયાવિશેષણ અને ક્રિયાવિશેષણ અવ્યય એમાંજ ગોટાળો થઇ ગયો છે. ઉભયાન્વયી અવ્યય વિષે લઇએ તો ટેલર સાહેબ જેવા માન્ય વૈયાકરણે તો તો, ય, એ, મી એવા શબ્દોને પણ ઉભયાન્વયી અવ્યયમાં ગણ્યા છે. આવીજ રીતે વિભક્તિઓ, ક્રિયાપદના કાળ, પ્રયોગ ઇત્યાદિ દરેક બાબતમાં મતફેર જોવામાં આવે છે. હવે હું શાળાઓમાં ચાલતા વ્યાકરણ સંબંધી નીચે પ્રમાણે પ્રશ્નો પરિષદ્ સમક્ષ રજુ કરૂં છું તેનો યોગ્ય નિર્ણય આપવા કૃપા કરશો.

૧. ઋ, ઌ ( વે. વ્યા. પૃ. ૪ ) આ બે સ્વરોના ઉચ્ચાર ચોક્કસ કરવાની જરૂર છે.

સ્વરોમાં અ, ઋ, અને ઌ એ ત્રણ મૂળ સ્વર છે. પ્રથમ વ્યાપાર કંઠય વિધાને કરીને 'અ' કાર પ્રકટયો. બીજો વ્યાપાર સ્થાનાંતર વિધાન, તેણે કરીને 'ઇ'કાર અને 'ઉ' કાર મનોગોચર થયા, ત્રીજો વ્યાપાર વિલંબન વિધાન, જેથી હ્રસ્વસ્વરના દીર્ઘસ્વર આ, ઇ અને ઊ નીપજે છે. ચોથો વ્યાપાર ગુણ વૃદ્ધિ વિધાન જેનું કાર્યપરિણામ એ, ઐ, ઓ અને ઔ છે. પાંચમો વ્યાપાર વિવૃત્તિ વિધના, એને લીધે ઍ અને ઑ ઊદ્ભવે છે. આ રીતે 'અ' કારનો ઇ, ઉ, સાથે, તેમનો પાછો આ, ઈ, ઊ સાથે, વળી તેમનો પાછો એ, ઐ, ઓ, ઔ, સાથે અને વળી એમાંના સંવૃત્ત એ, ઓ, નો વિવૃત્ત ઍ, ઑ સાથે અવિછિન્ન સંબંધ ધ્યાનમાં ઊતરે છે. જેમ 'અ' કારના વ્યાપાર થાય છે, તેમજ ઋ પણ મૂળ સ્વર હોવાથી તેના પણ થાય છે અને તેથીજ ઋ સ્વરનો ઉચ્ચાર હિંદના જુદા જુદા ભાગમાં જુદો જુદો થાય છે. આપણા જુના શાસ્ત્રી પુરાણીઓ 'ર્હ' જેવો અને આધુનિક કેળવણી પામેલા સાક્ષરો 'ર્હુ' જેવો કરે છે. વળી દક્ષિણ અને બંગાળા તરફ ર્હિ જેવો કરે છે, ત્યારે હવે ખરો ઉચ્ચાર કયો ? 'અ' ના વ્યાપારોની પેઠે ઋના વ્યાપારો પણ થઇ શકે છે. જેમ ર્હ, ર્હા, ર્હિ, ર્હી, ર્હુ, ર્હૂ, ર્હે, ર્હૈ, ર્હો, ર્હૌ, ર્હૅ અને ર્હૉ; માટે આ બધા ઋના ઉચ્ચારો ખરા સમજવા, કેમકે સ્વરશાસ્ત્રના નિયમ પ્રમાણે તે સિદ્ધ થઇ શકે છે.

સ્વર=(સં. સ્વૃ=અવાજ કરવો). જેના ઉચ્ચારને લંબાવતાં એક સરખો ઉચ્ચાર થયા કરે છે અને જેનો ઉચ્ચાર આપોઆપ અથવા બીજા કોઇની મદદ વગર થઇ શકે છે. જેનો ઉચ્ચાર કરતાં આ બે લક્ષણોનું પાલન જોવામાં આવે તો તે સ્વર ગણાય. 'અ' નો ઉચ્ચાર જેમ કંઠમાંથી નીકળે છે, તેમ ઋ અને ઌ નો ઉચ્ચાર અનુક્રમે મૂર્ધા અને દંત સ્થાનોમાંથી નીકળવો જોઇએ. માટે ઋનો ઉચ્ચાર હરૂરૂરૂરૂ......થવો જોઇએ. જેમ આપણે કોઇને ખીજવીએ અને મોઢામાં જીભ અધર રાખી થરથરાટી બોલાવીએ તેવો થવો જોઇએ. આમ કરવાથી સ્વરની વ્યાખ્યાનાં બંને લક્ષણો તેમાં આવી જશે. આ મૂળ ઉચ્ચાર પરથી તેના બીજા વ્યાપારો સહેલથી થઇ શકે છે.

૨. નામના પ્રકાર કેવી રીતે પાડવા ?

૧ હોપ સાહેબ ૧ લો અને ૨ જો એવા બે પ્રકાર નામના રૂપાન્તર પરથી પાડે છે.

૨ અમીધર—૧ વિશેષ નામ, ૨ સામાન્ય નામ, ૩ પદાર્થવાચક નામ અને ૪ ભાવવાચક નામ. (ભાવવાચક નામમાં ગુણવાચક અને ક્રિયાવાચકનો સમાસ થાય છે).

૩ વૈષ્ણવ—૧ વિશેષ નામ, ૨ સામાન્ય નામ અને ૩ ભાવવાચક નામ.

૪ મહીપતરામ—૧ વિશેષ નામ, ૨ સામાન્ય નામ.

૫ બીજા વૈયાકરણો—૧. વિશેષ નામ. ૨. સામાન્ય નામ. ૩. ક્રિયાવાચક નામ. ૪. સંખ્યાવાચક નામ. ૫. પ્રાણીવાચક નામ. ૬. પદાર્થવાચક નામ. ૭. ભાવ-

વાચક નામ. ૮. વિકારી નામ. ૯. અવિકારી નામ. ૧૦. ઇંદ્રિય વિષયક નામ. ૧૧. મનસ્ય વિષયક નામ.

સાધારણ રીતે ૩ પ્રકાર માન્ય છે. ૧. વિશેષ નામ. ૨. સામાન્ય નામ. ૩. ભાવવાચક નામ. આમાં પણ ભાવવાચક નામ ગુંચવાડો કરે છે. સાધારણ રીતે ભાવવાચક નામ ગુણ, લાગણી, સ્થિતિ કે ક્રિયા બતાવે છે, તેનું બહુવચન થઇ શકતું નથી, અને જેને તા, ત્વ, તિ, ય, આઇ, આશ, ક, ઇ, ગીરી, ણી, મણ, મણી, વણ, પણ, પણું, અણ, આણ, આણી, અણું, આણું એવા પ્રત્યયો લાગેલા હોય છે તે. આટલું સ્પષ્ટ કર્યાં છતાં ભાવવાચક નામ પારખવું મુશ્કેલ થઇ પડે છે અને એક વ્યાકરણ શાસ્ત્ર રચનાર મારા વિદ્વાન મિત્રને મેં જ્યારે ભાવ વાચક નામ પારખવાને માટે તેમની આગળ ઘણાં નામ મૂકયાં ત્યારે તેઓ પણ ઠચુપચુ થઇ ગયા હતા, તો નિશાળોમાં શીખતાં નાનાં બાળકો તો શી રીતે પારખી શકે, માટે નિશાળોમાં ચાલતાં વ્યાકરણોમાં મહીપતરામ વ્યાકરણ અનુસાર માત્ર નામના બેજ પ્રકાર રાખવા જોઇએ. ૧. વિશેષ નામ, ૨. સામાન્ય નામ. વ્યાકરણશાસ્ત્રીઓ વ્યાકરણનો વિષય ચર્ચવામાં ભાવ વાચક, ક્રિયા વાચક, પદાર્થ વાચક ઇત્યાદિ નામના પ્રકાર ભલે વાપરતા, પણ નિશાળોમાં શીખવવાને માટે તો બે પ્રકાર બસ છે, જેથી પદચ્છેદનું કાર્ય સમર્યાદ થશે.

૩. ગુજરાતી ભાષામાં કયા શબ્દો સર્વનામ તરીકે ગણવા અને કયા ન ગણવા ?

હું, તું, તે, આપણે, આપ, આ, એ, જે, કોણ, શું (પ્રશ્ન વાચક), કોઇ, કોઇએક, કંઇ, કાંઇક, અમુક, હરકોઇ, હરકાંઇ અને પોતે આ ૧૯૮ શબ્દોનેજ માત્ર સર્વનામમાં ગણવા. બીજા શબ્દો જેવા કે કેટલો, કેટલા, ઘણા, થોડા, આટલું, બધું, એટલો, સર્વ, સઘળું, થોડું, ઘણા, આવો, જેવો, કેવો, તેવો, તેટલો, જેવું, જેટલું, તેવું, તેટલું, તેવડું, આવા શબ્દો કે જેને જાતિવાચક પ્રત્યયો લાગી શકે છે, તે સર્વનામમાં ન ગણાવા જોઇએ. અંગ્રેજીમાં Such આવો, One=તે, Much=ઘણું, Many=ઘણા, Little=થોડું, Few=થોડા, Some=કેટલાક, Several=કેટલાક, All=સઘળા, આવા શબ્દો સર્વનામમાં ગણ્યા છે, તે ઉપરથી એવા શબ્દોને ગુજરાતી વૈયાકરણો પણ ગુ. વ્યાકરણમાં તેમને સર્વનામ ગણવા લાગ્યા છે, પણ એ ભૂલ છે. વ્યાકરણનું બંધારણ પોતાની ભાષાને અનુસરીને થવું જોઇએ. અંગ્રેજી ભાષામાં શબ્દોને જાતિ વાચક પ્રત્યયો ન લાગવાથી એવા શબ્દો સર્વનામમાં ગણવામાં આવે એ ચાલે, પણ ગુજરાતી જેવી ભાષા કે જેમાં એવા શબ્દોને જાતિ વાચક પ્રત્યયો લાગી શકે છે તેમાં ન ચાલે. જો એવી રીતે ચલાવીએ તો બધાં વિશેષણો સર્વનામ થઇ જાય, માટે કયા શબ્દો સર્વનામમાં ગણવા તે નિશ્ચિત કરી લેવા જોઇએ. જેથી બાકીના સર્વ શબ્દો વિશેષણમાંજ ગણી લેવાય. જે શબ્દ નામને બદલે આવે તે સર્વનામ, આવી વ્યાખ્યા સાધારણ રીતે સર્વનામની આપવામાં આવે છે, પણ ઘણાં વિશેષણો પણ વિશેષ્યની હાજરી વગર નામને બદલે આવી શકે છે. જેમ તમે મોટી લો અને મને નાની આપો. અહીં મોટી અને નાની એ બંને વિશેષણો 'ચોપડી' કે એવા કોઇ નામને બદલે આવ્યાં છે. "તમે એક લો અને મને ત્રણ આપો," અહીં એક અને ત્રણ એ પણ નામને બદલે આવ્યાં છે, પણ તે જેમ સર્વનામ થતાં નથી; કેમકે ગમે તે વિશેષણો સર્વનામ થઇ

શકે નહિ, પણ ભાષામાં જે શબ્દો સર્વનામ તરીકે અગાઉથી નિર્ણિત કરી શક્યા હોય, તેજ શબ્દો સર્વનામમાં ગણાય છે. સર્વનામ નામને બદલે આવે, તેને ત્રણે જાતિ વાચક પ્રત્યયો લાગી શકે નહિ અને જે નિર્ણિત કર્યા હોય તેમાંથીજ જોઇએ. સંસ્કૃત ભાષામાં પણ સર્વનામો ઠરાવી લીધાં છે, તે અર્થ ઉપરથી નહિ, પણ તેના રૂપાખ્યાન ઉપરથી નિર્ણિત કર્યાં છે. સંસ્કૃત સર્વનામોની જે નામાવલી આપી છે, તેમાં 'સર્વ' એ શબ્દ પહેલો આવવાથી તેને સર્વનામ કહે છે. નામને બદલે જે શબ્દ આવે તે સર્વનામ એવી વ્યાખ્યા સંસ્કૃતમાં નથી. કેટલાક તો 'અજ્ઞાનતાથી જે શબ્દ સર્વનામને બદલે આવી શકે છે તે સર્વનામ' એવી વ્યાખ્યા પણ આપે છે. સંસ્કૃતમાં તો सर्वादीनि सर्वनामानि=સર્વ ઇત્યાદિ શબ્દો જે નામાવલીમાં આવે છે તે સર્વનામ છે. વળી सर्वादीनि शब्द स्वरूपाणि सर्वनाम संज्ञानि स्युः=સર્વ ઇત્યાદિ શબ્દનાં રૂપ જો હોય તો તે સર્વનામ કહેવાય. સર્વનામની નામાવલી સંસ્કૃતમાં આ પ્રમાણે છેઃ–सर्व, विश्व (આખું), उभ, उभय, दतर (પ્રત્યય कतर), दतम (પ્રત્યય कतर), अन्य, अन्यतर, इतर, त्वत् त्व, नेम ( અર્ધ ), सम, सिम, पूर्व, पर, अवर, दक्षिण, उत्तर, अपर, अधर, ( નીચે ) स्व (જો એનો અર્થ નાતીલો કે ધન હોય તો ), अतर, ( બહારનો– પહેરવાનો અર્થ હોય તો ) त्यद्, तद्, यद्, एतद्, इदम्, अदस्, एक (કેટલાક) द्वि, युष्मद्, अस्मद्, भवतु, (આપના સંબંધમાં भवक् રૂપ થાય છે) અને किम् આટલાજ શબ્દો સર્વનામમાં ગણ્યા છે. બાકીના બધા શબ્દો વિશેષણ તરીકે ગણાય છે. સર્વનામ વિષે દેવ ભાષામાં આવી સંકલના હોવાથી તેવીજ સંકલના, એટલે નિર્ણિત શબ્દો સર્વનામ તરીકે ચૂંટી કાઢવા, એવી કંઇ ગોઠવણ થાય તો સર્વ ગુંચવાડો મટે, માટે આ ૩ જી કલમની શરૂઆતમાં મેં જે સર્વનામની નામાવળી આપી છે, તેનું દ્રઢીકરણ આવશ્યક છે.

૪. પોતે, પંડે, જાતે, મેળે, આ ચારે શબ્દોને બધા વૈયાકરણો સ્વવાચક સર્વનામ ગણે છે. વૈષ્ણવકૃત વ્યાકરણમાં 'પોતે' ને સ્વવાચક સર્વનામ ગણીને બાકીના ૩ શબ્દો વિષે કશો ઇશારો નથી. મારા મત પ્રમાણે 'પોતે' એ સ્વવાચક સર્વનામ અને બાકીના ત્રણ શબ્દોમાથી 'પંડે' અને 'જાતે' એ નામ અને 'મેળે' એ શબ્દયોગી અવ્યય અથવા ક્રિયા વિશેષણ અવ્યય. સર્વનામનું એક વિશેષ લક્ષણ એ છે કે તેનાં સાતે વિભક્તિનાં રૂપ થવાં જોઇએ. 'પોતે' એનાં રૂપ સર્વનામ તરીકે થઇ શકે છે, માટે તે સર્વનામ છે; પણ પંડે અને જાતે એનાં રૂપ સર્વનામ તરીકે થતાં નથી, પણ નામ તરીકે થઇ શકે છે, જેમ–મારા પંડમાં શું એ થાય છે, મારા પંડનો મને ભરોસો નથી, હું પંડે આવીશ, મારા પંડને માટે કરવું છે; આમાં પંડમાં, પંડનો અને પંડને માટે, એમાં તેને નામ ગણીએ છીએ તો ત્રીજી વિભક્તિમાં આવે ત્યારે સર્વનામ શા માટે ગણીએ ! એવીજ રીતે જાતે. 'મેળે' આ શબ્દને એ પ્રત્યય સિવાય બીજા વિભક્તિના પ્રત્યય લાગી શકતા નથી, વળી એ પ્રત્યય પણ ખરૂં પૂછો તો તેને લાગ્યો નથી, કેમકે 'મેળ' શબ્દ મૂળે નથી, 'મેળે' એજ એકારાંત મૂળ શબ્દ છે, વળી તે અવિકારી છે, માટે તે અવ્યયમાં ગણવો જોઇએ. હું મારી મેળે આવીશ, હું મેળે આવીશ, આમાં પહેલા વાક્યમાં મેળે=શબ્દયોગી અવ્યય અને બીજા વાક્યમાં 'મેળે'=ક્રિયાવિશેષણ અવ્યય. વ્યાકરણમાં શબ્દના વર્ગ ઓળખવામાં માત્ર તેના અર્થ ઉપર આધાર ન રાખવો પણ તેનાં રૂપ તથા અર્થ એ બંને ઉપર નિર્ણય પહોંચાડવો જોઇએ.

૫. વૈ. વ્યાક. પૃ. ૪૧. પૃથ્વી ગોળ છે. ગોળ=વિધિવાચક વિશેષણ, પણ એનું વિશેષ્ય 'પૃથ્વી' કે 'છે' તે કહ્યું નથી. પૃથક્કૃતિ કરવામાં 'ગોળ છે' એ વિધેય પક્ષમાં જાય છે, તેથી 'ગોળ' નું વિશેષ્ય 'છે' કોઇ કહેવા ધારે, પણ તે ખોટું સમજવું, કેમકે પૃથક્કૃતિ અને પદચ્છેદ કરવામાં ફેર હોય છે. માટે ગોળ એ ગુણવાચક વિશેષણ, વિશેષ્ય પૃથ્વી. વિશેષણના બેજ પ્રકાર બસ છે. ૧. ગુણવાચક ૨. સંખ્યાવાચક. વિધિવાચક વિશેષણ એ ત્રીજો પ્રકાર વધારવાની જરૂર નથી. એમ કરવાથી પદચ્છેદ કરવામાં કશું નવું અજવાળું પડતું નથી અને ગુંચવાડો વધે છે.

૬. વૈ. વ્યા પૃ. ૧–૨. વ્યાકરણ પૃથક્કરણ પદ્ધતિએ કે સંયોગીકરણ પદ્ધતિએ શીખવવું?

વૈષ્ણવ કૃત વ્યાકરણ પૃથક્કરણ પદ્ધતિએ રચાયું છે; તે પહેલાંના બધાં વ્યાકરણો સંયોગી કરણની પદ્ધતિએ રચાએલાં હતાં. બીજી પદ્ધતિ વધારે સહેલી અને કાર્ય સાધક જણાય છે. શિક્ષણશાસ્ત્રનો એક નિયમ એવો છે કે પદાર્થ કે દાખલા વગર કોઇ પણ વિષય શીખવવો નહિ; માટે જો ઉદાહરણ લઇને બીજી રીતે વ્યાકરણ શીખવીએ તો અર્થ સરે છે. પહેલી રીતને વળગી રહેવાથી શિક્ષણ અતિ ક્લિષ્ટ થાય છે. કોઇ કોઇ વાર માત્ર પદ્ધતિનેજ વળગી રહેવાથી બાળકોને ખોટું શીખવવું પડે છે. જેમ વૈષ્ણવ વ્યા. પૃ. ૨. "જેને માટે કંઇક કહેવામાં આવે છે, તેનું કંઇક નામ પાડેલું હોય છે." નામ પાડવાથી પ્રાણી, પદાર્થ, ગુણ વગેરે ઓળખાય છે. પછી વળી નામની વ્યાખ્યા એજ વ્યાકરણમાં "નામ એટલે જે શબ્દ વડે પ્રાણી, પદાર્થ, ગુણ વગેરે ઓળખાય છે, તે" એમ આવી છે. પહેલી વ્યાખ્યા સાથે બીજી વ્યાખ્યાનો કશો સંબંધ દેખાતો નથી. આ પ્રમાણે પૃથક્કરણ પદ્ધતિને વળગી રહેવાથી શિક્ષણમાં 'બકરું કાઢતાં પેસે ઊંટ"ના જેવું થાય છે, માટે વ્યાકરણ શીખવવામાં સંયોગીકરણ પદ્ધતિ ઇષ્ટ છે.

૭. વૈ. વ્યા. પૃ. ૧૫. 'છોકરો' અને 'લુગડું' એ મૂળ રૂપોને પ્રત્યય લાગવાથી તેમાં બહુપણાનો અર્થ આવ્યો છે" 'પ્રત્યય' આ શબ્દ અહીં ઘટે છે કે 'ઓ' 'નો' 'આ' અને 'ઉં' નો 'આ' કરવાથી બહુપણાનો અર્થ આવ્યો છે, એ ઘટે છે? બીજી રીતે યોગ્ય ગણાય.

૮. વૈ. વ્યા. પૃ. ૨૦. 'ઇંડું' નું બહુવચન 'ઇંડાંઓ'. ઉંકારાંત નાન્યતર જાતિ નામનું બહુવચનનું આ રૂપ ઇષ્ટ નથી, માટે 'ઇંડુ' એનું બહુવચન 'ઇંડાં' એ એકજ રૂપ કાયમ રાખવું જોઇએ. સુરતીઓ માત્ર આ રૂપ વાપરે છે, પણ તે ખોટું રૂપ છે. જેમ ઇંડાઓ, ગાડાંઓ, તેમજ ક્રિયાપદમાં ગઇઓ, લીધીઓ, આવીઓ ઇત્યાદિ. માટે 'ઇંડાઓ' એ રૂપ પ્રાંતિક હોવાથી તે માન્ય કરવું ન જોઇએ.

૯. વૈ. વ્યા. પૃ. ૧૭. 'વિભક્તિ એટલે એક શબ્દનો બીજા સાથે સંબંધ દેખાડનારા પ્રત્યય કે તે સાથેના શબ્દોનાં રૂપ." વિભક્તિની આ વ્યાખ્યા ખોટી છે. તેને બદલે 'વાક્યમાંના શબ્દોનો ક્રિયાપદ સાથેનો જે સંબંધ તે સંબંધને વિભક્તિ કહે છે. આ વ્યાખ્યા માન્ય થવી જોઇએ.

૧૦. વૈ. વ્યા, પૃ. ૧૮. "પ્રથમા વિભક્તિ કર્તા હોય છે, પણ કર્તા એ વિભક્તિનો અર્થ ન હોવાથી એ કર્તાર્થે પ્રથમા કહેવાતી નથી." ફૂટ નોટ–'છોકરા' અને 'પવનની' નિર્દેશ-વાચક પ્રથમા વિભક્તિ કહેવાય છે. નિર્દેશ એટલે શબ્દ કહેવો તે, પહેલી વિભક્તિનો અર્થ માત્ર 'નિર્દેશ' છે."

આજ સુધી જેને કર્તાર્થે પહેલી કહેતા તેને વૈ. વ્યા. માં નિર્દેશાર્થે પહેલી ઠરાવી છે. સંસ્કૃતમાં નિર્દેશાર્થે હોવાથી તે શબ્દ વાપર્યો છે, પણ મારા મત પ્રમાણે કર્તાર્થે પહેલી કહેવી એજ ઠીક છે. કેમકે એજ પૃષ્ઠમાં કર્મને કર્માર્થે બીજી કબુલ રાખી છે, તો કર્તાને કર્તાર્થે પહેલી કહેવામાં શો બાધ છે. વ્યાકરણમાં કર્તા એટલે 'ક્રિયાનો કરનાર' એ વ્યાખ્યા વૈયાકરણો ઘણી વાર આપે છે, પણ તે ભૂલ છે. કર્તા એ ક્રિયાનો કરનાર ન હોય તો પણ તે કદાચ કર્તાજ કહેવાય છે. એજ પૃષ્ઠમાં 'છોકરીએ રૂમાલ ગૂંથ્યો' એમાં 'છોકરીએ' એ કર્તાર્થે ત્રીજી માન્ય રાખી જણાય છે, તો કર્તાર્થે પહેલી શા માટે માન્ય ન રાખવી જોઇએ! સંસ્કૃતમાં 'ઉક્તાર્થે પ્રથમા' 'લિંગાર્થે પ્રથમા' 'નિર્દેશાર્થે પ્રથમા' એમ કહેવાય છે, તે ઉપરથી ગુજરાતીમાં આપણે એવુંજ ઠરાવવું એ વાજબી દીસતું નથી.

૧૧. વૈ. વ્યા, પૃ. ૧૯. 'શિષ્યે ગુરૂને દક્ષિણા આપી.' ગુરૂ શબ્દની ચોથી વિભક્તિ છે; 'ને' એ ચોથી વિભક્તિનો પ્રત્યય છે. આ વિભક્તિનો મુખ્ય અર્થ સંપ્રદાન (આપવું) છે." આમાં દક્ષિણા એ ઉપસ્થ કર્મ અને ગુરૂને એ અનુપસ્થ કર્મ છે. ઉપસ્થ કર્મની બીજી વિભક્તિ ગણીએ છીએ તો અનુપસ્થ કર્મની પણ બીજી વિભક્તિ ગણવી જોઇએ. સંસ્કૃતમાં સંપ્રદાનના અર્થમાં અનુપસ્થ કર્મ તરીકે જે નામ હોય તેને હંમેશાં ચોથીજ વિભક્તિ લાગે છે, પણ ગુજરાતી ભાષાને વિષે એ બંધ બેસતું નથી. હું શંકરલાલને દાખલા ગણાવીશ. 'શંકરલાલને' અનુપસ્થ કર્મ હોવાથી તેની બીજી વિભક્તિ કહેવી, સંપ્રદાનાર્થે ચોથી નહિ. માટે હંમેશાં ઉપસ્થ કે અનુપસ્થ કર્મ તરીકે જે નામ હોય તેને બીજીજ કહેવી અને જે નામને 'ને માટે, લીધે, સારૂ, વાસ્તે, કાજે' એવા શબ્દયોગી અવ્યય લાગેલા હોય અથવા તો અધ્યાહાર હોય, તેમને તદર્થે ચતુર્થી કહેવી, એ યોગ્ય જણાય છે. માટે ગુજરાતીમાં ચતુર્થીનો મુખ્ય અર્થ તદર્થ ગણવો. ગૌણ અર્થ સંપ્રદાન પણ ગણવો, પણ જ્યારે કોઇ નામ અનુપસ્થ કર્મ તરીકે વપરાયું હોય, ત્યારે તો સંપ્રદાન છતાં પણ તેની વિભક્તિ બીજી ગણવી.

૧૨. વૈ. વ્યા. પૃ. ૧૭ થી ૨૦ અને પૃ. ૫૨ થી ૫૭. વિભક્તિઓ પ્રત્યય ઉપરથી ઠરાવવી કે અર્થ ઉપરથી?

મારા મત પ્રમાણે તો પ્રત્યય જોઇનેજ વિભક્તિ કહી દેવી, પછી તેનો અર્થ કહેવામાં વિચાર કરવો કે તે ક્યા અર્થે છે. સઘળા વૈયાકરણો બહારથી તો એમજ કહે છે કે પ્રત્યય જોઇને વિભક્તિ કહેવી એ તો મૂર્ખતા છે, પણ તેમનું વર્તન કદી પણ તે પ્રમાણે હોતું નથી. "હું બપોરનો ભુખ્યો છું" આમાં બપોર શબ્દને છઠ્ઠીનો 'નો' પ્રત્યય લાગવાથી સૌ તેને છઠ્ઠી વિભક્તિમાં ગણે છે. મર્યાદા–અવધિનો અર્થ હોવા છતાં (બપોરનો=બપોરથી) કોઇ તેને

પાંચમી વિભક્તિમાં ગણતું નથી. ગુર્જર વિદ્વાનો એમજ કહે છે કે સંસ્કૃતમાં તો અર્થ જોઇ. તેજ વિભક્તિના પ્રત્યય લગાડવામાં આવે છે, તો ગુજરાતીમાં પણ તેમજ થવું જોઇએ. મારા મત પ્રમાણે તો આપણા ગુર્જર વિદ્વાન ભાઇએ ભૂલ કરે છે. સંસ્કૃતમાં તો વિભક્તિના પ્રત્યય જોઇનેજ વિભક્તિ કહેવામાં આવે છે, અર્થ જોઇને વિભક્તિ કહેવામાં આવતીજ નથી, માટે ગુજરાતીમાં પણ વિભક્તિના પ્રત્યય જોઇનેજ વિભક્તિ કહેવી, અર્થ જોઇને વિભક્તિ કહેવી નહિ, નીચેના દાખલામાં સંસ્કૃતમાં જે આપણે વિભક્તિ કહીએ છીએ તે અર્થ ઉપરથી નહિ, પણ પ્રત્યય ઉપરથીજ કહીએ છીએ, જેમ,

૧ नमो भगवते वासुदेवाय=વાસુદેવ ભગવાનને નમસ્કાર.

૨ नारदो ग्रामाम् गच्छति અથવા नारदो ग्रामाय गच्छति=નારદ ગામ જાય છે. ગામ શબ્દને પહેલા વાક્યમાં બીજી અને બીજા વાક્યમાં ચોથી વિભક્તિ કહેવી પડે છે, માટે દેખીતું છે કે વિભક્તિના પ્રત્યય જોઇનેજ વિભક્તિ કહેવી.

૩ विद्युतासह मेघो वियति वर्तते=આકાશમાં વીજળી સહિત વરસાદ આવે છે.

૪ दिनेषु गच्छत्सु नारायणः पंडितोऽभवत=દિવસો જતાં જતાં નારાયણ પંડિત થયો.

૫ अश्वम् आरोढुं मतिर्जाता=ઘોડા ઉપર ચઢવાની મરજી થઇ. अश्वम् અધિકરણાર્થે સાતમી છતાં બીજી વિભક્તિ છે.

૬ गां दोग्धि पयः=તે ગાયનું દૂધ દોહે છે. गां છઠ્ઠી છતાં બીજી.

૭ बलिम् याचते वसुधाम=તે બલિરાજા પાસેથી પૃથ્વી યાચે છે. बलिम् પાંચમી છતાં બીજી.

૮ अविनीतम विनयम् याचते=તે વિનય વિનાના પાસેથી વિનય યાચે છે. अविनीतम् પાંચમી છતાં બીજી.

૯. कुरून् स्वपिति=તે કુરૂદેશમાં સૂએ છે. कुरून् સાતમી છતાં બીજી વિભક્તિ.

૧૦ हरिः अधिशेते वैकुण्ठम्=હરિ વૈકુંઠમાં રહે છે. वैकुण्ठम् સપ્તમી છતાં દ્વિતીયા,

૧૧ उभयतः कृष्णम् गोपाः=ગોવાળીઆઓ કૃષ્ણની બંને બાજુએ છે.

૧૨ आधोधो लोकम्=લોકોની નીચે નીચે.

૧૩ निकषा लंकाम्=લંકાની નજીક.

૧૪ दूरम् ग्रामस्य અથવા दूरम् ग्रामात्=ગામથી દૂર. ૧લામાં ષષ્ઠી અને બીજામાં પંચમી.

૧૫ केशेषु चमरीम् हन्ति=કેશોને માટે ચમરીને મારે છે. ચતુર્થી છતાં સપ્તમી.

૧૬ गोषु दुह्यमाना सुगतः=તે ગાયો દોહવાની હતી ત્યારે ગયો.

આપણા ગુજરાતી અંગ્રેજી ભણેલા સાક્ષરો 'વિભક્તિઓ અર્થ ઉપરથી કહેવી જોઇએ એમ બિચારા ગુજરાતી સ્કૂલ માસ્તરોને કહીને તરછોડી કાઢે છે, માટે આટલું લંબાણ કરવાની જરૂર પડી છે. પોતાનીજ ભૂલ પગ તળે છે, તેને બદલે તે ભૂલને સત્ય માની બીજાની ભૂલ ગણવામાં આવે છે.

૧૭. વે. વ્યા. પૃ. ૨૦ 'તેમનાથી' એની વિભક્તિ એકલી પાંચમી કે છઠ્ઠી સાથે પાંચમી!

'તે' એ ત્રીજા પુરૂષ સર્વનામનું બહુવચન રૂપ બે રીતે થાય છે. જેમ તે એની પાંચમી બહુવચન તેઓથી અથવા તેમનાથી, સાતમી તેઓમાં અથવા તેમનામાં. મારા મત પ્રમાણે 'તેમનાથી' છઠ્ઠી સાથે પાંચમી નહિ, પણ માત્ર પાંચમી વિભક્તિ કહેવી; કેમકે સંસ્કૃતમાં તદ્=તે, પેલો, તેના નાન્યતર જાતિ પ્રથમા અને દ્વિતીયાના બહુવચનમાં તાનિ એવું રૂપ થાય છે. આ ન ની છાયા ગુજરાતીમાં બધી વિભક્તિઓના પ્રત્યય લગાડતાં રહી ગઇ છે, માટે ગુજરાતીમાં જે 'ના' પ્રત્યય જોવામાં આવે છે, તે છઠ્ઠીનો પ્રત્યય ન ગણવો.

૧૪ જો વિભક્તિઓ પ્રત્યય ઉપરથીજ ઠરાવવામાં આવે તો દરેક વિભક્તિના પ્રત્યય તથા તેના અર્થ નીચે પ્રમાણે ઠરે.

| વિભક્તિ. | પ્રત્યય. | અર્થ. |
|---|---|---|
| ૧. પહેલી | નથી | ૧. કર્તાર્થે—છોકરો દોડે છે.<br>૨. સ્થળાર્થે—હું સુરત ગયો.<br>૩. પરિમાણાર્થે-મેં એક લોટો પાણી પીધું.<br>૪. સંબોધનાર્થે—ગોર મહારાજ, કાલે પધારજો.<br>૫. કાળાર્થે—હું રોજ ચાર કલાક નિશાળે ભણું છું |
| ૨. બીજી | નથી અથવા 'ને.' | ૧. કર્માર્થે - શેઠ વાણોતરને બોલાવે છે. તમે ખુરશી લાવો.<br>૨. સંબંધાર્થે—રાજાને બે કુંવર છે. (રાજાને કુંવરે હઠ છોડયો. અહીં 'રાજાને' એ છઠ્ઠી છે.)<br>૩. કર્તાર્થે—મગનલાલને જવું છે.<br>૪. સંપ્રદાનાર્થે—તેણે ભિખારીને એક આનો આપ્યો. (અનુપસ્થ કર્મ હોવાથી તેની વિભક્તિ બીજી ગણવી.) |
| ૩. ત્રીજી | એ | ૧. કર્તાર્થે—છોકરીએ રૂમાલ ગૂંથ્યો.<br>૨. કરણાર્થે—સોની હથોડીએ સોનું ટીપે છે.<br>૩. કરણાર્થે—ગરમીએ મારૂં માથું દુઃખે છે.<br>૪. પરિમાણાર્થે—સાકર આઠ રૂપીએ મણ થશે. |

५. વિકારાર્થે—તે કાને બહેરો છે, છત્રી રંગે કાળી છે.

૬. સાહિત્ય—તે રાજા બસે ઘોડે આવ્યો.

૪. ચોથી..............ને............તદર્થે. (ને માટે, કાજે લીધે, વાસ્તે, સારૂ)

નામને 'ને' એકલો લાગે તો બીજી અને ને માટે, સારૂ, કાજે, લીધે, વાસ્તે એવી રીતે લાગે અથવા અધ્યાહાર હોય તોજ ચોથી કહેવી.

૧. તદર્થે—મણાને માટે એક પાટી લીધી, ગંગારામને માટે મેં એક રૂપિઓ આપવા ધાર્યો છે. ગરમીને લીધે મારૂં માથું દુઃખે છે.

૫. પાંચમી............થી............

૧. અપાદાન—તે સુરતથી નીકળ્યો.
૨. સ્થળાંતર—સુરતથી મુંબઇ ૨૦૦ માઇલ છે.
૩. ન્યૂનાધિકતા—સુરતથી મુંબઇ મોટું છે.
૪. કાળાંતર—તે બે દિવસથી આવ્યો છે.
૫. કરણ—તેણે છરીથી પેન્સિલ કાપી.
૬. કારણ—ગરમીથી માથું દુઃખે છે.
૭. સાહિત્ય—તમે પુરા પોશાકથી આવજો.

,ને...

૬. છઠ્ઠી. નો, ના, ની, નું, નાં......૧ સાધારણ સંબંધ-રાજાનો મંડલ, સવારનો ભૂખ્યો, રાતનો જાગે છે, હાથનો તે ચોકખો છે, તે વખાનો માર્યો ભટકતો હતો, એકનો એકજ દીકરો, હાથનો હાથ રહ્યો અને પૈસાના પૈસા મળ્યા.

૭. સાતમી......માં, એ............

૧. અધિકરણ—ઘરમાં બેઠો છું, છાપરે ચઢીને બેઠો.
૨. કાળ—એક દહાડામાં એક ચોપડી લખી. ગયે વર્ષે દુકાળ હતો.
૩. તુલના—ગળપણમાં આ બરફી ચઢે છે. આ કામમાં તમે નબળા છો.

૧૫. વે. વ્યા. પૃ. ૨૩, ૩૨. ક્રિયાપદના પ્રકાર સકર્મક અને અકર્મક એવા બે પાડવામાં આવે છે, તેને બદલે ત્રણ પ્રકાર પાડવા જોઇએ.

૧. સકર્મક, ૨. અકર્મક, ૩. અકર્તૃક અથવા ભાવકર્તૃક.

આ ત્રણ પ્રકાર સ્વાભાવિક છે અને જો બે પ્રકાર પાડીએ છીએ, તો કૃત્રિમપણું જણાઇ આવે છે. જે ક્રિયાપદને કર્તા અને કર્મ બંને હોય તે સકર્મક, જેને માત્ર કર્તાજ હોય તે અકર્મક અને જેને કર્તા કે કર્મ એ બંને ન હોય તે અકર્તૃક કે ભાવ કર્તૃક ક્રિયાપદ. ગુજરાતીમાં કર્તા વગર વાક્ય ન બની શકે એમ જે સાધારણ રીતે માનવામાં આવે છે તે તદ્દન ખોટું છે. સત્ય તો એ છે કે ગુજરાતીમાં કર્તા વગર વાક્ય બની શકે છે. અને અંગ્રેજીમાં કર્તા વગર વાક્ય બની શકતું નથી. જેમ, આજ તો મારા પેટમાં દુઃખે છે; કર્તા નથી. અંગ્રેજી To-day it pains in my stomach. કર્તા it છે. જે ભાષાનું જેવું સ્વાભાવિક વલણ તે ભાષામાં તેને અનુસરીને વ્યાકરણ રચાતું જોઇએ. બીજી ભાષાનું અનુકરણ કરવાની કશી જરૂર નથી, માટે ગુજરાતીમાં ક્રિયાપદના બેને બદલે ત્રણ પ્રકાર જોઇએ.

૧૬. વૈ. વ્યા. પૃ. ૩૧. વૈષ્ણવ વ્યાકરણમાં પ્રેરક અને મૂળ એવા બે ધાતુ માનીને ક્રિયાપદના જે ચાર ભેદ ૧. મૂળ ભેદ; ૨. કર્મક ભેદ; ૩. પ્રેરક ભેદ અને ૪. સત્ત્વભેદ, એ કહાડી નાખ્યા છે. આ એક મોટી ભૂલ થાય છે, માટે તે પાછા ચાલુ કરવા જોઇએ. બીજા વૈયાકરણોએ તે માન્યા છે. મૂળ ધાતુ પરથી બીજા ત્રણ ધાતુ ગુજરાતી ભાષામાં સાધિત થઇ શકે છે, તો તે શા માટે રદ કરવા. ભેદ=તફાવત, ફેરફાર; માટે ધાતુના આ ફેરફારને ભેદ કહે છે. આ ભેદને લીધે ભાષાની એક ખુબી સચવાય છે, તે એ કે અકર્મક ધાતુને કર્મક અને પ્રેરક ભેદ સકર્મકમાં લાવી મૂકે છે અને સત્ત્વભેદ એ સકર્મક ધાતુને અકર્મક બનાવે છે અને અકર્મક ધાતુ હોય તો તેને ભાવકર્તૃક બનાવી દે છે. ભાષાની આ ખુબીનું પાલન થવા માટે ચારે ભેદ અવશ્ય રાખવા જોઇએ. જુઓ ટેલર વ્યા. પૃ. ૮૩ ભેદ વિષે.

૧૭. વૈ. વ્યા. પૃ. ૨૪ અને પૃ. ૩૩. કર્તા અને ઉદ્દેશ્ય. મારાથી ચોપડી લખાઇ, આ વાક્યમાં ચોપડી એ ઉદ્દેશ્ય છે, એ બરાબર, પણ પદચ્છેદ કરવામાં 'મારાથી' ને કર્તા ગણવામાં આવ્યું છે, એ તદ્દન ખોટું છે. વ્યાકરણમાં ક્રિયાનો કરનાર એજ કર્તા હોય એમ નથી. કર્તા એટલે વૈયાકરણીય કરનાર, ક્રિયાનો કરનાર નહિ. માટે વ્યાકરણમાં કર્તા એટલે ક્રિયાનો કરનાર એ વ્યાખ્યા ખોટી છે; તેમાં તો કર્તા (Grammatical Subject) એ વ્યાકરણાનુસારી છે. માટે મારાથી ચોપડી લખાઇ એમાં 'મારાથી' એ જો કે ક્રિયાનો કરનાર છે, તોપણ તે વૈયાકરણીય કર્તા નથી, પણ 'ચોપડી' એ વૈયાકરણીય કર્તા (Grammatical Subject) છે. ક્રિયાનો કરનાર અને વૈયાકરણીય કર્તા એ તદ્દન જુદા શબ્દો છે, એમ માનવું. મેં ચોપડી લખી, એ મૂળ રચના છે અને મારાથી ચોપડી લખાઇ, એ કર્મણિ રચના છે, મૂળ રચનામાં ક્રિયાનો કરનાર તે કર્તા થાય છે, અને કર્મણિ રચનામાં ક્રિયાનું કર્મ તે કર્તા થાય છે. બીજી ભાષાઓમાં એમજ બને છે:—

| મૂળ રચના. | કર્મણિ રચના. |
| --- | --- |
| नृपो जयति अरीन् | अरयः जीयन्ते नृपेण |

| | |
|---|---|
| રાજા શત્રુઓને જીતે છે. | શત્રુઓ રાજાથી જીતાય છે. |
| The king conquers the enemies. | The enemies are conquered by the king. |

મૂળ રચનામાં નૃપ:, રાજા અથવા King એ ક્રિયાના કરનાર અને વૈયાકરણીય કર્તા છે; પણ કર્મણિ રચનામાં અરય:, શત્રુઓ અથવા Enemies એ જો કે ક્રિયાના કરનાર નથી તો પણ તે વૈયાકરણીય કર્તા છે અને પદચ્છેદ કરતી વખતે તેમનેજ કર્તા કહેવાય; નૃપેણ, રાજાથી અથવા by the King એ કર્તા ન કહેવાય.

૧૬મી કલમમાં કહ્યા પ્રમાણે ક્રિયાપદનું સહ્યભેદનું રૂપ સકર્મક ધાતુને અકર્મક અને અકર્મક ધાતુને ભાવ કર્તૃક બનાવી દે છે. જેમ, મેં કામ કર્યું, અહીં કર્યું સકર્મક; હવે તેને અકર્મક કરવું હોય તો સહ્યભેદમાં મૂકીએ. મારાથી કામ. કરાયું. કર્યું ને બદલે કરાયું સહ્યભેદનું રૂપ આવવાથી 'કરાયુ' એ અકર્મક થઇ ગયું, કેમકે કરાયું=થયું, એવો અર્થ સ્પષ્ટ થાય છે. 'થા' ધાતુ અકર્મક છે, માટે કરાયું એ અકર્મક ક્રિયાપદ થયું. મારાથી કામ કરાયું= મારાથી કામ થયું. જો 'મારાથી' ને કર્તા ગણીએ તો મહા અનર્થ થવા સંભવ છે, કેમકે મારાથી એ ક્રિયાનો તો કરનાર છે, પણ વૈયાકરણીય કર્તા નથી. જે વ્યાકરણ શાસ્ત્રીઓ 'મારાથીને કર્તા ગણે છે, તેઓ ભાષાની નૈસર્ગિક શકિત અને ખુબી સમજતા નથી. તેમનેજ હું પૂછું છું કે 'મારાથી કામ કરાયુ' એમાં જો મારાથી એ કર્તા તો મારાથી કામ થયું', એમાં કર્તા શું છે? વળી મૂળધાતુ પરથી સહ્યભેદ બનાવવાની બે રીત છે. ૧. ધાતુને મરડવાથી. ૨. 'વામાં આવ્યું' એવું ધાતુને લગાડવાથી. જેમ મારાથી કામ કરાયું અથવા મારાથી કામ કરવામાં આવ્યું, એ બંને વાક્યનો અર્થ 'મારાથી કામ થયુ'ની બરાબર છે, તો દરેકમાં 'મારાથી' ને કર્તા ગણીએ એ કેવું વિપરીત છે! નસીબને માનવાથી આળસ, અવ્યવસ્થા ને કેવળ સ્વાર્થે ઉપર નજર એને (આપણાથી) આધીન થવાય છે; આપણાથી કર્તા ? આ ઘરમાં ભૂત છે એમ કહેવાય છે; લોકોથી કર્તા ? દશરથ રાજાનું હૈયુ ભરાઇ આવ્યું હતું; દશરથ રાજા કર્તા ? કેમકે મૂળ રચનામાં હૈયું ભરનાર દશરથ રાજા છે. તે દિવાન નિમાયો. રાજાથી=કર્તા ? તોપ ફોડવામાં આવી. ગુલંદાજોથી=કર્તા ? હાંકનાર બળદને મારે છે=મૂળ રચના. હાંકનારથી બળદ માર ખાય છે અથવા હાંકનારથી બળદ મરાય છે. હાંકનારથી=કર્તા ? કિનારો દેખાય છે. લોકોથી=કર્તા ? આ પાણી પિવાય નહિ. આપણાથી=કર્તા ? કાતરથી આવું જાડું પતરું કેમ કપાય ! કાતરથી=કર્તા ? હથોડાથી સોનું ટિપાય છે. હથોડાથી=કર્તા ? વરસાદ વરસ્યો, બી વવાયાં અને ખેતર ખેડાયાં. ખેડુતોથી=કર્તા? મારા વડે ચોપડી વંચાઇ નહિ. મારા વડે=કર્તા ? ત્યાં તો ગીત ગવાય છે અને લીલા લહેર વર્તે છે. 'ગવાય' નો કર્તા 'બૈરાંથી' ? જો વૈયાકરણીય કર્તા નહિ માનીએ તો આવો અનર્થ થશે અને વ્યાકરણ અને ભાષાની ખુબી એ બંને ભ્રષ્ટ થશે. આપણાથી લોકોથી, દશરથ રાજા ૪. એ શબ્દો ક્રિયાના કરનારા છે, પણ તે વૈયાકરણીય કર્તા નથી.

૧૮. વૈ. વ્યા. પૃ. ૨૫. ક્રિયાપદના મુખ્ય કાળ ત્રણને બદલે ૭ ગણીને કાળને વિષે નીચે પ્રમાણે શાસ્ત્રીય રચના થવી જોઇએ:——

મુખ્ય કાળ.

| ક્રિયાપદ. | કાળ. | પ્રત્યય. | નિરૂપણ. |
|---|---|---|---|

૧. તે ચોપડી **વાંચે**........વર્તમાન...........એ, ઉં, ઇએ, અ, ઓ.

૨. **તેણે** ચોપડી **વાંચી**......ભૂત...............યો, ઇ, યું, યા, યાં.

૩. તે ચોપડી **વાંચશે**.....ભવિષ્ય...........શે, ઇશ, ઇશું, શો, જે, જો

૪. તે ચોપડી **વાંચતો**...અનિયમિત ભૂત...તો, તી, તું, તા, તાં. (પાઠમાળામાં ચાલુ ભૂતકાળ.)

૫. હવે મને ખાત્રી થાય છે કે
તેણે માત્ર એકજ રૂપીઓ
**ચોરેલો**..................વિશેષ ભૂત........એલો, એલી, એલું, એલા, એલાં.

૬. તેણે ચોપડી વાંચવી.......વિધિ ભવિષ્યકાળ...વો, વી, વું, વા, વાં. (હોપ વ્યાકરણમાં વિધિવર્તમાનકાળ).

આ ૭ મુખ્ય કાળમાંથી સંયુકત ક્રિયાપદમાં જ્યારે કોઇ પણ બે કાળ સાથે આવે, ત્યારે કાળની સંકલના નીચે પ્રમાણે થવી જોઇએ :—

મિશ્રકાળ. (વૈ. વ્યા. પૃ. ૬૦)

| સંયુકત ક્રિયાપદ. | કાળ. | નિરૂપણ. |
|---|---|---|
| ૧. તે ચોપડી વાંચે છે................. | દ્વિત્વ વર્તમાન. | |
| ૨. તે ચોપડી વાંચતો હતો............ | વર્તમાન ભૂત......... | સંયુકત ક્રિયાપદમાં મુખ્ય ક્રિયાપદનો 'તો' પ્રત્યય વર્તમાનકાળનો સમજવો. |
| ૩. તે ચોપડી વાંચતો હશે........... | વર્તમાન ભવિષ્ય. | ,, |
| ૪. તેણે ચોપડી વાંચી છે.............. | ભૂત વર્તમાન. | |
| ૫. તેણે ચોપડી વાંચી હતી.......... | દ્વિત્વ ભૂત. | |
| ૬. તેણે ચોપડી વાંચી હશે........... | ભૂત ભવિષ્ય. | |
| ૭. તે ચોપડી વાંચવાનો છે........... | ભવિષ્ય વર્તમાન....... | સંયુકત ક્રિયાપદમાં મુખ્ય ક્રિયાપદનો 'વાનો પ્રત્યય ભવિષ્ય કાળનો સમજવો. |
| ૭. તે ચોપડી વાંચવાનો હતો.......... | ભવિષ્ય ભૂત. | |
| ૮. તે ચોપડી વાંચવાનો હશે.......... | દ્વિત્વ ભવિષ્ય. | |
| ૯. તેણે ચોપડી વાંચેલી છે........... | વિશેષભૂત વર્તમાન. | |

૧૦. તેણે ચોપડી વાંચેલી હતી. વિશેષ દ્વિત્વ ભૂત.

૧૧. તેણે ચોપડી વાંચેલી હશે. વિશેષભૂત ભવિષ્ય.

૧૨. તેણે (અથવા તેને) ચોપડી વાંચવી છે. વિધિભવિષ્ય વર્તમાન.

૧૩. તેણે (અથવા તેને) ચોપડી વાંચવી હતી. વિધ ભવિષ્ય ભૂત.

૧૪. તેને ચોપડી વાંચવી હશે. વિધિ દ્વિત્વ ભવિષ્ય.

વે. વ્યા પૃ. ૬૦ મે મિશ્ર કાળનાં રૂપો આપ્યાં છે. વળી ટેલર વગેરે બીજાં વ્યાકરણોમાં પણ તે જોવામાં આવે છે, પણ કોઇમાં તે સંપૂર્ણ આપેલાં નથી. વાંચનારને શા માટે સંદિગ્ધ રાખવા જોઇએ ! મારા ઉપર આપેલાં મિશ્રકાળનાં રૂપો સાહજીક છે, માટે તે પ્રમાણે બધાં વ્યાકરણોમાં દાખલ કરવામાં આવે તો બધી સંદિગ્ધતા મટી જશે.

૧૯. મુખ્ય ક્રિયાપદની સાથે જ્યારે સહાયકારક ક્રિયાપદ આવે છે, ત્યારે તે મુખ્ય ક્રિયાપદના કાળ તથા અર્થમાં જરા ફેરફાર કરે છે હો, જા, ચૂક, નાખ, પડ, પાડ, શક, લે, દે, રહે, આવ, થા, કર, લાગ, મંડ, માંડ, ઇત્યાદિ ધાતુઓ ગુજરાતીમાં સહાયકારક ક્રિયાપદ તરીકે વપરાય છે. મિશ્રકાળની મુખ્ય સંકળના તો હો સહાયકારક ક્રિયાપદથીજ છે. પણ જ્યારે બીજાં સહાયકારક ક્રિયાપદો હોય ત્યારે નીચે પ્રમાણે ઘટના કરવીઃ—

૧. તે દિલ્હીમાં પ્રખ્યાત થઇ ગયો. આમાં 'થા' ધાતુ અને માત્ર ભૂતકાળ કહેવો.

૨. એ પ્રમાણે ઘણી વાર સુધી તે

**વાંચતો ગયો**....................'વાંચ' ધાતુ અને વર્તમાન ભૂતકાળ.

૩. તેઓ માર્યા ગયા.......................'માર' ધાતુ અને દ્વિત્વભૂતકાળ.

૪. તેઓ બિચારા માર્યા જાય છે......'માર' ધાતુ અને દ્વિત્વ વર્તમાન કાળ. ભૂત અને દ્વિત્વ વર્તમાન કાળ એમ ન કહેવું, કેમકે આપણે એજ મિશ્રકાળની સંકળના રાખી છે.

૫. નદીનું પૂર રોજને રોજ ચઢતું રહેછે. 'ચઢ' ધાતુ અને દ્વિત્વ વર્તમાન કાળ.

૬. એમ કહીને તે મને મારવા લાગ્યો. 'માર' ધાતુ અને વિધિ ભવિષ્ય ભૂતકાળ

સંયુક્ત ક્રિયાપદમાં જ્યારે 'હો' સિવાય સહાયકારક ધાતુઓનો ઉપયોગ થાય, ત્યારે ઉપર પ્રમાણે મિશ્રકાળ કહેવાની પદ્ધતિ રાખવી.

૨૦. ક્રિયાપદને પુરૂષ, જાતિ અને વચન હોય છે; પણ જે ક્રિયાપદમાં પુરૂષનો ભેદ માલમ પડેછે, તેમાં જાતિનો ભેદ જણાતો નથી અને જેમાં જાતિનો ભેદ માલમ પડે છે, તેમાં પુરૂષનો ભેદ જણાતો નથી, માટે જે ક્રિયાપદમાં પુરૂષ કહીએ તેમાં જાતિ ન કહેવી અને જેમાં જાતિ કહીએ

તેમાં પુરૂષ ન હોવો. આ બાબત ક્રિયાપદના કાળ ઉપર આધાર રાખે છે. જ્યારે ક્રિયાપદનો વર્તમાન કે ભવિષ્યકાળ હોય છે, ત્યારે તેને જાતિ ન લાગતાં પુરૂષ લાગે છે અને જ્યારે તેનો ભૂત, અનિયમિતભૂત, વિશેષભૂત કે વિધિ ભવિષ્યકાળ હોય છે, ત્યારે તેને પુરૂષ ન લાગતાં જાતિ લાગે છે. હું જઉં છું=પહેલો પુરૂષ એક વચન; હું ગયો=નરજાતિ એ. વ. હું વાંચીશ=પહેલો પુરૂષ એ. વ.; મેં વાંચ્યું=નાન્યતર જાતિ એ. ક; હું વાંચતો=નરજાતિ એ. વ.; મેં વાંચેલું=નાન્યતરજાતિ એ. વ.; તેણે પુસ્તકો વાંચવાં=નાન્યતરજાતિ બહુ વચન.

૨૧. વૈ. વ્યા. પૃ. ૪૩. "છોકરો ધીમો ચાલ્યો; છોકરી ધીમી ચાલી; છોકરૂં ધીમું ચાલ્યું; અહીં ધીમો, ધીમી અને ધીમું, તેમજ તેના જેવા બીજા કેટલાક શબ્દો ક્રિયા વિશેષણ અવ્યય છે; પરંતુ અપવાદ તરીકે તેનાં રૂપો ક્રિયાનાથની જાતિ પ્રમાણે બદલાય છે."

આ બાબત બહુ ચર્ચાપાત્ર છે. કેટલાક આધુનિક વ્યાકરણ શાસ્ત્રીઓ વિશેષણ, ક્રિયા-વિશેષણ અને ક્રિયાવિશેષણ અવ્યય એવાં ત્રણ પ્રકારનાં વિશેષણો ગણવાને આતુર છે, તો કેટલાક વિશેષણ અને ક્રિયાવિશેષણ અવ્યય એવા બેજ પ્રકાર રાખવા ઇચ્છા ધરાવે છે. પાછલાનું કહેવું એમ છે કે જે શબ્દ નામ કે સર્વનામનો ગુણ બતાવે તે વિશેષણ, અને જ્યારે વિશેષણ ક્રિ. વિ. અવ્યય કે ક્રિયાપદનો ગુણ બતાવે ત્યારે તે ક્રિ. વિ. અવ્યય. ઉપલી વૈષ્ણવ વ્યાકરણની વ્યાખ્યા પ્રમાણે ધીમો, મોડો, પાછો, ઉતાવળો, આગલો, પાછલો, વાંસલો એવાં વિકારક વિશેષણોને ક્રિયા વિશેષણ અવ્યય ગણવામાં આવે છે. મારા મત પ્રમાણે તેમ ન થવું જોઇએ; કેમકે જે વિશેષણને જાતિવાચક પ્રત્યય, ઓ, ઇ, ઉં લાગી શકે છે, તે કદી પણ અવ્યય હોઇ શકે નહિ. બીજી ભાષાઓની રચના એવી છે કે વિશેષણ માત્ર નામ કે સર્વનામનો ગુણ બતાવી શકે છે અને તેનું વિશેષ્ય વિશેષણ, ક્રિ. વિ. અવ્યય કે ક્રિયાપદ થઇ શકતુંજ નથી અને તે તેમની પહેલાં કદી પણ મૂકી શકાતું નથી, પણ ગુજરાતીમાં તેમ નથી, જેમ અંગ્રેજીમાં Well, heartily, generally, often, never એ શબ્દોની પછી નામ આવી શકેજ નહિ. સંસ્કૃતમાં उच्चैः, सदा, सुष्ठु, सम्यक्, प्राक्, प्रायः, नित्यशः, ना, किम्, अत्र, तत्र ઇત્યાદિ શબ્દોમાં જાતિ, વિભક્તિ ઇત્યાદિના પ્રત્યયો લાગીને વિકાર થતોજ નથી, માટે તે ક્રિ. વિ. અવ્યય વાજબી છે; પણ ગુજરાતીમાં તો વિશેષણ એ નામ, સર્વનામ, વિશેષણ, ક્રિયા વિશેષણ અવ્યય અને ક્રિયાપદ એમાંના ગમે તે શબ્દનો ગુણ બતાવી શકે છે. જેમ—

૧. તે **ભલા** છોકરાએ આંધળાને રસ્તે ચઢાવ્યો. ભલા નામના ગુણ બતાવે છે.

૨. તે **ઘણા** ભલા છોકરાએ આંધળાને રસ્તે ચઢાવ્યો. ભલા=વિશેષણનો ગુણ બતાવે છે.

૩. તે **ઘણો** જલદી ચાલ્યો. ઘણો=ક્રિયાવિશેષણ અવ્યયનો ગુણ બતાવે છે.

૪. તે **મોડો** આવ્યો<br>તે **પાછો** ફર્યો<br>તે **નીચો** નમ્યો | મોડો, પાછો અને નીચો એ ત્રણે વિશેષણો ક્રિયાપદનો ગુણ બતાવે છે.

એજ પ્રમાણે એકઠા, વહેલા, ભેગા, ભેળા.

આવા શબ્દોને વિશેષણ કહેવા અથવા તો ક્રિયા વિશેષણ કહેવા, પણ ક્રિયા વિશેષણ અવ્યય તો નહિજ.

જે વિશેષણ રૂપી શબ્દમાં નીચેના ચારે ધર્મ જણાય તે ક્રિ. વિ. અવ્યય કહેવાય. એમાંથી એક પણ ધર્મ જેને લાગુ ન પડે તે ક્રિ. વિ. અવ્યય નહિ, પણ વિશેષણજ છે એમ સમજવું.

૧. ક્રિ. વિ. અવ્યય તેજ કે જે સાધારણ રીતે કદી પણ નામની પહેલાં આવીને તેનો ગુણ બતાવી શકે નહિ.

૨. ક્રિ. વિ. અવ્યયને નો, ની, એ કે થી સિવાયના વિભક્તિના બીજા પ્રત્યયો લાગી શકેજ નહિ.

૩. તે હંમેશાં ક્રિયાપદનોજ ગુણ બતાવે.

૪. તેને જાતિવાચક પ્રત્યયો ન લાગતાં તે હંમેશાં અવ્યય રૂપે રહે છે.

૨૨. વૈ. વ્યા. પૃ. ૪૪. ક્રિ. વિ. અવ્યય. જે વિશેષણ સ્થળ, કાળ, કે રીતિ વાચક હોય, તેને છેડે જાતિવાચક પ્રત્યયને બદલે 'એ' લાગ્યો હોય અને જે ક્રિયાપદનો ગુણ બતાવે, એવાં વિશેષણો વિશેષણ મટીને ક્રિ. વિ. અવ્યય થાય છે.

જેમ—તે બધે ફરી વળ્યો. ... ... (બધો, બધી, બધું ઉપરથી)
તે ઉતાવળે ચાલ્યો. ... ... (ઉતાવળો, ઉતાવળી, ઉતાવળું ઉપરથી.)
તે સઘળે ભમ્યા કરે છે... ... (સઘળો, સઘળી, સઘળું ઉપરથી.)

એજ પ્રમાણે ધીમે, મોટે, હળવે, ભલે, ઉંચે, નીચે, ઇત્યાદિ.

૨૩. વાક્યયોગી કે ઉભયાન્વયી અવ્યયમાં કયા અવ્યયો આવી શકે તે વિષે ચોકસ નિયમ નથી, પણ અંગ્રેજી ભાષાને આધારે અંગ્રેજી ભણેલાઓ વર્તવાથી ગુજરાતી ભાષાના વ્યાકરણને ન્યાય મળતો નથી. નીચેના ધર્મો જે શબ્દમાં જોવામાં આવે, તેજ ઉભયાન્વયી અવ્યય થવો જોઇએ. બીજા શબ્દો નહિ:—

૧. તે શબ્દ શુદ્ધ અવ્યય જોઇએ.

૨. તે કદી પણ ક્રિયાપદનો ગુણ બતાવી શકે નહિ, કેમકે પૃથક્કૃતિમાં તેનું સ્થાન નથી, માટે તે સંયોજક તરીકેજ ગણાય છે.

૩. તે કદી પણ સ્થળ કે રીતિવાચક ક્રિ. વિ. અવ્યય તરીકે એજ અર્થમાં વાપરી શકાય નહિ.

૪. તેનું સ્થાન તે વાક્યમાં કોઇ પણ રીતે જરા પણ બદલી શકાય નહિ.

૫. તે બે વાક્ય (કદાચ શબ્દ)ને જોડે.

ઉપરના પાંચે ધર્મવાળા શબ્દો:—અને, ને, તથા; કે, જે, જો-તો, કેમકે, માટે, અથવા, વા, અગર, પણ, અને પરંતુ છે, માટે તે ઉભયાન્વયી અવ્યય છે.

જ્યારે તમે આવશો, ત્યારે અમે કથા શરૂ કરીશું. જ્યારે-ત્યારે=વ. બ. ક્રિ. વિ. અવ્યય.
તમે રમી રહ્યા, હવે મારો વારો આવ્યો. હવે વ. બ. ક્રિ. વિ. અવ્યય.
તે મારે ત્યાં આવતો, કદાચ હું પણ તેને ત્યાં જતો. કદાચ=વ. બ. ક્રિ. વિ. અવ્યય.

તેથી, એથી, જેથી, શાથી એ શબ્દો ઉભયાન્વયી અવ્યય નથી, પણ સર્વનામ કે વિશેષણ છે. શબ્દના વર્ગ ઓળખવામાં માત્ર તેના અર્થ ઉપર નહિ, પણ અર્થની સાથે રૂપ ઉપર ખાસ નજર પહોંચાડવી જોઇએ. અહીં આપણે 'તેથી'નો દાખલો લઇએ.

૧. તમે આવ્યા, તે મને ગમે છે. પ્રથમા વિભક્તિ.
૨. તમે આવ્યા, તેને અમે વખોડતા નથી. દ્વિતીયા ,,
૩. તમે આવ્યા, તેણે અમારૂં કામ સર્યું. તૃતીયા ,,
૪. તમે આવ્યા, તેને માટે અમે તમારો ઉપકાર માનીએ છીએ. ચતુર્થી વિભક્તિ
૫. તમે આવ્યા, તેથી મને દિલાસો મળ્યો. પંચમી ,,
૬. તમે ન આવ્યા, તેનો મને અફસોસ નથી. ષષ્ઠી ,,
૭. તમે આવ્યા, તેમાં અમારૂં શું ગયું. સપ્તમી ,,

ગુ. ભાષામાં વાક્યો જોડવાનું કામ માત્ર ઉભયાન્વયી અવ્યયોજ કરે છે એમ નથી, પણ બીજા શબ્દો પણ કરે છે. ઉપલાં વાક્યોમાં 'તમે આવ્યા' એ નામ રૂપી ઉપવાક્યની સાથે તે અને તેને, તેણે વગેરે સર્વનામો સંયોજકનું કાર્ય સારે છે, તેથી તે કાંઇ ઉભયાન્વયી અવ્યય થઇ જાય નહિ. તે તો બધાં સર્વનામોજ રહ્યાં છે. આ દાખલા ઉપરથી જણાશે કે 'તેથી' ને ઉભયાન્વયી અવ્યય ગણવું એ કેવું વિપરીત છે.

પદચ્છેદ હંમેશાં શબ્દના અર્થ અને રૂપ ઉપરથી થાય છે. 'હું ઘરમાં વસું છું' આ વાક્યમાં 'ઘરમાં' વિધેયવર્ધક હોવાથી તે ક્રિ. વિશેષણના અર્થમાં છે, છતાં તેનું રૂપ એવું છે કે તેને આપણે નામ કહીએ છીએ. હવે 'ઘરમાં' ને બદલે 'ત્યાં' શબ્દ વાપરીએ 'તો હું ત્યાં વસું છું' એ વાક્યમાં 'ત્યાં' નું રૂપ એવું છે કે તેને આપણે નામ ન કહેતાં ઠે. બ. ક્રિ. વિશેષણ અવ્યય કહીએ છીએ. માટે ઉપલા વાક્યમાં 'તેથી' એ ત્રી. પુ. સર્વનામ શા માટે નહિ ? 'તમે આવ્યા તેને લીધે અમને દિલાસો મળ્યો' આ વાક્યમાં 'તેને' જો ત્રી. પુ. સર્વનામ તો 'તેથી' પણ ત્રી. પુ. સર્વનામ.

૨૪. વૈ. વ્યા. પૃ. ૨૮. પ્રયોગ—આ નિબંધની કલમ ૧૬મીમાં કહ્યા પ્રમાણે 'ભેદ' કહાડી નાખવાથી પ્રયોગની બાબતમાં ગોટાળો થઇ ગયો છે. વૈ. વ્યા. પૃ. ૨૯ મામાં કર્મણિપ્રયોગના દાખલામાં કરાયો, કરાયું, કરાશે એવા શબ્દો ગણાવ્યા છે. વળી ૨૮માં પૃષ્ઠમાં કરું છું, જાય છે, લખું છું, એ શબ્દો કર્તરિના દાખલામાં આપ્યા છે. પ્રયોગ એટલે વપરાશ, ઉપયોગ. જો ક્રિયાપદનાં જાતિ, પુરૂષ અને વચનનાં રૂપ કર્તા પ્રમાણે ફરે તો કર્તરિ, કર્મ પ્રમાણે ફરે તો કર્મણિ અને કર્તા કે કર્મ ન હોતાં ક્રિયાના ભાવ પ્રમાણે ફરે તો ભાવે પ્રયોગ. પ્રયોગની મૂળ

રચના ગુજરાતી વ્યાકરણમાં આવી છે. વે. વ્યા. પૃ. ૨૯ મે કરાયો, લખાયું વગેરે સહ્યભેદના દાખલા આપવાથી વાંચનાર એમ સમજે છે કે જ્યારે ક્રિયાપદ સહ્યભેદમાં આવે ત્યારે કર્મણિ પ્રયોગ થાય છે, પણ આ સમજણ ખોટી છે. ક્રિયાના જે ચાર ભેદ–મૂળ, કર્મક, પ્રેરક અને સહ્ય–એ ક્રિયાપદની જુદી જુદી રચના છે. જુદી જુદી રચના સાથે ક્રિયાપદના પ્રયોગનો કશો સંબંધ નથી. કોઇ પણ ક્રિયાપદ ગમે તે ભેદમાં હોય, પણ તેનાં રૂપ જો કર્તા પ્રમાણે ફરે તો કર્તરિ પ્રયોગ, કર્મ પ્રમાણે ફરે તો કર્મણિ પ્રયોગ અને ક્રિયાપદના ભાવ પ્રમાણે ફરે ભાવે પ્રયોગ. અકર્મક ક્રિયાપદનો કર્મણિ પ્રયોગ ન હોય, સકર્મક ક્રિયાપદના કર્તરિ તેમજ કર્મણિ એ બંને પ્રયોગ થઇ શકે અને ભાવ કર્તૃક ક્રિયાપદને ભાવે પ્રયોગ હોય. અકર્મક ધાતુ કર્મક કે પ્રેરક ભેદે સકર્મક બની જાય છે માટે જે ક્રિયાપદ કર્મક કે પ્રેરક ભેદે હોય તેનોજ કર્મણિ પ્રયોગ થઇ શકે. સકર્મક ધાતુને કર્મ હોવાથી તે કર્મણિ પ્રયોગમાં આવી શકે છે, પણ સકર્મક ક્રિયાપદ જ્યારે સહ્ય ભેદમાં આવે, ત્યારે આગળ કહ્યા પ્રમાણે તે અકર્મક બની જાય છે, માટે તેનો કદી પણ કર્મણિ પ્રયોગ હોઈ શકે નહિ, છતાં કરાયો, લખાયું ઇત્યાદિ ક્રિયાપદને કર્મણિ પ્રયોગમાં ગણ્યા છે એ ભૂલ છે. અકર્મક ક્રિયાપદ સહ્ય ભેદમાં આવે ત્યારે તે અકર્મક મટીને અકર્તૃક કે ભાવ કર્તૃક ક્રિયાપદ થાય છે, માટે અકર્મક ધાતુ સહ્ય ભેદમાં આવે ત્યારે તેનો પ્રયોગ ભાવે થાય છે. સકર્મક ધાતુને કર્તા અને કર્મ બંને હોય છે, માટે તે કર્તરિ તેમજ કર્મણિ એ બેમાંના ગમે તે પ્રયોગમાં આવી શકે છે. બીજા કોઇ પણ ધાતુ કર્મણિ પ્રયોગમાં આવી શકતા નથી. સકર્મક ક્રિયાપદ જો વર્તમાન, અનિયમિત ભૂત કે ભવિષ્ય કાળમાં હોય તો તેનો કર્મણિ પ્રયોગ કદી પણ થઇ શકે નહિ અને સકર્મક ક્રિયાપદ જો ભૂત, વિશેષભૂત કે વિધિભવિષ્યમાં હોય તો તેનો કર્મણિ પ્રયોગ ઘણા ખરા સકર્મક ધાતુમાં થઇ શકે છે.

| | | |
|---|---|---|
| જેમ—૧. હું કામ કરૂં છું. | વર્તમાન કાળ હોવાથી | સકર્મક કર્તરિ પ્રયોગ. |
| ૨. હું કામ કરતો. | અનિયમિત ભૂત હોવાથી | ,, ,, |
| ૩. હું કામ કરીશ. | ભવિષ્યકાળ હોવાથી | ,, ,, |
| ૪. મેં કામ કર્યું. | ભૂતકાળ હોવાથી | ,, કર્મણિ પ્રયોગ. |
| ૫. મેં કામ કરેલું. | વિશેષ ભૂત હોવાથી | ,, ,, |
| ૬. મારે કામ કરવું. | વિધિ ભવિષ્ય હોવાથી | ,, ,, |

પ્રયોગનો ફેરફાર કાળ ઉપરથી થાય છે; ભેદ એટલે કર્મક, પ્રેરક કે સહ્ય રચના પરથી નહિ. એ રચના પરથી તો સકર્મક ધાતુ અકર્મક બની શકે અને અકર્મક ધાતુ ભાવકર્તૃક બની શકે. જેમ—

૧. મારાથી કામ કરાય છે............કર ધાતુ મૂળે સકર્મક, પણ સહ્ય રચના થવાથી અકર્મક થઇ ગયો; કર્તા કામ અને કર્મ ન હોવાથી કર્તરિ પ્રયોગ, કર્મણિ પ્રયોગ નહિ.

૨. મારાથી ચલાય છે...............ચાલ ધાતુ મૂળે અકર્મક, પણ સહ્ય રચના હોવાથી તે ભાવકર્તૃક થઇ ગયો, માટે કર્તા ક્રિયાનો ભાવ એટલે પ્રત્યક્ષ કર્તા નથી, તેથી ભાવે પ્રયોગ.

# પદચ્છેદ વિષય.

૨૫. આ ગરથ પરાયા ખરચીને જશ લીધા, મારા ફૂલણજી.
આ=પાદ પૂર્ણાર્થે ક્રિ. વિ. અવ્યય ?

૨૬. જીભાળી ગાળો જેવીકે આ બેન સમાની દે છે.
જેવી=વિશેષણ, વિશેષ્ય ગાળો ?
કે=ક્રિ. વિ. અવ્યય ? (પણ, બી, એ, જ ઇત્યાદિની પેઠે.)

૨૭. મારે ખાતે શું નીકળે છે, તે કહો.
મારે=છઠ્ઠી સાથે સાતમીનું એકવચન નહિ, પણ માત્ર છઠ્ઠીનું એ. વ.

૨૮. કલાઇવ નામે બાહોશ સરદારે બંગાળાની જીત કરી.
કલાઇવ=છઠ્ઠીનું એકવચન ? કલાઇવ=કલાઇવના નામે. ત્રીજી નહિ.

૨૯. ચાર પ્યાલા ચોરસ ગોઠવીને તે ઉપર પાટ મૂકે છે.
ચોરસ=ક્રિ. વિ. અવ્યય ?

૩૦. અમે એક વાગ્યા સુધી ત્યાં બેઠા હતા.
વાગ્યા=કૃદંત નામ ?

૩૧. છોટાલાલને આવવું છે.
છોટાલાલને=કર્તાર્થે બીજીનું એક વચન ? ભાવે પ્રયોગ ?

૩૨. સીઝરને લડાઇ કરવી પડી.
સીઝરને=કર્તાર્થે બીજી.
લડાઇ=કર્માર્થે બીજી.

૩૩. તે આટલું પણ સમજતો નથી.
આટલું=વિશેષણ નામ તરીકે વપરાયું છે, કેમકે તે 'સમજતા નથી' ક્રિયાપદનું કર્મ છે. નામ કે સર્વનામ સિવાય કોઇ પણ શબ્દ કર્મ તરીકે વાપરી શકાયજ નહિ.

૩૪. વાંચ, ખા, જમ, લખ, ઇત્યાદિ સકર્મક ધાતુઓ કર્મ વગર વપરાય, ત્યારે તેમને અકર્મક ગણવા.
જેમ=પ્ર. જુઓ જોઇએ, પેલા ઓરડામાં મગન શું કરે છે. ઉ. તે બેઠો બેઠો વાંચે છે. વાંચે છે=અકર્મક ક્રિયાપદ.

૩૫. ના, ના, હું તો અહીં બેસવાનો.
ના, ના=કેવળ પ્રયોગી અવ્યય ?

૩૬. મણિભાઇને ઘોડે કોણ બેસશે ! મણિલાલને=છઠ્ઠી સાથે સાતમી વિભક્તિ નહિં, પણ પણ માત્ર છઠ્ઠી વિભક્તિ.

૩૭. લે, વળી આ શું બોલ્યો. લે=કેવળપ્રયોગી અવ્યય ?

૩૮. મને હવે સારૂં છે. સારૂં=નામ, નાન્યતર જાતિ, કર્તાર્થે ૧લીનું એ. વ. ?
'સારૂં' એ વિશેષણ નામ તરીકે વપરાયું છે.

૩૯. તમારૂં લખ્યું તમેજ પાળતા નથી. લખ્યું=કૃદંત નામ, કેમકે તે 'પાળતા નથી' ક્રિયાપદનું કર્મ છે.

૪૦. તેને બોલતાં આવડતું નથી. બોલતાં=કૃદંત નામ, કેમકે તે 'આવડતુ' નથી' ક્રિયાપદનો કર્તા છે.

૪૧. તત્સમ સંસ્કૃત ભૂત કૃદંતોને ગુજરાતીમાં કૃદંત વિશેષણો ન ગણતાં ક્રિ. વિશેષણો ગણવાં અને જો તે પછી નામ વિશેષ્ય તરીકે હાજર હોય તો તેમને વિશેષણ કહેવાં. જેમ—મોહિત, લલિત, સિદ્ધ, લુબ્ધ, તૃપ્ત, તુષ્ટ, રક્ત, ઉત્પન્ન ઇત્યાદિ. આ તો સિદ્ધ વાત છે. સિદ્ધ=વિશેષણ. આવી રીતે તે સિદ્ધ થઇ શકે છે. સિદ્ધ= ક્રિયા વિશેષણ. એકઠા, ભેગા એ સાધિત શબ્દો છે, તેમને પણ ક્રિયાવિશેષણમાં ગણવા.

૪૨. ઉપરની વાત અમે પણ સાંભળી હતી. 'ઉપરની' આ શબ્દ જો કે ક્રિયાપદનો ગુણ બતાવતો નથી, તોપણ મૂળ શબ્દ 'ઉપર' એ ક્રિ. વિ. અવ્યય છે અને તેને 'ની' છઠ્ઠીનો પ્રત્યય, જે નામને વિશેષણ અર્થમાં લાવી મૂકે છે તે, લાગવાથી તેનો ક્રિયા-પદ સાથેનો સંબંધ તૂટી જાય છે. માટે આ જગોએ અર્થ ઉપર આધાર ન રાખતાં રૂપ ઉપર આધાર રાખી પદચ્છેદ કરીએ તો 'ઉપરની' એ ક્રિયાવિશેષણ અવ્યય. જો અર્થ ઉપર નજર રાખી પદચ્છેદ કરીએ તો તેને વિશેષણ અને બીજી વિભક્તિ કહેવાય.

૪૩. તાબે, વશ, વસુલ, જમા, ઉધાર, માલમ, રવાને, પેદા, દાખલ, શામિલ, યાદ, કબજે, હવાલે, મુકરર, નાસીપાસ, પાસ, નાપાસ, ખરીદ, જાહેર, લાજમ એ બધા શબ્દો ક્રિયાવિશેષણ અવ્યય ?

૪૪. તેણે બૂમ પાડી એટલામાં હું દોડતો આવ્યો. એટલામાં=ક્રિ. વિ. અવ્યય ?

૪૫. જેમ બને તેમ તાકીદે આવો. 'જેમ' અને 'તેમ'=રીત બતાવનાર ક્રિ. વિ. અવ્યય ? જેવો તે દોડયો તેવોજ તે પડયો. 'જેવો' અને 'તેવો' વિશેષણ.

૪૬. સૌ પોતપોતાની બુદ્ધિ અનુસાર બોલ્યા. અનુસાર શબ્દયોગી અવ્યય ?

૪૭. અમને અંતે માલમ પડયું. અંતે=ક્રિ. વિ. અવ્યય. નામ કે વિશેષણને 'એ' પ્રત્યય લાગવાથી તે ઘણી વાર ક્રિ. વિ. અવ્યય થઇ જાય છે. જેમ અંતે, ગુસ્સે, છેવટે, લાંબે, સઘળે, બધે, વારે ઘડીએ ઇત્યાદિ.

૪૮. તાજો પવન આવવા દેવો જોઇએ. આવવા=કૃદંત નામ અને દેવો જોઇએ=સંયુક્ત ક્રિયાપદ ?

૪૯. બે જણ વાત કરે જ્યાં છાની, ત્યાં ઉભા નવ રહીએ.
ઉભા=ક્રિયાવિશેષણ ? રહીએ=ક્રિયાપદ.

૫૦. તેઓ એક બીજાને કહી દેશે. એક બીજાને=પદચ્છેદ સાથે કરવું ?

૫૧. અંગોપાંગે કરીને એક અંગ્રેજ પ્રખ્યાત થઇ ગયો છે. કરીને=શબ્દયોગી અવ્યય ?

૫૨. તે આખો દહાડો ખાખા કરે છે. ખાખા=કૃદંત નામ?

૫૩. હવે આર્યાં, માર્યાં, તારૂં મોઢું કહેતું નથી.

હોય, રાજકુંવર છે, ભાઇ.

લે, વળી આ શું બોલ્યો.

માર્યા' માર્યા'=કેવળપ્રયોગી અવ્યય, કેમકે માર્યા' માં 'માર' ક્રિયાપદનું સ્વરૂપ રહ્યું નથી, અને તે અવ્યય રૂપે છે.

હોય=આ ક્રિયાપદ અવ્યય રૂપે નથી, માટે તે કેવળપ્રયોગી અવ્યય નહિ, પણ ભાવકર્તૃક ક્રિયાપદ ?

લે=આમાં 'લે' ધાતુનો અર્થ રહ્યો નથી, માટે તે અવ્યય રૂપે હોવાથી કેવળ-પ્રયોગી અવ્યય.

૫૪. વળી આવ્યા કે ! કે=ક્રિયાવિશેષણ અવ્યય.

૫૫. આ એક રૂપીઓ તમે આપ્યો કે ? કે=ઉભયાન્વયી અવ્યય.
તમે આપ્યો કે બીજા કોઇએ આપ્યો, એવો અર્થ થાય છે, માટે.

૫૬. જયજય, હમણા કેમ દેખાતા નથી, જયજય=કેવળપ્રયોગી અવ્યય ?

૫૭. તેની કેટલીક હકીકત જાણવા જોગ છે. જોગ=શબ્દયોગી અવ્યય ?
જોગ=યોગ્ય, એ જો કે મૂળે વિશેષણ છે, પણ જોગનો અર્થ ગુજરાતીમાં ઉપર પ્રમાણે એવો મોળો પડી ગયો છે કે તે નામની પહેલાં મૂકી શકાતો નથી, માટે શબ્દયોગી અવ્યય.

૫૮. રાતે દશ વાગે તોપ ફોડવામાં આવે છે. વાગે=કૃદંત અવ્યય.

૫૯. તું તારે વાંચ્યો જાની. તારે=સાતમી વિભક્તિ. છોકરા છોકરાએ સમજી લે, એટલે છોકરા સમજી લે, છોકરાઓમાં. ની=ક્રિયાવિશેષણ અવ્યય. પણ, એ, બી, જ જેવા ક્રિ. વિ. અવ્યયની પેઠે.

૬૦. ગંગારામને ત્યાં વિવાહ છે. ગંગારામને=છઠ્ઠી વિભક્તિ ? ત્યાં=શબ્દયોગી અવ્યય ?

૬૧. આગળબુદ્ધિ વાણીઆ ને પાછળબુદ્ધિ બ્રહ્મ. આગળબુદ્ધિ=ભાવવાચક નામ ? (સાથે લઇ પદચ્છેદ કરવું.)

૬૨. તમારૂં કામ ક્યારે પાર પડશે. પાર=ક્રિયાવિશેષણ અવ્યય ?

૬૩. એ બાયડીને લુગડાં લત્તાં વગેરેનો સર્વે ખર્ચ તેનાં પિએરીઆંને કરવો પડે છે. બાયડીને= ચોથી વિભક્તિ. (પિએરીઆંને=બીજી વિભક્તિ.
વગેરેનો=વિશેષણ, વિશેષ્ય લુગડાં લત્તાં. 'વગેરે' આ શબ્દને કેટલાક ક્રિયાવિશેષણ અવ્યય અને કેટલાક શબ્દયોગી અવ્યય કહેવા ધારે છે, પણ તે ખોટું છે, 'વગેરે' એ શબ્દને સાતે વિભક્તિઓના પ્રત્યય લાગી શકે છે, વળી વગેરેનો અર્થ 'અને બીજા' એવો થાય છે; વળી વગેરે=ઇત્યાદિ, સંસ્કૃતમાં વિશેષણ છે, આ સર્વે કારણોથી 'વગેરે' ને વિશેષણ કહેવું જોઇએ.

૬૪. અમારી બાજુ ઓણુસાલ ઘઉંનો પાક મોટો થયો છે.
બાજુ=શબ્દયોગી અવ્યય ?
ઓણુસાલ=નામ, કાળાર્થે પહેલી ?

૬૫. તેને એક મેરથી ઘણુંાંજ લીસાં કરે છે.
મેરથી=શબ્દયોગી અવ્યય ?

૬૬. આપણે વસ્તુને પ્રવાહીમાં બુડાડીએ છીએ, તે વારે તે થોડોક પ્રવાહી ખસેડી તેની જગા રોકે છે. તે=વિશેષણ, વિશેષ્ય વારે.
વારે=નામ, સાતમીનું એકવચન.

૬૭. સમુદ્રમાં તો બીલકુલ પાણીજ નજરે પડે છે. } બીલકુલ } વિશેષણ ?
સમુદ્રમાં તો માત્ર પાણીજ નજરે પડે છે. } માત્ર }

૬૮. અથવા તો તે બેં બેં કરતાં શીખશે.
બેં બેં=નામ ? કરતાં=કૃદંત નામ, કેમકે તે શીખશેનું કર્મ છે.

૬૯. જાય બિલાડી મોભામોભ. મોભામોભ=ક્રિ. વિ. અવ્યય ? એવીજ રીતે રાતો રાત, દિવસે દિવસે, રસ્તે રસ્તે ઇત્યાદિ.

૭૦. યથા રાજા તથા પ્રજા. યથા—તથા=ઉભયાન્વયી અવ્યય; કેમકે એ બંને શબ્દોનું સ્વરૂપ અવ્યયનું છે તથા તે બે શબ્દને જોડે છે.

૭૧. કર્મતણી કહાણી તે કોને જઇ કહું રે લોલ.
લોલ=નામ, સંબોધનાર્થે ૧લી ?

૭૨. શેરશાહે વંશપરંપરા ગાદી સ્થાપી. વંશપરંપરા=વિશેષણ ?
એ તો અમારી વંશપરંપરાની રીત છે. વંશપરંપરાની=નામ ?

૭૩. રસ્તામાં વખતે મોટી નદી આવે. } વખતે } ક્રિ. વિશેષણ અવ્યય ?
ભોગજોગે રસ્તામાં જો ચોર મળે. } ભોગજોગે }

૭૪. વણુ તપાસે વરીશ મા, રખે ડાહી થઇ વહેવાતી.
વણુ=શબ્દયોગી અવ્યય ? તપાસે=કૃદંત નામ ?

૭૫. દીકરા, હું તો તારા ઉપરથી વારી જાઉં. વારી=ક્રિ. વિ. અવ્યય ?

૭૬. માણસની શું અવસ્થા છે; તેનો શું અર્થ હશે; મેં તે શું પાપ કર્યાં હશે. મેં શું અપરાધ કીધો
આ ચારે વાક્યોમાં 'શું' ને બદલે 'શી,' શાં, અથવા 'શો' જોઇએ. જો એમ નહિ તો 'શું' એ ક્રિ. વિ. અવ્યય; જો વિશેષણ કહીએ તો વાક્યવિન્યાસનો અન્વય વિચાર બેસતો નથી. એજ પ્રમાણે તે ઘણું ચાલ્યો, તે ઘણું ચાલી, તે ઘણું ચાલ્યું, એમાં 'ઘણું' એ અવિકારી રૂપે વપરાયાથી તેનું પદચ્છેદ ક્રિયાવિશેષણ અવ્યય કરવું. તે=(મેં તે શું પાપ કર્યાં.) ક્રિ. વિ. અવ્યય.

૭૭. પણુ પાસે પાઇ સરખીએ ન મળે તે શું કરે. તે=ઉભયાન્વયી અવ્યય.

૭૮. તેમાં સીધું, સામાન, પેટી, પટારા સુદ્ધાં રહે. સુદ્ધાં=શબ્દયોગી અવ્યય, 'રહે' ના કર્તા 'બધું' કે 'વસ્તુઓ'.

૭૯. મારે લાડુ જોઇએ; તે લુચ્ચો છે. 'જોઇએ' અને 'છે' ના ધાતુ 'જોઇએ' અને 'છે' ગણવા, 'જોઇ' અને 'છે' નહિ.

## વાક્ય પૃથક્કૃતિ વિષય.

૮૦. આજ તો મને પેટમાં બહુ દુઃખે છે.
આ વાક્યમાં 'મને' ઉપર ખાસ ભાર આપીને બોલીએ અને તેનો અર્થ એવો થાય કે અગાઉ તો બીજાને પેટમાં દુઃખતું હતું અને હવે તો મને આજે પેટમાં દુઃખે છે તો 'મને' એ 'ઉદ્દેશ્ય' છે; પણ જો 'પેટમાં' એ શબ્દ ઉપર ભાર આપીને બોલીએ અને તેનો અર્થ એવો થાય કે આગળ તો મને બીજે કહીં દુઃખતું હતું, પણ આજે તો મને પેટમાં દુઃખે છે, તો 'પેટમાં' એ 'ઉદ્દેશ્ય' થાય. આવાં ભાવકર્તૃક ભાવે પ્રયોગવાળાં વાક્યોમાં ક્રિયાનો ભાવ એ ઉદ્દેશ્ય નહિ, પણ ઉપર પ્રમાણે જે શબ્દ આગળ કરીને બોલાય તે શબ્દને 'ઉદ્દેશ્ય' ગણવો.

૮૧. મારે લાડુ જોઇએ. મારે=પૂરક.

૮૨. મારાથી અવાયું નહિ. મારાથી=ઉદ્દેશ્ય.

૮૩. હું ઘરમાં હતો. હું ઘરમાંજ હતો, ઓફિસે, બજારે કે બીજે કહીં નહિ હતો, એવો અર્થ હોય તો 'ઘરમાં' એ પૂરક. હું ઘરમાં હતો, નહિ હતો એમ નહિ. એવો જ્યારે અર્થ થાય, ત્યારે 'ઘરમાં' એ વિધેયવર્ધક.

૮૪. તમે આવ્યા તેથી મને દિલાસો મળ્યો. તમે આવ્યા=નામ ઉપવાક્ય.

૮૫. જ્યારે તમે આવ્યા ત્યારે હું લખતો હતો. જ્યારે તમે આવ્યા=ક્રિયા વિશેષણ ઉપવાક્ય. જે વખતે તમે આવ્યા તે વખતે હું લખતો હતો. 'જે વખતે તમે આવ્યા' એ વિશેષણ ઉપવાક્ય.

૮૬. તેને માર પડે છે, તેમાં તમે શા માટે ગભરાઓ છો.
"તેને માર પડે છે", એ નામ ઉપવાક્ય.

**ઉસમાન બચલ ખુડખુડીઆ.**
હેડમાસ્તર કાઠિ. બાર્ટન ફિમેલ ટ્રેનિંગ
કોલેજ, રાજકોટ.



# ગુજરાતી લિપિ

અને

# તેની ઉત્પત્તિ.

उद्यमेन हि सिद्ध्यन्ति कार्याणि, न मनोरथैः ।
न हि सुप्तस्य सिंहस्य प्रविशन्ति मुखे मृगाः ॥

૧. લિપિ (સં. લિપ્ = લીંપવું + ઈ = કૃત્ પ્રત્યય, થનાર) = કાગળ કે બીજા કશા ઉપર શાહી કે કોતરકામથી લીંપવા–લખવામાં આવે છે તે. લિપિ એ આપણા વિચારો આપણી ગેરહાજરીમાં બીજાને દર્શાવનારૂં એક સાધન છે, અને તેની શોધ પ્રાચીન છે. આપણી વાણી–નાદ કે શબ્દ–આપણી ગેરહાજરીમાં બીજાને શ્રુતિગોચર થઇ શકે એ શોધ અર્વાચીન છે. આશરે ૩૦ વર્ષ ઉપર મહાન અમેરિકન શોધક એડિસને ફોનોગ્રાફની શોધ કરી, ત્યારથી આપણે આપણી વાણી–શબ્દોચ્ચાર–પણ આપણી ગેરહાજરીમાં બીજાને સંભળાવી શકીએ છીએ. મનુષ્ય માત્રને વાણી એ નૈસર્ગિક છે. પૃથ્વી ઉપર ગમે તેવા જંગલી લોકો રહેતા હશે, પણ તેઓ વાણી વડે પોતાના વિચાર અન્ય જનને દર્શાવી શકે છે; પણ તેઓ પોતાની ગેરહાજરીમાં તે વિચારો બીજાને જણાવી શકતા નથી, કેમકે તેમણે કોઇ લિપિ શોધી કહાડી નથી. લિપિ એ એક હુન્નર—કળા છે અને વાણી એ એક ઇશ્વરદત્ત શક્તિ–પ્રેરણાબુદ્ધિ–માણસને અર્પણ થએલી છે, જેથી મનુષ્ય બીજાં પ્રાણીથી જુદો પડે છે, અને તેથીજ સર્વ પ્રાણીઓમાં તે શ્રેષ્ઠ ગણાય છે.

૨. જેમ વાણી ઉપરથી આખી પૃથ્વીના લોકોના ૩ વિભાગ કરવામાં આવ્યા છે, ૧. આર્ય, ૨. સેમેટિક, ૩. તુરાનિઅન, તેવીજ રીતે લિપિ ઉપરથી પણ ૩ વિભાગ થઇ શકે છે. ૧. મિસરી, ૨. ચિનાઇ, ૩. અમેરિકન. મિસરી લિપિમાં હિંદુસ્તાન, તાતાર, હાલનાં ઇસ્લામી રાજ્યો, આખો યુરોપખંડ અને આફ્રિકા ખંડનો સમાસ થાય છે. આપણી ગુજરાતી લિપિ, દેવનાગરી કે બાળબોધ લિપિમાંથી; દેવનાગરી કે બાળબોધ લિપિ અશોકના વખતની બ્રાહ્મી લિપિમાંથી; અને બ્રાહ્મી લિપિ, મિસરી કે ફિનિશિઅન લિપિમાંથી ઉત્પન્ન થઇ છે.

૩. જે લિપિમાં એકજ મૂળાક્ષરથી એકજ ઉચ્ચાર થઇ શકે તે લિપિ ઉત્તમ ગણાવી. જેમ ગુજરાતી લિપિમાં "ડ" નો ઉચ્ચાર "ખડક" એ શબ્દમાં જુદો અને "મંડપ" એ શબ્દમાં જુદો થાય છે, એ લિપિની ખામી ગણાય. "ખડક"માંના "ડ"

ને માટે જો "ડ" આવું ચિહ્ન ઠરાવીએ તો "મંડપ"માંના "ડ" ને માટે "ડ" આવું કોઇ ચિહ્ન યોજવું જોઇએ. વળી જે લિપિમાં મિશ્ર ઉચ્ચારને માટે જુદાજ અક્ષરો યોજવામાં આવે, તે લિપિ સારી ન ગણવી. જેમ ગુજરાતીમાં ક્ષ અને જ્ઞ તથા અંગ્રેજીમાં x. ક્ષ=ક્+ષ અને જ્ઞ=જ્+ઞ. આવા સંક્ષેપ લિપિમાં વધી જાય તો તે વાંચવામાં આંખ અને સ્મરણ શક્તિ ઉપર બોજા રૂપ થાય છે. અશોકના વખતની બ્રાહ્મી લિપિમાં મિશ્ર ઉચ્ચારને માટે આવા સંક્ષેપ ઘણા જોવામાં આવે છે, પણ સુભાગ્યે ગુજરાતી લિપિમાં તેનું પ્રબળ નથી. ઘણીખરી ભાષાઓમાં ઉચ્ચારોનો ફેરફાર લાંબે કાળે થયા કરે છે, તેથી અમુક અક્ષરનો ઉચ્ચાર પ્રાચીન કાળમાં શો હતો, તે આપણે ચોકસ પણે કહી શકતા નથી. આથીજ "જ્ઞ" નો ઉચ્ચાર મદ્રાસીઓ દ્ન્ય, પુરબીઆઓ ગ્ઞ અને આપણે ગ્ન્ય કરીએ છીએ. ખરો ઉચ્ચાર તો "જ્ ઞ" છે. "સમાસ કરજો" તેને બદલે "હમાહ કરજો" એમ લોકો બોલે છે. આમાં "હ" નો ઉચ્ચાર અરબી "હુકમ"માંના "હ" જેવો છે. આ ઉચ્ચાર એમ બતાવે છે કે આર્યો ઠંડા દેશમાંથી ગરમ દેશમાં આવ્યા. સારૂં થયું કે સરકારી શાળાઓમાં "સ"નો આ "હ" ઉચ્ચાર મંજુર ન થયો, નહિતો તેને માટે એક જુદો અક્ષર યોજવો પડત અથવા "ડ"ની પેઠે ચલાવી લેવાત. લિપિમાં લખવાની સરળતા એ પણ એક લાભ છે. ગુજરાતી લિપિમાં દરેક અક્ષરે હાથ ઉપાડવો પડે છે, અને અંગ્રેજી લિપિમાં હાથ ઉપાડયા વગર શબ્દમાંના બધા અક્ષરો સાથે જોડાઇને લખાય છે; આથી ગુજરાતી કરતાં અંગ્રેજી લિપિ લખવામાં વધારે સરળ છે. થોડા અક્ષરે એટલે થોડી મહેનતે જે લિપિથી વિચારો દર્શાવી શકાય તે લિપિની યોજના પણ સારી ગણાય. આપણી લિપિમાં સ્વરાક્ષરનાં ટુંકાં ચિહ્નો ઠરાવી દીધાં છે, અંગ્રેજીમાં તેમ નથી, તેથી અંગ્રેજી કરતાં ગુજરાતી લખાણ સંક્ષેપમાં પતે છે. જેમ ગુજરાતી 'શંકર', અંગ્રેજી Shankar; ગુજરાતીમાં માત્ર ૩ અક્ષરે પત્યું અને અંગ્રેજીમાં ૭ અક્ષર લખવા પડયા, કેમકે તેમાં સ્વરાક્ષરોને માટે જુદાં ચિહ્નો યોજેલાં નથી. ચિત્રવિદ્યાની દૃષ્ટિએ જોતાં ઉભી અને ક્ષિતિજ સમસૂત્ર લીટીઓ કરતાં તિર્કસ લીટીઓ દોરવી સહેલી પડે છે. જે લિપિમાં ઉભી લીટીઓ કરતાં તિર્કસ લીટીઓ દોરવાની આવે તે લિપિ લખવામાં સરળ સમજવી. અંગ્રેજી લિપિમાં આ લાભ જોવામાં આવે છે. આ બધો મુદ્દાબલો છાપેલા અક્ષર માટે નહિ, પણ હાથના લખેલા અક્ષરો માટે છે. ડાક્તરો કહે છે કે ત્રાંસી લીટીઓવાળા અક્ષરો વાંચવાથી આંખને નુકશાન થાય છે, તેથી અંગ્રેજીમાં હવે ઉભોડીઆ અક્ષરો લખવાનો પ્રચાર વધતો જાય છે અને એવીજ કોપીબુકો પણ નીકળી છે. આપણી લિપિની રચના યુરોપીઅન લિપિની રચના કરતાં વધારે સરળ છે. આપણે લખેલા અક્ષર પ્રમાણેજ તેનો ઉચ્ચાર કરીએ છીએ, પણ અંગ્રેજી જેવી લિપિમાં એમ હંમેશાં દીસતું નથી. જેમ Colonel આ અક્ષરોનો સામટો ઉચ્ચાર "કૉલૉનેલ" થવો જોઇએ, તેને બદલે "કર્નલ" થાય છે. Two આ શબ્દનો ઉચ્ચાર "ટ્વો" ( સં. દ્વૌ )થવો જોઇએ, તેને બદલે "ટુ" થાય છે. અંગ્રેજીમાં શબ્દોના ઉચ્ચાર ફરી ગયા, તો પણ તેના અક્ષરોની જોડણી તો એની એજ રાખી, એ વાત આથી સિદ્ધ થાય છે. ગુજરાતીમાં જેમ જેમ ઉચ્ચાર ફરતા ગયા તેમ તેમ તેની જોડણીમાં પણ

ફેરફાર થતો ગયો. સંસ્કૃત સમયમાં **હસ્ત**, પ્રાકૃત સમયમાં **હત્થ** અને અર્વાચીન ગુજરાતીમાં હાથ એમ ઉચ્ચાર પરત્વે તેની જોડણી બદલાતી ગઇ.

૪. પ્રાચીન કાળમાં હરકોઇ શોધ મહા કષ્ટતાએ પ્રાપ્ત થયો છે. લિપિની શોધ વિષે પણ એવુંજ બનેલું જણાય છે. તે વખતના લોકોને એટલી સાદી બાબત પણ ન સૂઝી કે મૂળ ઉચ્ચારનાં ચિહ્ન શોધી કહાડવાં. આધુનિક કાળમાં તો આ વાત આપણને બહુ સુકર જણાય છે અને આપણામાંના દરેક ધારીએ તો તદ્દન નવી લિપિઓ ઉત્પન્ન કરી શકીએ. પણ હરકોઇ કળાની પહેલી શોધ કરવી ઘણી દુઃસાધ્ય છે. પાણીની વરાળ તો આપણે જાણીએ છીએ અને આપણા પૂર્વજો પણ તે જાણતા હતા, પણ **જેમ્સ વૉટે** જ્યાં સુધી વરાળયંત્રોનો શોધ ન કર્યો, ત્યાં સુધી એ વરાળમાં શું બળ છે, તેથી આપણે અજ્ઞાત રહ્યા હતા. અરે, એટલુંજ નહિ પણ યુરોપીઅન લોકો આપણા દેશમાં આવ્યા પહેલાં વરસાદનું માપ લેવાની જે સાધારણ યુક્તિ, તેથી પણ આપણે અજાણ રહ્યા હતા. આ છેલ્લી બાબત આપણી ક્ષુદ્રતા દર્શાવે છે. આવીજ રીતે લિપિનો શોધ પણ મહા કષ્ટતાએ પ્રાપ્ત થયો છે. પ્રથમ તો લોકોને ચિત્રલિપિ સૂઝી અને તેની પહેલ કરનાર મિસરના લોકો હતા. શબ્દોને માટે તેઓ નીચે પ્રમાણે ચિત્રો વાપરતાઃ—

| | |
|---|---|
| ગતિ. | ઘર. |
| બળ. | વસવાટ થએલી જગા. |
| દૈવી અંશ. | પ્રવાહી પદાર્થો. (પાણીની લહેરો.) |
| દાતરડું. | રેસા અને છોડ. (કમળના છોડવા.) |
| છરી. | હાથીદાંત. |
| માણસનું નામ. | સૂર્ય. |

આવાં ચિત્રોએ પાછળથી અક્ષરોનું રૂપ પકડયું.

ય. મ. શ.

બ. ન. ક.

પ. ર.

૫. મિસર દેશમાં આજથી ૫૦૦૦ વર્ષ પર ઉપર પ્રમાણે ચિત્ર લિપિ ચાલતી, પણ હવે તો વર્ણોચ્ચાર પ્રમાણેની અક્ષર લિપિ ચાલે છે. ચીન દેશમાં પ્રાચીન કાળમાં જે ચિત્ર લિપિ ચાલતી, તે ચિત્રોમાં કાળાનુક્રમે ફેરફાર થઇને હાલ એવાંજ ચિત્રોની લિપિ ચાલે છે. આથી વર્ણોચ્ચારનાં ચિહ્નોને બદલે શબ્દોનાં

ચિહ્નો લખવામાં આવે છે અને તેથીજ ચીનાઈ લિપિ અતિ ક્લિષ્ટ ગણાય છે. ચીનાઈ વિદ્વાન લેખકને ૪૦૦૦ સુધી આવાં ચિહ્નો યાદ રાખવાં પડે છે. આ લિપિ કાગળની જમણી કોરથી ઉપરથી લઇને નીચે સુધી ઉભી હારોમાં લખવામાં આવે છે. આપણી લિપિમાં વર્ણોચ્ચાર પ્રમાણે અક્ષરો ગોઠવ્યા છે, તેમ આ લિપિમાં શબ્દો પ્રમાણે તેનાં ચિહ્નો ( અક્ષરો ) ઠરાવ્યા છે. આ શબ્દો માટેનાં ચિહ્નો કેવાં હોય છે, તે આ નીચે દર્શાવ્યું છેઃ—

☉ સૂર્ય, હાલ 日

☽ ચંદ્રમા, હાલ 月

દેવ, હાલ (ત્રિપુટી.)

બાળક, હાલ 子

માછલું, હાલ 魚

મોઢું, હાલ 口

હાથ, હાલ 手

井 કુવો, હાલ ·

આંખ, હાલ 目

આવાં ચિત્રોના મિશ્રણથી વળી બીજા શબ્દો અને ચિત્રો ઉત્પન્ન થાય છે. જેમઃ—

旦 સૂર્ય ક્ષિતિજ ઉપર એટલે સવાર કે મળસકું.

林 ઝાડ પાસે પાસે એટલે જંગલ.

舌 મોઢામાંથી નીકળી આવતી કંઇ નક્કર વસ્તુ તે જીભ.

言 મોઢું, તેની સાથે નીકળતી વરાળ એટલે શબ્દ.

日月 સૂર્ય સાથે ચંદ્ર એટલે ચળકતું.

女子 સ્ત્રી બાળક સાથે, તે ઉપરથી સારૂં કે શુભ ચિહ્ન.

坐 બે માણસ અને પૃથ્વી તે ઉપરથી બેસવું.

東 સૂર્ય ઝાડમાંથી દેખાય છે, તે ઉપરથી પૂર્વ દિશા

入 પેસવું
門 દરવાજો } બારણામાં પેસવું.

૬. અમેરિકા ખંડમાં જ્યારે યુરોપીઅન લોકો પ્રથમ ગયા, ત્યારે તેમણે ત્યાંના મૂળ વતનીઓને ચિત્રલિપિ વાપરતાં જોઇ હતી. હાલ પણ જે જંગલી અમેરિકન ઇન્ડિઅન્સ છે, તેઓ તે વાપરે છે.

|, ||, ||| = એક, બે, ત્રણ ઇત્યાદિ.

00000 = ધોળા મણકા સંધિ.

જાંબુડો રંગ= લડાઇ.

= પટાની વચમાં બે માણસ હાથ જોડી, ઉભા છે અને વચમાં કલમ છે, એ ચિત્ર સલાહ-શાંતિ બતાવે છે

||| = શિકારી ૩ હરણ વેચવા લાવ્યો છે.

⊖ = ડૉલર, રાળ ( સિક્કો ).

+ = ૧૦ સેન્ટ ( સિક્કો ).

| = ૧ સેન્ટ ( સિક્કો ).

૭. હાલના એશિઆઇ તુર્કસ્તાનમાં યુફ્રેતિસ અને તૈગ્રિસ નદીઓ વચ્ચેના દોઆબમાં અને તેની આજુબાજુ, બાબિલન (હાલનું હિલ્લા) અને આસિરિઆનાં મોટાં અને સુધરેલાં રાજ્યો પ્રાચીન સમયમાં થઇ ગયાં. આ દેશમાં હાલ તો અરબી લિપિ ચાલે છે, પણ પ્રાચીન કાળમાં એક લિપિ વપરાતી તેને આરબ લોકો મિસ્મારી અને અંગ્રેજ લોકો ઍરોહેડેડ કૅરૅક્ટર કહે છે. આપણે તેને શરમૌલિ લિપિ કહીશું. એ લિપિમાં બાણના માથા (ફળ) જેવી લીટીઓ આવે છે, તે નીચે પ્રમાણે:-

— સ્વર્ગ.

તારો કે આકાશ.

પાણી.

આણસનાં નામની પહેલાનું ચિહ્ન.

દેશોનાં " " "

દેવોનાં " " "

ઘર.

મોટું ઘર

આ લિપિમાં પાછળથી મૂળાક્ષરો બંધાણા અને તે પ્રમાણે લિપિ ચાલી.

સન્નારી.

પિતા, બાપ.

"અ" અક્ષર.

આ લિપિ આજથી ૪૦૦૦ વર્ષ ઉપર મેસોપોતામિઆ અને આર્મીનિઆથી ઇરાનના અખાત સુધી ચાલતી. તેની લીટીઓના મરોડ પરથી કેટલાકનું એમ માનવું છે કે આ શરમૌલિ લિપિ ત્યાંથી ચીનમાં ગઇ છે; પણ એ બે પ્રદેશ વચ્ચે વિશાળ અંતર હોવાથી એમ માનવું કેટલાકને ઉચિત લાગતું નથી. આ શરમૌલિ લિપિ મિસરી લિપિમાંથી નીકળી હતી, માટે તેનો સમાસ મિસરી વર્ગમાં થઇ જાય છે.

૮. પ્રાચીન બાબિલન અને મિસરની વચ્ચે હાલનો સિરિઆનો મુલક આવેલો છે. બાબિલનની શરમૌલિ અને મિસરની મિસરી એ લિપિના સંમેલનથી આસિરિઆના મુલકમાં આજથી ૩૦૦૦ વર્ષ ઉપર એક નવી લિપિ ઉત્પન્ન થઇ, તે લિપિ ચિત્રલિપિ મટીને હવે વર્ણોચ્ચાર યુક્ત અક્ષરલિપિ થઇ છે. આ મુલકમાં ઇ. સ. પૂ. ૯૦૦ વર્ષ ઉપર ફિનિશિઅન લોકો વસતા હતા. તેઓ મોટા વેપારી હતા અને તેમને હિસાબ, નામું વગેરે નોંધ રાખવાની બહુ જરૂર પડી. આજ ફીનિશિઅન લોકોએ તે કાળમાં મોટાં મોટાં સંસ્થાનો પણ પરદેશમાં વસાવ્યાં હતાં. ઇ. સ. પૂ. ૩૩૩ થી ગ્રીક લોકોએ તેમની સાથે હરિફાઇ કરી, તેમાં આખરે ગ્રીકો વધ્યા અને ફિનિશિઅનો પાછળ પડી ગયા. આ ફિનિશિઅન લોકો તે હાલના યાહુદીઓના પૂર્વજો હતા. તે સેમેટિક વર્ગમાં ગણાય છે. તેમના રંગવાના, વણવાના, કાચ બનાવવાના, ધાતુની શોધના અને બીજા હુનરો અન્ય દેશોમાં ફેલાયા, તેથી લિપિની સાથે બીજા ઘણા ખરા હુનરો બીજી પ્રજાઓએ તેમની પાસેથી મેળવ્યા છે. ઇજીપ્તમાં ચિત્રો ઉપરથી ચિત્રલિપિ, તે ઉપરથી પછીથી તે ચિત્રોનાં ટુંકા રૂપો નક્કી થયાં અને એ

ટુંકાં રૂપો પછીથી વર્ણોચ્ચારનાં ચિહ્ન તરીકે વાપરવાથી અક્ષરલિપિ ઉત્પન્ન થઇ. એમ પ્રથમ ચિત્રલિપિ. પછી શબ્દલિપિ અને પછી અક્ષરલિપિ. આ ફિનિશિઅન અક્ષરલિપિ ફિનિશિઅન લોકો પાસેથી ગ્રીક લોકો પાસે, ગ્રીક લોકોથી રોમન લોકો પાસે ગઇ અને ત્યાંથી હાલની અક્ષરલિપિ આખા યુરોપખંડમાં પ્રસરી. આજ ફિનિશિઅન લિપિ અરબસ્તાન, ઇરાન અને તાતારના મંચુરિઆ સુધી પહોંચી અને એજ લિપિ દરવેશ ઝુરતારૂપ, સિકંદર વગેરેના બાક્ત્રિઅન રાજ્યના સમાગમથી હિંદમાં આવી, તેથી ઇ. સ. પૂ. ના ૩ જા સૈકામાં મહારાજા અશોકના વખતમાં તે સ્તૂપો અને ગુફાઓ ઉપર કોતરેલી આજ પણ જોવામાં આવે છે. અર્વાચીન સમયમાં પ્રાકૃત લિપિઓ દેવનાગરી લિપિમાંથી નીકળીને આખા હિંદમાં ચાલે છે, પણ તે ઉપલક નજરે જોનારને તો જુદી જુદી લિપિ હોયની, એમ દીસે છે, કેમકે દેશ પરત્વે અક્ષરનો મરોડ બદલાઇ જાય છે. મહારાજા અશોકના સમયમાં પણ ઘણી લિપિઓ ચાલતી હશે, પણ બ્રાહ્મી અને ગાંધારી એ બે લિપિઓ તે સમયમાં વધારે પ્રચારમાં હતી, એમ પ્રાચીન લેખો પરથી માલમ પડે છે. ઇરાનની જે લિપિમાંથી અશોકના વખતની લિપિ ઉત્પન્ન થઇ તેને ખારોસ્તી લિપિ કહે છે. ફિનિશિઅન, ખારોસ્તી, બ્રાહ્મી, ગાંધારી, અરબી અને દેવનાગરી લિપિઓનો કોઠો અહીં નીચે આપ્યો છે, તે ઉપરથી અક્ષરોનો મુકાબલો સારી રીતે થઇ શકશે.

| ઇ. ગુજરાતી મૂળાક્ષર. | ફિનિશિયન. | ખારોસ્તી. | બ્રાહ્મી. | ગાંધારી. | અરબી. | બાળબોધ કે દેવનાગરી. |
|---|---|---|---|---|---|---|
| અ | K | ɔ | ꓘ | ✓ | ع | अ |
| ઇ | 7V | ʑ | ⊥ | 7 | ے | इ |
| ઉ | .. | .. | L | ∃ | ؤ | उ |
| ક | φ ꓘ | ↑ γ | + | h | ک | क |
| ખ | .. | .. | ٦ | ς | خ | ख |
| ગ | .. | .. | ^ | ϟ | .. | ग |
| ઘ | .. | .. | ш | ℓ | غ | घ |

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ફ | | | | | .. | फ |
| બ | | | | | ب | ब |
| ભ | .. | .. | | | .. | भ |
| મ | | | | | م | म |
| ય | .. | | | | ي | य |
| ર | | | | | ر | र |
| લ | | | | | ل | ल |
| વ | .. | .. | | | و | व |
| શ | | | | | ش | श |
| ષ | .. | .. | | | ص | ष |
| સ | | | | | س | स |
| હ | | | | | ه | ह |
| ળ | .. | .. | .. | .. | .. | (ळ) ळ |

૧૦. હિંદમાં ઘણે સ્થળે ગુફાઓ અને શિલાઓ ઉપર જે પ્રાચીન લેખો જોવામાં આવે છે, તે સઘળા બ્રાહ્મી કે ગાંધારી (પાલી) લિપિમાં લખાએલા છે. ઈ. સ. ૯ મા સૈકામાં હૈહય વંશના રાજા ભોજદેવના સમયના લેખો અને તે

પછી ઇ. સ. ૧૪ મા સૈકાના ચૌહાણ રાજા ચાચિગદેવના સમયના લેખો જોઇએ છીએ, તો સ્પષ્ટ માલમ પડી આવે છે કે, ઇ. સ. ૯ મા સૈકા પછીની લિપિઓએ હાલની દેવનાગરી લિપિનું જે સ્વરૂપ પકડવા માંડયું, તે ઇ. સ.ના ૧૪મા સૈકામાં એ સ્વરૂપ પરિપૂર્ણતાએ પહોંચ્યું. આ ૫૦૦ વર્ષના અરસામાં હિંદની પશ્ચિમ તરફનાં મુસલમાની રાજ્યોએ પોતાના દેશમાં અરબી અક્ષરો દાખલ કરી દીધા હતા અને તેની અસર હિંદની લિપિ ઉપર પણ થઇ, તેથી બ્રાહ્મી અને ગાંધારી લિપિ ઉપર અરબી મૂળાક્ષરોની અસર થવાથી હાલની બાળબોધ કે દેવ નાગરીલિપિ ઘડાઇ. ઉપરના કોઠામાં બીજી લિપિઓ કરતાં અરબી લિપિને દેવનાગરી લિપિ વધારે મળતી દીસે છે. ફેર માત્ર એટલોજ છે કે અરબી લિપિ જમણી બાજુથી અને દેવનાગરી લિપિ ડાબી બાજુથી લખવી શરૂ થાય છે, તેથી અક્ષરોનાં વલણ ઉલટાવી નાખવાં પડે છે. બાળબોધ લિપિમાં જમણી બાજુના કાના અને માથાની લીટીઓ વધી ગઇ છે; આ સિવાય બીજો કશો ખાસ ભેદ કોઇ પણ અક્ષરમાં ભાગ્યેજ જોવામાં આવે છે. જેમ અરબી [illegible] બાળબોધ अ; અ. [illegible] બા. उ; અ. [illegible] બા. घ; અ. [illegible] બા. च; અ. [illegible] બા. छ; અ. [illegible] બા. ज; અ. [illegible] બા. म; અ [illegible] બા य; ઇત્યાદિ.

૧૧. આ નિબંધની ૭જી કલમમાં કઇ લિપિ ઉત્તમ ગણવી તે દર્શાવ્યું છે. આ નિયમો દરેક લિપિને લાગુ પાડી તેની કસોટી કરીએ તો અરબી લિપિ સૌથી પહેલે દરજ્જે આવશે, કેમકે તે સૌથી સરળ, સંક્ષિપ્ત અને ચોક્કસ છે.

૧૨. ઉપર આપણે દર્શાવ્યું કે મૂળે તો મિસરની ચિત્રલિપિ, તે ઉપરથી ફિનિશિઆ એટલે હાલના સિરિઆના મુલકમાં અક્ષરલિપિ ચાલી, આ અક્ષર લિપિમાં કાળ પરત્વે ફેરફાર થઇ તેમાંથી બ્રાહ્મી અને ગાંધારી એવી બે લિપિઓ યોજાઇ, તે હિંદમાં અશોકના વખતમાં ચાલતી, તે ઉપર વળી બીજી લિપિઓ અરબી અને ખારોસ્તીની અસર થવાથી હાલ ચાલતી બાળબોધ કે દેવનાગરી લિપિ વ્યુત્પન્ન થઇ અને તે ઉપરથી આપણી હાલ ચાલતી ગુજરાતીલિપિ થઇ છે. કાળાંતરે બ્રાહ્મી, બાળબોધ અને ગુજરાતી લિપિમાં રફતે રફતે કેવા ફેરફાર થઇ હાલની ગુજરાતી લિપિ બની છે, તે આ નીચેનો કોઠો મેળવી જોવાથી ગુજરાતીલિપિનો વિકાસક્રમ સંપૂર્ણ રીતે નજરે પડશે.

૧૩. આધુનિક ગુજરાતી અને બાળબોધ લિપિનો વિકાસક્રમ દર્શાવનાર કોઠો:-

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| અ = | [illegible] | [illegible] | [illegible] | अ् | अ | અ |
| ઇ = | [illegible] | [illegible] | [illegible] | [illegible] | इ | ઇ |
| ઉ = | L | [illegible] | [illegible] | | उ | ઉ |
| એ = | Δ | ▽ | □ | [illegible] | ए | એ |

( ગુજરાતી " એ ", એ ઉપરથી થએલો છે )

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| ક = | + | [illegible] | [illegible] | क | क | ક |
| ખ = | [illegible] | [illegible] | [illegible] | [illegible] | ख | ખ |
| ગ = | ∧ | [illegible] | [illegible] | [illegible] | ग | ગ |

| | | |
|---|---|---|
| ઘ = | घ | ઘ |
| ઙ = | ङ | ઙ |
| ચ = | च | ચ |
| છ = | छ | છ |
| જ = | ज | જ |
| ઝ = | झ | ઝ |
| ઞ = | ञ | ઞ |
| ટ = | ट | ટ |
| ઠ = | ठ | ઠ |
| ડ = | ड | ડ |
| ઢ = | ढ | ઢ |
| ણ = | ण | ણ |
| ત = | त | ત |
| થ = | थ | થ |
| દ = | द | દ |
| ધ = | ध | ધ |
| ન = | न | ન |
| પ = | प | પ |
| ફ = | फ | ફ |
| બ = | ब | બ |
| ભ = | भ | ભ |
| મ = | म | મ |
| ય = | य | ય |
| ર = | र | ર |
| લ = | ल | લ |
| વ = | व | વ |
| શ = | श | શ |
| ષ = | ष | ષ |
| સ = | स | સ |
| હ = | ह | હ |
| ળ = | ल | ળ |

૧૪. આ કોઠા ઉપરથી આપણે જોઇ શકીએ છીએ કે અક્ષરોમાં કાળાન્તરે રૂપાન્તર થયું છે, એટલુંજ નહિ પણ કોઇ કોઇ જગાએ તો અક્ષરોનું વલણ તદ્દન ઉલટુંજ બદલાઇ ગયું છે. જેમ ઙ, એકવાર આવો હતો તે પાછો ઙ આવો થઇ ગયો; ઘ, આવો હતો તે ઘ આવો થઇ ગયો; છ, હતો, તે થઇને છ આવો થઇ ગયો છે; ડ, ઠ, દ વગેરેમાં પણ એમજ થયું છે, તો અરબી અક્ષરો જેનું લખવાનું વલણ આપણી લિપિથી ઉલટું છે, તેના લગભગ બધા અક્ષરો ઉલટું વલણ ગ્રહણ કરે એ તદ્દન બનવા જોગ છે.

૧૫. બાળબોધ કે દેવનાગરી લિપિમાંથી ગુજરાતી લિપિ ઉત્પન્ન થઇ છે, એ વિષે તો કોઇને પણ શંકા નથી; તે બન્ને લિપિઓનો મુકાબલો કરવાથી સહજ દૃષ્ટિગોચર થાય છે. થોડાક અક્ષરોનું રૂપાન્તર કાંઇક વધારે વિચિત્ર હોવાથી તેમનો વિકાસક્રમ સાદી નજરે જોતાં બરાબર બંધ બેસતો જણાતો નથી. એવા અક્ષરોનો વિકાસક્રમ આ નીચે આપ્યો છે, તે જોવાથી કંઇક વિશેષ પ્રકાશ પડશે.

अ — અ

इ — ઈ

ए આ ઉપરથી ગુજરાતી એ નીકળ્યો નથી, પણ અને એક માત્રા એ ઉપરથી નીકળ્યો છે.

क — ક

ख — ખ

च — ચ

ज — જ

झ — ઝ

ण — ણ

फ — ફ

ब — બ

ल — લ

श — શ

ळ — ળ

क्ष — ક્ષ

( મૂળે બાળબોધમાં પણ क् + ष મળીને क्ष જોડાક્ષર થયેલો છે ).

ज्ञ એ ज् + ञ જોડાઈને ज्ञ થયો, તે પછી ज्ञ માંથી ज्ञ અને આ ज्ञ તે ઉપરથી ગુજરાતીમાં જ્ઞ.

૧૬. સ્વર એ જીવાક્ષર અને વ્યંજન એ શરીરાક્ષર કહેવાય છે, કેમકે સ્વરની સહાયતા વગર વ્યંજનનો ઉચ્ચાર થઈ શકતો નથી, તેથી પ્રત્યેક વ્યંજનની સાથે સ્વર આવવોજ જોઈએ. ઉપર આપણે જોયું કે કેટલાક વ્યંજનાક્ષર કરતાં સ્વરાક્ષર લખવામાં વધારે કઠિન છે, માટે પ્રત્યેક વ્યંજનની સાથે એકેક સ્વરાક્ષર જોડીએ તો લખાણ કષ્ટકર થઈ પડે, તેથી સ્વરાક્ષરો વ્યંજનાક્ષર સાથે જોડાય, ત્યારે તે આખા લખવાને બદલે તેમને માટે યોજેલાં ચિહ્નો લખવામાં આવે છે. આ ચિહ્નો અશોકના વખતમાં જે પાલી લિપિ ચાલતી તેનાંજ છે, તે બાબતનું સ્પષ્ટીકરણ આ નીચેનો કોઠો જોવાથી થશે.

| ગુ. સ્વરાક્ષર. | સંયુક્ત ચિહ્ન. | વિવેચન. |
|---|---|---|
| અ | નથી | પાલી લિપિમાં પણ અ સ્વરાક્ષરનું સંયુક્ત ચિહ્ન નથી. જેમ + = ક. બાળબોધ લિપિમાં હરકોઈ વ્યંજન હલ્ ચિહ્નથી લખાય છે, અને જ્યારે તેમાં અ ભળેલો દર્શાવવો પડે ત્યારે હલ્ ચિહ્નનો લોપ કરવામાં આવે છે. જેમ क = क् + अ. |
| આ | ા | ગુજરાતીમાં આ ચિહ્નને આપણે કાનો કહીએ છીએ. કાનો એ શબ્દ સં. કર્ણ ઉપરથી વ્યુત્પન્ન થયો છે. આપણા ચહેરાની બાજુએ જેમ કાન આવેલા છે, તેમ આ ચિહ્ન વ્યંજનની એક બાજુએ લખવામાં આવે છે, માટે તે કર્ણ એટલે કાનો. પાલી લિપિમાં તેનું ચિહ્ન અક્ષરની જમણી તરફ — આવી એક આડી |

લીટી છે. કા = 𑀓𑀸 , ટા = 𑀝𑀸 , જા = 𑀚𑀸. મૂળે "આ"નું ચિહ્ન આડી લીટી હતું, તે હાલ ગુજરાતીમાં ઉભી લીટી છે.

ઈ....... િ.......આ ચિહ્નને આપણે હ્રસ્વ "ઇ" નું ચિહ્ન કહીએ છીએ. ગામઠી નિશાળોમાં પંડ્યાજીઓ તેને "પાંચ કુંડાળી" કહેતા. ખરું નામ "પાછ કુંડાળી" કેમકે તે અક્ષરની પાછળ લખવામાં આવે છે. પાલી લિપિમાં કાનાની પેઠે તેનું ચિહ્ન અક્ષરની જમણી તરફ ⌣ આવી વાંકી લીટી છે. જેમ કિ = 𑀓𑀺 , નિ = 𑀦𑀺 . પછીથી ગુજરાતી લિપિમાં અક્ષરને માથે માત્ર ⌒ આવી અવળી વક્રરેખા કરતા. જેમ કૅ = કિ કે કી. પછી વળી હ્રસ્વ દીર્ઘનો ભેદ દર્શાવવા વ્યંજનાક્ષરની ડાબી બાજુએ કુંડાળી કરીએ તો હ્રસ્વ અને જમણી બાજુએ કુંડાળી કરીએ તો દીર્ઘ એમ ચાલ્યું. જેમ ˚ક =કિ અને ક˚ = કી. આ કુંડાળી ઉતાવળે લખવામાં આવી પાછી થઇ જાય તો હ્રસ્વ દીર્ઘનો ભેદ બરાબર દર્શાવાય નહિ, માટે અધિક સ્પષ્ટતાને અર્થે હ્રસ્વને માટે અક્ષરની ડાબી તરફ અને દીર્ઘને માટે અક્ષરની જમણી તરફ કાનો વધાર્યો. જેમ િક = કિ, કી = કી.

ઈ....... ી .......આ ચિહ્નને આપણે દીર્ઘ 'ઇ' નું ચિહ્ન કહીએ છીએ. ગામઠી નિશાળોમાં પંડ્યાજીઓ તેને 'અજણુ કે અજયુ' કહે છે. ખરું નામ 'અગીઉં' છે. અગીઉં = આગલું, કેમકે તે ચિહ્ન અક્ષરની આગળ આવે છે. પાલી લિપિમાં તેનું ચિહ્ન અક્ષરની જમણી તરફ ⌣⌣ આવું હ્રસ્વ 'ઇ' નું બેવડું ચિહ્ન હતું. જેમ કી = 𑀓𑀻 , ની = 𑀦𑀻 . ઇ. સ.ના ૩જા સૈકામાં ક્ષત્રપ વંશના રાજાઓના સમયમાં આ દીર્ઘ 'ઇ' નું ચિહ્ન અક્ષરને મથાળે વચ્ચોવચ વધારે ગોળ કુંડાળી થઇ ગયું. જેમ કી = 𑀓𑀻 અથવા 𑀓𑀻 . આખરે ગુજરાતીમાં ી આવું ચિહ્ન કેમ થયું, તે ઉપર હ્રસ્વ ઇના પેટામાં સમજાવ્યું છે.

ઉ.........ુ.......આને આપણે હ્રસ્વ "ઉ" નું ચિહ્ન કહીએ છીએ. ગામઠી નિશાળોમાં પંડ્યાજીઓ તેને "વમકુ કે વરકુ" કહે છે. ખરું નામ "વળકુ" છે. વળકુ=વળેલું; કેમકે તે અક્ષરની નીચે વાંકું વાળી દીધેલું હોય છે. પાલી લિપિમાં અક્ષરની નીચે જમણી તરફ આડી સીધી લીટી — આવું ચિહ્ન હતું. જેમ, કુ= 𑀓𑀼 , નુ= 𑀦𑀼 , ડુ= 𑀟𑀼 . ક્ષત્રપ લિપિમાં આ ચિહ્ન વાંકું થઇ ગયું; જેમ કુ = 𑀓𑀼 , નુ = 𑀦𑀼 . આ ઉપરથી હાલનું ુ હ્રસ્વ "ઉ" નું ચિહ્ન થયું. કાઠિઆવાડમાં આ ચિહ્નને "લોઢે" કહે છે. લોઢે=લઘુએ. "ક" ને લોઢે "ક" એટલે "ક" ને જો "ઉ" ના લઘુ ચિહ્નને જોડીએ તો "કુ" આવો થાય.

ઊ.......ૂ.......આને આપણે દીર્ઘ ઊ નું ચિહ્ન કહીએ છીએ. ગામઠી નિશાળોમાં પંડયાજીઓ તેને "નેત્ર" કહે છે. નેત્ર=ઝાડનું મૂળ; કેમકે આ ચિહ્ન અક્ષરની નીચે ઝાડના મૂળની પેઠે આવેલું છે. પાલી લિપિમાં અક્ષરની નીચે જમણી તરફ = આવી બે આડી સીધી લીટીઓનું ચિહ્ન છે. જેમ, કૂ = ⊥ ,નૂ = ⊥ , જૂ,= ⊥. જ્યાં આડી લીટીઓ અક્ષરની સાથે બંધ ન બેસે, ત્યાં આડીને બદલે ઉભી લીટીઓ લખાય છે. ।। આવી બે લીટીઓનું રૂપ બદલાઇને ٦ આવું થયું અને તે ઉપરથી ૂ આવું હાલનું રૂપ સિદ્ધ થાય છે. કાઠિઆવાડમાં આ ચિહ્નને વદે કે વધે કહે છે. સં. વૃદ્ધ=વધેલું કે દીર્ઘ, તે ઉપરથી વધે. "કુ" ને વધે "કૂ" એટલે "કુ" ને દીર્ઘ " ઊ લગાડીએ તો "કૂ" થાય.

ऋ........ૃ.........આને આપણે ઋકારનું ચિહ્ન કહીએ છીએ. ગામઠી નિશાળોમાં કંઇક વિદ્યાને અભાવે અને કંઇક આ અક્ષરનો ઉચ્ચાર ગુજરાતી ભાષામાં લોપ થવાથી પંડયાજીઓએ તેને બારાક્ષરીમાં જોડ્યો નહિ. પાલી લિપિમાં અક્ષરની નીચે ડાબી તરફ એનું / આવું ચિહ્ન હોય છે. જેમ કૃ = ⊥ , પૃ = ⊥ , સૃ = ⊥ . પછીથી આ ચિહ્ન બાળબોધ અને ગુજરાતી લિપિમાં ઉલટાઇને ૃ આવું થઇ ગયું. જેમ કૃ, પૃ, સૃ.

ॠ ........ૄ .........આને આપણે દીર્ઘ ઋકારનું ચિહ્ન કહીએ છીએ. તેનું ચિહ્ન પાલી લિપિમાં 3 આવું છે. બાકીની હકીકત હ્રસ્વ ઋકાર પ્રમાણે.

ऌ-ॡ...........આ સ્વરોને માટે સંયુક્ત ચિહ્નો યોજવામાં આવ્યાં નથી, કેમકે તેનો ઉપયોગ સંસ્કૃત ભાષામાં પણ જૂજ છે, માટે તેનાં ચિહ્નોના અભાવે વધારે મહેનત પડે તેમ નથી.

એ...... ે......આને આપણે એક માત્રા કહીએ છીએ. માત્રા એટલે માપ. પહેલાં બધા સ્વરોનું સાધારણ નામ માત્રા હતું; પછીથી આ ચિહ્નનેજ માત્રા શબ્દ લાગુ પાડયો. પાલી લિપિમાં આનું ચિહ્ન અક્ષરને માથે ડાબી તરફ આડી સીધી લીટી છે. જેમ કે = ⊤ . આ ઉપરથી બાળબોધ અને ગુજરાતીમાં ે આવી માત્રા થઇ.

ઐ... ૈ ......આને આપણે બે માત્રા કહીએ છીએ. પાલી લિપિમાં તેનું ચિહ્ન અક્ષરને માથે ડાબી તરફ = આવી બે સીધી લીટીઓ છે. જેમ કૈ = ⊤ . આ ઉપરથી બાળબોધ અને ગુજરાતીમાં આવી ૈ બે માત્રા આવી.

ઓ...... ો......આને આપણે કાનો માત્રા કહીએ છીએ. પાલી લિપિમાં તેજ લિપિનાં કાનો માત્રા લખાય છે. જેમ કો= ⊤ ઓ = ⊤ નો= ⊥ . આ ઉપરથી બાળબોધ અને ગુજરાતી લિપિમાં કાનો માત્રા લખાય છે

ઐા... ૈ......આને આપણે કાનો બે માત્રા કહીએ છીએ અને તે ઉપરને નિયમેજ લખાયછે. જેમ કૈ = कै , મૈ= मै . આ ઉપરથી બાળબોધ અને ગુજરાતી લિપિમાં કાનો બે માત્રા આવ્યાં છે.

અં........ .......આને આપણે અનુસ્વાર કહીએ છીએ. પાલી લિપિમાં પણ એવોજ અનુસ્વાર છે. જેમ કં= कं, ક્ષત્રપ લિપિમાં કં = कं.

૧૭. ઇ. સ. ૯ માંથી તે ૧૪મા સૈકા સુધીમાં જ્યારે બાળબોધ લિપિની રચના થઇ, ત્યારે દરેક અક્ષરનું માથું બાંધવા તે ઉપર છેક આડી લીટી કરવામાં આવી. આ આડી લીટીઓ પૃથક્ પૃથક્ દોરવાની હોવાથી ઉતાવળે લખવામાં તે સં-રોધક નીવડી, તેથી ગુજરાતી લિપિમાં પૃથક્ પૃથક્ લીટીઓને બદલે એકજ અખંડ લીટી અક્ષરો લખ્યા પહેલાં દોરી લેવાનો પ્રચાર ચાલ્યો અને તે પ્રમાણે આજ સુધી આપણે વર્તીએ છીએ. બીબાંથી છાપવાની કળા આપણા દેશમાં દાખલ થઇ, ત્યારે છુટાં છુટાં બીબાંને લીધે છાપવામાં આખી લીટી દર્શાવવી અશક્ય થઇ પડી, તેથી લીટીઓ વગરના અક્ષરો આવવા લાગ્યા. આ છાપેલી ચોપડીઓના અક્ષરોનું અનુકરણ આપણે પાછું લખવામાં કરવા લાગ્યા, તેથી દિન પર દિન સરકારી શાળાઓમાં કેળવણી પામેલા માણુસો વગર લીટીએ ગુજરાતી લિપિ લખે છે.

ઉસમાન બચલ ખુડખુડીઆ,
હેડ માસ્તર, કાઠિ. બાર્ટન ફિમેલ ટ્રેનિંગ કાલેજ, રાજકોટ.

સમાપ્ત.

ધી પરમાર પ્રિન્ટિંગ પ્રેસ—રાજકોટ.

# OLD GUJARATI & OLD WESTERN RAJASTHANI.

[ By—*Dr. L. P. Tessitori (Italy)—Jodhpur.* ]

It is obvious that to obtain a correct idea of the nature and origin of a language, whichever language it may be, and be able to define it properly and fix the right place it occupies amongst the other languages related to it, a mere knowledge, however extensive, of the language in question is not sufficient. It is only through comparing that language with the other languages, those from which it has sprung and those with which it shares the same origin, that its nature and characters can be correctly understood and estimated. This is in accordance with the modern tendency, which requires the philologist, and even the compiler of an ordinary grammar, to be more or less a linguist, at least within the compass of the languages connected with the one he is dealing with.

Applying the above remark to the particular case of what has been hitherto called Old Gujarati, it may be said that the key to the right understanding of this language from the linguistical point of view, cannot be had from a mere knowledge of the same and of the Modern Gujarati, but only from a comparative study of all the characteristic elements in it, and in the languages connected with it, chiefly Apabhramsa and Marwari. It is from such a comparative study of the so-called Old Gujarati language that in my "Notes" published in the 'Indian Antiquary" I have come to conclusions which are somewhat different from those of Indian Scholars who have studied that language in itself, without paying much consideration to the languages cognate

to it. The most apparent of these differences is my substitution of the term "Old Western Rajasthani" for "Old Gujarati," a point on which some Indian scholars have not been agreeing with my views Though in my "Notes" just mentioned, I have shown the reasons for the introduction of the new term "Old Western Rajasthani," yet it will not be unprofitable here to return to the same subject, which is one of no little importance in the history of the languages, literature and ethnology of Western India.

The starting point for a methodical study of the languages in question, is given by the Saurasena Apabhramsa, a language of which we have few but valuable documents in Hemchandra's Prakratvyakarana, IV, 329–446. It was spoken over the greatest part of Western India and its spreading was largely effected, it seems, through the migration of the Gurjaras and other tribes into the ancient Supadlaksa and hence into Rajputana and Gujarat. When this language began to prevail we cannot say with certainty, but we can approximately fix the nearest limits of its existence between the 10th and 12th century A. D. The Apabhramsa quotations in Hemchandra's Grammar evidently belong to a literature at least two three centuries anterior to his time (12th century A. D.), and the rules given by him may likewise be explained as referring to a literary form of the language, older than that actually spoken in Hemchandra's days. The Apabhramsa of the Prakrta-Paingala exhibits a still later stage of development, and it represents for us the latest document we possess of the Apabhramsa.

As far as the Apabhramsa goes, from its earliest documents to the stanzas in the Prakrta–Paingala, we are still dealing with the Prakrit stage of the Indo–Aryan Languages. But between

the 13th–14th century A. D., Apabhramsa appears to have undergone an important development, in consequence of which it can no longer be classed as a Prakrit language, but only as a member of the Neo–Prakrit or Neo–Indian Vernaculars. The chief characteristic of this development which is quite in contrast with the principles governing Prakrit Grammar, is a phonetical change i. e. the simplification of double consonants and compensatory lengthening of the preceding vowel. Thus पुत्त becomes पूत, गज्जहि गाजइ, चित्त चीत. The phenomenon was not restricted to Saurasena Apabhramsa and Western India, but was general and about the same time throughout Aryan India Apabhramsa gave similarly way to different Neo–Prakrit vernaculars, branded by the above mentioned phonetical peculiarity. In Western India the Saurasena Apabhramsa was succeeded by that form of language which I have chosen to call Old Western Rajasthani, and others old Gujarati. This was in use over the whole of Gujarat and Western Rajputana and flourished till about the end of the 16th century A.D., when it finally developed into two distinct vernaculars, Modern Gujarati and Modren Marwari.

The reason for which I have preferred the term Old Western Rajasthani to the customary term Old Gujarati, is clear from the above. If this language was spoken over an area which greatly outreached the limits of Gujarat and if it is the unique stock from which both Gujarati and Marwari originated, we cannot apply to it a term like Old Gujarati, which is one-sided and therefore incorrect. It would be just as wrong as calling the language Old Marwari. Gujarat is geographically a part of Rajputana, and hence the term Old Western Rajasthani may seem a rather appropriate one.

That modern Marwari bears to Old Western Rajasthani the same relation as Modern Gujarati, has been ignored and denied, and the reason is that all the inquirers into the grammar and literature of the Old Western Rajasthani, at least as far as I know, were Gujarati scholars and as such had no particular concern with the Marwari language. On the other hand the average Marwári scholars, pandits and bards, have been completely ignoring the connection of their mother-tongue with the Old Western Rajasthani, and whenever they have come across some specimens of the latter language, they have been explaining it as Gujarati or as a Jargon of the Jain Jatis. The latter denomination, though incorrect, contains a great truth, and it is that the Jains deserve particularly the credit of having preserved with the most scrupulous faithfulness this form of language, which others have been contributing to obliterate by an unwise practice of modernizing old texts and altering all that appeared to be unusual and antiquated. The accuracy and critical sense of Jain copyists is proverbial. and I need not insist on it. Quite different are the methods followed by other copyists, especially the bards, who generally seem to possess no idea of what a critical text is and how it should be preserved unaltered when correct, or corrected when corrupted. Each bard considering himself a professional poet and consequently an authority in the interpreting of poetical texts will never resist the temptation of making some alterations or, as he will call them, improvements in any old text he may undertake to copy. This explains why most of the old bardic poems have come down to us in a form which is almost identical with the vernacular spoken to-day and-except for the employment of some unusual and poetical words-hardly retain any feature of the old language in which they were originally

composed. It is no wonder, therefore, that the bards now-a-days ignore and deny the connection of Dingala—the poetical language of the bards—with the Old Western Rajasthani, and seeing the latter preserved only in Jain MSS., consider it as a language peculiar of the Jain writers.

It is a fact that in the Old Western Rajasthani, even as early as the 15th century A. D., we can distinguish two different tendencies or currents of speech, which seem to prelude to the branching out of the two distinct vernaculars of *Gujarati* and *Marwari*, which definitely took place about the 17th century A. D. But the differences between these two currents are so slight that they appear only as local variations of a unique language, and by no means entitle us to class the two currents as two separate languages or varnaculars. In my "Notes" alluded to above, I have grouped the chief characteristics which in the old Western Rajasthani distinguish the Marwari current from the Gujarati as follows:—

(1) The common substitution of इ for अ, as in: किमाड़ for कमाड़, खिण for खण, पिणि for पणि, पण;

(2) The employment of the genitive (oblique case) for the instrumental and vice versa, as in: सगलाँ ही दुक्खे (Inst. plur.);

(3) The use of the postpositions: रहइँ > न्हइँ > रइँ, रउ; ताँईं;

(4) The pronominal forms: तुहे for तुम्हे; अम्हाँ, तुम्हाँ for अम्ह, तुम्ह; तीआँ, जीआँ for तेह, तीह, जेह, जीह;

(5) The substitution of the compound pronouns जि–को, ति–को for जे, ते;

(6) The forms दो, तीन of the cardinals 2, 3 instead of बे, त्रिणि;

(7) The substitution of आप, आपे for Gujarati आपण, आपणे, when used to give the meaning of the first personal pronoun plural, including the person addressed;

(8) The substitution of the pronominal adverb कदी for कही;

(9) The ending °आँ of the first person plural of the present indicative instead of °अउँ;

(10) The ending °इसी of the second and third person singular of the future indicative, instead of °इसइ, °इसिइ;

(11) The substitution of the feminine for the neuter with past participles of verbs of saying or asking, used without any object expressed, as in पूछी "(He) asked."

To these we may add the preference for the weak form of the conjunctive participle, which becomes a more and more marked feature of Marwari, the more we get down with the times. Now, it is obvious that the above differences do not afford a sufficient ground for claiming for the two currents of speech a separate place as different languages. Otherwise, we might distinguish in the Old Western Rajasthani two different vernaculars, namely Old Gujarati and Old Marwari.

I have pointed out the elimination of the hiatus in the vocalic groups अइ and अउ as the chief characteristic of the passing of the old Western Rajasthani into the modern vernaculars of Gujarati, and Marwari. When अइ and अउ are contracted into ऐ and औ, the Old Western Rajasthani period is practically finished and we find ourselves in the modern period of the Neo-Indian vernaculars. I have already said that the definitive change took place about the end of the 16th century A. D. Of course, the process was effected gradually and slowly, but it seems that it

was about that time अै and औ came to be generally substituted for अइ and अउ in the writing. Of the two vernaculars, which thus branched out from the Old Western Rajasthani stock, Gujarati apparently kept more faithful to the old Western Rajasthani tradition, whilst Marwari differentiated for some peculiarities, which, though ultimately unimportant, yet are responsible for all the difference one nowadays notices between Gujarati and Marwari. One of these peculiarities is the substitution of the genetive postposition रो for नो ( ∠ नउ ) that is the ruling form in Gujrati and was also prevailing in old Western Rajasthani. Evidence is available that the रो postposition has come into general use only at a much later period than नो, and in some parts of Rajputana has superseded the latter only in comparatively recent times. To quote only one instance, नो appears to be still the ruling postposition in an inscription on a *bavari* at Sejaota, three miles from Rutlam, in Malwa, dated in the year Samvat 1727. In the same inscription, we also find the auxiliary—substantive verbal form छे, instead of है, and old MSS. show that even in Marwar छे remained in use at least as far as the end of the 17th century A. D.

I know that most if not all the Gujarati scholars will still feel some hesitation in accepting my new denomination of the language they have been used to call old Gujarati and regard as exclusive of their own country. But my object was not one of having my new term adopted and sanctioned. It was simply of throwing some light on what is the real state of things and though people may continue using the term Old Gujarati, I will still consider to have attained my object, if they only recognise that they are using an improper term and realize the common origin of the Gujarati and Marwari languages.

# પ્રાચીન અને અર્વાચીન કાવ્યો.

(લેખક-મંજુલાલ જમનારામ દવે એમ. એ.)

સમસ્ત વિશ્વના ઇતિહાસ પ્રતિ દ્રષ્ટિ કરતાં સામાન્યતઃ એવું જણાય છે કે 'એક પ્રકાર ન્યાય' અને 'વિવિધ પ્રકાર ન્યાય' એ ઉભય તેનાં પ્રાચીન અર્વાચીન સૂત્રો છે. પછી ભલે તે ઇતિહાસ મનુષ્ય જાતની ગમે તે કક્ષાને અવલંબતો હોયઃ-અર્થાત તે ધાર્મિક, સામાજીક, નીતિ વિષયક, રાજકિય વા સાહિત્ય વિષયક હોયઃ –

જગતના પૂર્વ કાલમાં જ્યારે મનુષ્યનું જ્ઞાન માત્ર શૈશવ અવસ્થા ભોગવતું હતું, જ્યારે સર્વ પ્રકૃતિ અને તેના સમસ્ત તત્વો, આદર્શો અને પદાર્થો અગોચર આનંદ અને ભય ઉત્પન્ન કરતા હતાં, જ્યારે તે વિશ્વતંત્રના 'પ્રેરક, ચાલક, અને શાસક' વિષે કંઇક આશ્ચર્યજનક શંકામાં અને અપ્રતિમ સ્તુતિમાં આલ્હાદતો હતો, અને આશ્ચર્યજ એની ફિલસુફીનું બીજ થઇ પડયું હતું, ત્યારે એવા શુદ્ધ સત્ય અને સાત્વિક, પ્રેમાળ નિખાલસ અને પારદર્શક ચિત્તમાંથી જે અમૂર્ત કાવ્યભાવના મૂર્ત સ્વરૂપે વહતી હતી, કાવ્યની ભભકતી પ્રભામાં પ્રસન્નમન ઓપતી હતી અને અનેરા નૈસર્ગિક ચમત્કાર ચમકાવતી તે કાવ્યભાવના અને તજ્જન્ય કાવ્યો સમસ્ત રાષ્ટ્રોમાં "એક પ્રકાર ન્યાય"જ દાખવતા જણાયાં છે, અલૌકિ આશ્ચર્ય અને તેથી વહેતી કાવ્ય પંક્તિઓ, ઋચાઓ, શ્લોકો જે સમયના મનુષ્યના ચિત્તનો સમસ્ત ઇતિહાસ ભાસે છે, હિંદમાં અને હિંદની બહાર સમસ્ત દેશોમાં આની આજ એક પ્રકારની ભાવનાના એક ઝરતા રહેલા ઇતિહાસ કબુલે છે. અને દુનિઆની અનેક ભાવનાઓનાં અનેક સંકિતોમાં પ્રથમ ઉદ્ભવેલી તેમની કવિતાના રણકા આ 'એક પ્રકાર ન્યાય' પ્રબોધી રહેલા છે. આપણે અહીં ઋગ્વેદની અતિ પ્રાચીન ક્રિયાઓ આવાજ નૈસર્ગિક ઓજસથી ભરેલી આનુષી ભાવનાની સંહિતા છે તે કેટલી સરળ, અને સ્પષ્ટ, ભવ્ય અને અજબ મનોહારી છે! કોમળતા, દયિતતા, આશ્ચર્યયુક્ત વિનીતતા, અને તજ્જન્ય ભક્તિભાવ ને તે સમયની પુનીત કાવ્ય લહરીઓના Music of the Spheros જેવા સુંદરતમ પ્રૌઢ આનંદી ગીતો છે. પ્રભુ પરમાત્માની પ્રભુતા જેવાં તે પ્રકાશે છે અને દયાળુ દેવની દીપ્તી ઝીલી દિવ્યતા દાખવે છે.

પૂર્વના સાહિત્યને અવલોકી આપણે હવે પશ્ચિમ તરફ વળીએ અને ત્યાં પણ તેવીજ વસ્તુ સ્થિતિ દ્રષ્ટિગોચર થાય છે. પુસ્તકોનું પુસ્તક એવું મહાપુસ્તક બાઇબલ પણ આવીજ સરળ શુદ્ધ, સત્ય ભાષામાં યોજાયલું દ્રષ્ટિએ પડે છે. તેના ભાવો પણ મીઠા અને મનહર છે. I come here not to destroy but to fulfil એ તેની પર્વત પરથી ગર્જતી ક્રાઇસ્ટ ગર્જનાનો ગંભીર પડઘો છે.

આ પ્રમાણે જગતના અતિ પ્રાચીન કાળના સાહિત્યની કાંઇક સૂક્ષ્મ અને સંક્ષિપ્ત સમાલોચના આપ્યાં બાદ આપણે એવા સિદ્ધાંત પર આવીએ છીએ કે તે સમયનું સર્વ સાહિત્ય ધર્મનેજ અવલંબતું હતું, ધર્મ નામથી ઉદભવી ધર્મ નામમાંજ પરિણમતું. દ્રષ્ટિગોચર થાય છે, અને ધર્મભાવના અને કાવ્યભાવનાનું અતિ પ્રસન્નમન ઐક્ય સર્વત્ર સમવાયલું તે કાળના ઇતિહાસમાં માલૂમ પડે છે. જગતના માનવીઓને દેવ તરફથી મળેલી બક્ષિસ જેવો અપ્રતિમ ધર્મનો વારસો દેવે પોતે વા મનુષ્યોમાંના દેવરૂપ સન્તોએ કવિતાની

દિવ્ય વાણીમાંજ જગતના જ્ઞાન માટે પ્રકાશીત કરેલો છે, આ બાબત જગતના ધાર્મિક ઇતિહાસ તરફ નજર કરતાં સહજ થાય છે. અને તેમાંની ચાળી ફરાદેલી ધાર્મિક ભાવના એક પ્રકારની Unconscious poetry રૂપેજ દર્શન દે છે. ત્યાં ધર્મ અને કવિતા વા કવિતા રૂપે ધર્મ, વા ધર્મ રૂપે કવિતા, એ સર્વ એકજ રૂપમા દષ્ટિએ પડે છે.

હવે આપણે ઉપરોક્ત ન્યાયવડે વિશ્વના એક નાના ટુકડા ગુજરાત પ્રાન્તના સાહિત્યને અવલોકીએ અને ખરેખર ! ત્યાં પણ તેજ રીતિ સ્વીકૃત થયેલી તેના પ્રાચીન સાહિત્યમાં દષ્ટિએ પડતી જણાશે; તેનું પ્રાચીન સાહિત્ય-કવિતા સાહિત્યજ-ધર્મમાંથીજ ઉદ્ભવેલું છે અને ધર્મમા પરિણમતું છે. ધર્મ રૂપેજ તેનું પરમ પ્રકાશન થયેલું છે. સ્વ. ગોવર્ધનરામ તેમના Classical Poets of Gujarat માં જણાવે છે કે 'In Gujarat the bulk of Classical leterature professes to be Religious.' અને આજ દષ્ટિ આપણા ઉપરોક્ત 'એક પ્રકાર ન્યાયનું' નિરીક્ષણ કરવામાં ઉપયોગી થઇ પડે છે.

આપણું ગુજરાત-રાંકડુ ગુજરાત ? હિંદનું અણમુલુ કલ્પરૂપ રત્ન ઇતિહાસની દષ્ટિથી અવલોકતાં પોતાનું સાહિત્ય છેક દશમાં અગિયારમાં શતકથી તે આજ દિન પર્યંત હાખુબ્યા કરે છે અને કરશે.

આપણે ત્યાનાં એક પ્રખ્યાત ભાષા શાસ્ત્રીનો અભિપ્રાય અત્રે ટાંકીશું તો માલુમ પડશે કે આપણાં સાહિત્યના મૂખ્યત્વે ત્રણ વિભાગો દષ્ટિગોચર થાય છે. પ્રાચીન-મધ્યમ-અને અર્વાચીન પ્રાચીન સાહિત્ય દશમાંથી તે ચૌદમાં શતક સુધીનું, મધ્યકાલનું સાહિત્ય ૧૫માંથી તે ૧૭ મા શતક સુધીનું, અને તે પછીનું સમસ્ત સાહિત્ય તે અર્વાચિન ગુર્જર સાહિત્ય.

હવે પ્રસ્તુત નિબંધની શિર્ષકની સૂક્ષ્મતા સમજાવતાં જણાવવું પડશે કે જુનું અને નવું એ ઉત્તમ સાહિત્યનાજ ગુણ દોષનું નિરૂપણ કરવાનું છે એટલુંજ નહિ પરંતુ તેમાં જુનું, વચલું અને નવું એ ત્રણે સાહિત્યને ઉતારવાનું છે અને તે ત્રણે કાળની પરંપરા અદ્યાપિ જળવાઇ રહી છે કે કેમ તે પણ સાથે સાથે શોધતા જવાનું છે.

હવે આપણે સાહિત્યના પ્રાચીન કાળ તરફ દષ્ટિ કરીએ. પ્રાચીન સાહિત્ય બહુધા જૈન લોકો અને તેમાંયે મૂખ્યત્વે જૈન સાધુઓ વડે ગ્રંથીત થયેલું છે. ગુજરાતના અન્ય વર્ગો બ્રાહ્મણાદિ તે સમયે એવી તો સ્થિતિમાં હતા કે તેમને કવિતાદેવિની શાન્ત આરાધના કરવાની તક મળતી ન હતી. તેમના જીવ, તેમની માલ મતા, તેમના વડિલો અને બાળકો ઇત્યાદિ સર્વની સલામતીની શોધનો તે કાળ હતો. અને દેશમાં જ્યાં ત્યાં લુંટફાટ વગેરે સ્વાભાવી લાગતાં; આવા સમયમાં તેમનાં હાથથી સાહિત્યના રોપને પાણી ન પવાય એ સ્વાભાવિક છે. પરંતુ તે છતાં સાહિત્યરોપ ઉછેરવા અન્ય જનસમૂહ-ગુજરાતનોજ-પ્રયત્ન આદરી રહેલા હતો તે પણ વિસારવા જેવું નથી. જૈન સાધુઓ પોતાના ગુચ્છથી સંરક્ષીત હોવાને લીધે શાન્તિથી સાહિત્યોપાસના કરી શકતા અને તે કાળની લોકવાણીમાં પોતાના 'વસ્તુ છંદ' અને 'ભાષા છંદ' ના મધુર રાગો રચતાં. આ સાહિત્યને કેટલાક જૈન સાહિત્ય જેવું નોખું નામ આપે છે' પરંતુ વસ્તુતઃ તેજ પ્રાચીન ગુર્જર સાહિત્ય છે, એમાં હવે કોઇ પણ જાતનો સંકોચ રાખવા જેવું નથી. અલબત તે કાળની જૈન અને બ્રાહ્મણ શૈલીમાં ફેર છે અને તેનું કારણ નથી તેમ નથી. તે કાળની બ્રાહ્મણ શૈલી સંસ્કૃતને વધારે

અવલંબતી ત્યારે જૈન શૈલી પ્રાકૃતાદિમાંથી શબ્દ ભંડોળ ભરતી, પરંતુ ઉભયનો આશય તો એકજ હતો. અને તે ધર્મ નામમાંજ સમાપ્ત થતો. આ એક પ્રકાર ન્યાયનું અવલોકન કરવાને તે સમયના સાહિત્યમાં શું લખાતું અને કેવું લખાતું તેનું અવલોકન આદરીએ.

રાસાઓ તે સમયના સાહિત્યના આવશ્યક અંગો છે. આ રાસાઓ ધાર્મિક રાજકિય અને નીતિ વિષયક ચર્ચા અદ્ભુત વાર્તા સાથે આલેખવા અને એ અદ્ભુતતાનો અંશજ તેમનામાં અને તેથી પ્રાચીન સંસ્કૃત કાળના અને તે સમયના (સમકાલિન) સંસ્કૃતને આધારે લખાતા બ્રાહ્મણ શૈલીના Classic literature માં સૂક્ષ્મ તફાવત દાખવે છે. આ રાસાઓ Romantic પદ્ધતિને મળતા છે, એટલુંજ નહિ પરંતુ તેમાં એ ધર્મ ને નીતિના સૂક્ષ્મ સિદ્ધાન્તોનું ઉદ્‌ઘાટન યથેચ્છ થયેલું છે.

Romance અને Classicalism નો સૂક્ષ્મ તફાવત આ નીચેની અંગ્રેજી વ્યાખ્યાને આધારે સમજી શકાશે, અને તે દ્વારા જૈનશૈલીના રાસાઓની કવિત્વ રીતિ અને બ્રાહ્મણ શૈલીના આખ્યાનો ઇત્યાદિની કવિત્વ રીતિ વચ્ચેનું સૂક્ષ્મ રહસ્ય સમજાશે.

**Romance is associated in our mind with something unreal or exceptional, with richness of colour, and wide reach of imagination. It is thought of as producing an illusion by the artistic exercise of inventive faculty and as depicting the larger, nobler and higher aspects of humanity. The Romantic world is in a sence a world of reality.**

**Classical poetry has artistic sobriety exquisite harmony, Chesselled grace and ecletic glamour."**

મંત્રસિદ્ધિ, સુવર્ણસિદ્ધિ, રત્નાદિકની ચમત્કારીક ભૂત પ્રેતાદિનો મનુષ્યો સાથે સંબંધ અને તેમનું અતિ અમાનુષી કર્તવ્ય, વૃક્ષોનું એક સ્થળેથી બીજે સ્થળે ચલનવલન અને આકાશ ગમન ઇત્યાદિ અદ્ભુત અંશો તેમાં વારંવાર દૃષ્ટિએ પડે છે. રાસાઓના આવશ્યક રસપૂર્ણ પોશક તરીકે તેઓ વારંવાર દર્શન દે છે. રાસા કવિતાનું વસન એ અદ્ભુતતાની કારમી કોરથી સુંદર દીપે છે અને તેમાં વચમાં વચમાં સત્ય, અકામ, અસ્તેય, અહિંસા, ચારિત્ર્ય વગેરેના મહાયિઓ વડે અધિક મનોહરતા દાખવે છે.

એક બે દૃષ્ટાંતોથી આ બાબત દાખવીયે;

'શીલસમો સંસારમાં શિખર ન કોઇ થોક;
'શીલવંત સતિયો તણા, સુંદર કથા શલોક.

'શીલવતીનો રાસઃ'

'જિમ સહકારે કોયલ ટહુકે,
'જિમ કુસુમ વને પરિમલ મહકે,
'જિમ ચંદન સુગંધનિધિ,
'જિમ ગંગાજલ લહરે લહેકે,

'જિમ કયણાચલ તેજે ઝલકે,
'તિમ ગોયમ સોભાગ્યનિધિ.

'ગૌતમ સ્વામી'

શીલવતીના રાસમાં શીલવતીનું વર્ણન પણ અદ્‌ભુત છેઃ—

જોઇએઃ—રૂપ દેખીને થિર થંભિયા, શશિ રવિ દોય ગગન,
કામી જન મદ મારવા, જાણે કાળ પ્રસન;
કૂર્મ પરે તે ઉન્નતા, વાસ ચરણ છે દોય,
હંસ દ્વિપદ હરાવીઆ, સિયો સરોવર જોય;
ચરણે ઝાંઝરી ઘુંઘરી, રણઝણ વાજતી જોર.
ત્રણ લોકે તેણે પાડવ્યો, અંગ અનંગ બકોર;
નાસા કીરની ચાંમડી અધર તે જાણે પ્રવાલ,
રવિ શશીમાનું એ દોખડા, કપોલ જાસ રસાળ;

ઇત્યાદિ ઇત્યાદિ.

શીલવતીનો રાસ જો કે સંવત ૧૭૦૦માં લખાયલો છે, છતાં તેની ભાષા ઇતર રાસાઓને કંઇ કંઇ મળતી છે, માટેજ તેનું દૃષ્ટાંત અત્રે યોજ્યું છે. બાકી તે સમયના રાસાનો મુખ્યત્વે પ્રેમ પ્રકાશ, ભરત બાહુબલી રાસા, હંસરાજ વછરાજ, શીલરાશ, ગૌતમ સ્વામી, મયણરેહા વગેરે વગેરે છે.

મયણરેહામાંથી નીચેનું અવતરણ આપીએઃ—

સાધો રે તમે મુળ સાંભળ જ્યો,
ચરિત મયણ રેહારો.
તિણ ઉપરી કાંઇ અધિકા ઉછો,
મિચ્છા દુક્કડ મારો;

નીતિનો ઉપદેશ આવા રાસાઓમાં બે પ્રકારે મળી શકે છે. એક તો ગ્રંથમાં ઠામ ઠામ અહિંસા, અસ્તેય, અકામ, ચારિત્ર વગેરેનો ઉપદેશ પ્રસંગવશાત્ પ્રત્યક્ષ કરેલો છે તે અને બીજો-તે તે પાત્રોનાં કૃત્ય અને તેનાં સારાં માઠાં પરિણામ ઉપરથી જે ઉપદેશ મળે છે તે, બન્નેય રીતે આ ઉપદેશ આદર કરવા જેવો છે. કેટલેક પ્રસંગે જૈન લોકોનું આચરણ શ્રેષ્ઠ છે એવો ઉપદેશ છે છતાં બહુધા તો ધર્માચરણના મુખ્ય અંગ જે શીલ સંયમ, વગેરે છે તેનુંજ પોષણ કરવા તરફ કથાનું વલણ છે. 'નોકાર મંત્ર' વારંવાર દેખા દે છે.

સ્ત્રી પુરૂષના અન્યોન્ય પ્રેમની ભાવના પણ તેમાં ઉત્તમ રીતે દીપે છેઃ-

તું પ્રભુ શશિને હું છું ચંદ્રિકા;
તું છો રત્ન ને હું છું મુદ્રિકારે.
હું પ્રભુ ચરણ તણી રખવાળી

'શીલવંતીમાંથી,

નવા સાહિત્યની નવિન સૃષ્ટિનો પાયો માંડનાર નર્મદ લખે છે કે સૃષ્ટિસૌંદર્ય તો મેંજ ભાષામાં નિયોજ્યું અને સ્વ. નવલરામભાઇ તેને અનુમોદન આપતા પોતાનો એવોજ પણ એકદેશીય અભિપ્રાય દાખવે છે અને પ્રાચીનસંસ્કૃત સાહિત્યની પણ ઝાટકણી કરે છે.

નર્મદને સર્વથી અધિકત્તમ કરવાની તેમની વૃત્તિથી આમ થયેલું છે. પરંતુ વસ્તુતઃ સૃષ્ટિ સૌંદર્ય અને વર્ણન કવિતા ગુજરાતના પ્રાચીન યા મધ્યકાલિન સાહિત્યમાં નથી એમ નથી. લાંબા કાવ્યોના આવિર્ભૂત વિષયોમાં સૃષ્ટિ સૌંદર્યની ઝાંખી પરંતુ સચોટ રેખા દૃષ્ટિએ પડે છે. અને તેને આવશ્યક સ્થાન મળેલું હોઇ પોતાની પ્રસન્નમન દીપ્તિ દાખવે છે. શીલવતીમાં લાંબુ વન-વર્ણન તથા અષ્ટાવક્રાખ્યાનમાં લાંબા સૃષ્ટિવર્ણનો દૃષ્ટાંત તરીકે દાખવાશે.

ઉપરાંત વીરરસની જમાવટ પણ રાસામાંથી જડી આવે છે. શૃંગારની પણ શુદ્ધ ઝાંખી રાસામાં દિસે છે. અને શીલવતી (કેટલાક) જેવા રાસામાંથી શૃંગાર ભાવના વિષે ઉલ્લેખ આદરતાં તે પ્રેમાનંદના શૃંગારી ભાવોથી વધારે શુદ્ધ સ્વચ્છ અને સત્ય છે એમ કહેશું તો તે અસ્થાને નહી ગણાય. શાન્તરસ પ્રધાન અષ્ટાવક્રાખ્યાનમાં કહોડ અને તેની પત્ની સુજાતાનો શૃંગાર વર્ણનનો પ્રસંગ વર્ણવતાં કવિ પ્રેમાનંદ બહુજ દૂર જાય છે. શીલવતીનો શૃંગાર પ્રૌઢ છે અને ગંભીર ફિલસુફીથી ભરપુર છે.

' રણમલ્લ છંદ ' વીરરસ નું પ્રાધાન્ય સૂચવે છે.

' અંતમાં એટલું બોલીશું કે, જૈન સાધુઓએ ધર્મ અને સુનીતિનો સબળ સંભાર જન સમુહ દૃષ્ટિ સમિપ ધરવા યત્ન આદરેલો તે ઘણી રીતે સફળ થયો હતો. તે રાસાઓમાં અદ્ભૂત કલ્પના છે. ઉચ્ચ તરંગ પણ છે, વસ્તુ સંકલના પણ એકરૂપતા અને સાતત્યમાં તુટતી દેખાતી નથી. અલંકારો પણ મીઠા રસિક પણ અસલની સંસ્કૃત પદ્ધતિને અનુસરતા છે. રસ ઉત્કટ નહી પરંતુ ધીરો અને સ્વચ્છ છે. મઝા તો આદિથી અંત સુધી રાસાઓમાં છેજઃ આત્મલક્ષી પદ્ધતિની કવિત્વરીતિના નહી પરંતુ સર્વ લક્ષી યા સર્વાનુભવ રસિક કવિતાનું યથેચ્છ સ્વરૂપ દાખવતા તે રાસાઓ સર્વાંગે આપણું પ્રાચીન ગૂર્જર સાહિત્ય મનોહર રસમય અને સુંદર સામગ્રીથી ભરે છે. અને આપણા સમગ્ર જીવનપર–તે સમયની સર્વાંગી સ્થિતિ પર–ઉત્તમ પ્રકાશ રેડે છે,

અલબત એ અદ્ભુત કલ્પનામાં કેટલીક વખત અસંભવિતતા વ્યાપી ગઇ છે. છતાંયે કેટલુંક અસંભવિતપણું કલ્પના–વ્યાપારથી જ જાગૃત થયું છે. નહિ કે કુદરતના કાયદાઓને ઓળંગી તેથી પણ દૂર અતિ દૂર જતું. કલામાં વાસ્તવિકતા વિશેષ દીપે છે ભાવનામય ચિત્રો અને આદર્શો ઝાઝાં નથી. તો પણ એક રસ તો એકેક રાસાનું (જેમ પ્રેમાનંદનાં આ-ખ્યાનોમાં જોઇએ છીએ તેમ) આદ્યંત છેજ. કવિતા કલારૂપ નથી. કવિતા શાસ્ત્રરૂપ, અસલની રૂઢીને અનુસરતી છે. અને તેથી સકારણ છે કે કલાવિધાન ઉચ્ચ પદ્ધતિનું ન હોઇ શકે. એની ભાષામાં પણ વિચિત્ર મિશ્રણ છે. મારવાડી, હિંદી, શૌરસેની, માગધી ઇત્યાદિ ભાષાના શબ્દ-પ્રયોગ તેમાં છે. અને ભાષાના શબ્દનો ઇતિહાસ સમજનારાઓને શબ્દોનાં મધ્યવર્તી રૂપોનું સુંદર ખાણ તેમાં અતિપૂર્ણ પાથરેલું જણાય છે. ભાષામાં દુનિયાની સમસ્ત ભાષામાં પણ જ્યાં સુધી અદ્ભુત રસ અને અદ્ભુત ચિત્રો રહેશે ત્યાં સુધી રાસાઓની દીપ્તિ ગુર્જર સાહિત્યને અનુપમ પ્રકાશથી રંગશેજ; અને તેમાંથી નિર્ઝરતા ધર્મ અને નીતિના ' એક પ્રકાર ન્યાય ' ને અવલંબતા વિચારો પણ આ નવીન યુગમાં આદર પામ્યા વિના નથી રહેતા અને નહિ રહે.

રાસાઓ સંબંધી એટલે આપણા ગુજરાતના દશમાથી તે ચૌદમા સૈકા સુધીના સાહિત્યની પરિપાક અવસ્થા નિહાળી આપણે તે પછીના મધ્યકાલિન સાહિત્ય તરફ વળીએ.

આ સાહિત્ય આપણા અત્યાર સુધી મનાયલા આદિ કવિ નરસિંહ મહેતા વડે લલિત શોભે છે. ધર્મ અને સુનીતિના સર્વમાન્ય સિદ્ધાંતો જેમ રાસાઓમાં જડતા તેમ અત્ર ભક્તિ–તે સમયનું ધર્મસૂત્ર–તે નરસિંહાદિ કવિની કવિતાનું અણમૂલું તત્વ હતું. તેણે માત્ર ભક્તિરસમાં મગ્ન રહી મસ્ત થઇ એવું તો ભવ્ય ગાયું, અને અજાણતાં એવું તો ઉત્તમ કાર્ય આરંભ્યું કે તેને ગુજરાતના સાહિત્યમાં અત્યાર સુધી આદિ કવિ એ નામ અપાતું હતું. તે પોતે કયા ધર્મના હતા તે અત્યાર સુધી જાણી શકાયું નથી પણ "From an unireligionist he proveb to be all-religionist" અને એજ પ્રકારનું તેમનું કાવ્યગીત પણ તે બાબતની સાક્ષી પૂરતું લાગે છે.

ગઇ સાહિત્ય પરિષદ્‌માં આપેલા "નરસિંહમહેતાની ધાર્મિક ભાવનાઓ" એ નામક ઉલ્લેખમાં એ મહાત્માના કવિતા ઉલ્લાસનાં અને તેમાંથી ઝરતી ઓર ધાર્મિક ભાવનાના મેં ઉદાહરણ આપ્યાં હતા. અને તેમને ધાર્મિક મતસહિષ્ણુતાના પ્રચારક તરિકે દાખવ્યા હતા. માત્ર એકજ કાવ્યઃ–"વૈષ્ણવજન તો તેને કહીએ જે પિડ પરાઇ જાણેરે:"–તેમની સર્વમાન્ય મતસહિષ્ણુતા દાખવવા બસ છે.

નરસિંહ મહેતાની અને જગતના મહાન પુરૂષોની બાબતમાં બને છે તેમ તેમનું સમસ્ત જીવન તેમનાં કાવ્યોમાંજ વસી રહેલું છે. તેમના જીવનના મુખ્ય પાંચ વિષયો–પ્રસંગોનું વર્ણન તેમણે જાતે કરેલું છે એટલુંજ નહિ પરંતુ ભક્તમાળામાં તે પ્રસંગો ચર્ચાયલા હોવાથી તેમના પછીના સત્તરમા સૈકાના કવિગણોએ પણ તેમનું યથેચ્છ વર્ણન કરેલું છે. આમાં પ્રેમાનંદના વર્ણનો સવિશેષ રસિક અને મનોહર છે. આ પાંચ પ્રસંગો તે આ છેઃ—

"હાર હુંડીને મોસાળું વિવાહને વળી શ્રાદ્ધ
નરસીંહમહેતાને કૃપા કરી કર્યાં શ્રી દીનાનાથ"

પરંતુ આ પાંચ સાંસારિક જીવનના પ્રસંગો પરથી તેમના હૃદયની સૂક્ષ્મતા પિછાનવાની નથી. તે સર્વથી પર એવું આધ્યાત્મિક ભકતજીવન–સાક્ષરજીવન–તેમના પદોમાં તરે છે તેનુંજ પિછાન આવશ્યક છે. આ પદો તે પરમ ભાવના ભર્યાં, પરમ ભવ્યતા દાખવતાં, પરમ દિવ્યનાદ જગવતાં સનાતન રમ્ય કાવ્યો છે. અને ત્યાંજ તેમની અણજાણી અપૂર્વ રસચેતનાનું સ્વયંભૂ મૂર્ત સ્વરૂપ પસરી રહ્યું છે. જ્ઞાન ભક્તિ અને વૈરાગ્ય ત્રણે ત્યાં દિપે છે. ધર્મ નીતિ અને કૃતિ ત્રણે ત્યાં શોભે છે, પરંતુ તે સર્વમાં યે 'એક પ્રકાર ન્યાય' તો છેજ. યજ્ઞ યાગ દાન તપ જપ તીર્થ ઇત્યાદિ કરતાં તેને મન પ્રેમભક્તિ–પ્રભુની તાદાત્મ્ય ભક્તિ વિશેષ છે. ને તે અચોટ છે એમ જણાવે છેઃ—

"એવારે એવા અમો એવારે એવા:
"ભક્તિ કરવાં ભ્રષ્ટ કહેશો તો કરશું દામોદરની સેવારે

વળી

શું થયું સ્નાન સેવા ને પૂજા થકી ?
શું થયું ઘેર રહી દાન દીધે ?
શું થયું ધરી જટા ભસ્મ લેપન કરે ?
"શું થયું લાલ લોચન કીધે ?

× × × ×

એ તો પરપંચ સૌ પેટ ભરવા તણા
(જ્યાં લગી) આત્મારામ પરબ્રહ્મ ન જોયો
ભણે નરસૈંયો કે તત્વદર્શન વિના
રત્ન ચિંતામણી જન્મ ખોયો: ઇત્યાદિ.

એમનું શૃંગાર-કવન જેમ ભક્તિભાવમાં ઓતપ્રોત થઇ રહેલું છે તેવીજ રીતે એમનું તત્વજ્ઞાન પણ ભક્તિનેજ અવલંબે છે, તેમાંજ અંતે પરિણમતું ભાસે છે.

મનાં શૃગારનાં પદોમાં સુરતસંગ્રામની કેલીનો અનુપમ સુવાસ ફોર્યો છે. પરંતુ તેને તાત્વિક દૃષ્ટિએ સહમજવાં અને સહમજાવતાં અતિશય આનંદ અને જ્ઞાન ઉભય પ્રાપ્ત થાય છે. સુરત સંગ્રામનાં—કૃષ્ણનાં, 'અલક્ષ્ય' નાં ('અલક્ષ્ય' સંજ્ઞાથી નરસિંહ પ્રભુને ઓળખે છે) પ્રેમ ભક્તો અને જ્ઞાનભક્તોના સંગ્રામનાં-કેટલાંક પદોની ખુમારીજ ઓર છે. "નાગર નંદજીના લાલ, રાસ રમતાં રમતાં મારી નથની ખોવાણી."

"કેસરભીના કંથજી કસુંબે ભીની નાર,
"લોચન ભીના ભાવશું ઉભાં નંદને દ્વાર.

આવાં આવાં કાવ્યોમાં રસની અપૂર્વ ઝાંખી થયા વિના નથી રહેતી. એનાં ભક્તિ કાવ્યોમાં વિનીતતા ઘણી છે. બોધને આબખા જેવું પણ ઘણું છે. 'ચતુરધા મુક્તિ'ની ખાતર તે કૃષ્ણમુક્તિની સલાહ દે છે. એના સાંકેતિક ભાવો (Symbols) પણ જોવા જેવા છે. અને તેજ ભક્તિશૃંગારનો સૂક્ષ્મ ચમત્કાર વાચકને દાખવે છે.

"અમર આહીર અરધાંગ ગોપાંગના, વૃક્ષવેલી સર્વ ઋષીરાણી,
"ભકિત તે રાધિકા મુકિત જશોમતિ. વ્રજ વૈકુંઠને વેદવાણી.
"નિગમ વસુદેવજી, ગાય ગોપી ઋચા, દેવકી બ્રહ્મ વિવાદ કહાવે,
"બ્રહ્મા કર લાકડી, વેણું મહાદેવજી, પંચ વદન કરી ગાન ગાવે.

ઇત્યાદિ.

એનો ભક્તિશૃંગાર વા ભક્તિભાવ જાતે પણ દયારામના ભક્તિભાવ કરતાં વિશેષ ઉજ્જ્વલ અને લલિત દીપે છે. કૃષ્ણમાં-અલક્ષ્યમાં તે મરણ-લય ઇચ્છે છે. તેને પ્રભુનું સ્થિર

સનાતન દર્શન થાય છે. અને તે ભક્ત જાતે પ્રભુકેલીનો સાક્ષી તેમજ ભોક્તા ઉભય બને છે. તેને રાસલીલાના અપૂર્વ દર્શન થઇ એવી તો એકતાનતા ઉત્પન્ન થાય છે કે પોતાનું અંગ બળતું છે તેવી પણ તેને ખાત્રી થતી નથી તે પ્રભુમાં એકતાર એકતાન થઇ ગયો છે. તાદાત્મ્ય ભક્તિભાવનું–પરાભક્તિનું પરમ શિખર તેણે પ્રાપ્ત કરેલું છે. નવધા ભક્તિથી પર એવી પ્રેમભક્તિ તેને ચિત્ત અતિવ શોભી છે. રસશક્તિ કૃષ્ણ અને રસોદ્બોધકશક્તિ રાધા અને એ રસોદ્બોધક શક્તિની પરમ સુગંધથી વ્યાપ્ત વૃંદાવનની અક્ષય પરિમલવન્તી કુંજ એ સર્વે સાંકેતિક રસમય ભાવો નરસિંહના ભક્તિ શૃંગારનાં આવશ્યક અંગો છે. દયારામ તો તેના આગળ માત્ર શિષ્ય સ્થાને બેસવાને યોગ્ય છે.

એનાં જ્ઞાન અને વિરાગનાં પદોમાં ઉંડું તત્વજ્ઞાન વિલસતું દૃષ્ટિએ પડે છે. અદ્વૈતભાવનું પ્રતિપાદન વિહરે છે, સર્વેશ્વરવાદની ઉપરની સપાટી તળે એકેશ્વર વાદનાં ભવ્ય જલ ઉછળતાં ઉભરાતાં દૃષ્ટિગોચર થાય છે. વ્રત, તપ, પક્ષાપક્ષી અને કર્મકાંડની તે અનાવશ્યકતા સુચવે છે.

'પક્ષ પક્ષી ત્યાં નહિ પરમેશ્વર.'

એ તેના ભક્તિ–ગીતનો ભવ્ય રણકો છે.

એની તાત્વિક ભાવનામાં:—

'ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે,' એ મુખ્ય છે. અને ગીતા ઉપનિષદ્‌ના મહાવાક્યો જેવું તે નરસિંહના હૃદયમાંથી નિઃસરી આપણા પામર હૃદયમાં ઠેઠ પહોંચી જઇ આપણને વિનીત અને દ્રવિત કરી મૂકે છે.

"એની વાણી મંજુલ અને હૃદયભેદક છે, વિચારો સાદા અને સ્વાભાવિક છે, ચિત્ર દર્શનો કંઇ કંઇ સારાં, અલંકારો આછા, પ્રભાતિયાં આનંદ આપનારાં અને નવે રસમાં શાન્ત શૃંગારમાં ઉત્તમ એવો રસ જામેલો ને નીતિ ભક્તિ અને બોધથી તેનું કાવ્ય ભરપૂર છે. ગુજરાતી ભાષામાં પ્રથમ રાગરાગણીની ઓળખ આપનાર તેઓજ છે."

ભક્ત કવિ તરિકે તેમની સમાલોચના આદરતાં એટલું તો જણાવવું પડશે કે અમનો પ્રેમભક્તિનો ઝોક કંઇક અનેરા પ્રકારનો છે અને એ ઉત્કૃષ્ટ પ્રેમમાં ઉત્કૃષ્ટ નીતિ હોય અને એ ઉત્કૃષ્ટ નીતિ આગળ સાંસારિક નીતિ અનીતિના ક્ષુદ્રભાવો ટકે નહિંજ. આ પ્રમાણે જોતાં રા. બ. રમણભાઇની પ્રાચીન ગુર્જર કવિઓ પરની ટીકા, જેવી કે તેઓને ભક્ત કવિઓ તરીકે નહિ ઓળખી શકાય, કારણ તેમનામાં ભક્તિભાવની અમૂર્તતા, અદૃશ્યતા, અપૂર્વતા, અસ્પૃશ્યતા, અનંતતા, આત્માનું અમૃતત્વ, પ્રતિ ઉદ્‌બોધન ઇત્યાદિ નથી, એ વિચાર બહુ શુદ્ધ લાગતો નથી. અલબત્ત્ આધુનિક કાળમાં ભક્ત કવિ તરીકે પ્રથમ સ્થાન સ્વ. ભોળાનાથભાઇને આપવામાં આવશે. પરંતુ તેથી પ્રાચીન ભક્ત કવિઓનાં કાવ્યોને ભક્તિની સંજ્ઞામાંથી વિમુખ કરવા પરવડતાં નથી. 'કૃષ્ણ કિર્તન, બ્રહ્મ ભજન અને ઇશ્વર ભજન' એ ત્રણ તે કવિઓનાં ભક્તિ કાવ્યોનાં પરમ ભાવભર્યા અદ્ભુતપૂર્વ સ્તોત્રો છે. હાઃ કેટલેક સ્થળે ઉપદેશ અને વ્યાખ્યા જેવું પણ બન્યું છે. રસનું અને ભક્તિનું સાતત્ય તૂટે છે પણ ખરું; અને આધુનિક કાળમાં સ્વીકારાયેલા ઉન્નત ભક્તિભાવની ક્ષતિ પણ કદાચ થાય છે; પરંતુ તે કવિતા કાળની

શૈશવ અવસ્થા હોવાનું સૂચવે છે અને તેથીજ તે ક્ષંતવ્ય છે. બીજું ધીરો ઇત્યાદી જ્ઞાની કવિઓ પણ પોતાનો દુર્બોધ અનુભવ જગતને જણાવતાં આવીજ યોજના કરે છે. નરસિંહ-દયારામે કૃષ્ણગોપીના કેલી ભાવથી પોતાનો અમૂર્ત અનુભવ મૂર્તિમંત કીધો છે તે પણ તેવાજ આશયથી: ધીરાનું કાવ્ય.

'પીયુ મળવાનો પ્રેમ હોય તે આવો દેશ અમારે જો,
'આડું અર્ણવે ઉતરી નાવડું આવે છે આ આરે જો.
'દૂર બતાવે નાથને તેને પ્રકટ પાસ દેખાડું જો,
'એક સદ્‌ગુરૂની કૃપા વડે તેને બ્રહ્મલોક પ્હોંચાડું જો.
'એક અચરજ મ્હારા દેશમાં ગૌવાં ને સિંહ રમે ભેળાં જો,
'અવળાં ના સવળાં થયાં, કરમદીએ લાગ્યાં કેળાં જો.

* * * * * *

'કંઠ વિના એક ગાય નાયકા, ચરણ વિના તે ચાલે જો,
એક ધીર સખી પીયુ પાસ રમે, મહાનંદ સુખ મ્હાલે જો.

આ પ્રમાણે ધીરો ભક્ત પોતાને પ્રભુની પ્રિયા ગણી પ્રભુ સાથે રસભોગ ભોગવતો વર્ણવે છે. અને તે દ્વારા એ યોગી કવિ યોગસમાધિ વર્ણવતાં 'પ્રકટ પીયુ' નું દર્શન કરવા જાય છે.

વળી પ્રાચીન કાવ્યોનાં મૂળ તરફ દૃષ્ટિ કરતાં આપણા 'એક પ્રકાર ન્યાયનું'જ બારિક તોલન થયેલું માલમ પડશે. સંસ્કૃત યુગની પડતી પછી ભાષાયુગના કાળમાં એટલે આશરે તેરમા ચૌદમા સૈકામાં શંકરાચાર્યે પાછલા યુગનાં સ્થાપેલા બે યુથો, કવિગણોમાં ભક્ત તરિકે હિંદના સર્વ ભાગમાં પ્રકાશતાં માલૂમ પડે છે. આ બન્ને યુથો એકજ સંતજનોના સમૂહના ભાગ છે. જેમને આપણે જ્ઞાનપ્રધાન સન્તજનો અને ભક્તિ પ્રધાન સંતજનો એ નામથી ઓળખીશું તો અસ્થાને નહિ ગણાય. શંકરાચાર્યના સન્તધર્મનું-ભાગવત ધર્મનું-આ સૂક્ષ્મ દર્શન છે. તેમનાં વૈરાગ્ય પવિત્રતા અને આત્મજ્ઞાનથી ભરપૂર ભાષાયુગના કવિચિત્તો જ્ઞાન-પ્રધાન સન્તો રૂપે પ્રસિદ્ધ છે. અને તેમનાં દીનતા, શમતા, અને ભક્તિથી આકર્ષાયલાં ચિત્તો ભક્તિપ્રધાન સંતો રૂપે દર્શન દે છે. કેટલાક ઉભય કોટીમાં પણ ચળકતા દીપે છે. ગુજરાતમાં આ ભક્તિભાવનું યા જ્ઞાનભાવનું સમસ્ત હિંદમાં ઉછળતું મોજું આવે અને તેનાથી નરસિંહ મીરાં જેવી વ્યક્તિઓ પોતાનાં અંતર અજવાળી સ્નાત બને એ અસ્વાભાવિક નથી.

નરસિંહના સમકાલિન કવિઓ હિંદની ભિન્ન ભિન્ન દિશામાં પણ આજ અસર ઝીલી સંપ્રદાય પદ પ્રાપ્ત કરી શક્યા છે. રામાનંદ, નાનક, ભાષા યુગનો શંકર કબીર, ચૈતન્ય, તુલસીદાસ, સુરદાસ, મીરાં ઇત્યાદિ: આજ ભક્તિ વા જ્ઞાન ભાવનાં ગુંજનો ગુંજી રહ્યા હતા. અલબત નરસિંહને તેમની છાપ પડી હતી એમ તો કહેવાયજ નહિં. તે સ્વતંત્ર રીતે પોતાના ઓર રસાનુભવથી આ પ્રાસંગિક મોજું ઓળખી શક્યો

અને સ્વયંભૂ તેમાં કાવ્ય પંક્તિઓ અને આત્મ–ઝરણીઓનું યથાગાન ગાઇ રહયો. તેને સ્વ–ગો–મા–ત્રિપાઠીની માફક ' uninfluenced ' પણ કહેવાય અને વળી ' Influenced ' પણ કહી શકાય: ગો–મા–ત્રિપાઠી પોતાનો અભિપ્રાય બદલાવા નથી.

રા. કૃ. મો. ઝવેરી કૃત ' Milestones ' of ' Gujarat ' મા આ બાબતમાં છેડી છે માટે આટલો ખુલાસો કરવો આવશ્યક જણાયો છે. આ સર્વ પરથી એટલું તો સ્પષ્ટ થશે કે જે સમયે નરસિંહની કવિતા ફુટ્‌વી તે સમયે હિન્દના અન્ય પ્રાન્તોમાં ભિન્ન ભિન્ન કવિઓ તેના જેવીજ ભક્તિ જ્ઞાન અને વૈરાગ્ય નિમગ્ન કવિતા લલકારતા, અર્થાત્ ' એક પ્રકાર ન્યાય ' જ સર્વત્ર વિલસતો કારણ ત્યાં સર્વત્ર ભાષાયુગની નીચેની અસરો તરતી દૃષ્ટિએ પડે છે:—

' ૧) એક તો સંસ્કૃતને બદલે ભાષાના પ્રયોગ.

૨) કર્મકાંડ પ્રત્યે અરૂચી અને તે સાથે અનેક દેવદેવીઓની ઉપાસનાને બદલે એક વિષ્ણુ કે એવે કોઇક નામે એક પરમાત્મામાંજ નિષ્ઠા.

૩) એ પરમાત્માને બારણે કોઇ પણ તરેહના ભેદ નથી. એ પ્રભુ બ્રાહ્મણોનોજ નથી. કુંભાર, દરજી, હજામ, છીપો અને ઢેડ, સુદ્ધાંતનો છે. એ પુરૂષનોજ નથી, સ્ત્રીઓનો પણ છે. એ બાવા અને ત્યાગીનોજ નથી. ગૃહસ્થ અને સંસારીનો પણ છે. તવંગરનો નથી, ગરીબનો પણ છે.

(ભલું થયું ભાગી જંજાળ, સુખે ભજીશું શ્રી ગોપાળ
એ શબ્દો નરસિંહના નથી એમ એક પૂરાવો છે.)

૩) યજ્ઞ, યાગ, જપ, તપ અને કર્મકાંડથી એ મળતો નથી; એને આત્માના અંતર્‌માંજ અનુભવવાનો છે.

" ભાગવત ધર્મ વા અદ્વૈત સિદ્ધાંતમાં આ ઉપદેશ કંઇ નવા નથી. આ ધાર્મિક અભ્યુત્થાનમાં બે પ્રવાહ જોવામાં આવે છે. એક જ્ઞાન પ્રધાન અને એક ભક્તિ પ્રધાન, ".

આટલી સમાલોચના આદર્યા બાદ આપણે નરસિંહની સમકાલિન મીરાં વિષે ઉલ્લેખ કરીએ. તેમનાં પદો કેટલાંક હિંદીમાં છે તો કેટલાંક ગુજરાતીમાં પણ છે. "આ સ્ત્રી–ભકત કૃષ્ણભક્તિથી ગાંડી છે. શાસ્ત્રકારોએ ફરમાન કાઢયું કે સ્ત્રીને પતિ સિવાય દેવ નથી ત્યારે આ સ્ત્રીએ જગતને જણાવ્યું કે તેને દેવ સિવાય પતિ નથી." આત્મ–નિવેદનનો વેગ એનામાં વિશેષ છે. નરસિંહના પદોમાં સેવ્યસેવકભાવ વા પૂજયપૂજક ભાવ સર્વોપરિ જણાય છે ત્યારે મીરાંનાં પદોમાં પતિપત્નીના અનન્ય દામ્પત્ય સ્નેહને અને તજ્જન્ય ભક્તિપરાયણ જીવનની લહેજત માલૂમ પડી આવે છે. તેમનાં પદોમાં પ્રેમ, ઐકય અને અભિન્નતાના રસભર ઝરણાં વિલસી રહેલાં દિસે છે. પુરૂષભકત નરસિંહ કરતાં સ્ત્રીભકત મીરાંની કોમળતા, પ્રેમળતા અને ભક્તિભાવની રસબસ કેવી અંપૂર્વ ચિત્ર ખડું કરે છે. તેમની તન્મયતા અને તાદાત્મ્યવૃત્તિ ઓરજ છે. યોગની કેટલીક

વાતો તે વિચારી શકયાં છે અને એ યોગ્ય–એ વસ્લ તે–ગીરધરલાલનો તેમને શાશ્વત અને સનાતન મળી ચૂકયો છે; જેનુંજ તે નિત્ય નિરંતર ગાન ગાય છે, જેમાં તે સદૌદિત તલ્લીનતા અનુભવે છે; જેમાં તે તદ્રૂપ બની જઇ એકતાન પામી ચૂકયાં છે. જીવનના ખારાખાટા અનુભવો, જગતની તીખાશ કડવાસના કળશો તેમણે ચારે પાસ ઢાળી અને કાળો વૈરાગ્યનો કામળો ઓઢી લીધો છે; અને તેમાંયે 'ગોવિંદો પ્રાણુ અમારો રે' એવું ભવ્યતા ભર્યું સનાતન સુરમ્ય સુરસ ગીત લલકાર્યું છે, આ એકજ ગીત તેમના જીવનનું અજબ લક્ષ્ય દાખવવા બસ છે. આ એકજ ગીત તેમના જીવનની પ્રાણ–પ્રસન્ન પ્રેરણા થાય છે. એ અદ્‌ભુત જીવનની ભકિત પરાકાષ્ઠા દર્શાવવાને એકજ ગીત પૂરતું છે. એ દિવ્ય ગીત સોનેરી અક્ષરે આપણા સાહિત્યના સર્વ યુગમાં કોતરાયલું રહેશેજ.

એ રસ ગીત તે આજ છે જેમાં મીરાંના પોતાના જીવનની–તેની સૂક્ષ્મ પ્રેમભકિતની અને અંતરના સર્વોત્કૃષ્ટ સ્વરૂપની આબેહૂબ પ્રતિકૃતિ માલૂમ પડી આવે છે.

"ગોવીંદો પ્રાણુ અમારોરે, મને જંગ લાગ્યો ખારોરે,
"મને મારો રામજી ભાવેરે, બીજો મારી નજરે ન આવેરે.
'મીરાંબાઇના મહેલમાંરે, હરિ સંતનનો વાસ;
"કપટીથી હરી દૂર વસે, મારા સંતન કેરી પાસ;
"રાણોજી કાગળ મોકલેરે, દો રાણી મીરાંને હાથ;
"સાધુની સંગત છોડી દો, તમો વસોને અમારે સાથ;
"મીરાંબાઇ કાગળ મોકલેરે, દેજો રાણાજીને હાથ;
'રાજપાટ તમે છોડી રાણાજી, વસો સાધુને સાથ.
"વિષનો પ્યાલો રાણે મોકલ્યોરે, દેજો મીરાંને હાથ,
"અમૃત જાણી મીરાં પી ગયાં, જેને સહાય શ્રી વિશ્વનો નાથ,
"સાંઢવાલા સાંઢ શણગારજોરે, જાવું સો સો કોશ,
"રાણાજીના દેશમાંરે, જળારે પીવાનો દોષ.
"ડાબો મેલ્યો મેવાડરે, મીરાં ગઇ પશ્ચિમ માંય:
"સરવ છોડી મીરાં નીસર્યાં, જેનું માયામાં મનડું ન કાંય.
"સાસુ અમારી સુષુમણારે, સસરો પ્રેમ સંતોષ,
"જેઠ જગજીવન જગતમ મારો, નાવલીઓ નિર્દોષ:
"ચુંદડી હોઢું તો રંગ ચુવેરે, રંગ બેરંગી હોય:
"ઓઢું હું કાળો કામળો, દુજો ડાઘ ન લાગે કોય:
"મીરાં હરીની લાડણી રે, રહેતી સંત હજૂર:
"સાધુ સંગાતે સ્નેહ ઘણો, પેલા કપટીથી દિલ દૂર:
ગોવિંદો પ્રાણુ અમારોરે:

આ ઉપરાંત બીજાં ગીતો 'પ્રેમની–પ્રેમની પ્રેમની રે,' 'કાનુડો ન જાણે મોરી પ્રીત,' ઇત્યાદિ કાવ્યો અજબ અસર કર્યા વિના રહેતાં નથી. તેમના જીવનથી ઉભરાતા ભાવો, દામ્પત્ય સ્નેહના–કૃષ્ણ ભકિતના સોલ્લાસ પ્રતાપી પુણ્યવન્તા આલાપો કેળવણી વા કલાના ચાતુર્ય

વિનાના એ યુગમાં પણ પોતાની સ્વભાવજન્ય નિર્મળતાથી પ્રસાર પામ્યા છે; અને શુદ્ધ નિઃસ્વાર્થી તથા ખરા હૈયાના ઉમળકાથી ઉભરતી–ઉછળતી ભક્તિથી પરિપાક દશાને પહોંચ્યા છે.

નરસિંહ અને મીરાંની કવિતાઓવના ભક્તિના અગોચર પ્રદેશમાંજ ઘુમી છે. અને સ્વ. ગો. મા. ત્રિપાઠી જણાવે છે. તેમઃ—The soul and spirit of this new religion was ભક્તિ–a word which with its numorous associations has no English word for it. Worship, prayer, ■ even devotion are words which fail short of the full connotation of ભક્તિ. It means standing in the presence of God, serving Him; loving Him, being loved by him, talking to Him, seeing Him, hearing Him, in fact enjoying the Deity.' આ ભક્તિભાવ તે સમયનો ધર્મ થઇ પડયો હતો. અને જાણ્યે અજાણ્યે તે સમયના કાવ્યોમાં પણ તેનો પ્રસાદ ઝીલાયો હતો. અને એ કાવ્યોજ ધર્મઋચા રૂપે એ નુતન ભક્તિધર્મનું પ્રકાશન કરતાં માલૂમ પડતાં હતાં.

હવે નરસિંહ અને મીરાંના ભક્તિપ્રધાન કાવ્યોમાં નીચોવાતો રસ વલ્લભકુલના આચાર્યોએ ઝીલી લીધો અને કૃષ્ણ અને ભક્તનો અપૂર્વ રાસ રસપૂર્ણ શૈલીમાં તેમના કાવ્યોમાં ઝગઝગતો હતો, તે કૃષ્ણને તેમણે મંદિરોમાં ઝુલવવાની ગોઠવણ કીધી, અને તેમના ભક્તોનાં કાવ્યોના સૂક્ષ્મ મંત્રોને પોતાના વલ્લભી સંપ્રદાયના આચાર સૂત્રો તરિકે કેટલાક ફેરફાર સાથે યોજ્યાં. આજથી નરસિંહ અને મિરાંની નૈસર્ગિક ભાવનાથી ભરપૂર તાદાત્મ્ય શૈલીની કાવ્યપ્રનાલિકા તૂટી. અને વૈષ્ણવી–વૈભવી મતની ખોટી વા આડંબરી ભક્તિનું દર્શન થવા લાગ્યું. આવી ભક્તિને, આ સર્વ અતંત્ર અવસ્થાને, આ પ્રકારની ધર્મની અવનતિને અને વ્હેમી લોકોના વ્હેમાચારને નિંદતો, તેમના પ્રતિ તીક્ષ્ણ બાણો, પ્રહારો અને ભભુકતા અગ્નિ જેવાં વચન વજ્રો ફેંકતો અખો કેટલેક કાળે થયો. આની અને નરસિંહની વચમાં નાના મોટા તારાગણો કવિકુલના આકાશમાં પ્રકાશ્યા નથી એમ નથી. ભાલણ અને પદ્મનાભ જેવા ત્યાં દીપે છે. પરંતુ તેમના પ્રકાશથી પર આ સુવર્ણકારની શુદ્ધ સુવર્ણ પારખવાની રીત, તેની અપૂર્વ કસોટી અને બાવા યુગના કબીર તે સંસ્કૃત યુગના શંકર, તેના જેવી અખંડ કીર્તિ આપણે ન્યાળશું તો અસ્થાને નહિ ગણાય. વળી આપણા ચાલુ વિષયને પણ તે સદઢ સ્થાપી રહે છે.

ઉપરાંત 'Milestones in Gujarati Literature દાખવે છે તેમ "Henceforth Poetry became, so to speak, secular, and ;Ceased to minister to religion. Akho revelled in philosophy, remained in delineation & descrption of humam and physical nature, and Samal in story-telling. The Verse-literature in Gujarat thus made an entirely new and welcome departure, begining with Akho."

અખો બ્રાહ્મણ નહોતો તેમ વાણીઓ પણ નહોતો. તે શુદ્ધ સોની હતો અને તેના ચિત્તને શુદ્ધ સુવર્ણનીજ વાંછા હતી. આની ખાતર–આ પરમ આનંદક બ્રહ્મ–સુવર્ણની ખાતર તેણે તે સમયના ચાલતા વ્હેમાચારને પુષ્કળ સપાટા લગાવ્યા છે. તેની કવિતાના બે ભાગો પડી શકે છે. એક સંરક્ષક ભાગ અને બીજો ઉચ્છેદક ભાગ. આ બન્નેના ઉદાહરણ તેના વિવિધ

છપ્પાઓમાંથી તેમજ લાંબાં વેદાન્તવિષયી કાવ્યો-પદ્યોમાંથી આપણને દૃષ્ટિગોચર થાય છે.

'ખટ શાસ્ત્રીના જુજવા મતા માંહોમાંહી ખાત્રી ખતા
'એકનું સ્થાપ્યું બીજો હણે
'અખા એ અંધારો કૂવો ઝઘડો ભાગી કોઇ ન મુઓ.
'પાતંજલી પ્રાણ સાધિ: કૃત્ય માને દેહનું
'દેહ પ્રાણને કહે સાચા.
'પિંડ દેખી જીવ પરઠે.
" મીમાંસા કહે જો જીવ નોહે, સ્વર્ગ ભોગ કોણ ભોગવે:
" વૈશેષિક કહે જંત વિશેષજ જી, જંત વિના નોહે નાના વેશજી

સાંખ્ય સંખ્યા કાઢે તત્ત્વની, જીવ કેરું રૂપ કહે.
કહે માયા એમ લીન બ્રહ્મ છે. કર્મભારને તે વહે:
વેદાન્ત કહે છે વાત મોટી, એ તો આની રમે છે અણછતી.
નૈયાયિકનો ન્યાય સાચો તે ન્યાય જીવ પરઠે ખરો

" સાંખ્યને આંખ્ય પા વસાની, જો ચાલે તો ચાલી શકે
" વેદાન્તને વાટ સૂઝે સુધી, જો માયા મુખથી નવ બકે
" એક એક માંહે ખટપટે હારદ હેત મળે નહિ
" મધ્યે બેઠી માયા મોટી તે અપત્યને રાખે આહી.

'જીવમાં બ્રહ્મ ભળ્યાનો અખે ગીતામાં ભેદ છે
'એ અનુભવતાં અદ્વૈત થઇએ, અવિચળ વાણી વેદ છે.
'વસ્તુ વિચારે વિશ્વ નહિં, તો આચરણ તેહનાં શાં ખરાં
'એ તો વંધ્યા પુત્રે પોતા કેરાં ચિન્હ લખી સાચાં કર્યાં.
'ૐ નમો આદિ નિરંજન રાયા, જ્યાં નહિ કાળ કર્મ અરૂ માયા
જહાં નહિ શબ્દ ઉચ્ચાર ન જતાં, આપો આપ રહે ઉર અંતા
'લિંગનું ભંગ થયા વિના સર્વે મનનિ ઉપાસના.
'ભક્તિ જેવી બાઇ પંખિણી જેને જ્ઞાન વૈરાગ બે પાંખ છે.'
'ચિદાકાશ મધ્યે ઉડે સદ્‌ગુરૂ જેની આંખ છે.'

એના 'અખેગીતા,' 'પંચીકરણ,' 'બ્રહ્મલીલા,' અનુભવ બિન્દુ, 'ચિત્તવિચાર સંવાદ,' 'ગુરૂશિષ્ય સંવાદ,' કૈવલ્ય ગીતા અને 'સંત પ્રિયા' ઇત્યાદી પદ્યો વેદાન્તબોધના વાહક તરિકે આપણા સાહિત્યમાં પ્રથમ પંક્તિએ શોભે છે.

એના છપ્પાઓમાં સૂક્ષ્મતને એનાં 'વેષનિંદા અંગ,' 'આભડછે અંગ,' 'ગુરૂ અંગ,' 'વૈરાગ્ય અંગ' 'દોષ અંગ,' 'ભાષા અંગ,' 'માયા અંગ,' 'તીર્થ અંગ' ઇત્યાદી ઇત્યાદી સબળ પ્રહારોથી યુક્ત અને વ્હેમાદિનું અપરિચીત ખંડન કરવાં દીપે છે.

એનો સંરક્ષક ભાગ શંકરના અદ્વૈતને અવલંબે છે અને ઉચ્છેદક કેવળ સ્વયંભૂ અને સ્વતંત્ર છે. શંકર સાથે તેની તુલના કરવામાં પણ આ ઉભયજ સાધન રૂપ નિવડે છે. કારણ શંકરાચાર્યની રીતિ-કૃતિ કંઈક આવીજ પદ્ધતિની આપણને વિદીત છે.

'શંકરની અસરઃ—૧. એમના સમયમાં હિંદમાં અસંખ્ય નાના મોટા દેવોની વિવિધ જાતની પૂજા અને તેને લગતા અસંખ્ય ધાર્મિક વહેમો અને કેટલીક વાર દૂરાચારો પ્રવર્તતા હતા તેનું એમણે ખંડન કર્યું; એ ખંડનને અંગે બતાવ્યું કે શિવ અને વિષ્ણુ એકજ છે. પરમાત્માના આનંદ અને વ્યાપકતા સૂચવનારાં માત્ર જૂદાં જૂદાં નામો છે. અને દેવી એ પરમાત્માની જગન્માતા-માયા શક્તિ છે.

૨. તેમણે જીવાત્માનું પરમાત્મામાં અદ્વૈત સાધીને આગળ ઉપર થનારા જ્ઞાન પ્રધાન સન્ત ધર્મનું બીજ રોપ્યું.

૩. કર્મને ભક્તિ થકી ચિત્ત શુદ્ધ થાય, પરંતુ આ સંસારમાંથી મુક્તિ મેળવવાનું છેવટનું સાધન તો જ્ઞાનજ છે.

૪. એ જ્ઞાન તે ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मो हि केवलं

૫ તે જ્ઞાનને માટે સન્યાસની જરૂર છે. એ સન્યાસ ગમે તે સમયે વૈરાગ્ય ઉપજે તે સમયે લઇ શકાય. "

ઉપરોક્ત સર્વ શંકર ન્યાયથી અખાની સમાલોચના આદરશું તો સ્પષ્ટ માલૂમ પડશે કે એનામાં અને શંકરાચાર્યના બોધમાં જરા પણ ભિન્નતા નથી. અને બન્નેની અસર પણ બહુધા સરખી છે. અલમત્ ઓછા વત્તા પ્રમાણમાં અખાની શાળાના કહેવાતા ભક્તો પણ વસ્તુતઃ જ્ઞાની સંતો રૂપે પ્રસિદ્ધ ભોજો ધીરો ઈત્યાદિ ગુજરાતી કવિઓ આપણે અહીં નથી તેમ નથી. સ્વ. ગો. મા ત્રિપાઠી જણાવે છે કેઃ—

" We have about 15 poets who tried to sing the songs of જ્ઞાન માર્ગ, which is a common name for systems which like the constructive part of Akha's poetry base themselves on asceticism and purity of heart and discuss the nature of the soul and her position in this world. These poets are erroneously and yet mostly known as Bhaktas, for instance The Dhiro Bhakta The Bhojo Bhakta and so on."

વેદાન્તના એના વિચારોની પ્રનાલિકાને માટે એવું જણાવવામાં આવે છે કે. તે એક Philosophic System Compose કરી શક્યો નથી. એક શાસ્ત્રી તરીકે શાસ્ત્રીય દૃષ્ટિથી તત્વજ્ઞાનની સ્પષ્ટ અને સરળ શાસ્ત્રીક રીતિ તેણે દાખવી નથી. અર્થાત્ તેનું તત્વજ્ઞાન એકત્ર રૂપમાં સંગ્રહીત થયેલું દેખાતું નથી. આનું કારણ એમ કહેવાય કે તે માત્ર બહુશ્રુતજ હતો. એણે પંચદશી, અધ્યાત્મરામાયણ, ભગવત્ ગીતા, યોગવશિષ્ટ, રામાયણ વગેરે કેટલાક વેદાન્તના ઉત્તમ ગ્રંથોનું શ્રવણ કરેલું જણાયું છે. અને જેવા બોધ્યએ તેવા વિચારોને તત્વજ્ઞાનની સુપેલી

લાગણીઓમાં દર્શાવવે ઉદ્યુક્ત હોઇ એની વાણીમાં ઉપર્યુક્ત સર્વજ્ઞાનથી ભરપુર અનેક આડાં અવળાં 'ડીક્રાં' ઉછળી રહ્યાં છે. છતાં 'ગુરૂ શિષ્ય સંવાદ' નામક એના પદ્યમાં લખેલા સંવાદમાં એક આખી Philosophic System જેવું માલૂમ પડી આવે છે. અથવા તો જે જે એણે આડું અવળું આલેખ્યું છે તે તે સર્વના સૂક્ષ્મ દોહનને અંતે તો જરૂર એક Philosophic System હાથ લાગ્યા વિના રહેતીજ નથી. તેની અખેગીતાનો તેમજ કૈવલ્યગીતાનો તો રણકોજ ઓર છે. આખું 'કૈવલ્યગીતા' રૂપ કાવ્ય કેવળ પરમબ્રહ્મના સાક્ષાત્કારવડે પ્રેરણા પામેલી આત્મભાવ ભરી emotional વાણી છે. તેનો સર્વ ઝોક સ્વતંત્ર અને સ્વયંભૂ છે. અહમ્ બ્રહ્માઽસ્મિનું યથેચ્છ વિવરણ ત્યાં થઈ રહ્યું છે.

પોપણ ત્યાં તું તેમનો તેમ છે સર્વે તારો સચરે
આ તું ચૈતન્ય તુજ માંહે જન્મ્યો જોયો ત્યાં તું ઉચરે;

એની અખેગીતામાં જ્ઞાન, વૈરાગ્ય, માયાનિરીક્ષણદૃષ્ટિ, જીવન્મુક્ત અને મહામુક્તની ભાવના ઇત્યાદી હોવાને લીધે સંસાર રૂપી મોહનિદ્રાને નિવારવાને દિનમણી રૂપ છે. એમાં ખટ શાસ્ત્રોના જુજવા મતો વિષે, સૂત્યવેદન્તીઓ વિષે ઉલ્લેખ હોઇ એક પરમબ્રહ્મની અદ્વૈત ભાવનાનો સ્વીકાર થયેલો છે. ગુરૂ ગોવિંદની એકતા સુચવતા તેણે ગાયું છે કે:—

જેમ રવિ દેખાડે રવિ ધામને તેમ ગુરૂ દેખાડે રામઃ
તે માટે હરિ તે ગુરૂ, ગુરૂ ગોવિંદ એવું નામ.

હવે આ એક પ્રશ્ન અધુના ઉપસ્થિત થઇ રહેલો આપણી દૃષ્ટિએ પડે છે કે: અખો કવિ કે જ્ઞાની? અલબત્ત તે જાતેજ જણાવે છે કે 'જ્ઞાનીને કવિમાં ન ગણીશ! પરંતુ અમને તો જરૂર એનાં પદોમાં અને છપ્પાઓમાં ઉંડું કવિત્વ લહરતું માલૂમ પડી આવ્યું છે. અક્ષય ગીતામાં વચમાં વચમાં આવતાં એ.છામાં ઓછાં દશ પદોમાં કાવ્યજ ભાસે છે. 'કડવાં'માં જ્યાં અતિ જ્ઞાન ભારથી લચતી કવિતા છે તેને રા. બ. રમણભાઇની માફક અમો પણ પદ્ય નામેજ ઓળખીશું. છતાં યે તેમાં કાવ્ય નથી તેમ નથી. ખરૂં છે કે એની કવિતામાં પ્રવાહ નથી. શબ્દોનું લાલિત્ય નથી, સંગીતની કોમળતા તથા મીઠી મનોહરતા નથી તથા વિચાર અને તત્વજ્ઞાનના ભારથી તે સમજવાને તદ્દન અઘરી થઇ પડે છે. વાચકની ગતિ મંદ અને ઠોકરાતી ચાલે છે, એના સમસ્ત કવિત્વમાંજ તત્વજ્ઞાનનાં પરમાણુંઓ ભરેલાં છે અને તે રીતેજ તેને નિહાળવાં આવશ્યક છે. અખેગીતામાંનું આ છેલ્લું પદ એટલું તો ભવ્ય છે કે તેના પ્રત્યેક ચરણમાં અપૂર્વ આનંદ અને તેથી જામેલી ઉછળેલી કવિતાવૃત્તિને અજબ ચતાસરામાં આવી છે એ સંબંધી ભાગ્યેજ બે મત હોઇ શકશેઃ નવિન આધુનિક કવિવરમાંથી સ્વ. મણીલાલના "મને કે ઇ એવું બતાવો; એવું બતાવો કોઇ આજ જેથી આવે અભેદનું રાજ, મને etc." કાવ્ય પંક્તિઓની માફક અસર કરતું. મંદ મંદ કુદરતની મોહિની સર્વત્ર વિલસાવતું, અપૂર્વ રસપૂર્ણ સાક્ષાત્કાર સમયનું કાવ્ય તે આ છે.

"અભિનવો આનંદ આજ, અગોચર હતું એ:
પરપંચ પાર મહારાજ, તે પુરણ બ્રહ્મ હું સ્વતું રેઃ

× × × ×

× × × ×

પ્રગટ્યાં કોટી કલ્યાણ આપા પર ત્રિગુણે રહ્યું એ'
સદા સદોદિત ભાણુ, ઉદે અસ્ત આ કારણ ગયું એ:
કહે અખો આનંદ, અનુભવને લેહેવા તણો એ
એવો પૂર્ણ પરમાનંદ, નિત્ય સરાઉં અતિ ઘણો એ."

એક સદ્‌ગૃહસ્થ જણાવે છે કે 'અખાનો ઉદ્દેશ કવિતા લખવાનો ન હતો'....'ગદ્ય લખાણની શરૂઆત થઇ હોત તો તે પદ્ય લખતજ નહિ, તેની કવિતા પણ કવિતા કરતાં ગદ્યલેખને વધારે મળતી આવે છે.' આ સિદ્ધાંત અમને ઘણો તાંણી તુશીને આંણેલો લાગે છે, ઉપરનું કાવ્ય તથા આ નીચેની માત્ર વાનગી રૂપજ પંક્તિઓને આપણે કાવ્ય નહિ કહીશું તો પછી કવિતા દેવીની અવમાનના થયા જેવું થશે!

"સંગ્રામે શૂરા લડે, જેના ધડપર, ન હોએ શીશ!
ધાર અણી અટકે નહીં, જેને રોમે રોમે જગદીશ:
'આરોપણ હું તું પણું એ સમર્થતાની ગુંજ:
હું હું ને પ્રણવી કહું એ આગે આપની સુંજ:
"રમત રામનીરે માંહે રમણહારો રામ
"પ્રભુ છે પ્રીછમાંરે, કાંઇ ભેદુ જાણે ભેદ.'
"સંતોરે વનસ્પતી ફૂલી, માયા કેરા ધામમાં:—

"તેજ અવનીપર વીર કહીએ ખરા, જે ખડ્ગ અગ્નિપર સામા ચાલે.
'રામ રસાયન જન જિ નહીં પિયો હેં, તાકે નેન ભએ ન ભએ ઓર.'

હકીકત એ છે કે એનામાં–પદ્યોમાં–કવિતાના ચમત્કાર નથી એમ નથી. It is in poetry that we look for the personal rather than the impersonal note, for the ornate rather than the simple presentation of ideas, and lastly for the appeal to the emotions rather than to the Reason. Again there is a measured language too. The accident of verse is not wanting in Akho.

આ પરથી આપણે તેનાં પદ્યોને નિબંધનના રૂપમાંજ ગણવાં અને ગદ્યરૂપેજ લેખવાં એ અમને તો અજુગતું લાગે છે. એના વિચારો એની લાગણીઓ એટલી તો જબ્બર અને તીવ્ર હશે કે તેને માટે જે જે જડી આવ્યા તે તે શબ્દોમાં તેને સર્વને તેણે મૂર્ત કર્યા અને કવિતની વાણીમાં અંધુના થતી ખોટી મહેનત ભરી ટાપટીપની દરકાર તેણે કરી નહિ. કારણ એક ઉદ્દેશ, એક જીવનનું કર્તવ્ય, એક આદેશ, તેણે ગુજરાતને બક્ષવાનો છે એવું તેના ચિત્તમાં સર્વાંગે વ્યાપ્ત હતું, નવા યુગના–અગણીસમા સૈકાના ગુજરાતના શંકર થવાનો તેનો કોડ ઓછો જવલંત નહિ ગણાય!

ઉપર જણાવ્યા મુજબ અખાથી કવિતા દિશા બદલાય એ વાત ખરી પરંતુ તેમાં વિવિધતાની ઝાંખી થઇ નહિ: 'અખો અને જ્ઞાન' એ 'એક પ્રકાર ન્યાયનુંજ ઉદ્બોધન આપણુને થઇ રહે છે. નવિન વિવિધતાભરી કવિતાની પ્રસિદ્ધિનો કાળ છેક વિક્રમની વિસમી સદીનો છે. જ્યાં 'વિવિધ પ્રકાર ન્યાય'નું Principle of Variety નું અપૂર્વ ગૌરવભર્યું બલ આ Principle of Unity ને તોડી નાંખશે અને કવિતાનો પ્રદેશ અતિ વિસ્તૃત અને ભવ્ય બનાવશે:

—૪—

અખાના પછી તેજ કાળમાં પ્રેમાનંદ કવિ થયા. તેમની અપૂર્વ ઓજસ્ ભરી ભાષા સક્તિના અને તજ્જન્ય ભાષા દ્વારના પાંચ મહારંભો વિદીત કરી તેમની કવિતા વિષે જણાવીશું તો અસ્થાને નહિ ગણાય:

૧ ગુરૂરામચરણનો વેદાન્ત બોધ અને 'અષ્ટાવક્રાખ્યાન' જેવી શાસ્ત્રકાવ્યની યોજના.

૨ કવિ ગુરુકુળની સ્થાપના અને વલ્લભ, દેવજી, રત્નેશ્વર, ઇત્યાદી બાલકવિઓની વૃદ્ધિ.

૩ સમકાલિન કવિ સામળ સાથે રજોપ્રધાન ઝઘડો.

૪ પુરાણીઓ સાથે તમઃપ્રધાન ઝઘડો.

૫ નાટક ઇત્યાદિથી ગુજરાતી ભાષાને શ્રેષ્ટ કરવાના પ્રયત્ન અને તેમાં હિંદી વગેરે ભાષાઓ સાથે સત્વ પ્રધાન ઝઘડો. આ બાબત સાક્ષરોમાં સંશયગ્રસ્ત છે.

પરમ ભાષાસક્તિનાં આ પાંચ મહારંભ યુક્ત તેનાં કાવ્યો, આખ્યાનો અને નાટકોથી આપણને એ કવિ ગુજરાતી પ્રાચીન કવિકુલમાં પ્રથમ સ્થાને વિરાજવા યોગ્ય લાગ્યા છે. એ કવિની કવિતા નવે રસમાં વિહરણ કરી રહી છે. ગુજરાતી ભાષામાં છંદોમય પ્રાચીન કાવ્યનું પણ આપણને એ કવિએજ પ્રથમ દર્શન દાખ્યું. એની દેશીઓમાં પણ સંગીતના અમુક અમુક રાગો વા છંદોનાં તાલમાત્રાબદ્ધ વિકૃત સ્વરૂપ દૃષ્ટિએ પડે છે. એ સર્વગ્રાહી કેમ ન કહેવાય ? એનામાં સર્વરસિકત્વ, સર્વરસજ્ઞત્વ, અને તજ્જન્ય સર્વગ્રાહીત્વ શું માલૂમ નથી પડતું ? આપણે અહીં National literature, પ્રાન્તીક સાહિત્ય હોય અને પ્રાન્તીક ભાષાનાં વઝન અને માપ જનસમૂહની દૃષ્ટિ પિછાનતી હોય તો પ્રેમાનંદ Universal Poet તરિકે ગુજરાતમાં શેં ન દીપી રહે ? સ્વ. નવલરામભાઇને જમાનાનો કવિ, જમાનાનો શાસ્ત્રી, જમાનાનો જ્ઞાની જોઇતો હતો તે ખોટ શું પ્રેમાનંદ સદાને માટે પુરી પાડે તેમ નથી ? પણ શેક્સપીયરને યે ભાષા સાહિત્યના શોખીનો સિવાય કોણ પિછાને છે ? ખરેખર ! વિદ્યા ને કલાના વધતા જતા યુગમાં શું શેક્સપીયર્ કે શું પ્રેમાનંદ પાછા તો પડવાનાજ ! 'He is indeed the વ્યાસ of Gujarat' એનો પ્રસાદજ ઓર છે. એનું ઓખાહરણ જુઓ અને તેમાં શૃંગારની ભભકભરી દીપ્તિ જણાય છે કે નહિ ? એનું નળાખ્યાન વાંચો અને વાચકના નેત્ર અશ્રુથી છલોછલ ઉભરાય છે કે નહિ ? કરૂણ પ્રસંગનું યથેચ્છ વર્ણન તેઓ આલેખી શકયા છેઃ એનું નાગ દમન સાંભળો અને વત્સલતાની મૂર્તિમંત સ્થિતિ વાંચકના દિલમાં જામી રહે છે કે નહિ ? એનું દ્રૌપદી હરણ જુવો અને તેમાં વીરતાની પ્રસન્નમન પ્રતિમા પ્રકાશતી દૃષ્ટિગોચર થાય છે કે નહિ ? નરસિંહ મહેતાની કથાના ત્રણ ચાર પ્રસંગોનાં તેના આલેખેલાં કાવ્યો વાંચો અને એ ભક્તિબીજક કાવ્યોમાં પણ મીઠો મઝાનો હાસ્યરસ નિષ્પન્ન થયેલો જણાય છે કે નહિ ?

એનું સમસ્ત અષ્ટાવક્રાખ્યાન જુવો અને ત્યાં પણ શાન્ત રસને અનુભાવ, વિભાવ વગેરેથી પોષીને તેનું કેવું વસંત ઋતુના આંબા જેવું સુંદર વૃક્ષ બનાવ્યું છે? ખરેખર! એની ગ્રંથ ગુંથવાની અને તેને અપૂર્વ રસચાતુર્યથી સંભૂત કરવાની શક્તિ તો અદ્દ્ભૂતજ છે અને તેથીજ તેમને ગુજરાતના વ્યાસ અથવા રા. કે. હ. ધ્રુવ કહે છે તેમ સાહિત્ય યુગના અઢારમા શતકના વિશ્વામિત્ર કહીશું તો અસ્થાને નહિ ગણાય! એનું બ્રહ્મવિદ્યાનું જ્ઞાન પણ ઓછું નથી. અખો અને એનો મુકાબલો કરતાં કદાચ બ્રહ્મવિદ્યાની એક system આંકવામાં તે ચ્હડી પણ જાય! અખો એકલો બહુશ્રુત જ્ઞાની છે ત્યારે આ તો જ્ઞાની, શાસ્ત્રી અને કવિ છે.

પ્રેમાનંદને તેનાં નાટકો વિષેના વિવાદને લીધે સર્વાંગ સ્વરૂપમાં ભૂલી જવાતો દેખી અમને તેમાં આપણા સાહિત્યનેતાઓની ગંભીર ભૂલ્ય લાગે છે. એકલાં નાટકોથીજ તેની કીર્ત અતિ પ્રસારને પામી નથી અથવા પામશે પણ નહિ. એ નાટકો તો એના અપૂર્વ કાવ્યમટકામાનું ચટકારૂપજ ટપકારૂપજ દર્શન છે. અને તે તેનાં હો વા ન હો તે વિવાદ કોરાણે મૂકી આપણે તેની ખરી શ્રેષ્ટતાને વિસરી ન જઇએ એજ આપણું કર્ત્તવ્ય છે એનું રસશાસ્ત્રનું, અલંકાર શાસ્ત્રનું અને અધ્યાત્મ શાસ્ત્રનું જ્ઞાન અતિ ઉચ્ચ પ્રકારનું છે. એની કવિતામાં અનેક રસોનું સુંદર સ્પષ્ટ અને મનહર ઉદ્દ્ઘાટન થએલું દિસે છે. ઉપમાપર ઉપમા અને રૂપકપર રૂપક એમ અલંકારોના ભારથી તેની કવિતા શોભતી ઝગઝગે છે રે! એનાં કાવ્યોનું ગાણું તો પર્વેપર્વ ગુજરાતમાં ગર્જના કરતું વિહરે છે.' સુદામા ચરિત્ર ' શનિવારે' ' મામેરૂ વા હુંડી રવિવારે; 'ઓખાહરણ' ચૈત્ર માસમાં, અને ' શ્રાદ્ધ ' દર શ્રાદ્ધના દિવસોમાં ગુજરાતની દરેક દિશામાં અવારનવાર સંભળાય છે. આવો લોકપ્રિય કવિ હજુ સુધી કોઈ થયો નથી અને દયારામભાઇની ગરબીઓની છાપ બાજુએ મૂકતાં પ્રેમાનંદનાં સમસ્ત કાવ્યો વિષે લોકોનો ભાવ હજુ તેનો તેજ માલૂમ પડી આવે છે. સુધરતા જતા જમાનામાં આ પ્રમાણે છે ત્યારે પછી પ્રેમાનંદની પોતાની હયાતીના સમયમાં પ્રેમાનંદને મુખે શ્રોતાઓ અમુક તેનુંજ રચેલું કાવ્ય સાંભળે અને રસમાં એટલા તો ઘેલા થઇ જાય કે પોતાનાં પાણીવાસણ સુદ્ધાં તેને આપી દે એ શું સત્ય નહિ ગણાય! જૂની નવી કવિતાની સ્પષ્ટ ઓળખમાં આ બાબત પણ છુપી રહે તેવી નથી કે નવી કવિતા હજુ લોકમાન્ય થઇ નથી; અને જૂના કવિઓનાં ગળપણ લોકના ધાવણમાં ગળાયાં છે તે તેમની રગેરગમાં વ્યાપ્ત છે ને રહેશે.

પ્રેમાનંદનાં અમુક અમુક કાવ્યચરણો દાખવવા કરતાં સામટાં કાવ્યજ તેની પોતાની નૈસર્ગિક કવિ શાસ્ત્રી તથા જ્ઞાની તરિકેની ગણના માટે ઉદાહરણ રૂપ મૂકવાં સયુક્તિક છે. આટલા માટે એનાં ઓખાહરણ, મદાલસાખ્યાન, હુંડી, શ્રાદ્ધ, સુદામાચરિત્ર (જે નરસિંહ મહેતાના કરતાં અતિશય રસપૂર્ણ, પ્રૌઢ અને પસિદ્ધ છે.), મામેરૂં, રણયજ્ઞ, નળાખ્યાન, દ્રૌપદી હરણ, અષ્ટાવક્રાખ્યાન, દશમસ્કંધ, ઇત્યાદિ સમસ્ત કાવ્યો અનેરા રસાલંકાર દાખવવે કુશળ હોઇ કવિની પોતાની કીર્તિમાં વધારો કરે છે, એક નાનાં નાનાં બીજ લઇ તે પરથી અદ્દ્ભૂત ગૌરવયુક્ત કાવ્યો રચવાની તેની અપૂર્વ કૃતિ આપણને હેરત પમાડે તેવી છે. પાત્રાલેખનો પણ આબેહુબ અને અસરકારક રીતે વર્ણવાયલાં દષ્ટિએ પડે છે. વસ્તુસંકલનામાં

અકુશલતા ભાગ્યેજ આવે છે. 'લક્ષ્મણાહરણ' નામનું કાવ્ય એમણે માત્ર ઝડપમાં લખેલું છે અને ત્હોયે તેમાં કાવ્યચાતુર્ય નથી. તેમ નથી નરસિંહનાં પાંચે પ્રસંગનાં કાવ્યોમાં એની એ મિઠાશ જામેલી છે. હુંડી, મામેરૂં અને શ્રાદ્ધનો હાસ્યરસ પ્રેમાનંદનો પોતાના ચિત્તનો રસિક સ્વભાવ સૂચવે છે. એના પોતાના ચિત્તની Gaiety and Livelinessનાંજ તે દૃષ્ટાંત છે એમ કહેવામાં જરિયે અતિશયોક્તિ નથી થતી. નરસિંહ મહેતાની વ્હેલનું 'મામેરૂં' માં આપેલું વર્ણન અતિ મીઠો અને મઝેનો હાસ્યરસ જમાવે છે.

જૂની વેલ રે ધૂંસરી વાંકી, સાંગી સોટા ભાગીજી.
કોના તળાવા ને કોની પિંજણિયો. બળદ આણ્યા બે માગીજી.

* * * *

વ્હેલની પૂંઠે કોથળો બાંધ્યો, માંહિ ભર્યાં વજિંત્રજી,
ગાંઠડી એક ગોપીચંદનની, તુળસી કાષ્ટ પવિત્રજી:
બળ હીણા બળદો શું હીંડે, ઠેલે વૈષ્ણવ સાથજી,
સોર પાડે ને તાળ ચઢાવે, જે જે વૈકુંઠનાથજી.
એક બળદ ગળિયો થઇ બેસે, આખલો નાણી જાયજી,
પડ્યાને પુંછ ગ્રહી ઉઠાડે, કૌતક કોટી થાયજી.
સાલે સાલ જૂજવાં દીસે, રથ તણાં બહુ વકજી.
સાંગીનો બહુ શબ્દજ ઉઠે, ચૂચવે છે બહુ ચક્રજી.
ચડે બેસે ને વળી ઉતરે, લે રામકૃષ્ણનું નામજી.
મધ્યાન્હે મહેતાજી આવ્યા, જોવા મળ્યું ઉના ગામજી.

એવા 'હુંડી'માં પણ શ્રીકૃષ્ણને વાણીઆરૂપે વર્ણવતાં ઉદ્ભૂત થતું ચિત્રએવું તો રસિક અને જીવન્ત છે કે તેને અત્રે આપવું તો અકારણ નહિ લેખાય:

છે અબળા આંટાળી પાઘડી રે,
વ્હાલાજીને કેમ બાંધતાં આવડી રે.
દીસે વાણીઓ ભીને વાન રે,
એક લેખણ બેસી છે કાન રે.
ત્રિકમજી વણિકની તોલે રે,
નાથ ઉતાવળું ને બોબડું બોલે રે.

* * * *

ઓદ્ધવને ખાંધે કોથળી રે,
તે તો પારસી બોલે તોતડી રે,

આ ઉપરાંત તેના સુદામા ચરિત્રમાંથી તેમજ રણયજ્ઞમાંથી અનેક દૃષ્ટાંતો આપી શકાય. છેલ્લે એની ભવ્યતા સૂચવતી વાણી અને ભાષોદ્ધારનો અપૂર્વ ઉલ્લાસ આ નીચેના શબ્દોમાં દાખવી પ્રેમાનંદ વિષે ઉલ્લેખ પૂર્ણ કરીશું. અધૂરૂં તો ઘણું યે રહી જાય છે પરંતુ મહાપુરૂષોની બાબતમાં શું અધૂરૂં ન રહે ? અધૂરા અને આછા અક્ષરે લખેલી બાબતમાં પણ તેમના જીવનના પૂર્ણત્વની કંઇક સૂક્ષ્મ સંક્ષિપ્ત ઝાંખી પણ થાય તો યે કંઇક સારૂં છે !

"સાંગોપાંગ સુરંગ વ્યંગ્ય અવિરી, ધારો ગિરા ગુર્જરી,
પાદેપાદ રસાળ ભૂષણવતી, થાઓ સખી ઊપરી
જે ગિર્વાણ ગિરા ગણાય ગણતાં, તે સ્થાન ચ્હેગો વરી,
થાયે શ્રેષ્ઠ સહુ સખીજન થકી, એ આશ પૂરો હરિ ! !

આ સાથે ત્રીજો કવિ સામળ પણ એજ યુગમાં થયો છે. એની કવિતા બહુધા વાર્તા પદ્ધતિની લાગે છે. અને એને ગુજરાતના Scott ની ઉપમા અપાય છે. એના સુબોધક છપ્પા ગુજરાતના સાહિત્યમાં દીપી રહ્યા છે. અને તેની છાપ દલપતરામ અને તેમના અનુયાયીઓપર છે તેની ના નહિ પાડી શકાય. હજુ પણ સામળના છપ્પા જેવું શુદ્ધ સ્વરૂપ આપતા મ્હારા એક ગ્રેજ્યુએટ મિત્રને પણ પોતાની ભાવનાને મૂર્ત કરતાં નિહાળ્યા છે. આટલું છતાં સામળની કવિતામાં અખંડ લહરી નથી. વળી તેમાં યે-તેમની ખંડ લહરી યુક્ત કવિતામાં પણ-સર્વગ્રાહીત્વ જોઈએ તેટલું નથી; માટેજ તે પ્રેમાનંદથી ઉતરતી પંક્તિનો કવિ છે. માત્ર તરંગોજ રે! ઉદ્દેગ યુક્ત તરંગોજ કશા કામના નથી. તરંગો તો વ્યાસ અને વાલ્મિકના કે જેમાંથી પ્રચંડ ગર્જના કરતા અમુલ્ય ઇતિહાસ પરિણમ્યાં છતાંયે એ ઉભય કવિઓએ જન સમાજને ઉંચે લેવાના પ્રયત્નો એક સરખાજ આદર્યા છે. તેમનાં પાત્રો ઉંચી પંક્તિનાં અને પ્રભુતાભર્યાં લાગે છે. સ્વ. ગો. મા. ત્રિપાઠી લખે છે તેમ The poets of this age are in one sense above the Society in which they lived. There the most popular of Premanand's poems draws a social picture which even in these days is only a dream at the best. He, in fact, created a delution in the minds of people that he was singing of religious things and through that happy delusion, made them read and appreciate gennine poetry with a zest which religion could never have created so widely or sustained so long. For Samal we can say that no Gujarati poet is fitted to educate the masses so well as Samal is. He has been sent and unassisted till now, but his cause and mission is worthy of a following in these days, if the masses are to be educated. The men and women he creats marry without any distinction of caste and often in defiance of parental wishes A life-long Hindu spinster is a creature of Utopia; but to Samal it is a natural idea. Concubines figure in his poems like the learned and accomplished conenbenes of Athens, with whom men like pericles and even philosophers associated."

આ બિક્ષણ વિષેના મત પણ તેના ઉન્નત પદ્ધતિના છે. પ્રવાસ વર્ણન પણ તેમાં છે. તેના ઘણાં નાયકો પ્રવાસી છે. સંયુક્ત કુટુમ્બની ભાવનાઓ, લગ્નના વિપરીત પ્રસંગો ઇત્યાદીને તેની કવિતામાં સ્થાન મળ્યું છે. જો કે આ કવિઓના-અખો-પ્રેમાનંદ અને સામળના કાળથી કવિતામાં ધર્મનું પ્રત્યક્ષ પ્રેક્ષણ ઘટું અટક્યું, તોપણ છંદુઓને પગલે પ્રેક્ષા-ભક્તી

ધર્મભાવના તેમના કાવ્યોમાંથી તદ્દન વિરમી નહિ. સમાજની ઉન્નતી સાથે તેના ધર્મના સિદ્ધાન્તો સમજાવવા અને તેનું શિક્ષણ આપવા આ યુગના ત્રણ પ્રકાશવન્તા તારાઓનું કર્ત્તવ્ય ઓછું અંકાયું ન હતું.

"They were like stars and dwelt apart :
They had a voice whose sound was like the sea
Pure as the naked heavens, majestic, free,
So didst thy travel on life's common way
In cheerful godliness and yet their hearts
The lowbest duties on themselves did lay."

એનાં કાવ્યોમાં બત્રીસ પૂતળી, વૈતાળ પચીશી, સુડા બોતેરી, અંગદ વિષ્ટિ, પદ્માવતી, રાવણ મંદોદરી સંવાદ, ઉદ્યમ કર્મ સંવાદ, વિનેચટની વાર્તા, મદન મોહન ઇત્યાદી મૂખ્ય છે. એનાં કાવ્યોના બે ભાગ પડી શકે છે એક વર્ણનાત્મક અને બીજો નીતિ વિષયક. અલબત એનાં વર્ણનાત્મક કાવ્યોમાં નીતિની ભાવનાઓ છાની રહેતી નથી.

સ્ત્રીત્વની ભાવના પણ એની જોવા જેવી છે.

'જોબનમાં દે રંગ, સંખ ઢાંકક તનની
વ્હાલપણે કરી વાત, મટાડે પીડા મનની
સુખ દુઃખમાં સમભાગ, રાગ રૂડે ગુણ ગાતીઃ
ચતુરા ચિત્ત હરનાર, સાર ઉરમાં મદમાતીઃ
વળી વૃદ્ધ પણે સેવા કરે, દેખ્યાથી દિલ દુઃખ ટળે,
એ અંતકાળે અળગી નહિ, બહુ સ્નેહે સાથે બળેઃ''

એનાં લાંબાં કાવ્યોમાં વાર્તાઓમાં અનેક વાર્તાઓની સરસ ફૂલગુંથણી હિતોપદેશ કે અરેબીયન નાઇટસ્ કે ડીકેમેરોન જેવી મઝૂમ પડી આવે છે; સમસ્યાની નવિન સરસ હિંદી રીતની પ્રથમ ઓળખ ગુજરાતી સાહિત્યમાં તેણેજ કરાવી છે. પ્રેમાનંદને તેની કસાકસીનો વિચાર આદરતાં કેટલાક તેને પ્રેમાનંદનો સમકાલિન ન ગણતાં વલ્લભનો-પ્રેમાનંદનો પુત્ર સમકાલિન ગણે છે. કારણ વલ્લભે સામળ પર અનેક પ્રહારો કર્યા છે. છતાં સામળની પોતાની નીચેની કાવ્ય પંક્તિઓ—બલ્કે-પદ્ય પંક્તિઓ તપાસતા તે પ્રેમાનંદનો સમકાલિન હોય એમ જણાય છેઃ—

'ભણ્યો નથી કોઇ પુરાણ હું, ભણ્યો નથી કોઇ વેદ,
રસાલંકાર ન આવડે, મન ન પામે ભેદ.
ઘર ઘર રાગ તાણું નહિ, પુત્ર ન સુજ ગુણ ગાય;
રાજ દરબારે રઝળવું, મેળવી નથી પસાયઃ
ભાટ બ્રાહ્મણને ભાંડવા, લાંબી મૂકી પોક,
રીઝી ભલા ભલા કહે, તેથી થાયે શોકઃ

આ સર્વ સાથે સામળની કાવ્ય પદ્ધતિને માટે એક વિચાર થયા વિના રહેતો નથી. બહુધા વર્ણનાત્મક કવિતા ઉચ્ચ પ્રકારની ગણાતી નથી. સામળની કવિતા તેવાજ પ્રકારની છે. અને તેથી તે ઉચ્ચ પ્રકારનો કવિ નથી. અને તે સાથે તેની કવિતાને ગદ્યમાં પણ ઉતારી શકાય તેમ છે કારણ તે ઘણી સરળ અને ગદ્યની વાણીને મળતી છે.

'એક ચંપાવતી કરીને નગર હતું, ત્યાં ચંપકસેન નામે રાજા હતો. તેને પુષ્પાવતી નામે પટરાણી હતી અને પુષ્પસેન નામે છોકરો હતો. ... તે છોકરો બાર વરસનો થયો ત્યારે એક વખત ઘોડે બેસીને ફરવા નીકળ્યો.

આવી વાર્તા ગદ્યમાં કહેવાને હરકત નથી અને રમુજ ઉપરાંત તેમાં કલ્પનાનો સહેજ-સાજ પ્રભાવ આવતો હોય તો એ વાર્તા સાહિત્યમાં ભલે દાખલ થાય. પરંતુ, એવી વાર્તાને પદ્યમાં મૂકી તે કવિતા છે એવી બ્રાન્તિ કરાવવાથી શું સાર્થકય છે? કવિતાની અલૌકિકતા શું કહાણીઓ કહેવામાં ગુમાવી દેવાની છે? અને આ વાર્તાને

નગર એક ચંપાવતી, ચંપકસેન રાજનઃ
પટરાણી પુષ્પાવતી, (તેને) પુષ્પસેન એક તન.

* * * *

દ્વાદશ વર્ષનો સુત થયો, ધનુર્વિદ્યાનો ધીર,
હયે બેશીને સંચર્યો, જાણે બાવન વીર.

(પદ્માવતીની વાર્તા.)

આવી રીતે છન્દમાં મુકયાથી શું સુંદર કાવ્ય થાય છે કે છંદને શોભા મળે છે? 'ધનુંર્વિદ્યાનો ધીર,' 'જાણે બાવન વીર' એવાં સાધારણ વાતચીતની ભાષાથી કંઇક ચઢીઆતાં વાકયો વચ્ચે સ્થળે સ્થળે મુકયાથી પણ મૂળ વાર્તા કવિત્વ પૂર્ણ બનતી નથી. વિચારોમાં સંગીતમય સંસ્કાર અને સંગીત તરફ વલણ હોય તોજ તે છંદમાં મુકવા યોગ્ય છે એ નિયમ લક્ષમાં ન રાખ્યાથી આવા મિથ્યા પ્રયાસ કરવામાં આવે છે, વિચારો સંગીતક્ષમ હોય છે ને નથી હોતા એ ભેદનું અસ્તિત્વ જાણવું અઘરું નથી." (કવિતા અને સાહિત્ય)

આ અઢારમા સૈકાના સાહિત્યમાં કવિતાક્ષેત્ર જરા વિશાળતર બન્યું. ભાષામાં શબ્દ ભંડોળ વધ્યો, વિષયોનું બાહુલ્ય સ્વીકારાયું તથા શ્રોતાને પ્રસન્ન કરવાનો તથા નવલરામે પ્રયોજેલી દલપતરામની ચાતુર્ય શૈલીનો ઉપયોગ અત્યારથી સામળની વાણીમાં થવા લાગ્યો. ભાષાને કેળવી બીજી ભાષાઓ સાથે સરખામણીમાં પાછી ન પડે તેવી તેને કરવામાં અભિમાન વૃત્તિ ઉત્પન્ન થઇ સહેતુક પ્રયત્નો થવા લાગ્યા અને ભાષોદ્ધારનું કામ ઉત્કંઠાથી, ઉત્સાહથી અને ઉદ્યમથી થવા લાગ્યું પરંતુ તે કામ પાછું મંદે પડી જઇ કેટલોક સમય વીત્યા બાદ ગુજરાતની રાજકિય સ્થિતિને અવલંબી રહ્યું-અને અશાન્તિના એ યુગમાં સાહિત્ય પ્રવૃત્તિ ઝાંખી થવા લાગી, નહિ તો આપણે કવિઓએ રોપેલાં વૃક્ષો સામાજીક, નીતિવિષયક ધાર્મિક અને ઈતર પ્રદેશમાં પોતાનો બહુરંગી ફાલ અને બ્હાર દાખવ્યા વિના ન રહેતઃ

—૫—

આ પછી નાના નાના અસંખ્ય કવિઓ ઉદ્ભવ્યા અને તેમની કવિતા કોઇક પ્રેમાનંદને તો કોઇક સામળને તો કોઇક ઉભયને મળતી આવે છે. જૈન કવિઓમાં પણ તે ઉભય શૈલીઓનું યોગ્ય મિશ્રણ જણાય છે. 'શીલવતીનો રાસ' સામળની 'ભદ્રાભામિની' ને કંઇક મળતો છે વા તે પરથી સૂચીત હોય તેમ માલૂમ પડે છે. તે સમયની કવિતાશૈલીને સંબોધતો વલ્લભ નીચે પ્રમાણે જણાવે છે:

'કોમળતા કમળથી અધિક દેખાય જેમાં,
મધુ–સુધા મિટ પણે હારી હારી જાય છે;
અમલતા એના જેવી નથી કોઇ ભાષા મધ્ય,
પ્રાચીન પણું તો જેતું મોટેરું મનાય છે,
નવરસની નાયિકા, સુખદાયિકા છે સિદ્ધ,
જાણે નહિ નેહ એના ખોટા ગુણ ગાય છે.
કડક પણું કહે છે, નથી એના માંહી રજ,
વીર અંથ ભાળ્યા નહિ, ખત્તા તેહ ખાય છે.'

ખરી રીતે જોતા પ્રેમાનંદના અનેક શિષ્યોએ તે વખતનું સાહિત્ય સ્થાયી રાખ્યું હતું. તેના મુખ્ય મુખ્ય શિષ્યોનું વર્ણન ધ્વનિરૂપે પ્રેમાનંદની નીચેની કાવ્ય પંક્તિઓમાંથી જડી આવે છે જેમાં એકએકની કવિતાની દિશા પણ સચવાઈ માલૂમ પડે છે.

'કિંશુક કુસુમ રક્તપીતવર્ણું વાસવનું
અનુદિન આ ગુલાબ ગુર્જરી મહામણી
ઉપવન કુસુમિત જોઇ મત્ત ભૃંગ ગુંજે
અકલ પરભૃત આ વાણી કો પ્રેમતણી
સુરભીએ સહકાર પ્રફૂલ્લિત પૂર્ણ કીધા,
પ્રમુદિત દ્વિજ ગિરા સુરભિ સુહામણી:

કિંશુક એ રસની ખામી વાળો ગાયક વીરજી: મહામણી એ અનુવાદ કવિ રત્નેશ્વર: મત્તભૃંગ એ નિરંકુશ કવિ વલ્લભ: પરભૃત એ પ્રસાદ પ્રોષીત દ્વારકાદાસ અને સહકાર–દ્વિજ ઇત્યાદી પ્રેમાનંદનાં નામો છે.

આ સમયમાં પણ ભક્તિ ભાવના વિરમી નથી. રત્નેશ્વર જણાવે છે કે:

રત્ન કહે યત્નથી ભક્તિને દાખવે, ભાખવે ભિન્ન મુક્તિની માણો!

(આ ઉપરાંત પારસી કવિ પણ તે કાળમાં થયેલ છે તેને યે વિસરવા જેવું નથી. 'Certain ideas, phrases, idinms, turns of lauguage and of thought have made their Gujarati almost into a special dialect of the language. The poet is saturated with the religions and Social

ideas of his own community. The vehicle which he uses to convey them is no doubt Gujarati, but it is Gujarati clothed in an unfamiliar garb. Sanskrit and Gujarati words form the groundwork but the superstruction is composed of Zend, Pelalavi and Persian words and phrases which make it difficult for an ordinary Gujarati to follow and appreciate the beauty o the verses. Indeed but for the lucid on notation of the editor it would have been an uphill task for any one to understand the work fully.'

(Nulestoms)

આ પારસી કવિને સંસ્કૃત ફારસી અવસ્તા પેહલ્વી અને ગુજરાતી ભાષાઓનું જ્ઞાન હોય તેમ જણાય છે. પોતાના ધર્મ તથા સાહિત્યનું જ્ઞાન પણ તેણે ઉંચા પ્રકારનું ધરાવ્યું હોય તેમ જણાય છે અને સાથે સાથે સંસ્કૃત સાહિત્યના તેજ પડોશી હિંદી અને ગુજરાતી લોકોની રીતભાતના પણ બારિક અભ્યાસ અને અવલોકન આદર્યાં હોય તેમ દષ્ટિએ પડે છે. પ્રાચીન ઇરાનની સ્ત્રીઓનાં વર્ણન જાણે આએહુબ સંસ્કૃતમાંથીજ ન લીધાં હોય તેમ દૃષ્ટિગોચર થાય છે. પારસી ખાણાની રીત હિંદુ ખાણાને મળતીજ દાખવી છે. આ ઉપરાંત નાયક અને નાયિકાના અનેકરંગી પાત્રતમાં પણ હિંદુ રિતભાતના આબ્બં કુંકુંમ ઓપતાં માલૂમ પડે છે.

'તમ શીશ ફૂલ પુનમ ચંદ ને અમાશી સૂર
એ વેરાંન રાણમાં એથી ઘણું વરશે છે નૂર ॥
તમ નીડાળ ટીક શુદ્ધ વકેરસ્પત શુકર જડી !
તમ નાશકા નથ તે સખ ચેરાગ કોણે ઘડી !!
તમ કાન કુંડળ જડે આ જાણે માણકને મોતે !
કોટ અભરણ પહેરાવીઆં આપ ધણીએ પોતે !!
કર ચૂડ પોહોંચી જાણે વીજ ચમક ચમકીને જાએ !
પાએ પેજણ તે નેવરનો જહકારજ થાએ !!

વળી-

ખાજાં લાડુ જલેબી વેવરજ છે સાર !
મેવા મીઠાઇ ખુઆન ભરી ભરી મેલેઆં તેઆર !
એકશેટ શારણ તાહાં બાસેટ હુઆ પલેવ !
માખણ ઘીહી તાવેઆં તાહાં ખાણમાં ઓશાઇ ઝીણી શેવ !!
શાલ દાલ પરીશી તાહાં ઉપર ઘીહીની નાલજ દીધી !
જનશઃ જનથી અચાર તેહેની એમ વેવઅજ કીધી ॥

"ફ્યાવક્ષનામા" ના આ પુસ્તકમાં ગુર્જર સાહિત્ય વિષયક, અનેક ભાષા શાસ્ત્રી વિષયક, અને સમાજ વિષયક બાબતોનો સમાવેશ થયેલો છે અને તેથીજ તેની ઉપયુક્તતા જણાવાય છે.

આ પ્રકરણ પૂર્ણ કરતાં એટલું તો જણાવવુંજ પડશે કે અખાથી કાવ્ય ભાવનાની

દિશા બદલાઇ એ બાબત જો કે સત્ય છે તોપણ ધર્મ રૂપ કવિતાસ્વરૂપ તો જેમનું તેમ રહ્યું'જ: ગુજરાતી શુદ્ધ કવિઓ, જૈન સાધુ કવિઓ, તથા ઉપરોક્ત પારસી કવિયો ધર્મના બોધ કવિતામાં ઉતારતા હતાજ. એટલોજ તફાવત પડયો કે નરસિંહમીરાંમાં કવિત્વ રીતિજ સારી ધર્મમાં ઓતપ્રોત થયેલી હતી. અત્રે તેમ ન હોતાં કવિત્વરીતિ સાંસારીક ચિત્રો આપતી પરંતુ તેમાં ધર્મનાં ગુંજન અનેકશઃ ગુંજતી. આપણી શ્રુતિ સ્મૃતિ જેવો કંઇક આ ભેદ ગણી શકાય: પુરાણમાં ચર્ચેલી બાબતો બહુધા શ્રુતિ પરથીજ સૂચીત છે તોપણ વાર્તા-દ્વારે બોધનું પાન કરાવવું. ધ'નો આદેશ કરવો, એજ પ્રમાણે' સાંસારીક રસમય વાર્તાથી, પુરાણમાંથી લીધેલી આખ્યાયિકાઓથી, અને અદ્દભુત પ્રસંગો અને જીવનચરિત્રો પરથી ધર્મનો સૂક્ષ્મતમ બોધ કરવો એ 'એક પ્રકાર ન્યાય' હજુ પણ વિલસતો દૃષ્ટિએ પડે છે. અને તે ઠેઠ આપણા દયારામભાઇ સુધી તેવીજ સ્થિતિમાં રહેશે. અર્થાત્ ગુજરાતના દશમા સૈકાથી તે ઓગણીશમા સૈકા સુધીનું આપણું સાહિત્ય આજ રીતે એક પ્રકાર ન્યાયનું સૂચન કરતું રહેશે.

અઢારમા શતકના આપણા સાહિત્યને ગો. મા. ત્રિપાઠી 'Imbecile and sectarian output.' એ નામથી ઓળખાવે છે. દેવી પૂજા અને તેને અંગે ગવાતા ગરબા તે આ કાળમાં પ્રથમ દર્શન દે છે ઉપરાંત સાંસારિક વિષયોમાં પણ તે કવિઓ નર્મદ દલપત જેટલાજ ઘુમતા માલૂમ પડે છે સ્ત્રી જીવનની દુઃખી સ્થિતિ, કજોડાની પિડા અને ટૂંકામાં સમસ્ત કળિ-કાળની સ્થિતિ એવા એવા વિષયાનું પણ તે સમયના ગરબામાં સ્થાન છે. આનું સંબોધન અમુક દેવીને કરવામાં આવેલું હોય છે.

વલ્લભભટના કજોડાના ગરબામાં નીચે પ્રમાણે પંક્તિઓ છે:

વય વિના વનિતા વેષમાં, હો બહુચરી, ગર્ભજ ધરે અનેક

× × × ×

ગોરમા, ધરડો કે ભરથાર કે આવ્યો મુજને રે, લોલ;
ગોરમા ધિક્ક કીધો અવતાર કે શું કહું તુજને રે ;લોલ.

ઇત્યાદિ, ઇત્યાદિ,

આ ઉપરાંત કોઇકે કૃષ્ણની બાળલીલાનાં વર્ણન પણ આદર્યાં છે.

'હે જશોદાજી, આવડો લાડકવાયો લાડ ન કીજે: etc.
'હે વાંસલડી, વેરણ થઇ લાગીરે, વ્રજની નારને:
'તું શોર કરે, જાતલડી તારીરે, મન વિચારને:
તેં એવડાં કામણ શાં કીધાં ?
શ્યામલીએ મુખ ચુમ્બન દીધાં,
મન વ્રજવાસીનાં હરી લીધાં. હે વાંસલડી.
તુને કોડ કરી કૃષ્ણે ઝાલી,
ગૌ નાદ સુણી આવી ચાલી,
તું વિશ્વંભરને બહુ વ્હાલી. હે વાંસલડી.

પૂરવ તું કાંઇ નથી લાવી,
ઉધારે છોગે છે આવી,
ભગવાન તણે મન બહુ ભાવી, હે વાંસલડી.
તેં વ્રત વ્રતાદિક શું કીધું ?
રાધા થકી માન અતિ લીધું,
તુંને આલિંગન પ્રભુએ દીધું. હે વાંસલડી.
હે વાંસલડી વેરણ થઇ લાગી રે, વ્રજની નારને.

આ ગીતમાં પણ ભક્તિમંત રસિકતા વ્યાપી રહી છે.

હવે ઓગણીસમા સૈકાના પ્રથમ ભાગમાં શિવભક્તો, વિષ્ણુભક્તો, જૈન સાધુઓ, દેવી ભક્તો, અને સહજાનંદ સ્વામીના ભક્તો, એ પ્રમાણે સર્વ ભક્ત કવિઓ તથા કેટલીક સ્ત્રી કવિઓ પ્રસિદ્ધિમાં આવ્યાં. અને આ યુગ ઠેઠ ૧૮૫૦ સુધી ચાલ્યો. આમાં પ્રથમ આપણે ધીરા કવિની કવિતા જોઇએ. ઉપર કહ્યું તે પ્રમાણે ધીરો અને ભોજો અખાના અનુયાયીઓ હતા. યોગના કરતાં જ્ઞાન તરફ તેની વૃત્તિ વિશેષ હતી; અને એ જ્ઞાન તે આત્મજ્ઞાનજ હતું. અખાના કરતાં વધારે લોકમાન્ય ભાષામાં અને વધારે felicity of language દાખવતી ધીરાની વાણી છે. ધીરાનાં કાવ્યોમાં તેની કાફીઓ બહુજ પ્રખ્યાત છે. તેનાં રણયજ્ઞ, મતવાદી, આત્મબોધ, જ્ઞાન કક્કો, યોગમાર્ગ, પ્રશ્નોત્તર માલિકા, અવલ વાણી, છૂટક પદો, ગરબીઓ અને ધોળ પણ સરસ અને જ્ઞાનપ્રધાન કાવ્યો છે. બોધ અને ઉપદેશનાં તથા ટપકો અને ચાબખાનાં તેનાં પદો પણ જોવા જેવાં છે. સાક્ષાત્કારનાં દુર્બોધ અનુભવનાં પદો તો નરસિંહની સૂક્ષ્મતાનું ભાન કરાવે તેવાં છે, જેનો નમુનો એક પાછળ આપી ગયા છીએ: ધીરાનાં પદોમાં નીચેનાં મુખ્ય છે.

(૧)

તરણા ઓથે ડુંગરરે, ડુંગર કોઇ દેખે નહીં
અજાજુથ માંહેરે સમરથ ગાજે સહી તરણા. ટેક

(૨)

નાનપણે ઘર ધંધે ધામો; વૃદ્ધપણે હરિગુણ ગાય;
ઘર લાગ્યું ત્યારે કુવો ખોદાવો એ અગ્નિ કેમ ઓલવાય;
જીતી બાજી હાર્યો રે, પત્થરને નાવે બેઠો તરવા—
અંતે સંતુને તેડાવે રે, હરિનું ભજન કરવા,

(૩)

ખબરદાર 'મનસુબાજી, ખાંડાની ધારે ચઢવું છે,
હિંમત હથિયાર બાંધીરે સત્ય મેદાનમાં લડવું છે
સુરત નુરતને ઇડા પિંગળા, સુષુમણા ગંગા સ્નાન કીજે
મન પવનથી ગગન મંડળ ચઢી, ધીરા સુધારસ પીજે,
રાજ ભર્યું રીઝે રે, ભજન વડે ચઢવું છે. ખબરદાર.

(૪)

જેને રામ રાખે રે, તેને કુણ મારી શકે
અવર નહિ દેખું રે, બીજો કોઇ પ્રભુ પખે

(૫)

મન તુંહી તુંહી બોલેરે, આ સુપના જેવું તન તારૂં;
અચાનક ઉડી જાશે રે, જેમ દેવતામાં દારૂ;
ચંચળ ચિત્ત ચેતીને ચાલો, ઝાલો હરિનું નામ,
પરમારથ ને હાથે તે સાથે કરો રહેવાનો વિશ્રામ,
ધીરા ધરાધરથી રે, નથી કોઇ રહેનારૂં; મન.

ધીરા પછી બાપુ સાહેબ ગાયકવાડ-ધીરાનોજ શિષ્ય-પ્રસિદ્ધિમાં આવેલો છે. ત્યાર પછી નિરાંત ભકતની ગણના સાહિત્યમાં થાય છે આ ભક્તને એક મિયાં સાહેબ તરફથી જ્ઞાનગાથાની પ્રાપ્તિ થઇ હતી. અને તે બ્રહ્મજ્ઞાની કવિ તરીકે પ્રખ્યાત છે. નિરાંતને પણ ઘણા શિષ્યો હતા. બ્રહ્મની વ્યાખ્યા તેણે આ પ્રમાણે આપી છે.

રૂપ નહિ જેને ગુણ નહિ, ને નામ નહિ છે એવું;
કંઇએ નહિ ને સરવશ તેનું, વૃક્ષ બીજ છે જેવું:

બાપુ સાહેબનું એક ગીત ઘણું લોકપ્રિય છે:—

અમે બગડયા, અમે બગડયા, લેજો જાણીરે,
ભાઇ અમે બગડયા, અમે બગડયા; લેજો જાણીરે,

× × × ×

પારસ સંગ થકી પત્થર જોને બગડયો,
થયો પારસ તે જાણે કોક જ્ઞાની રે,
તમે બગડો તે ભાઇ એવા બગડજો
ત્યારે તો મટે ચોરાશીનીજ ઘાણી રે,
સતગુરૂના સંગ થકી સેવક જુઓ બગડયો,
જેણે સતનામ લીધું છે છાણી રે.

વળી સર્વ ધર્મની એકતા અને ઉંડી મતસહિષ્ણુતા દાખવવે આ નીચેની પંકિતઓ પણ મઝેથી દીપે છે:—

રામ ને રહેમાન તમે એક ભાઇઓ જાણજો,
કૃષ્ણ ને કરીમ એક કહીએ.
વષ્ણુ બિસમલ્લામાં ભેદ નથી ભાળયો,
અને અલ્લા અલખ એક લહીએ રે.

ત્યારપછી ભોજો ભગત થયા તેમના ચાબખા અતિ લોકપ્રિય છે. તેને કવિતા ગણવી કે નહિ તે વિવાદગ્રસ્ત પ્રશ્ન છે. તેની હોરીઓ પણ તેટલીજ પ્રખ્યાત છે. વ્હેમનું તથા આચાર ઘેલાઇનું વર્ણન પણ તેનામાં ઘણું છે.

એની હોરીમાં મુખ્યઃ

નાથ મોરી અરજ સુણો અવિનાશી
હું તો જનમ જનમ તોરી દાસી—નાથઃ

"જોઇ લ્યો જગતના બાવા, ધર્યા છે ભેખ ધુતીને ખાવાઃ"

એ એનું પ્રસિદ્ધ પદ છે. વળી—

'પ્રાણીઆ ભજીલેને કિરતાર, આ તો સ્વપ્નું છે સંસાર'

એ તાત્વિક પદ પણ અજબ મનોહારી છે.

ભોજાની શૈલી વિષે નીચેનો અભિપ્રાય આપી શકાશે.

Bhoja Bhagat's language is the very reverse of classical. He having never moved in cultured society, nor studied well, it is neither refined nor smooth. It is rough and full of provincialism; it comes from the heart, and without under going any process of tempering, strikes the unagivation of the reader or hearer, with the force of the blow of a steam hammer. It is rough like that of a countryman's but none the less sincere.

હવે આપણે મનોહર સ્વામીની કવિતા જોઇએઃ તે જ્ઞાની કવિ રૂપે પ્રખ્યાત છે. અખાની સાથે તેની તુલના કરવાનું સામાન્યતઃ મન થાય એમ છે. કારણ ઉભય શંકરવાદી છે.

અખો અને મનોહર સ્વામી ઉભય અદ્વૈતવાદી છે, તે પણ અખાની માફક વ્રત, તપ, જપ, સેવા, પૂજા, અર્ચા, ધર્મ, કર્મ, તીર્થાટન વગેરે વગેરે પર પોતાનું લક્ષ લગાડતો માલૂમ પડતો નથી. તે કહે છે કેઃ

તપ તિરથ વ્રત સ્નાન દાન જપ, વિધ વિધ કરે ઉપાય
હૃદય ગ્રંથીનો ભેદ ન જાણે, અવળા ઓસડ ખાય

અખાને 'આત્માર્થીપણા' ની ઉમેદ છે ત્યારે આને 'હૃદયગ્રંથીનો ભેદ' ઉકેલવો છે. અખાની માફક (ગુરૂ કર્યા મેં ગોકુળ નાથ, ઇત્યાદી) મનોહર સ્વામી જણાવે છે કેઃ—

કઇ પાખંડે પંથ ચલાવે, પ્રભુ થઇને પૂજાય
શિષ્ય તણો સંશય નવ ટાળે, ધુતીને ધન ખાયઃ

અખાની માફક (સેંકડો હરિગુરૂ સંતને) મનોહર પણ 'સદ્દગુરૂ શરણની ભાવના' રાખે છે. આટલું છતાં એનાં પ્રથમનાં કટલાંક કાવ્યોમાં અખા કરતાં વેદાન્તિક ભાવનાઓમાં તે બેશક ઉતરેજ ! કારણ એનામાં કેટલુંક તો દયારામની નીતિ બોધની ગરબીઓ જેવુંજ લાગે છે. અને વેદાન્તના ઉપરના પટ નીચે નીતિ-વિષયક ભાવાઓનાં વિસ્તીર્ણ રાજ્ય જામી રહેલ દિસે છે. ષડરિનો નાશ, શીલ, દયા, સંતોષની પ્રપ્તિ, હરિનો વિશ્વાસ ઇત્યાદિ ભાવો એમાં વિશેષ વિચરે છે તોપણ અદ્વૈત વેદાન્તના ચમકાર નથી તેમ નથી.

કપટી પ્રાર્થના કરનાર પર અખાના જેવોજ તેને તિરસ્કાર છે. વૈષ્ણવ અને સ્વામી નારાયણના મતોનું ખંડન કરવામાં તે ઉઘુક્ત હોઇ તે અદ્વૈત મતનું બ્રહ્મ નિરૂપણ આદરે છે.

'જય જય જય જગન્નાથ, જગ નિવાસ સ્વામી'

એ કલ્યાણ રાગનું કાવ્ય મનોહર સ્વામીની આધુનિક કાળમાં ભક્તિ કાવ્યોની અને ભકત કવિની જેવી ગણના થયેલી છે તેવીજ ગીતની કોટીમાં મૂકવા લાયક છે. એ કલ્યાણ રાગની પરમ પ્રાર્થના કલ્યાણજનકજ છે.

પદ ૧૫મું વાંચતાં આબેહુબ અખાના જેવાજ ભાવો માલુમ પડે છે. ( ખટ શાસ્ત્રના જુજવા મતા. etc.)

ખટ શાસ્ત્રના ખોટા રાજવી, કહાડયા કરતા કૂડા વાદ,
થાણું બેઠું વેદાન્ત ભૂપાળનું, ઉઠયો અનહદ નોબત નાદ.

અને સમસ્ત કાવ્ય અખાના કરતાં કદાચ ભાષાશૈલીમાં સવિશેષ આકર્ષક થઇ પડતું લાગે છે.

એનામાં વર્ણભેદની અગત્ય અને મૂર્તિ પૂજાનું ખંડન છે. અખામાં બન્ને અનાવશ્યક ગણાયાં છે.

"બહુ મંદિરો બનાવે જડ પૂજવા રે લોલ
"વરણ ભેદ તજી ભ્રષ્ટ કરે સૃષ્ટિને રે લોલ:

પદ ૨૪-૨૫-૨૬-૨૭ એ ગરબીઓના રચુકાજ ભવ્ય છે. અખાની ક્લિષ્ટ ભાષા આગળ આની સૌમ્ય અર્થપૂર્ણ શૈલી નંગકુંદન જેવી સોજન્યલ સોહે છે.

'પ્રભુ તને પ્રસન્ન તે કયમ થાએ' એ દયારામના 'પ્રભુ તને પ્રસન્ન તે કયમ થાય ત્હારા દિલનું કપટ નવ જાય' એ પદને કંઇક મળતું આવે છે અથવા તો તે પરથી સૂચીત હોય તેમ લાગે છે.

અખાના જેવી વેદાન્તી ભાવનાઓની વચમાં નરસિંહનાં 'હળવાં કર્મનો હું નરસિંહો, મુજને તો હરિ વ્હાલા રે,' 'વૈષ્ણવ જન તો તેને કહીએ' ઇત્યાદી, ઇત્યાદી કાવ્યોના પલટા પણ મનોહરમાં માલૂમ પડે છે.

અહીં એકલા વલ્લભ મત ખંડનની ભાવનાજ ઠેકાણે ઠેકાણે બહુ માલૂમ પડે છે. ત્યારે અખામાં અનેક પંથો અને મતોનો દંભ દેખાડી તે તરફનો પોતાનો પરમ ધિક્કાર ગવાયલો છે.

'કૃષ્ણ કહે મન બુદ્ધિ થકી પર, આત્મ સ્વરૂપ નિહાળો રે
'ઉલટા કહે જે અમો જ્ઞાનીએ, રાધા કાલક કાળો રે

પદ ૭૪ મું મૂર્તિ પૂજાનું ખંડન લલકારે છે, પરંતુ તેના ભાવોમાં આધુનિક દલીલો જેવું કાંઇજ નથી.

'લાખો માણસ મૂર્તિ પૂજે, એકકેની નવ બોલે રેઃ
'લાખે એક ન બોલે એવો, મારગ મૂરખ ખોલે રેઃ

ઇન્દ્રિય અને તેના દેવતાનું કથન મનોહરમાં વારંવાર દૃષ્ટિએ પડે છે. વળી તે કર્મને જ્ઞાન ઉભય દાખવે છે.

' એક કર્મને બીજો જ્ઞાન છે રે તેમાં મન માને તે ઝાલ
' કર્મનો મારગ જો ગ્રહે રે તો કામનાથી મન વાળ.
' જ્ઞાન વિદ્યાનું કામ છે રે તો, વૈરાગ્યાદિ સંભાળ
અખો કહે છે કે ' જ્ઞાનીને કવિમાં ન ગણીશ '
... અમો મગણુ જગણુ નથી જાણતા
તુક ચોક ચાતુરી ઝડ ઝમકો, અમો લક્ષા વિના નથી આણતા."

મનોહરમાં કોઇક રાગ સાંભળી તે પરથી તેજ રાગનાં પદો બનાવવાનું તેનામાં સામર્થ્ય હતું. તે પોતે ગાઇ જાણતો ન હતો.

અખાનાં કાવ્યો તદ્દન સ્વતંત્ર છે. તેનાપર કોઇની છાયા-છાપ પડી લાગતી નથી. એનાં કાવ્યોની શૈલીજ નિરાળી છેઃ—

' ભાઇ ભક્તિ જેવી પંખીણી, જેહને જ્ઞાન વૈરાગ્ય બે પાંખ્ય છે.
' ચિદાકાશ માંહે તેજ ઉડે, જેને સદગુરૂ રૂપી આંખ્ય છે

અને 'નેત્ર દેખ પરબ્રહ્મનાં' ઇત્યાદી

ભક્તિમય આત્માનાં દર્શન. વગેરે સુંદરતમ ઉર્ધ્વગામી ભાવો આગળ મનોહરની સાદી સરળ કથા સામાન્યજ લાગે છે. અખાના ઉંડાણુ સાથે વાચકને ઉંડા ઉતરવાની જરૂર પડે છે. તે વિના તેના ભાવ કળાતા નથી. મનોહરમાં તેવું નથી. અખો જ્યાં Simple (સરળ) છે ત્યાંજ તે Sublime (ભવ્ય) છે. મનોહર માત્ર સરળજ છેઃ

આ ઉપરાંત કેટલીક અધુના મનાતી લોકપ્રિય ગરબીઓ પણ અત્રે ઉતારવી અસ્થાને નહિં ગણાય. તે ગરબીઓના ઉત્પાદક કવિઓનાં નામ તો ભાગ્યેજ અત્યારે લોકોમાં મશહુર છે પરંતુ તે ગરબીઓ જાતેજ ચિરંજીવ રહી જૂના સાહિત્યનો અણમુલ શણગાર બની દિપે છે. દયારામભાઇ પહેલાંની આ ગરબીઓજ કદીય દયારામભાઇની સંગીત ગરબીઓનું મૂળ હોઇ શકેઃ —

રતનદાસનીઃ

"ઓધવજી સંદેશો કહેજો શ્યામને,
મારા સમ જો, મૂકી મનનો મેલ જો,
કનુડો કપટી રે, આવડો કેમ થયો ?
છળ કરીને છેતરીએ નહિ, છેલ જો. — ઓધવજીઃ
આટલા દિવસ રે, આવું નવ જાણતી;
ઘરથી ન જાણ્યા, ધુતારાના ઢંગ જો;

પાણીડાં પીને રે, ઘર શું પૂછીએ ?
બાળપણામાં કીધો, એ શું સંગ જો. ઓધવજી:

શાન્તિદાસની— આવો મારે ઘેર માણવા, હોજી રાજ,
આવો મારે ઘેર માણવા. ઇત્યાદી

ભવાનભક્તની— ઓ રાણાજી રામની સાથે રાગ ન રાખીએ. ઇત્યાદી

રાવો ભક્તની— બેડો બાઇ બુડતો તારો રે, અંબે બાઇ પાર ઉતારો રે. ઇત્યાદી

ગોવિંદદાસની— હાંરે નારદ સ્વર્ગભુવન થકી આવ્યા:
એક પુષ્પ અનુપમ લાવ્યા રે,
નારદ સ્વર્ગભુવન થકી આવ્યા:

ઉપરાંત 'બ્રહ્માનંદ કાવ્ય' પણ પ્રસિદ્ધિમાં આવેલ છે.

દેવાનંદની 'કર પ્રભુ સંગાથે દૃઢ પ્રીતડી રે, મરી જવું મેલી ધનમાલ,
અન્તકાળે સગું નહિ કોઇનું રે:

—૬—

આ સહજાનંદી કવિઓ ઉપરાંત કેટલીક સ્ત્રીકવિઓ પણ થયેલી છે. પરંતુ તેમનાં કાવ્યોમાં મીરાં જેવો ઉત્કટ ભક્તિભાવ નથી. તેમનાં અન્તર્ભૂત કાવ્યત્વને માટે એટલુંજ કહી શકાશે કે જે કાર્ય જગતના કોઇપણ સાહિત્ય વિષયક ઇતિહાસમાં માલૂમ પડતું નથી તે કાર્ય તેમણે તે સમયના ઓછાવત્તા મળતા જ્ઞાનથી આદર્યું અને પોતાના વિચારો જણાવી શકવા જેટલું સામર્થ્ય દાખવ્યું, તોપણ એટલું તો કહેવુંજ પડશે કે તે કાવ્યત્વ કેવળ સાદું, સરળ, સ્પષ્ટ અને સામાન્ય લોકસ્વભાવની ભાવનાથી ભરપુર છે 'નથી તેના વર્ણનમાં ઉછળતો શૃંગાર કે ગંભીર શાન્ત રસ, નથી હૃદયને દ્રવીભૂત કરનાર કરૂણ કે હૃદયને વિકાસી કરનાર હાસ્ય, તેનામાં એક સરખો અને ગંભીર વત્સલ રસ રસજ્ઞને પ્રતીત થયા વિના રહેતો નથી; અને એ રસ તેમાં છે માટેજ તેની કવિતામાં કાંઇ ચમત્કાર છે એમ શ્રોતાઓને લાગે છે. એની ભાષા શુદ્ધ ઘરઘથ્થુ ગુજરાતી છે તથા ગરબીઓ ઝટ મોઢે ચ્હડે તેવી અને સરળ છે. તેમનાં કાવ્યોમાં સ્થળે સ્થળે ઇશ્વર ભક્તિ, સદાચરણ અને સારી નીતિની પ્રશંસા આદરેલી છે. ' આ સ્ત્રી કવિઓ પાંચ છે.

દિવાળીબાઇ, રાધાબાઇ, કૃષ્ણાબાઇ, પુરીબાઇ અને ગવરીબાઇ: અને એ પાંચેમાં કંઇ કંઇ ફેર તો છેજ: દિવાળીબાઇએ રામાયણ તથા રામચરિત્રની પસંદગી કરી છે, ત્યારે રાધાબાઇએ કૃષ્ણચરિત્રને પોતાનું ગણ્યું છે. પહેલી બાઇ પરમેશ્વરને પ્રસન્ન કરવાના મુખ્ય સાધન તરિકે નીતિને માને છે ત્યારે બીજી બાઇ પોતાના ઇષ્ટ પ્રતિ અસાધારણ પ્રેમને માને છે પરંતુ તેમાં યે મીરાનું Imotionalism તો નથીજ. વળી રાધાબાઇની ભાષા ગુજરાતી, હીંદી, અને મરાઠી મળુ ભાષા મળીને જાણે એક નવિન ભાષા હોય તેમ જણાય છે. કારણ તે જાતે દક્ષણી બ્રાહ્મણ હતી અને તેણે પ્રવાસ પણ ઘણો કરેલો હતો.

' આતુર માસ રહી વટપુરી રે:
' ગાઇ ગુજરાતી કવિતા પૂરી રે

ગુણુ ગાઇ અમી રૂપ ભાષા રે
ગુણુ ગાઇ અમી હિંદ ભાષા રે

તેના પ્રવાસને લીધે તેનામાં વર્ણન છટા ઇતિહાસનો જ્ઞાનજ માલૂમ પડે છે. તેની કવિતામાં રસિકતા અને લોકપ્રિયતાના ચમત્કારો છેજ.

આ ઉપરાંત કૃષ્ણા, પૂરી અને ગવરીની ગણનામાં પણ તફાવત છે. 'સીતાની કાંચળી' કૃષ્ણાબાઇની લખેલી છે. જેમાં રામ અને સીતાને સામાન્ય જનસમૂહના સ્ત્રી પુરુષ જેવાં વર્ણવ્યાં લાગે છે. તોપણ રામની ચારિત્ર્યદિપ્તીના ઉજ્જ્વલ અંશો તેમાંથી નાશ પામતા નથી. આ ઉપરાંત તે કાવ્યમાં સીતા અને રામ વચ્ચેનો, તથા સીતા અને લક્ષ્મણ વચ્ચેનો સંવાદ ઘરઘથુ ભાષામાં હોઇ તેમાં હઠીલી સ્ત્રી, તેને નમતો પતિ તથા ભ્રાતૃ ધર્મ સમજતો ભાઇ એ ત્રણેનું જીવન્ત ચિત્ર અપાયલું દષ્ટિગોચર થાય છે.

પુરીબાઇએ સતીમંગળ લખેલું છે. જે સાદું છતાં ઉજ્વલ છે તેમાં વિશેષ શુદ્ધ અને જાજ્વલ્યમાન ચિત્ર અંકાયલું છે.

ગવરીબાઇ પર અખાની છાયા પડી હોય તેમ લાગે છે અને જો તે સ્વતંત્ર કાવ્યો હોય તો તે બ્રહ્મજ્ઞાન અને આત્મજ્ઞાનના વિષયમાં અખાની સાથે તુલનામાં મુકાઇ શકાય: તિથિયો અને વારના તલ નીચે આત્મા અને બ્રહ્મના-જીવ શિવના અદ્વૈત ભાવની શાન્ત મનહર ઝરણી ઝરતી માલૂમ પડે છે. અખાની 'અક્ષય ગીતા'ના અને આના ભાવો ઘણાજ સમાન માલૂમ પડે છે. જાણે તેનું સંક્ષિપ્ત સ્વરૂપજ કાં ન હોય?

ટૂંકામાં આ સ્ત્રી કવિઓની કવિતાસ્થિતિ તે સમયનાં સ્ત્રી સ્વાતંત્ર્ય, તેમની પુરુષ કવિઓના જેટલી કવિતાની ઉંચી પદવી, પુરુષ કવિઓના જેટલીજ છૂટ, પત્ની, વિધવા વા સાધ્વી વરિકે તેમનાં મીરાંની કવનાં પહો તથા તેમાં વિહરતી વાત્સલ્ય ભરી કુમાશ, સર્વ શાસ્ત્રો કરતાં સ્ત્રી શાસ્ત્ર ન્યારૂં છે એવી તેમની કલ્પના ને તે દ્વારે રચાયલી તેમની કવિતા શાન્ત, સોહાગી અને સુંદર ભાવમાં વિલસતી છે.

પ્રેમાનંદ પછીથી ભાષોદ્ધારનું સ્તુત્ય કાર્ય મંદ પડી ગયેલું તેને પુનઃ હાથમાં લેનાર, પોતાની મોહક ગરબીઓથી મુગ્ધ બનાવનાર, પોતાની તાલબદ્ધ સંગીતક વાણીથી રસખોળ કરનાર, પોતાની નીતિબોધની ભાવનાઓથી અને સતસૈયા ઇત્યાદી કૃષ્ણગોપીના મનહર વૃત્તાંતોથી અજબ કરનાર ડભોઇનવાસી દયારામભાઇ હતા. આ એમની ગરબીઓની અસર એવીને એવીજ પરંતુ વધારે સંસ્કૃત રીતની આપણા સાહિત્યમાં દૃષ્ટિગોચર થાય છે. કારણ તેમાં મિઠાસ, રસિકતા, સુંદરતા અને સ્વાતંત્ર્ય-વિચારના તેમજ ભાવ ચિત્રનાં અતિશય મળી આવે છે. તેમાં વિહરતા વિચિત્ર અંશો બાદ કરીએ અને રસશક્તિ અને રસોદ્બોધક શક્તિની સ્નિગ્ધ પ્રનાલિકાનુંજ દર્શનમાત્ર કરીએ તો એ ગરબીઓ આપણા જૂના સાહિત્યમાં એક સ્વતંત્ર રીતે ઉચ્ચ સ્થાન ભોગવેજ છે; અને વર્તમાન સાહિત્યમાં સમસ્ત ભાવ રમાડવાની તેની કૃતિ અનુપમ છે એ નિઃશંક છે. નર્મદાશંકર, નવલરામ, નરસિંહરાવ અને નાનાલાલે તેનું અનુકરણ કરી તેને ઉત્કૃષ્ટ સ્વરૂપ આપ્યું છે તે પણ પ્રશંસનીય છે. યમુના મૈયા, વૃંદાવનની કુંજ, વાંસળી, દાણુ, ગોપીવૃંદ, અને ગોપાળ એ સર્વને અદ્ભુત Symbols રૂપે જોતાં એની ગરબીઓમાં અખંડ અનંત પ્રભુતાભર્યો રાસ રાગ જામી રહ્યો

છે અને ether ને તેનાં પરમાણુના રાસ શી અને ખટમાસની ચંદ્રિકાભરી રાત્રીમાં ચંદ્ર ને તારલીઓની અપૂર્વ સંગીત કેલી શી સદા સર્વદા પ્રસન્નતા બક્ષતો વિહરે છે. જેમ અખાને માટે એમ કહેવાયું છે કે 'જ્ઞાનીને કવિમાં ન ગણીશ' તેમ આને માટે પણ કહી શકાશે કે 'રસિકને જ્ઞાનીમાં ન ગણીશ.'

'જ્યાં રસમય ગિરિ ગોવર્ધન રે, રસમય શ્રી જમનારાણી
રસરૂપ વૃક્ષને વેલો રે, પૃથ્વી રસમય એ જાણી.'

દયારામ સર્વત્ર રસપુંજ દર્શન કરે છે, રસનું પાન પીએ છે, પાય છેઃ તેનાં પાત્રો રસ-શક્તિ અને રસોદ્‌બોધક શક્તિ રૂપે નાયક નાયિકા જેવાં પ્રસન્ન મન આપે છે. તેમનો સમાગમ–ઉભયની રસકેલી–વૃંદાવનની પરિમલવન્તી કુંજમાં થાય છે. વૃંદા તે ત્યાં રસોદ્‌બોધક શક્તિની –રાધાની–અનુપમ રસગંધછે અને વૃંદાવન તે એવી સુગંધવન્તું નિત્ય વન છે તેજ 'વ્રજવન-વનવેલી' અથવા 'કૃષ્ણસદન' છે. દયારામની આ ગરબીઓમાં એકલું શૃંગાર શાસ્ત્રજ યોજાયલું નથી પરંતુ રસશાસ્ત્ર, યોગશાસ્ત્ર અને પ્રેમ ભક્તિ શાસ્ત્ર એ ત્રણેની મેળવણી કરી કવિએ એક નવું શાસ્ત્ર વિરચાયું છે. રસશાસ્ત્રની દૃષ્ટિએ ઉપરોક્ત અવલોકન કરી આપણે યોગશાસ્ત્રની દૃષ્ટિથી તેનું અવલોકન આદરીએ. વેદાન્તના 'ब्रह्मविद् ब्रह्मैव भवति' તેજ પ્રમાણે અત્રે 'रसविद् रस एव भवति' એવું કવિ કહેતા હોય એમ જણાય છે. કેવળ યોગશાસ્ત્રના જ્ઞાની કવીઓ જેવાકે ધીરો વગેરે પણ ઉપર કહ્યું તે પ્રમાણે ભક્તિ માર્ગના જેવીજ પરિભાષા અને અલંકાર રચના પોતાના દુર્બોધ અનુભવને પ્રાકૃત મનુષ્યોની બુદ્ધિમાં ઉતારવા માટે યોજે છે. નેત્રને અન્તર્વૃત કરી સુરતા લગાવવી–પતંજલિની ભાષામાં નેત્રદ્રસ્ય અંતઃ પ્રત્યયની એકતાનતા કરવી–જેથી નાથ સ્વર અને રૂપ એમ બે ભાવે દેખાશે. એજ ભાવ એની ગરી-બીમાં જામ્યો છે.

'જેમ નટ દગ દોરમાં પાણીહારીનું બેડલા માંય,
ચિત્ત પરસ્પર જારનું, વળગ્યું રહે ત્યાંનું ત્યાંય.
તેમ મન પ્રભુમાં નિત્ય દેવું, સંસારમાં સાક્ષીવત્ રહેવું.
જગત જાણે એ છે જંજાળી, રાખ હૃદે ત્રિકમ શું તાળી.'

આ દેશની ભાષામાં યોગીઓ જેને 'સુરતા લગાવવી' કહે છે તેવીજ ભક્તિ યોગની પરિભાષામાં તેને 'જાર પ્રીત' કહે છે, તોપણ કેટલીક ગરબાઓ તો એ પ્રમાણે સમજાવી નહિજ શકાયઃ—

૧) આવોને મારે ઘેર માણવા હોજી, રાજ, આવોની. વગેરેઃ
૨) કઇ સખે લપટાણા, વાલમજી, કઈ સંગે લપટાણા ?"
૩) બળતી વહાલમાં રે, નચાવ્યાં, લલચાવ્યાં લોચન વગેરે
૪) હાથનાં હાનસમાં, દીપક જેવો ઝળકેરે
સુંદરીના વેણુમાં (? નેણમાં)તેવો રવિ રસ ઝળકે રે

૫) તમારો વરાશે પ્યારો મન માને તે કહોની. વગેરે

૬) મુજને અડશો માં આઘા રહો, અભડેશા છેલા આઘેરા માં. વગેરે

આટલાં કાવ્યો બાદ કરતાં બીજાં કાવ્યોને ઉપરનીજ રસશાસ્ત્ર, યોગશાસ્ત્ર અને પ્રેમ ભક્તિ શાસ્ત્રની દ્રષ્ટિથી જોઇ શકાશે પરંતુ તે સર્વમાં યે કામશાસ્ત્રાદિકમાં સ્ત્રી પુરૂષના પ્રેમને ઉદ્દેશી જે દશ અવસ્થાઓ કહી છે. તેનુંજ નિરૂપણ કરે છે. તેજ શાસ્ત્રની પરિભાષાને સ્વીકારી દયારામ આસક્તિની ત્રણ દશા-શ્રવણ, કિર્તન અને સ્મરણ, આસક્તિની બે પાદસેવન અને અર્ચન, પ્રેમની ચાર વન્દન, દાસ્ય, સખ્ય અને આત્મ નિવેદન અને તન્મયતાની એક પ્રેમ ભક્તિ; એમ તેનાં પ્રકટ નામ આવે છે. આ રીતે તેનો 'સાસુ વહુનો સંવાદ' મોહનજીના ત્યાગના વર્ણનનું દ્રષ્ટાંત છે.

'પ્રેમની પિડા તે કોને કહીએ રે, મધુકર, પ્રેમની પિડા તે કોને કહીએરે,

તેમાં ભક્ત પોતાની આધિનું વર્ણન મનુષ્ય પાસે ન કરતાં મધુકર પાસે કરે છે.

૩) 'ઉભા રહો તો કહું વાતડી બિહારીલાલ' એમાં વિરહ અને ઉદ્વેગ ઉભય છે.

૪) વેણુનાદનાં દ્રષ્ટાંત મોહક અને રસ બોધક છે અને વંસળીનો બોધ સંસારનો વિરોધક છે. આવી ઘણી ગરબીઓ છે. 'વેણુ મા વાશો મારે આંગણે'.

૫) કેટલાંકમાં ભક્ત ચક્ષુરાગથી અને વેણુનાદથી આકર્ષાય છે 'ત્રિકળ કરી મને વાલમે વાંકી દ્રષ્ટે રે જોઇ' વગેરે. વળી વાંકુ મા જોશો વરણાગીઆ, જોતામાં કાળજામાં કંઇ કંઇ થાય છેજી.

૬) અન્યત્ર હરિ સ્વરૂપ ભક્ત કને જઈ અચીંત્યુ તેને પોતા સન્મુખ યોજે છે.

"હું જાઉં જળ ભરવા ત્યાં વ્હાલો પૂઠે પૂઠે આવે,
"વગર બોલાવ્યો વ્હાલો બ્હેડલું ચ્હડાવે;

૭) જેમ ભક્ત આમ હરિથી આકર્ષાય છે તેમ હરિ પણ ભક્તથી આકર્ષાય છે. ભક્તનો અનુનય કરે છે, ભક્તને મનાવે છે, અને તેનું શરણ શોધે છે. હરિના અને ભક્તના પરસ્પર આકર્ષણને અંતે રસભોમ થાય છે. તેને અનેકશઃ કવિ શૃંગારશિખરની પરિભાષામાં યોજે છે. કેટલીક વખતે જ્યારે વિપરીત ભાવો અતિ જામે છે ત્યારે કહેવુંજ પડે છે કે કવિ સમુદ્ર તરી ખાબોચીઆમાં ડુબ્યા. He passed from the sublime into rediculcus.

આ ઉપરાંત એના સર્વ કાવ્યની કુંચી અને સર્વ ભાવનાઓનું હાર્દ એનો રસિક વલ્લભ નામે પ્રકટ ગ્રંથ છે. આમ છતાં યે એનો 'સતસૈયા' એને એક સંસ્કૃત ભાષાના ઉન્નત અભ્યાસી રૂપે તથા શુદ્ધાદ્વૈત ફિલસુફીના પ્રચારક તરિકે પ્રકાશમાં આણે છે.

આ સ્થળે દયારામને નરસિંહની તુલના કર્યા વિના રહેવાશે નહિ. દયારામની ગરબીઓ પ્રાયશઃ નાટકના પુર્વરંગ જેવી લાગે છે. તેમાં કૃષ્ણનું-રાધાકાન્તનું-ભક્તને મુખદર્શનનું દર્શન થાય છે. ભક્ત રાધાકાન્તની રસકેલીનો સાક્ષીજ માત્ર થાય છે ત્યારે નરસિંહમાં તેનાથી આ·

ગળ વધી એ સ્વામીને 'કૃષ્ણ' ને શ્યામ'થી પર એવી 'અલક્ષ' સંજ્ઞાથી ઓળખવામાં આવે છે ને નરસિંહ તેનામાં ચરણ-લય-ઇચ્છે છે. તેને કૃષ્ણ દર્શન સ્થિર સનાતન અને વાસ્તુ છે. તે સાક્ષીજ માત્ર નહિ પરંતુ ભોક્તા થઇ રહે છે અને ભક્તહૃદય તેમજ હરિહૃદય અન્યોન્યથી આકર્ષાય છે; અન્યોન્ય સુશ્રુષા કરે છે, અન્યોન્યનો અનુનય કરે છે અન્યોન્યનું શરણ શોધે છે. પ્રેમ સમાધિમાંથી આદિ કવિ નરસિંહ આવા ઉત્સવોનો-આવા કૃષ્ણ સ્વરૂપનો સાક્ષી થાય છે. અંતિમ કવિની દૃષ્ટિમાં આવો ચમત્કાર ઉભરાયો નથી અને તેથીજ તે તેના શિષ્ય સ્થાને બેસવા યોગ્ય છે અને તોપણ આપણા ગો. મા. ત્રિપાઠી કહે છે તેમ આપણા આદિ કવિ અને અંતિમ કવિ એ બે જણ પોતાના યુગની વચલા દીર્ઘ કાળની બે પાસ ભક્તિમાર્ગનાં બે શિખરો રચી તે ઉપર પોતાના સ્થાનક સાચવી બેઠા છે તે શિખર વચ્ચે તેનાથી અર્ધી ઉંચાઇનું પણ શિખર કોઇ કવિએ દેખાડયું નથી.

દયારામની નીતિ ભક્તિ નરસિંહના જેવીજ લલિત શોભે છે. એનાં પદોમાં નરસિંહ કરતાં સ્વ વિનીતતા વિશેષ છે. અને તેથીજ ઘણી વખત આધુનિક દ્રષ્ટિથી ગણાતા ભક્તિ કાવ્યમાં તેની ગણના થઇ શકે છે. ખુલ્લો બોધ પણ ઘણે ઠેકાણે છે, છતાં પોતાને લગતું ઘણું છે. Emotional કાવ્યો હોઇ એ સ્વાનુભવ રસિક કાવ્યો છે. અને તેમાં કૃષ્ણ શરણની દૃઢ ભાવના છે. એને વૈષ્ણવ ધર્મ વહાલો છે. જોકે એનાં કઠિણ શબ્દો શસ્ત્ર જેવા તે ધર્મના આચાર્યોને નિંદા વિના રહ્યા નથી. શુદ્ધાદ્વૈતનું પ્રતિપાદન તેની વાણીમાં સ્થળે સ્થળે છે. તોપણ કેટલીક વખત એકેશ્વરવાદ પાશ્ચાત્ય monotheism પણ તેમાં નથી તેમ નથી. સંપ્રદાયને લગતાં એનાં પદોમાં સર્વેશ્વરવાદ તથા અંશાશીવાદ ઉપરની દૃષ્ટિને કેવળ દૂર કરી દેઇ માત્ર એકેશ્વર વાદના ભજન કિર્તન રૂપેજ તે ઉદ્ગાર કરે છે. નિયંતાનું જ્ઞાન અને ભક્તિદ્વારા પૂજન એ પાશ્ચાત્યોમાં monotheism જ એકેશ્વરવાદ નામે ઓળખાય છે. સંપ્રદાયમાં પણ ઇશ્વર અને જીવનો ભેદ સેવ્યસેવક સંબંધ ગણી આવોજ વાદ માન્યો છે. પરંતુ તેમાં જીવને ઇશ્વરનો અંશ ગણેલો છે. અને જગત અને બ્રહ્મનું ઐક્ય ગણેલું છે તેથી પાશ્ચાત્યોના Pantheism એટલે સર્વેશ્વરવાદમાં આનો સમાવેશ થાય છે. દયારામમાં અવતાર દશાની અને પુષ્ટિ પુરૂષોત્તમની ભક્તિ તો એકેશ્વરવાદ તેમ સર્વેશ્વરવાદ ઉભયથી કેવળ ભિન્ન છે. તેનાં કેટલાંક પદોમાં તેમજ ગરબીઓમાં કેવળ એકેશ્વરવાદીની શ્રદ્ધાથી પ્રભુના દાસ રૂપેજ ભક્તિ કરવી છે. છુટક કાવ્યોમાં અવતાર દશાના પ્રસંગો છે અને ગરબીઓના મોટા ભાગમાં પુષ્ટિ પુરૂષોતમ અથવા નિત્ય કૃષ્ણમાં કવિનો પ્રેમરસ સંપ્રદાય પ્રનાલિકામાં થઇને નિર્ઝર પ્રવાહીત થાય છે. પદો કે કાવ્યો કે ગરબીઓનાં સર્વેશ્વરવાદનાં ઉદ્ગાર કોઇકજ સ્થાને જણાય છે. અને જ્યાં તે સ્હેજસ્હાજ જણાય છે ત્યાં અતે એકેશ્વરવાદના કે કૃષ્ણલીલાના ઉદ્ગારોમાં નદીઓ જેમ સમુદ્રમાં ભળે તેમ તે ભળી જાય છે. નીતિ ભાવમાં તેનાં પરનારી સંગતનાં મ ઠાં ફળ ઇત્યાદિ વાંચતાં સામાન્યતઃ તેના વર્તનપરનો આક્ષેપ નહિ જેવો લાગે છે. અથવા તે પર સમભાવ ઉત્પન્ન થાય છે. He has at times made confessions of his own follies, if there be any:

સંપ્રદાયની ભક્તિજ ઉપર કહ્યું તેમ તે પ્રશંસે છે. અન્ય જ્ઞાન અને યોગ તેને મન ફંપણું માત્ર ભાસે છે. ખોટી જાર પ્રીત અને કૃષ્ણશું પ્રીત તેનો એ તફાવત સમજાવે છે.

સર્વ સાધન એને ફીકાં લાગે છે. પ્રેમ ભક્તિમાંજ એને ગમ પડી છે. ‘સધાવરનો આશરો’ એને સહુથી સમર્થ ભાસે છે. અનેક દૃષ્ટાંતો ભકતમાળ અને પુરાણમાંથી ઘટાવી ભક્તિનો સચોટ ખ્યાલ આપવામાં તેણે ચાતુરી વાપરી છે. કેટલાક ‘ભેદના પ્રશ્નો’ પણ એનાજ છે. દીનતા એ એનું ભલવતું સુકિલતાતા સત્વ છે. કેટલાંક કાવ્યોના કુમાશજ ઓર છે.

1) ‘દયારી પ્યારી કૃષ્ણજી કહાવે, કૃષ્ણની પ્યારી આ દાસી.
રમું, રમાડું, પ્રેમે પોઢું, જારી કૃષ્ણસું, નહિ તો ઉદાસી.
એ વ્યભિચાર નિત કરીએરે, એથી ભવસાગર તરીએ રે:’
2) જે કોઇ જન કલ્યાણ ચાહો તે સ્ત્રીની સંગત તજજો રે.
3) શ્રીજી શરણ પડયાને શીદ સંતાપો ?
4) ચિત તું શિદને ચિન્તા કરે, કૃષ્ણને કરવું હોય તે કરે.
5) માનિતી મોહન તણી,઼ આ વાંસલડી રે.
6) વૈષ્ણવ નથી થયો રે શીદ ગુમાનમાં ઘૂમે.
હરિજન નથી થયો તું રે:
7) ફૂલ્યો શું ફરે છે રે, ભૂલ્યો ભવકૂપમાં પડયો,
મનુષ્ય દેહ મોંઘી રે, ખોયો મણિ હાથે ચહડયો.
8) ગર્ભવાસ રાખ્યો રે, કિરપા તને બહુ કરી.
9) સાચું તે સગપણ રે, સમજ મન શ્યામ તણું.
10) શ્રી વલ્લભ વિઠ્ઠલ શ્રીજી, સ્વામી, સામળીઆ વહાલા,
સઘળું સમજો છો, અન્તરજામી નંદલાલા રે.
11) વ્રજ વહાલું રે, વૈકુંઠ નહિ આવું,
મને ન ગમે ચતુર્ભુજ થાવું.
12) જે કોઇ પ્રેમ અંશ અવતરે, પ્રેમ રસ તેના ઉરમાં ઠરે.

એ આખું કાવ્ય ઉત્તમ છે.

દયારામભાઇ વિષે જેટલું લખીએ તેટલું ઓછું છે. એમની સાથે આપણા જૂના વા જૂના અને વચલા સમસ્ત સાહિત્યનો વિષય પૂર્ણ થાય છે. હવે આ જૂની કાવ્ય સરિતામાં આપણે શું શું જોયું તેનું અવલોકન આદરી જઇએ. શું શું તેમાં નથી અને આધુનિક શું શું ઉમેરાયું તેનું પણ યથાવકાશ દર્શન કરી લઇએ.

—૭—

આપણે જોયું તેમ ધર્મ આ જૂની કવિતાનું મૂળ છે અને મુખ પણ તેજ છે. આ એક પ્રકાર ન્યાયનું અણુગુળ ભાવભર્યું દર્શન ઓજસી કિરણો વડે આખા યે પ્રાચીન મધ્યમ સાહિત્યમાં દીપે છે તોપણ તેમાં રસ છે, કલ્પના છે, અલંકાર છે, જુસ્સો છે, આવેશ છે, જોમ છે. મિઠાશ, સુંદરતા, કોમળતા, વીરત્વ અને ચારિત્ર્ય દીપ્તિ પણ વર્ણાયાં છે. પરંતુ ત્યાં કવિતા શાસ્ત્ર-પદ્ધતિની કૃત્ય ભાવના વપેલી લાગતી નથી: તેમાં આધુનિક કાળની Pastoral, lyric, descriptive, elegiac, didactic, dra-

matic, epic or heroic આવા ભિન્ન ભિન્ન ભાવવાળી કવિતાને સ્થાન આપવાની યોજના થઇ લાગતી નથી. અલબત lyrics રૂપે તે કાળની કવિતામાં અનેક કાવ્યો થયાં છે. નરસિંહ મીરાં અને દયારામનાં કાવ્યોએ lyrics ની ઉચ્ચતમ પદવી પ્રાપ્ત કરી છે. તેમાં પાલગ્રેવની વ્યાખ્યા પ્રમાણે એક વિચાર, એક લાગણી અને એક સ્થિતિનુંજ દર્શન માલૂમ પડે છે. પરંતુ તેમ થયું તે તેનું શાસ્ત્ર જાણી થયું હોય તેમ નથી. અણજાણે તેમ થઇ ગયું છે અને તેથીજ તે વધારે સુંદર અને ભવ્ય લાગે છે ' art for arts's sake, 'કવિ તે દ્રષ્ટા' અને Poets are the herolds of Philosophy' એવા એવા વિવિધતા સુચક ભાવો તેમની દ્રષ્ટિમાં ઉતર્યા લાગતા નથી. પ્રેમાનંદ સામળ ઇત્યાદી કવિઓનાં કાવ્યો, આખ્યાનો, ને નાટકોમાં વિવિધતા માલૂમ પડી આવે છે પણ તે એક દેશીય છે. તેમાં લોક સંસ્થાના પ્રશ્નોનો, પ્રજાના આશ અભિલાષનો, ગુજરાત હિંદને દુનિયાનાં અંકુરતી નવ ચેતનાનો પ્રભાવ પ્રકાશ પ્રતાપ નથી. તેમનામાં સ્વર્ગના સન્દેશ જેવાં ઉત્સાહી પ્રેરણા ભર્યાં પરમ શ્રેય દાખવતાં કલ્યાણ અનેરો નથી. સંગીતની ખૂબી વિષેનાં કાવ્યો,' સૃષ્ટિમાનાં દેખવો અને પ્રસંગે સંબંધી કરેલા ઉદ્‌ગારનાં કાવ્ય પણ નથી. સરોવર, સમુદ્ર, ઉષા, સંધ્યા, પર્વત, વન, વૃષ્ટિ, નદી, આકાશ, તારા, નક્ષત્ર, રાત્રિ, ચંદ્ર, ચંદ્રિકા, પક્ષીઓ, બાળકો, ફૂલો, વગેરે વિષયો પરનાં કાવ્યો તે સમયમાં આધુનિક કાલનાં જેવાં નથીજ. બાહ્ય દર્શનથી ઉત્પન્ન થયેલી લાગણીઓનાં આ કાવ્યો હાલના સાહિત્યમાંજ દ્દષ્ટિએ પડે છે. તેમાં આશા, દેશપ્રીતિ ઉત્સાહ, અન્તઃક્ષોભ, સંસારમાર્ગ, કૃતઘ્નતા, મજા, હિમ્મત, જીવન, ત્યાગ એકાન્ત, આત્મબોધ, પ્રેમ, વીરત્વ, જનહિત. મનોરાજ, દયા, અવસ્થાભેદ, કલ્પના, વિયોગ, મૃત્યુ, શોકોદ્‌ગાર, પશ્ચાત્તાપ, ઇત્યાદી વિવિધ ભાવોથી પ્રેરાયલાં પ્રભુતા ભર્યાં પરમ કાવ્યો નથી. ચિંતનને મનના વિષયમાંથી આધ્યાત્મિક વિષય તરફ ગતિ કરતાં અને કવિની કવિ તરિકેની કક્ષાની વૃદ્ધિ અંત સ્થિતિ દાખવતાં કાવ્યો પણ નથી. અનંતતા, ઇશ્વર લીલા, ઇશ્વરોત્કંઠા, ધર્મ, અભેદ, પ્રભુનયતા, અને પ્રાર્થનાનાં ટૂંક ટૂંક કાવ્યો ત્યાં નથી. વિષયોના ફેરફાર અને પલટા અગોચર ન રહે, એકતાનતા ઉત્પન્ન ન થાય, અને કાવ્ય ભાવ સચોટ અસર કરી રહે એવી પદ્ધતિ જૂનાં કાવ્યોમાં નથી તોપણ તેમની વાણીના પહેલા વહેલા સ્વરૂપમાં 'માયા ને મહેશ્વર' નાં વર્ણન દ્દષ્ટિગોચર થાય છે. મનને આનંદ આપવામાં, પોતાની કુમળી વાણી દર્શાવવામાં અને કરૂણારસ જમાવવામાં આપણી ગુજરાતી કવિતા હિન્દની બીજી ભાષાની કવિતાની તુલનામાં પ્રથમ સ્થાને વિરાજે છે. જ્ઞાનમાર્ગમાં ગુજરાતી ભાષાની જૂની કવિતા છે તો થોડી, પરંતુ તે થોડી કવિતા પણ જૂના કવિઓની કીર્તિ અવિચળ રાખે તેવી છે. એ જૂના કવિઓમાં પ્રથમ વર્ગમાં બેસે તેવા કવિઓ નથી તેમ નથી. પ્રેમાનંદ, દયારામ, સામળ અને રસિક એમ પ્રથમ વર્ગના જૂના કવિઓ દ્દષ્ટિગોચર થાય છે. બીજા વર્ગના કવિઓમાં વલ્લભ, રત્ને, કાલીદાસ, મુક્તાનંદ, પ્રેમાનંદ સ્વામી. ધીરો અને જૈન કવિઓ વગેરે છે. પ્રીતમદાસ. અખો અને મનોહરસ્વામી તે જ્ઞાની રૂપે ત્યાં દીપે છે. સામાન્ય રીતે ગુજરાતના પ્રાચીન કવિઓને ને તેમની કવિતાને ભક્ત કવિઓ અને ભક્ત કવિઓની સંજ્ઞા અપાય છે. તે કેટલેક અંશે ખરી અને અને કેટલેક અંશે ખોટી ભાસે છે, જે વિષે ઉપર નિરૂપણ આદરી ગયા છીએ. નવિન કલ્પીત વિષય પસંદ કરવામાં સામળે પહેલ કરીછે એ વાત ખરી પરંતુ તે માત્ર તરંગોજ છે.

તે કલ્પના એટલી પ્રગલ્ભ નથી કે વ્યાસ વાલ્મિકી જેવા તેનાંથી પ્રચંડ ગર્જના કરવાં મહા-કાવ્યો ઉદ્ભવે. ટુંકામાં બ્રહ્મભજન, ઇશ્વરસ્તવન અને કૃષ્ણકીર્તિન એ ગુજરાતી ભાષાના જૂની કવિતાના મુખ્ય વિષય થઇ રહ્યા છે. સર્વ જૂના કવિયોમાં કુદરત છે. કલા નથી. વા થોડી છે.

એ કાળના કવિઓમાંથી માત્ર બેનીજ અસર આધુનિક સમયના કાવ્યોમાં ટકી રહી માલૂમ પડી આવે છે. કવિ દલપતરામે વ્યાવહારિક અનુભવના સંગ્રહરૂપ 'પ્રાસ્તાવિક' વચનો, દોહરા, ચોપાઇ, છપ્પા, વગેરે રચવાની સામળભટની શૈલીનું અનુસરણ કર્યું છે. અને તે શૈલી હજી સામાન્યતઃ સાધારણ પંક્તિના પદ્ય રચનારાઓમાં પ્રચલિત છે. દયારામભાઇની ગરબીની અસર ઉપર જણાવાઇ ગઇ છે. પ્રેમાનંદની શૈલીનાં આખ્યાનો લખવાનો સમય હવે વહી ગયો છે. એક કથાનક ઉપર લાંબાં લાંબાં કાવ્ય લખવાનો સંપ્રદાય હાલમાં નજરે પડતો નથી. અને કદાચ પુરાણ કથાઓ પરથી વિસ્તૃત કાવ્યો રચાશે તોપણ તે સંસ્કૃત શૈલીનું અનુ-કરણ કરશે. કવિનાં હૃદયની લાગણીઓની પ્રધાનતાવાળા કાવ્યોના હાલના યુગમાં સામળ-ભટની શૈલીનો ઉપયોગ પણ થઇ શકે તેમ નથી. પિંગળના છંદો, ગરબીઓ, અને સંગીતના રાગો એવાં કાવ્યોને વધારે અનુકુલ જણાય છે.

જૂની અને નવિન કવિતા વચ્ચે જેટલો Unity અને Variety વચ્ચે તફાવત છે તેટલોજ છે. ખરૂં જોતાં બન્ને 'incommensurable' લાગે છે. કારણ બન્નેનાં મુળ ક્ષેત્ર, તરંગ અને કલ્પનાવ્યાપાર ભિન્ન ભિન્ન દૃષ્ટિબિંદુનાં અને ભિન્ન ભિન્ન લક્ષ્ય આંકતાં માલુમ પડે છે. પ્રેમાનંદ અને નર્મદ, વા સર્વ પ્રાચીન કવિયો સાથે નર્મદ એકલો, એવું નવલરામભાઇનું ચિત્ર, તથા સર્વ પ્રાચીન અર્વાચિન કવિઓ સાથે નરસિંહરાવ એકલા એમ કંઇક રા० રમણભાઇનું ચિત્ર ખરેખર ! ઉપહાસજનકજ લાગે છે. કારણ તેમ કરવું અધુના અતિશયોક્તિજ લેખાશે; અને એવાં એક દેશીય તુલનાત્મક ચિત્રોને બદલે હવે સર્વ દેશીય ગુણા-ગુણની તુલનાવાળાં ચિત્રો વધારે આવશ્યક લાગે છે. ખરી રીતે તો જૂના અને નવા કવિઓની ને તેમની કવિતાની તુલના કરતાં તે તે સમયના કવિઓની માંહો માંહ્ય તુલનાજ સુંદર લાગે છે; અને ધારેલું પરિણામ લાવી આપે છે.

ઉપર દાખવેલા પ્રાચીન કવિયોનો સમય વીત્યા પછી હાલની કેળવણીના આરંભમાં દલપતરામ અને નર્મદાશંકર એ બે કવિઓ ગુજરાતી સાહિત્યમાં સુપ્રસિદ્ધ થયા. તેમની શૈલીઓ જૂદી જૂદી હતી. એકની કવિતા શૈલી 'સભારંજની' અને બીજાની 'મસ્ત' એ નામ પ્રસિદ્ધિ પામી છે. આ એકજ વિષયનાં કાવ્ય તે સૂચવવા દૃષ્ટાંતરૂપ નિવડશે ધારી અત્રે ટાંકીએ છીએઃ-

દેશાટન વિષે- વિદેશમાં વિચર્યા વિના, પેટ ન પૂર્ણ ભરાય;
પક્ષીઓ પણ પરભાતથી, જંગલ ચરવા જાય.
(દલપતરામ) વિદ્યા સદ્ગુણ વિનયતા, હોય ચપળતા હામ,
ડરે ન પરદેશી જતાં, દીપે તે નર દામ.
પ્રણામ કરી પરદેશનાં, પરવરી લાંબે પંથ;
કોટિ કળા કૌશલ્યના, ગુણી જન લાવે ગ્રંથ. etc.

પરદેશ ગમન— (નર્મદાશંકર)

જવાય નહિ પરદેશ, ભ્રષ્ટ થવાને બ્હાને;
કર્યાં સ્વારથી શાસ્ત્ર, બીકણે ને નાદાને.
જીવ્યા કરવાં જોયું, ભલું કહેવાયે જનમાં;
જોવાની નહિ હોંસ, મુવેલો જીવતો જગમાં. ૭૯૦.

એક શાન્ત બુદ્ધિથી અવલોકન કરી, વ્યવહારોપયોગી બોધ લેવાનું ચિતવ્યું છે ત્યારે બીજાએ તદ્દન નવિન રીતજ ગ્રહણ કરી છે. સ્પાર્ટાના બાળક માફક જન્મથીજ તેનામાં શૌર્ય ધૈર્ય અને જુસ્સો ઉદ્દભવ્યાં હતાં. અંગ્રેજી ભાષાના જ્ઞાનથી, ત્યાંના સાહિત્ય ભંડારમાં પ્રવેશ મળ્યાથી ત્યાંના આવેશ ને જુસ્સાનાં ચિત્રો વાંચવાથી તેના હૃદયમાં અનેરો ક્ષોભ વ્યાપી રહ્યો હતો. દલપતરામ કવિતાની જૂની ને નવી સ્કુલ વચ્ચેની સંયોગી કડી જેવા દેખાયા ત્યારે નર્મદ નવી સ્કુલના પિતા તરિકે દૃશ્યમાન થયો. દલપતરામ જાતે સુધારક ન હતા. પરંતુ સુધારાના વિચારોના પ્રવર્તક હતા. નર્મદ જાતેજ સુધારક હતો. દલપતની કાવ્ય પદ્ધતિ શ્રોતાની મૂર્તિ સામી ધરી તે મુજબ કાવ્યકુશળતા યોજવાની હતી, ત્યારે નર્મદને પોતાની અંતરની લાગણીયોજ દર્શાવવાની હતી. દલપતના પર ભાષા કવિયોની અને સામળની છાપ હતી ત્યારે નર્મદપર અંગ્રેજી સાહિત્યની છાપ હતી. દલપતમાં રચના વૈદગ્ધ્ય ને વર્ણનચાતુર્ય વિશેષ ત્યારે નર્મદમાં લાગણીની તીવ્રતા અને રસની ઉત્કટતા સોળજાતલ દીપે છે. નર્મદને ગદ્ય ને પદ્ય ઉભય સાધ્ય છે તો દલપતને એકલું પદ્યજ સાધ્ય છે. અને નિબંધક વિષયોને પણ તે પદ્યમાં આલેખે છે. દલપતની અસર સુબોધક સંરક્ષક અને નિતિમય થઇ ત્યારે વિવેકની તુલાવિનાની શૃંગારની, અશ્લીલ ચિત્રો ને કલ્પનાની કલીષ્ટાન્વય અને ભાષા શુદ્ધિના અનાદરની નર્મદની કાવ્ય પંક્તિની અસર કાંઇક અંશે ઉચ્છેદક નીવડી. દલપતરામ જનવૃંદને ઉંચે લેવા પ્રયત્ન આદરી રહ્યા ત્યારે નર્મદે તેમને માટે નવા આશયો, નવા આદેશો, અને અવનવા આદર્શો ખડા કર્યા. 'ધીરે ધીરે સુધારાનો સાદ સ્વજન સ્નેહ સહિત સંભળાવજોરે!' એ દલપતની સુધારક ભાવના છે. ત્યારે નર્મદની ભાવનાનું મંગલાચરણ 'યાહોમ કરીને પડો ફત્તેહ છે આગે' આ પ્રમાણેનું છે. નર્મદની સ્કુલવાળા દલપતને 'ગરબીભટ' અને 'દલપત પ્રાસે ગવાય' એમ કહી નિંદતા; પણ ગરબી અને પ્રાસનો ઉપયોગ નર્મદે વિશેષ કર્યો છે. કેટલીક જગાએ તો તે ઘણો ખોટો યે થઇ ગયો છે.

"મુજ બુદ્ધિ થોડી, હિંમત જોડી, કરજીવ ગોડી, ગ્રંથ લહું." ગોડી શબ્દનો મરાઠી અપ્રસિદ્ધ ઉપયોગ નર્મદે પ્રાસની ખાતરજ કરેલો છે. જો આમજ છે તો પછી—

'આ મુંબાઇ અંદર, જોઇ સુંદર, પાપે વંદર, સકળ જનો.' એમ કહેવામાં પણ શું વાંધો છે?

નર્મદની કવિતાનો કે જેટલો ભાગ ઉત્તમ છે. સ્વતંત્રતા, લાવણી, કબીરની ઢબનાં પદો અને હિંદુની પડતી જેવી વીરરસની કવિતા જ્યાં સુધી ગુજરાતી ભાષામાં છે ત્યાં સુધી ગુર્જર કવિઓની સ્મૃતિમાંથી તે ભુંસાઇ જાય તેમ નથી. એનું પ્રેમશૌર્ય અને દેશાભિમાન ભર્યું કાવ્ય હજુ પણ નર્મદની કીર્તિજ્યોત જેમની તેમ દીપ્તિમતી રાખી રહ્યું છે. અને તેની

અસર ઘણીજ થઇ છે. કારણ જ્યારે પ્રજા સમૂહમાંના કોઇપણ રાષ્ટ્રભાવનાનાં સિદ્ધાંતો ઉકેલી શકવા અસમર્થ હતા તે સમયે નર્મદે સ્વતંત્ર નૈસર્ગિક પ્રેરણાઓ અને ઉત્કૃષ્ટ વિચારથી ઉન્નત જ્ઞાનક્રમથી અને પવિત્ર બુદ્ધિથી અંગીકૃત કરેલા વિષયોની ને સચોટ સદૃઢ આલેખનોની છાપ હજુયે જેવીને તેવીજ વિચરતી માલૂમ પડે છે. નવા યુગના કવિતા અને ગદ્ય ઉભયના તેઓ પિતા કહેવાય છે; અને અનેક સ્થળેથી અનેક વિચિત્ર ટીકાઓ નર્મદ દલપતની કવિતા પ્રતિ થાય છે છતાં ઉભયમાં દલપત કરતાં નર્મદની સ્વતંત્ર અસર આપણા ગદ્યપદ્યના સાહિત્ય પર વિશેષ-અતિ વિશેષ છે, ને રહેશે, તેમાં શંકા રાખવા જેવું નથી. એણે દાખવેલા આશયો, આદેશો, અને આદર્શો પ્રજાજન જ્યાંસુધી પેખતા રહેશે ત્યાં સુધી તેની અસર જવાની નથીજ (આ યુગમાં—દલપત નર્મદના કાળમાં—કવિતામાં માધુર્ય, રચનાચાતુર્ય, સરળતા અને મન, ગમતી બાની દલપતરામે દાખલ કીધાં; ત્યારે જુસ્સો, શૌર્યનો ઉકળાટ, દેશદાઝની લાગણી, હૃદયની વૃત્તિઓને સચેતન કરી ક્ષોભ ઉત્પન્ન કરનાર તનમનાટ નર્મદે જમાવ્યાં. રસ અને કલ્પનાએ કવિતાનું જીવન જણાવા લાગ્યું. નર્મદ પોતાની કવિતાની વ્યખ્યાઓ આંકે છે ત્યાં તે સ્પષ્ટ માલૂમ પડે છે. સન ૧૮૫૫-૫૬માં નર્મદ ધારતો કે 'અર્થ ચમત્કૃતિ અને ચિત્રરૂપ વર્ણન તે કવિતા,' ૧૮૫૭-૫૮માં 'वाक्यम् रसात्मकं काव्यम्' ૧૮૬૬-૬૭માં 'જુસ્સાવાળું અને નર્કથી રંગેલું જે કુદરતનું આબેહુબ વર્ણન ને કાવ્ય, ૧૮૬૮માં કુદરત ઉપરથી તર્ક અને તે પછી કુદરત અને તર્ક તે કવિતા. એકલી કલ્પના કશાજ કામની નહિ: આ સમયમાં રસવૃત્તિ કેળવાતી ગઇ, તરંગશક્તિ જાગૃત થતી ગઇ. અને અર્થ ગૌરવ અને રસિકતા તથા રસજ્ઞતા સાથે સર્વગ્રાહીત્વનાં બીજ રોપાવા લાગ્યાં. અને પ્રાચીન કવિતામાં જે માત્ર ઇશ્વરગાન થતું વા નીતિબોધજ દેવાતો તેને બદલે અમુક લાગણી વા પ્રસંગપર લખવાનું શરૂ થયું. સંગીતવિદ્યા કવિતામાં દાખલ થઇ; પ્રભાતિઆં, ઢાળ, દેશી વગેરે જતાં રહેવાં લાગ્યાં. વિદ્વાન્ રસિક ગંભીર મનુષ્યોએ પછી કવિતાનું કાર્ય હાથમાં લીધું અને કવિતામાં ગંભીરતા, ઉંડાણ, નીતિ, તત્વજ્ઞાન, ભક્તિ વગેરે દાખલ થયાં. આ નુતન કવિઓની કવિતાનો જથો અલબત થોડો છે પણ તેમાં ગુણોત્કર્ષ ઘણો થયો છે. સહુ કવિઓની પોતપોતાની નિરાળી શૈલી એ વલણ હવે થવા લાગ્યું છે. શૈલી કવિતાને યોગ્ય હોય તો બસ એ વિચાર પદ્ધતિ કવિ વર્ગમાં વર્ત્તવા લાગી છે. અંગ્રેજી ભાષાના ઓગણીસમાં સૈકાના કવિઓની સંગીતમય-રાગધ્વની-કવિતા અને સંસ્કૃત ભાષા કાલિદાસાદિનાં મહાકાવ્યો એ બેની અસર કવિતાપર વિશેષ થવા લાગી છે. તેની સાથે ફારસી ગઝલોની છાપ પણ કેટલાક કવિઓ દ્વારા દાખલ થઇ છે. ભાવ પ્રધાન દૃશ્ય કવિતા-નાટક પણ લખાતાં થયાં છે. જેમાં અદ્ભુત Romance ને સ્થાન મળ્યું છે. નરસિંહરાવ, મણિશંકર, હરિલાલ, મણિલાલ, લલિત, કલાપી, ન્હાનાલાલ એ સર્વની કૃતિઓ આ નવા કવિતા યુગનું દર્શન કરાવે છે. ભોળાનાથભાઇની ભક્તિપરાયણ કવિતાનું સ્વરૂપ નોખું પડયું અને પ્રાચીન ભક્તિ કાવ્યો કરતાં તેમાં ભક્તિરસની ગહનતા, અનંતતા, અદૃશ્યતા, અસ્પૃશ્યતા, અમૂર્તતા, અન્તર્વૃત્તિનું અમૃતત્વ તરફ ઉદ્બોધન ઇત્યાદી ભાવો વ્યાપી રહ્યા જોવામાં આવ્યા.

હાલની કવિતામાં ત્રણ અસર મૂખ્યત્વે કરીને દેખાય છે. તે આપણે ઉપર જણાવી ગયા—અંગ્રેજી, સંસ્કૃત અને ફારસી. તેમાંથી અંગ્રેજી કવિતાની અસરથી ભરપુર નર્મદની કવિતા જે

જે કાર્ય પોતાની કેટલીક ખોડોથી કરી શકી નહિ તે કાર્ય સંપૂર્ણ રીતે નરસિંહરાવની કવિતા કરતી માલૂમ પડી છે. અને નુતન કવિયુગમાં તેમને તેટલા માટે નેતૃપદ આપવામાં આવે છે. પાલગ્રેવની ગોલ્ડન ટ્રેઝરીની અસર નરસિંહરાવનાં પ્રથમનાં કાવ્યોમાં ઓતપ્રોત થયેલી છે. જો કે વિચારો પ્રાચીન સંસ્કૃત શૈલીને મળતા છે. એમનાં 'કાળચક્ર,' 'ગિરિશૃંગ', 'અમૃત વત્ત સિંધુ' ઇત્યાદી કાવ્યો ભાવ પ્રધાન હોઇ પાલ્ગ્રેવની lyrical પદ્ધતિને અનુકુળ છતાં તેમની ભાવનાઓ તેથી વિશેષ આકર્ષક અને ઉંડી છે. પરંતુ સૃષ્ટિ વર્ણનનાં 'કુસુમમાળા' તથા 'હૃદયવીણા'માં આલેખેલાં કાવ્યોમાં તો તેજ પદ્ધતિની કાયમ અસરથી તદ્રુપ ચિત્રો અંકાયલાં દૃષ્ટિગોચર થાય છે. 'ચંદા' જેવાં અપૂર્વ કાવ્યની દીપ્તિજ ઓર લાગે છે. Science કવિતાને સહાય આપે છે અને મેકાલે કહેતો તેમ સાયન્સ વધતાં કવિતાનો—ઉચ્ચ કવિઓનો લોપ થશે તે વિચાર ભૂલ્ય ભરેલો છે તેમ 'ચંદા' નામક કાવ્ય આપણને સૂચવી રહે છે. શાસ્ત્રીય જ્ઞાનથી કવિતા પ્રવાહની હાની છે એવું એનું કથન આ કવિતા વાંચી બેશક નમાલું લાગે છે. "ચંદાની સુંદરતમ દીપ્તિનું કારણ તેમાં પરોવાયલાં સાયન્સ અને તજ્જન્ય કલ્પનાવ્યાપારની રમણિયતા છે. Science કવિતા સાથે શત્રુતા ધરતું નથી. પરંતુ તે કવિતાનું પોષક અને સંરક્ષક બળ છે એમ હવે જણાયા વિના રહેતું નથી. એમની 'હૃદયવીણા' માં તો હૃદયને કરૂણાભાવથી આર્દ્ર કરી નાંખે તેવા પ્રસંગો ઘણા છે. કલ્પનાનું ઉચ્ચગામીપ તેમાં વિશેષ છે. ગંભીરતા પણ ઘણી છે. એમનામાં વારંવાર દૃષ્ટિએ પડતો 'દિવ્ય' શબ્દ ઘણાને શંકા ઉપજાવતો કે તે કોઇ નવીન ધર્મનું ઉદ્બોધન કરે છે. પરંતુ હવે તે વિચાર જતો રહ્યો લાગે છે. 'દિવ્ય શબ્દ એકથી અનેક વાર પ્રાચીન અર્વાચિન ગ્રંથોમાં વપરાયલો છે. અને તેનો આશય સ્વર્ગીય કરવાં પણ વિશેષ ભવ્ય છે. નરસિંહરાવનાં 'દિવ્ય' શબ્દવાળાં કાવ્યોમાં ઉંડું કાવ્યત્વ ભર્યું છે એમ હવે મનાયું છે. શબ્દો પણ નવા, રચના પણ નવી, લેખનપદ્ધતિ પણ નવી, ભાવનું આલેખન અને ઉદ્ઘાટન પણ નવુંજ. આમ તે કવિતામાં બધું નવિનજ માલૂમ પડી આવે છે. પરંતુ એ કવિતાની સામા યે ટીકા નથી થઇ તેમ નથી. તેની પ્રસિદ્ધિના કાળમાં સુદર્શનકાર મણિલાલે તથા અધુના રા. રણજીતરામ વાવાભાઇએ 'ઇસુનું વર્ષ' એ નામના તેમના બુદ્ધિ પ્રકાશના એક અંકમાં નરસિંહરાવની કવિતાની સારી ઝટકણી કરી છે. નરસિંહરાવ ધારે છે કે પારસી કવિ ખબરદારે તેમના કાવ્ય ભાવો લીધા છે તો નરસિંહરાવની પણ એવાજ પ્રકારની કવિતા છે એમ એ ભાઇનું કહેવું તે સમયે થયું હતું. હાલમાં પ્રસિદ્ધ થયેલા તેમના 'નુપુર ઝંકાર' વિષે પણ આમ કહી શકાય કે તેમાંનાં કેટલાંક બલ્કે ઘણાંજ કાવ્યો પાલગ્રેવની પદ્ધતિને અનુસરતાં છે છતાં એટલું તો કહેવુંજ પડશે કે તેમાં એકના એક ભાવો—જે નરસિંહરાવની સ્વતંત્ર કવિતા શૈલીમાં જણાય છે, તેનુંજ દર્શન થયાં કરે છે. અર્થાત તેનાથી તેમાં એકતાનતા ઉત્પન્ન થાય છે. એ 'ઝંકાર' ને એમની 'કુસુમમાળા' તથા 'હૃદય વીણા' માં ઓતપ્રોત થયેલી પરંતુ હવે તેનું અનુત્તમ ગીત બંધ કરી જતી રહેલી કવિતા દેવીના Vibrations માત્રજ લાગે છે. music ના મંદ મીઠા મનહરણા સુર ગયા છે. તેની છાપજ તેના ઝણુકારજ હવે આ 'નૂપુર ઝંકાર' માં અમને તો માલૂમ પડે છે. આમ જૂદી જૂદી લક્ષણા બાંધી જૂદા જૂદા અભિપ્રાય અધુના વિદ્યમાન કવિઓ વિષે અપાતા જાય છે. કારણ Standard of Tasteની ભાવના હજુ આપણામાં પ્રવર્તતી માલૂમ પડતા નથી. અને મહાન ધીર વિવેચક વા ટીકાકારની પણ આપણે અહીં જેવી તેવી ખોટ નથી.

" Strong Sense, united to delicate sentiment, improved by practice, perfected by Comparison and cleared of all prejudices, can alone entitle critics to this valuable charactor, and the joint verdict of such, whereever they are to be found, is the true Standard of Taste and Beuty Hume). આ પ્રમાણે સૌંદર્ય તથા રસઆસ્વાદનનું અમુક ધોરણ ન બંધાય ત્યાં સુધી આપણાં વિવેચનો બહુધા ભિન્ન પ્રકારનાંજ દૃષ્ટિગોચર થશે. 'ગંભીર વિચારના પરિણામ તરિકે જે વિચાર પ્રસિદ્ધ કરવામાં તે અસમઅદર્શી, સ્વમતાભિમાની અને વિવેક રહિત હોય એ ઘણું નિરાશાજનક અને શોચનીય છે. વિવેચન સાહિત્યની અગત્ય પ્રવીણ ગ્રંથકારના ઉત્તેજન તરિકે છે એટલુંજ નહિ પરંતુ તે મનુષ્ય વર્ગના વિચારને વ્યવસ્થિત અને નિયમિત કરે છે તે માટે આવાં વિવેચનો જ્યારે એકદેશીય થાય અને Mutual Adulation or mutual Contempt ને રૂપે દૃશ્યમાન થાય ત્યારે સાક્ષર વર્ગમાં અને તે દ્વારે સાક્ષર પ્રકરણના સમસ્ત આખ્યાનમાં તેની કેવી વિપરીત અવસ્થા થાય તે આપણે ત્યાં અજાણ્યું નથી. પોતાના મત બતાવવા સ્હેલા છે, પરંતુ તે મતો ખરેખરા હેયોપાદેય અંશોજ બતાવે છે કે નહિ તે જાણવું અઘરૂં છે. આને બદલે કોઇ ટીકા જ્યારે ગ્રંથના વિષય પરથી પલટાઇ ગ્રંથના આ લેખક પર આવી પડે છે ત્યારે તો એ વિવેચન–સાહિત્ય પરાકાષ્ટાએ પહોંચ્યું છે તેની પ્રતીતી, થયા વિના રહેતી નથી ! વિવેચક વાટીકાકારે બહુજ સંભાળ રાખવાની છે કે આમ કરવાથી માત્ર Progress in a circle જેવુંજ સાહિત્યની બાબતમાં થાય છે. અને આથીજ નવા સાહિત્યના ફાલ અને વિકાસ અટકે એટલુંજ નહિ પરંતુ જે સાહિત્ય પ્રવર્તે છે તે પણ Spurious literature નીજ આવતું હોય છે. સ્વ. નવલરામભાઇની વિવેચક પદ્ધતિમાં ખામી ઘણી છે એમ આપણી નવી દૃષ્ટિને લાગે છે પરંતુ તેનો મહાન ગુણ એ હતો કે તેમાં નવા ગ્રંથકારને છુંદાઇ જવાનો બિલકુલ ભય નહોતો. આમ થવાની જરૂર છે તોજ સાહિત્ય વિકાસ બહોળો અને વૃદ્ધિંગત થશે.

ગોવર્ધનરામમાં સંસ્કૃત અસર વિશિષ્ટપણે હોવા છતાં અંગ્રેજી અસર નથી તેમ નથી. અંગ્રેજી અને સંસ્કૃતનું સમવિષમ મિશ્રણ તે તેમની કવિતાનું સ્વરૂપ બંધાઇ ગયું છે, માટેજ:

'તોડી વછોડી ભૂષણો, કરી ?? સર્વ સુવર્ણને
રસ રાગ એડી ખોઇ ખુબ, કઠોર કીધાં ચર્ણને.'

'કોયલને' 'સ્નેહનિદાન,' તથા સજીવારોપણ વાળાં કાવ્યો જેવાં કે 'પ્રભાકિટને' 'સિંહને' 'ગાફળને' ઇત્યાદી કાવ્યોમાં અંગ્રેજી સંસ્કૃતનું સમ વિષમ માપ સદા સર્વદા સચવાઇ રહેલું માલુમ પડી આવે છે છતાં તે કવિતામાં પ્રવાહ નથી, શબ્દલાલિત્ય ઓછું છે, સંગીતની કોમળતા તથા મીઠી મનોહરતા નથી, પરંતુ વિચારની પ્રૌઢતા, અર્થનું ગૌરવ, તથા શૈલીની ભવ્યતાથી તથા સર્ગ સાથે સમાન વા અતિશય તત્વ જ્ઞાનના ભારથી તેમની કાવ્યગિરા લોકપ્રિયતા સંપાદન કરી શકી નથી, પરંતુ એમનાં કેટલાંક કાવ્યોમાં તો ઉપર ગણાવેલા સર્વ અંશો માલુમ પડે છે. 'કુમુદની સ્નેહ યાચના' તથા 'બુદ્ધ ત્યાગ' એ સરસ્વતીચંદ્રના ઉંડાં કવિત્વભર્યાં ઉદ્ગારો તથા પ્રથમ ભાગની આરંભેલી અચ્છી

ગઝલો ગોવર્ધનરામની કવિતા વિષે ઉત્તમ અભિપ્રાય બક્ષે છે. તેમની ગઝલો માટે એમ કહી શકાય કે સરસ્વતીચંદ્ર અને સ્નેહમુદ્રામાં પ્રેમનાં ચિત્રોનું આલેખન બની શકે તેવા તમામ કલાકૌશલ્યથી કરેલું નજરે પડે છે. તેમની ગઝલોના રણકા ભવ્ય અને સરળ છે. તેમાં રસ, દર્દ અને ઉંડું હૃદય છે. ફારસી કે ઉર્દુ ભાષાના શબ્દ પ્રયોગ વિનાની તે ગઝલો મનોરંજક અને સુશ્લીષ્ટ છે.

દયારામભાઇ પછી એમના હૃદયને કંઇ અંશે સમરૂપ હૃદય આપણે ઉપર કહ્યું તેમ નર્મદમાં જોઇએ છીએ. નર્મદના પરજ દયારામની ગરબીની અસર સચોટ થઇ હતી, એમ આપણે ઉપર આલેખી ગયા. નર્મદને દયારામ જેવા થવાનો—હોવાનો પણ કોડ હતો; તે પણ એમણે આલેખેલા દયારામના ચ્હેરાના વર્ણનપરથી જણાય છે. કવિ નર્મદે પ્રેમની મસ્ત અને જુસ્સાભરી બાનીમાં 'ઇશ્ક' ગાયો બજાવ્યો અને ગુજરાતને સંભલાવ્યો છે.—તેણે ગઝલ કરતાં લાવણી વધારે પસંદ કરી અને તેમાંજ તેણે પોતાના વીરહૃદયની વીરહાક 'પ્રેમશૌર્ય' પૂરી. કવિ નર્મદના પ્રતિભાશાલી હૃદયેજ ગુજરાતને 'હૃદય' આપ્યું છે.—જીવન આપ્યું છે. એ બાબત આપણે ઉપર જણાવી ગયા છીએ. સ્વદેશ ભક્તિનો પાઠ નર્મદેજ ગુજરાતને પ્રથમ આપ્યો.

ગો. મા. ત્રિપાઠીમાંથી કેટલાંક પ્રાસંગિક દૃષ્ટાંત આપવા કરતાં ઉપર ગણાવેલાં તેમનાં મનોગમ કાવ્યોજ વધારે આનંદ આપશે, એમ માનવું છે. નરસિંહરાવમાંથી પણ તેમજ કરવું આવશ્યક લાગે છે. જુના કવિઓમાંથી ઉદાહરણ વધારે અપાયાં છે, તેનું પ્રયોજન માત્ર એટલુંજ છે કે તેઓ પ્રતિદિન આપણી દૃષ્ટિથી લુપ્ત થતા જાય છે તેમના પર વિશેષ પ્રેમ ઉત્પન્ન કરાવવા, તેમના ચિત્તના ઉદ્‌ગારો પ્રતિ હજુયે લોકનું વલણ છે પરંતુ હાલના ઉછરતા લેખકો તેમને તુચ્છ ગણે છે તે બાબત ખોટી પાડી તેમના પ્રતિ તેમનો સદ્‌ભાવ ભરવા તેમ આદર્યું છે. નવા કવિઓની કાવ્યવીણાના સુર હજુ મોજુદ છે તેની અસરો જાણ્યે અજાણ્યે હાલના લેખકોમાં પ્રવર્તે છે, તેમના તરફ હવે વધારે સન્માન અને સદ્‌ભાવ વાચક વર્ગ તરફથી અપાતાં જાય છે તેમનાં કાવ્યો ઘણાંને કંઠે પણ જોવામાં આવે છે. પુરૂષોમાં આ અસર વિશેષ ફાલી છે. કોલેજના વિદ્યાર્થીઓમાં તેની અસર ઘણી છે, પરંતુ સ્ત્રીઓ વૃદ્ધો અને અસંસ્કૃત જનસમૂહ તો પેલી જૂની કવિતાનેજ હજુ વિશેષ આદર આપતો જણાય છે. તેમને કંઠે તો તેનાંજ ગાન ગવાતાં જાય છે. અને માનું છું કે આધુનિક લેખકોમાં પણ હવે તેના જેવાંજ ભાવો રમે છે. તેમના જેવીજ મોહિની વિલસે છે, તેમના જેવાજ massesને પહોંચવાના કોડ છે. રા. લલિત આમાંના એક છે.

સંસ્કૃત અંગ્રેજની સમ વિષમ અસરો ગોવર્ધનરામ અને નરસિંહરાવમાં પિછાની આપણે હવે ફારસીની એકલી અસર સ્વ. મણિલાલમાં જોઇએ. અને છતાંયે ત્યાં સંસ્કૃત ભાવો નથી, એમ નથી. પર્શીયનના ઉપરના પટ નીચે સંસ્કૃતની અવિચળ વિરાટ ભાવનાનાં દલ તેમની કવિતામાં વિલસતાં દૃષ્ટિએ પડે છે. પર્શીયન એકલુંજ તેમાં નિરાળી ભાત પાડતું નથી, તેમાં સંસ્કૃત જ્ઞાનનો ભાર છે. તેની શૈલી ફારસી છે તેના વિચારો સંસ્કૃત છે, 'આત્મનિમજ્જન'ની અનેક કવિતામાં ફારસીની શૈલી યોજાયલી છે, પરંતુ તેના તલ નીચે ઉંડા સનમ્—અલ્લાના ઝોક વિલસતા માલૂમ પડે છે. 'આંખ ભર્યે શું આસ,' 'આંસુડાં મારાં લુવે,' 'ઉડી જા તું ગાફેલ

ગાભરા,' 'દ્રગ રસ ભર મોરે દિલ છાઇ રહી' ઇત્યાદી તેમની કવિતા ઉંડી અસર કરનારી અને સચોટ ભાત રેડનારી પ્રસિદ્ધ થઇ ચૂકી છે. રા. નવલરામભાઇના મૃત્યુથી સાક્ષર યુગનું એક પુસ્તક પુરૂં થયું એમ સ્વ. ગો. મા ત્રિપાઠી જણાવે છે. તો એ યુગના બીજા પુસ્તકના રચનારાઓ તરિકે આપણી દૃષ્ટિએ તે પોતેજ તથા સ્વ. મણિલાલ દૃષ્ટિએ પડે છે. બન્ને પુરૂષો–પ્રખર વિદ્વાનો વિધામાં સુસંપન્ન હતા. બન્નેપર થયેલા અંગ્રેજી સંસ્કૃતના સંસ્કારોમાં પણ બહુ ફેર ન હતો. એકના પર વિશેષમાં ફારસી અસર પણ થઇ હતી. મણીલાલની નિશ્ચીત આગ્રહી અને સમર્થ કલમે ગુજરાતને સનાતન પક્ષમાં સ્થીર કરી. સનાતન પક્ષ માટે હેતુવાદનું અનુમોદન શોધનારને તે અનુમોદન આપ્યું. અને શાંકર સિદ્ધાંતના નિશ્ચલ પીઠ પર ધર્મ, ગૃહ અને રાજ્યના સર્વ વ્યવહાર વિષે ઉલ્લેખી પ્રાચીન વિચાર સુસ્થિત કર્યો, અને નવિન ભાવનાઓની વ્યવસ્થા કરી વાદવિવાદથી પ્રાચીન પક્ષનું સમર્થન અને નવિનોનું ખંડન આગ્રહથી શરૂ કર્યું. સ્વ. ગો. મા. ત્રિપાઠીએ એકદમ આ માર્ગ ન લેતાં એક અન્વીક્ષણ કાર્યાધિકારીનું કર્મ હાથમાં લીધું. અને અસાધારણ ધૈર્યથી ત્રિવેણીના ત્રણે પ્રવાહોની અન્વીક્ષા કરવાનું કામ આરંભ્યું. આપણા આચારકાંડનું, ગૃહ ધર્મ અને રાજ્ય એ ત્રણે પ્રદેશમાં આપણા વર્તનનું આખું પ્રકરણ તેમણે ફરી ફાઇલ પર લીધું. અને નિર્ણય થતા સુધી પૂર્વ પ્રમાણે પોતાનો આચાર કાયમ રાખી બીજાઓને તેમ કરવા ઉદ્દેશ્યું. તેમણે બન્ને પક્ષના પુરાવા લીધા, દલીલો નોંધી, અને સરસ્વતીચંદ્ર દ્વારા પોતાની અન્વીક્ષાનાં પરિણામો પોતાના સ્વજન આગળ એક પછી એક એમ મૂક્યાં. આ તેમની ગધ લેખની અસર પધ પર પણ થઇ છે અને તેથીજ અત્રે તેમનો ઉલ્લેખ આવશ્યક ગણ્યો છે. કવિતા પ્રદેશનું નોખું નેતૃપક્ષ તો રા. નરસિંહરાવનેજ આ યુગનું આપ્યું છે અને આગળ પર કહેવાશે તેમ સર્વકલાના સાર રૂપ કવિતા પ્રદેશને વિશેષ વિસ્તૃત કરવામાં અન્ય નેતૃપક્ષ રા. ન્હાનાલાલની કાવ્યગિરા ધારણ કરે છે, પરંતુ આ બીજા પર પેલી ઉપર આલેખેલી જાણી અજાણી અસર તો છેજ એમ કહેવું અસ્થાને નહિ ગણાય

મણિલાલનો કાવ્ય સમૂહ જો કે બહુજ ઓછો છે તોપણ તે કાવ્યોનો પ્રસાર વિશેષ થયેલો છે. 'મસ્તી' અને 'દર્દ' એમણે આલેખેલી ગઝલોમાં પ્રધાન છે, એમના પર છાપ પાડવામાં સમકાલિન બાલાશંકરભાઇ હતા. એમનો કાવ્ય સંગ્રહ સટીક હોઇ પોતેજ તેમાં તાત્વિક રીતે વેદાન્ત વિચારોની સમજુતી આપે છે. વેદાન્ત અને સુફીવાદનો નિકટ સંબંધ તેમની કવિતા પ્રકાશમાં લાવે છે. બાળાશંકરનાં કાવ્યો જેવાં કે 'હરિ પ્રેમ પંચ દશી' અને 'કલાંત કવિ' એ તેમનાં પ્રેમ કાવ્યો હરેક પ્રેમી હૃદયને મનન કરવા યોગ્ય છે, 'કલાન્ત કવિ'માં સુફી આશકે કરેલી ભકિત છે. ભક્તિયોગ છે. આ કાવ્યોનું ગેયત્વ અને તેના વિષય રસિકજનને અનુકુળ થઇ પડેલા છે. છતાં કેટલેક પ્રસંગે તેમાં શૃંગારની દ્વીઅર્થી ભાવના પણ જામેલી ટીકાકારો અને વાચકોને પ્રતીત થતી જણાય છે અને જો કે તેથી કવિની કુશળતામાં વધરો થતો જોવામાં આવે છે ત્યારે વાચક પર તેની સૂક્ષ્મ અસર-સારી અસર પાડવામાં તેની ક્ષતિ થાય છે.

આ ઉપરાંત 'કાન્તા' નાટકમાં વપરાયલી તેમની મીઠી રસઆની કવિતા તરિકે પ્રધાન-પણે દૃષ્ટિગોચર થાય છે. તેમાં દાખવેલાં સર્વઆત્મીત્વ, સર્વ રસિકત્વ, અને સર્વ રસજ્ઞત્વ

સ્ફોટ અસર કરી રહે છે. અને છે તેવું પણ એ નાટક આપણા સાહિત્યમાં અનુપમ પદ્દી ભોગવતું માલૂમ પડે છે. જો કે એમાં કેટલાક અલંકારો દોષવાળા છે, તથા વસ્તુસંકલનામાં અકુશળતા અને પાત્રોમાં એકરૂપતા માલૂમ પડતાં નથી, તોપણ તેમાં સુંદર કલ્પનાના વિલાસ, સર્વેન્દ્રિયના સુખનો ઉત્કટ અભિલાષ, સર્વાનુભવનો કુશલતાથી સ્વીકાર, વર્ણન તરફ વલણ અને પ્રાસની અનાવશ્યકતાનું સૂચન તેમાં દષ્ટિએ પડી દૃશ્ય કાવ્ય તરીકે તેને ગુર્જર સાહિત્યમાં સારૂં સ્થાન બક્ષાય છે.

'મંદ મંદ સમિર ઠંડે તરૂકુંજમાં બહુ મ્હાલતો,
ગિરિ ગવ્હરે અથડાઇ મીઠા રાગ મૃદુ આલાપતો,
લ્હેર જલમાં ચાલતી વાંકી ચુંકી લચકાઇને,
એકાગ્રતાથી મળી મળી તટપર પડે મીઠે સ્વે.'

ઇત્યાદી.

આ ઉપરાંત 'ગગને આજ પ્રેમની ઝલક છાપરે' તથા 'મ્હને કોઇ એવું બતાવો, જેથી અવે અભેદનું રાજ, મને કોઇ એવું બતાવો' એ કવ્યોની તો કુમાશ જ ઓર છે.

મણીભાઇએ આમ સંસ્કૃત ફારસીનું શુદ્ધ સંમેલન દાખી કવ્યત્વને બ્હેલાવ્યું ત્યારે સ્વ. બાળાશંકરે તે ભાષાની ખરી મિઠાશ અને મસ્તી—જે અંગ્રેજી સંસ્કૃતમાં મળી શકેજ નહિ તે દાખલ કીધાં. છતાંયે તેમાં સંસ્કૃત અસર છુપી રહેતી નથી. 'ગુજારે જે શિરે તારે, જગતનો નાથ તે સ્હેજે' એ ગઝલમાં સંસ્કૃત ભવો અને શબ્દપ્રયોગો ઓછા યોજાયા નથી.

આ ચાર લેખકો ઉપરાંત ગયા જમાનામાં થયેલા લેખકોમાંથી સ્વ. હરિલાલ હર્ષદરાય ધ્રુવ તથા ભીમરાવની નોંધ લઇએ. સ્વ. ભીમરાવે 'પૃથુરાજ રાસા' નામનું સંસ્કૃત મહાકાવ્યની શૈલીને અનુસરતું કાવ્ય લખ્યું છે. આ સિવાય તેમની 'વિનોદિની' નામક કાવ્ય પણ અપૂર્વ ચમત્કાર દાખવે છે. હરિલાલનાં 'કુંજવિહાર' અને 'પ્રવાસ પુષ્પાંજલિ' રમણિય લાગે છે. કુંજવિહારની દિશા કંઇક નોખી અને શૈલી ઓર પ્રકારની છે. તેનો વિલાસ અદ્દભૂત નૃત્ય કરતો માલૂમ પડે છે. તેના જુસ્સા ઉછાળા મારતા જણાય છે; અને નર્મદનાં શૌર્યભર્યાં ચિત્રો અપૂર્વ છાપ ચિત્ત પર છાપે છે, છતાં તેમનાં સમસ્ત કાવ્ય અતિ આકર્ષક નથી. શૃંગારની ઉર્મિઓ, લહરીઓ અને ભરતીઓટો એમણે મઝેથી અનુભવ્યાં લાગે છે; અને તેનો અભેદ્દુમ ચિતાર 'કુંજવિહાર'માં આપેલો છે. 'પ્રવાસ પુષ્પાંજલિ'માં વાસ્તવિક દર્શન પણ . અને ક્વચ કલ્પના વ્યાપાર તેમાં હોય છે તોપણ તે ક્લિષ્ટાન્વયને લીધે ધારેલી અસર કરી શકતાં ન1.

હવે કવિતા-ક્ષેત્ર વિશેષ લતાકુસુમોથી ઓપતું જણાયું. અને ઉપર્યુક્ત ત્રણે અસરોથી રસબોલ થયેલ હૃદયો ખુલ્લે કંઠે લલકારવા લાગ્યાં. ગુજરાતનાં સજ્જન સજ્જનીઓ હવે તેમના ગીતના રચુકા નવિન ભાવોથી ઝીલતાં થયાં. આમાં સ્વ. કલાપી, કાન્ત, મકરંદ, સેહેની, પ્રેમભક્તિ, લલિત, સુમન ઇત્યાદી નામો પોતપોતાની શૈલી સહ પ્રકાશતાં નજરે પડે છે. કાન્તના કાવ્યનું ક્રમનિયત્વ ઊંડી ધીર અસર કરનારૂં થઇ પડ્યું છે. તેના સંગીતના મધુર

કેમની પૃથ્વી ઓળંગી નભોમંડળ પાસે પહોંચતા માલુમ પડે છે. 'કલાપીને સંબોધન' એ નામનું તેમનું અપૂર્વ કાવ્ય ઉપરની બાબતની સાક્ષી પૂરી શકવા સમર્થ છે. આ સાથે વાંચક પણ અનુપમ ફેકમન ભોગવતો દૃષ્ટિએ પડે છે. પરંતુ હવે તેમનાં કાવ્યની અથવા કવિત્વરીતિની કંઇક અંશે ક્ષતિ થતી જણાય છે. 'કદ્ર હમે તે શું કરીએ. પોપટજી, કદ્ર હમે તે શું કરીએ'. એવાં કાવ્યોમાં ઉંડાણમાં અર્થગાંભિર્ય કદાચ ઘણું હોશે તોપણ તેમાં તેમનું પોતાનું નૈસર્ગિક વ્યક્તિત્વ તો માલૂમ પડતુંજ નથી. કવિતા લખનારાઓને પણ પોતપોતાનાં સમય અને ઋતુઓ હોય છે અને તદનુસાર સારી નરસી કવિતા બને છે.

હવે કાન્તની રસમાધુરીને ત્યજી આપણે કલાપીની લાગણીની કરૂણતામાં પ્રવેશ કરીએ. તેનું નિખાલસ, પારદર્શક હૃદય, તેનું પરમ કોમળ અને ઉદાર દિલ લાગણીઓથી સહજવારમાં આંદોલિત થઇ જાય છે. તેને 'સ્નેહી' કહેવો કે 'કવિ' કહેવો એવા એવા વિચારો પણ પ્રાદુર્ભાવ પામ્યા છે. તે 'કવિ' તો હેજ એની ના પાડી શકાશે નહિ, અને એ કવિતામાં એણે સ્નેહના ઝોક, તેના આનંદ ને શોક, ઉભયને સ્થાન આપ્યું છે. 'કલાપીનો કેકારવ' એ તેનો કીર્તિસ્થંભ છે, લાઠીના ઠાકોર સુરસિંહજી એક રાજવી કવિ રૂપે—The best poet among Kings, એ James of Scotland ને આપેલી પદવી રૂપે આપણા ગુજરાતમાં પ્રકાશે છે. તેમના પત્રો પણ Prose-poem 'જેવા વિલસતા દૃષ્ટિગોચર થાય છે. તેમનાં કવિતામાં અંકાયલાં અનેક બોધવચનોને એકત્ર કરી તેને 'maxims of Kalapi' તરિકે બ્હાર મૂકાય તોપણ તે અસર કરી શકે તેવાં છે. એનાં દૃષ્ટાંતો, એના અલંકાર, એના રસ અને કલ્પના ઉપરાંત તે સર્વ સાથે સંયુક્ત રહેલું, એનું સરળ ગીત Simple diction વાચકને અતિશય આલ્હાદ ઉપજાવે છે. 'માલા' ને 'મુદ્રિકા' નામક તેમના Wreath and Ring નામના પુસ્તકનું ભાષાન્તર એમના પરમ માર્દવભર્યા અંતઃકરણની ઉંડી કવિતા ગાતું માલૂમ પડે છેઃ—

આ ઉપરાંત અનેક નાનામોટા કવિયોનાં—લેખકોનાં અનેક દૃષ્ટાન્તો આપી શકાય અને તેમની સાક્ષરો તરિકે ગણના ગણાવી શકાય.

'હમીરકાવ્ય' નામે છપેલું તેમનું સંસ્કૃત મહાકાવ્યની શૈલીને અનુસરતું કાવ્ય પણ તેમના ચિત્તની રસિકતાના ચમકાર ઓછા દાખવતું નથી. ઉપર કહ્યું તે પ્રમાણે એમના પ્રત્યેક કાવ્યોમાં આત્માને અસર કરે અને ચિત્તને પ્રસન્ન કરે એવાં એટએટલાં સૂત્રો છે કે તેમની એક સૂત્રાવલિ જેવું જુદુંજ ગ્રંથવામાં આવે તો તેમાંથી પણ તેમનું કોમળ અને કરૂણ વ્યક્તિત્વ ભાગ્યેજ છાનું રહી શકે! કેટલાંક દૃષ્ટાન્તો ઉતારીએઃ—

'હું માનવી, હું વિશ્વના, હું અજ્ઞાની, જ્ઞાની નહીં!

*　　*　　*　　*

'નથી નથી મુજ તત્વો વિશ્વથી મેળ લેતાં
હૃદય મમ ઘડાયું અન્ય કો વિશ્વ માટે!
જગત સહુ મળે છે ચર્મને હાડકાં આ,

રહો જગતણી ગ્રંથી માત્ર આ સ્થૂલ સાથે!!
"કીર્તિ ને સુખ માનનાર સુખથી કીર્તિ ભલે મેળવો,
કીર્તિમાં મુજને ન કોઇ સુખ છે, ના લોભ કીર્તિ તણી,
પોલું છે જગ ને નહીં જગતની પોલીજ કીર્તિ દિસે
પોલું આ જગ શું થતાં જગતની કીર્તિ સહેજે મળે!"
બ્રહ્માંડ આ તો ગૃહ તાતનું છે.
આધાર સૌને સૌનો રહ્યો જ્યાં;
લે છે સહું કૈં સહુને દઇ કૈં,
આભાર સૌનો સહુ ઉપરે છે.
મર્યું, ખોવાયું, વા હળી ગયું કહો કે ઉડી ગયું!
ભળયાં જૂને જૂનો ક્ષય નથી થયું એ કબુતરૂં!
મચ્યું છે યુદ્ધ બ્રહ્માંડે દેવ દાનવનું સદા
હણે છે કોઇ તો કોઇ રક્ષાનું કરનાર છે,
બાપુ! આ સો સુખદુઃખતણી વેઠ નાંખી નથી કૈં,

આ તો ઓજો કુદરતતણો માત્ર કલ્યાણકારીઃ ઇત્યાદી ઇત્યાદી. એનાં લાંબા કાવ્યોમાં કૃતઘ્નતા, ગ્રામ્ય માતા, ત્યાગ, ન્હાસી જતી મૃગી અને ઘવાયલો મૃગ, પ્રપાત, પ્હાડી સાધુ, બાલક કવિ, બિલ્વ મંગળ, ભરત, મહાત્મા મૂળદાસ, વિધવા બ્હેનને બાળા ને વીણાનો મૃગ' વૃદ્ધ ટેલીયો, સારસી, હૃદય ત્રિપુટી ઇત્યાદી સુંન્દર કાવ્યો છે.

હવે આ સર્વથી ન્યારી પદ્ધતિના લેખક રા. ન્હાનાલાલ દલપતરામ કવિ છે. એક ગૃહસ્થ જણાવે છે કે હૃદયનું નિખાલશપણું અને વૃત્તિનું વિલાસીપણું તેમની કવિતામાં પદે પદે દૃષ્ટિગોચર થાય છે, અને તેમની કવિતામાં કલ્પનાનાં ભ્રમણો એટલાં ઉંચાં અને ફરતાં છે કે સહવાસ વિના તેની સાથે ઉડવું ભારે થઇ પડે છે. તેની લખાવટ સર્વ કલાના સારરૂપ લાગે છે. તેની શૈલી અને તેની ઉર્મિઓ, તેના વિચાર અને લાગણીઓ અનેક સાહિત્યના અનેક સૂક્ષ્મતમ અસરથી પોષાયલાં દૃષ્ટિએ પડે છે. કોમળતા, સહૃદયતા, મધુરતા અને પ્રૌઢતાનું આશ્ચર્યજનક સંમિશ્રણ તેમનાં કાવ્યોમાં થયેલું લાગે છે. કેટલાક જુના શબ્દોને તેમણે પુનઃ ભાષામાં સ્થાન અપાવ્યું છે. ચિત્રો પાડવાની તેમની કાવ્યશૈલી અદ્ભુત પ્રકારજ દાખવે છે. Rhy them and Rhetorie થી પ્રફુલ્લ ઓપતી તેમની કાવ્યગિરા અપૂર્વ ઓજસ્ભર્યું નુતનત્વ દાખવે છે. એમાં પ્રકાશ, પ્રતાપ, કલ્પના અને વેગ સાક્ષાત્કારિતાની મોહક સામગ્રી ભરેલી જોવામાં આવે છે. આદિથી અંત સુધી તેમનાં કાવ્યોમાં કંઇક ભભકભર મોહિની વિલસતી દૃષ્ટિએ પડે છે. અને એ મોહિનીજ એમની જાદુગરી ભાષા સાથે અવનવા આદર્શો, આશયો, અને આદેશો ખડા કરતી પ્રત્યક્ષ જણાયે છે. આ બધા સાથે 'Delight,' 'આનંદ' એ એમના કાવ્યનો પ્રસન્નમન રણકો છે. Delight and Liberty એમના સૂચક કાવ્યત્વના ચમકાર છે. 'જયા ને જયંત'ના મ્હારા અવલોકનના અંતમાં જે શબ્દો ટાંક્યા છે તે અત્રે પુનરપિ ઉતારૂં છું :અને આ વિષય કેટલાંક સૂચક દૃષ્ટાંતોથી પૂર્ણ કરૂં છું.'

'રા. કવિના કલાવિધાન વિષે હવે કાંઇ કહેવાનું રહેતું નથી. 'જે કાંઇ નવું તે કાવ્ય,' અને ' જે કોઇ નવું કરે તે કવિ ' એવી નાની પરંતુ વિશાળ ભાવનાળી રા. કલાપિએ કવિ-કવિતાની આ લખેલી ભાવનાઓ સ્વીકારીશું, તો જણાશે કે પૂર્વ પશ્ચિમ અને પ્રાચીન-અર્વાચિન ને સાંધતો અખંડ પૂલ રા. ન્હાનાલાલનાં કાવ્યો અને નાટકોથી આપણે અહીં બંધાણો છે. એ સેતુ પરથી જૂનું નવું એક અભિન્ન અદ્વૈતમાં વિલસતું દ્દષ્ટિગોચર થાય છે. કલાવિધાન એટલું તો ઉચ્ચ છે, સંવાદોના રણકા એટલા તો સચોટ અને અસરકારક છે, કે આદિથી અંત સુધી વાંચ્યા વિના તેમના કાવ્યો અને નાટકને મૂકવાંજ ગમતાં નથી... ખુશાલી-આનંદ એ રા. ન્હાનાલાલની સમસ્ત કાવ્યકલા અને આત્મકલાનું અદ્દભૂત પ્રકાશપૂર્ણ કિરણ છે. એનાં અનુષંગી તત્વો તરિકે સૌંદર્ય—કલાનું અને કલાના ખીલવા ઉઘડવા ભાવોનું પણ—અને સ્વાતંત્ર્ય કલા વિધાનનું અને વિચાર નિદર્શનનું પણ જોવામાં આવે છે છતાં સુંદરતાના પૂજકને એકલી સુદરતા માત્રથી સંતોષ વળતો નથી. એ સુંદરતામાં માનવ જીવનના માનુષી હૃદયના કલહને વિગ્રહોને શોકને સ્થાન મળ્યું છે, અને Pleasures with Pangs and feasts upon The Very Sadness of Joy' એવું કાંઇ પ્રત્યક્ષ નહિ તો પરોક્ષ તો બનીજ રહ્યું છે. 'અહાહાહા !' એજ રા. કવિની કલાનો મોહક મંત્ર છે. 'અરેરે'! છે, પણ અલ્પું, 'અહાહા' ના ભાવોમાં ગુપ્ત, એ વિગ્રહ અને કલહનાં ગીતોજ માનવ જીવનને ઉંડી આનંદ ભાવના બક્ષે છે. એ દુઃખમાંથીજ નિગૂઢ આત્માનંદ જ્વલંત પ્રકાશે છે. આ સાથે એક બીજું અદ્દભૂત કિરણ—સ્રીત્વ—(Womanhood) ની આબેહૂબ પ્રતિકૃતિ એમનાં કાવ્યો ને નાટકોમાં સ્થળે સ્થળે જણાય છે. અને પુરૂષત્વના પ્રેમશૌર્યના ચમકાર સાથે તે ભળી અદ્દભૂત આનંદ બક્ષે છે. લગ્ન લગ્નોત્સવ, પ્રેમલગ્ન, આત્મલગ્ન, સ્નેહલગ્ન-દમ્પતીનું નૈષ્ઠિક બ્રહ્મચર્ય ઇત્યાદી ભાવનાઓ એમનું ઉંડું નિસર્ગપણું સૂચવે છે. એમની પ્રતિભાશકિત વિષે પણ અધુના બહુજ ઉત્તમ વિચાર સાક્ષરોમાં છે. આજના સાક્ષર યુગને શિખરે તેઓ તેમના શિરોમણી પ્રવર્તે છે, એમ કહેવામાં જરિયે અતિશયોકિત થતી નથી.

આ સિવાય રા. લલિતનાં કાવ્યો હમણાં હમણાં બહુ સત્કાર પામતાં જાય છે. તેમની 'મહુલી'ની ધૂન નાનાં નાનાં ગામડાં ગામોમાં પણ સંસ્કારી હૃદયો ખુલ્લે કંઠે જણાવે છે; અને આનંદ પીએ પાય છે. અવિધા જેવું માત્ર બાવીસેં માણસની વસ્તીવાળું નાનું રાજપિપળા સ્ટેટનું ગામ ત્યાં સુધી પણ રા. લલિતની કાવ્યપંકિતની અસર વિલસતી નિહાળી આનંદ થયા વિના રહેતો નથી. સામાન્ય મત એવો છે કે તેમનાં 'લલિતનાં કાવ્યો' કરતાં 'વડોદરાને બડલે' એ કાવ્યમાળા ઉતરતી પંકિતની છે. પરંતુ વસ્તુતઃ બારિક અવલોકન કરતાં જણાશે કે એ કાવ્યો સ્થાયીત્વ ભોગવશે કારણ તેમાં પ્રજાને રૂચતા ભાવોની સરસ ફુલગુંથણી ગુંથવામાં આવી છે. masses ને વિસંવો નહિ એવું તે કાવ્યો બોલતાં હોય એમ જણાય છે. masses ની પ્રગતિ સાથે સાક્ષરોની કવિરેખ જ્વલંત રહેશે એવો તેમનો અનુગમ ટૂંકો છે. તેના પર રા. ન્હાનાલાલની છાપ વિશેષ દેખાય છે એટલું જ નહિ પણ તે હમણાંનાં સંસ્કૃત સાહિત્યમાં તેમનીજ (રા. ન્હાનાલાલની) છાપ વિશેષ દષ્ટિએ પડતી લાગે છે. ઉત્તમ ઉત્તમ વિદ્વાનો અને ગવાઇ ગયેલા લક્ષણો પણ તેમનાં શબ્દો વિગેરે ગ્રહણોને હાથે ઉપયોગ કરે છે. આના દ્રષ્ટાંતો અનેક છે અને તે ભવિષ્યકાળના આવતા કવિઓ પરથી ઉપલબ્ધ થઇ શકશે.

'વડોદરાને વડલે' એ કાવ્યસંગ્રહ mass literatureના અંગ તરીકેજ પ્રસિદ્ધિ પામશે. અને ત્હોયે તેમાં સાક્ષરપ્રિયતા સંપાદન કરે તેવાં કાવ્યો નથી એમ નહિ.

,નર્મદાનાં નીરમાંનું' કાવ્ય અત્રે ઉતારીએ છીએ.

સામ્બ નાં સહચાર ધર્મ—
　　સૌતેજ પરિચરણ મર્મ—
યાત્રિક તપોમય સુકર્મ—
　　હો અમ પરિક્રમણ ધર્મ્ય !
નર્મદા ! અમ માત અમર્ત્ય !
　　અશ્રુ તર્પણે હો તૃમ !
વાંછી, વન્દિયે શિશુસંગ,
　　દમ્પતી પ્રભુ કૃપાવંત !
નર્મદાનાં નીર ડોલે,
　　જલની લક્ષ્મીને હિંચોળે.

ઇત્યાદી, ઇત્યાદી.

ટુંકામાં 'વડોદરાને વડલે' માં ભગવાન ક્રાઇસ્ટ, બુદ્ધ, શંકર અને પયગમ્બર મહમદના પ્રબોધનોની ઝલક ઉંડી મતસહિષ્ણુતા દાખવી રહે છે. ઉપરાંત નડિયાદ, નવસારી, મુંબાઇપર સોરઠા, એ ગીતો સ્થાયી રહેશેજ. વળી હિન્દ-બ્રિટનના ભાવો પણ ઓપતા છે. તેમના પ્રથમના કાવ્ય સંગ્રહની પ્રસ્તાવના રા. ન્હાનાલાલે લખી છે અને તેમનાજ શબ્દોમાં તેમનું કવિત્વ નીચે પ્રમાણે આલેખીએ છીએ. કોઇને મહાભારત રામાયણના દુન્દુભિનાદ રૂચે છે, તો કોઇને કાલિદાસની મનોહારી સુન્દરતા કે ભવભૂતિની સૂક્ષ્મદર્શી સુકુમારતા ગમે છે. સિતારની રમઝટ જામી હોય ત્હેમાં કોઇ આનંદ માને, તો જેમ સિતાર ધીમો વાગે, જેમ ત્હેના તાર મન્દ ને કુમળા બોલે, જાણે જળનાં કણ ટપકતાં હોય એવો કુમાશવાળો શબ્દ, પવનની ધીરી લહરી સમો, સ્ફૂરેઃ એ કોઇને પ્રિય હોય છે. લલિતાનાં કાવ્યોમાં દુંદુભિનાદ નથી, સુરાવલિની રમઝટ જામી નથી, પણ સ્નેહના શ્વાસોશ્વાસ રુપી સુકુમારતા છે. વન ઘટામાં ઉંડી ઘેરાયલી કોકીલા ધીરૂં-અતિ ધીરૂં સુકોમળ ટહુકે એવો લલિતાનો કેટલાંક કાવ્યોનો ટહુકો છે. પર્વતમાંથી નિચોવાઇ નિચોવાઇ જલધરા ટપકે, તેમ એકની શબ્દદ્વારા ટપકે છે... Poets are the heralds of Philosophy એ વર્ડ્ઝવર્થનું સૂત્ર, 'જ્ઞાન એ કવિતાનો આત્મા છે' એ ગોવર્ધનરામનો સિદ્ધાંત, કે 'કવિ એટલે દૃષ્ટા' એ ગીતા ઉપનિષદમાંનું અર્થરહસ્ય હજી લલિતની દૃષ્ટિમાં ઉતર્યાં લાગતાં નથી. તોપણ તેમાં ગુજરાતને ગમતા ગૃહભાવ, કોમળતા, લાલિત્ય ને લાડ છે...

આ પ્રસ્તાવનામાં લખાયલી ઝીણવટ ભરી રા. લલિતની કાવ્યશૈલી ઉલટે પક્ષે રા. ન્હાનાલાલને પોતાનેજ લાગુ પડે છે. આ વામનવિરાટ ઉભય સ્વરૂપ દાખવે છે. લાગણી અને વિચારની તેમનામાં ઐક્ય નથી. કલ્પનામાં મનોહારી રૂકુયનોનાં પ્રાગ્ભવા પ્રકાશે છે. દુનિયાંના સમસ્ત કાવ્યોની હારમાં ઉભવું છે એવું લક્ષમાં લાવી પયગમ્બરોની માફક રા. કવિએ

ભવ્યતા ભર્યું અલૌકિક કાવ્યગુંજન ગુંજ્યું છે. અને તેમાં પ્રતિભા પાડતા દિવ્યનાદોને અનુકુળ સ્થાન મળેલું છે. "વસંતોત્સવ"ના મારા અવલોકનમાં આ વિષે યથેષ્ટ ઉલ્લેખ છે.

અનેક નાનામોટા કવિઓને-લેખકોને મૂકી દઇશું તો અમને ક્ષમા મળશે કારણ આ આખું યે અવલોકન અતિ વિસ્તારી થઇ ગયું છે. અને અમને સ્થળસંકોચનો ભય રહે છે.

ટુંકામાં ઉપરોકત રીતિએ જૂની કવિતાની માફક 'એક પ્રકારન્યાય'ને ત્યજી નવી કવિતાના લેખકો અંગ્રેજી, સંસ્કૃત તથા ફારસીની અસરથી પરિપકવ થયેલી ગુજરાતી કવિતા લખી શકયા છે. અને એ સુંદરતમ કળાનું કળારૂપેજ સૂક્ષ્મ પિછાન થવા લાગ્યું છે.

આ સાથે કેટલાક પારસી સજ્જનો પણ શુદ્ધ ગુજરાતી કવિતા લખતા થયા છે. તેમાં મી. મલબારી તથા મી. ખબરદાર, મી. ભેદવાર અને મી. તારાપોરવાળા તથા મી. પાલમકોટ મઝેથી કવિતા લખે છે.

આમ જુદા જુદા લખનારાઓએ જુદા જુદા અલંકારથી ગિરાને અલંકૃત કરી છે. અને કોઇએ વિચારગૌરવથી તો કોઇએ કાવ્યમાધુર્યથી, કોઇએ લાગણીના પરિપાકથી તો કોઇએ કલ્પનાના મઝેદાર ઉડ્ડયનોથી, કોઇએ 'वाक्यम् रसात्मकं काव्यम्' એ આધારે, તો કોઇએ 'रमणियार्थ प्रतिपादकं शब्द काव्यम्' એ ન્યાયે, એમ અનેક કવિઓએ અનેક પ્રકારની રસમાધુરી અને રચનાચાતુરી દાખવ્યાં છે. અને વિવિધતાના પરમ પ્રદેશનું ભાન કરાવ્યું છે. 'Planet like music of Poetry,' વિષે જાણ થવા લાગી છે. Poetry is the first of arts because it best represents the infinite' એ ભાવનાનાં પણ મૂર્ત દર્શન આધુનિક કાવ્યકલામાં દૃશ્યમાન થાય છે. અને સર્વ કલાની દેવીઓની વચમાં વિરાજતી મધ્યસ્થ દેવી જેવી મહાકવિતા દેવી પોતાના સંગીત અને માધુર્યથી ઓપતી બેઠી છે. અને કવિઓ પણ Maker, Creater, Bard, Seer, Singer ઇત્યાદિ ભાવે પ્રત્યક્ષ થયેલ દીસે છે. 'See deep and you see musically' એ સૂત્ર રા. ન્હાનાલાલનાં કાવ્યોમાં આબેહુબ દૃશ્યમાન થઇ રહ્યું છે 'All high poetry is Infinite' એ ન્યાય પણ ગુજરાતમાં તેજ કવિની કવિતામાં પ્રકાશતો માલૂમ પડે છે. હવેની કવિતાની અસરમાં મી. ટાગોરની છાપ પડતી જાય છે. પરંતુ નવી કવિતા હજુ જનસમૂહે માન્ય કીધી નથી. કારણ masses ને સ્પર્શ કરી શકે એવું તેમાં ઓછું છે વા masses પણ તેટલી ઉન્નતિએ પ્હડચો નથી, તોપણ અનેક ભણેલાઓ અને યુનીવર્સીટીની પદવી સંપાદન કરેલાઓને તો આ ગુજરાતના નવા કવિવરોનાં નામ અપરિચીત નથીજ. કવિઓ કરતાં કાવ્યોનોજ આપણને વધારે સંબંધ હોવાથી તેમને અમે મુકાબલા માટે યોજ્યા છે.

—૧૦—

આ સાથે સ્ત્રીકવિઓને ભૂલવા જેવું નથી. પ્રાચીન અને અર્વાચિન સ્ત્રીકવિઓમાં એજ એકજ ભિન્નતા દૃષ્ટિગોચર થાય છે. તે સમયનું શિક્ષણ જોતાં, તેમના આસપાસનું વાતાવરણ તપાસતાં, તેમના ચિત્તના જે જે ઉદ્‌ગારો આપણે ઉપર દાખવી શકયા છીએ તેજ યોગ્ય હતા પરંતુ હવે જ્ઞાનની વૃદ્ધિ સાથે, લોકસેવાના પ્રશ્ન સાથે સ્ત્રીત્વની વૃદ્ધિંગત થયેલી ભાવના સાથે આદર્શ દૈવિ તરિકે, આદર્શ ગૃહિણી તરિકે, આદર્શ સાધ્વી તરિકે, આદર્શ સેવિકા તરિકે, આદર્શ

યોગિની તરીકે, આદર્શ માતા અને ભગિની તરિકે તેમની જોખમદારી સાહિત્યનેતાઓએ આંકી છે, તેજ માર્ગને અનુસરીને હવેનાં સ્ત્રી લેખકો લખે છે, પરંતુ અફસોસની વાર્તા એટલીજ છે કે તેમના જીવન કોણ જાણે દૈવેચ્છાથી થોડામાંજ વિલાઇ જાય છે. તેમના પ્રસન્નમન ઉદ્દગારો ઝાઝી વખત નીકળી શકતા નથી, એટલામાં તો મૃત્યુ તેમને પરવશ બનાવી રહે છે. અને તેમની કવિતાની સુંદર ક્યારી સુકાઇ જાય છે. સૌ. સુમતિ બ્હેન તથા સૌ વિજયાલક્ષ્મી ત્રિવેદી એ આવાં મૃત્યુવશ પડેલાં કવિતાક્ષેત્રમાં યથેચ્છ વિચરનાર બે સ્ત્રીવિહંગ હતાં! એકમાં અંગ્રેજી સાહિત્યની છાપ છે ત્યારે બીજાં બ્હેનમાં સર્વ કલાના સાર રૂપ ન્હાનાલાલનાં કાવ્યત્વનાં કિરણ ઝગઝગે છે. કેટલાંક દૃષ્ટાંતોથી આ વાર્તા વિશેષ સુદૃઢ થશે ધારી તેમ કરીએ છીએઃ—

## ગુણસુન્દરી.

આદર્શમયી સુભગા દેવી! અમારાં હૃદયની-જીવનની શ્રેષ્ઠ નેતા! મહર્ષિ ગોવર્દ્ધનભાઇની કલ્પનાની સુન્દર પુત્રી! ઉત્તમ ગુણવતી આર્યા, પ્રિય ગુણસુન્દરી! ત્હારો ઉન્નત આત્મા મ્હને બહુ પ્રિય છે.

અરેરે! દુર્દૈવ! આર્યાવર્ત્તનાં ગૃહે ગૃહે ક્યાં ક્યાં ગુણસુન્દરીઓની ન્હાનીય પગલીઓ થવી? આર્ય ગૃહમન્દિરો તો ચંડિકા મનોહરી( વેઃખમા અને ચંચળથી ઉભરાય છે! કુટુમ્બવત્સલ ગુણસુંદરી! ત્હારા જેવી ગૃહદેવીઓ વિના અવિભક્ત કુટુમ્બ સર્વથા આકૂળ છે.

પ્રભો! ભારતની ઉન્નતિ શી રીતે થાય? વ્હાલાઓમાંજ જ્યાં વિરોધ ત્યાં આગળ શી રીતે વધાય? સખિ ત્હમે અમ્મર છો. અમે મૃત્યુલોકનાં માનવી ત્હમે સ્વર્ગીય સુન્દરી...અમ પામર જીવને માટે તો—

जातस्य हि ध्रुवो मृत्युः!

આર્યવર્ત્તમાં ત્હને અખંડ જીવન અર્પીને ગોવર્દ્ધનરામ કૃતાર્થ થયા છે અને આર્ય પ્રજાને આર્ય રમણીઓને પણ કૃતાર્થ કરી છે. અમે ત્હમારી અવિચળ કીર્તિ ગાશું અને તમ પુણ્ય પગલે ચાલશું.

સ્વ. સૌ. વિજયાલક્ષ્મી ત્રિવેદી કૃત સુવર્ણમાલા ગદ્યમાં આલેખેલા ભાવો પદ્ય-કાવ્યજ દાખવે છે. રા. ન્હાનાલાલની છાયા પ્રત્યેક ચરણમાં દૃષ્ટિગોચર થાય છે. સ્વ. સૌ. સુમતિ બ્હેનનાં કાવ્યોમાં સ્વતઃકલ્પીત કાવ્ય તરિકે આ 'વિશ્વેશ સમાન કોણ' એ છેલ્લું કાવ્ય છે.

## ગરબી.

પૂછ્યું ધીમે મ્હેં તેજસ્વી ભાનુને જો,
પ્રશ્ન કર્યો 'શું તે પ્રભુની સમાન છે જો.
અતિ ઉચ્ચ દિવ્ય શ્રમ રહિત જ્યોતિ તું જો,
આપ્યે તાપ, તેજ, જીવન, ઇશ તુલ્ય શું જો.
ગરૂડ નથી પણ નીરખી શકે તુજ પ્રતિ જો,

મેઘ મડળ રોકેજ રશ્મિની ગતિ જો.
સોગી આપી શકે "ત્હારૂં હદ હે રવી જો.
વળી ગર્વ જતાં નાશ પામ્ય તું નહી જો.

ઈત્યાદી ઇત્યાદી ભાવોમાં અંગ્રેજી છાપ સબળ છે.

આ સર્વ પરથી જણાય છે કે કવિતા કાલના પ્રાચીન અર્વાચિન સમયમાં એકજ ભેદ માલૂમ પડી આવે છે. એક કલા, એક વિદ્યા, એક જ્ઞાન, અને એક વિચારને બદલે હવે ભિન્ન ભિન્ન કલાઓ, વિદ્યાઓ, જ્ઞાનગાથાઓ અને અનેક વિચારોને કવિતામાં સ્થાન મળ્યું. ભકિત વા ધર્મથી રંગાયલી પ્રાચીન કવિતાને બદલે સંસાર વા શાસ્ત્રથી વિલસતી, ધર્મ, ગૃહ, પ્રેમ, દેશોદ્ધાર, રાજ્ય ઇત્યાદી ભાવનાઓ પ્રકટપણે દાખવતી, અનેક આશયોથી વિભૂષીત અને અનેક આદેશો બક્ષતી, જુની બાનીને બદલે, હાલમાં એ સર્વના સંગ્રહરૂપ નવિન ઓજસ્ ભરી જુદી જુદી કક્ષામાં જુદાં જુદાં લક્ષ્યબિન્દુથી રમતી, હસેતી, કલ્લોલતી કવિતાની દેવિ અનુપમ હાસ્યમાં રાચતી દિસે છે. એક દેશીયત્વની દિશા બદલાઇ સર્વદેશીયત્વ સ્વીકારાતું જાય છે. એકજ સ્વરૂપને બદલે અનેક સ્વરૂપો ધારણ કરતી, અવનવાં ચિત્રો આકતી, ભાતભાવના પ્રસંગો દાખવતી, અનેક સુંદર અલંકારોમાં શોભતી, પ્રતિભાશક્તિની પ્રખરતા સૂચવતી. કલ્પનાના કોડમાં લાડતી વા અલંકારોને—છંદ અને ગેયતા જેવા—વહનજ દૂર કરતી, અધુના તે દર્શન દે છે; સંગીતના ભવ્ય ટોકા સાથે, વસન્તવૈભવીની સૂક્ષ્મ સ્થૂલ સમૃદ્ધિ સાથે, આપણી કવિતા દેવીને ચરણે પણ અનેક ભિન્ન ભિન્ન ફૂળ ફૂળના થાલ–નૈવેદ્ય ધરાવાતાં જાય છે, અને સાહિત્યની પ્રતિદિન વૃદ્ધિ નિહાળી પ્રેમાનંદની પ્રભુતા ભરી વાણી લલકારી રહેવાય છે કેઃ—

" સાંગોપાંગ સુરંગ વ્યંગ્ય અતિશે પ્યારી ગિરા ગુર્જરી
પાદે પાદ રસાળ ભૂષણવતી થાઓ સખી ઉપરી
જે ગિર્વાણ ગિરા ગણાય ગણતાં, તે સ્થાન એ લ્યો વરી
થાયે શ્રેષ્ટ સહુ સખી જન થકી, એ આશ પૂરો! હરિ!"

એકલી કુદરત ને આંકતી પ્રાચીન કવિતાને બદલે કુદરત ને કલાને દાખવતી નવી કવિતા રચાઇ. ઉપરાંત શ્રેયઃસાધક અધિકારીવર્ગની કવિતાઓ દોલતરામની અને અન્ય દલપત નર્મદના શિષ્યોના કવિતા–કલા વીસરવા જેવી નથી. આમાં સર્વથી વિશેષ આલ્હાદક અને રસપૂર્ણ–અખંડલહરી યુક્ત–સંસ્કૃત કવિઓને સર્વથા અનુલક્ષતી કવિતા તો રા. દોલતરામના મહા કાવ્ય ઇન્દ્રજીત વધ માંજ નજરે પડે છે.

## પરિશિષ્ટ.

—૧૧—

નવા યુગની નવી કવિતાની અપૂર્વ પ્રશંસા આદર્યા બાદ તેમાંના કેટલાક જણાતા અંગત દોષોનો ઉહાપોહ આદરીએ. નવા યુગની નવી કવિતામાં એક વિચિત્રતા તો નજરે આવેજ છે અને તે કહેવી રહી જાય તો ઘણા કહેવાતા કવિઓ વિપથગામી થતા જાય એજ તેનો હેતુ છે. Effeminacy એ કવિતાનો મોટામાં મોટો દોષ આધુનિક લેખકોમાં પ્રવર્તવા માંડયો

છે. સ્ત્રીસમાજના વિચારો, તેમની વૃદ્ધિંગત ભાવનાઓ, તેમના અનુત્તમ આદર્શો, તેમને માટે નવ્નવિન આદેશો ઇત્યાદિ ભલે કહેવાય અને કરાય તેને માટે અમારો જરિયે પ્રતિપક્ષ નથી, પરંતુ તેજ વા અન્ય વિષયો સંબંધીના વિચારો કંઇક વિચિત્ર શૈલીમાં, નામર્દાની ભરેલી બાનીમાં, અને ખોટાં ખરાં Diminutives યોજીને આદરવામાં આવે તો ખરી રીતે કવિતાદેવિને અપમાનવામાં આવે છે એમ ગણી શકાય. એવા સાહિત્યથી સમાજને જરિયે ફાયદો થવાનો નથી. તેમજ એવા સાહિત્યના જરિયે આવશ્યકતા પણ નથી. એના કરતાં સાહિત્ય ભાવના મર્યાદીત હોય તોયે સારૂં, અથવા થોડા પ્રમાણમાંજ સાહિત્ય-પણ સત્ય સંગીન સાહિત્ય—દષ્ટિગોચર થતું હોય તો સારૂં; પ્રાચીન સાહિત્યમાં એવી નામર્દાની ભરેલી શૈલી ભાગ્યેજ જોવામાં આવે છે. ભક્તિભર્યાં શૃંગારી કાવ્યોમાં પણ તે નથી તેને બદલે Sweetness and Chastity છે. પુરૂષ લેખકોમાં તો તે નથીજ પરંતુ મીરાંબાઇ, દીવાળીબાઇ ઇત્યાદી સ્ત્રી લેખકોમાં પણ એવો દોષ નજરે પડતો નથી. એ સડો બહુજ વિચિત્ર રીતે પ્રસરતો માલૂમ પડે છે અને તેના પ્રવર્તકોમાં કવિતાનું અતિ વામન સ્વરૂપ અર્થાત્ નહિવત્ સ્વરૂપજ દ્દસ્યમાન થાય છે. એ સડો કેમ અને ક્યાંથી પ્રસર્યો તેનો ઇતિહાસ નથી તેમ નથી. પરંતુ એ લાંબી બાબતમાં ન ઉતરતાં તેનું વર્ણન કરવું અત્રે અસ્થાને છે. સંગીતની મીઠાશ, તેની કોમળતા, તેની સુંદરતા અને રમ્યતા જ્યારે કાવ્યકલામાં કાંઇ અતિશય જામી જાય, તેના રાગ, તેના લય, તેના તાલ અતિશય મોહક, અતિશય ઇન્દ્રિયલોલુપ, તથા અતિ સ્નિગ્ધ થવા પામે ત્યારે આવું કનિષ્ઠ સાહિત્ય Spurious Literature ઉદ્દભવે છે. એવે સમયે કવિતામાં અર્થનું ભાન રહેતું નથી. શબ્દોજ બહુધા દૃષ્ટિએ પડે છે. અને એ એકલું શબ્દમાર્દવ અતિ મોળું લાગે છે. વિચારોની ઉણપતું આ દષ્ટાંત છે; અને લાગણીની સઘનતા તથા વિવ્રતાનું ભવ્યતાભર્યું ચિત્ર આંકવાની કવિની પોતાની કુશળતામાં ખામી છે તેની તે સાક્ષી પૂરે છે—સાબીતી બક્ષે છે.

આ સાથે કલાવિધાન—ઉત્તમ કલાવિધાન પણ નવા લેખકોને સાધ્ય નથી લાગતું. માત્ર 'અનુકરણ' એ સિદ્ધાંતજ કવિતાની કળાનો પાયો નથી. તેમ કલ્પનાનાં અતિશય ઉડ્ડયનો પણ કવિતાને સંપૂર્ણયોજનાપૂર્ણ સ્થિતિએ લાવી શકતાં નથી. અન્તઃક્ષોભ—અન્તઃપ્રેરણા એ કવિતાનું હાર્દ છે. તે વિનાનાં કલ્પનાને અનુકરણ નીરસ અને અપ્રાસંગીક ભાસે છે. ઉપલી બન્ને બાબતોમાં આપણે અત્યારે જરા extreme પર જતા નિરંકુશ વહીએ છીએ. કેટલાકની કવિતામાં કલ્પના વિશેષ છે. અને સૃષ્ટિમાં બને તેવું, બન્યું હોય એવું, અથવા બનતું હોય તેવું કંઇક ઓછું છે. જ્યારે કેટલાકની કવિતામાં 'અનુકરણ' ભાગ અતિશય છે. જેને કવિતાજ ન કહેવામાં આવે તો અમને ક્ષમા મળવી જોઇએ. કલા, ઉર્મિ, આત્મ ક્ષોભ, ભાવના, ઇત્યાદી વિહોણાં ઉપર દાખવ્યાં તેમ સામળભટની ચંપાવતી નગરીની રાજવાર્તા જેવાં કાવ્યો હવે જોઇએ નહિજ એ સ્વાભાવિક છે. ભલે એવાં ચિત્રો ગદ્યમાં ઘટાવાય અને તે વાણી વધારે સંભૃત કરાય. પરંતુ પદ્યમાં તો તેની જરૂરજ લાગતી નથી. જૂના કવિઓની કેટલીક તેવી વાર્તિક કવિતાને વા નિબંધક કવિતાને આપણે ગદ્યમાંજ ગોઠવવાની વૃત્તિ અને ઇચ્છા ધારીએ છીએ અને તેમ કરવા પણ પ્રયત્ન થઇ ચૂકેલ છે તો આ નવા યુગની નવી કવિતાઓ જમાનાઓ ખાધા છતાં યે એવાંજ ચિત્રોમાં—એ જાડાં બંધ ન બેસતાં અને જૂનાં કપડાં ન તજે અને સારા સારા

લેખકો પણ તેમાંની તેવી વિચિત્ર ભૂલ્યમાં સપડાય એ અમને તો કલાવિધાનની ખામી સિવાય અન્ય કાંઇજ દોષ તેમના લેખનમાં લાગતો નથી અને એ દોષ જેવો તેવો નથી. કોઇ કહેશે massesની ખાતર અમે આમ કરીએ છીએ, આવાં અતિ વાસ્તવિક ચિત્રો યોજીએ છીએ. અને તેથી massesને ભૂલવો ન જોઇએ એજ અમારું લક્ષ્ય છે. અલબત્ત એ સત્ય છે પણ masses ભુલવવો એ ન જોઇએ એ વાત પણ ધ્યાનથી ખસવી ન જોઇએ. આવાં સાહિત્યથી, આવી કવિતાથી masses કવિતાની દિશા ભૂલે છે. અને તેમના ચિત્તમાં વ્યાપી ગયેલી નવા લેખકો ને લેખોની વિપરીત ભાવના વધારે સદૃઢ અને સંપૂર્ણ રૂપ ધારણ કરે છે. આથી નવા સાહિત્યને તેમજ નવી કવિતાને માન મળતું અટકે છે. અને તેની વિમાનના થઇ ગયા દિવાળીના ગુજરાતીના ખાસ અંકમાં પ્રસિદ્ધ થયેલા 'હું કવિતા કરતાં કેમ શીખ્યો' એવા પ્રહસન રૂપ લેખો ઉદ્ભવે છે. જો કે અમને એ લેખકના બધાજ વિચારો માન્ય નથી તોપણ કેટલીક તેની બતાવેલી ટીકા આધુનિક કવિવર્ગને યથાસ્થિત લાગુ પડે છે. અને અમને આશા રહે છે કે જેના જેના તરફ એ ઉપહાસક પ્રહારો પ્રસારવામાં આવ્યા છે તેઓને તે ધડો લેવા જેવા અને ભવિષ્યમાં સાહિત્યને સત્ય માર્ગે દોરી જવા યોગ્ય થઇ પડશે; કારણ એવા નકામા નિર્માલ્ય સાહિત્યથી પ્રજાને જરિયે લાભ થવાનો સંભવ નથીજ. વસ્તુતઃ કાર્લાઇલ લખે છે તેમઃ—

"No mortal has a right to way his tongue, much less to way his pen without saying something. He knows not what mischief he does, past computation, scattering words without meaning, to affect the whole world yet before they cease. For thistle-down flies abroad on all winds and airs of wind; shiploads of fashionable novels sentimental-rhymes, tragedies, farces, tales by flood and field are swallowed monthly into the bottomless pool, still does the press toil and still in torrents rushes on the great army of publication to their final home and still oblivion, like the grave, cries, 'give ! give !' How is it that of all these countless multitudes no one can produce, anything that shall endure longer than snowflake on the river ! Because they are foam, because there is no reality in them, not by printing ink alone does man live. Literature, as followed at present, is but a species of brewing or cooking, where the cooks use poison and vend it by telling innumerable lies."

બીજી એક ખામી 'ગૃહભાવ' નાં દર્શનોમાં દૃષ્ટિએ પડે છે અને ઉપર કહી તેવી effeminacy નાં ચિત્રો અતિશય આપવામાં આવેલાં હોય છે. અલબત્ત એ ભાવો ખોટા નથી, તેમ તિરસ્કાર કરવા યોગ્ય પણ નથીજ. પરંતુ તેમાં અતિ કોમળતા, અતિ લાલિત્ય,

અને અતિ લાડ પેદા થાય છે, ત્યારે એ ગૃહભાવ–ગૃહસ્થભાવ રહેતો નથી, પણ કવિતાનો ગૃહિણી–ભાવ થઇ જાય છે.

અન્ય એક બાબત પણ વિચારવા યોગ્ય છે. બ્રહ્મ-સનમ્, એકતા, સ્વદેશાભિમાન ઇત્યાદીના અતિશયપણાથી એક ઓર પ્રકારની ખામી આપણા કવિતા-સાહત્યમાં નજરે પડે છે. સનમ્–બ્રહ્મનું કવન કવનારા આપણા કવિઓ પર્શિયન કવિ સુફીની માફક Sufism and mysticism લલકારવાના ભાવો રાખે છે. અને તે કરવું યોગ્ય અને સત્ય પણ ગણાય. પરંતુ તેવા ભાવો બહુધા જનસમાજથી અગમ્ય છે. 'સનમ્–બ્રહ્મનાં ભાન સાથે સનમ્-ઇશ્કી સનમ્માંજ નીતિ પ્રીતિ અને કૃતિ ઘસડાઇ જાય છે. આવાં ચિત્રોથી જનસમાજ અગત્યતા ન સમજતાં વા સ્વીકારતાં જેવી દયારામભાઇનાં કાવ્યોની વિચિત્ર અસર લેવાઇ હતી તેવી અસર ઝીલી રહે છે. અને સનમ્–ભાવ ઇશ્કી–ભાવ કવિવર્ગમાં અને સમાજમાં વધારે વધારે ઇન્દ્રયલોલુપતામાં વધારો કરતો જાય છે. ખોટી 'એકતા'ના ભાવો પણ કવિતામાં ઘેલછાની માફક પ્રવર્તતા રહે છે. 'જનસમાજ એકાકાર' થઇ જાય અને 'પ્રેમ' 'પ્રેમ' 'પ્રેમ' પ્રવર્તે એ Utopean વાર્તા આપણા ઘણા કવિઓના સ્વપ્નો તરીકે જણાઇ ગઇ છે. પ્રેમ-ઇશ્ક જેવું એમની કવિતામાં મંત્ર રૂપ પ્રકાશે છે. અને Dandism જેવું તેમનું લખાણ આપણી હાલની સ્થિતિના Drudgism ને બિલકુલ પથ્ય તેમ અનુકુળ થઇ પડે તેમ નથીજ.

સ્વદેશાભિમાનની કવિતા પણ લખાય છે. પરંતુ તેમાં શુદ્ધ સાચા હૈયાના સ્વદેશાભિમાનની કવિતા કરતાં 'રાજરાજેન્દ્ર' એડવર્ડને, રાજયુવરાજને સત્કાર, 'જયમંગળ પ્રિય જન્મ ભૂમન વધાવીએ,' 'મ્હારી ભરત ભૂમિ' ઇત્યાદી કાવ્યો કરતાં કંઇક ઓરજ લ્હડો, વઢો, કાપો વગેરે બાવોજ દિસે છે. સરકાર તરફથી આવાં કાવ્યો જલદીથી નાબુદ થયાં તેજ સારૂં છે. કારણ 'What passes by the name of patriotism in these days consists of merest bigotry, and narrow mindedness exhibiting itself in national conceit and national hatred and national prajudice. Such a patriotism is amongst the greatest of curses that can befall any country.'

નવી કવિતા માન્ય નથી થતી તેમાં આ ઉપર કહ્યાં તેવાંજ અને તેથી પણ કદાચ કોઇ વધારે કારણો હશે. અને તેમાં નવા વિચારોની છપછપ એ મુખ્યત્વે કરીને લાગે છે. આપણામાં–આપણા કવિવર્ગમાં એટલું તો અનેક દેશના વિચારોનું મિશ્રણ થઇ રહેલું છે કે તે વિચારોને પહોંચી શકવા જેટલું સામર્થ્ય આપણા લોકવર્ગની પાસે નથી. અલબત આ એક વિવિધ પ્રકાર ન્યાયનું સૂક્ષ્મ ચિહ્ન છે અને આશા રખાય છે કે પ્રજા જનની જ્ઞાન–વૃદ્ધિ સાથે તેનો પણ યથેચ્છ સત્કાર થશે. આપણા કવિઓ અને પ્રાચીન કવિઓ ઉભય આ બાબતમાં એકમેકને મળતાજ આવે છે. સમાજથી પર એવાં આદર્શ ચિત્રો આંકવામાં, નવા આશયો અને આદેશો ખડા કરવામાં, પ્રેમાનંદ સામળાદિએ પ્રયત્ન આદરેલા આપણને વિદીત છે. અને સ્વ. ગો. મા. ત્રિપાઠી લખે છે કે 'Had peace allowed further developement to the nation, the

lines on which progress had been commenced by this poetical Trio ( શામળ પ્રેમાનંદ અને અખો ) and by the 37 disciples of પ્રેમાનંદ would have proved no insignificant factor in giving a very healthy tone to Society and modern Gujarat would have been a country of healthier and truer souls than the masses now are in it. But the fortune wished it otherwise.

આ પ્રમાણે નવા કવિઓના પણ આશયો આપણને વિદીત થઇ ગયા છે. તેઓ સર્વ ધાર્મિક, નીતિવિષયક, સામાજીક, રાજકિય ઇત્યાદિ સર્વ બાબતોમાં નવિન ઉદ્ધારણમાર્ગ દાખવે છે.

રાજકિય કક્ષામાં આપણા જૂના કવિઓ નહોતા પડયા. તેમના સમયની સ્થિતિ પણ તેવી કક્ષાને માટે અશકય હતી. 'The poets of Gujarat have on the whole, no doubt, have more than enough of Religion and Religious and they have supplied the Society with intellectual recreation, religious consolation and moral strength during a century of political and moral disasters.'

આ પ્રમાણે જૂના કવિઓએ અર્પેલું બલ હજુ પણ ગરીબોના એક તારા પર, ભરથરીની સારંગી પર, અને ભજનાનંદીઓના કિન્નર કંઠી મુખપર એના એજ પ્રકારમાં વિલસી રહેલું દ્રષ્ટિએ પડે છે. નવા કવિઓનો વિવિધતા ભર્યો આશય સ્થૂળ દ્રષ્ટિથી જ્ઞાત થઇ શકવો મુશ્કેલ છે. તેમની વિવિધતા એવી અને એટલી બધી છે કે તેઓએ વિવિધતાને સાધ્ય કીધી છે કે વિવિધતા તેમને મ્હાત કરી લે છે એ એક પ્રશ્ન થઇ પડે છે તોપણ અનેક દ્રષ્ટિબિંદુથી અંકાયલા અનેક ચિત્રોમાં ઉત્તમ કવિની કવિતામાં ધર્મ દેશોદ્ધાર, પ્રેમ, રાજ્ય અને સંસાર એ તો મૂખ્યત્વે દ્રષ્ટિગોચર થાય છેજ. વળી એક આક્ષેપ એવો આવે છે કે નવી કવિતામાં અનેક જાતની ખામીઓ છે. આ બાબત વસ્તુતઃ માસિકોમાં પ્રકટ થતી કવિતા માટે હશે. અથવા તો અસંસ્કૃત લેખકો વિષે હશે. હાલના વિદ્વાન રસિક જનો એવી કવિતા નથી લખતા એમ અમે સંપૂર્ણ માનીએ છીએ. આ રિમાર્ક આ છેઃ " રસમાત્રના છાંટા વિનાની, કોઇપણ પ્રકારની ચમત્કૃતિ વિનાની, કર્કશ અને શ્રુતિકટુ શબ્દજાળની ગુંથણી-વાળી, ઔચિત્ય ભંગથી દુષીત, મીયાં મહાદેવના અપૂર્વ યોગવાળી, કોઇ પણ ઢંગધડા વિનાની કેટલીક કવિતાઓ લખાય છે.' તોપણ એટલું તો જણાવવાની તક લઇએ છીએ કે પ્રાચીન કાવ્યો જેમ જેમ વધારે વંચાતા જશે, પ્રાચીન કવિઓ પ્રતિ જેમ જેમ વધારે ભાવ, વધારે સત્કાર અને સમાગમ થતાં જશે તેમ તેમ અમારી શ્રદ્ધા છે કે પ્રાચીન અર્વાચિનના સંમેલ-નથી એક અદ્દભૂત સંગીન ફલપ્રદ સાહિત્યશ્રીનો જન્મ થશે. આ ઉપરાંત જે પ્રાચીન ગાયકગણુ-માંથી અવશેષ રહેલા છે અથવા તો જે વિદ્વાનો પ્રાચીન સાહિત્યના પોષક અને પ્રશંસક છે અને જેઓ તેને મઝેથી અને ઉત્સાહથી ગાઇ જાણે છે તેઓને પણ ઉત્તેજનનો અવકાશ આ-

પવો જોઇએ. તેમની કનેથી સવિશેષ લાભ મળવો સંભવે છે. સાહિત્ય પરિષદ માત્ર સાક્ષરોનીજ નથી, નિબંધ લેખકોને માટેજ તેનું પ્રકરણ યોજાયલું નથી, પણ સાહિત્ય પરિષદ મૂખ્યત્વે ગુજરાતના સમસ્ત પ્રજા વર્ગની છે. masses ને કંઠે જે સાહિત્ય હજુય વસી રહેલું છે, અને માના દુધની પેઠે જેનું પાન સમસ્ત દેહની રગે રગમાં વ્યાપ્ત થયેલું છે તે સાહિત્યના જાણનારાઓને સાહિત્ય પરિષદમાં સ્થાન અને સન્માન મળશે તો અમારૂં ધારવું છે કે સાક્ષરત્વનાં આડંબરી માળખાંઓ એની મેળે નીકળી પડશે. અને નિર્મળા સાહિત્ય-ઉદ્ધારકોના પરમ પવિત્ર અંચળાઓજ દેદીપ્યમાન રહેશે. અંતમાં આ નીચેના શબ્દો ઉતારવા ઉચિત લાગે છે:—

" ખરી વાત એ છે કે પ્રાચીન કાવ્ય-સંપ્રદાય એક હતો, નરસિંહરાવનો સંપ્રદાય પૂરો અંગ્રેજી નહિ પણ પાલગ્રેવની ગોલ્ડન ટ્રેઝરી પૂરતો કાવ્યસંપ્રદાય હતો; પણ હવે ફારસી, સંસ્કૃત ઇંગ્રેજી સહુ પરિચિત થતાં સકલસાર રૂપ કાવ્ય સંપ્રદાય એ સહુથી નિરાળો છે " પ્રાચીન કાવ્ય સંપ્રદાયમાં ભાવનાની વિશાળતા છે, કલ્પનાનું પૂર અને વેગ ઉભય મ્હોટાં છે છતાં અંગ્રેજી કવિ ટેનિસનની કલામાં જે જડિયાની ઝીણવટ છે, પ્રત્યેક ચરણમાંના શબ્દમણિને પહેલ પાડવાનો-ઓપ આપવાનો જે કાવ્ય-વિવેક છે તે કેટલાક નવા કવિઓની માફક જૂના કવિઓમાં નથીજ. ટૂંકામાં શબ્દેશબ્દને, મોતીના દાણાની પેઠે, ઉજ્જવલ કરી કાવ્ય પંક્તિઓમાં પરોવવાની, અર્થેઅર્થના અણું પરમાણુમાંના અન્તર્વાસી તેજ પ્રકટાવવાની કલા સૂક્ષ્મતા જૂના કાવ્ય સંપ્રદાયમાં નથી. આથી તેજસ્વી આરસની છતાં યે તેમની શબ્દશિલાઓ ખડબચડી રહે છે; અને કાવ્યના ઓક પ્રભાવન્તા અને મનોહર છતાં યે, કેટલેક સ્થળે ખુંચે છે તે સમયના કવિઓમાં અને તેમની કવિતામાં કુદરત છે પણ કલા નથી. અધુના એ ઉભયનું સહેતુક સપ્રમ અને સરસ સંમિશ્રણ દૃષ્ટિગોચર થાય છે, તોપણુ નવી કવિતવિધુતના ચમકારને બ્રહ્માંડ આરપાર વીંધી માપવા મથવું, કે નિરવધિ આહ્લાદધિમાં ઝંપલાવવું સુગમ ને પરિચિત છે; પણ તે પ્રયતાત્મન્ નથી થઇ, ને તેથી જગત ભવનોનાં ઉતરી જનવાસના ખંડખંડને નથી અજવાળતી. મહદાકાશમાં વિચરતી તે મહાશક્તિ અણુ આકાશમાં ઉતરવાની ના પાડી દૂરજ ઉભી રહે છે."

અંતમાં લખવાનું કે જૂનું વચલું નવું એ સર્વ વિષે ઘણું ઘણું લખવાનું છે અને અત્રે તો તેનાં ઇશારા માત્રજ કરેલા છે. નવાં કાવ્યોના ચમત્કારોના, તેમની ખામીઓનાં અનેક દૃષ્ટાંતો આપી શકાત પરંતુ તેને વાચક કાવ્યમાધુર્યમાં તેમજ અનેક અન્ય સ્થળેથી જોઇ લેશે એવીજ આશા રાખી છે. નાટકોમાં વપરાતી સંગીતલક્ષ્મીની પ્રસન્નમન મુદ્રા તપાસવાનું કાર્ય પણ બની શક્યું નથી. સુપ્રસિદ્ધ ગુજરાતના નાટકકાર ડાહ્યાભાઈ ધોળશાજીનાં નાટકી ગીતો ઉમદાપણું દાખવે છે એ નિર્વિવાદ છે. દૃશ્ય નાટકમાં તેઓ જેમ પ્રથમ છે તેમ શ્રાવ્ય નાટકમાં જૂના સાહિત્યને દીપાવનાર આપણા બુઝર્ગ વીર રણછોડભાઇ સાહેબ છે. પરંતુ તે દિશા હવે બદલાઈ ગઇ છે. હવે પાત્રકુશળતાની ઝમક વધતી જાય છે, પણ પ્રજાને ખોરાક તરિકે તે પથ્ય ઓછાં છે "કવિતામાં એ પણ ચિન્તન છે. લાગણી છે, પણ અધુના વિદ્વત્તા ઓછી ભાસે છે. સાહિત્યની ભાવના જેટલી ઉંચી થઇ છે તેટલું લેખન ઉંચું

નથી થયું. વિસ્તાર વધ્યો છે, પ્રમાણમાં ઉંડાણ ઓછું વધ્યું છે. હજી વિચાર દશા છે, નિર્ણય દશા નથી: Division of labour (શ્રમ વિભાગ) ઓછો છે. એટલે વિષયપરાયણ અને વિષયપ્રારંભતા ઓછાં છે. એ વધારે થવાની જરૂર છે. 'સર્વદેશી' થઇ શકે એવા મહાવીરને સર્વદેશી થવા દેવાની અનુકુળતા કરી આપવાની પણ આવશ્યકતા છે, ટૂંકામાં કલાની અતિ પ્રસન્નતાભરી ભાવનામાં ચારિત્ર્યના ઝોક વિસરાવવા ન જોઇએ. અલબત્ત કલાના અધ્યયનથી મનુષ્યની આસ્વાદન શકિત વિકસીત થાય છે, તેના સ્વભાવને અદ્દભૂત સુંદરતા પૂજવાની મધુમય બક્ષીસ પ્રાપ્ત થાય છે, અને જીવનના આડંબરી વૈભવી આનંદોમાંથી મુક્ત થઇ તેનું ચારિત્ર્ય પણ સંસ્કારપૂર્ણ અને ઉચ્ચતમ બને છે. તોપણ એની મહાનુભવતાનો આધાર એના મન, આત્મા અને હૃદયની વિશાળતા પર રહેલો છે નહિકે કલા અને તેના આસ્વાદન પર. અરે! કલાસૌંદર્યની અતિવ પૂજા મનુષ્યને કદાચ ચારિત્ર્યહીન પણ કરે! કારણ 'Art has usually flourished most during the decandence of nations when it has been hired by wealth as the minister of luxury Exquisite art and degrading Corruption were contemporary in Greece as well as in Rome. Honest courage is of greater worth than any amount of grace; purity is better than elegance, and cleanness of body mind and heart better than any amount of fine art. In fine without a solid sterling individual greatness and goodness, all the grace, elegance and art in the world would fail to save and elevate a people.' આથીજ કવિનાં કવનમાં એના પોતાના ઉચ્ચ ચારિત્ર્યના ભાવો દાખલવાની ખાસ આવશ્યકતા છે, એનું સોભન તેવુંજ એવું વર્તન હોય તોજ તે કવિ સમસ્ત જનસમાજનો પ્રેરક ચાલક અને શાસક બને છે; તેનો પ્રોત્સાહક, ઉત્તેજક અને ઉદ્ધારક બને છે: તેનો પયગમ્બર અને ભવિષ્યવેત્તા થઇ રહે છે. ગુજરાતને આવા કવિની જરૂર છે. અને માનવું છે કે રા. ન્હાનાલાલની કવિતામાં અને તેમના અંન્તર્ગત જીવનમાં પણ આવી ઉપરોક્ત કવિભાવનાના અંશો આપણને મળી આવે છે. પ્રભો! એ લીલા લલિત અને સુંદર, ભવ્ય અને દિવ્ય, શાશ્વત અને સનાતન, દાખવી રહો!

સાગર સમા ગર્જતા ગુજરાતના કવિયો કને આજ યાચના છે:—

"સાગર સખે! મુજ કાનમાં એવું કંઇ તું ગા!
જીવ્યું મીઠું લાગે મને એવું કંઇ તું ગા:
મહાબાણી ત્હારાં ગીતડાં, પેશ તાનમાં ભેદો ઉંડા;
ગૂઢ અર્થ ના ઉકલી શકે, ઉકલે એવું તો ગા:
શાશ્વત સહસ્રો ગર્જતી ઝબૂકે તારી કરતાલ;
સમજું ન કેતા વાલ, કંઇ સમજું એવું તો ગા:

સ્હમજ્યું ન તે મુજ દીનતા, તુજ વૈભવો વિસ્તર, સખા!
ન સુણ્યું ત્રિલોકે નાથ! કંઇ એવું અહર્નિશ ગાઃ
ત્હારે જગતને બોધવું, પરમાવધિ સત્ય શોધવું;
હું કોણ? ગુરૂ કર્તવ્ય આચરતો સખે! ભવ્ય ગા.
મેઘ ગાજે, કાલ ગાજે, ગાજે ચૌદ બ્રહ્માંડ;
પણ તેથી યે પર પ્રભુવર ગાજે, તે ગીત લઇ લઇ ગાઃ
સાગર સખે! મુજ કાનમાં એવું અલૌકિક ગાઃ
જીવ્યું જીત્યું લાગે મ્હને એવું હવે પ્રિય ગાઃ
સાગર સખે! મુજ પ્રાણમાં એવું અમુલખ ગાઃ



# મંત્રી કર્મણનું સીતા હરણ.

(લેખક—ડાહ્યાભાઇ પીતામ્બરદાસ દેરાસરી.)

ત્રીજી સાહિત્ય પરિષદમાં **પદ્મનાભ** કવિનો રચેલો **કાન્હડદે પ્રબંધ** રજુ કરતી વખતે જૂની ગૂજરાતીમાં એજરીત શૈલીમાં લખાયલા બીજા પ્રબંધો હશે કે નહિ એવી જીજ્ઞાસા ઉત્પન્ન થઇ હતી. કાવ્યના કરતાં પ્રબંધ શૈલી જૂદી પડે છે. થોડી ઐતિહાસિક બિના અને અદ્‌ભૂત કાલ્પનિક બિના વધારે એવી આ શૈલી કાંઇ ઓરજ મઝાહ આપે છે. **કાન્હડદે પ્રબંધ** અને **વિમળ પ્રબંધ**માં આ શૈલીનો આપણને પરિચય થાય છે. **કાન્હડદે પ્રબંધ**માં રજપૂતોનો ટેક, તેમનું વીરત્વ અને તેમની ધાર્મિક ભાવના, તેમજ ભભક ભર્યાં સૈન્ય, સ્વારિ, અને યુદ્ધનાં વર્ણનો એની પ્રબંધ શૈલીમાં ખૂબ દીપી રહે છે. તેમાં મુસલમાનોની ચઢાઇની ઐતિહાસિક બિનાની સાથે દેવ દેવીઓનાં સ્વપ્ન અને સાક્ષાત્ દર્શનો ચમત્કારો, પૂર્વ જન્મનાં વૃત્તાંતો તેમજ અદ્‌ભૂત બળ અને પરાક્રમની વાતો ઓત પ્રોત બનાવી દઇને **પદ્મનાભે** પોતાના પ્રબંધને મનોરંજક કરી દીધો છે.

લગભગ **કાન્હડદે પ્રબંધ**ના જેટલોજ જૂનો બીજો પ્રબંધ મળી આવે અને એનો પ્રથમ ઉલ્લેખ સાહિત્ય પરિષદ સમક્ષજ કરવાનો યોગ મળે એ આનંદ ભરેલું છે. ઘણા પ્રયત્ન છતાં પણ **પદ્મનાભ** કવિનું બીજું લખાણ મળી શક્યું નથી. મ્હારા મિત્ર 'સાગર' તરફથી **પદ્મનાભ**ની છાપવાળી કેટલીક કવિતા મળી છે, પરંતુ ભાષા શૈલી અને વર્ણન શકિત જોતાં એ કવિતા એજ **પદ્મનાભની** છે કે એ નામનો કોઇ બીજો કવિ થઇ ગયો છે એનો નિર્ણય થઇ શકતો નથી. આ રીતે કવિનું નામ **પદ્મનાભ** તેમના પ્રબંધમાંજ જળવાઇ રહેલું છે. જે કવિના પ્રબંધ વિશે આજે હું ઉલ્લેખ કરવા ધારૂં છું તેનું નામ પણ અદ્યાપિ જાહેરમાં આવ્યું નથી. પોતાના લખેલા પ્રબંધ વડેજ આજે ચારસે અને વિસ્વાળીશ વર્ષે કવિ **કર્મણ**ની સાથે આપણને ઓળખાણ થાય છે. જૂના કાગળો લેનારા પાસે આવેલા કચરામાંથી તપાસ કરતાં મ્હારા ચિ. ચિનુભાઇને આ પ્રબંધ મળી આવ્યો છે. **પદ્મનાભ** કવિ ઠેકાણે ઠેકાણે પોતાની નાત તેમજ પોતે એ પ્રબંધ ક્યાં અને કેમ રચ્યો તે જણાવે છે. ત્યારે કવિ **કર્મણ** પોતાના પ્રબંધમાં પોતાની જાતની કશી હકીકત જણાવી નથી. ઠેકાણે ઠેકાણે છાપમાં '**મંત્રી કર્મણ**' એમ લખી કવિ પોતે કોઇ જગ્યાનો મંત્રી હતો એટલુંજ માત્ર સૂચન કરે છે.

આ પ્રબંધ **મંત્રી કર્મણે કાન્હડદે પ્રબંધ** લખાયા પછી ચોદ વર્ષે એટલે સં. ૧૫૨૬માં લખ્યો છે

સંવત પંનર છવીસઇ સીતાહરણ વિચાર
કરજોડી કર્મણ તવઇ, 'અ હરુ ગિરા આધાર.

પ્રબંધનું વસ્તુ રામાયણ હોઇ દરેક હિંદુને જાણીતું છે. કાવ્ય તરીકે **કાન્હડદે પ્રબંધના** કરતાં આ પ્રબંધ ઉતરતો છે.

એમ છતાં એની શૈલીને સારૂ અને એમાં વપરાયેલા શબ્દો અને રૂપોને લીધે આ પ્રબંધ ઘણો ઉપયોગી જણાયો છે. **કાન્હડદે પ્રબંધમાં** આવી ગયેલા ઘણા શબ્દો **સીતા હરણમાં** નજરે પડે છે, જેવા કે—

દીહ, ઉપરાઠી, પિયાણૂ, તલાઇ, પોલિપગાર, પવાડા, પહરી, સીમડા, સખાયતિ, મુહુઆ, એતૂં, ડિહિલી દોર, સાહૂ, ફિંટરવાટ, બીછ, અહિનાણ, જં, તં, તુહ, મઇ, કુણહિ, તઇ,

અવ્યયો

જુ, પાહિ, જમલા, પાખલિ, જિ,

વળી ક્રિયાપદો

તરઇ, લાભઈ, મોકલાવિયાં, પાઉ ધારૂ,

ભણીઇ, દેખીઇ, કહીઇ સહીઈ, કરેવુ, પુઢેવા, જાણેજો, રાખિજ્યો,

પૂછ, રહી ગયું, પુહુતલુ, કીજિસઇ, થસિઉં, દેસિં, ટાલે, લાયા, ઊઘ્યો રૂ, વોલઇ,

અને પ્રત્યયો અને પ્રત્યયોવાળા શબ્દો.

સુ, હ, તુ, થા, હિં, સભાં, (સભામાં)

વળી:—'રાણા એહિ ભાગા,' 'વાલિ તણા પુરષા રથ બોલ્યા' 'ભણતી તારા,' 'અંગદ આવિઉ દિષ્ટિ નઇ,' એવી એવી રચના પણ નજરે પડે છે આ પ્રમાણે આ :પ્રબંધ તે કાલમાં પ્રચલિત ભાષાનો આપણને સારો ખ્યાલ આપે છે.

એકલી આ બાબત ઉપરજ જૂદો નિબંધ લખવા જેવું છે છતાં અવકાશની ખામીને લીધે અને મ્હારા વિદ્વાન મિત્ર ધ્રુવની પતિજ્ઞામાં મંત્રી કર્મણના સીતા હરણનો સારોદ્ધાર કરવાનું આવી જવાથી હું આ જગાએ માત્ર એ વિશે સૂચનજ કરીને વિરામું છઉં.

પ્રબંધમાં ટુંકાણમાં આખા રામાયણનો સાર છે છતાં કવિ જાતે પોતાના પ્રબંધને **સીતા હરણ** નામ આપે છે. ઠેકાણે ઠેકાણે કવિ કથા ભાગમાં પણ ફેરફાર કરે છે.

કવિ **કર્મણ** અને કવિ **પદ્મનાભની** વર્ણન શક્તિની તુલના કરવા માટે **પદ્મનાભે** કરેલું ઝાલોરનું અને કવિ **કર્મણે** કરેલું અયોધ્યાનું વર્ણન વાંચવું અસ્થાને ગણાશે નહિ. કવિ **કર્મણ** અયોધ્યાનું વર્ણન આ પ્રમાણે કરે છે.

અયોધ્યા નગર સોહામણૂં; રૂયડા પોલિ પગાર;
વીસ સહસ્ર વિવહારિયા, પ્રાસાદ ન લાભઇ પાર;
ચૂંરાસી ચુહુટાં ભલાં, બહુ તરિ સઇ વખાર;
વરણ અઢાર તિહાં વસઇ, અવર નયર સંસારિ;
ગૂખ નવાખ નઈ માલિઆં, રૂઅડાં ઉત્તમ કામ;
દેય હણુઇ અવતરિ જ્યુ રઘુવંશિ રામ
દશરથ રાજા રાજિઉ સાહણ સંખિ ન પાર;
નિતુ નિતુ ઉચ્છવ પેખણાં, સવિકલિ નઇ સુખકાર;

કવિ પદ્મનાભ ઝાલોરને આમ વર્ણવે છે.

વસઇ નગર ગિરિ ઉપર ઘાણું, સ્યૂં વર્ણવૂં તલહટી તાણૂં ?
વેદ પુરાણ શાસ્ત્ર અભ્યસઇ, ઇસ્યા વિપ્ર તિહાં વાસિં વસઇ,
વિદ્યા વાદ વિનોદ અપાર, વનક વિવેક લહઇસુ વિચાર
રાજવંશ વસઇ છત્રીસ, છન્નુ ગુણ લક્ષણ બત્રીસ
ચાહુઆણ રા તેણઇ હાથ, અબલા વિપ્ર માનીઇ ગાય
છત્રીશઇ દંડાયુદ્ધ ધરઇ, હીણ કર્મ નવિ કો આચરઇ
ચ્યારે વર્ણ ઉત્તમ જાતીયા, વિવહારિયા વસઇ તાણીયા
વુહરઇ, વીકઇ ચાલઇ ન્યાઇ, દેસાઉરે કરઇ વિવસાઇ
જલવટ થલવટ ચિહુદસિ તણી, વસ્તુ વિદેસ આણઇ ઘણી.
વીસા દસા વિગતે વિસ્તરી, એક શ્રાવકનિ એક મહેસરી

ફડીયા દોસી નઇ જવહરી નામિ નૅરિત કામિ કરી
વિવિધ વસ્તુ હાટિ પામીઇ, છત્રીસઇ કીયાણું લીઈ.
નગરિ માંડવી વારૂ પીઠ, આછી ખેરા ચોલ મજીઠ
પાડ સૂત્ર પટ્ટુઆ સાલવી, પુહુરિ વસ્તુ અણાવઇ નવી
કંસારાં નિ નાણુટીયા, ઘડિયા ઘાટ વેચાઇ લોટીઆ
કાગલ કાપડ નઇ હથીઆર, સાંથિ સુદાગર તેજી સાર
તલી સૂખડી તોલઇ માન, નાંગવેલિ અણીઆલાં પાન
ઘણી પારે વસ્તુ વિકાઈ બહું, જં જોઈઈ તે પુહુરિ સહુ
ઘડી ઘડી ઘડીયાલે સાન; રાત દિવસનાં લાભઇ માન
ચુહટા ચૂક ચૂતરાં ઘણાં, ઠામિ ઠામિ માંડયા પેખણાં
સેરિ સાંથ મોકલીવાટ, નગરમાંહિ છોલ પંક્તિ હાટ
ઘાંચી મોચી સઇ સુતાર, વસઇ નગરમાંહિ વર્ણ અઢાર
ગાંછા છીપા નઇ તેરમો, વિવસાઇઆ વસઇ નગરમાં
આપ આપણું કાજિ રૂઢ, મિલઇ ચુહટઈ હઇત્ર દઅઢ
આઠ પુહરિ નિત પૂજા કરઇ, છડિ ધજન વસ્ત્ર ફરહરઇ
વલતિ વારિ હુઇ નિતુ જાત્ર, નાટક નટ નચાવઇ પાત્ર
પુરઇ પ્રત્ય જે ધ્યાઇ લોક, ભૂખ દુઃખ નઇ ટાલઇ શોક
જોઇ જીણાલાં ઠામ વિશાલ, વસહી દેહરાં નઇ પોસાલ
રગઢ ઉપરિ જલ ઠામ વિશાલ ઝાલર વાવિ કુંડ જોઆલિ
વારૂ વાવિ માંડલી તણી, સાહણુ વાવિ આત સાહામણુ
રાણી તણી વાવિ ગંભીર નવલખ વાવિ નિર્મલ નીર
શોભિત ખૂર્જ ખુર્જ કાંગરૂ નદી તરૂઅર ફલવા વરૂ
સાલ્હા વાવિ કરહડી જાણી, કાન્હમેર રૂયડું વખાણિ
સાહમી વાડી તરૂઅર ચંગ રાય તણા છઇ મંડપ રંગ
જેણુઇ બઇ સઇ જાલહુરો કાન્ડરાજ રીદ્ધિ છઇ ઇન્દ્ર સમાન
રાણુપોલ અતિ રળિઆમણી, ત્રિાણુ પોલિ તસ હદ્દિ તણી.
પોલિ કૂટરી પાટણ તણી. ચીન્તુડી નઇ દીસી તણી.
બારી પોલિ બલેરૂ બાર કુંવર તણું તલહદ્દિ તલાવ
સુંદર નામ તલાવઉ જેઉ બોલાઇ બોલીઈ બેઉ
પાણીતણી જે પરવ અપાર સહુકો માંડઈ શાહુંકાર
જે પહિરઇ મુદ્રા કાંથડી આવિઇ યતિગોગી કાપડી
દેશાન્તરી પખિઆ ભાટ અન્ન અવારીઇ પૂજઇ વાટ
તરૂવર છાંહ પરસ ચૂરટિ રાઉત રમઇ નિતુ જુ વટઇ
નગર નાયકા રૂપ અપાર નિતુ નિતુ નવલાં કરઇ સિણગાર
તાસ તણુઇ મંદિર વીસમઇ, ભોગી પુરૂષ તેહસ્યૂં રમઇ
વાવિ સરોવર વાડી કૂઆ નગર નિવેસી હસઇ દીકૂઆ
ગઢ ગરૂઉં જેસ્યું કૈલાસ પુન્યવંતનુ ઉપરિ વાસ

જિસ્યુ ત્રિકુટ ટાંકણે ઘડિઉ, સત્ય ધાતુ કોસીસે જડિઉ
ઘણી ફારકી વિસમા મીર, જેણિ ઠામિ રહઇ ઝૂંઝાર
ઝૂઝણ હારના સમદા વળી, વસમી વાટે વહઇ ઢીંકલી
ગોલા યન્ત્ર મગરવે તણા, આગઇ ગઢ ઉપરિ છઇ ઘણા
ઉપરિ અન્ન તણા કોઠાર વ્યાપારીઆ ન જાણું પાર
માણિક મોતી સોનાં સાર ગઢ માંહિ ગરથ ભરિયા ભંડાર
ટાંકાં વાવ ભર્યાં ઘી તેલ વરસ લાખ પુહચઇ દીવેલ
જૂના સૂલા સૂકાં ખડ ઈંધણ ભણી ઘણાં લાકડ
જાલહૂર ગઢ ત્રિસસું ઘણ ચાહુ આણ રાય તણ બઇસણ
કાન્હડ દેઉ પાટનું ધણી બીજી ભૂમિ ભોગવઇ ઘણી
રાજ રિધિનું કિસિઉં વખાણ ચાલઇ પંચવર્ણ કેકાણ
ચરિઈ સેલડી સાકર દ્રાખ અતિ રૂયડા તુરંગમ લાખ
પાણીહરા પોલિઆ સૂઆર દાસ દીકોલી સંખ ન પાર
શ્રી ગરણા વઇગિરણા ભલા સાણુહિતા મહિતા રાઉલા
નગર તલહાર દેસ સેલહૂત દેહરાસરિ વિપ્ર પ્રોહિત

રામાયણમાં મશહૂર થએલા કૈકેયી પ્રસંગને ગળી નાખી યુદ્ધમાં સાથે રહેલી કૈકેયીએ દશરથના રથચક્રમાં હાથ ઘાલી રથ ઉભો રાખેલો અને તે વીરત્વથી પ્રસન્ન થઇ દશરથે બે વર આપેલા તેને બદલે કવિ કર્મણ એક ક્ષુલ્લક પ્રસંગ ઓઢવે છે.

દૂખ અંગૂઠઇ ઉપનું દશરથ નાવઇ નીંદ
પીડ ન ભાજઇ પાપિણી રાય કરઇ આક્રંદ
કૌશલ્યા કર ચાંપતાં અંગૂઠઉ મુખિ લેઉ
સુખ ભરિ રાજા પૂછિયા કઇ ગઇ નઇ વર દેઉ
નારી ! ગમઇ તે માગિજ્યુ તૂઠા દશરથ રાય
કરજોડી નઇ વિનવૂં હૂં સ્વામિ લાગૂં પાય
વરવાંછિત અહિ માગિઉં અવર નહિ અહ્ય કાજ
રામચંદ્ર વનિ મોકલુ ભરથ બઇસારૂ રાજિ

રામના વનવાસ પછી દશરથનું મૃત્યુ થયું. કુમાર ભરત મોસાળથી આવી રાજ છત્ર ધારણ ન કરતાં રામચંદ્રને વનવાસથી પાછા ફરવા વિનવે છે તે બન્ને ભાઇઓનો પ્રસંગ કવિ આમ વર્ણવે છે.

ભરથેશ્વર ઘણું પ્રીછવિઉ, તું બાંધવ અજોધ્યાં જાઇ
રાજ વચન સાંભલૂં તુમ્હે દુઃખમ ધરિસ્યુ ભાઇ
તુહ્મિ આગ્યુ પાનડે અહ્મ આગ્યુ ભિરયૂં ત્રાટ
સ્વામિ પૂઠઇ સાથરઈ હૂં કિમ સૂઉ ખાટ
ભરથેશ્વર રોઇ ઘણૂ ઊછંગિ લિઉ રામ
નગર ભલીપરિ રાખિજયો રૂડાં કરિજ્યો કામ
અનેક બોલ અછઇ ઘણા કહિતુ ન લહૂં પાર
બંધા પાછા વાલિયા સેન સહિત પરિવાર

ચિત્રકૂટથી પંચવટી ગયા અને ત્યાં બનેલો સૂર્પનખાના પ્રસંગ કવિ ઠીક વર્ણવે છે.

ચિત્ર કોટ ચિકૂ કરિઉં પિયાણૂં; પંચવટી વનિ ગઈયા.
ઉત્તમ સ્થાનક દીઠું લક્ષ્મણ; તિહાં મઢી રહીયા
કરી મઢી તિહા રામ પૂઠેવા; બીજી સીતા રાણી
નાલિ કરે નઇ કેલાં રાઇણાં લક્ષ્મણ આપઇ આણી
કાવડિ કાંધિ કરી નઇ ચાલિઉ વનફલ લિ ઉતારી
એક નારિ તિહાં ઊભી દેખઇ જાણિઉં એ ધૂતારી
વનમાંહિ વાર ઘણેરે લાગી બાંધવા જોઇ વાટ
રામચંદ્રિ સોગઠાં અણાવ્યાં આગલિ માંડીઉ પાટ
સીતા રામ રમઈ બિહૂ પાસિ લક્ષ્મણ વનફલ લ્યાવઇ
રાવણ તણી સહોદર બાલી નિતુ નિતુ આડઇ આવઇ
સર નખા સમરથ નર દેખી જાણી 'હું વર વરિસાઇ.'
વલી વલી લક્ષ્મણ ચાલઇ રાક્ષસી ' અહ્મ બાંધવ સાંભલિસઇ'
હિઇ ફેરા; હસઇ ઘણુ સીતા રોસિ ચડી તિહાં ગાઢિ
સૂપ નખા રૂપ ધનિકો લક્ષ્મણ, ઊડી નાસિકા વાઢિ

પોતાના સહોદર અને બીજા રાક્ષસોના મૃત્યુથી ક્રોધે ભરાઇ સૂર્પનખા રાવણ પાસે રાવ કરે છેઃ—

કોપિ ચડી નઇ કામિની ચાલી, લંક નયર માંહિ પુહુતી;
'ખર દૂખર બિ બાંધવ હણિયા, રાવ કરઇ વલવલતી;
રાવણ અપરાધઇ હું વનરડી, સાર કરૂ અહ્માારી,
પંચવટી માંહિ પુરૂષ બિ આવ્યા, એક અપૂરવ નારી,

આ પછીના જાણીતા રામાયણના પ્રસંગોનું કવિ સારૂં વર્ણન કરે છે. મરિચિ મૃગ થઇ આવે છે–સીતાને મૃગ ચર્મની રુચ લાગે છે આખરે રામ મૃગ મારવા જાય છે–મરિચિ મરતાં ચીસ પાડે છે તે સાંભળી સીતા લક્ષ્મણને રામની સહાય કરવા જવા આજ્ઞા કરે છે તેને લક્ષ્મણ આ પ્રમાણે ઉત્તર આપે છેઃ—

'સૂર ન ઊગઇ, પવન ન ફરૂકઇ, સાયર સલિલ ન ગાજઇ?
અનેક દૈત્ય જુ આવઇ ચાલી, રામચંદ્ર નવિ ભાજઇ.
ચંદ ન વરસઇ ધ્રુ જુ સલ કઇ, ગંગાપૂર નવિ ચાલઇ
રામનઇ રાણુ કુહુકો ગાંજઇ, લક્ષ્મણ ઇણી પરિ બોલઇ

લક્ષ્મણને સીતાની આજ્ઞાનુસાર અનિચ્છાએ રામને સહાય કરવા જવું પડ્યું મૃગને મારીઃ—

વળ્યા રામ તિહાં લક્ષ્મણ મિલિયા 'મઢી છાંડી કાં આવ્યા'
તુહ્મ આગલિ સ્યૂં કહીઇ રામજી, સીતઇ બોલજે વાતા,
ધુરિ લગઇ તાં પડિક વરાંસુ કહિઉં નારિનૂં કીધૂં
કૂડ કરી નઇ દાનવ આવ્યા મૃગ લઇ પૂરૂં દીધૂં
વગિ કરી બે બાંધવ આવ્યા મઢી બાહારિ તિહાં રહિયા
સીત ન દેખઇ સુણિ હો લક્ષ્મણ સૂપનખાં છેતરિયા
જાણિઉં હાસૂં કરિઉં જાનકી રામ સર્વે ઢંઢોલિયા
જસુ સીત હાણી કા સેઝ વરાંગે રામ તિહાં ઢલિયા

લક્ષ્મણ આશ્વાસન કરે છે કેઃ—

સ્વર્ગ લોક હું શોધું સ્વામી મૃત્યુ લોક પાયાલ
હરી સીત કિહાં થઇ દાણવ જલ માંહિ બાંધૂં જાલ
વન માંહિ આવજિ ત્રાવિ વિણાસી તુ સ્વામી ? નવિ જાણૂં
છતી સીત જો શ્રવણિ સાંભલૂં, ત્રિહુ ભુવનથી આણૂં
હિરણ્યાક્ષ નઇ હિરણ્ય કશિપુ દાણવ દેવિ વિદાર્યા
અંતરીખ પૃથ્વીરાજ પુરૂષોત્તમ સેવક બિહુ ઉધાર્યા

છલી પરિ દાણુવ બહુરિ ભમાડૂં ત્રિહુ ભુવનથી ટાલૂં
કરી કોપ નઇ લક્ષ્મણ બોલઇ, સ્વામી સીત હૂં વાલૂં
રોઇ રોઇ; લક્ષ્મણ બુઝવઇ, ગહિલા રામ મ રોઇ
ગઇ સીત આપણિ લાલિસ્યૂં, બીસોટૂ મુખ ધોઇ
રોયંતા નવિ છૂટુ રાઘવ. જં પડઇ તં સહીઇ;
કહિ નઇ દોસમ દેસ્યુ સ્વામી ? કર્મ આપણાં કહીઇ;

× × × ×

× × × ×

બાહાર વાત પડસઇ પુરૂષોત્તમ અનેક રા સાંભલિ સઇ
'એક નારી રામઇ ન રખાણી !' સહૂકો કાયડા કરિસઇ.
બંદિ બડઇ ભડ જિમ ગાજઇ સબલ જોધ તૂં કહીઇ
વેગિ કરી નઇ પાગ ચલાનુ સૂ નઇં મહિ સ્યૂં રહીઇ
પુર્વ પુરૂષિ પુરાણુ સાંભલં ગંગ સ્વર્ગ થિકી આણી
બઇઠા થઇ નઇ મુખ પખાલુ સ્વામી ઊંધાર પાણી.

સીતાની શોધ માટે બન્ને ભાઇઓ દક્ષિણ તરફ પ્રયાણ કરે છે.

દક્ષિણ દિશિ દેવસંચરઇ બેહૂ સહોદર ભાઇ
સીત તણાં તિહાં આભરણ દીઠાં રામચંદ્ર ગ્યા ધાઇ
કંકણ કુંડલ હાર બહિરખા લક્ષ્મણ જૂઇ અંગૂઠી
હૂ માતા ભણી ચલણે લાગૂં બીજી પહા નવિ દીઠી
રામ ભણઇ અહિનાણ ઊલખાઇ સીતતણાંએ સાચાં
વનમાંહિ રાક્ષસ દાણુવ જો જે કામ મ કરિસિઉં કાચાં
દીઠું પંખી મુખિ લોહીઆલુ જાણિઉં સીત વિણાસી.
વેગિ કરી નઇ બાણુ પૂરિઉં જાણિઉં થસઇ નાસી.
દેખી બાણુ પંખી 'મમ' બોલિઉ; સીત સંદેસુ કહિઉ
રામચંદ્ર નઇ કહઇ પારધી રાવણ હરી નઇ ગઇઉ
આવી નઇ તિહાં પંખી પૂછિઉ 'જટાઉ તુલ્લ જીવાડૂં'
ચોર જે કાહઉ રાવણ રાણુ, તે જુગતિઇ પાડૂં
પાઇ લાગી નઇં કરૂ વીનતી સ્વામી સુગતિ હૂં માગૂં
દાનવ સરિસાં યુદ્ધ કરંતાં પ્રાણી અહ તણું ભાગૂં

રામચંદ્ર તૃષાર્ત હોવાથી લક્ષ્મણ પાણીની ખોળમાં જાય છે જ્યાં તેને સુગ્રીવનો મેળાપ થાય છે વાનરો સૈન્ય તૈયાર કરે છે.

સેન મેલિઉં; કટક ચલાવૂં; જાંબવંત તેડાવું
રાણા રાય મંડલિક મહુધા સીત વાહારિ સહૂ આવ્યૂં
બહુતરિ કોડી રીંછ ખખાવત જાંબવંતના ચાલઇ
છપન કોડિ સુગ્રીવ હનમંત તે વાનર વોલાવઇ
બીજાં સાત્રજ પાર ન જાણૂં હનમંત લેઇ સાંચરિઉ
અંગદ નઇ સુગ્રીવ સુખાયત વેગિરથ જોતરિઉ
દેસ દેસા ઉર આવિઊં સહૂઇ અનેક 'રા' માંહિ મોટા
પાણી પંથા નઇ ગંગાજલ કોઈ ઘોડા છુટા
સેન મિલિઆં કટક ચલાવ્યાં એહઇ: સાર ન સઝઇ
એકઇ આમલઇ વાનર ઝૂઝયા; કહુ, કાજ કિમ સીઝઇ

રામે ઘલેલા લંકાના ઘેરા વખતે કવિ પેખણાનો પ્રસંગ ઉમેરે છે:—

મેઘાડંબર છત્રઇ રાવણુ દા ઉંસર મંડાવઇ
રામચંદ્ર વિભીષણ પૂછઇ આજ વરસતા આવઇ ।

મેઘ નુર્હી, એ મેઘાડંબર, કાને કુંડલ ઝલકઇ,
નારિ મંદોદરી રંગ ભરિ ખેલઇ પાઇ નેઉરી ખલકઇ
પૂરી બાણુ ત્રિકલસા પડયા નારિ સર્વે તિહાં નાઠી
રાણુ રાવણુ ઝાંખઇ દીઠું ધરિ નિમાસણુ ધાટી.

દરેક કાવ્યમાં પેખણું પેસિ ગયું હોય તેમ જણાય છે. કાન્હડદે પ્રબંધમાં અને હમીર હઠમાં પણ આવાજ પ્રસંગો આણ્યા છે. ઘેરો ઘાલનાર લશ્કર દેખે તેમ ઉંચે ત્રિકળશા ઉપર બેસિ રામ રંગ થાય એવીજ પ્રથા પડી ગઇ હોય એમ જણાય છે.

ઘેરા દરમ્યાન રાક્ષસો રામ અને લક્ષ્મણને હરિ જાય છે વાનરો એમને ન જોવાથી દિલગીર અને ભયભીત થઇને મસલત કરે છે અને હનુમાન જાળ બંબાના રાજા અહિ રાવણ મહિ રાવણને ત્યાં જઇને બન્ને ભાઇઓને લઇને આવે છે આ પ્રસંગ વિભ્રંશી આખ્યાન માં પણ આવેલો છે.

યુદ્ધમાં રાવણુ ઘણી બહાદૂરીથી લડે છે અને એ ન મરાવાથી રામના પૂછવાથી બિભીષણુ રાવણને શંકરે આપેલા વરદાનની હકીકત કહે છે ?

બિ કર જોડી દેવ વીનવૂં પ્રીતિ કરી તૂં પાલૂં
સ્વર્ગિ જઇ નઇ શંકર પૂજિઉ આદિ વાત સંભાલૂં
કરિ પૂજન નર જોઇ સાહમૂં જાણી ઉલગ કીધુ
નવઇ મસ્તક મેહલ્યાં કાપી તં તીણુઇ રસિ લીધુ
બાંધી હાથ નઇનસ વજાવી મહાદેવ તિહાં તૂઠા
ચૌદ ચૂકડી રાજ ભોગવું; નહીં મરૂ વિણુ ખૂટા
દસઇ રૂદ્ર દેવ ધારિજો બીજા મગિ મ લેસ્યુ
માનવ લોક જે છઇ માનવી તે મુઝ વેર મ દેસ્યુ
બોધ બોલતાં પડિઉ વરાસુ અધ ઉગિઉ સ્યૂં કરિસઇ
એક રૂદ્ર તિહાં હુરિ વીસારિઉ માનવ રૂપિ હણિ સઇ

છેવટે રાવણનું મૃત્યુ થાય છે સીતાને લઇ રામ પાછા ફરે છે. પાછા વળતાં હનુમાને કરેલી સેવા બદલ એને કંઇ માગવાનું કહેતાં--મેં આવાં આવાં પરાક્રમ કર્યાં છે એમ મનમાં અહંકાર આણીને હનુમાન પોતાને માટે પૂર્ણ પુરૂષોત્તમનું બિરદ માગે છે. રામ હસિને એના ગર્વ ઉતારવા એને વગડામાં બેઠેલા એક માણસ પાસે જવાનું કહે છે અને એ માણસ જો કહે તો પૂર્ણ પુરૂષોત્તમનું બિરદ આપવાની હા કહે છે. હનુમાન જઇ હાથ જોડી ઉભો રહી તેને કહે છે કે રામ તમારૂં વચન માને છે અને મને તેમ કહો તો પૂર્ણ પુરૂષોત્તમનું બિરદ આપવા ખુશી છે. એ માણસ કહે છેઃ--

એક કામ અમ્હારઇ આછઇ તે કરિસ્યું તુ કહિસ્યૂં પછઇ
કાનિ અમ્હારઇ કુંડલ હતૂં તે લાવઇ તુ કહિસ્યૂં છતૂં
જહીઇ અતિ ઘણા વૂઠા મેહ કાદવ માંહિ ખૂતૂં તેહ
જઈ પરાક્રમ હનમંત કરઇ તે તુ કુંડલ તાર નિસરઈ
દેવ ભણુઇ ' કાં લાગી વાર ' હનુમંતિ લાભવા કરૂ અપાર
એ તુ. કાંઇ ન આવઇ એવ જઉ મેલઇ સવિ દાણુવ દેવ
સિલા લાધી મઇ પર્વત તણી કારણી વાત આછઇ એ ઘણી
દ્રોણુ ગિરિ મઇ કીધુ કંધિ કુંડલ તુલચૂં નાવઇ બંધિ
રે વાનર, નવિ જાણે ભેદ, એણઇ વાલ્યા ચોરઇ વેદ
દધિ મથિઉં નઇ પરણી નારિ તે હઇ, દૈત્ય હણ્યા અપારે
મહા ડાઢ અઇ જેણઈ ધરી હિરણ્ય વિદારિઉ નહરિ કરિ
વામન રૂપિ આવ્યા લઇ તિહુ ક્રમિ તિહાં પૃથ્વી લઇ

પગિ પગિ તિહાં વલગાવીસ તિહાં મનિ હરિ ક્રોની રીસ
એક લાખા ધરિ મંડલિ રડયા એક દેસ વન માંહિ છુ પડયા
ફરસ રામ બ્રહ્મા અવતાર ગ્યા છાંડી સંસાર
જમદગ્નિ જે કહીઇ તાત તેહની ખડગી પહુતી ઘાત
કોપિ ચડી ફરસી કરિ ધરી સહસ ભુજ તિહાં લીધા હરી
રાવણ જંગ માંડુ સંસારિ તે કારણ લીધુ અવતાર
આદિ વાત જાણઇ ભેદ એણઇ ઊધર્યા ચ્યાર ઇ વેદ
એક બોલતા આણઇ સુણિઉ વાલિ સરિખુ જહીઇ હણિઉ
રે વાનર જઇ પાઇ લાગિ; મૂહા નામ અનેક આગિ
વાનર આવિઉ ઝંખુ થયું સ્વામી વનિ વરાંસઇ ગયું
પૂર્ણ પુરૂષોત્તમ તુહ્મચું નામ આવી હનમંત કરઇ પ્રણામ
તે હાઇ વચણઇ તૂહા રામ અતલી બલ તિહાં દીધું નામ

અયોધ્યાની પાસે આવતાં રામ ભરતનું હૃદય જાણવા માટે હનુમાનને મોકલે છેઃ—

હનમંત આવા અજોધ્યા જઇ એક પુકુર તિંહાં જો જો રહ્યાં
ભરત તણું જો જે મુખરાગ તુ રહિજે જ્યુ દેખુ લાગ

× + × ×

એક ધાયા આગલી દડવડી વાજન ઢોલ અનય તડતડી
એક ધાયા ભરથેશ્વર ભણી સ્વામી માગું વદ્ધામણી
સાચિજ એક આછઇ મહાસાર તેહના રૂપ ન લાભઇ પાર
ભરથેશ્વર હરિખ્યુ તેણી વાર ચારણ ભાટ કરઇ જયકાર
દીઠુ વાનર હઇડઇ હરખ એતો કોઇ અપૂરવ પુરૂષ
સ્નેહ ધરી નઇ સાંઇ દિઉં રામ તણું વૃતાંત ાજકેણુ
રાજ સભા તે બિહૂ જણ ગયા સિર નામી નઇ ઉભા રહ્યા
રાય રાણા સીમોડા બહુ જુહાર કરવા આવિઉ સહૂ
મંદિર માલિયાં આં મોટી મંડ ભરથ પૂછયા જમલા ખંડ
રામ તણુ રખવાલૂ કરૂં રાતિ દિવસ હરિ હઇડઇ ધરૂં
એવી ઉલગ સારૂ વીર આયુધ, બારહી તરકસ તીર
કૌશલ્યા નઇ મંદિર ગયા શિર નામી નઇ ઉભા રહ્યા
આયકિ કૂઅર બોલઇ હસી માય બહુઇ વિમાસણ કિસી
લિઉ ન કચોલી કુંકુમ તણી આવ્યા રામ અજોધ્યા ભણી

શ્રી રામચંદ્રજી અયોધ્યામાં પ્રવેશ કરે છે. મંત્રી કર્મણ રામ કથા લખવાની પોતાની અયોગ્યતા છે એમ કહેવાનો વિનય કરે છે

વાલ્મીક જેણઇ બાંધ્યા ગ્રંથ તે રૂપિઆર છઇ સમરથ
ગ્રાનઇ જેણઇ લાધા ભેદ મુખિ અવતારિયા ચ્યારિ વેદ
એ રામાયણ આગઇ હોઇ ભેદ વિચાર ન જાણઇ કોઇ
અજ વિણાસણ જે માનવી રામકથા કિમ જાણઇ કેવી
લંબોદર સરસતિ આધાર કૂડા સાચા કહ્યા વિચાર"

છેવટે સીતાની પાસે પોતાની સાથે આવેલાઓને "સહઇ જીવું કોડિ વરીસ" એવી આશિષ દેવરાવી કવિ પોતાનું કાવ્ય પૂરૂં કરે છે. હું પણ એજ આશિષ આપી આ ટુંકો નિબંધ પૂરો કરૂં છઉં.

# કાયસ્થ કવિઓ અને તેમની સાહિત્ય સેવા.

(લે. ભીલુભાઇ ચુનીલાલ મજમુદાર.)

અધ્યક્ષ સાહેબ, સાક્ષર બ્હેનો અને બંધુઓ !

"સુરત સોનાની મુરત" એવા ગૌરવાંક્તિ કાવ્યના કર્તા કવિ નર્મદની જન્મભૂમિમાં આજે સાક્ષર સંમેલન થયું છે. જે ભૂમિને સાક્ષર વિવેચક નવલરામભાઇ–પહેલાં કાદંબરીકાર નંદશંકરભાઇ અને કવિવર પ્રેમાનંદે પોતાના પાદાંબુજે પાવન કરી હતી તેજ ભૂમિની રજને પુનઃ પાવન કરવા સામ્પ્રત સમયના સાક્ષર અને કવિ મંડળનું માનવંત આગમન થયું છે.

ગુજરાતી સાહિત્ય, સાહિત્ય પરિષદ્, સાહિત્ય સંમેલન એ કંઇ એક દેશીય નથી. જાહેરમાં માન્યતા છે તેમ ભાષા પ્રદેશનો ગરાસ કોઇને બક્ષીસ કરેલ નથી. તે સર્વ દેશીય છે. સ્વતંત્ર કલ્પનાથી, અનુવાદથી કિંવા સંગ્રહ સાધનથી સાહિત્ય સેવા બજાવવા સર્વ કોઇને પરવાનો મળ્યો છે. ગુજરાતી સાહિત્યની ખીલવણી અર્થે ઘણી જ્ઞાતિના કવિઓ અને લેખકોએ પ્રયાસ આદર્યા છે. બલ્કે તેમના જીવનજ ભાષા સાહિત્યને સમર્પણ કર્યા હતા. તેજ પ્રમાણે મુત્સદ્દી ગણાતા સુરતના લાલા લોક–કાયસ્થોએ પણ સાહિત્ય સેવા બજાવી છે. મુસલમાન બાદશાહીના સમયથી સુરત કાયસ્થનું વતન ગણાય છે, અને તેવા વતનમાં આજે એકત્ર થયેલા સાક્ષર સજ્જનો અને સન્નારીઓ સમક્ષ મારા પૂર્વજોની સેવા એક કાયસ્થ તરીકે હું જાહેર કરૂં તો તે અસ્થાનીય નહિજ લેખાશે.

આજથી ચાર વર્ષ ઉપર કાયસ્થ જ્ઞાતિના સાહિત્યવિલાસી ગૃહસ્થ રા. રણજીતરામે એવો પ્રશ્ન ઉઠાવ્યો હતો કે કાયસ્થ જ્ઞાતિમાં કોઇ કવિઓ થઇ ગયા છે કે નહિ ? આ સવાલે કંઇક જાગૃતિ થઇ અને શોધખોળને અંતે કેટલાક કવિઓ હાથ લાગી આવ્યા છે. તેમના ગ્રંથો અને તેમના જીવન સંબંધી કંઇક હકીકત, "વસંત" "ગુજરાત શાળા પત્ર" "સત્ય" અને સદર્હુ જ્ઞાતિમાં પ્રકટ થતા માસિકમાં આપવામાં આવ્યા છે. આજનો પ્રયાસ બીજો કંઇજ નહિ પરન્તુ પ્રસિદ્ધ અને અપ્રસિદ્ધ વિષયોનું એકીકરણ કરવાનો છે.

સાહિત્યના શોધનના અંતે કેશવ હદેરામ, નરસાસુત ગણપતિ, માધવદાસ સુંદરદાસ, ભગવાનદાસ ઉર્ફે ભાઉ કવિ, રઘુસુત વલ્લભ કવિ એમ કવિવર્ગ પ્રાપ્ત થયો છે. જ્યાં સુધી વિશેષ હકીકત મળે નહિ ત્યાં સુધી કેશવ હદેરામ કાયસ્થ કોમના આદ્ય કવિ લેખાશે અને બીજા અનુક્રમે વર્ણાશે.

૧

## કેશવ હદેરામ.

આદ્ય કવિ કેશવ હદેરામની કૌટુમ્બિક હકીકત કેવી હતી તે મળી આવી નથી. તેમના જન્મ મરણની નોંધ પણ હાથ લાગી નથી. માત્ર જે મળી આવ્યું છે તે પરથી માલૂમ પડે છે કે કવિ પ્રભાસ પાટણના રહીશ હતા અને હદેરામના પુત્ર હતા. આ કવિની શ્રીમદ્

ભાગવત દશમસ્કંધ સિવાય બીજી કૃતિ જાણમાં આવી નથી, પરંતુ તેથી કંઈ કવિની એટલીજ સાહિત્ય સેવા છે એમ માની લેવાને આપણી પાસે કારણ નથી. સામાન્ય બુદ્ધિ એટલું તો કબુલ કરશે કે, જે કવિએ ભાગવતના દશમસ્કંધ ચીતર્યો તે કવિએ પહેલાં બીજાં કાવ્યો પણ લખ્યાજ હશે. ભાગવતના વિષયોનું અધ્યયન કરવું, તેનું રહસ્ય સમજવું અને કાવ્યમાં ચિતરવું એ પ્રથમ પ્રયાસનું પરિણામ હોય એ તદ્દન અસંભવિત છે. આ કાવ્યને અંતે કવિ પોતે નહિ જેવીજ બીના આપણને આપે છેઃ—

તિથિ સંવત નિધિ દશકા હોય,
સંવત પંદર ઓગનત્રીશ હોય;
અશ્વિન શુકલ પક્ષ ગુરૂવાર,
તિથિ દ્વાદશી વલી નિરધાર.

* * *

વાલમ જ્ઞાતિ વિલાયે, કુલ કેરો કાયસ્થ
તે માંહે હરિરામનો, સેવક રહી તો સ્વસ્થ
તેહનો સુત હું કેશવદાસ, કરૂં કીર્તન કમલા વાસ.

આ કાવ્ય કવિએ ૧૫૨૯ માં અશ્વિન માસની સુદ બારેસને ગુરૂવારે સમાપ્ત કર્યાનું જણાય છે. તેની એક હસ્તલિખીત પ્રત કચ્છ મુદ્રામાં લખાયલી. સંવત ૧૭૮૭ના છાપની ફાર્બસની સભાની માલકીની મારા જોવામાં આવી છે. સુરતના કાયસ્થો બહુધા વૈષ્ણવ માર્ગી છે. તેથી આ કવિને વૈષ્ણવોનું પવિત્ર પુસ્તક જે ભાગવત અને તેમાં પણ વિશેષ પ્રિય ગણાતા દશમ સ્કંધ જેવાનું ભાષાંતર કરવાનું મન થાય એ યોગ્યજ છે. આજ સુધી પ્રેમાનંદનો દશમસ્કંધ આપણી જાણમાં હતો. હવે તે હકીકત કાયસ્થ કવિઓ કેશવ હરિરામ અને માધવદાસ સુંદરદાસના રચાયલા ભાગવતના દશમસ્કંધથી ખોટી ઠરે છે. કવિ કેશવ હરિરામનો કાળ કવિવર પ્રેમાનંદથી બસો વર્ષ પૂર્વેનો છે. તે સમયે તો પ્રેમાનંદનું નામ કે નિશાન પણ નહોતું. ગુજરાતી આલમને ખ્યાલ પણ નહોતો કે પ્રેમાનંદ જેવું કવિ રત્ન ગુજરાતી ભાષાના સાહિત્ય માટે પાકશે અને ભાષાનો ઉદ્ધાર કરશે. અને કવિ માધવદાસના ભાગવતના રચનાકાલે પ્રેમાનંદ ભાગ્યે દશ બાર વર્ષના હશે. આવું છતાં પ્રેમાનંદ જાહેરમાં આવ્યા અને કેશવ હરિરામ અને માધવ કવિ અદ્યાપિપર્યંત અંધકારમાં રહ્યા તેનું કારણ એટલુંજ કે પ્રેમાનંદ પોતે બ્રાહ્મણ જ્ઞાતિના હોવાથી પોતાનાં કાવ્ય કથારૂપે જનમંડળને સંભળાવતા હતા; જ્યારે આ કવિઓ બ્રાહ્મણ શિવાયની જ્ઞાતિના હોવાથી કથા ભટ્ટ તરીકે ધંધો કરી શક્યા નહિ હતા. કેશવ કવિનું ભાગવત વાંચી જોતાં તેમની ભાષા ઉત્તમ કોટિની ભાસે છે. મુસલમાન બાદશાહીનો સમય છતાં અને તે વખતનો ફારસી ભાષાપર કાયસ્થોનો ધરાયલો કાબૂ છતાં કવિ એકસરખી રીતે શુદ્ધ ગુજરાતી ભાષામાં કાવ્ય લખે એ ખરેખર પ્રશંસનીય છે. ફારસી ભાષાના શબ્દોની ગંધ પણ ભાગવત વાંચતાં આવતી નથી અને આપણને એમજ લાગે છે કે રખે કવિ મુસલમાન બાદશાહીના સમયમાં વિદ્યમાન નહિ હોય. તેમની ભાષા, શૈલી, શબ્દરચના અને પ્રાસ જોતાં વાંચકને સહસા લાગી આવે છે કે કવિએ મારી મચેડીને કેટલાક સેભાગુ કવિઓની માફક

કાવ્ય ઊભું કીધું નથી. ખંભાતના વિષ્ણુદાસ કવિની માફક બીજા પંડિત પાસે ભાગવત સાંભળી તેણે રચ્યું નથી. સંસ્કૃત ભાષા પર ઘણો સારો કાબૂ હતો અને પોતેજ સંસ્કૃત ભાગવત વાંચી, સમજી સ્વતંત્ર રીતે કાવ્ય કરવાનો દાવો કરતા હોય એમ સ્પષ્ટ જણાય છે. કેટલેક સ્થળે કવિ ભાગવતના મૂળ શ્લોક પ્રમાણ તરીકે આપે છે અને તેનુંજ ભાષાંતર પ્રૌઢ ભાષામાં કાવ્યના અનુસંધાનમાં ખૂબીભરી રીતે જોડી દે છે. ભીમ કવિ કૃત પ્રબોધ ચંદ્રોદયમાં પણ આ-વીજ શૈલી નજરે પડે છે. પ્રેમાનંદના ભાગવત કરતાં એ એક નવિનતા છે. બીજી વિશેષ નવીનતા એ છે કે પ્રેમાનંદે પિંગળમાં કોઇપણ છંદને નહિ પકડતાં ઢાળ, ગરબીનો આશ્રય લઇ આખો દશમસ્કંધ કીધો છે, જ્યારે કેશવ કવિએ આશા-ગોડી, ધનાશ્રી, કેદારા દ્રુપદના સંગીતના રાગરાગણી ઉપરાંત દુહા, ચોપાઇ, ત્રોટક અને શાર્દૂલ વિક્રીડીત છંદમાં નાગદમન, રાસલીલા જેવા આખાને આખા વિષય લખ્યા છે. આવું છતાં કાવ્યના માધુર્યમાં પ્રેમાનંદના દશમસ્કંધ કરતાં કોઇપણ દરજ્જે ઉતરે તેમ નથી. હું ભૂલતો નહિ હોઉં તો સાક્ષરવર્ય નરસિંહરાવે પ્રેમાનંદના નાટક સંબંધી એક એવો પ્રશ્ન ઉઠાવ્યો હતો કે પ્રેમાનંદના સમય પહેલાં છંદનો વિશેષ પ્રચાર હતો નહિ. કેશવ કવિનો દશમસ્કંધ આપણને પૂરતી સાબીતી આપે છે કે તેના સમયમાં છંદનો બહોળો પ્રચાર હોવોજ જોઇએ નહિતો કવિ એવા કઠિન છંદમાં કાવ્ય લખવાનું સાહસ કરે પણ નહિં. દશમસ્કંધ એ એક નાણા જેવી મૂંડી છે, અને તે મુંડી પ્રેમાનંદને ત્યાં ગુજરાતી પ્રજાએ વ્યાજે મૂકી હતી એમ સમજી પ્રેમાનંદે મૂળ દશમસ્કંધમાં-મૂળ મુદ્દલમાં વ્યાજનો-કાલ્પનિક કથાનો વધારો કરી ગુજરાતી પ્રજાને પાછી આપે છે; જ્યારે કેશવકવિ વ્યાજ નહિ આપતા મૂળ મુદ્દો-મુદ્દલ ગુજરાતી આલમને આપે છે. તાત્પર્ય કે કવિ પ્રેમાનંદે પોતાના ભાગવતમાં મહાભારતના કર્તા વલ્લભ ભટની માફક જનસમૂહને રૂચે એવો પોતાનો ગાંઠનો વધારો કીધો છે જ્યારે કેશવ કવિનો તેવો આશય નથી. આ ન્યાયે ગુજરાતી પ્રજા કવિ પ્રેમાનંદને પ્રથમ પંક્તિમાં મૂકે એ સંભવીત છે. પ્રેમાનંદ પોતાના દશમસ્કંધમાં કડવું નામ આપી પોતાનો વિષય ચલાવે છે ત્યારે કેશવ કવિએ "સર્ગ" નામ આપેલું જણાય છે. આવા સર્ગ કાવ્યમાં અઢૈયા અને દંડૈક જેવા નવિન રાગ અને છંદ પણ જોવામાં આવે છે. દંડૈક છંદનું માપ કવિએ શું રાખ્યું છે તે હજુ બરોબર તપાસાયું નથી; પણ અઢી ચરણના છંદને કવિએ અઢૈયા નામ આપ્યું છે એ સહેજમાં સમજાઇ આવે છે. આ કવિની કૃતિમાંથી કેંક ટાંચણ નીચે આપું છું:—

**હાલરડું:—** રાગ-દ્રુપદ.

ચાલો હેલી હરિને હીંચોળીએ.
મોલો ઉંગીયો ભાનરે;
પાલણે પુત્ર પોઢાડીયે,
રૂડો ગોકુળ કહાનરે.

**નાગદમન:—**

કોણ કિહાંથી આવયો, કોણ માત કોણ તાત,
કવણ કાજ ધર્યો કાલીને, ઘેલી કીધી વાત;
ઘેલી કીધી વાત, કાલી કંથન જાગે,
રૂડા કૂમળ બાળ, વિખ ફુંફાડા લાગે;

નાર કહે જાઓ સદ્દારી, બાલુ રૂડા રામ,
હાલી મૂરખ જાગતાં, પટકી લેઇશ પ્રાણ.
(આ છંદ કુંડલીઆ છંદને મળતો આવે છે.)

**રાસલીલાઃ—** **શાર્દૂલ.**

જાણી સુંદર શોભતા શરદના, ઉજ્જવલ ઓપી દિશા,
ઉગ્યો તો દ્વિજરાજ રાજિત કલા, કર્ણેજ દીપી દિશા;
દેખી માધવમેવમલ્લીકાજ કરણી, પ્રુલીત કુલી રહી,
કીધું મન મુરારે રાશ રમવા, માયા માંહે આશ્રયી.

× × × ×

ઉભો એક અનંત પ્રીત્ય ધરતો, નંદન જે નંદનો,
વાહ્યો વેણુ રચાલ બાલ વનમાં, પ્રેમા ઘણુ ઉપનો;
સુણ્યો સુંદર સાદ આદરપણે, પીયુખ પીવા વલી,
જામ્યું અંગ અનંગ ક્રોધ ગુણથ્યે, નારી નિશાની કલી.
દોહતાં દોહ વિછોહ વરહણી, ચાલીજ વૃંદાવને,
મૂક્યા બાલક ધાવતાં રડતાં, મોહી મને માનની;
મેહલી કોય પરીશતીજ પ્રીયને, કંકન પાયે ધર્યાં;
આવી કોય અર્ધી પતિજ જમતી, અંજન અધુરા કર્યાં.

(૨)

## નરસાસુત ગણપતિ.

સાલના અનુક્રમે કવિ નરસાસુત ગણપતિ બીજા આવે છે. તે આમોદના વતની હતા. કવિ કેશવરામની માફક તેમના જન્મ મરણની નોંધ પણ મળી આવી નથી. સંવત ૧૫૭૪માં કામકંદલા દોગ્ધક પ્રબંધ કાવ્ય લખાયાનું તાજી શોધમાં જણાયું છે. હજુ પણ આમોદમાં કાયસ્થ કુટુંબો છે ખરાં, પરંતુ કવિ તેમના કુટુંબના હોય એમ લાગતું નથી. પ્રસ્તુત ગ્રંથની સંવત ૧૬૬૩ માં લખાયલી પ્રત વડોદરાની સેંટ્રલ લાયબ્રેરીમાં છે અને તે પ્રતમાંથી એક વિદ્વાન ગૃહસ્થ રા. રા. ચીમનલાલ દલાલે લાયબ્રેરી મીસેલનીમાં ૧૯૧૪ના ફેબ્રુવારીના અંકમાં કંઇક ઉતારો આપ્યો છે, તેની વાનગી નીચે મુજબ છે:—

જિમ જિમ જાઇ યામિની, આવિઉ ઉષાકાલિ;
તિમ તિમ તરૂણી ટલવલઇ, મચ્છી પડી જિમજાલિ.
તેલ વિહીણુઉ દીવડુ, મૂલ વિહુણી વેલી;
પાણી વિહૂણી દુદરી, જિમ હોય તિમ હેલી.
હઇઇ હઇડાં કામ જડયાં, જાણે હીર હેમ,
અંત એક ન ત્રાગડુ ડુંગર દેસિઉં કેમ.
માધવ તુમ્હો મચાલિસિઉ ગોરી ઝંપઇ શુઝ,

ભલું કરાવિશિ ભૂંઈરં માહિ રાખીશિ તુજ.
એહી ભલી પરિ ભીંતમાંહિ કઇ ઉરદુ કરેસિ,
ભૂપ બોલાવી ભત્રસિદ્ધિ વાડવસિંઉ વિચરેસિ.
કહિ તુ કાલિજ માહા ધરું, રાખું હૃદય મુઝારિ:
મુઝનિં મૂકી માધવા, પ્રમલું રખે પધારિ.
અવિસ માધવઉ આવિમાંહા, આડિ કાજલ દેશિ;
પગી લાગૂ છઉં પીઉ તુઝ મમ, જાઇસિ પરદેશિ.
આવ આરીસા માંહિ, તું બંભણુ બાંધુ કંઠિ;
ખિતિપતિ ખુલઇ ખપ કરી, કિમ્હ ઇ ન છૂટઇ ગંઠિ.
આજ આમોડા માંહિ ધરૂ, ઇશ તણઇ જિમ ગંગ;
હું વિલપંતી વિરહિણિ સ્વામિ મ છાંડિસિ સંગ.

આ કાવ્ય શિવાય કવિના બીજા ગ્રંથો તેમજ તેમના જીવન સંબંધી કંઇ પણ અજવાળું પડે એવાં સાધન હજી અપ્રાપ્ત છે. છતાં સંશોધનના અભ્યાસી તરફથી કંઇક પ્રયાસ થાય તો કંઇક વિશેષ જાણવાનું મળી આવે ખરૂં.

( ૩ )

## માધવદાસ સુંદરદાસ.

કવિ માધવનું નામ બોલતાં મારૂં હૈયું ઉભરાઈ આવે છે. તેની સાહિત્યસેવા વિપૂલ છે. કાયસ્થના આદ્યકવિ કેશવ હદેરામના અવસાન પછી કાયસ્થ કોમને સાહિત્યની દીશામાં ઝળકાવી હોય તો તે કવિ માધવદાસેજ ઝળકાવી છે એમ કહેવામાં અતિશયોકિત જણાશે નહિ.

પૂરવે તાત પીતા મહસ્થાનકે, અંકલેશ્વરમાંહા વાશ,
કાયસ્થ કુલને વાલ્મીક જ્ઞાતિ, વૈષ્ણવસુત સુંદરદાશ;
તેહતણો સુત કાંઇ નવ જાણે, બાલકબુદ્ધ આસન;
માધવદાસ કહે કર જોડી. કીપા કરો હરિજન.
હવડા વાશ અલ્પમતિનો, સુજરલપુર (સુરત) નિરધાર;
સુરજ દેહા ત્રાપીતટ ઉપર, તહાં કરતો વાશ.

કવિકૃત મહાભારત આદિપર્વના છેવટના ભાગ ઉપરથી માલૂમ પડે છે કે કવિના માતપિતા અંકલેશ્વરમાં રહેતા હતા. પોતાનો જન્મ પણ અંકલેશ્વરમાંજ હોવો જોઇએ અને પછીથી સુરત ખાતે આવેલા લાગે છે. આ કવિની આદિપર્વની એક પ્રત ઓરપાડ તાલુકાના અછારણ ગામના કડવા કણબી જ્ઞાતિપટેલ નરસી જીવણની પાસે છે. તે જોતાં માલૂમ પડે છે કે કવિએ આદિપર્વ સંવત ૧૬૭૫ ના અશ્વિન મહિનાની સુદ ચોદશને રવિવારે સમાપ્ત કીધો છે. તદુપરાંત માધવદાસ કવિના બીજા કાવ્યો પણ આ પ્રમાણે છે:—

(૧) ભ્રમર ગીતા, (૨) ઓખાહરણ.
(૩) કંસ વધ (૪) રાસ પંચાધ્યાયી.
(૫) રુક્મિણી હરણ, (૬) લક્ષ્મણા હરણ.
(૮) નાગદમન, (૭) ગોવર્ધન લીલા.
(૯) બલદેવ તીર્થાટન, (૧૦) શાલ્વ વધ.
(૧૧) અશ્વમેધ (૧૨) જરાસંધ વધ.

આ ઉપરથી લાગે છે કે આ કવિ પણ ચૂસ્ત વૈષ્ણવ હતા. જે જે વિષયો–કાવ્ય લખ્યા છે તે સર્વે ભક્તિમાર્ગનાજ છે અને "ભક્તિ વશ ભગવાન' સૂત્ર તેણે જ્યાં ત્યાં પ્રતિપાદન કીધું છે. કેશવ કવિ અને પ્રેમાનંદે દશમસ્કંધ એમને એમ આખા કાવ્યમાં લખ્યા છે; જ્યારે માધવ કવિએ તેમના મુખ્ય વિષયો લઇ ઉપર પ્રમાણે જૂદા જૂદા કાવ્યો કીધાં છે. એટલી નવિનતા આ કવિમાં વિશેષ છે. પરંતુ દશમસ્કંધને છંદમાં ખેડવાની જે હામ કેશવ કવિએ કીધી છે તે હામ માધવ કવિની પણ જણાતી નથી. તેણે પણ કડવા–ઢાળની પદ્ધતિમાં સઘળાં કાવ્યો લખ્યાં છે. જેવી રીતે કેશવ કવિના કાવ્યમાં "અડૈયા" નામનો નવિન છંદ જણાય છે, તેવી રીતે માધવ કવિના કાવ્યમાં "ડોઢ" રાગ છે તે તેના નામ પ્રમાણે–દોઢ ચરણનુંજ માપ આપે છે. કવિ પ્રેમાનંદ "વલણ" લઇ જેમ કડવાનો આરંભ કરે છે તેમ માધવ કવિ "ડોઢ"નો ઉથલો લઇ પોતાના કડવાં ગાય છે. કવિ સંસ્કૃતના જ્ઞાતા હતા. તેની પાસે શબ્દ ભંડોળ પણ ઠીક હતો. એટલે ગુજરાતી ભાષાપર પણ તેનો કાબુ ઘણો સારો હોય એમ માનવાને આપણને કારણ મળી આવે છે. રસ અને અલંકારમાં પણ કવિએ એક અચ્છી જમાવટ કીધી છે. ભ્રમરગીતા, રાસ પંચાધ્યાયી અને નાગદમનમાં કવિએ પોતાની કલમને પૂરે પૂરી રીતે દર્શાવી છે. અને તે વાંચવાં તુર્ત જણાઇ આવે એમ છે. પોતાની કાવ્ય શક્તિનું સર્વ બળ–પરિબળ કવિએ એમાંજ બતાવી આપ્યું છે.—

## પ્રેમાનંદ કૃત.

### ઓખાહરણ– કડવું ૬૧ માંથી...

મારા ચતુર સુજાણ, બાણદળ આવ્યું રે જાદવજી.
દીસે સૈન્યા ચારે પાસ, હવે શું થાશેરે જાદવજી.
એ તો બળીયા સાથે બાથ, નાથ કેમ ભીડોરે જાદવજી.
સામો દઇત્ય છે કુપાત્ર, માટે હારીને હીંડોરે જાદવજી.

* * * *

દલ આવ્યું રે બળવંત, દીસે રીસે રાતા બળવંતજી;
એકલડા અસુરને સુખે, રખે તમે જાતારે જાદવજી.

× × × ×

ઘેલી દીસે છે ધૂતી, તારણી આ શી ટેવરે રાણીજી;
અમ્હો બાણ થકી ઓશરશું, તો કરશું સેવરે રાણીજી.

આવ્યો બાણાસુર ભૂપાળ, તેને હું મારૂં રે રાણીજી;
એના છેદું હાથ હજાર, દળ સંહારૂં રે રાણીજી.

*　　*　　*　　*

કદાચ કવિ પ્રેમાનંદના દશમ સ્કંધ છપાયા પહેલાં કવિ માધવના આ સર્વે કાવ્યો છપાયા હોતે તો આજે કવિ પ્રેમાનંદના કંઠાભરણ કાવ્યોને બદલે કવિ માધવના કાવ્યો પણ થોડે અંશે કંઠસ્થ હોત. પ્રેમાનંદના અને માધવ કવિના કાવ્યો તો એટલા બધા મળતાં આવે છે કે જાણે એકે બીજાનું કાવ્ય વાંચીને નહિ રચ્યું હોય:—

## ઓખાહરણમાંથી.

કડવું-૧૭

### રાગ-દેશાખ.

દલ જોઇ આવતુંરે, ઓખા ચંતાતૂર થાય;
દલ સંખ્યા નહીંરે, આવ્યો પાપી પોતે રાય
ઉમયા વીનવુંરે, વાહરો વર નવ મીથ્યા થાય;
દુઃખ સાગર પડીરે, મારી શીઘ્રે કરો પ્રભુ સહાય.
દલ આવ્યું બહુરે, સંગે અશ્વ તણો નહી પાર;
અનીરૂધ એકલોરે, મહારો સુંદર જે ભરથાર.
કોમળ કંથજીરે, આયુધ વીણ છો આપો આપ;
હવે હું શું કરૂં રે, પાપી કોપ્યો માહારો બાપ.
વદન નીહાળતીરે, માહારો કંથ સકોમળ અંગ;
દુષ્ટે શું કર્યુંરે, રંગ વિખે સહી કીધો ભંગ.
વાંક કશ્યો કયોરે, તે હું પામી બહુ સંતાપ;
આ જન્મે નહીંરે, માહારે પૂરવ તણું કો પાપ.
અનીરૂધ બોલીયોરે, શાંમા ટાળો મનથી શોક;
જુધ એહેવું કરૂંરે, જેમ સહી જુએ સઘળા લોક;
સાહાય કરશે સહીરે, સમર્થ સ્વામી જાદવરાય;
જૂધે જીતશુંરે, મૂજને નથી એની ભરમ્ણાય.
દલ તુજ તાતનુંરે, જેમ કાંઇ અજા પયોધર કંઠ;
દુઃખ તજ સુંદરીરે, છોડી મહેલ મનસ્થકી ગાંઠ.
આનંદ ભોર વળીરે, મંદારમાં જાઓ ઓખા નાર;
ભોગળ ગ્રહી તદા રે, ધીરજ રાખી વીવીધ પ્રકાર.
શોક સમે નહીંરે, અબળા ચંતાતુર થાય;
પેર પેર પ્રીછવે રે, બળીઆં અનીરૂધ રાયાં રાય.

\+　　+　　×　　×

ઓખા હરણનો વિષય જન સમાજને એટલો બધો પ્રિય થઇ પડેલો છે કે કોઇ પણ કવિને તે કાવ્ય લખવા કૂદરતી રીતે સ્ફુરણા થાય. જુદા જુદા કવિઓથી લખાયલા ચાર ઓખાહરણ ગુજરાતી ભાષામાં મળી આવે છે,—

(૧) સોળમા શતકના પૂર્વાર્ધમાં લખાયલું **જનાર્દન** રચિત.

(૨) વિ૦ સં૦ સતરમા શતકમાં થયલા વડોદરાના વાણિક વીકાના પુત્ર **નાકર કવિ** કૃત.

(૩) **માધવ કવિ** અને (૪) **પ્રેમાનંદ** કૃત. નાકર કૃત ઓખા હરણમાં શબ્દ ભંડોળ શિવાય આપણને કંઇ વિશેષ મલી આવતું નથી. જનાર્દન કવિની ભાષા સોળમા શતકની હોવાથી હાલની ભાષાથી ઘણી જુદી પડી જાય છે. એટલે ગુજરાતી આલમને તો માધવ અને પ્રેમાનંદ કવિનાજ ઓખા હરણ પ્રિયકર થઇ પડયાં છે.

આના કરતાં વિશેષ આબેહુબ-એકજ મળતાપણું રાસ લીલામાં જણાય છે:—

**રાગ—સામેરી.**

વ્રજનાર શ્રવણે શુણી વેણ, ઉલટી વ્રજબાલા શ્રેણ,
થઇ વીહવળ સર્વ વ્રજ બાલા, સુણી વેણુનાદ નંદલાલા.
કેહ વ્યાપ્યો અંગ અપાર, અંના અંગ ઉલટયો માર.
સુધબુધ સહુ દેહની ભૂલી, હરી જોવાને મન ફૂલી.
વીસર્યાં સહુ ઘરના કામ, તેમનું ચંચળ ચીત નહિ ઠામ;
એક સુતી બેઠી રમતી, એક ભોજન ભાણે જમતી.
એક ધાવતી વાછરૂં ગાયે, એક બાલક મહેલી જાયે;
એકલી વતિ ગીવર હાથ, એક જમતો મહેલી હાથ.
એક ઉછંગેથી તજી બાલા, એક આંજતી નેન અણીઆલા;
એક ટીલાં ટપકાં સારે, એક આંજતી આંખ બીસારે.
એક દોહતી મેહેલી ગાયે, એક દોહેણી દુધ ઢળ જાયે.
એક તો પ્રીત ભૂખણ ધરતી. એક શંકા કાંઇ ના કરતી;
એક ઝાંઝર પહેરે કર્ણ, એક કુંડલ ઘાલતી ચર્ણ,
એક કટિ ભૂષણ કંઠે પહેરે, એક માલા કટીયે ધરે.
એક મહેલી દૂધ ઉભરાતું, એક કામને વીસરાઇ જાતું;
એક ચોલી પહેરી બાંહે, બીજી ભૂલી ચીત તો તાંહે.
એક અંબર ઓઢણી ઓઢે, એક ઓઢણી પહેરણ પહેરે;
એક નહાતી ઉગટ અંગ કરીયું, એક મસ્તક ખોલી ભરીયું.
એમ અબલા ઉલટી ચાલી, તે ન રહે કોઇની ઝાલી;
તજી માત પીતા ભરથાર, સુત સજ્જન કુટુંબ પરિવાર.

કવિ પ્રેમાનંદના પંચાધ્યાયીમાં પણ આવો જ આબેહૂબ ચિતાર છે. માધવ કવિનું આદિ પર્વ સંવત ૧૬૭૫ માં લખાયલું જણાયું છે અને ભાગવતના આ બધા પેટા કાવ્યો સંવત ૧૭૦૫ માં લખાયલા જણાયા છે. બરોબર ત્રીસ વર્ષનો અંતર પડે છે. ભાગવતના સાલ સં

બંધી લહીઆની ભૂલ થયલી માલૂમ પડે છે, પરંતુ એ ઉપરથી એટલું તો અનુમાન બાંધી શકાય કે માધવ કવિના કાવ્યોના રચના કાલે કવિ પ્રેમાનંદ બાલ વયનાજ હશે. પ્રેમાનંદ કાવ્યમાં નિષ્ણાત હતો. તેની શક્તિ સર્વોપરી હતી અને તેણે સંસ્કૃત ભાગવતનું અધ્યયન પણ ઘણીજ સારી રીતે કીધું હતું એટલે બીજાં કાવ્યોના વિચાર અને શૈલી ચોરી લેવાને એને કંઇપણ સ્પૃહા હતી નહિ; છતાં માધવ કવિનું ભાગવત કવિની વિચાર સંકલના, કવિની શક્તિ જાણવા ખાતર અગર વાંચનના શોખ અર્થે વાંચ્યું હોય એ બનવા જોગ છે,

( ૪ )

## ભકત કવિ ભગવાનદાસ.

આ કવિનું નામ લેતાં ભકત કવિ નરસિંહ મહેતાનું પૂજ્ય સ્મરણ થાય છે. કવિના મૂખ્ય પ્રસંગોના સંબંધમાં આવતાં નરસિંહ મહેતાની અડગ ભક્તિ અને તેનો પ્રભાવ આપણી દૃષ્ટિ સમક્ષ ખડા થાય છે.

નરસિંહ મહેતાએ "ભક્તિ" અને "કાવ્ય શક્તિ" એમ ઉભયને કેળવી હતી. આ કવિના સંબંધમાં પણ તેમજ બન્યું છે. તેહના દર્શન આજે અલભ્ય છે છતાં તેહની કાવ્ય પ્રસાદી મોજુદ છે. તેહનું જીવન આપણા જીવનને વિશેષ સચેત કરે છે અને લુખ્ખાં જીવનને વધારે રસમય બનાવે છે. કેશવ કવિ, અને માધવકવિના જીવનની લહાણી વહેંચવા સાધન મળ્યા નથી. ભક્ત કવિ ભગવાન પોતાના જીવનમાં બનેલા બનાવો કાવ્યદ્વારા આપણને માટે નોંધી ગયા છે.

કવિ ભગવાનદાસનું બીજું નામ ભાઉ મુળજી હતું. તેહનો જન્મ સં. ૧૬૮૧ ના શ્રાવણ વદ નોમ ને વાર ભોમે થયો હતો અને સંવત ૧૭૪૬ ના આશ્વિનની અમાવાસ્યા એ એહનો અવસાન દિવસ હતો એના માતપિતાની તવારીખ આપણને મળતી નથી પણ પોતે એક ગરીબ માબાપને ત્યાં જન્મ લીધો હતો અને તેની સાબીતી તેના જ શબ્દોમાં આપણને મળી આવે છે.

કવિની સ્થિતિ ઘણી હૃદયદ્રાવક હતી. પંદર રૂપીઆની નોકરીની ઝુંસરી પોતે માથે લીધી અને પોતાના પિતાને ઘર ખટલા ચલાવવામાં યથાશક્તિ મદદગાર થઇ પડયા. સમય વિતતાં મહોબતખાંન નવાબના દરબારમાં પોતાની કાવ્ય શક્તિ પ્રકટાવી સમગ્ર દરબારને નવાજેશ કરવા લાગ્યા. તેજ નવાબના આખરે દિવાનગિરીના મ્હોટા ઓદ્ધાના ભાગ્યશાળી થયા. તેજ વખતે તેમણે દરબારને કહ્યું કે:—

> સાહીબકા સેવક કરે,
> સેવકકા સાહીબ;
> જગતપતિકા દ્વારમેં,
> ઐસી હય તરકીબ.

મુફલીસ નોકર આપકા,
દાસ કવિ ભગવાન;
ક્યા તકદીર તાજુબ હે.
આજ ભયા દિવાન ! !

ઇ. સ. ૧૬૬૪ માં મહાન્ છત્રપતિ મહારાજા શિવાજીએ સુરત લૂટ્યું તે પ્રસંગે કવિ સુરતમાં હતા. તેઓ ફારસી, અરબ્બી, સંસ્કૃત, મરાઠી અને ગુજરાતી એમ પાંચ ભાષામાં સારૂં જ્ઞાન ધરાવતા હતા. તેમણે ઘણા ગ્રંથો રચ્યા હતા પરંતુ તેહ્માના કેટલાક સંવત ૧૮૭૩ની રેલમાં નાશ પામ્યા અને જે બાકી રહેલા હતા તેહ્માના થોડા સં. ૧૮૯૩ ની મોટી આગને સમયે ગુમ થઇ ગયા. આજે તો તેહ્મના કાવ્યો તરીકે શ્રીમદ્ ભગવદ્ગીતા, શ્રીમદ્ ભાગવતનો એકાદશસ્કંધ, કુલગીતા, સુદામા ચરિત્ર જાણુમાં આવ્યા. બીજા છુટક વિષયો ઉપરાંત વૈષ્ણવ માર્ગના પોતે સાચા વૈષ્ણવ હોવાથી નિત્ય નિયમના અને ઉત્સવના પદો પણ કીધાં છે. પ્રેમ એજ સાચો માર્ગ છે, પ્રેમથીજ પ્રભુના દર્શન થાય છે અને પ્રેમથીજ મુક્તિ થાય છે એ કવિનાં સૂત્રો હતા. આજ કારણે યોગ અને જ્ઞાન કરતાં પ્રેમને પ્રાધાન્ય આપી પ્રેમના પદ વિશેષ કરીને રચ્યા છે.

### પદ કેદાર. બિહાગ મિશ્રીત.

પ્રેમી પ્રેમ સુખકો રાસ.
પ્રેમકારન પ્રેમ વારન, પ્રેમકર બીલાસ. પ્રેમી.
પ્રેમ સરોવર પ્રેમ પંકજ, પ્રેમ ભ્રમર નિવાસ. પ્રેમી.
પ્રેમ હારલ પ્રેમ લકરી, પ્રેમ પકરી ત્રાસ. પ્રેમી.
પ્રેમ પ્રાન પતંગ દીનો, પ્રેમ જોત પ્રકાશ. પ્રેમી.
પ્રેમ દર્શન પ્રેમ પર્શન, પ્રેમ પ્રેમી પાસ. પ્રેમી.
પ્રેમી ગીરીવર ધરણ પીયા, પ્રેમી ભગવાનદાસ. પ્રેમી.
વળી;
પ્રેમ હમારો પ્રાન હે, પ્રેમસે પ્રીતમ જાન;
પ્રાન પ્રેમ પ્રીતમ ભયો, પ્રીતમ પ્રેમ બખાન.

પ્રેમાનંદનો રસ ભર્યો દશમસ્કંધ કોઇની જાણ બહાર નથી, તેહ્માનાં કેટલાક કડવાં તો આપણી ગુજરાતી સ્રીઓને કંઠસ્થ છે. તેમજ માધવકવિના દશમસ્કંધમાં પ્રેમની ઝાંખી ઠેર ઠેર થતી રહી છે; છતાં તેહ્મનાં કાવ્યોમાં "પ્રેમી પ્રેમ સુખકો રાસ" જેવા પદની ખાસ ન્યૂનતા જ છે. "પ્રેમી પ્રેમ સુખકો રાસ" બોલતી વખતે કોનામાં પ્રેમની જ્યોતિ નહિ પ્રકટે? પ્રેમને માટે બલિદાન આપવા કોને જીજ્ઞાસા નહિ ઉદ્‌ભવે ?

કવિનો કાળ મુગલાઇ હતો. કવિ પણ દરબારમાં બીરાજતા હતા એટલે તેમણે સર્વ કાવ્યો હિન્દુસ્થાની ભાષામાં જ કીધાં છે. ગુજરાતીમાં લખેલાં બહુ થોડાં છે. તેમ છતાં તેહ્મની સાહિત્ય સેવાની નોંધ લીધા વગર ચાલે એમ નથી. શામળભટે અને નિષ્કુળાનંદે હિન્દુ-

સ્થાની ભાષામાં કયાં કાવ્યો નથી કીધાં? પ્રેમાનંદનો પ્રાથમિક પ્રયાસ પણ હિન્દુસ્થાની ભાષામાં જ હતો. ગુજરાતી ભાષામાં સુદામા ચરિત્ર બે કવિના પ્રકટ થએલા જાણુમાં આવ્યાં છે. એક નરસિંહ મ્હેતાકૃત અને બીજું પ્રેમાનંદ કૃત. આ ગુજરાતી કાવ્યોમાં જે કાવ્યની ખૂબી સમાયેલી છે; તેવી જ ખૂબી હિન્દુસ્થાની ભાષામાં રચાએલા ભક્ત કવિ ભગવાનદાસ કૃત સુદામા ચરિત્રમાં પણ છે. હિન્દુસ્થાની ભાષા સામાન્ય રીતે બીજી ભાષા કરતાં વિશેષ મીઠી લાગે છે એટલે ગુજરાતી સુદામા ચરિત્ર કરતાં બલ્કે હિન્દુસ્થાની સુદામા ચરિત્ર કંઇક દરજ્જે ઉત્કૃષ્ટ લેખાય પણ ખરૂં. આ કવિએ પણ ભીમકવિ અને કેશવકવિની માફક કાવ્યોમાં સ્થળે સ્થળે સંસ્કૃત શ્લોક પ્રમાણ તરીકે આપ્યા છે.

---

## સુદામા ચરિત્ર.

---

**ચોપાઇ**

ગુરૂ ચરણ પ્રસાદ તે તરીએ સંસાર સાગર પાર ઉતરીએ;
ગુરૂ ચરણ શરણ જો જઇએ, એગે પરમહી પાસ જઇએ. ૪૧

**શ્લોક.**

ध्यानमूलं गुरोर्मूर्तिः पूजामूलं गुरोः पदम्
मंत्रमूलं गुरोर्वाक्यं मोक्षमूलं गुरोः कृपा ।

મોકુ કહુ સુનાંઇ સ્નેહે, ભક્ત રૂદે સો મેરો ગ્રેહે;
ભક્ત જો દેવે સો લઉં, મેં તો પ્રેમકો ભુંઠો ખેહુ. ૭૫

**શ્લોક.**

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः ७६

**गीताजी श्लोक २६ अ. ९.**

આ ઉપરથી એટલું પણ સાબીત થાય છે કે, કવિને સંસ્કૃતનું જ્ઞાન પણ સારૂં હતું. અને યોગ્ય સ્થળે જ શ્લોકની જમાવટ કરી દે છે. નરસિંહ મહેતાની માફક કવિના જીવનમાં ઘણા ચમત્કાર બન્યા છે અને તે સર્વે ચમત્કાર ભક્ત કવિ નોંધતા જ ગયા છે. તેમાનું એક દૃષ્ટાંત આપણે લઇએ. એ ઉપરથી કવિની ભક્તિ અને કાવ્ય શક્તિ એમ ઉભયનો ખ્યાલ આપણને આવશે. કવિ જ્યારે સુરત આવતા ત્યારે પ્રાણનાથના બાગમાં ઉતરતા, તે વખતે કાયસ્થો મ્હોટા હોદ્દેદાર નિમાતા. વિઘ્ન સંતોષીઓ પોતાના દુશ્મનો સારા પાયા પર ચઢે અને રાજ્ય વૈભવ ભોગવે તે ઇચ્છતા નહિ. ભક્ત કવિ ભગવાનદાસના પ્રસંગમાં પણ એમ જ બન્યું. એક વખત કવિ સુરત આવી પ્રાણનાથના બાગમાં ઉતર્યા હતા. તેના વિઘ્ન સંતોષી અમલદારોએ તેમનું

ખૂન કરવા કાવત્રું રચી કેટલાક મારાઓને ઉભા કીધા હતા. નિમાણ કરેલા દિવસની રાત્રીએ મારાઓએ બાગના મકાનમાં પ્રવેશ કીધો અને કવિ પર એકાએક હુમલો કીધો અને કવિ જાગ્રત થયા પણ પોતાના વિઘ્નસંતોષીઓનું કાવત્રું છે એમ કવિને સ્પષ્ટ લાગ્યું. છતાં આ વખતે પોતે નિરાધાર હોવાથી મારાઓની સહામે ચૂં ચાં કરવા જેટલું બળ નથી એમ માની પોતાનો પ્રેમ પ્રભુને કાવ્યમાં ઝુલાવવા લાગ્યા:—

અબ મોકો રાખતીલઓ ગોપાલ;
જેસે સુરપતિ કોપ આગે, રાખે સબ બ્રીજબાલા.
ગ્રહા ગજકેં તુમહી રાખ્યો, દોડહી દીન દયાલા.
પંચાલીકી લજ્યા રાખી, કરૂણાનિધી કૃપાલા.
પરીક્ષતકું પ્રેમસો રાખ્યો, દીનો બેદ રસાલા;
સંતન સૂતન કોપ ન રાખ્યો, ભક્ત બચન પ્રતિપાલા.
લાખા ગૃહમેં પાંડવ રાખે, એક વિહારી ચાલા;
અબ દાસ ભગવાન શરણ આયો, રાખ ગિરધારી લાલા.

પદ સમાપ્ત થતાં જ કવિને પોતાના પ્રેમ પ્રભુ શ્રીનાથજીના દર્શન થયાં. પોતાના પરમ ભક્ત કવિના ખૂનીનું ખૂન કરી પોતાની પાદુકાની સ્થાપના તસ્થળે કરવાની આજ્ઞા આપી ત્યાંથી સદાને માટે અંતર્ધ્યાન થઇ ગયા. પ્રેમ પ્રભુની આજ્ઞાનુસાર કવિએ પાદુકાની સ્થાપના કરી હતી. અશ્વનીકુમાર નહાવા જતાં કેટલાક ભાવિકો રસ્તામાં શ્રીનાથજીની પાદુકાના ચર્ણ સ્પર્શી લે છે તે કવિના સમયના જ હશે એમ માનવું છે.

આટલાં વિવેચન પરથી સાબીત થાય છે કે ભગવાનદાસ ઉર્ફે ભાઉ મુળજી એકલા કવિ નહિ હતા. સાથે સાથે ભક્તિને પણ ઘણી સારી કેળવી હતી. આવા પ્રભાવશાળી-પુરૂષના જન્મથી કાયસ્થ જ્ઞાતિને ગૌરવશીલ બનાવવાને એક મજબુત કારણ મળે છે.

કવિ પ્રેમના પૂરા સેવક હતા એતો કોઇ માન્યા વગર રહેશે નહિ. છતાં તેમણે શ્રીમદ્ ભાગવતનો એકાદશ સ્કંધ અને શ્રીમદ્ ભગવદ્ ગીતા જેવા જ્ઞાનના ગહન વિષયને પણ કાવ્યમાં ચિતરવા બાકી રાખ્યા નથી. "તુલસી દોનો ના બને, હોટ ખાતા ઓર હસના" એ કહેતી અનુસાર પ્રેમ અને જ્ઞાનના નિરાળા વિષયમાં સરખી રીતે કલમ અજમાવવી એ એક રીતે સાહસ જ કહેવાય. પ્રેમાનંદ અને માધવ કવિ કે જેઓએ દશમ સ્કંધ ડોહોળી નાંખ્યો છે, તેઓએ પણ જ્ઞાન માર્ગ ખેડવા હામ ભીડી નથી. અખાના કાવ્યમાં જ્ઞાન ઝબકી ઉઠે છે જ્યારે પ્રેમનું નામ કે નિશાન નથી. આપણા ભક્ત કવિ ભગવાનદાસે પ્રેમ અને જ્ઞાન ઉભય ખેડયાં એજ એમની દુપટ કુશળતાનો નમુનો છે. !

(૫)

## વલ્લભ કવિ.

આ કવિ નોસારીના મજમુદારના કુટુંબના છે અને સંવત ૧૮૦૦માં ગાયકવાડી રાજ્યમાં મુખ્ય અમલદાર હતા. કવિના પિતાનું નામ રઘવરાય હતું અને તેથી જે આ પિતૃભક્ત કવિએ પોતાના નામની સાથે પોતાના પિતાનું નામ જોડી "રઘુસુત વલ્લભ કવિ" તરીકે પોતાને ઓળખાવે છે,

કાવ્યના ક્ષેત્રમાં વલ્લભ નામે ઠીક નામના મેલવી છે. (૧) પ્રેમાનંદના પુત્ર કવિ વલ્લભ (૨) અમદાવાદના વલ્લભભટ્ટ જેમણે મહાભારત લખ્યું છે. (૩) વડોદરા પાસે આવેલા રેણુકા–રણુ ગામના વલ્લભકવિ અને (૪) કાયસ્થ કવિ વલ્લભ. કાયસ્થ કવિની કૃતિ "શિવરહસ્ય" 'શિવભકતો" વિગેરે માલુમ પડી છે. કાયસ્થો બહુધા વૈષ્ણવ માર્ગીય હોય છે. આગળના કવિઓ પણ વૈષ્ણવજ હતા. તેમનું વિદ્યમાન કુટુંબ પણ હજુ વૈષ્ણવ પણ મરજાદી વૈષ્ણવ લેખાય છે; છતાં શા કારણે કવિ શૈવમાર્ગી બન્યા અને શિવરહસ્ય લખવા લાલસા થઇ તે સમજાતું નથી. કાયસ્થ જ્ઞાતિમાં શિવમાર્ગીનો આ એકજ અપવાદ છે

ગુજરાતી ભાષામાં શિવપુરાણ આજ સુધીમાં જુદા જુદા કવિઓએ લખેલાં બહાર પડ્યાં છે. (૧) કાઠીઆવાડના કવિ લક્ષ્મીકૃત (૨) વડોદરાના દુર્ગાશંકર કવિકૃત (૩) કવિ શામળકૃત અને (૪) વલ્લભ કવિકૃત. પ્રથમના ત્રણ શિવપુરાણ પ્રસિદ્ધ થયલાં છે.

વળી એક વિશેષ શિવ પુરાણ ખંભાતના હરદેવ કવિનું જાહેરમાં જણાયું છે. હરદેવ કવિનો કાળ શું છે તે મારી જાણમાં નથી, પણ આ બન્ને કવિની એટલે કે હરદેવ કવિ અને વલ્લભ કવિની હસ્તલિખીત મળી આવેલી પ્રત જોતાં સ્પષ્ટ રીતે માલૂમ પડી આવે છે કે કાંતો હરદેવે વલ્લભના કાવ્યમાંથી ચોરી કરી છે, કિંવા વલ્લભે હરદેવના કાવ્યમાંથી ચોરી કરી છે. કવિઓના કાળ એક હોય કે નહિ છતાં શૈલી અને વિચારનું એકત્રપણું થવાનો સંભવ ખરો પણ આ કવિમાં જણાય છે એટલું બધું મળતાપણું ચોરી કર્યા શિવાય ભાગ્યે જ દીસે. આખા ચરણને ચરણ એકના બીજામાં જણાય છે.

જુઓ વલ્લભ કવિકૃત—

## અધ્યાય ૧૪ શિવરહસ્ય.

શિવ ભકતની સેવા કરીને, તર્યો દૃષ્ટાંત નૃપ સૂતજો;
પુનઃદાધું જીવદાન તેને, એ કહેતી અદ્‌ભૂત જો.
પૂજા કરતાં શિવ શૈવકની, પુન્ય તણો નહિ પારજો;
હવુડા એ મહીપતિ કેરી, કથા કરૂં વીસ્તાર જો.
રાય ચંદ્રાંગદની તનયા, સુખ ભોગે તેહ સાથજો;
ભાગ્યશાળી ભોગ્ય ભોગવે, અહો પૂજે હિમનાથજો.
એક દિન જો કૌતક થાયું, કહું હું તો અથેવિજો;
રાય રમણીને સાથ લઇ, ગયો ગાઢવન અતિજો.
રૂત ખીલી હતી વસંત, તેથી ખીલી રહ્યુ એ રાનજો;
રતી પીડે અતી તે સ્થાને, સિદ્ધ સંતને સુર માનજો.

## હરદેવ કૃત.

શીવ ભકતની સેવા કરી, તાર્યો દૃષ્ટાંત નૃપરાય;
તેહને ફરીને કીધો જીવતો, જયનાદ વહાં સંભળાય.

શિવભક્ત કેરી સેવ કરતાં, સુકૃતનો નહિ પાર;
હવે ભડાયુશી મહીપતિની, કથ વિસ્તાર અપાર.
નૃપ ચંદાગની દીકરી શું, સુખ ભોગવે તે સાથ;
પુણ્યવંતા વૈભોગ કરે, વળી પુજે ગીરનાથ.

આમાં ખરી કૃતિ કોની છે તે શોધી કાઢવાને પૂરતા સાધનોની અને લાંબા સમયની જરૂર છે.

આ કવિનાં કાવ્યોમાં પણ દેશી રાગની પદ્ધતિ છે. મહલાર, અડાણો, આસાવરી રાગો સાધારણ રીતે નજરમાં વિશેષ આવે છે. એકંદર ભાષા ઠીક છે. ભાષા લાલીત્ય વિશેષ કરીને જણાતું નથી.

આ ઉપરાંત **નાના** કવિનું નામ પણ અનુક્રમીમાં આવે છે. સં. ૧૮૦૮ના શ્રાવણ મહિનામાં લખાયલા પોતાના કુટુંબની વંશાવળીના કાવ્ય શિવાય હજુ બીજાં કાવ્યો હાથ લાગ્યાં નથી એટલે તેમની સાહિત્ય સેવા પરત્વે કંઇ વિશેષ પ્રકાશ પાડી શકાતો નથી.



# પરિશિષ્ટ.

| નંબર | કવિનું નામ. | ગ્રંથનું નામ | નિવાસ. | સાલ. | વિવેચન. |
|---|---|---|---|---|---|
| ૧ | કવિ કેશવ હરેરામ | શ્રીમદ્ ભાગવત દશમસ્કંધ. | પ્રભાસ પાટણ | સંવત ૧૫૦૦ના અરસામાં | “શ્રીમદ્ ભાગવત દશમસ્કંધ” સંવત ૧૫૨૯માં લખેલો છે. એક પ્રત મુંબાઇની ફાર્બસ સભાપાસે છે અને બીજી સમાલોચકના તંત્રી રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની પાસે છે. જૂની પ્રત ફાર્બસ સભા પાસે છે. આ ગ્રંથો શિવાય બીજા ગ્રંથો પણ કવિના હોવા જોઇએ. |
| ૨ | નરસાસુત ગણપતિ | કામ કંદલા દોગ્ધક પ્રબંધ | આમોદ | ગ્રંથ રચ્યાનો સાલ વિ. સં. ૧૫૭૪ | વિ. સં. ૧૬૯૩માં લખાયલી આ ગ્રંથની લખાયલી એક પ્રત વડોદરાની સેંટ્રલ લાયબ્રેરીમાં છે. |
| ૩ | માધવદાસ સુંદરદાસ | આદિપર્વ, ભ્રમર ગીતા, ઓખા હરણ, કંસવધ, રાસપંચાધ્યાયી, રૂક્મણી હરણ, લક્ષ્મણા હરણ, નાગ દમન, ગોવર્ધન લીલા, બલદેવ તીર્થાટન, સાલ્વવધ, અશ્વમેધ. જરાસંધ વધ. | અંકલેશ્વર અને પછીથી સુરત | આદિપર્વ રચ્યા સાલ વિ. સં. ૧૬૭૫. ભાગવતના પેટા કાવ્યોના રચ્યા સાલ વિ. સં. ૧૭૦૫ જણાય છે. આમાં લહીઆની ભૂલ થયલી જણાય છે. | “આદિપર્વ” ઓરપાડ તાલુકાના અછારણ ગામના ‘કડવા કણબી જ્ઞાતિ પટેલ નરસી જીવણ પાસે છે. બીજી રા. રા. છગનલાલ વિદ્યારામ રાવલ પાસે છે ઝમડીયા [હાલ લુણાવાડા રહેછે. ] |
| ૪ | ભક્તકવિ ભગવાનદાસ | શ્રીમદ્ ભગવદ્ ગીતા, ભાગવતનો એકાદશસ્કંધ, સુદામા ચરિત્ર ફુલગીતા વગેરે. | સુરત | જન્મ—શ્રાવણ વદ ૯ વિ. સં. ૧૬૮૧. મરણ—આશ્વિન અમાવાસ્યા વિ. સં. ૧૭૪૬ | અમદાવાદ સારંગપુરમાં બ્રાહ્મણ જ્ઞાતિના એક ગૃહસ્થ ગોવિંદજી કાલીદાસ ભટ પાસે મૂળ પ્રત છે. બીજી પ્રત કવિના કુટુંબના જ એક ગૃહસ્થ રા. રા. લલ્લુભાઇ ગોવનદાસ પાસે છે. |

| નંબર. | કર્તાનું નામ. | ગ્રંથનું નામ. | નિવાસ | સાલ | વિવેચન. |
|---|---|---|---|---|---|
| ૫ | રઘુસુત વલ્લભકવિ | શિવરહસ્ય, શિવભક્તિ | નવસારી | સંવત ૧૮૦૦ના અરસામાં | નાંદોદમાં પહેલા વાલ્મિક કાયસ્થ ગણાતા અને હવે માથુર કાયસ્થ લેખાતા કાયસ્થ હીરાલાલ પાસે છે. |
| ૬ | નીલો કવિ | | સુરત | | ખરી હકીકત જાણનાર મરહુમ હરિદાસ મહેતા હતા અને કંઇક બાતમી આપનાર એજ જ્ઞાતિના એક ગૃહસ્થ રા. રા. ભગવાનદાસ ફોજદાર છે. |

# સ્વામીનારાયણ સંપ્રદાય અને ગુજરાતી સાહિત્ય.

( લે. કલ્યાણરાય ન. જોશી.)

સાહિત્ય પરિષદ સમક્ષ આ નિબંધ રજુ કરવામાં આશય માત્ર એટલોજ છે કે સ્વામીનારાયણ સંપ્રદાયના સાધુ, બ્રહ્મચારી તથા ઇતર હરિભક્તોએ સાહિત્ય-ક્ષેત્રમાં સારો ઉમેરો કર્યો છે તેનો ઉલ્લેખ સાહિત્ય પરિષદને ચોપડે રહે તો કોઇ કાળે સાહિત્ય-ક્ષેત્રના એ ખુણામાં વિશેષ પ્રકાશ નાંખવાનું બની શકે.

આ નિબંધમાં આપેલી હકીકત બધી સંપૂર્ણ છે એવું માનવાનું નથી, તેમજ આપેલી બાતમીમાં કોઇ સ્થાને દોષ પણ રહી ગયા હશે. નિબંધને અંતે મૂકવામાં આવેલા પરિશિષ્ટમાં પુસ્તકનો વિષય, પુસ્તક લખ્યાની તારિખ વગેરે માહિતી ઉમેરી શકાત પણ તે બની શક્યું નથી. સાંપ્રદાયિક સાહિત્યની શોધ ખોળ વાસ્તે ઘણી અડચણો ઉભી થાય છે તેમાંની કેટલીક અડચણ કામ કરનાર પોતે તે સંપ્રદાયના અનુયાયી હોય તો પડતી નથી. એવા સાહિત્ય-પ્રેમી પુરૂષ કોઇ બહાર પડશે તો આ નિબંધમાં સમાયેલી માહિતીમાં ઉમેરો કરી સારા રૂપમાં સંપ્રદાયના સાહિત્યનું દિગ્દર્શન કરાવી શકશે.

ઓગણીશમાં સૈકામાં ગુજરાતમાં સાહિત્ય-વિકાસ કેવા પ્રકારનો કેટલો અને કયી રીતે થયો હતો તે સંબંધી વિચાર કરનારને સ્વામીનારાયણ સંપ્રદાયના ભક્ત કવિયોની કૃતિ તરફ નજર નાંખ્યા સિવાય ચાલે તેમ નથી; એટલુંજ નહિ પણ તે સૈકાના સાહિત્યનો ઇતિહાસ લખનારને તો આ ભક્ત કવિયોની કૃતિને પોતાના લેખમાં સંપૂર્ણ સ્થાન આપ્યા વિના કાર્ય-સાફલ્ય પ્રાપ્ત થઇ શકે તેમ નથી. ઇશ્વર-ભક્તિ તથા ધર્માચરણના કાર્યથી આ સંપ્રદાયના ભક્તો તરફથી થતાં ઘણાં ખરાં કાર્યો વડે જુદા જુદા પ્રકારની સમાજ સેવા બજાવવામાં આવી છે, તેજ પ્રકારે ગુજરાતી સાહિત્યને પણ કીમતી સહાય આ સંપ્રદાયના મહાન પુરૂષો તરફથી થયેલી છે. સત્ય છે કે, આ સેવાની પૂરેપૂરી જાણ સાહિત્યના અનન્ય સેવકો સિવાયના મનુષ્યોને થઇ નથી. સત્ય છે કે, તે મહાન પુરૂષોએ આવી કીમતી સેવા બજાવી લોકોની પ્રશંસા મેળવવા ઉમેદ રાખી નહોતી; બલ્કે એ અપૂર્વ સમાજ-સેવાની કીમતનો ખ્યાલ સરખો પણ તેમના નિર્મળ અને ઇશ્વરપરાયણ ચિત્તમાં આવ્યો નહોતો. તોપણ ભવિષ્યના સમાજસેવકો ઉત્પન્ન કરવા માટે સમાજસેવાના એક નમુના તરીકે-સેવાની પદ્ધતિના એક આદર્શ તરીકે-અને દરેક વ્યક્તિ (સમાજમાંથી વિરક્ત થયેલી વ્યક્તિ પણ) કરવા ધારે તો ઉંચા પ્રકારની સમાજ-સેવા બજાવી શકે છે; તેના દૃષ્ટાંત તરીકે-આ સંપ્રદાયના ભક્ત કવિયોની કૃતિને આધુનિક સમાજ આગળ મૂકવાની જરૂર છે. જુનું, વેદીક, પ્રગતિબાધક, અને રૂઢ કામ આ સંપ્રદાય તરફથી થતું હશે એવું માનનાર વ્યક્તિયોની દૃષ્ટિ આગળ સંપ્રદાયના સાહિત્ય સંબંધી કામને નવા જમાનાનો ઢોળ ચડાવી પ્રદર્શન તરીકે મૂકવાની જરૂર છે; જુનાપર નવું ભાષ્ય લખી નવાથીજ અંજાતા માણસોને સંપ્રદાયના કાર્યથી પરિચિત

કરવાની ખાસ અપેક્ષા છે. આવું થશે ત્યારેજ યોગ્યાયોગ્યનો વિચાર કરી ન્યાય આપ્યાનો યશ ગુજરાતી સમાજને પ્રાપ્ત થશે. ઇંગ્રેજી વિદ્યાના ઉપાસકોની ભિન્ન ભિન્ન પ્રકારની માનસિક ભૂખ પોતાના દેશમાંથી ઘણીવાર તૃપ્ત થતી નથી; અને તેમને પરદેશી સાહિત્યનો આશ્રય લેવો પડે છે; એ હાલની સમાજ સ્થિતિપરથી જણાય છે, પરંતુ આ અડચણ સમાજના સાહિત્યના દૌર્બલ્યને લીધે ઉપસ્થિત થયેલી નથી. તેતો કેટલેક અંશે જુનાને જીર્ણ સમાન સમજ્યાનું ફળ છે; સાહિત્યના પૂજારીઓની એકદેશીય ભક્તિનું પરિણામ છે; ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત કરવામાં જોઇતા પ્રયાસો તરફની અનાસક્તિનું સ્વરૂપ છે.

સ્વામીનારાયણ સંપ્રદાય તરફથી સાહિત્યની સેવા સારી રીતે થયેલી છે. આ સંપ્રદાયના પુરૂષોએ ગુજરાતી સાહિત્યના વિકાસમાં પ્રત્યક્ષ તેમજ પરોક્ષ સહાય આપી છે.

પ્રત્યક્ષ સહાયમાં—

(૧) મુક્તાનંદ, (૨) બ્રહ્માનંદ, (૩) પ્રેમાનંદ, (૪) નિષ્કુળાનંદ, (૫) દેવાનંદ, (૬) ભૂમાનંદ, (૭) મંજુકેશાનંદ, (૮) કૃષ્ણાનંદ, (૯) ગોવિંદરામ, (૧૦) મંછારામ, (૧૧) ધ્યાનાનંદ, (૧૨) શુકાનંદ, (૧૩) ચૈતન્યાનંદ, (૧૪) અયોધ્યાપ્રસાદ, (૧૫) ભગવત્પ્રસાદ, (૧૬) કેશવપ્રસાદ, (૧૭) રઘુવીરજી, (૧૮) આધારાનંદ અને (૧૯) અમરચંદ વગેરે તરફથી પ્રાકૃત સાહિત્ય પોષાયલું છે; અને (૧) ગોપાલાનંદ (૨) નિત્યાનંદ (૩) વાસુદેવાનંદ (૪) અચિંત્યાનંદ (૫) શતાનંદ (૬) યોગાનંદ (૭) ઉત્તમાનંદ (૮) અખંડાનંદ અને (૯) દીનાનાથ આદિ અનેક તરફથી સંસ્કૃત સાહિત્ય સારી રીતે પોષાયેલું છે. ઘણા કાળથી ખેડાયેલા અને અનેક દિશામાં સંપૂર્ણ રીતે સમૃદ્ધ થયેલા સંસ્કૃત સાહિત્યમાં આ સંપ્રદાય તરફથી થયેલો ઉમેરો ઘડીભર ગણતરીમાં ન લઇએ તોપણ પ્રાકૃત સાહિત્યને આપવામાં આવેલી સહાય એટલી બધી સંગીન છે કે કેટલીક બાબતમાં એમ કહેવું પડશે કે ગુજરાતના સાહિત્યના કેટલાંક અંગોની ખીલવણીના આરંભનું માન આ સંપ્રદાયના લેખકોને આપવું ઘટે છે. સંવત ૧૮૭૬ (ઇ. સ. ૧૮૨૦) માં લખાયેલાં વચનામૃતો શું હાલના પ્રચલિત ગદ્યનું પ્રથમ સ્વરૂપ ન કહી શકાય ? અલબત્ત શરૂઆતના ગદ્યમાં સર્વ પ્રકારની સુવ્યવસ્થાવાળી શૈલી આપણને નથી દેખાતી; તોપણ જનસમાજમાં પ્રાકૃત પ્રશ્નોના સમાધાન વાસ્તે લખાયલાં વચનામૃતો બાજુપર મૂકી કેવળ અધ્યાત્મિક વિષયોની ચર્ચાવાળાં વચનામૃતની ભાષાનું ગૌરવ તેમાં વપરાયેલા શબ્દોની શક્તિ, અને કાર્યકારણની સાંકળ તોડયા વિના વપરાયેલી વાક્યસંકલના તરફ નિષ્પક્ષપાતની દૃષ્ટિથી જોતાં દરેક સાહિત્યવિવેચક વ્યક્તિને માનવું પડશેજ કે હાલના પ્રચલિત ગદ્યનું મૂળ સ્વરૂપ (કદાચ બીજ પણ) વચનામૃતના ગદ્યમાં છે. આવો મોટો ગદ્યનો ગ્રંથ ગુજરાતી સાહિત્યમાં આ સંપ્રદાય તરફથી મેલવામાં આવ્યો છે તે સાહિત્ય વિકાસની સમગ્ર દૃષ્ટિથી જોનારને નાની સૂની સેવા જણાશે નહિ.

"વચનામૃત" સિવાય "વેદરહસ્ય" નામનો ગદ્યાત્મક મોટો લેખ આચાર્ય શ્રી સહજાનંદના હાથથીજ લખાયેલો મોજુદ છે. તે છપાયો નથી, પરંતુ તેની ભાષા ઘણી સરળ અને વાક્ય રચના તદ્દન સંસ્કારી છે.

આધ્યાત્મિક વિષય ગુજરાતી ભાષામાં ગદ્યમાં ચર્ચાયેલો તો ગુજરાતી પ્રજાએ પહેલાં "વચનામૃત"માંજ જોયો છે. એમ કહેતાં બહુ અચકાવાની જરૂર નથી; અને લૌકિક ગ્રામ્ય વાર્તાઓ પણ પદ્યમાંજ લખી શકાય એવી માન્યતા જે કાળમાં ચાલતી હતી તેવા કાળમાં તત્વવિદ્યા જેવા ગહન વિષયને પણ સરલ ગદ્યમાં મૂકનાર તરફથી સમાજની સેવા કેટલી બધી થઇ ગણાય ? નીચે આપેલા વચનામૃતના ઉતારા પરથી ઉપરની વાત વધારે બુદ્ધિ-સ્પર્શી બનશે.

(૧) વચનામૃત (લોયા ગામે) સંવત ૧૮૭૭—× × × × × × × × × × × × × "પછે શ્રીજી મહારાજ કૃપા કરીને બોલ્યા જે આ જીવ છે તે અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવપણે કરીને સર્વ દેહમાં નખ શિખા પર્યંત વ્યાપીને રહ્યો છે; અને દેવતાને ઇંદ્રિયું રૂપે કરીને જીવનું ભોક્તાપણું છે પણ દેવતા ઇંદ્રિયુંથી પૃથકપણે ભોક્તા નથી." ત્યારે નિત્યાનંદ સ્વામીએ આ શંકા કરી જે "હે મહારાજ, જ્યારે એમ કહેવાય છે જે જીવ જે તે સામાન્યપણે સર્વ દેહમાં વ્યાપીને વિશેષપણે હૃદયાકાશમાં રહ્યો છે. ત્યારે સર્વ ઠેકાણે સરખું જાણપણું નથી જણાતું તેનું કેમ સમજવું ?" પછે શ્રીજી મહારાજ બોલ્યા જે "જેમ સૂર્ય છે તે કિરણે કરીને સર્વ પદાર્થમાં વ્યાપીને રહ્યા છે પણ આગળ જેવું પદાર્થ છે ત્યાં તેવો સૂર્યનો પ્રકાશ જણાય છે. કેમ જે કાચની ભૂમિ હોય તથા સ્વચ્છ નિર્મળ પાણી હોય ત્યાં જેવી રીતે સૂર્યનો શુદ્ધ પ્રકાશ જણાય છે તેવી રીતે પાણાની ભૂમિ, રેતીની ભૂમિ તથા ડોળાયેલું પાણી તેમાં જણાતું નથી. એવી રીતે સૂર્યના પ્રકાશમાં ન્યૂન અધિકપણું જણાય છે તેમ એ ઇંદ્રિયું અંતઃકરણ ગોલક એ સર્વને વિષે જાણવું."

(૨) વચનામૃત (વરતાલ ગામે) સંવત ૧૮૮૨—+ + + + + + + + + + + + + + × શ્રીજી મહારાજ બોલ્યા જે "અન્વય વ્યતિરેકની વાર્તા તો એમ છે જે ભગવાન અરધાક માયાને વિષે અન્વય થયા છે અને અરધાક પોતાના ધામને વિષે વ્યતિરેક રહ્યા છે એમ નથી. એ તો ભગવાનનું સ્વરૂપજ એવું છે જે માયામાં અન્વય થયા થકા પણ વ્યતિરેકજ છે. પણ ભગવાનને એમ બીક નથી જે રખે હું માયામાં જાઉં અને અશુદ્ધ થઇ જાઉં, ભગવાન તો માયાને વિષે આવે ત્યારે માયા પણ અક્ષર ધામ રૂપ થઇ જાય છે અને ચોવિશ તત્વને વિષે આવે ત્યારે ચોવિશ તત્વ પણ બ્રહ્મરૂપ થઇ જાય છે." "વચનામૃત" "વેદરહસ્ય" ઉપરાંત "સંપ્રદાયની વાતો" એ નામથી પણ ગદ્યાત્મક લેખનો મોટો સંગ્રહ ઉધ્ધવી સંપ્રદાય તરફથી ગુજરાતી સાહિત્ય ભંડારને અર્પણ થયો છે, તે સંગ્રહમાં પણ દૃષ્ટાંતની ચમત્કૃતિ તથા શબ્દોની સચોટ શક્તિનું દર્શન સારી રીતે થાય છે.

કવિ નર્મદાશંકરને ગુજરાતી ગદ્યના પિતા કહેવામાં આવે છે તે વ્યાજબી છે તોપણ સ્વામીનારાયણ સંપ્રદાયના "વચનામૃતો" ગુજરાતનું આદિ ગદ્ય છે એટલું તો લોકોની નજર આગળ લાવવાની જરૂર છે. રા. રા. બા રમણભાઇએ પણ "ગુજરાતી સાહિત્યનું હાલનું વલણ" નામના નિબંધમાં ગદ્યના વિકાસક્રમમાં આ વચનામૃતોને સ્થાન આપ્યું છે, અને કબુલ કર્યું છે જે "તેની ભાષા તથા શૈલી હાલના કરતાં સહેજ જુદાં છે." (કવિતા અને સાહિત્ય પાન. ૭૨૪.)

# વ્રજ ભાષા અને હિંદી કવિતા.

"કવિતા તો વ્રજ ભાષાની" એ સમજ તો જો કે પ્રેમાનંદ આદિ ગુજરાતના શિષ્ટ કવિઓએ સમાજમાંથી દૂર કરી છે, તોપણ એ ઉક્તિની સત્યતાનું ભાન તો આ સંપ્રદાયના બ્રહ્માનંદ, મુક્તાનંદ, પ્રેમાનંદ ( પ્રેમસખી ) અને ભૂમાનંદનાં વ્રજ ભાષામાં લખાયલાં કાવ્યો વાંચ્યાથી થાય તેમ છે. ઉધ્ધવી સંપ્રદાયના ભક્ત કવિયોની ભાખાની કવિતાઓ, કીર્તનો, રાસ અને ભજનો એવાં તો રસપૂર્ણ અને કાવ્ય ચમત્કૃતિવાળાં છે કે એકવાર વાંચ્યા પછી સંસ્કારી જન તો ફરી ફરીને વાંચવાને તેનો મુખ પાઠ કરીને વખતોવખત ગાવાને લલચાયા વિના રહેતાજ નથી. અંધારાંમાં રહેલા લોકો પ્રકાશ દેખી જે સવિસ્મય આનંદ ભોગવે છે તેવાજ આનંદનો ભાવ આ સંપ્રદાયના ભક્ત કવિયોનાં કાવ્યો વાંચી સાહિત્ય વિલાસી અને પ્રાકૃત જનને મળે છે. દયારામની ભાખાની કવિતા લોકો વખાણે છે તેમાંના રસનું વખતે વખતે પાન કરે છે અને એના જેવી બીજી કૃતિયો મેળવવા તેમની ઇચ્છા થાય છે, પણ સાહિત્યના ક્ષેત્રનો સંપૂર્ણ ભોમીયો તેમની પાસે ન હોવાથી ફરી ફરીને દયારામનેજ વાંચીને પોતાની તૃપ્તિ કરે છે. તેવા લોકો માટે ઉધ્ધવી સંપ્રદાયનાં ભાખાનાં કાવ્યોની જાણ થવાની આવશ્યકતા છે. દયારામ તો માત્ર શ્રીકૃષ્ણની ભક્તિ યુક્ત શૃંગારની ગરબીઓનુંજ ભોજન લોકોને પીરસે છે જ્યારે ઉધ્ધવી સંપ્રદાયના બ્રહ્માનંદ પોતાના વૈરાગ્યના ભક્તિયુક્ત શૃંગારનાં અને સચોટ કાવ્યચમત્કૃતિવાળાં બોધનાં કાવ્યોથી, મુક્તાનંદ, પ્રેમાનંદ, નિષ્કુળાનંદ તથા ભૂમાનંદ ભક્તિયુક્ત શૃંગાર રસથી ભરપૂર રાગરાગણીઓ-વાળાં કાવ્યથી, સમાજના સાહિત્ય શોખીન લોકોને સત્કારે છે. બ્રહ્માનંદના જેવું પીંગળ શાસ્ત્રનું જ્ઞાન ગુજરાતના જુના તેમજ નવીન કવિયોએ હજુ સુધી જવલ્લેજ બતાવ્યું છે. એકાદશીની રાત્રીએ અમદાવાદની પોળમાં ભાખામાં ગવાયેલી પ્રેમસખીની ભક્તિયુક્ત શૃંગારની ગરબીઓએ અનેકવાર દયારામની ગરબીને ભૂલાવી દીધી છે; અને ભૂમાનંદની હોરી જો કોઇ વાર ઉસ્તાદ ગવૈયાના મુખથી વાજીંત્રના સાજ સહ ગવાતાં સાંભળી હોય તો જીંદગી પર્યન્ત તેની લટક તથા તેનું માધુર્ય વિસરાતું નથી. આ કવિયોની ભાખાની કૃતિ વિષે આવી સાદી ઓળખાણ નીચલાં દૃષ્ટાંતોથી ખાસ થઇ શકશે.

**બ્રહ્માનંદ**—નીચેના કાવ્યમાં બ્રહ્માનંદે યમકના તાલના ફટકા સાથે મનુષ્યના અભિ-માનની ઝાટકણી કાઢી છે.

"ઝૂલણા"

પાયી જીંદગી બંદગી નાહિ કરી નિત્ય ખ્યાલ કીયા ઠગ બાજીયાંકા
મદ મોહમેં તેં મગરૂર ફીર્યો તન તાકતા નારિયાં તાજીયાંકા
સદગુરૂ સાહેબકા રંગ ચઢયા નહિ સંગ કીયા નર પાજીયાંકા
બ્રહ્માનંદ કહે કેસે બાત માને તેં તો આગ હે જુતીયાં ઝાઝીયાંકા

---

કડાં વેઢ વીંટી મોતી પેરી કાને મહા જોરસે મૂછ મરોડતા હે
ચલે દેખતા આપકી છાંયડી કું ટેડી પાવ બાંધી તન તોડતા હે

તન અત્તર તેલ ફૂલેલ લગાવત નેહ ત્રીયા સંગ જોડતા હે
બ્રહ્માનંદ કહે ખબરદાર બંદે દેખ કાલ કોસે નહિ છોડતા હે.

નીચેનું શબ્દાલંકારવાળું મધુરૂં શૃંગાર-કાવ્ય વાંચી સંતોષ સહ સાત્વિક આનંદ ઉપજ્યા વિના રહેતો નથી.

## રેખતા.

આવરે મેરે મનકે મેરૂમ સલુને શામરે
સલુને શામરે મેં સમરૂં તેરા નામ રે—આવ રે.
પહેલી પ્રીત લગાય કે મત આશક રો' તુમ દૂર
દૂર રહે દુઃખ હોત હે, મેં તરત મરૂંગી ઝૂર રે—સલુને.
દરદે દિવાની મેં ફીરૂં મેરે પ્રહ્કા વાધા રોગ
રોગકી મારી રીસમેં મેં થઇ ફેરૂંગી જોગ રે—સલુને.
પ્રીતમ ડાલા પ્રેમકા તુમ જોર ગલે બીચ ફંદ
ફંદકી મારી મેં ફીરૂં બલ જાત હૈં બ્રહ્માનંદ રે—સલુને.

## સવૈયા.

જ્યું જલમાંહિ લકીર પરી સો ટલીકે ટલીકે ટલીકે ટલી હે
જ્યું મીસરી પયમાંહી પરી સો ભલીકે ભલીકે ભલીકે ભલી હે
દેવલ શીશ ચઢાઇ ધજા સો હલીકે હલીકે હલીકે હલી હે
બ્રહ્મમુનિ ત્યું હિ દેહકી આયુ ચલીકે ચલીકે ચલીકે ચલી હે.
વહ્ની રૂ દારૂ સંયોગ ભડાકો ભયોકે ભયોકે ભયોકે ભયો હે
પ્યાદેકી લાર સવાર ચઢયો સો લલ્યોકે લલ્યોકે લલ્યોકે લલ્યો હે
ચોરનકે સંગ શાહ કુ ચોર કહ્યોકે કહ્યોકે કહ્યોકે કહ્યો હે
બ્રહ્મમુનિ કહે યું તન આયુ ગયોકે ગયોકે ગયોકે ગયો હે.

પ્રેમસખી—કૃષ્ણભક્તિના નિચેના કાવ્યોમાં પ્રેમાનંદે ઘણીજ રસિકતાનું દર્શન કરાવ્યું છે.

## ઠુમરી.

રે મેં કેસે જીવુંગી નંદલાલ બિના
નંદલાલ બિના પ્રતિપાલ બિના—રે મેં
કોન પાવેગો અધર સુધા રસ ગિરધર દીન દયાળ બિના—રે મેં.
નેના કેસે ધીર ધરે અબ, રસિયારૂપ રસાળ બિના—રે મેં.
કોનકો દરસન કરી કરી જોઉં મધુરિપુ મદન ગોપાળ બિના—રે મેં.
પ્રેમાનંદકે વ્યાકુલ વ્રજ વનિતા, સુંદર શ્યામ તમાલ બિના—રે મેં.

---

લલાજી મેરે કંગના નીકારી ગયો રે કદમકી કુંજમેં—
આઇ અચાનક નીઠુર નંદકો, લલાજી મેરો પોંચો પકરી લીયો રે—કદમકી.

ફંગના નીકારી ગારી મોહે દીની, નાહક મોસું જબરો મચાઇ ગયો રે—કદમકી૦
ઇત ગોકુલ ઉત મથુરા નગરી, બલાજી મેરો કોન સુને કેયો રે—કદમકી૦
પ્રેમાનંદકો નાથ સાંવરો છકયો મદ જોબન તરૂન ભયો રે—કદમકી.

**ભૂમાનંદ**—આ કવિની નીચેની "હોરી" ગવૈયાઓને અને ગાયનના શોખીનોને તેની મીઠાશ અને રસિકતાને લીધે ઘેલાતુર બનાવી મૂકે છે.

—હોરી—

શામરે મોકું રંગમેં રોરી (૨)
બૈયાં પકરકે રંગકી ગગરીયાં છીનાયકે શીર ઢોરી
રંગમેં રસબસ કરકે મોપેં ડારી ગુલાલકી ઝોરી
લગે મુખ ગાવન હોરી—શામરે મોકું.
આઇ અચાનક મીલો હે ડગરમેં, દેખકે નવલ કિશોરી
ભીડી ભુજામેં મોકું પકરકે, જીવનને બરજોરી
માલા મોતીયનકી તોરી—શામરે મોકું
મુરજાદા મેરી નહિ રખી, કહી એક બાત નકોરી
તબમેં ઇનકું અંખીયાં દેખાઇ, મત જાનો મોકું ભોરી
કહું તેરે ચિતકી ચોરી—શામરે મોકું
મેરો જોર કછુ નહિ ચાલ્યો, કંચુકી કસ તોરી;
ભૂમાનંદ કે મોકું પકરકે, રસિયે રંગમેં રોરી,
ગઇતી હું નંદકી પોરી—શામરે મોકું.

---

મોહન મોસેં ખેલો હોરી (૨)
મારગ દેખી રહી હું તમારો જેસી ચંદ્ર ચકોરી
બસંત ઋતુ બીતી જાત હે જીવન, હોંસ પૂરી કરો મોરી
માનો મુજકું નીજ ગોરી—મોહન.
તેરે સંગ રમત લીયે હું, પેરીમેં નવરંગ ચોરી
મોહન તુમ ડારો મેરે પર, રંગકી ગગરીયાં ઢોરી
ભરે ગુલાલકી ઝોરી—મોહન.
સર્વ અંગ તેરે શામ સુંદર વર, કરું મેં ચંદન ખોરી
ફેર ભુજામેં બાડી મોકું ભેટો, કહું તુમકું કર જોરી
મતિ મેરી હે થોરી—મોહન.
ફગવાકે બદલમેં તુમકું રખુંગી, હારો તો બલદેવ જોરી;
ભૂમાનંદકે તુમ જીતો તો, કરકે રખો મોકું તોરી
હાર કરે મૈયા મોરી—મોહન.

શૃંગાર ઉપરાંત બોધ અને ભક્તિનાં કાવ્યો પણ દયાનંદ દેવાનંદ વગેરે કવિ તરફથી વ્રજ ભાષામાં લખાયાં છે.

દયાનંદ

વિપત્તિ કોન નિવારે નાથ બિન વિપત્તિ કોન નિવારે રે
ઉદરમેં અકળાયો પ્રાણી ત્રાહિ ત્રાહિ પોકારે રે
દુઃખીઓ જાણી દયા આણી વાલમ આવે વારે રે—વિપત્તિ.
ગર્ભ છોડાયો તોહિ જન્મ ધરાયો, અંતર અગ્નિ ઠારે રે
તૃષા બુઝાઇ ક્ષુધા સમાઇ, અમૃત કેરે આ'રે રે—વિપત્તિ.
એસો હરિ ઉપકારી વિસારી, ચલીયો સંસાર લારે રે
હેત જનાઇ સરવસ ખાઇ, નિશ્ચે નરકમેં ડારે રે—વિપત્તિ.
જૂઠ સગાઇ અતિ દુઃખદાઇ, ધણી મોહન શિર ધારે રે,
દયાનંદકો શામ સહાઇ, તુરત પાર ઉતારે રે—વિપત્તિ.

દેવાનંદ.

મેરી મેરી કરત મતિ મંદરે, વ્રજચંદ દીયો વિસરાઇ
નરતન પાયો, કછુ ન કમાયો, ફેર ધર્યો ભવ ફંદરે,—વ્રજચંદ.
જીવ અભાગી, વિષય અનુરાગી, સમર્યા નહિ સુખકંદરે.—વ્રજચંદ.
ત્રિવિધ તનમેં, જરતહે મનમેં, ગાફલ ગબરૂ ગંદરે,—વ્રજચંદ.
દેવાનંદ ભારી કહત વિચારી, જાહી જપત સુરવૃંદરે.—વ્રજચંદ.

## સંપ્રદાય અને ગુજરાતી કવિતા.

આ સંપ્રદાયના કવિયો તરફથી શુદ્ધ ગુજરાતી ભાષામાં ઘણી ઉંચી પ્રતિનાં કાવ્યો લખાયાં છે, અને તે બધાં એકઠાં કરીને પ્રસિદ્ધ કરવામાં આવે તો ગુજરાતી પ્રેસનાં કાવ્ય-દોહન જેવડા લગભગ ચાર ગ્રંથો ભરપૂર બને તેમ છે. આ સંપ્રદાયમાંથી શુદ્ધ ગુજરાતી કાવ્યનો ભંડાર આપનાર પાંચ પુરૂષો મુખ્ય છે. (૧) મુક્તાનંદ, (૨) બ્રહ્માનંદ, (૩) પ્રેમાનંદ, (૪) નિષ્કુળાનંદ, (૫) દેવાનંદ. આ કવિયોની કૃતિના ખાસ વિષયોમાં ભક્તિમય શૃંગાર સચોટ વૈરાગ્ય, વ્યવહારિક સચોટ દૃષ્ટાંત યુક્ત બોધ અને પ્રાકૃત જનને સુગમ્ય થઇ શકે તેવું અધ્યાત્મ જ્ઞાન મુખ્ય છે; અને તેમની કૃતિનાં ખાસ લક્ષણો સરળ મીઠી ભાષા, વ્યવહારના પ્રત્યેક પ્રદેશમાંથી ચુંટાયેલાં દૃષ્ટાંતો, નૈસર્ગિક શબ્દ લાલિત્ય, ઉંચી પ્રતિનું કાવ્ય અને રાગ રાગણીઓનું બાહુલ્ય ખાસ જોવામાં આવે છે.

સાથે જોડેલી યાદી પરથી આ સંપ્રદાય તરફથી ગુજરાતી સાહિત્યમાં થયેલો વધારો સ્પષ્ટ જણાશે. આ બધા ભક્ત કવિયોની કૃતિયો સાંપ્રદાયિક હોવાથી કેટલાક જનોને એકદેશિય જણાતી હશે; પણ એકજ રંગનું બધી જગ્યાએ દર્શન થાય તેવા ચશ્મા આંખપરથી કાઢી નાંખી જો તપાસવામાં આવે તો આ ભક્ત કવિયોની કૃતિમાંથીજ જુદે જુદે પ્રસંગે બ્રહ્મ-આનંદ, પ્રેમ-આનંદ અને યોગ-આનંદનું ભાન સ્પષ્ટ થઇ જાય છે.

આ કવિઓએ પૃથક પૃથક ગુજરાતી સાહિત્યને કેવા પ્રકારે સમૃદ્ધ કર્યું છે અને ગુજરાતી સમાજપર શી અસર કરી છે તે હવે સંક્ષેપમાં તપાસીએ.

(૧) **મુક્તાનંદ**—સાથે ટાંકેલી યાદીપરથી તેમના કાવ્ય-સંગ્રહનો વિસ્તાર જણાય છે. આ કવિના કાવ્યોમાં "**ઉદ્ધવગીતા**" સંગીન ગણાયું છે, અને જો આ એકજ કાવ્ય તેમના તરફથી લખાયું હોત તોપણ ગુજરાતી ભાષાના કવિયોમાં જે સ્થાન હાલ તે ભોગવી શકે છે તેજ સ્થાન તેઓને મળી રહેત. તેની કવિતાની સંપુર્ણ કદર હજુ ગુજરાતમાં થઇ નથી; તોપણ નવી ગુજરાતી વાચનમાળામાં તેનું "**સત્સંગ**"નું કાવ્ય દાખલ થવાથી તેને ગુજરાતના એક શિષ્ટ કવિનું સ્થાન તો અપાઇ ચુક્યું છે. તેનુ "**રૂકિમણી વિવાહ**"નું કાવ્ય લોકોમાં અતિપ્રિય થઇ પડયું છે; એટલું બધું કે કાઠીઆવાડમાં એક પણ લગ્નોત્સવ એવો નહિ જતો હોય કે ત્યાં મુક્તાનંદનો "રૂકિમણી વિવાહ" સ્ત્રી જનોમાં ગવાયા વિના રહે. ગુજરાતમાં લગ્નોત્સવ વખતે માનનીઓ તરફથી અનેક પ્રકારનાં "ધવળ મંગળ" ગાવાનો રિવાજ જુનો છે; તેની સાથે આધુનિક કાળની અસરથી વરકન્યાના પક્ષો તરફની માનનીઓએ સામસામા પક્ષની હાંસી અથવા મજાક ઉડાવવા વાસ્તે મશ્કરીનાં ગીતો ( ફટાણાં ) ગાવાનું શરૂ કર્યું હતું, અને આવી મશ્કરીની હદ ન રહેતાં અશ્લીલ અર્થનાં ગીતો પણ ગવાતાં થયાં હતાં. આ ગ્રામ્ય પ્રચાર લોકમાંથી કાઢી નાંખી તેને સ્થાને ગાઇ શકાય તેવાં ગીતો સ્ત્રીઓ વાસ્તે મુક્તાનંદ તરફથી ખાસ બનાવવામાં આવ્યાં છે. તેવાં ગીતના બે નમુના નીચે આપ્યા છે.

અવિદ્યા છે નકટી નાર, પ્રભુથી પાછી ભાગે જો,
એનું કહ્યું કરે તેની સાથ, જમનું લાકડું લાગે જો.
જમનું છે જબરૂં જોર, મારશે મોઢું બાંધી જો,
બોલો છો ફાટા બોલ, આવડી શું આવી આંધી જો.
બુડી મરો લાગે છે લાજ, વેણુ શું વાંકા કાઢો જો,
પ્રભુ વિના કાઢે જે બોલ, જીભડી ઘસી વાઢો જો.
હરી ભજતાં લાગે છે લાજ, કુડમાં કેવાં રાજી જો,
મુક્તાનંદ કહે મૂરખ લોક, પાધરાં દીસે પાજી જો.

નાની મોટી વસ્તીઉં સંભાળીને લેજો, જગના જીવનને કાઇ દોષ મા દેજો.
સુરતે સંભાળ્યા વિના ભ્રષ્ટ મતિ થાશે, વિમુખ થઇને ઘણાં ખાસડાં ખાશે
સમજુનો શીખ લાગે ભજે અવિનાશી; મૂરખ ન માને ગળે પડે જેમ ફાંસી.
પ્રભુને જે ભજે તેને છે સારૂં, મુક્તાનંદ કહે મૂરખને સઘળે અંધારૂં.

ભક્તિયુક્ત શૃંગારમાંથી વૈરાગ્ય પર ઉતરી જવાની મુક્તાનંદની શક્તિ નીચેના પદમાં સ્પષ્ટ જણાય છે.

—કેદારો—

મારે મંદિર અખંડ રહો માવજી તમ વિના દુઃખ તણો અંત નાવે
આવતું જોબન અનંગ દુઃખ દે ઘણું તનતણા તાપને કોણ સમાવે—મારે.
આજ સર્વ પરહરી પ્રિત તમશું કરી વરી હું વ્રેહવતી નાથ તમને
મદન રિપુ મારવા તાપને ટાળવા, અધર-અમૃતરસ પાઓ અમને—મારે.

તમ અંગ આશ ઉદાસ સંસારથી, નટવર નિમખ રહું કેમ ન્યારી
નયનની આગળે અખંડ રહો નાથજી, વિવિધ વિનોદ કરતા વિહારી—માહરે.
રસીઆજી તમ સંગ લાગ્યો ખરો, ગમે નહિ જગતનો ગંધ મુજને
આજ મુકતા નંદ આડ સર્વે ટળી, અર્પિ હું તનમન નાથ તુજને—માહરે.

**બ્રહ્માનંદ**—આ સંપ્રદાયના કવિયોમાં ઉત્તમ કાવ્ય ચમત્કાર તથા પિંગળશાસ્ત્રનું **વિસ્તૃત જ્ઞાન** બતાવવામાં બ્રહ્માનંદ સર્વેથી શ્રેષ્ટ છે. જન્મથીજ તેઓ ચારણભાટ કુટુંબના હોવાથી તેમને વારસામાંજ કાવ્ય-શક્તિ મળી તો હતીજ. અને તે શક્તિનો સંબંધ આ સંપ્રદાયના ઉંચા શુદ્ધ જીવન અને શુદ્ધ વિચારો સાથે જોડાતાં અગ્નિ અને ધૃતના સંયોગની પેઠે એ શકિત પૂર જુસ્સામાં ભભુકી નીકળી હતી. તેનાં હિંદી કાવ્યોમાં તથા ગુજરાતી કાવ્યોમાં પદ-લાલિત્ય અને તાલ બંધ-ખાસ જોવામાં આવે છે. એમના વિશે Henry George **Briggs** લખે છે કે-( The Cities of Gurjarashtra ) ... ... ... ... Among these must not be forgotten the name of Brahmanand, one of the early co-adjutors and the bosom friend of the Reformer. He was a Hindu classic Scholar of no ordinary ability, of singular mild deportment, and a benevolence of disposition, a character rarely met; he was a poet too, and his songs and allegories are still recited with enthusiasm and to the admiration of all those who can appreciate their merit, while the cadence to which they are employed is exceedingly harmonious.

સમાજ-સુધારણાના હેતુથી લખાયેલાં આ કવિના સપાટાવાળાં કાવ્યોએ ગુજરાતના લોકોપર ઇષ્ટ અસર કરી છે. આ કવિના એવા ઘણા છુટક પદો છે કે જે "ઉપદેશવાચક કાવ્યો ઉત્તમ કાવ્યો હોતાં નથી" એવી સાહિત્ય-વિવેચકોની માન્યતાને ખોટી પાડવામાં સમર્થ બન્યાં છે. આ કવિનું રસિકત્વ પણ ઓછું નથી. તેણે લખેલાં "**દાણ લીલાં**" ના પદો તેની કાવ્ય ચમત્કૃતિ અને રસિકતાનું યોગ્ય ભાન કરાવે છે; અને આધુનિક શિષ્ટ કવિયો સિવાયના ઇતર કવિયોના કવનથી કંટાળી ગયેલા, જુનાં કાવ્યો તરફ કંઇક પક્ષપાતથી જોનારા સાહિત્ય વિલાસીઓ તો બ્રહ્માનંદના કાવ્યમાંથી યથેચ્છ રસ મેળવી પોતાનો કંટાળો ઘણી વાર દૂર કરતા હશે. જીવનની ક્ષણ ભંગુરતાનું સચોટ ભાન, ઇશ્વર પરાયણ જીવન બનાવવા માટેની ઝનુનવાળી ઉશ્કેરણી, અશુદ્ધ જીવન પ્રત્યેનો કડકડતો તિરસ્કાર અને કૃષ્ણભક્તિમાં લીન થવા માટે રસિક બોધ બ્રહ્માનંદના નૈસર્ગિક પ્રતિભાવાળાં કાવ્યોની વસ્તુમાં પ્રાધાન્ય ભોગવે છે. નીચેનાં દૃષ્ટાંતોપરથી આ સત્ય સૂચિત થશે.

રે સગપણ હરીવરનું સાચું, બીજું સર્વે ક્ષણ ભંગુર કાચું.રે સગપણ.
રે સૌ સાથે પ્રીતિ ટાળી, રે બાગ્યું મન મિથ્ય ભાળી
છે વરવા જેવા એક વનમાળી ... ... ...રે સગપણ.

રે સ્થિર નહિ આવરદા થોડી, રે તુચ્છ જાણીને આશા તોડી
મેં જગના જીવન સાથે જોડી ... ... ...રે સગપણ.
રે ફોગટ ફેરા નવ ફરીએ, રે પરઘર પાણી શું ભરીએ
જો વરીએ તો નટવરને વરીએ ... ... ...રે સગપણ.
રે ભૂધર ભેટયા ભય ભાગો, રે સૌ સાથે તોડયો ધાગો
એ રસિક રંગીલાથી રંગ લાગ્યો ... ... ...રે સગપણ.
રે એવું જાણીને સગપણ કીધું, મેણું તો શિર ઉપર લીધું
બ્રહ્માનંદનું કારજ સીધું, ... ... ... ...રે સગપણ.

શ્રી કૃષ્ણ પ્રત્યેનો અનન્ય સખીભાવ નીચેનાં કાવ્યમાં પ્રદર્શિત કરવામાં આવ્યો છે.

જોયું સરવે જગત તપાસીરે રઢ લાગી
એક પુરૂષ દીઠા અવિનાશી રે ,, ,,
બીજે અબળાની સર્વે ટોળી રે ,, ,,
દીઠું ચૌદ ભુવન લગી ખોળી રે ,, ,,
અબળા અબળાને શું પરણું રે ,, ,,
માટે બળીઆનું લીધું શરણું રે ,, ,,

* * * *

* * * *

સરવે અવર પુરૂષ પરિહરીઆરે ,, ,,
બ્રહ્માનંદના વાલાને વરીઆરે ,, ,,

સૃષ્ટિ–અવલોકન પણ આ કવિનું તેના કાળના પ્રમાણમાં સારું હતું; તે એમના "બાર મહિનાના વર્ણન" પરથી જણાય છે.

શરદ ઋતુ સોહામણી, આવ્યો આસો માસ;
એ રતે વાલમ આવીએ, રમવા સુંદર શામ.
**નિર્મળ અંબર થઈ ગયો, નિર્મળ થઇ ગયાં નીર,**
નિર્મળ નાથ પધારીએ, છોગાળા બળ વીર.
દસરા વેદળ ચાલીઆ, **નદીએ બાંધ્યા ઘાટ;**
એ રતમાં અલબેલડા, વળી વળી જોઉં છું વાટ.

× × × × ×

ઇંદ્રિયોને ગાયોની ઉપમા આપી નીચેની સુંદર વ્યાજોક્તિ બ્રહ્માનંદે આપણને આપી છે. જે વારંવાર વાંચતાં છતાં આપણે ધરાતા નથી.

ચારી આવો ગાવડલી મારી, ટકો દઉં રીત તણી ત્યારી....ચારી.
મહારાજ રાખું છું કહેતી, અમારે હાથ નથી રહેતી,
તમ વિના દોવા નથી દેતી..... ......................ચારી.
સાચ્યું ખોલું ખાઇ સમને, આવે છે મારવા અમને

ટાઢી થાય દેખીને તમને............................ચારી.
હેતે તમે પહેલી હેળાવી, છાની નથી વાત કહું છું આવી
હવે નહિ પૂરે વટકાવી...........................ચારી.
જો અતિ જીવાળા થાશો, ત્યારે જઇ દોડી કોઇને પાશો
તો ગીરધરજી ગાળું ખાશો.........................ચારી.
ઝાઝું ખડ લીલું ત્યાં જઇને, ચારી લાવો પાણીડું પાઇને
વાલા બ્રહ્માનંદના સીધા થઇને.......................ચારી.

જુની ગુજરાતી વાચન માળામાં નીચેના કાવ્યને સ્થાન મળેલું હોવાથી આ કવિને પણ શિષ્ટ કવિયોની પંક્તિમાં મૂકાયાનું માન આપાયું છે.

આ તન રંગ પતંગ સરીખો જાતાં વાર ન લાગેજી
અસંખ્ય ગયા ધન સંપત મેલી, તારી નજરે આગેજી
અંગે તેલ ફુલેલ લગાવે માથે છોગાં ધાલેજી
જોબન ધનનું જોર જણાવે છાતી કાઢી ચાલેજી.

× + × × + ×

આજ કાલમાં હું તું કરતાં જમડાં પકડી જાશેજી
બ્રહ્માનંદ કહે ચેત અજ્ઞાની અંત ફજેતી થાશેજી.

**પ્રેમાનંદ** ( પ્રેમસખી ) આ કવિની ગરબીઓ અને રસિક કિર્તનો ગુજરાતી સાહિત્યનો એક આકર્ષક તથા સાત્વિક રસવૃત્તિનો પોષક ભાગ છે. સ્વામીનારાયણને શ્રીકૃષ્ણ સમજી આ કવિયે તેમના પ્રત્યેની અદ્ભુત પ્રીતિનું બળ પોતાના મન પર એટલું તો સચોટ બેસાડ્યું હતું કે જ્યાં ત્યાં કાવ્યોમાં તેણે પોતાને "પ્રેમ સખી" સમજીનેજ કવન કરેલું છે. આશક માશુકના ભાવથી કવન કરેલું છે અને પોતાના દીક્ષિત અભિધાનને અર્થવાચક બનાવ્યું છે. એઓ પોતે ઉંચી પ્રતિના ગવૈયા હોવાથી તેમની ગરબીઓમાં ગેયતા અને તાલનું દર્શન ઘણું સારૂં થાય છે. એમના રસિક કાવ્યોનો સંશોધિત સંગ્રહ સમાજ પાસે મુકવાની ઘણીજ જરૂર છે. જેઓએ તેમનાં કાવ્યનો સ્વાદ ચાખ્યો છે, તેઓ તો સાંપ્રદાયિક કિર્તનસંગ્રહના પુસ્તકોમાંથી પ્રેમસખીનાં કાવ્યો વાંચી પોતાની સાત્વિક રસવૃત્તિ પોષ્યા જાય છે. નીચેના ત્રણ દૃષ્ટાંતોમાં પ્રેમાનંદની પ્રેમભક્તિ તેની મીઠી વાણી અને અર્થપૂર્ણ પદબંધ જોવામાં આવે છે.

૧

આંખડલી રસરંગે રાતી, રેખું માંહી રસિક મદન મદમાતી—આંખ.
હિસોછોજી શામ શિથોલ સર્વે અંગે, ચોળાણા છો ચતુર કોને સંગે
રંગાણા છો અધર તંબોળને રંગે ... ... ...આંખડલી.
મદનશર વાગ્યાં છે મરમ ઠેકાણે, વિંધાણા છો નટવર નેણાને બાણે
ઘાયલની ગત ઘાયલ હોય તે જાણે ... ... ...આંખડલી.

અમારે તો કશોએ નથી દરદાવો, તમારૂં મનડું માને ત્યાં જાઓ
સાચું કહો શીદને ખોટા સમ ખાઓ. ... ... ...આંખડલી.
તનનું દુઃખ કરની નાડીએ જણાયે, મનનું તો વેણ બોલે ત્યાં કળાયે;
પ્રેમાનંદ કહે અંતરનું નેણાં માંહે ... ... ...આંખડલી.

૨

સજની મનડે વાળી ગાંઠ તે છોડું કેમ કરી રે લોલ,
ટાળી કરમની ન ટળે રેખ કે તેમ મારે હરી રે લોલ.
મન કર્મે વચને ઝાલી હાથ, કે હાલરે જેમ લાકડી રે લોલ.
તેમજ પ્રાણ સંગાથ લીધા કે મન મોહન જડી રે લોલ.
**તેલ પલાળીને વાળી જેમ ગાંઠ** કે રૂડી હીરની રે લોલ,
સમજી એમ પડી મારે આંટ કે મોહન આ હીરની રે લોલ.
જોતાં લોચન તૃપ્ત ન થાય કે એવી ટેવ પડી રે લોલ,
સજની પ્રાણજીવન જોયા વિના કે ચાલે નહિ એક ઘડી રે લોલ.
રસિયા સાથે લાગી પ્રીત કે દુઃખ સર્વે ટળ્યાં રે લોલ,
સજની **પ્રેમ સખી**નો નાથ કે આજ અઢળક ઢળ્યા રે લોલ.

**નિષ્કુળાનંદ**—આ કવિમાં પણ નામ તેવાજ ગુણ હોય તેવું તેમના કાવ્યોપરથી જણાય છે. ગુજરાતી સાહિત્યમાં વૈરાગ્યના કાવ્યોનો સારો ઉમેરો સ્વામીનારાયણ સંપ્રદાયના ભક્ત કવિઓએ કરેલો છે, તેમાંથી નિષ્કુળાનંદે વર્ણવેલો વૈરાગ્ય ઘણોજ અસરકારક છે. ગમે તેવો પ્રવૃત્તિમાર્ગની ધડમથલમાં તલ્લીન થયેલો માણસ, સર્વે પ્રકારે સુખ અને ઇન્દ્રિયોપભોગમાં ગરકાવ થયેલો માણસ પણ એક વાર જો નિષ્કુળાનંદના કાવ્યનો લ્હેરો અનુભવે તો આ સંસારનાં પોકળપણાની, મનુષ્યોની આશ્રીતતાની તેમજ અધમતાની પ્રતીતિ તેને થયા વિના રહેતી નથી. માત્ર વૈરાગ્યનો વિષયજ નિષ્કુળાનંદના કાવ્યની વસ્તુ નથી. શૃંગાર, વીર, અને કરૂણ રસની પણ તેમના કાવ્યમાં ઉત્તમ જમાવટ થઇ છે. આ કવિના કાવ્યોનો સંગ્રહ સંપ્રદાય તરફથી છપાયેલો છે પણ તેને જરા વિશેષ રીતે સંશોધિત કરી, કેવળ સાંપ્રદાયિક કૃતિયો હોય તેને કદાચ ત્યજી દઇને કોઇ સાક્ષર નવા રૂપમાં તે સંગ્રહને સમાજ આગળ મૂકે તો ગુજરાતી સાહિત્યમા હાલમાં જણાતી ખોટમાંની કેટલીક પૂરી પડે. આ કવિની કૃતિપરથી સ્પષ્ટ દેખાય છે કે તેમની વાણી વધારે સંસ્કારી છે, તેમનું વાચન વધારે વિશાળ છે, તેમનું મનુષ્ય–સ્વભાવનું જ્ઞાન વધારે સંગીન છે, તેમની દૃષ્ટાંત ચમત્કૃતિ વધારે હૃદયંગમ છે, તેમનું પદબંધન વધારે શાસ્ત્રીય છે અને તેમનું કાવ્ય–વસ્તુ વધારે વિસ્તૃત છે. સાથે રાખેલી યાદી પરથી તેમના કાવ્યોનો વિષય અને વિસ્તાર જણાશે તેમના "સ્નેહગીતા" અને "ધીરજાખ્યાન" તેમને ઉંચી પદવી આપવા માટે બસ છે. ઉપરનો અભિપ્રાય નીચેના કેટલાંક દૃષ્ટાંતોથી સમર્થ થશે.

૧

એક અચંબો થાય છે ભારીરે, તને લાજ નથી આવતી લગારીરે
લખ ચોરાશી કુટુંબ કુળ તારૂં રે, ખર સુકરમાં કેને કોણ સારૂં રે

અંડજ ઉદ્‌ભિજ સ્વેદજ જરાયોરે, વાર અનેક તું ઉપજ્યો મરાયો રે
ઉંચ નીચમાં લીધા તેં અવતાર રે, આવ્યો શ્વપચાદિ વર્ણ અઢાર રે
એક એકને ઉદર નર આવ્યો રે, તું તો સર્વ તણો સુત કાવ્યો રે
તેની લાજ તુંને ન આવી લેશ રે, હવે આપીએ તે શો ઉપદેશ રે
દીઠો નહિ તુજ જેવો કોઇ ડાહ્યોરે, તું તો ભૂખને દુઃખથી ન કાયો રે
કહે નિષ્કુળાનંદ એટલું રે, માન તજી હજી માને તો છે ભલું રે

૨

તારે માથડે આવ્યું છે મોત, જોત ઝાંખી જોને થાય છે રે
તારૂં પલટી ગયું છે પોત, જરા આવી જીવન જાય છે રે
તારા ડગવા લાગ્યા દાંત, કાળપ ગઇ વળી કેશની રે
તોય ખુવાર થવાની ખાંત વાત ન માને ઉપદેશની રે
તારે કાને પડી ધાક, નાક નથી વળી નકટા રે
હવે કહેતલનો શો વાંક, સંત મળી કહે છે સામટા રે
તારૂં થર થર ધ્રુજે શુળ, કુળ માંહિ થયો કડવો રે
તને મીઠું મેલી મૂળ, ભાંડી કહે છે સૌ ભડવો રે
ખશી ડગળીને થયો ડુલ, મુળ ન રહ્યો કોડી કામનો રે.
કહે નિષ્કુળાનંદ કેમ ભુલ, લેને આશરો શ્રી રામનો રે

૩

જ્યારે હરિશ્ચંદ્રને પોતાની પત્નિ તારામતિ પર તલવારનો ઘા કરવાનો હુકમ તેના શેઠ તરફથી થાય છે ત્યારે તારામતિ બોલે છે.

રાગ સિંધુ.

રાણી વાણી જાણી તીખા કરે, કાઢ કાઢ, કાઢ કરવાલ તારી
અહે અતિ ગાઢ, ગાઢ, ગાઢ મને, વાઢ વાઢ વાઢ વળી મુંડ મારી
રખે અડર નર ડરે ડરતો, થર થર થર કર કરીશમાં જો
ધરી ધીર શરીર શરવીર વીર થઇ, નાથ હાથ વળતાં દીસે ડરીશમાં જો—રાણી.
ત્યારે અચાનક ચાનક ચિત્તે ચડી, દડવડી ડગભરી દોટ દીધી
અતિવ કરાલ કરવાલ જવાલ જેવી કહીએ તે ભૂપાલ ઉતાલ તત્કાલ લીધી—રાણી
કાઢ ખડ્‌ગ ધડક ધડક નથી, થડક થડક તે થડક ટળી
ફડક ફડક ફડકતી નથી, ઝડક, ઝડક કહે મુને માર વળી—રાણી.
તીખી તલવાર માર કહે, ધારે ધાર ધરે ધીરજ ન રહે
તારે તારે તારે તારા ભણે, માર માર માર એમ સ્વમુખે કહે—રાણી

સુર નર સાથ સાથ સાથ મળ્યા, પાથ પાથ પાથ પડે રડે રણી
નિષ્કુળાનંદ અનાથના નાથજી, હાથે હાથ હાથ ગ્રહી લીધોજ ત્યાં રાણી.

૪

## દૃષ્ટાંતનું બાહુલ્ય અને ચમત્કૃતિ.

લજાના જાય આ લોકમાં, પરલોકે પણ પહોંચે નહિ
એવી ભકિત આદરતાં, કહો ભાઇ કમાણી સહી (શી) !
જેમ કેશરીઆં કરી કોઇ ચાલે, ઘાલે કાખમાં કોળી–તરણની
કામ પડે કોં' કેમ આવે, પ્રતીત એના મરણની.
જેમ સતી ચાલી બ્હારે બળવા, ભેળાં ભરી લીએ જગ ગાટલાં
આગ લાગે ઉઠી ભાગશે, હોલવી તરણના ગાટલાં.
એમ ભક્ત થઇ ભગવાનનો, વળી કહેવાણો સૌથી ભલો
પણ શરીર સુખ રૂપી રાખીઓ, મોટો મીયાંનો ગોખલો.
જ્યારે વેંચી હવેલી વિત્ત લઇ, ત્યારે આળીઆનો શો અર્થ છે
પણ દગો છે એના દીલમાં, જે અંતે કરવો અનર્થ છે.
એવા ભમરાળા ભક્ત ન થાય, થાય ભકત આગળ કહ્યા તેવા
જ્યારે સાતુભાતની કરી સુખડી, ત્યારે ન બગડીએ કાચરીએ વીવા.
દીધું આંધણ જ્યારે દૂધનું, તેહ માંહિ મીઠું ઓરવું નહિ.
ખાતાં ન ખવાય દૂધ જાય, કહો તેમાં કમાણી સહી (શી) ?
ભલી ભકિત આદરી પામવા પુરૂષોત્તમ સહી
પછે પંડ સુખને ઇચ્છવું, એ તો વાત બને નહિં.
ખાવો ભેરવ જપને જ્યારે, ત્યારે ખસતું મેલવું અંગ
નિષ્કુળાનંદ જેમ દીવો દેખી, પાછો ન વળે પતંગ.

**દેવાનંદ**—ગુજરાતી સાહિત્યમાં ઝટકાવાળા ઉપદેશનાં કાવ્યોનો સંગ્રહ કવિ ભોજલ (ભોજાભકત) અને દેવાનંદ તરફથી જેટલો ઉમેરવામાં આવ્યો છે તેટલો સંગ્રહ બીજી કોઇ દિશાએથી મળ્યો નથી. દેવાનંદના કાવ્યનો જથ્થો પણ એક સ્વતંત્ર પુસ્તક રૂપે બહાર મૂકી શકાય તેટલો છે અને આવો સંગ્રહ સમાજમાં ફેલાવવાની જરૂર કદાચ રસશાસ્ત્રીઓ નહિ જોતા હોય તોપણ સમાજશાસ્ત્રીઓને તેના સંગ્રહને લોકપ્રિય બનાવવાની આવશ્યકતા જણાયા વિના રહે તેમ નથી. પ્રવૃત્તિમાર્ગના પવનમાં ખેંચાઇ જઇ મનુષ્યોની જીવન નૌકાઓ કદી કદી સંસાર સાગરના ખડકો પર અથડાઇ જવાનો જે ભય રહે છે તે ભય દૂર કરવાને દેવાનંદના કાવ્યો દીવાદાંડીરૂપ બનીશકે તેવાં છે; અને શિષ્ટ જનો આ કવિના કાવ્યોનો સદુપયોગ કર્યાજ જાય છે. જેમ બાળવર્ગને ઉપયોગી કાવ્યની ગુજરાતી સાહિત્યમાં ખોટ જણાય છે તેમ વૃદ્ધ મંડળ વાસ્તે શુદ્ધ અને શિષ્ટ કાવ્યોના સંગ્રહની ખોટ પણ હાલ જણાય છે તે ખોટ દેવાનંદના કાવ્ય-સંગ્રહથી પૂરી પડે તેમ છે. દેવાનંદના કીર્તનોનો સંગ્રહ હજુ છપાઇ

પ્રસિદ્ધ થયો નથી તોપણ ગુજરાતની સમાજમાં મુખ પરંપરાથી એના પદો એટલાં બધાં ફેલાઇ ગયાં છે કે નિરક્ષર ભિક્ષુકો ગુજરાતના શહેરની ગલીએ ગલીએ દેવાનંદના પદો ગાઇ યજમાનોને ખુશી કરી પોતાનું ઉદરપોષણ મેળવવા જણાય છે; અને નવરાત્ર જેવા ઉત્સવોમાં પણ ગુજરાતની કેટલીક સ્ત્રીઓ દેવાનંદની ગરબીઓ ગાઇ લોક સમૂહના ચિત્તનું રંજન કરે છે. એમના કાવ્યના થોડા નમૂના નીચે આપ્યા છે.

૧

હૈયાના ફૂટયા હરી સંગે હેત ન કીધું, લખ ચોરાશી કેરૂં લગડું માથે માગી લીધું.
પેટને અર્થે પાપ કરતાં પાછું ફરી નવ જોયું, ચાર દિવસના જીવતર સારૂં મન માયામાં મોહ્યું—હૈયાના.
જન્મ મરણ દુઃખ ગર્ભવાસનું તે નવ શકયો ટાળી.
માત પિતા સુત જુવતી સંગે વિસાર્યા વનમાળીરે—હૈયાના.
આળસને અજ્ઞાન અતિશે કામ બગાડયું તારૂં
દેવાનંદ કહે દેખ વિચારી માન કહ્યું તું મારૂં રે—હૈયાના.

૨

પછી નહિ મળે રે તુને પછી નહિ મળે, કાંઇક લે લે લે લે ને લ્હાવ પછી નહિ મળે.
મોતી સરખો કણ લઇ મૂરખ ઘંટીમાં દળે, બાવળીઆનું બી બોઇ આંબો કેમ ફળે—કાંઇક.
કસ્તુરીને કેવડો લઇ તેલમાં તળે, મનુષ્ય દેહ દુર્લભ પામી વિષયમાં મળે—કાંઇક.
ખેલ અખેલા ખેલતાં અંતે જોરે જરે મળે, એકડા વિનાના મીંડા તેમાં વારૂં નહિ વળે—કાંઇક.
અનેક જન્મના પાપ તે તો સત્સંગે બળે, દેવાનંદ કહે ગયો કુત્તો થાવું તે ટળે—કાંઇક.

૩

મૂરખ નર કરે કોટી ઉપાય, મૃત્યુ પાછું નહિ વળે
તૂટી આયુષ તે ન સંધાય, મૃત્યુ પાછું નહિ વળે
અફીણ તો ઉગે નહિ રે, પાપી દારૂ પાય, ભાઇબંધે મળી જુંડું કર્યું રે
નાખ્યો નર્ક પડયો પસ્તાય...........મૃત્યુ.
કોટી કરે ગૌદાનને રે સોના રૂપાના શણગાર, પામે ફળ લોકમાં રે
માથે જન્મ મરણ બહુ વાર............ મૃત્યુ.
કાશીએ જઇને કરવત મેલાવે ને ગાળે હિમાળે દેહ
ભક્તિ વિના ભવ ન તરે રે, પામે રાજ સાજ સુખ તેહ-મૃત્યુ.
બુઢ્ઢા જોબન બાળને રે, જમડા પકડી જાય
દેવાનંદ કહે મરી ગયા રે, વાંસે વાર કોઇથી ન થાય. મૃત્યુ.

જુની ગુજરાતી વાચન માળામાં—"કર પ્રભુ સંગાતે દ્રઢ પ્રીતડી રે"— એ પદ મૂકી દેવાનંદનું નામ શિષ્ટ કવિયોની પંક્તિમાં મૂકાઇ ગયું છે તે યાદ દેવડાવવાની જરૂર નથી.

**મંજુકેશાનંદ**—આ કવિયે સારાં બોધક કાવ્યો ગુજરાતી ભાષામાં લખ્યાં છે; પરંતુ તેમનાં બધાં કાવ્યો પ્રસિદ્ધિમાં આવ્યાં નથી. કાવ્ય દોહનમાં તેનાં કેટલાક કાવ્યો મૂકવામાં આવ્યાં છે તે ઉપરાંત તેમનું કેટલુંક અપ્રસિદ્ધ સાહિત્ય હજુ "વરતાલ" માં સંગ્રહી રાખેલું છે. આ કવિની કવિતા **સુધરેલા જમાનાના ઉપદેશકનું કાર્ય બજાવતી હોય તેવું જણાય છે.**

સારને અસારરે, વિવેક જે કોઇ ન કરે
એવા અજ્ઞાની રે, લખ ચોર્યાશી ફરે
આનુ બતાવે ભોળા જનનું, ધર્મ પાળે ન લેશ
ધર્મ થકી ભ્રષ્ટ કરે મનુષ્યને, આપી અસત્ય ઉપદેશ.
એવાને અસત્યે રે, જન્મે તે મરે..............સારને
જે નર ધન ત્રિયાના ત્યાગી, તેને સંગે રાખે રોપ
નારીથી ભાગે તો ક્યાં થકી આવ્યા, એવો દેખાડી દોપ
પોતે પરનારી રે સંગે હરે ફરે.................સારને
કાચા હોય તે નારીથી ભાગે, પાકા ન ભાગે કેથે સાર
બતાવે જનને નિશ્ચે કરે મનમાં, કરે કુકર્મ અપાર
એવા ખલ અજ્ઞાની રે, ભવ જળ નહિ તરે.........સારને
અગ્નિપાસે બેસે ને તાપ ન લાગે, જળમાં શીતળ ન હોય
મંજુકેશાનંદ કહે નારી પાસે વિકાર કદી ન જોય
એ તો વાત ખોટીરે, જે જન કૂર ધારે...........સારને

## ગુજરાતી સાહિત્ય પર સ્વામીનારાયણ સંપ્રદાયની પરોક્ષ અસર.

ગુજરાતી સાહિત્યમાં ઉંચા પ્રકારનો કાવ્યનો ભંડાર આપી તથા સાદું ગદ્ય પૂરું પાડી આ સંપ્રદાય તરફથી જે સાહિત્ય સેવા થઇ છે તે પ્રત્યક્ષ છે. ને ઉપરાંત પરોક્ષ રીતે પણ આ સંપ્રદાય તરફથી ગુજરાતી સાહિત્યવિકાસને એવી એવી સહાય મળેલી છે કે સુજ્ઞ જનોએ તે બધી મદદને સંપ્રદાય તરફની મદદ તરીકે કબુલ રાખવી પડશેજ. ૧ લીપી ૨ ભાષા, તથા ૩ છંદ, વૃત્ત અને રાગ, પર આ સંપ્રદાયની થોડી ઘણી જે અસર થઇ છે તે નીચે જણાવવામાં આવે છે.

જે દેવનાગરી લિપિ હિંદમાં સાર્વત્રિક કરવા કેટલાક દેશહિતચિન્તકો પ્રયાસ કરેછે અને ગુજરાતના કેટલાક શિષ્ટ પુરૂષોએ જેનો ઉપયોગ કરવાનો આરંભ પણ કર્યો છે તે દેવનાગરીના વકીલ તરીકે કોઇ પણ પ્રકારની ધાંધલ કર્યા વિના આ સંપ્રદાયે ઘણીજ ઉમદા સેવા બજાવી છે. સંપ્રદાયના જેટલાં પુસ્તકો અત્યાર સુધીમાં છપાયાં છે તે બધાં પ્રાકૃત ભાષામાં લખાયેલાં હોવા છતાં દેવનાગરી લિપિમાંજ છપાયાં છે; અને આ લિપિમાં લખાયેલાં પુસ્તકો સત્સંગી માત્રના વાંચવામાં આવે છે. ખેડુત વર્ગ તથા સ્ત્રીજન પણ સત્સંગી તરીકે નાગરી લિપિમાં છપાયેલાં "શિક્ષા પત્રી" અને 'વચનામૃત" વાંચે છે. આ પ્રકારે ઉપરથી નાની પણ વાસ્તવિક રીતે જોતાં સંગીન સહાય સંપ્રદાય તરફથી પરોક્ષ રીતે મળેલી છે.

**ભાષા**—ગુર્જર ગિરાએ પોતાનું હાલનું સ્વરૂપ અનેક બોલીઓ અપનાવ્યા પછી પ્રાપ્ત કર્યું છે. દરેક નવું બોળીકું તેની શ્રેષ્ઠતા વાસ્તે જુનાને આભારી હોવું જોઇએ. તે તો નિઃસંશય છે. દોષયુક્ત વાક્યરચના, સંપૂર્ણ વિચાર જણાવવાને ટુંકાં ટુંકાં વાક્યોની પુનરૂક્તિ, શબ્દોના ગ્રામ્ય પ્રયોગો, અને ઉંચા વિચારનો ભાર ઉપાડનાર શબ્દોની ખામી, જેવા જે દોષો ગુજરાતી ભાષામાં ઇ. સ. ૧૯ મી સદીની શરૂઆતમાં જણાતા હતા, તે દોષોમાંથી ગુજરાતી ભાષાને મુક્ત કરવામાં ગુજરાત કાઠીઆવાડના ભિન્ન ભિન્ન પ્રદેશમાં ફરનાર આ સંપ્રદાયના બ્રહ્મચારી, સાધુ અને વક્તાઓ સારી રીતે સહાયભૂત બનેલા છે. ગુજરાતના ગ્રામ્ય શબ્દોને સ્થાને કાઠીઆ-વાડના શબ્દો, અને કાઠીઆવાડના અશુદ્ધ શબ્દોને સ્થાને ગુજરાતના શબ્દો વાપરી આ સંપ્રદાયના વક્તાઓ (ગુણાતીતાનંદ, આત્માનંદ, સંપૂર્ણાનંદ સર્વજ્ઞાનાનંદ, પવિત્રાનંદ, સ્વયં-પ્રકાશાનંદ, વગેરે વગેરે) તરફથી ગુર્જર ભાષાની આધુનિક વિશુદ્ધિ પ્રાપ્ત કરી આપવામાં સંપૂર્ણ સહાય મળી છે; એટલુંજ નહિં પણ આ સંપ્રદાયના ભક્ત કવિયોની રસિક અને આકર્ષક કવિતાની ભાષાએ ગુજરાતનાં આધુનિક લેખકોની ભાષાપર પોતાની છાપ પાડી છે. આ દૃષ્ટિથી સંપ્રદાયના સાહિત્યનો તથા આધુનિક લેખકોની કૃતિયોનો બારિક અભ્યાસ કરનારને આ સિદ્ધાંત સિદ્ધ કરવા અનેક દૃષ્ટાંતો મળ્યા વિના રહેશે નહિ. "દલપત કાવ્ય" વાંચનારને ડગલે ને પગલે દલપતરામની બાનીપર આ ભક્ત કવિયોની ભાષાની છાપ જણાશેજ. એઓ પોતે એક ચુસ્ત સત્સંગી હતા. તેથી આ કવિયોની કૃતિયો તેમણે બેશક વાંચેલી હોવીજ જોઇએ; એટલુંજ નહિ પણ રસથી, શ્રદ્ધાથી અને અપૂર્વ માનપૂર્વક વાંચેલી હોવી જોઇએ. દલપતરામની કાવ્ય—શક્તિ, દૃષ્ટાંતનું બાહુલ્ય અને વાણીની મીઠાશનો કેટલોક ભાગ આ કવિ-યોની કૃતિના સૂક્ષ્મ અભ્યાસના પરિણામ તો ન હોય ? જો એમ હોય તો નવા જૂના યુગ વચ્ચેના પુલ તરીકે ગણાતા દલપતરામ જેવા કવિની સેવા ગુજરાતી સાહિત્યને આપી આ સંપ્રદાયે પરોક્ષ રીતે કેટલી મોટી સેવા બજાવી કહેવાય ? **દયારામની** સુંદર ગરબીઓ અને પદોના બીબાં આ સંપ્રદાયના કવિયો બ્રહ્માનંદ અને પ્રેમાનંદ તરફથી તૈયાર થયાં છે કે કેમ તે નક્કી કરવાની જરૂર છે. બારિક શોધ કરનારને એટલું તો જણાશેજ કે દયારામે આ કવિયોની કૃતિ વાંચી હોવી જોઇએ. વળી. માણીગાર, મ્હોડવી, મરમાળો. પાર્ષદ, સ્નેહલગ્ન, રઢીઆળો, કેશરભીના, આનંદકંદ, અનગળ, અઢળક નાણું, હાકલ, લોકડીઆં, શશીઅર, સભર સ્વાળો, દિલના દરિયાવ, આદિ અનેક શબ્દો સ્વ. કલાપી તથા રા. ન્હાનાલાલ વગેરે કવિયોએ પોતાના કાવ્યોમાં છૂટથી વાપરી કાવ્યની મીઠાશમાં ઉમેરો કર્યો છે અને કરે છે: તે શબ્દો ગુજરાતી ભાષામાં પ્રથમ તો આ સંપ્રદાયના કવિયો તરફથીજ પ્રયોજાયેલા છે.

## છંદ, વૃત્ત, રાગ, અને રાહ.

બ્રહ્માનંદની છંદ રત્નાવલીમાંથી મુક્તાનંદ તથા પ્રેમાનંદની ગરબીઓમાંથી, નિષ્કુળાનંદના પદોમાંથી, તથા ભૂમાનંદના કાવ્યોમાંથી અનેક છંદો તથા વૃત્ત ગુજરાતને લેવા પડયા છે. શામળભટ્ટના ઝુલણાછંદ બાદ કરીએ તો બ્રહ્માનંદ સિવાય બીજા કોઇ શિષ્ટ કવિયોએ ઉત્તમ ઝુલણાનો ભંડાર ગુજરાતને આપ્યો નથી. દલપતરામના સવૈયા કુંડળીઆ, અને મનહર આ ભક્ત કવિયોનીજ પ્રસાદી છે. ગોડીઓ, બિભાસ, સોરઠ, વેરાડી, જકડીપરજ, દેશીપરજ, ખમાચ,

દાદરા, કાપી, ઠુમરી, રેખતા, કલ્યાણ, ધ્રુપદ, મલાર, જંગલો, ભૈરવી, ગઝલ, હોરી, આશાવરી, દીપચંદી, વગેરે ઉસ્તાદી સંગીતની અનેક રાગણીઓ પણ ગુજરાતી ભાષામાં આ સંપ્રદાયના કવિયો તરફથી સારી રીતે ઉતારવામાં આવી છે. આધુનિક નાટક મંડલીના ચાલકોએ તેમાંની કેટલીક રાગણીઓનું અનુકરણ કરી લોકોનાં મન રંજન કર્યાં છે.

'પામ્યો પામ્યો પદમણી નારીરે, તેની જાણો સફળ જીંદગાની"

અથવા

"લાવી લાવી ખબર એક લાવી મહારાણી ખબર એક લાવી."

આ ગીતો નાટકની રંગ ભૂમિપર બહુજ ચિત્તાકર્ષક બન્યાં હતાં તેના બીજ રૂપ પદો દેવાનંદે ગુજરાતને આપ્યાં છે.

"આયો આયો મનુષ્ય અવતાર રે, ચાર દિવસ મીજમાના."

રાગનુંજ અનુકરણ થયું છે એટલુંજ નહિ પણ કેટલાક કીર્તનોની પહેલી લીટી નાટ્ય ભૂમિપર સ્વીકારવામાં આવી છે.

સરખાવો.

૧ "તારા મુખની માયા લાગી રે, મારા શામ સોહાગી"

(બ્રહ્માનંદ)

"મુખડાની માયાલાગીરે......................"

(નાટ્યભૂમિ.)

૨ 'રૂડા લાગોછો રાજેન્દ્ર મંદિર આવતા રે"

(પ્રેમાનંદ)

"રૂડા દીસોછો રાજેશ્વર મહેલે અત્તારે"

(નાટ્યભૂમિ)

નિષ્કુળાનંદના વૈરાગ્યના અવતરણમાંના 'જકડી પરજ' ની છાપ ગુજરાતી સમાજ પર એટલી બધી પડી ગઈ છે કે નાનાં અને અસંસ્કારી બાળકો તથા સ્ત્રીજન પણ હમેશ ગણગણે છે કે

"જંગલ વસાવ્યું જોગીએ તજી તનડાની આશજી"

અથવા

"જનની જીવો ને ગોપીચંદની"–એ ઢબના ગીતો પણ સાંભળીએ છીએ.

"ભેખરે ઉતારો રાજા ભરથરી"

( નાટ્ય ભૂમિ )

અને

"ભિક્ષા દીઓને મયા પંગળા"

( નાયટ ભૂમિ )

તે નિષ્કુળાનંદે તૈયાર કરેલાં બીબામાંથી ઉઠાવવામાં આવ્યાં છે એમ કેમ ન કહેવાય ?

વિદ્યમાન કવિયોમાં પંકાતા રા. ન્હાનાલાલ કવિની ઉંચી પ્રતિની મનાતી ગરબી "હરિના દર્શન " જેટલી તેમાં દર્શાવેલા ભાવ વાસ્તે ચિત્તાકર્ષક બની છે તેટલીજ બલ્કે તેથી વિશેષ તેના ઢાળ વાસ્તે ચિત્તાકર્ષક બની છે. એ ગરબીનો ઢાળ સ્વામીનારાયણ સંપ્રદાયના કીર્તનોમાં તો ઠેકાણે ઠેકાણે આવે છે. રા. ન્હાનાલાલને એ ઢાળ કીર્તનોમાંથીજ મળેલો છે એમ કહેવામાં જરાપણ અચકાવાની જરૂર નથી. વળી તેજ કવિ તરફથી " "વીરને વિદાય" નામનું જે મ્હાડ રાગનું કાવ્ય લખાયું છે તે નીચે પ્રમાણે શરૂ થાય છે.

" **મ્હારા કેશર ભીના** કંથ રે સીધાવોજી રણવાટ "

સરખાવો–

" **મ્હારા કેશર ભીના** કાનરે ઉભા ગંગાજીને તીર "

(પ્રેમાનંદ)

કોઇપણ વિવેચક બુદ્ધિવાળો મનુષ્ય આ દૃષ્ટાંત પરથી કબુલ કરશે કે રા. ન્હાનાલાલ પર સ્વામીનારાયણ સંપ્રદાયના કવિયોની સારી રીતે અસર થયેલી છે.

## ઉપસંહાર.

આવા પ્રકારના સાહિત્યનો ઉદ્ધાર કરવાની જરૂર તો ઘણી છે. તેવું કામ એક વ્યક્તિ કરે તેના કરતા કોઇ મંડળ વધારે સારી રીતે કરી શકે. સાહિત્ય પરિષદ તરફથી સાંપ્રદાયિક સાહિત્યને અજવાળામાં લાવવા માટે જો એકાદી કમીટી નીમવામાં આવે તો કેટલુંક સંગીન કામ થઇ શકે તેવું છે. તેવા મંડળનું વજન પડવાથી એ સંપ્રદાયના નેતાઓના વિશ્વાસ સહેલાઇથી મેળવી શકાય છે. તેમના પુસ્તક ભંડારોમાંથી અનેક જાતની સામગ્રી ઉપલબ્ધ થવાનો સંભવ રહે છે. આવી કમીટી તરફથી નીચે પ્રમાણે કામ થવું જોઇએ.

૧ છપાયેલાં અને ન છપાયેલાં પુસ્તકોનો સંગ્રહ કરવો.
૨ લેખકો અને કવિયોની ટુંકી જીવન કથા વાસ્તે માહિતી મેળવવી,
૩ સમાજ ઉપયોગી અને શિષ્ટકૃતિની તારવણી કરવી.
૪ આવી શિષ્ટકૃતિની અનુકૂળ રૂપમાં ગોઠવણી કરવી.
૫ આવી શિષ્ટકૃતિને શિષ્ટ ભાષામાં પ્રસિદ્ધ કરવાની યોજના કરવી.

આ પ્રકારનું કામ જો એકવાર કરી નાંખવામાં આવે તો તે દિશામાં બીજીવાર કોઇને ઉતરવું પડે નહિં અને ગુજરાતી સાહિત્યના ઇતિહાસમાં એક વિશ્વસનીય પ્રકરણ ઉમેરાયેલું ગણાય. જેમ સ્વામીનારાયણ સંપ્રદાયના સાહિત્ય સંબંધી પ્રયાસ કરવાના છે તેમ જૈન સાહિત્ય માટે પણ પ્રયાસ થવાની જરૂર છે આ બે દિશા તરફના પ્રયાસ સંગીન રીતે જ્યાં સુધી થશે નહિ ત્યાં સુધી ગુજરાતી સાહિત્યનો ઇતિહાસ અધુરો રહેશે; અને વિના કારણ કેટલાક યુવાનોને ખોટા સાચા પુરાવા મેળવી ગુજરાતી સાહિત્ય વિકાસનો આડો અવળો માર્ગ સમજી લેવાની ભૂલ કરવી પડશે.

## પરિશિષ્ટ ૧.

# સ્વામીનારાયણ સંપ્રદાયના લેખકો અને તેના લેખની માહિતી.

| લેખકોનાં નામ. | લેખનાં નામ. | |
|---|---|---|
| શ્રી સહજાનંદ | ૧ વેદ રહસ્ય. (પાંચ પ્રકરણ) (ગદ્ય) | પત્રના રૂપમાં |
| | ૨ શિક્ષાપત્રી. | |
| | ૩ વચનામૃત. | |
| અવિનાશાનંદ | ૧ કીર્તનો | |
| | ૨ છપૈયા મહાત્મ્ય | |
| | ૩ અવધ વિરહ | |
| અભેસિંહજી | ૧ પુરૂષોત્તમ ચરિત્ર | |
| આત્માનંદજી | ૧ લીલા ચિંતામણિ. | |
| આધારાનંદ | ૧ હરિ ચરિત્રામૃત. | |
| ગોપાલનંદ (બ્રહ્મચારી) | ૧ શિક્ષા પત્રી (મરાઠી ભાષા) | |
| | ૨ વાર્તા વિવેક | |
| | ૩ ભક્તિ સિદ્ધિ | |
| | ૪ અદ્વૈત ખંડન | |
| | ૫ સંપ્રદાયના પાના | |
| | ૬ વાતોનું પુસ્તક | |
| ગોપાળજી પાંડે | ૧ રામાયણ | |
| જગત્ પાવનદાસ શાસ્ત્રી | ૧ ભાગવત અષ્ટમ સ્કંધની ટીકા | |
| | ૨ ધર્મ રત્નાકર | |
| | ૩ સતી ગીતા | |
| જેરામ (બ્રહ્મચારી) | ૧ કીર્તનો | |
| | ૨ શ્રી દ્વારકાનાથના શ્લોકો | |
| તુલજારામ | ૧ જ્ઞાન પત્ર | |
| ત્યાગાનંદ (સ્વામી) | ૧ કીર્તનો | |
| ધ્યાનાનંદ | ૧ શ્રી હરિગીતા | |
| | ૨ ધર્મામૃત | |
| | ૩ કીર્તનો | |
| કવિ નથુ | ૧ ઉદ્ધવ ગીતા | |

| | |
|---|---|
| નિત્યાનંદ મુનિ | ૧ દશમ સ્કંધ પૂર્વાર્ધ |
| | ૨ ભાર્ગવ પંચમ |
| | ૩ વિદુર નીતિ |
| | ૪ ભગવદ્ ગીતા |
| | ૫ કપીલ ગીતા |
| | ૬ ગુણ વિભાગ |
| | ૭ વૈકુંઠ દર્શન |
| | ૮ અવતાર ચરિત્ર |
| | ૯ નારાયણ કવચ |
| | ૧૦ નિષ્કામ શુદ્ધિ |
| નિષ્કુળાનંદ | ૧ ભક્ત ચિંતામણી |
| | ૨ હરિબલ ગીતા |
| | ૩ મન ગંજન |
| | ૪ વચન વિધિ |
| | ૫ ગુણ ગ્રાહક |
| | ૬ ધીરજાખ્યાન |
| | ૭ હરિ વિચરણ |
| | ૮ સાર સિદ્ધિ |
| | ૯ પુરૂષોત્તમ પ્રકાશ |
| | ૧૦ હૃદય પ્રકાશ |
| | ૧૧ અરજી વિનય |
| | ૧૨ ભક્તિ નિધિ |
| | ૧૩ સ્નેહ ગીતા |
| | ૧૪ યમ દંડ |
| | ૧૫ ચોસઠ પદી |
| | ૧૬ શિક્ષાપત્રી |
| | ૧૭ કલ્યાણ નિર્ણય |
| | ૧૮ હરિસ્મૃતિ |
| | ૧૯ ચિન્હ ચિંતામણિ |
| | ૨૦ અવતાર ચિંતામણી |
| | ૨૧ પુષ્પ ચિંતામણિ |
| | ૨૨ લગ્ન શુકનાવળી |
| | ૨૩ વૃત્તિ વિવાહ |
| | ૨૪ કિર્તનોનું પુસ્તક |
| નિર્ગુણદાસજી | ૧ વાર્તાસંગ્રહ |

| | |
|---|---|
| પ્રસાદાનંદ સ્વામી | ૧ સ્વામીનારાયણ વિચરણ લીલામૃત પૂર્વાર્ધ |
| | ૧ „ „ ઉત્તરાર્ધ |
| પ્રેમાનંદ (પ્રેમસખી) | ૧ કીર્તનોનું પુસ્તક |
| | ૨ તુલસી વિવાહ |
| | ૩ ધ્યાન મંજરી |
| | ૪ વિવેક સાગર |
| | ૫ નારાયણ ચરિત્ર |
| | ૬ સ્વર્ગ નિઃસરણી |
| પ્રેમાનંદ સ્વામી | ૧ શ્રી હરિસ્વરૂપ ધ્યાન સિદ્ધિ |
| | ૨ કીર્તનોનું પુસ્તક |
| બાળકૃષ્ણાનંદ | ૧ ધર્માખ્યાન ટીકા. |
| બ્રહ્માનંદ | ૧ કીર્તનોનું પુસ્તક |
| | ૨ ઝુલણા |
| | ૩ ઉપદેશ ચિંતામણિ |
| | ૪ વિવેક ચિંતામણિ |
| | ૫ ધર્મવંશ પ્રકાશ |
| | ૬ નીતિ પ્રકાશ |
| | ૭ સુમતિ પ્રકાશ |
| | ૮ બ્રહ્મવિલાસ |
| | ૯ ધર્મસિદ્ધાન્ત |
| | ૧૦ શિક્ષાપત્રી |
| | ૧૧ ચાંદ્રાયણ પ્રારંભ |
| | ૧૨ સંપ્રદાય દીપ |
| ભીમ ભક્ત | ૧ હરિલીલા કમલભાસ્કર |
| માધવદાસજી | ૧ હરિકૃષ્ણામૃત સાગર |
| માધવદાસજી શાસ્ત્રી | ૧ વાસુદેવ મહાત્મ્યની ટીકા |
| | ૨ શ્રી હરિધ્યાન નિરૂપણ |
| | ૩ નવીન જીમુત એ અષ્ટકની ટીકા |
| મુક્તાનંદ | ૧ કીર્તનોનું પુસ્તક |
| | ૨ દશમસ્કંધ-દોહા ચોપાઇમાં |
| | ૩ ધર્માખ્યાન |
| | ૪ વાસુદેવાવતાર ચરિત્ર |
| | ૫ અદ્‌ભુત ગીતા |
| | ૬ કપીલ ગીતા |
| | ૭ ભગવદ્‌ગીતા |

| | |
|---|---|
| | ૮ શિક્ષાપત્રી |
| | ૯ વૈકુંઠ ધામદર્શન |
| | ૧૦ ઉદ્ધવ ગીતા |
| | ૧૧ નારાયણ કવચ |
| | ૧૨ વિવેક ચિંતામણિ |
| | ૧૩ સત્સંગ શિરોમણિ |
| | ૧૪ વિદુર નીતિ (દોહા ચોપાઇ) |
| | ૧૫ કૃષ્ણપ્રસાદ |
| | ૧૬ મુકુંદ બાવની |
| | ૧૭ સતી ગીતા |
| | ૧૮ ધામ વર્ણન ચાતુરી |
| | ૧૯ પંચ રત્ન |
| | ૨૦ નારાયણ ચરિત્ર |
| | ૨૧ ગુણ વિભાગ |
| | ૨૨ નારાયણ ગીતા |
| | ૨૩ રુક્મિણી વિવાહ |
| | ૨૪ ઇશ્વર વિવાહ |
| | ૨૫ દ્વૈપાયનીય શારીરિક સૂત્રનું ભાષ્યરત્ન |
| મંજુકેશાનંદ | ૧ એકાદશી માહાત્મ્ય |
| | ૨ હરિ ગીતા |
| | ૩ ઐશ્વર્ય પ્રકાશ |
| | ૪ નામ માળા |
| | ૫ ધર્મ પ્રકાશ |
| | ૬ કીર્તનો |
| યોગાનંદ | ૧ ઉન્મત્ત ગંગા મહાત્મ્ય |
| | ૨ ઋષભદેવ ગીતા |
| | ૩ પ્રશ્નોત્તર સાગર |
| યોગેશ્વરનંદ | ૧ પ્રશ્નોત્તર રત્નમાલિકા |
| કવિ રામજી | ૧ સ્નેહ બાવની |
| વાસુદેવ ચર્ણદાસ | ૧ હરિ ચરિત્ર ચિંતામણિ |
| | ૨ નામ માળા |
| વિધાત્રાનંદ | ૧ સહજાનંદ નામ વિાત્રધાર્થ વ્યાખ્યાર્થ દીપિકા |
| વિહારીલાલજી | ૧ હરિલીલામૃત ૧ તથા ૨ |
| | ૨ વિહારી વિનોદ |

| | |
|---|---|
| | ૩ આચાર્યોદય |
| વિશુધ્ધાનંદ | ૧ વેદ સ્તુતિ |
| શુકમુનિ | ૧ દશમ ઉત્તરાર્ધ |
| | ૨ બુદ્ધિપ્રકાશ |
| | ૬ ધર્મામૃત |
| | ૪ સત્સંગ દીપ |
| | ૫ ભક્તિનો અધ્યાય |
| | ૬ હરિગીતા |
| | ૭ પ્રાર્થના માળા |
| સ્વામી ભૂમાનંદ | ૧ હરિલીલામૃત |
| | ૨ વાસુદેવ માહાત્મ્ય |
| | ૩ વિદુર નીતિ |
| | ૪ કક્કો |

આ યાદી સંપૂર્ણ નથી; કોઇ ઠેકાણે દોષ પણ રહ્યા હશે. સાહિત્યના ક્ષેત્રમાં કામ કરનારને ઉપકારક થઇ પડશે એવા હેતુથી તે તૈયાર કરવામાં આવી છે.

# પાટણના ભંડારો અને ખાસ કરીને તેમાં રહેલું અપભ્રંશ તથા પ્રાચીન ગૂજરાતી સાહિત્ય.

(લેખક:— ચીમનલાલ ડાહ્યાભાઇ એમ. એ.)

પાટણના ભંડારો કર્નલ ટોડના વખતથી આ દેશના તથા વિદેશી પ્રાચીન શોધખોળ રસિક વિદ્વદ્વર્ગમાં પ્રસિદ્ધ થયેલા છે. કર્નલ ટોડે રાજસ્થાનના ઇતિહાસમાં તેમાંના પુસ્તકોનો ઉપયોગ કર્યો હતો; સર અલેક્ઝાન્ડર કિન્લોક ફાર્બસે રાસમાળા વાસ્તે ગુજરાતના પ્રાચીન ઇતિહાસનાં સાધનો અહીંથી મેળવ્યાં હતાં. તદનંતર મુંબઇ સરકાર તરફથી જુના હસ્તલિખિત પુસ્તકોની શોધખોળ વાસ્તે નીમાયલા અમલદારો પૈકી ડૉ. બ્યુલર, કિલહોર્ન, ભાંડારકર વગેરેએ આ ભંડારોના કેટલોક ભાગ તપાસ્યો હતો. શ્રીમંત ગાયકવાડ સરકાર તરફથી પણ સ્વર્ગસ્થ પ્રો. મણીલાલ પાસે એક ટીપ કરાવેલી હતી. પરંતુ આ પાટણના ભંડારોનું યથાર્થ રહસ્ય—તેમાં જળવાઇ રહેલા અપ્રાપ્ય સંસ્કૃત તથા પ્રાકૃત ગ્રંથો, અંધારામાં રહેલું અપભ્રંશ સાહિત્ય અને દુર્લક્ષ અપાયલું પ્રાચીન ગુજરાતી સાહિત્ય-સમગ્ર રીતે અત્યાર સુધી કોઇના જાણવામાં ન હતું. આનાં મુખ્ય કારણો એ છે કે બધાએ ભંડારો સંપૂર્ણ રીતે કોઇને પણ બતાવવામાં આવ્યાં ન હતાં; અને જે બતાવવામાં આવ્યાં હતાં તેનું પૂર્ણવિવેચક દૃષ્ટિએ અવલોકન થયું ન હતું.

૧૯૧૪ના સપ્ટેમ્બર માસમાં અને શ્રીમંત સરકારના હુકમથી પાટણના ભંડારમાં કેવાં પુસ્તકો, ઇતિહાસ, ભાષાશાસ્ત્ર તથા સાહિત્યની દૃષ્ટિએ અગત્યનાં છે તે અવલોકન કરવાનું કામ સોંપવામાં આવ્યું હતું. ૧૨ અઠવાડીયાના અંદર સમસ્ત ભંડારો બારીકાઇથી તપાસ્યા. તેમાં રહેલા ૬૫૮ તાડપત્રો તથા આશરે ૧૩૦૦૦ કાગળનાં પુસ્તકોમાંથી કેટલાંક પુસ્તકો, સંસ્કૃત અને પ્રાકૃતને બાજુ મૂકતાં, આપણી ભાષાના તથા સાહિત્યના ઇતિહાસને વાસ્તે ઘણાં અગત્યનાં છે.

પાટણના ગૂર્જર રાજ્યની સ્થાપના જૈનોથી થયેલી છે; અને વનરાજના સમયથી પાટણ જૈનોના મધ્યબિંદુ તરીકે પ્રસિદ્ધ થયેલ છે. જૈન ધર્મ તથા તેના આચાર્યોને મળતા રાજ્યાશ્રયથી ૧૦ થી ૧૩ મા શતક સુધીમાં જૈન આચાર્યોએ ગુજરાતના પાટનગરમાં તથા અન્ય સ્થળોએ રહીને ઘણા અગત્યના ગ્રન્થો રચીને ગુજરાતનું સાહિત્ય ઉત્પન્ન કરેલું છે. જૈન આચાર્યોએ રચેલું સાહિત્ય બાદ કરીએ તો ગૂજરાતનું સાહિત્ય અત્યંત ક્ષુદ્ર દેખાશે. સાહિત્યની પ્રવૃત્તિ પુસ્તકોના સંગ્રહવગર અશક્ય છે અને તેથી જૈનોએ પોતાના ધાર્મિક સાહિત્ય ઉપરાંત બૌદ્ધ તથા બ્રાહ્મણ ગ્રંથો પાટણ, ખંભાત વગેરેના સ્થળોના ભંડારોમાં સંગ્રહેલા હતા; અને આ ભંડારોના લીધેજ બૌદ્ધો તથા બ્રાહ્મણોના પ્રાચીન ગ્રંથો જે કોઇ પણ ઠેકાણેથી મળે નહીં તેવા અહીંયાં ઉપલબ્ધ થયેલા છે.

કુમારપાલે ૨૧ ભંડારો તથા વસ્તુપાલે ૧૮ ક્રોડના ખર્ચે મોટા ત્રણ ભંડારો સ્થાપેલા હતા. પરંતુ અત્યંત દિલગીરીની વાત છે કે આ મહત્વના ભંડારોનું એક પણ પુસ્તક પાટણના ભંડારોમાં જોવામાં આવતું નથી. તે ભંડારો જો અત્યારે વિદ્યમાન હોત તો તેમાંથી આપણને એકલા ગૂજરાતના નહીં પણ સમગ્ર હિંદુસ્તાનની ઐતિહાસિક, સાહિત્યવિષયક, દાર્શનિક, ધાર્મિક વગેરે પ્રસંગોનું વધારે જ્ઞાન થાત. પરંતુ ગત વસ્તુનો શોચ નહીં કરતાં અત્યારે જે પુસ્તકો ભંડારોમાં વિદ્યમાન છે તેના અગત્યતા તપાસીએ. અહીંયા અપભ્રંશ અને જૂની ગુજરાતીના પુસ્તકોનું અવલોકન વધારે વાસ્તવિક તથા બંધ બેસતું હોવાથી સંસ્કૃત અને પ્રાકૃત ગ્રંથોનું તો માત્ર દિગ્દર્શન કરીશ.

સંસ્કૃત ન્યાયશાસ્ત્રમાં બૌદ્ધોના કેટલાંક પ્રાચીન ન્યાયનાં પુસ્તકો જે હિંદુસ્તાનમાંથી નષ્ટ થએલા છે પરંતુ તેના ટીબેટન અનુવાદમાં જળવાઇ રહેલા છે તે અહિંઆ મળેલા છે. બ્રાહ્મણોએ તથા જૈનોએ તર્કભાષા રચેલી છે પરંતુ તે બંને કરતાં અતિશય પ્રાચીન બૌદ્ધોની તર્કભાષા છે. આશરે ૧૦ મા શતકમાં થયેલા રાજજગદ્દલવિહારીય મહાચાર્ય મોક્ષાકર ગુપ્ત (૧) પ્રત્યક્ષ (૨) સ્વાર્થાનુમાન અને (૩) પરાર્થાનુમાન એમ ત્રણ પરિચ્છેદમાં આ તર્કભાષા રચેલી છે. ન્યાયબિન્દુના કર્તાએ હેતુબિન્દુ નામનો ગ્રંથ હેતુવાદ ઉપર રચેલો છે. ઇ. સ. ૭૮૦ના અરસામાં તેના ઉપર વિનીતદેવે ટીકા બનાવેલી છે, નાલન્દના વિશ્વવિદ્યાલયના ગુરુ શાંતરક્ષિતના તત્વસંગ્રહમાં વિવિધ દર્શનોની સમીક્ષા કરેલી છે. આના ઉપર નાલન્દના વિશ્વવિદ્યાલયના મંત્રશાસ્ત્રના ગુરુ કમલશીલે (ઇ. સ. ૭૫૦) તત્વસંગ્રહપંજિકા નામની ટીકા કરેલી છે. આ ઉપરાંત ન્યાયસાર ઉપર ભાસર્વજ્ઞની સ્વોપજ્ઞ ન્યાયભૂષણ ટીકા, જયરાશિનો તત્વોપપ્લવ, મહાવિદ્યા અનુમાન ઉપર ભટ્ટવાદીન્દ્રનું મહાવિદ્યાવિડંબન તેના ઉપર ભુવન સુંદરની વૃત્તિ અને તે ઉપર ટિપ્પન, પરમ પાશુપતાચાર્ય વામધ્વજનો ન્યાયકુસુમાંજલિ નિબન્ધન, શિહિલ વોમ્મિદેવ ભૂપતિની ન્યાયકુસુમાંજલિ ઉપર કુસુમોદ્ગમ નામની ટીકા વગેરે ગ્રન્થો પણ જાણવા યોગ્ય છે.

ઐતિહાસિક પુસ્તકોમાં બિહ્લણના વિક્રમાદિત્યચરિત્રના નાયક વિક્રમાદિત્ય (આહવમલ્લ) ને અવલંબીને અભિલષિતાર્થચિંતામણિના કર્તા અને ચરિત્રનાયકના પૌત્ર દક્ષિણના ચાલુક્ય વંશના રાજા ભૂલોકમલ્લ સોમેશ્વરે (ઇ. સ. ૧૧૨૭-૧૧૩૮) વિક્રમાંકાભ્યુદય નામનું રસમય ચંપૂ કાવ્ય રચેલું છે. આ કાવ્ય ત્રુટક તાડપત્રમાં મળેલું હોવાથી વિક્રમાદિત્યના યૌવરાજ્ય વર્ણન લગી પ્રાપ્ત થએલું છે.

વસ્તુપાલના સમકાલીન આચાર્ય બાલચંદ્રે વસંતવિલાસ નામનું વસ્તુપાલ ઉપર મહાકાવ્ય રચેલું છે. વસ્તુપાલના ગુરુ વિજયસેનના શિષ્ય અને ધર્માભ્યુદય નામના સંઘાધિપતિચરિત્ર કાવ્યના કર્તા ઉદયપ્રભ આચાર્યે સુકૃતકીર્તિકલ્લોલિની નામની ૧૮૦ શ્લોકની વસ્તુપાલ ઉપર પ્રશસ્તિ રચેલી છે. હમ્મીરમદમર્દન નાટકના કર્તા જયસિંહસૂરિએ પણ ૧૧૩ શ્લોકની એક પ્રશસ્તિ બનાવેલી છે. કુમારપાલના સંબંધમાં જયસિંહસૂરિના કુમારપાલ ચરિત્ર મહાકાવ્ય ઉપરાંત ચરિત્રસુંદરનું કુમારપાલ ચરિત્ર કાવ્ય, સોમતિલકનું કુમારપાલ ચરિત્ર, સંવત ૧૪૭૫ માં ઉતરાયેલો કુમારપાલ પ્રબંધ એ મુખ્ય પુસ્તકો છે.

કાવ્યમંડનાદિ ૮ ગ્રંથોના કર્તા મંડપદુર્ગના પાદશાહના મંત્રિ મંડનનું મહેશ્વર કવિએ રચેલું કાવ્ય મનોહર નામનું ૪ સર્ગાત્મક ચરિત્ર છે. રંગવિજયની ગૂર્જરદેશભૂપાવળીમાં ઔરં-

અજેપ સુધીના ગૂર્જર રાજાઓના વંશનું આશરે ૨૦૦ શ્લોકોમાં વર્ણન છે. જયસોમની મંત્રિકર્મચંદ્રવંશાવલીમાં મારવાડના રાજસિંહના મંત્રિ અને ત્યારબાદ અકબર બાદશાહના સામાજિકાધ્યક્ષ કર્મચંદ્રના તથા તેના પૂર્વજોના સુકૃતોનું વર્ણન છે. વલ્લભગણિના વિજયદેવ માહાત્મ્યમાં હીરસૌભાગ્યની પેઠે વિજયસેનસૂરિના શિષ્ય વિજયદેવસૂરીશ્વરનું ચરિત્ર છે. હેમવિજયની કીર્તિકલ્લોલિનીમાં વિજયસેનસૂરિનું યશોવર્ણન કરેલું છે.

અલંકારશાસ્ત્રમાં બાલરામાયણ કર્પૂરમંજરી વગેરેના કર્તા યાયાવરીય રાજશેખરનો કાવ્યમીમાંસા એક ઘણો અગત્યનો લેખ છે. આ ગ્રંથ અઢાર અધિકરણમાં હતો. પ્રથમ અધિકરણના અઢાર અધ્યાય છે. પ્રથમ અધિકરણજ ફક્ત ઉપલબ્ધ થયેલું છે અને તે પણ જૈન ભંડારોમાંથી. હિંદુસ્તાનના જુદા જુદા ભાગોના લોકોની ભાષા વિષે બોલતાં લાટ તથા સૌરાષ્ટ્ર દેશોની ભાષા વાસ્તે કહે છે કે—

पठंति लटभं लाटाः प्राकृतं संस्कृतद्विषः ।
जिह्वया ललितोल्लापलब्धसौंदर्यमुद्रया ॥
सुराष्ट्र त्रवणाद्या ये पठंत्यर्पितसौष्ठवं ।
अपभ्रंशावदंशानि ते संस्कृतवचांस्यपि ॥

પાર્શ્વનાથચરિત્રાદિ વિંશતિ પ્રબંધના કર્તા આચાર્ય વિનયચંદ્રની કવિ શિક્ષાનો તાડપત્ર ઉપર એક અપૂર્ણ પ્રતીક છે. ચોથા પરિચ્છેદમાંથી પ્રતીક ત્રૂટે છે. કવિ કહે છે કે બપ્પભટ્ટિ ગુરૂની વાણીમાં કવિશિક્ષા કહીશ. (काव्यशिक्षा प्रवक्ष्यामि बप्पभट्टिगुरोर्गिरा) બપ્પભટ્ટિ કાવ્યશિક્ષ કહેવાતા હતા; અને તેમની રચેલી કવિશિક્ષાનો કર્તાએ પોતાના ગ્રંથમાં ઉપયોગ કરેલો હશે. પ્રસ્તુત શિક્ષામાં તે વખતના દેશોની માહીતી આપેલી છે.

ચોરાશી દેશોના નામ નીચે પ્રમાણે ગણાવેલા છે:—'चतुरशीतिर्देशाः गौडकन्यकुब्ज कौल्लाककलिंगअंगवंगकुरंगआचालयकामाक्षओष्ट्रपुंड्रउडीशमालवलोहितपश्चिमकाच्छवालभसौराष्ट्रकुंकणलाटश्रीमालअर्बुदमेदपाटमरुवरेंद्रयमुनागंगातीरअंतर्वेदिमागधमध्यकुरुकाहलकामरूपकांचीअवंतीपापांतककिरातसौवीरऔशीरवाकाणउत्तरापथगुर्जरसिंधुकेकाणनेपालटक्कतुरुष्कताइकारबर्बरजर्जरकाश्मीरहिमालयलोहपुरुषश्रीराष्ट्रदक्षिणापथसिंघलचौलकौशलपांडुअंध्रविंध्यकर्णाटद्रविडश्रीपर्वतविदर्भधाराउरलाजीतापीमहाराष्ट्रआभीरनर्मदातटद्वीपदेशाश्चेति'

हीस्याणी इत्यादिषट्कं । पत्तनादि द्वादशकं । मातरादिश्चतुर्विंशतिः । वडू इत्यादि षट्त्रिंशत् । भालिज्जादि चत्वारिंशत् । हर्षपुरादि द्विपञ्चाशत् । श्रीनारप्रभृति षट्पंचाशत् । जंबूसरप्रभृति षष्टिः । पड्वाणप्रभृति षट्सप्ततिः । दर्भावतीप्रभृति चतुरशीतिः । पेटलापद्रप्रभृति चतुरुत्तरशतं । घदिरालुकाप्रभृति दशोत्तरं शतं । भोगपुरप्रभृति षोडशोत्तरं शतं । धवलक-

केप्रभृति पंचशतानि। माहडवामाध्यमर्धाष्टमशम्। कौंकणप्रभृति चतुर्दशाधिकानि चतुर्दशशतानि। चंद्रावतीप्रभृति अष्टादशशतानि। द्वाविंशति शतानि महीतटं नवसहस्राणि सुराष्ट्राः। एकविंशति सहस्राणि लाटदेशः। सप्ततिसहस्राणि गूर्जरो देशः पारतश्च। अद्रूडलक्षाणि ब्राह्मणपाटकं। नवलक्षाणि डाहलाः। अष्टादशलक्षाणि द्विनवत्याधिकानि मालवो देशः। षड्त्रिंशल्लक्षाणि कन्यकुब्जः। अनंतमुत्तरापथं दक्षिणापथं चेति। પટ્ટ એટલે ૭ ગામોનો સમુદાય ઇત્યાદિ.

વિનયચંદ્ર સંવત્ ૧૨૮૫ના અરસામાં વિદ્યમાન હતા. મલધારિનરચંદ્રના શિષ્ય નરેંદ્રપ્રભે વસ્તુપાલના આગ્રહથી અલંકારમહોદધિ નામનો સ્વોપજ્ઞ ટીકાવાળો ગ્રંથ રચેલો છે. હેમાચાર્યના શિષ્ય રામચંદ્રે ૨૦૦ શ્લોકનો નાટ્યદર્પણ નામનો ચાર વિવેકમાં નાટ્યશાસ્ત્રનો ગ્રંથ રચેલો છે. પાર્શ્વચંદ્રસુત આજડની સરસ્વતીકંઠાભરણ ઉપર પદકપ્રકાશ નામની અગત્યની ટીકા છે. પણ દુર્ભાગ્યે તાડપત્રનો પ્રતીક અપૂર્ણ તથા ત્રુટક છે. અપભ્રંશ સંબંધી ટીકાકારે સૂત્રોના ઉદાહરણ સહિત સારું સ્પષ્ટીકરણ કરેલું છે. કાવ્યપ્રકાશ ઉપર કાવ્યપ્રકાશ સંકેત ઉર્ફે કાવ્યાદર્શ નામની ભારદ્વાજ ગોત્રના ભટ્ટદેવકસુત સોમેશ્વરની ટીકાના ૫–૬ ૭–૮ ૯ (અપૂર્ણ) અધ્યાયો તાડપત્ર ઉપર છે. પ્રતીહારેંદુરાજનો ઉદ્ભટાલંકારસારસંગ્રહ, તોમર વંશના કાશ્મીરી સહદેવની વામનીયાલંકારવૃત્તિ, અમરચંદ્રની કાવ્યકલ્પલતા ઉપર વિવેક નામની ટીકા, ભાવદેવનો અલંકારસાર, માલવાના મહામાત્ય વાગ્ભટના પુત્ર દેવેશ્વરની કવિકલ્પલતા નામની કવિશિક્ષા વગેરે જાણવા લાયક ગ્રંથો છે.

કાવ્યોમાં ધર્મપાલવંશવિભૂષણ અને વિક્રમશીલસંભવ પાલવંશના યુવરાજ હારાવર્ષની આજ્ઞાથી અભિનન્દ કવિએ રચેલા અભિનન્દ કાવ્ય (રામચરિત) ના તાડપત્ર તથા કાગળ ઉપર પ્રતીકો છે. છેલ્લા ૪ સર્ગો (૩૭-૪૦) કાયસ્થ ભીમની કૃતિ છે. વાલભ કાયસ્થ સોઢ્ઢલની ઉદયસુંદરી નામની ચંપૂ કથા ગૂજરાતના સંસ્કૃત સાહિત્યમાં એક અગત્યનો ગ્રંથ છે. બાણના જેવી કૃતિ રચવાની ઉત્કટ આકાંક્ષાવાળા આ કવિએ હર્ષચરિત્રની માફક આઠ ઉચ્છ્વાસમાં આ કાવ્ય રચેલું છે. પ્રથમ ઉચ્છ્વાસમાં કવિએ પોતાની જાતિની ઉત્પત્તિનું તથા સ્વવંશનું વર્ણન કરેલું છે. કનકાયન નામના પ્રધાને અધિકારારોપિત સ્વજાતિઓથી વ્યભિચાર દેખાડવાથી વલભીના રાજા શિલાદિત્યને પ્રધાન બદલવાની ચિંતા થઇ. રાત્રે લક્ષ્મીએ સ્વપ્નામાં દર્શન આપ્યું, અને શિલાદિત્યને પોતાના ભાઇ કલાદિત્યને અમાત્ય પદે નિયત કરવાને આદેશ કર્યો. તેણીએ કહ્યું કે તારો કનિષ્ઠ ભ્રાતા કલાદિત્ય શિવના કાયસ્થ નામના ગણનો અવતાર છે. જ્યારે દેવતાઓએ સમુદ્રમથન કર્યું ત્યારે પ્રથમ તો હું તેમના દૃષ્ટિપથ આવી, પરંતુ મંદરના પરિભ્રમથી ઉત્પન્ન થયેલા આવર્તના સન્નિવેશથી એકદમ તરતજ અતિ ગંભીર પાણીમાં ડુબી ગઇ. ઇંદ્રાદિ સર્વ દેવો તે વખતે વિષણ્ણ થઇને બૃહસ્પતિને પુછવા લાગ્યા બૃહસ્પતિએ કીધું કે શ્રી કણ્ઠની પાસે કાયસ્થ નામનો અતિ પ્રસિદ્ધ ગણ રહે છે. અષ્ટમૂર્તિ ભગવાનની જલમયી મૂર્તિને અધિષ્ઠિત સમુદ્રનો આસન્નસહચરત્વથી કાયને વિષે રહેલો તે કાયસ્થ એમ કહેવાય છે. જલધિનું પ્રેમપાત્ર હોવાથી તેનાથી સમુદ્રમાંથી લક્ષ્મી લાવી શકાશે.

प्रायशो विदित एव भवतामतिप्रसिद्धः कायस्थो नाम गणः श्रीकण्ठसन्निधावास्ते स चाष्टमूर्तेर्भगवतो जलमयीं मूर्तिमधिष्ठितस्यासन्नसहचरत्वेन काये स्थितत्वात् कायस्थ इति जठेरन हृतशक्तेः प्रणयास्पदमम्बुधेरासीत् ।

આ કાયસ્થ ગણુની મદદથી દેવોએ મને સમુદ્રમાંથી કહાડી. આ કાયસ્થ ગણુ શિવની આજ્ઞાથી પૃથ્વી ઉપર અવતરેલો છે અને તે તમારો ભાઇ કલાદિત્ય છે અને તે પોતાનો વંશ સ્થાપવા પર્યંત અહીંઆ રહેશે. શિલાદિત્યે આથી પોતાના ભાઇને અમાત્ય પદે સ્થાપ્યો. આ કલાદિત્યથી વલભીથી નીકળેલો વાલભ નામનો કાયસ્થોનો વંશ ઉત્પન્ન થયો. ( वलभीतोविनिर्गत इति वालभो नाम कायस्थानां वंशः )

वंशस्य सच्चरितसारवतः किमङ्ग । संगीयते पुलकिताकुटिलस्य तस्य ।
येनान्तराधृतभरेण धराधिपत्यं राज्ञां जयत्यहतविस्तरमातपत्रम् ॥
किं बहुना । तृतीयमकृतोन्मेषं कायस्थ इति लोचनं ।
राजवर्गो वहन्नेष भवेदत्र महेश्वरः ॥

આ પ્રમાણે કવિએ કાયસ્થોની સ્તુતિ કરવામાં બાકી રાખી નથી. આ વિસ્તૃત વંશમાં લાટદેશાધિષ્ઠિત ઉમેશવંશાવતીર્ણ ચંડપતિનો પુત્ર સાક્ષપેય થયો; તેનો અનેકોપમાયુત કુલવિભૂષણ સૂર નામનો એક પુત્ર હતો. તેનો પંપાવતીથી પ્રથમ સોઢ્ઢલ નામનો પુત્ર થયો. તેના પિતા બાલ્યાવસ્થામાં તેને મૂકીને મરણ પામ્યાથી લાટદેશના રાજા *ગોગિરાજના મિત્ર પોતાના માતુલ ગંગાધરથી ઉછેરાયો હતો. બાલ્યાવસ્થાથીજ તેનામાં કવિત્વનાં અંકુરો સ્ફૂર્યાં હતાં. ચૌલુક્યકુલાભરણનાયક કીર્તિરાજનો પુત્ર સિંહરાજ તેનો સહાધ્યાયી હતો અને ચંદ્ર નામનો વિદ્વાન્ તેનો ગુરુ હતો. લાટદેશના સિકકુરહારીય દ્વિસપ્તતિ ( ૭૨ ગામની ) તથા વાહિરિહાર સપ્તશતક ( ૭૦૦ ગામની ) કુલક્રમાગત ધ્રવવૃત્તિ ( ધ્રુવવૃત્તિ ) નો તે સ્વામી હતો. યૌવનાવસ્થામાં લાટદેશના રાજા વત્સરાજના મિત્ર કોંકણુના મુમ્મુણિરાજની રાજધાની સ્થાનકમાં જઇને રહ્યો હતો. અને ત્યાં તેને પ્રદીપકશ્લોકથી મુદિત મુમ્મુણિરાજે સભામાં કવિપ્રદીપ એવા નામથી બોલાવ્યો હતો. છિત્તરાજ, નાગાર્જુન અને મુમ્મુણિરાજ એ ત્રણે કોંકણુના રાજાઓએ તેનું સન્માન કરેલું હતું. અશોકવતી કથાના કર્તા મહાકવિ શ્વેતાંબરાચાર્ય ચંદનાચાર્ય, ખડ્ગ કાવ્યથી પરિતુષ્ટ નાગાર્જુનરાજે આપેલા ખડ્ગાચાર્ય એવા અપર નામવાળા વિજયસિંહ નામના શીઘ્રકવિ તથા રત્નમંજરી ચંપૂકથાના કર્તા ભાષાત્રયના વેત્તા દિગંબરાચાર્ય ઇંદ્ર નામના આચાર્ય તેનાં મિત્રો હતા. આ ઉદયસુંદરી કથાના ગુણુ જાતિ રીતિ વગેરેનું વર્ણન ગ્રંથમાં કવિએ પોતે કરેલું છે. શાપાભિભૂત બાણુભટ્ટે આ કથા વાંચીને અભિનન્દી અને તેથી તેના શાપની મુક્તિ થઇ. ભાસ, કાલિદાસ, ગુણાઢ્ય, કુમારદાસ, બાણુ, શ્રીહર્ષ, વાક્પતિરાજ, ભવભૂતિ, મુંજ, ભોજ વગેરે કવિઓને તેમની કવિતા વાસ્તે આ કાવ્યમાં વખાણ્યાં છે.

---

* ગોગિરાજ કીર્તિરાજ તથા વત્સરાજ માટે શકે ૯૭૨નું ચૌલુક્ય ત્રિલોચનપાલનું દાનપત્ર જુઓ.

वागीश्वरं हन्त भजेऽभिनन्दमर्थेश्वरं वाक्पतिराजमीडे ।
रसेश्वरं स्तौमि च कालिदासं बाणं तु सर्वेश्वरमानतोऽस्मि ॥

બાણ કવિનો આદર્શ કવિ હતો. આ કથાનો નાયક શાલિવાહનના વંશનો પ્રતિષ્ઠાનનો મલયવાહન રાજા છે; અને ઉદયસુંદરીની પ્રાપ્તિને અનુલક્ષીને આ કથા રચેલી છે. અનંતપાલના સં. ૧૦૧૬ ના તામ્રપત્રમાં નાગાર્જુન તથા તેના કનિષ્ઠ ભ્રાતા મુમ્મુણિ રાજાનું નામ આવતું હોવાથી કવિનો સમય ઇસ્વીના અગીયારમા શતકનો પૂર્વાર્ધ નિશ્ચિત થાય છે. સુભદ્રા પરિણયને અવલંબીને મંત્રી વસ્તુપાલે નરનારાયણાનંદ નામનું મહાકાવ્ય બનાવેલું છે મહાન્ જૈનમંત્રીની આ એકજ કૃતિની એકજ પ્રતિ ઉપલબ્ધ છે અને તે પણ બ્રાહ્મણ ધર્મના વિષય ઉપર. બૃહદ્ગચ્છના વિજયસિંહના ગુરૂભાઇ હેમચંદ્રનું નાભેયનેમિદ્વિસંધાન નામનું આદિનાથ અને નેમિનાથ સંબંધી દ્વયાશ્રય કાવ્ય નોંધ લેવા લાયક છે. ઉદયપ્રભનું ધર્માભ્યુદય નામનું સંઘાધિપતિ ચરિત વસ્તુપાલે સંઘ કાઢયો તે ઉપર રચેલું છે. પ્રથમ અને છેલ્લા સર્ગમાં વસ્તુપાલ તથા તેના ગુરુ અને બીજા જૈનાચાર્યો સંબંધી ઐતિહાસિક વૃત્તાંત છે. બાકીનો ભાગ આદિનાથ અને નેમિનાથ વગેરે તીર્થંકારોના ચરિત્રોનો છે, તિલક મંજરીને કવિતામાં ટુંકમાં પલ્લીવાલ કુલના લઘુ ધનપાલે કરેલી છે. વિદ્યાસિંહ અને વૈજ્જલ દેવીના પુત્ર મન્મથસિંહના સૂક્ત રત્નાકર નામના મહાકાવ્યના ધર્માખ્ય પ્રથમ દ્વારમાં ધર્મના સૂક્તો સંગ્રહેલા છે. કાતન્ત્ર દૌર્ગસિંહી વૃત્તિના પ્રયોગોના ઉદાહરણરૂપ ભીષ્મને અવલંબીને મૂલ મહાકવિએ પ્રતિજ્ઞાગાંગેય નામનું મહાકાવ્ય રચેલું છે. મંડપ દુર્ગના પાદશાહ આલિમશાહના મંત્રિ મંડને કાવ્યમંડન (પાંડવો સંબંધી,) ચંપૂમંડન (દ્રૌપદીવિષયક) કાદંબરી મંડન (કાદંબરીસાર), શૃંગારમંડન, અલંકાર મંડન, સંગીતમંડન, ઉપસર્ગ મંડન અને ચંદ્રવિજય પ્રબંધ (ચંદ્ર ઉપર) એમ આઠ ગ્રંથો રચેલા છે. મંત્રિમંડનનું જીવન કવિ મહેશ્વરે કાવ્યમનોહરમાં લખેલું છે.

દામોદરગુપ્તનું કુટ્ટનીમત કાવ્યમાલામાં જેટલું છપાયેલું છે તેનાં કરતાં ૧૦૦ શ્લોક વધારે પાટણના ભંડારના તાડપત્રમાંથી મળે છે. પ્રતીકનાં છેવટનાં પાનાં ત્રુટિત હોવાથી ગ્રંથ પૂર્ણ કરવામાં આશરે ૧૮૦ શ્લોક ખૂટે છે. છેવટના ખંડ ઉપરથી જણાય છે કે ગ્રંથનું ૧૨૯૦ શ્લોકનું પ્રમાણ છે. જૈન નાટકોના સંબંધમાં વસંતમાં "ગુજરાતનું સંસ્કૃત નાટક સાહિત્ય" નામના લેખમાં કહેવાયેલું છે. અહીંયાં અન્ય દેશના નાટકો બતાવીશું. કાદંબરી કથાસારના કર્તા અભિનંદના પિતા વૃત્તિકાર જયંતના આગમડંબર નામના નાટકમાં ષડ્દર્શનની સમીક્ષા કહેલી છે. સાહિત્ય દર્પણમાં ત્રિપુરદાહ અને સમુદ્રમથન નાટકોનાં નામો આપેલાં છે. આ બે નાટકોના કર્તાના આ ઉપરાંત ચાર નાટકો તાડપત્ર ઉપર લખેલા મળેલાં છે. કર્પૂર ચરિત્રભાણ (ધુતકાર કર્પૂરના પરાક્રમો) રુક્મિણીપરિણય ઇહામૃગ હાસ્યચૂડામણિ પ્રહસન, ત્રિપુરદાહ ડિમ, કિરાતાર્જુનીય વ્યાયોગ અને સમુદ્રમથન સમવકાર એ છ નાટકો કાલિંજરના પરમર્દિદેવ (ઇ. સ. ૧૧૬૨–૧૨૦૩)ના અમાત્ય કવિ વત્સરાજની કૃતિઓ છે. મુરારિનું અનર્ઘરાઘવ ગુજરાતમાં ઘણું પ્રિય થએલું માલૂમ પડે છે, કારણ કે તેના ઉપર મલધારિ દેવપ્રભાચાર્યનો અનર્ઘરાઘવ રહસ્યાદર્શ (ગ્રંથ ૭૫૦૦) તેમના શિષ્ય નરચંદ્રાચાર્યનું મુરારિટિપ્પન (ગ્રંથ

૨૫૦૦) અને તપગચ્છના જયચંદ્રસૂરિના શિષ્ય જિનહર્ષની અનર્ઘરાઘવવૃત્તિ એમ ત્રણ ટીકાઓ છે.

વ્યાકરણમાં હૈમન્યાસ, સૂત્રવૃત્તિકાર મલયવર્ણૂરિનું શબ્દાનુશાસન, સંવત્ ૧૦૮૦ માં બુદ્ધિસાગર આચાર્યે રચેલું બુદ્ધિસાગર વ્યાકરણ, કાતન્ત્ર દૌર્ગસિંહી ઉપર ગોકુલણુની વૃત્તિ તથા મોક્ષેશ્વરની કૃદ્વૃત્તિ, ત્રિલોચનદાસનો કાતન્ત્રપંજિકોદ્યોત, બોપદેવના કવિરહસ્ય ઉપર રવિધર્મની ટીકા, સંવત્ ૧૬૮૭માં રચેલો સ્વોપજ્ઞ ક્રિયાકલ્પલતા ટીકા સમેત સાધુસુંદરનો ધાતુરત્નાકર એ નોંધવા લાયક ગ્રંથો છે.

કૌટિલ્ય અર્થશાસ્ત્રના તથા તેના ઉપર યોધમની નીતિનિર્ણય નામની ટીકાના થોડાંક પત્રો તાડપત્રના છે.

કથાઓમાં વસ્તુપાલની પ્રાર્થનાથી રચેલો નરચંદ્રનો કથારત્નસાગર ૧૫ તરંગોમાં છે.

શિવમંદિર નિર્માણ ઉપર વૈરોચનીય લક્ષણ સમુચ્ચય, મંડનનો રૂપમંડન, અને કેશવનો વાસ્તુતિલક એ નવીન ગ્રંથો છે. ત્રિભુવનમલ્લ રામેશ્વરદેવના અભિલષિતાર્થચિંતામણિ ઉર્ફે માનસોલ્લાસમાં જૂદી જૂદી કલાઓનું શત અધ્યાયમાં વિવેચન કરેલું છે. પાટણના ભંડારની પ્રત જો કે અપૂર્ણ છે તોપણ મદ્રાસ ઓરીએંટલ લાઈબ્રેરીની પ્રત કરતાં આગળ જાય છે. મલધારિ રાજશેખરના શિષ્ય સુધાકલશે સંવત્ ૧૩૯૦ માં સંગતિસારોદ્ધાર નામનો ગ્રંથ રચેલો છે. આ ઉપરાંત પ્રશ્નચૂડામણિને આશ્રીને રચાયેલા ગ્રંથ-ચંદ્રોન્મીલન ભટ્ટલક્ષ્મણનો ચૂડામણિસાર, પાર્શ્વચંદ્રનો હસ્તકાંડ-માં પ્રશ્નોના અક્ષરોની ગણતરીથી નષ્ટ લાભ આયુ, મૃત્યુ, વગેરે ભૂત, ભવિષ્ય અને વર્તમાન જાણવાની કળા આપેલી છે. ઉપાધ્યાય મેઘવિજયના વર્ષપ્રબોધમાં કૃષિકારો તથા વ્યાપારિઓને જાણવા લાયક ઘણી બાબતોનો સમાવેશ કરેલો છે. માણિક્યસૂરિએ શકુનસારોદ્ધારમાં શકુનશાસ્ત્ર સંક્ષેપમાં કહેલું છે.

પ્રાકૃત. ભદ્રેશ્વરની કથાવલી ૨૪૦૦૦ ગ્રંથ પ્રમાણનો એક મહાન્ પ્રાકૃત ગદ્ય ગ્રંથ છે; તેમાં હેમાચાર્યના ત્રિષષ્ટિશલાકાપુરૂષચરિત્રની માફક ૬૩ મહાપુરૂષોનાં ચરિત્રો આપેલાં છે. આ ઉપરાંત મહાવીર સ્વામિથી તે હરિભદ્રસૂરિ સુધીના આચાર્યોનો ઇતિહાસ પણ છે. જ્યારે ત્રિષષ્ટિમાં ફક્ત વજ્રસ્વામિ સુધીના આચાર્યોનું વર્ણન છે. આમાંથી આમ પ્રાચીન ઇતિહાસની ઘણી સામગ્રી મળે તેમ છે. સંવત્ ૧૨૯૧માં લખાયેલા એક તાડપત્રના પુસ્તકમાં સિદ્ધસેન, પાદલિપ્ત, મલ્લવાદિ અને બપ્પભટ્ટિનાં પ્રાકૃત પદ્યમાં ચરિત્રો છે. બપ્પભટ્ટિચરિત્રમાં ગૌડવહોના કર્તા બપ્પઇરાયને બપ્પભટ્ટિએ જૈન બનાવ્યો તે વાત વર્ણવેલી છે; પ્રાકૃત ચરિત્રો પ્રાચીન હોવાથી સંસ્કૃત કરતાં વધારે વિશ્વનીય છે. કુમારપાલ પ્રતિબોધ ઉર્ફે હેમકુમારચરિત્ર સંવત્ ૧૨૪૧માં સિદ્ધરાજે કવીંદ્ર અને ભ્રાતા તરીકે બ્યાહરાયેલા પ્રસિદ્ધ પોરવાડ કવિ શ્રીપાલના પુત્ર સિદ્ધપાલની વસતિમાં વિજયસિંહ સૂરિના શિષ્ય સોમપ્રભાચાર્યે (સુમતિનાથચરિત્રના કર્તા) ૮ પ્રસ્તાવમાં ગ્રં. ૮૮૦૦) પાટણમાં રચેલું છે. અનેકાર્થકૈરવકૌમુદીના કર્તા અને હેમાચાર્યના શિષ્ય મહેન્દ્ર સૂરિને વાંચી સંભળાવેલું હોવાથી તથા કુમારપાલના મૃત્યુ પછી ફક્ત ૧૧ વર્ષે રચેલું હોવાથી વિશ્વસનીયતાની છાપ તેના ઉપર છે. પ્રથમ ૪૦૦ ગાથામાં પાટણ તથા તેના રાજાઓ, કુમારપાલની વંશપરંપરા તથા હેમાચાર્યની ગુરૂ પરંપરા તથા જન્મ તથા દીક્ષા વૃત્તાંત વગેરે તથા કુમાર-

પાલની સત્ય ધર્મ જાણવાની ઇચ્છા તૃપ્ત થતી ન હોવાથી અમાત્ય બાહડ હવે સત્યધર્મ હેમાચાર્ય પાસેથી જાણવાનું કહ્યું તે બાબત છે. બાકી તો કુમારપાલને પ્રતિબોધ આપવાને કહેલી કથાઓજ છે.

દાક્ષિણ્યાંક ઉદ્યોતનસૂરિની શાકે ૭૦૦ના અરસામાં રચાયેલી કુવલયમાળા એક મનોહર પ્રાકૃત ગદ્ય કાવ્ય છે. આદિમાં જુદી જુદી જાતની કથાઓમાં લક્ષણો આપેલા છે. કુવલયમાલા વાસ્તે હેમાચાર્યના ગુરૂ દેવચંદ્ર શાંતિનાથ ચરિત્રમાં કહે છે કે:—

दाक्खिन्नइंदसूरिं नमामि वरवन्नमासिया सगुणा ।
कुवलयमालेव्व महाकुवलयमाला कहा जस्स ॥

આનો સંક્ષેપ રત્નપ્રભાચાર્યે સંસ્કૃતમાં કરેલો છે.

શાલિવાહનના વખતમાં થયેલા પાદલિપ્તાચાર્યની તરંગલોલા કથાનો આશરે ૧૬૦૦ ગાથાનો સંક્ષેપ મળી આવે છે. કથાની વસ્તુ શ્રેણિકના પુત્ર કોણિકના સમયમાં કૌશામ્બીમાં મૂકેલી છે. આ કથાની રચના વગેરેનો વૃત્તાંત પ્રબંધકોશ તથા પ્રભાવક ચરિત્રમાંથી મળે છે.

सीसं कहवि न फुट्टं यमस्स पालित्तयं हरंतस्स ।
जस्स मुहनिज्झराओ तरङ्गलोला नई वूढा ॥ प्रभावक चरित्र.
प्रसन्नगम्भीरपथा रथाङ्गमिथुनाश्रया । पुण्या पुनाति गङ्गेव गां तरङ्गवती कथा ॥
तिलकमंजरी.

પ્રતિષ્ઠાનના શાલિવાહનને નાયક કલ્પીને ભૂષણભટ્ટસુતુએ લીલાવતી નામની ૧૮૦૦ ગ્રંથ પ્રમાણ ૧૩૩૨ ગાથાબદ્ધ શૃંગારિક પદ્યમયી કથા મહારાષ્ટ્રીમાં રચેલી છે. કથાની વસ્તુ કવિની સ્ત્રી પ્રિયતમાએ કહેલી છે અને કવિએ તે કવિતામાં ગૂંથી છેઃ આ કથાના શ્રવણ કરનાર વિરહથી દુઃખિત થતા નથી.

दीहच्छि कहा एसा अणुदियहु जे पढंति निसुणन्ति ।
ताय पियविरहदुक्खं न होइ कइयावि तणुअंगि ॥ १३३० ॥

હેમાચાર્યના કાવ્યાનુશાસનમાં પ્રાકૃત પદ્ય કથા તરીકે લીલાવતીનું ઉદાહરણ આપેલું છે તે આ હશે.

આ ઉપરાંત બુદ્ધિસાગરના શિષ્ય ધનેશ્વરે સંવત્ ૧૦૯૫ માં રચેલી શીલ ઉપર સુરસુંદરી કથા, ૨૦ ઉદ્દેશમય દવદંતી કથા, સજ્જન ઉપાધ્યાયના શિષ્ય મહેશ્વર સૂરિની ૨૦૦૦ ગાથામાં જ્ઞાનપંચમી કથા મહસૂરિનું સીતા ચરિત્ર વગેરે કાવ્યમય કથાઓ છે.

૧૨ મા તથા ૧૪ મા શતકમાં રચાયેલા તીર્થંકરોનાં પ્રાકૃત ચરિત્ર કાવ્યો ઘણાં છે. માનદેવના શિષ્ય શીલાચાર્યનું મહા પુરૂષ ચરિત્ર (૧૨૮૦૦ ગ્રંથાગ્ર) સંવત્ ૯૨૫ માં રચાયેલું છે. વસ્તુ ત્રિષષ્ઠિનીજ છે.

વસુદેવહિંડિ નામની લમ્ભકમય બૃહત્કથામાં કૃષ્ણના પિતા વસુદેવનું પરાક્રમમય ચરિત્ર હોઇ તેમાં ઘણી કથાઓ છે. ૧૨ મા તથા ૧૩ મા શતકના આચાર્યોએ ભદ્રબાહુસ્વામિને સવાલાખ પ્રમાણ વસુદેવ ચરિત્રના કર્તા તરિકે સ્તવ્યા છે.

वंदामि भद्दबाहुं जेण य अइरसियबहुकहाकलियं ।
चारियं सव्वाइकूलं रइयं वसुदेवरायस्स ॥

(देवचंद्रकृत शांतिनाथ चरित्र)

વસુદેવહિંડના જે પ્રતીકો હમણા પાટણ, ખંભાત, અમદાવાદ વગેરે સ્થળોએ મળે છે તેના ૭૧ લંભક હોઇ ગ્રંથ પ્રમાણ ફક્ત ૨૮૦૦૦ છે. મારા સાંભળવા પ્રમાણે આ ગ્રંથના સવાલાખ પ્રમાણનો આશરે ૨૦૦૦ પત્રનો પ્રતીક મુર્શીદાબાદ, કલકત્તા, અથવા અજીમગંજના કોઇ બાબુને ૧૦૦૧ ની કીંમતે વેચવામાં આવ્યો હતો. આવો મહાન્ ગ્રન્થ નષ્ટ ન થાય તે માટે તેની શોધખોળ થઇ નકલો કરાવી લેવી ઘટે છે.

પ્રાકૃત વ્યાકરણ ગ્રંથોમાં દોધકાર્થ એ હેમાચાર્યના અષ્ટમાધ્યાયના અપભ્રંશ દોહાના અર્થો છે. નરચંદ્રાચાર્યના પ્રાકૃતપ્રબોધમાં અષ્ટમાધ્યાયના આખ્યાતોની રુપસિદ્ધિ છે. વિમલનો દેશીનામમાલોદ્ધાર હેમાચાર્યના ગ્રંથનો સાર છે. નંદિઅડ્ઢ તથા પિંગલસારોદ્ધારમાં પ્રાકૃત છંદોનાં લક્ષણો આપેલાં છે.

સુકતસંગ્રહમાં જયવલ્લભની વજ્જાલગ્ગ ક્ષેપક સહિત, તથા તેના ઉપર છાયા, વિજયપાળના પુત્ર વિક્રમપાલના પુત્ર રુદ્રપાલના મ્હાઇદેવના પુત્ર જલ્હુની સમશતી છાયા સાલકારા તથા વિમલાચાર્યની લઘુ ટીકા નોંધવા લાયક છે.

પ્રશ્ન વ્યાકરણ ઉર્ફે જયપ્રાભૃત નામના નિમિત્ત શાસ્ત્રના ગ્રંથ ઉપર ચૂડામણિ, જ્યોતિ તથા નામ વગરની એમ ત્રણ ટીકાઓ છે. પ્રસુષ્ટ લાભમાં ખોવાએલી વસ્તુ ક્યારે મળશે તેનું જ્ઞાન આપેલું છે. ઠક્કર ફેરૂનાં વાસ્તુસારમાં પ્રાકૃતમાં વાસ્તુશાસ્ત્ર સંક્ષેપમાં કહેલું છે.

અપભ્રંશ કાવ્યોના સર્ગોનું નામ સંધિ હોય છે. આ સંધિ તે કડવાઓનો સમૂહ છે.

(सन्ध्यादौ कंडवकान्ते च ध्रुवं स्यादिति ध्रवः ध्रुवकं घत्ता वा कडवकसमूहात्मकः सन्धिस्तस्यादौ पद्धडिकाद्यैश्छन्दोभिः कडवकम्)

પાટણના ભંડારમાં સંધિબદ્ધ ગ્રંથો તથા કેવળ સંધિઓ કેટલીક મળેલી છે. ગુજરાતીમાં જેમ કાવ્યને રાસ કહે છે તેવી રીતે અપભ્રંશ તથા પ્રાકૃત ભાષામાં રાસો હતા. યશોદેવોપાધ્યાયના સંવત્ ૧૧૭૪માં રચેલા નવતત્વભાષ્યવિવરણમાં માણિક્યપ્રસ્તારિકાપ્રતિબદ્ધ રાસકનું નામ આવે છે.

(अनयोश्च विशेषविधिर्मुकुटसप्तमीसन्धिबन्धमाणिक्यप्रस्तारिकाप्रतिबद्धरासकाभ्यामवसेयः)

પાટણના ભંડારમાં સંદેશરાસક નામનો વિરહિણીસંદેશવિષયક પ્રાકૃત–અપભ્રંશમાં, અંતરંગ રાસ તથા નેમિ રાસ અપભ્રંશમાં છે.

મુનિવર વરદત્તના બનાવેલા वज्रस्वामि चरित्रनी બે સંધિઓ છે. પ્રથમ સંધિમાં ૧૨ અને બીજીમાં ૯ કડવા છે. કુલ ગ્રંથાગ્ર ૩૦૦ છે. આ ચરિત્રના ત્રણ તાડપત્રો પાટણમાં છે. તેમ એક ખંભાતમાં પણ છે. પ્રથમ કડવું નીચે પ્રમાણે છે.

अहो जण निसुण्णिज्जउ कन्नु धरिज्जउ वइरसामिमुनिवरचरिउ,
साहउं सुमणोहरु भवियह सुंदर नि जीणवयणु समुद्धरिउ १.
तुंबवननामि पुरवरु पहाणु अत्थेत्थु भरहि वरगुणनिहाण,
जिणभवणिहि सुंदरु किउ पवित्तु देउलविहारमंडिउ पवित्तु. २
नंदनवणसरिसरवरेहिं रम्मु पालहिं नर तित्थु जिणंदधम्मु,
तहिं नयरि अत्थि धणु नाउ सेट्ठि जो हत्थु न उड्डइ कसु वि हेट्ठि. ३.
तसु धणगिरि नामि पहाणु पुत्तु पुरमंडण अत्थि सुगुणेहि जुत्तु,
सावयवंसुप्पवउ सुद्धभावउ निम्मलगुणमंदिरु समियाउ. ४.
उवसंतमोहमोक्खाभिलासि अहिलासु न बंधइ गेहवासि,
जा कावि वरिज्जइ तासु बाल नवजोव्वणवरनयणविसाल. ५
पडिसेहइ सो मुनि जेम नारि नियजोयणु म अकयत्थ हारि,
पवज्ज लेसुं निव्विन्नकामु मइ सफलु करेविणु मणयजम्मु. ६.
अन्नइ पभणिज्जई सुंदरिए नियतायजणणिखामोक्खणीए,
हउ अवसवसित्तणि करिसु एहु महु मणइट्ठु एहु वरु वरेहु. ७
(घत्ता) एहु जइ न वरेसइ नवि परणेसइ तो मइ माइ मरेवउ,
एहु नयणसुसुंदरु रूवपुरंदरु अवस नाहु करेवउ. ८.
मुनिवरवरदत्ति गणहरभत्ति वइरसामिगणहरचरिउ,
साहिज्जउ भावि मुंचहु पावि जि तिहुयण नियगुणभरिउ.

अंतरंगसंधि–ધર્મપ્રભાચાર્યના શિષ્ય પંડિત રત્નપ્રભની અંતરંગ સંધિના નવ અધિકારો (૯ કડવા) માં ભવ્ય અને અભવ્યના સંવાદ રૂપે તથા મોહસેના તથા જિનસેનાના યુદ્ધ રૂપે અંતરંગ રિપુઓના વિજયનું વર્ણન છે. આની એક તાડપત્રની તથા બીજી કાગળની એમ બે પ્રતો છે.

चउरंगसंधिना પાંચ કડવામાં ચાર શરણનું વર્ણન છે. ધનપાલ પંડિતની पंचमीकहा (भविसत्तकहा) ૨૨ સંધિઓમાં છે. આદિનું એક કડવુ ઉદાહરણ તરીકે નીચે આપેલું છે.

जीणसासणि सारु णिद्धुयपावकलंकमलु,
सम्मत्तविसेसु निसुणह सुयपंचमिहि फलु.

पणविप्पिणु जिण तइलोयबंधू दुत्तरतरभवणिन्नूढखंधू,
भव्वयणपंत्त्यपयंगु कयकसणमोहतिमिरोहभंगु.
निसेसभरियभुवणंतरालु उक्कयदुक्कम्मतरुमूलजालु,
अविसाउ अराउ अकोहु अलोहु अणावलेउ,
परमेसर परमगुणप्पहाणु संपत्तु परनिव्वुइनिहाण
अरहंतु अणंतु महंतु सिउ संकंतु सुहुमु अणाइवंतु,
परमप्पउ पंडिउ महत्थु परमिट्ठि परमकारणु कयत्थु.
सो हियइ धरेवि पवरमहासिरिकुलहरहो,
वित्थारमि लोइ कित्तणु भविसणराहिवहो.

अंत इय भविसत्तकहाए पयडियधम्मत्थकाममोक्खाए
बुहधणपालकयाए इत्यादि
घत्ता.

આ કથામાં કાર્તિક શુક્લ પંચમી (જ્ઞાનપંચમી) ના ફલ વર્ણનરૂપ ભવિષ્યદત્ત રાજાની કથા છે.

હેમાચાર્યના ગુરુ દેવચંદનું सुलसाख्यान ૧૭ કડવામાં છે.

एह संधि पुरिसत्थवसत्थिय देवचंदसूरीहिं समत्थिय,
ईय बहुगुणभूसिउ जिणसुपसंसिउ सुलसचरिउम्मत्थियहं,
निसुणंतपढंतह भत्तिए सत्तणं देइ मोक्खु मोक्खत्थियहं.

ખરતર જિનદત્તાચાર્યના उपदेश रसायणनी ૮૦ ગાથાઓ છે.

इय जिणदत्तवएसरसायणु इय परलोइय सुक्खहं भायणु ।
कण्णंजलिहिं पियंति जि भव्वइं तेह यंति अजरामर सव्वइं ॥ ४ ॥

चर्चरी નામની જીનવલ્લભની સ્તુતિ પણ અપભ્રંશમાં છે.

भावनासार પ્રકરણની ૮૯ ગાથાઓ છે.

जिणसासणि छीणा चउगइरीणा भावणसार जि संभरइ ।
सुहसंतिपहाणा मुणिवरराणा ताह गुणथुइ फुड करहिं ॥ ८६ ॥

દિગંબર યોગીંદ્ર દેવનો परमात्म प्रकाश ભટ્ટ प्रभाकरनी विज्ञप्तिथी બનાવેલો છે. આ આધ્યાત્મિક ગ્રંથ ૩૩૦ દુહામાં છે.

भट्टपयाहरि विन्नविउ विमलु करेविणु भाव.

દિગંબર યોગચંદ્રનો યોગસાર ૧૦૮ દુહામાં છે.

પંડિત ધનપાલનું सत्यपुरमंडनमहावीरोत्साह નામનું એક ૧૫ ગાથાનું નાનું સ્તોત્ર અપભ્રંશમાં છે.

रखि सामि पसरंतु मोहु नेहु दुय तोडहि
सुम्मदंसणि नाणु चरणु महु कोहु विहोडहि ।
करि पसाउ स्व:रि वीरु जइ तुहुं मणि भावइ
तइ लुट्ठइ धणपालु जाउ जहि गयउ न आवइ ॥ १९ ॥

દિગંબર નયનંદિની આરાધના બે વિભાગમાં છે. પ્રથમ વિભાગમાં ૫૬ સંધિ છે અને બીજામાં ૫૮ સંધિઓ છે. ઉપલબ્ધ પુસ્તકમાં પ્રથમમાં ત્રીસ અને બીજામાં સત્તાવીસ સંધિયોજ મળે છે.

मुणिवरणयनंदीसण्णिवद्धे पसिद्धे सयलविहिणिहाणे एत्थ कव्वे सुभव्वे ।
अरिहपमुहसुत्तं वुत्तमाराहणाए पभणिउं फुडु संधी अट्ठावण्णं समेत्ति ॥

સસિપાલકકુલસંભવ પાર્શ્વનંદન ધાહિલના પઉમસિરિ ચરિત્રમાં ચાર સંધિમાં પદ્મશ્રી સતીના શીલનું વર્ણન છે. આ ક્યારે રચાયેલું છે તે જણાએલું નથી પરંતુ પ્રતીક સંવત ૧૧૯૧ નો છે.

आदि. धाहिलु दिव्वादिहि कवि जंपइ अहु जणरोलु मुएविणु संपइ,
निसुणह साहमि कन्नरसायणु धम्मकहाणउं पहुगुणभायणु.
अंत. ससिपालकवुक्य आसि नाहु जसु विमलु कित्ति जगि भमई सहु,
तसु निम्मलि वंसि समुब्भवेण पउमसिरिचरिउ किउं धाहिलेण.
कविपासह नंदणु दोसविमद्दणु सुराईहिं महासईहिं,
जिणचलणह भत्तउ तोयई पोत्तउ दिव्वदिट्ठिनिमम्मल्लइहिं.

સંદેહરાસક આ રાસક પ્રાકૃત તથા અપભ્રંશમાં છે. તેમાં દોહા, ગાથા, રડ્ડા, પદ્ધડિકા, ચાંદ્રાયણ, અર્ધ વગેરે છંદો વાપરેલા છે.

पंचाएसि पहूओ पुव्वपसिद्धो य मिच्छदेसोत्थि,
तह विसए संभूओ आरद्दो मीरसेणस्स ३.
तह तणओ कुलकमलो पाइयकव्वेसु गीयविसएसु,
अद्दहमाणपसिद्धो सन्नेहई रासयं रइयं ४.

પાશ્ચાત્ય દેશમાં મ્લેચ્છ દેશમાં મીરસેણના સંબંધીનો પુત્ર અદ્દહમાન નામનો હતો. તેની ગીતવિષય પ્રાકૃત કાવ્યને વિષે પ્રીતિને લીધે તેના સ્નેહથી આ વિરહિણુસંદેશવિષયક संदेश रासक રચેલું છે.

તેરમા શતકના અંતે તથા ચૌદમાના પ્રારંભે થયેલા આગમિક જિનપ્રભે કેટલાક ટુંકા ગ્રંથો રચેલા છે. કેટલાક શત્રુંજય ઉપર રહીને બનાવ્યા છે.

(૧) मदनरेखा संधि ५ કડવામાં મયણરેહા સતીનું ચરિત્ર ૧૨૯૭ માં બનાવેલું છે.

एसा महासइए संधी संधी व संजमनिवस्स,
जं नमिनिवरिसिणा सह ससकरा खीरसंजोगा.
बारहसत्ताणउए वरिसे आसोअसुद्धछट्ठीए,
सिरिसंघपत्थणाए एयं लिहियं सुयामिहियं.

( ૨ ) ज्ञानप्रकाश फुलक १२६ ગાથા.

सिरिजिणपहलग्गा भव्ववग्गा समग्गा परमपयसुहाणं जायई ते निहाण.
ज्ञानप्रकाशकुलकं रचितमिदं श्रीजिनप्रभचार्यैः,
श्रीशत्रुंजयसत्तीर्थसेविमिर्मेहनाशाय.

( ૩ ) चतुर्विध भावना કુલક ૧૧ કડવાં,

उज्जमु कुणहु जिणप्पहि लग्गिउ मोक्खकयेसु विवेकिहिं जग्गिउ.

( ૪ ) मल्लिचरित्र ૫૧ ગાથા; મત્તાછંદમાં ચંદ્રકંઠી સાધ્વીની વિજ્ઞપ્તિથી રચેલું છે.

एगुणवी समममल्लि जिणह चरियं इय नयट्ठिउ,
चंदकंठिसुपवित्तिणीए विन्नत्ति विरइउ.
सउविहसंघह देउ लच्छि सग्गअपवग्गह,
निरुवसग्गअणुविमग्गवग्गसिरिजिणपह लग्गह.
मत्ताछंदविणिम्मयगंथमानु पन्नास,
चरिउ गुणंतसुणंतह वि भवियण पुज्जइ आस.

( ૫ ) जीवानुशास्ति સંધિ ૧૮ ગાથા

इय विविहपयारिहिं विहिअणुसारिहिं भाविहि जिणपहुमणुसरहु.

( ૬ ) नेमिनाथरास ૧૧ કડવાં

जिणपहि लग्गिउ भावइ लीजइ जिणवरआण सो वंदीजइ,
जं जिणआणा निरुपमु तित्थू एउ गणहरिहिं कहिउ परमत्थू ११.

( ૭ ) युगादिजिन चरित कुलक ૨૭ ગાથા

इय भवभावविभावणग्गि कम्मिंधणु जालिउ,
केवलनाणी जाइ मोक्खि संजमु पालिउ,
रिसहचरिउ संथवणु रासिप्पोरेहिं जो देइ,
सो सिरिजिणपहलग्ग सग्गु अपवग्गु वि लेइ २७.

( ૮ ) भव्यचरित्र ૪૪ ગાથા

जिणपहुमेल्लिहउ सरणु न कोइ सुगुरु भणइ संयलु वि जीवलोई,

( ૯ ) भवियकुंडब चरित्र ૩૬ ગાથા. છંદ ચતુષ્પદી. હિંદી ભાષામાં ગવાય છે.

चउपइबंधेण इमं भवियकुडंवस्स संतियं चरियं,

सुतुजतित्थगएणं सिरिजिणपहसूरिणा रइयं ३६,

( १० ) सर्वचैत्यपरिपाटिस्वाध्याय

जिणपहसारहि जो करइ सु लहइ सिद्धिपवेसु ।

( ११ ) सुभाषित कुलक ३२ गाथा

( १२ ) श्रावकविधिप्रकरण ३२ गाथा

इय आगमविहि सावगइ पइ दिणु किरिया सारु ।

जाणिउ जिणपहि रइ करहु जिम छिन्नहु संसारु ॥ ३२ ॥

( १३ ) धर्म्माधर्म्मविचारकुलक १८ गाथा

आगमअणुसारिहिं जिणपहसुरिहिं धम्माधम्मवियारु किउ ॥ १८ ॥

( १४ ) वयरस्वामि चरित्र ६० गाथा सं० १३१६

चंदगच्छि देवभद्दसुरि दरक फुरइ जिणपहसुरि समगुणलरक ।

नाणि चरणि गुणि किति समद्ध देउ वकरसामि चरिउ आणंदु ॥ ५८ ॥

सोहग्गनमहानिहिणो गुरुणो सिरिवयरसामिणो चरियं ।

तेरहसोलुत्तरए रइयं सुहकारणं जयउ ॥ ५९ ॥

( १५ ) नेमिनाथ जन्माभिषेक १० गाथा ( १६ ) मुनिसुव्रत स्वामि स्तोत्र १३ गाथा ( १७ ) छप्पनदिशाकुमारिजन्माभिषेक १५ गाथा ( १८ ) जिनस्तुति २४ गाथा. આ ઉપરાંત જિનપ્રભનું નામ આપેલું નથી પણ ઘણું કરીને જિન પ્રભનાંજ બનાવેલાં કેટલાંક કાવ્યો ઉપરનાજ તાડપત્રના પુસ્તકમાં છે. ( १ ) षटपंचाशदिक्कुमारिका स्तवन २५ गाथा (२) महाविर चरित्र २४ गाथा.

( ३ ) जंबु चरित्र २० गाथा धन्याश्री भाषामां गवाय छे. सं० १२५५

बारसनव्वाणउए भद्दवसियपडिवगुरि समुद्धरियं ।

धन्नासीभासाए भणियव्व संघभद्दकए ॥ २० ॥

श्रीजिनप्रभुमोहराजविजयोक्ति २१ गाथा ( ५ ) जिनकल्याक ४ કડવાં ( १ ) भासरागेण ( २ ) खंभाइथीभाषया ( ३ ) देवकृतीभाषया ( ४ ) गुड कृतीभाषया.

( ६ ) सुकोशल चरित्र १८ गाथा.

तेरदुरुत्तरवरिसे सिरिवीरजिणिंदमोक्खकल्लाणे ।

कल्लाणं कुणह सया पढंतगुणंताण भव्वाण ॥ २ ॥

( ७ ) जिन स्तुति २० गाथा ( ८ ) चाचरि स्तुति ( वेलाउली रागेण ) ३६ गाथा ( ९ ) गुरुस्तुति चाचरि ( गुर्जरीरागेण ) १५ गाथा

नर्मदासुंदरी संधि. जिनप्रभ शिष्य ७१ गाथा सं. १३५८.

तेरससमयअडवीसे वरिसे सिरिजिणपहुपसाएणं ।

एसा संधी विहिया जिणिंदवयणाणुसारेण ॥ ७१ ॥

गौतम स्वामी चरित्र. ગૌતમ સ્વામિ-જિન પ્રભના શિષ્ય ૨૮ગાથા સં૦ ૧૩૫૮

गोयमसामिहिं गोयमचरियं रइयं प्रढयंजरीए भासाए

कत्तियअमावसाए अट्ठावन्नस्स वरिसस्स ॥ २८ ॥

चच्चरिउ. કર્તા સોલણ. ૩૮ ગાથા.

कर जोडि सोलणु भणइ जीविउ सफलु करेसु ।

तुम्हि अवधारह धम्मियउ चच्चरिउं गाएसु ॥ ३८ ॥

दुहा मातृका ५८ ગાથા.

मंगलमहासिरिसरिसु सिवफलदायगु रम्मु ।

दूहामाइं अकखियइ प्रहविहिं जिणवरधम्मु ॥ ५८ ॥

शालिभद्रकाक ( કક્કો ) કર્તા પઉમ ૬૯ ગાથા

मलि भंजणकम्मारिकुल वीरनाहु पणमेवि ।

पउमु कहइ कक्कक्खरिहिं सालिभद्दगु१ केवि ॥

अंतरंग रास जिनसूरि ११ કડવાં.

तारे जिय जिणसूरिहिं करि जिणधम्मु पमाउ विणासिउ ॥

चतुर्विशति जिणकल्यणाक १३ કડવાં, સ્થુલિભદ્ર चरित्र २ કડવાં, जन्माभिषेक સ્તુતિ ५ કડવાં, अवंतिसुकुमार संधि ११ કડવાં.

भावना संधि. શિવદેવસુરિના પ્રથમ શિષ્ય જયદેવગણિની ભાવનાં સંધિનાં ૬ કડવાં ( ૬૨ પદ્યે ) છે.

निम्मलगुणभूरिहिं सिवदिवसूरिहिं पढमु सीसु जयदेवगणि ।

किया भावणसंधि भावसुयंधी निसुणवि भविया धरह मणि ॥

शीलसंधि-જયશેખરસુરિશિષ્યકૃત ૩૪ ગાથા. ૧૫મા શતકના ઉત્તરાર્ધમાં.

इय शीलसुसंधि भावसुअंधि जयसेहरसुरिसीसकय ।

भविअउ निसुणेविणु हियइ ठवेविणु सीलधम्मि उज्जमु करहु ॥३४॥

उपदेशसंधि. હેમસારકૃત ૧૯ ગાથા.

उवएससंधि निरमलबंधि हेमसार इम रिसिकर ए ।

जो पढइ पढावइ सुहमणि भावइ वसुहं सिद्धिवृद्धि लइ ए ।

तपःसंधि સોમસુંદર શિષ્ય વિશાલરાજસુરિશિષ્યકૃત ૫૨ ગાથા. ૧૫મા શતકનાં અંતમાં. પ્રતીક લખ્યા સંવત્ ૧૫૦૫.

सिरसोलसुंदरगुरुपुरंदरपायपंकयहंसओ,

सिरिविसालराया सूरिराया चंद्रगच्छवतंसओ ।

पय नमीय सीसिइं तासु सीसिइ एस संधि विनिम्मिअ,

सिवसुक्खकारणदुहनिवारण तवउवएसिइ वम्मिआ ॥५१॥

केशीगोयम संधि ७० गाथा, महासती वर्णन संधि ७० गाथा.

આ સિવાય મહેશ્વરકૃત संयम मंजरी ૩૫ ગાથા, मृगापुत्र कुलक ४० ગાથા, वीरजिनपारणउ ४७ ગાથા, ऋषभपंचकल्याणक १४, नवकारफल ३०, ऋषभ धवल २६, सीतासती २०, आरात्रिकन्हवणादि २० चतुर्विंशतिजिनकल्याणक ३६, लघुअजितशांति कविधीरगणिकृत ५, चतुर्विंशतिजिनप्रतिमाकोश ११, जिनचैत्यस्तवन १५ बुद्धिसूरि (પૂર્ણિમા પક્ષના) स्तुति, जिनस्तुति २० वीरविंशतिका १३, સોમસૂરિકૃત कल्याणकस्तोत्र, दानादिकुलक, दंगडउ, शाकुन ३०; धर्मसुरिगुण, धर्मसूरिबारमास વગેરે પરચુરણ ગ્રંથો છે.

૧૨મા તથા ૧૩મા શતકના પ્રાકૃત કાવ્યો–દેવચંદ્રસૂરિકૃત शांतिचरित्र વર્ધમાનસૂરિકૃત ऋषभ चरित्र વગેરે–માં કેટલેક ઠેકાણે અપભ્રંશ ભાગ આવે છે. રત્નપ્રભાચાર્યની ઉપદેશ માલાની દોધટ્ટી વૃત્તિમાં ऋषभसंधि प्रभृति કેટલીક સંધિઓ છે.

ખંભાતના તાડપત્રના ભંડારમાં महावीरचरित्र વગેરે ત્રણચાર ટુંકા ગ્રંથો અપભ્રંશમાં છે.

અપભ્રંશ સાહિત્ય ઘણું વિશાળ હોવું જોઇએ. પરંતુ દુર્લક્ષથી નાશ પામી ગયેલું લાગે છે. ઉપરના ગ્રંથો ઉપરાંત બૃહટ્ટિપનિકામાં સાગરદત્તે સં. ૧૦૭૬માં બનાવેલું જંબુ સ્વામિ ચરિત્ર (૨૬૫૦ ગ્રંથાગ્ર) તથા તેના ઉપર ટિપ્પન (૧૧૫૦ ગ્રંથાગ્ર) નોંધેલાં છે.

સમયાભાવે અહીં તો ગ્રંથોના નામ માત્ર થોડાક ઉતારા સાથે આપેલા છે. પરંતુ આગળ ઉપર સમયાનુકૂલતાએ તેમાં વપરાયેલા છંદો તથા વ્યાકરણના પ્રયોગો વિષે લખવાનું બની શકે.

**જુની ગુજરાતી** ભાષાના સંપૂર્ણ અભ્યાસ માટે પાટણના ભંડારો જે જૂના અને વિશ્વસનીય સાધનો પૂરાં પાડે છે તેવાં હિંદુસ્તાનની બીજી કોઇ ભાષામાં ભાગ્યેજ મળી શકશે. અહીંયાના જૂના પ્રતીકોથી વિક્રમના અગીયારમા શતકથી ગુજરાતી ભાષાનો ઇતિહાસ યથાર્થ રીતે લખી શકશે. ભંડારોમાંનું ગુજરાતી સાહિત્ય બહુજ વિશાળ છે. પરંતુ તે સમગ્રનું અહીં વિવેચન કરતાં બહુજ વિસ્તાર થાય એવો હોવાથી ફક્ત ૧૩થી ૧૫માં શતક સુધીના ગ્રંથો તથા કેટલાક બીજા અતિ અગત્યના ગ્રંથો તપાસીશું.

जंबुस्वामिरास—આ રાસ મહેંદ્રસૂરિના શિષ્ય ધર્મે સંવત્ ૧૨૬૬માં રચેલો છે. ગૂજરાતી ભાષામાં અત્યાર સુધી મળી આવેલા રાસોમાં આ સૌથી જૂનો છે. પ્રતીક કાગળ ઉપર હોવાથી જોકે અસલની ભાષા સંપૂર્ણ રીતે સચવાયલી લાગતી નથી તોપણ પ્રયોગો અસલ રૂપમાં જળવાયેલા છે.

आदि जिण चउविस पय नमेवि गुरु चलण नमेवि,
जंबुस्वामिहिं तणुं चरिय भविउ निसुणेवि.
करि सानिध सरसत्तिदेवि जीय रंयक हाणउ,
जंबु स्वामिहिं गुणगहण संखेवि वखणाउ १

जंबुदीव भरहखित्ति तिहिं नयर पहाणउ,
राजगृह नामेण नयर पहुवि वख्खाणउ.
राज करइ सेणीय नरिंद नरवरहं जु सारो,
तासु तणइ पुत्त बुद्धिमंत मंति अमयकुमरो. २
अन्नदिणंतरिं वद्धमाण विरहंत पहूतउ,
सेणीउ चालीउ वंदणइ बहुमत्ति तुरंतु.
मार्गि वहंतु महाराय केसउ पेखेइ,
भोगविरत्तउ पसन्नचंद बहु तवण तवेइ. ३

अंत. वीरजिणिंदह तीर्थि केवली हुउ पाछलिउ,
प्रभवउ बइसारीउ पाटि सिद्धि पहुतु जंबुस्वामी.
जंबुस्वामी चरित पढइ गुणइ जे संभलई,
सिद्धि सुख्ख अणंत ते नर लीलाहिं पामिसिइ. ४
महिंद सूरि गुरु सीस धम्म भणई हो धामीउ,
चिंतउ राति दिवस जे सिद्धिई उमाहियाह. ५.
बारहवरसएहिं कवितु नीपनुं छासठए,
सोल्ह विज्जाएवि दुरिय पणासउ सयलसंघ. ६.

रेवंतगिरिरास—આ રાસ મંત્રી વસ્તુપાલના ગુરૂ વિજયસેન સૂરિએ ૪ કડવામાં બનાવેલો છે. સંઘવીના પાડાના એક તાડપત્રની પોથીમાં બીજા પુસ્તકો ભેગું સત્તરપાનાનું એક નાનું તાડ પત્ર હતું, તેમાંના ૧૨ પત્રમાં આ રાસ તથા બાકીની મહેશ્વરની સંયમ મંજરી (અપભ્રંશ) એ બે ગ્રંથો છે. દસ્કત બહુ ઉતાવળથી લખેલા છે. જો કે લખ્યા સંવત્ આપેલો નથી પરંતુ ૧૪ મા શતકના આદિમાં લખાયલું જણાય છે. રાસની રચ્યા સંવત્ પણ આપેલી નથી પણવસ્તુપાલે ગિરનારનો સંઘ કાઢેલો તે અરસામાં રચાયેલો હોવાથી સંવત્ ૧૨૮૮ના અરસામાં બનાવેલો હશે. આમાં ગિરનારનું તથા ત્યાંના દેવાલયોના જીર્ણોદ્ધારનું વર્ણન ટુંકામાં કરેલું છે.

आदि परमेसर तित्थेसरह पयपंकय पणमेवि;
भणिसु रासु रेवंतगिरे अंबिकदिवि सुमरेवि. १.
गमागरपुरवणगहणसरिसपवरि सुपएसु,
देवभूमि दिसि पच्छिमह मणहरु सोरठ देसु. २.

---

(૧) પરમેશ્વર તીર્થંકરના પદ પંકજને પ્રણમીને (૨) અંબિકાદેવીને સમરીને ગિરનારનો રાસભણીસું (૩) સુપ્રદેશ (૪) પશ્ચિમદિશામાં.

जिणु तहि मंडलमंडणउ मरगयमउयमहंतु,
निम्मलसामलसिहरभरे रेहैइ गिरि रेवंतु. ३.
तसु सिरि सामिउ सामलउं सोहग सुंदर सारु,
निबजाई व निम्मलकुलतिलउ निवसई नेमिकुमारु. ४.
तसु मुहदंसणु दसदिसिवि देसदेसंतरु संघ,
आवई भावरसालभणउ हहि रंगतरंग. ५.
पोरवाडकुलमंडणउँ नंदणु आसाराय,
वस्तुपाल वरमंति नहिं तेजपालु दुई भाई. ६.
गुरजरधरधुरिधवलधीरवीरधवलदेवराजि,
बिहुँ बंधवि अवयारियउ सूमु दूसममाझि. ७.
नाकलगच्छहँ मंडणउ विजयसेण सूरिराउ,
उवऐसिहि बिहु नरपवरे धम्मि धरिउ दिहु भाउ. ८.
तेजपालि गिरिनारतले तेजलपुरु नियनामि,
कारिउ गढमढपवरवणु मणहरु धरि आरामि. ९.
तहि पुरि सोहिउ पासजिणु आसाराय विहारु,
निम्मिउ नामिहि निजजणणि कुमरसरोवरु फारु १०.
तहि नयरह पूरवदिसि उग्रसेणगढदुग्गु,
आदिजिणेसरपमुहीजणमंदिरि भरिउ समग्गु. ११.
बाहिरिगढ दाहिणदिसिहिँ चउरियवेहिविसालु,
लाडुकलह हियउ रडीय नडिपसु ठाई करालु. १२.
तहि नयरह उत्तरदिसिहि सालत्थभसंभार,
मंडण महिमंडल सयल मंडव दस उप्भार. १३.

---

(૧) મરકતના મુકુટથી શોભતો (૨) નિર્મલ શ્યામ શિખરના ભારવાળો રેવંતગિરિ રાજે છે. (૩) તેના મુખ દર્શન વાસ્તે દશે દિશામાંથી ભાવથી રસયુક્ત મનવાળા સંઘો દેશ દેશાંતરથી હર્ષના તરંગયુક્ત મનથી આવે છે. (૪) પોરવાડ કુળના મંડણ (૫) બે બાંધવોએ દુઃસમ કાલમાં સમકાલ અવતાર્યો. (૬) નાગેંદ્રગચ્છના મંડણ વિજયસેનસૂરીશ્વરના ઉપદેશથી નરપ્રવર બન્ને ભાઈઓ ધર્મમાં દઢ સ્થાપાયા. (૭) પોતાની માતા કુમરદેવીના નામથી મોટું કુમર સરોવર બંધાવ્યું (૮) ચોરીની વેદી.

जोइउ ओइजा भवियण पेषि गिरिहि दुयारी,
दामोदरु परिषंचमउ मुबउ रेहइ उरि. १४.
अगुण अंजण अंबिलीय अंबाडय अंकुल्लु,
उंवरु अंबरु आमलीय अगरु असोय महल्लु. १५.
करवर करपट करुणतर करबंदी करवीर,
कुडा कडाह क्यंत्र कड करब कदलि कंपीर. १६.
वेयलु वंजलु बउल वडो वेडस वरण विडंग,
वासंती वीरिणि विरह वंसियाली चण चंग. १७.
सींसमि सिंबलि सिरसमि सिंधुवारि सिरखंड,
सरल सार साहार सय सागु तिगु सिणदंड. १८.
पल्लवफुल्लफलुल्लसिय रेहइ ताहि वणराई,
ताहिउज्जिलतलि धम्मियह उल्लटु अंगि न माई. १९.
बोलावी संघहतणीय कालमेघंतरपंथि,
मेल्हविय ताहिं दिढ घणीय वस्तराल वरमंति, प्रथमं कडवं. २०

दुविहि गुज्जरदेसे रिउरायविहंडणु,
कुमारपालु भूपालु जीणसासणमंडणु,
तेण संठाविउँ सुरठदंडाहिवो अंबओ,
सिरे सिरिमालकुलसंभवो,
पाज सुविशाल तिणि नठिय.
अन्तरे धवल पुणु परव भराविय. १.
धनु सुधवलह माउ जीणि पाग पयासिय,
बारविसोत्तरवरसे जसु जसि दिसि वासिय,
जीम जीम चडपं तडि कडणि गिरनारह,
तिम तिम ऊडई जण भवणससारह,
जीम जीम सेउजलुँ अंगि पलाटए,
तिम तिम कलिमलु सयलु ओहट्टा ये. २.

---

(१) અહીંઆથી રૈવતગિરિની વનસ્પતિનું વર્ણન શરૂ થાય છે. (२) સોરઠ (દંડાધિપ.) (૩) સેતુબન્ધ.

जीम जीम वाग्ई वाउ तहिं निज्जरसीयलु,
तिम तिम मद्दहुहहाहो तणि तुट्टई.
निच्चलु कोइलकलयलो मोरकेकारवो,
सुंमये महुयरमहुरगुंजारवो,
पाज रूडंतह सैवयालोयली,
लाषारामु दिसि दीसये दाहिणी. ३.

अंत

आवइ ये जे न उज्जिंति घर घरइ धंधोलिया ये,
आविही ये हीयह न जंति निफफलु जीविइ तासुतणउ. १६.
जीविउ ये सो जी परि धन्नु तासु संमच्छर निच्छणुये,
सो परि ये मासु परि धन्नु बलि हीजीइ नहि, वासर ये. १७.
जिहिं जिणु उज्जिलठामि सोहगसुंदरु सामलु ये,
दीसई ये तिहुयणसामि नयणसलूणउ नेमिजिणु. १८.
नीझरणचमर ढलंति मेघाडंबर सिरि धरीई,
तित्यह येसउ रेवंदि सिंहासणि जयइ नेमिजिणु. १९.
रंगिहि ये रसइ जो रासु सिरिविजयसेणिसूरिनिम्मविउ ये,
नेमिजिण तुसइ तासु अंबिक पुरइ मणि रली ये. २०.

( ચતુર્થ કડવં )

नेमिनाथ चतुष्पादिका—સંવત્ ૧૩૫૬-૫૮ માં લખાયેલા કાગળના પુસ્તકમાં લખેલી આ વિનયચંદ્રસૂરિની નેમિનાથ ચતુષ્પદિકાની ૪૦ ચોપાઈ છે. ઉદયસિંહની ધર્મવિધિવૃત્તિને સંવત્ ૧૨૮૬ માં શોધનાર તથા કવિશિક્ષા વગેરેના રચનાર મહાકવિ આચાર્ય વિનયચંદ્ર રવિપ્રભના શિષ્ય હતા; જ્યારે આ વિનયચંદ્રે સૂરિ રત્નસિંહના શિષ્ય હતા.

सोहगसुंदरु घणलायन्नु सुमरवि सामिउ सामलवन्नु,
सखिपति राजल चडि उत्तरिय बार मास सुणि जिम वज्जरिय. १.
नेमिकुमर सुमरवि गिरनारि सिद्धि राजल कन्नकुमारि,
श्रावणि सरवणि कडुय मेहु गज्जइ विरहि रिझिज्जइ देहु,
विज्जु झबक्कइ रक्खसि जेव नेमिहि विणु सहि सहियइ केम्व. २.
सखी भणइ सामिणि मन झूरि दुज्जणतणा मन वंछित पूरि,
गयउ नेमि तउ विनठउ काइ अछइ अनेरा वरह सयाइ ३.

---

(१) આવકોની દષ્ટિએ.

बोलइ राजल तउ ईह वयणु नत्थि नेमिसम वररयणु
धरइ ते जुमहरण सवि ताव गयणि न उग्गई दिनयर जाव ४.
माद्रवि भरिया सर पिक्खेवि सकरुण रोवइ राजलदेवि,
हा एकलडी मई निरधार किम उवेषिसि करुणासार. ५.

अंत निम्मल केवल नाणू लहेवि सिद्धि सामिणि राजलदेवि,
रयणसिंहसुरि पणमवि पाय बारई मास भणिया मई भाई १०.
नेमिकुमरु समरवि गिरनारि सिद्धि राजल कन्नकुमारि,
विनयचंद्रसुरिकृतश्रीनेमिनाथचतुष्पादिका.

संवेगमातृका १३५० ના અરસામાં લખાયેલા તાડપત્રમાં ત્રુટક મળેલી હોવાથી કર્તાનું નામ તથા રચ્યા સંવત્ જણાયલા નથી. કુલ ગાથા ૬૧ છે. પ્રથમ ભલે મીંડાથી માતૃકા શરૂ થાય છે.

भले भणउ जाणउ परमत्थु दुहहु अउविह संग्रह सत्थु
येउ जाणेविणु छाईउ लिअउ निय विढत्थु घणु धम्मि दिउ.
मीडउ भणीउ किम कवी कहई मीडाविणु संसारू जु भमई,
मीडातणी अज येवडी सक्ति मीडउ ध्यासा हुअई ज मुक्ति २.

मातृकाचउपइ પણ ઉપરનાજ તાડપત્રમાંથી મળે છે. કર્તાનું નામ તથા રચ્યા સંવત્ આપેલા નથી. અહીંઆ પણ ઉપરની પેઠે બારાખડીના અક્ષરો લઈને ઉપદેશ આપ્યો છે.

त्रिभुवनसरणु समरि जगनाहु जिम फिटई भवदवदुहदाहु
जिन अरि आठ करम निदलिय नमो जिन जिम भवि नावउ वालिय.
आंचली, सवि अरिहंत नमेवि सिद्ध उवझाय साहु गुणभूरि,
माईय बावन अक्षर सार चउपईबंधि पठिऊ सुविचार,
भले भणेवीण भणीअउ भलउ तिहुयणमांसारु हएतलउ,
जिन जिनवचनु जगह आधारु ईतीउ मूकिउ अवर असारु,
मीडउ पढीऊ भवनागमा जऊ समकीती लीणु आतमा,
जिनह वयणि करिजे नियु टाहु हृदय रहवि तिहुणनाहु २.

कछूलीरास કછૂલી એ આબુની તળેટીમાં ગામ છે. આ રાસમાં કછૂલીના આચાર્યોનો ઇતિહાસ છે. આ રાસ કોરિંટાવડમાં ૧૩૬૩માં રચાયેલો છે અને કછૂલીના આચાર્ય ઉદયસિંહની ધર્મવિધિ વૃત્તિની સંવત્ ૧૪૧૮માં કછૂલી પાસે લખાયેલી લૂગડા ઉપરની પ્રતના પ્રાંતે લખેલો છે.
गणवइ बो जिम दुरीउविहडणु रोलविहंडणु रोलनिवारणु तिहुयमंडणू पणमवि सामीउ पासजिणु.
सिरिभवदेवसुरिहिं वंसो वीभीपाहह वंसनु रासो धम्मिय रोल निवारिउ,

सगखंडउ जिम महीयालि जाणउ अठारसउ देसु वखाणउ गोउलि धन्नि रमाउलउ,
अनलकुंडसंभम परमार राजु करइं तहिं छे सविचार.
आबूगिरिवरु तहिं पवरो विमलवसही आदिजिणंदो.
अचलेसरु सिरिमासिरिवंदो तसु तलि नयरीय वखीवए,
जणमणनयणह कम्मणमूर्क कछूली किररिलंकाविसाली सरप्रववावि मणोहरीय.
तम्हि नयरीय तम्हि नयरीय वसइ बहु लोय,
चिंतामणि जिम दुच्छीयहं दीहं दानु सविवेय हरिसीय.
सच्चइ सीलि ववहरइ कूडकपर्ड नवि तेय जाणइं,
गलीउ जलु वाडी पीइ धम्मकम्मि अणुरत्त.
एकजीह किम वन्नीइ कछूली सुपवित्त, वस्तु.
अंत जिणसासणि नहचंदु सुहगुरु भवियहं कलपतरो,
तां जगि जयवंत उम्हाउ जां नीग ऊगइ सहसकरो.
तेरत्रिसठइ रासु कोरि टावडि निम्मिउ,
जिणहरि दिंत सुणंत मळवंछिय सवि पूरवउ.

थुलिभद्दफागु સ્થૂલિભદ્રનો આ ફાગ ખરતરગચ્છના આચાર્ય જિનપદ્મસૂરિએ ચૈત્ર માસમાં રંગથી રમવા અને ગાવા બનાવેલો છે. જિનપદ્મસૂરિ વિક્રમની ૧૪ મી સદીના અંતમાં થયા હતા,

आदि–पणमिय पास जिणंदपय अनु सरसह समरेवी,
पूलिभद्दमुणिवइ भणिसु फागुबंधु गुण केवी.
अह सोहगसुंदररूववंतु गुणमणिभंडारो,
कंचण जिम झलकंतकंति संजमसिरिहारो.
थूलिभद्दमुणिराउ जाम महियली बोहंतउ,
नयरराय पाडलियमांहि पहूतउ विहरंतउ,
वंदउ सो सिरिथूलिभद्द जो जुगह पहाणो.
मलिउ जिणि जगि मल्ल सल्लरइ वल्लहमाणो,
खरतरगच्छि जिणपदमसूरिकियफाग रमेवउ,
खेला नाचइ चैत्रमासि रंगिहि गावेवउ.

गौतमरास વિજયભદ્ર (સં. ૧૪૧૨) આ રાસ છપાયેલો છે પણ [illegible] ભાષામાં

અહીં આ એની આધારે વિક્રમના ૧૫મા શતકના ઉત્તરાર્ધમાં લખાએલી કાગળની પ્રત ઉપરથી મૂળ ભાષાના નમુના તરીકે થોડો ભાગ ઉતારેલો છે.

वीरजिणेसरचरणकमल कमलाकयवासो,
पणमवि पभणिस सामिलगोयमगुरुरासो,
मणु तणु वयणु एकंतु करवि निसुणउ भो भवियां,
जिम निवसइ तुम्ह देहगेहि गुणगण गहगहियां
जंबुदीवि सिरिभरहखेत्रि खोणीतलमंडणु,
मगधदेश श्रेणीयनरेसु रिउदलबलखंडणु,
धणवर गुब्बर नाम गामु जहि गुणगणसज्जा,
विप्पु वसइ वसुभूई तत्थ जसु पुहवी भज्जा.
ताण पुत्तु सिरि इंदभूई भूवलयपसिद्धउ
चउदहविद्याविविहरूवनारीरसि विद्धउ,
विनयविवेकी विचारसार गुणगणह मनोहरु,
सातहाथसुप्रमाणदेह रुपिहि रंभावरु.
नयणवयणकरचरणि जिण वि पंकज जलि पाडियु,
तेजिहि ताराचंदसूर आकासि भमाडीय,
रुविहि मयणु अनंग करवि मेल्हिउ निहाडिय,
धीरिम मेरु गंभीरि सिन्धु चंगिम चय चाडिय.
पिक्खवि निरूवम रूस जस्स जण जंपई कंचिय,
एकाकी कलि भीत इत्थ गुण मेल्हया संचिय,
अहवा निश्चई पुव्वजम्मि जिणवरू ईणि वंदीय,
रंभा पउमा गउरि गंग रति अति आणंदिय.

કમલાવતી રાસના કર્તા વિજયભદ્ર આ કે બીજા તે નક્કી થઇ શકે એવું નથી પ્રતીકની ભાષા ૧૭મા શતકની છે.

જ્ઞાનપંચમી ચોપાઇ શ્રુતપંચમીના માહાત્મ્ય ઉપર ભવિષ્યદત્તની કથાનું વર્ણન આ ચોપાઇમાં કરેલું છે. ધનપાલની પંચમી કહા (અપભ્રંશ) અને મહેશ્વરસૂરિની પંચમી કહા (પ્રાકૃત)ને વિષય આજ છે. આ ચોપાઇ મગધ દેશમાં વિહાર કરતાં જિન ઉદયગુરુના શિષ્ય અને ઠક્કર માલ્હેના પુત્ર વિદ્દણુએ સંવત્ ૧૪૨૩માં રચેલી છે પ્રતીકમાં મૂળ ભાષા સારી સચવાયલી છે.

आदि जिणवरसासणि आछई सारू जासु न लभई अंत अपारू,
पढहु गुणहु पूजहु निसुनेहु सियपंचमीफलु कहियउ एहु,
सियपंचमीफलु जाणई कोइ जो नरु करइ सो दुहिउ न होई,
संजन मन धरि जो नरु करई सो नरू निश्चइ दुत्तरु तरई.
ओंकारबिणइ चउवीस सारद सामिनी करउ जगीस.
वाहग हंस चडी कर वीण सो जिणसासणि अच्छई लीण
अठ्ठदलकमलउपनी नारि जेणि पयासिन वेदइ चारि
ससिहरबिंबु अमियरस फुरई नमस्कार तसु विद्धण करई
चिंतासायर भवि नरू परई घरधंधललि सयलई वीसरई
मानु माका मोह जर झपे परियउ सदेहू
दीन न दिनउ मुनिवरजोगु ना तपू तपिउ न भोगेउ भोगु
सावयधरहि लियउ सवतारू अनुदिनु मनि चिंतहु नवकारू. ६.
तिन्नि रयणि जो झाणहं गइ तिसु जिउन रयाण कवहु जाइ. ७.
भवियह मुनिवर कइउ सुनेहु सियपंचमिफलु कहियउ एहु.
चउदहसइ तेइसा सार मंडल मगध नयरविहार ८.
कियउ कवितु हरिषे आपने बहुफलु होई पंचमी सुने,
कन्नु देइ करि निसुनेहु लोई जंबुदीप पसिद्धउसोई. ९.

अंत ठनकर माल्हेपूतु विद्धणू पभणई सुद्धमणी हरखिहिं लागउ चीत
चउदहसई तेवीसमए,
सिय माघवइग्यासि गुरूवासरि ईहु उपनउ नयरविहारमझारि
पंचमिफलु ईम्ब गाईयउ, ४६
नंदउ चउविह संघु नंदउ सिरिजिणउदयगुरो
जिम्ब तारायण चंदू जिम्ब जलनिहीं गुरूगिरिपवरो,
इह सियपंचमी तेमि चिरू नंदउ संसारमहि,
ते नर सिवपुरि जाहिं पढहिं गुणहिं जे संभलई. ६४८.

चिहुंगतिनी वेल—ચિહુંગતિની વેલનો કર્તા વસ્તિગ છે. રચ્યા સંવત્ આપેલી નથી પણ પ્રતીક સં. ૧૪૬૨માં લખાયેલી છે.

आदि. शेत्रुंज वंदिअ तीरथराउ गुरुया गणहर करउ पसाउ
वागवाणि हउं समरउं देवि चिहुगतिगमण कहू संखेवी ४.
चिहु गतिमांहि काइ नच्छी सार दीसइ दुरकतणुं भंडार,
चिहू गतितणुं तीहां नहीं कोइ गंधु जिहि चित्ति एक वसई जिणधम्मु
अंत. रामतिनी छइ मू वणी टेव गुरुया संघनी नितु करू सेव
अज्ञानपणइ आसातन कीच वस्तिग लागइ श्रीसंघराय ५.

આ ચિહુંગતિની વેલનું બીજું નામ ચતુર્ગતિ ચતુષ્પદી છે. બીજી પ્રતમાં પ્રથમ લીટી નીચે પ્રમાણે છે,—

शेत्रुंज वंदिय तीरथराउ प्रभरत्ना गुरुं करुं पसाउ

આ ઉપરથી કર્તાના ગુરુનું નામ પ્રભરત્ન અથવા રત્નપ્રભ હશે પણ વિશેષ હકીકત નહી આપેલી હોવાથી તે ક્યારે થયા તે કહી શકાય નહી.

त्रीभुवनदीपक प्रबंध—જયશેખર સૂરિના ત્રિભુવન દીપક પ્રબંધ ઉર્ફે પરમહંસ પ્રબંધમાં જૂદા જૂદા છંદો—વસ્તુ, દુહા, ચુપઇ, બોલી, દ્રુપદ, ઢાલ, ષડ્ઉલ વગેરે-વાપરેલા છે જયશેખર સૂરિ સં. ૧૪૬૦ ના અરસામાં વિદ્યમાન હતા.

आदि (धुरि दुहा रागु धनासी) ये पहिलउ परमेश्वरु नमी अविकतु अविचल चित्ति
समरिसुं समरस झीलती हंसासणि सरसत्ति. १
मानसिसरिजां निम्मलइ करइ कतूहलु हंसु,
तां सरसति रागई रहई जोगी जाणई डंसु. २
वाणी पाणि सामिणी मन सरसती संभारी,
दीसइ दुयणदुयंगमी भीडे भुयण दुयारी. ३
हिव वस्तु नाभि मंडल २ मुक्लि जे कंदु तिणि सुत्ति जगाविय,
मूलपवणुं जुत्तिहिं निरुंधिय,
तउ चल्लिय पवणबलि अग्रहमग्गि ससिपाणलुद्धिय,
पखी देवी सरिस मई दिठ्ठी दसम दुयारि,
करिसिउं कवित सोहामणुं तेह सरसति आधारि. ४

જયશેખર સૂરિ એક પ્રખ્યાત ગ્રંથકાર હતા અને તેમનો રચેલો આ પ્રબંધ મનોહર હોય તેમાં નવાઇ નથી. પ્રબંધની ત્રણ પ્રતો પાટણમાં છે. પરંતુ જે પ્રતીમાંથી ઉપરનું ઉતારવામાં આવેલું છે તે વધારે જુનો હોઇ મૂળ ભાષા સારી જળવાયેલી છે.

विद्याविलास रास—પીપલગચ્છના વીરપ્રભ સૂરિના શિષ્ય હીરાણંદ સૂરિએ આ વિદ્યાવિલાસ નરેંદ્રનો પવાડો સં. ૧૪૮૬ માં રચેલો છે.

पहिलउं प्रणमिय पढमजिणेसर सित्तुंजय अवतार,
हथिणाउरि श्रीशांतिजिणेसर उज्जलि नेमिकुमार. १
जीराउलि श्री पासजिणेसर साच उरि वर्धमान,
कासमीरगुरि सरसती सामिणि दिउ मझ नितु वरदान. २
पीपलगच्छिहि गिरुआ गगहर सिरिवीरप्पह सुरि,
नामिय लीघइ जास तणइ सवि पाप पणासइ दूरि. ३
तासतणा पय पणमाग बोलीसु विद्याविलासह चरिय,
भणइ हीराणंद भविया निसुणइ हीयडइ हरख धरीय ४
विद्याविलास नरिंदपवाडउ हियडामीतरि जाणी.
अंतराय विणु करउ तुम्हि भाव घणेरउ आणि, ५

આ રાસમાં વસ્તુ દુપદ, દુહા, ચોપઇ, દેશાખ, વસંત, ધન્યાશ્રી, આંચલી, આંકણી વગેરે છંદો તથા રાગો વાપરેલા છે. પ્રતીક બહુ જૂનો નથી.

दशार्णभद्ररास—હીરાણંદસૂરિકૃત દશાર્ણભદ્રરાસ બહુજ ટુંકો છે. પિપ્લપગચ્છના હીરાણંદ સૂરિનો વિદ્યાવિલાસ પવાડો સં. ૧૪૮૯માં રચાયેલો છે.

वीरजिणेसर पय नमीए समरीय समरीय सरसति देवि कि.
दशनभद्रगुण गाइसिउ ए हियडलइ,
हियडलइ हरष धरेवि कि वीरजिणेसर पय नमीए. १
त्रुटक. पय नमीय वीरह दशनभद्द चरिय रचिसि सोहामणुं
जंबुदीविहिं भरहखंडहि दशनपुरु रलियामणूं,
दशनभद्र तिहि राज पालइ इंद्रनामलि जाणीए,
दशनगिरिवनि वीर पुहुता समवसरण वषाणीए २
अंत. इणिपिरि जिणवर गुण थुणए नासए नासए कपमलपूरि कि,
बोलइ बोलइ हीराणंद सुरि कि इणिपरि जिगवर वांदतां ए,

नेमिनाथफाग—ધનદેવ ગણિનો આ સંસ્કૃત પ્રાકૃત તથા ગુજરાતી એમ ત્રણ ભાષામય સુરંગાભિધાન નેમિફાગ સંવત્ ૧૫૦૨ માં રચાયેલો લાગે છે.

नत्वानंतगुणात्मकं सुरनतं संसारनिस्तारकम्
विश्वानंदविधायकं जिनपतिं श्रीआदिदेवं प्रभुम् ।
स्तुत्वा श्री सुतदेवतां जननतां निःशेषजाड्यापहाम्
श्रीनेमेरतुलं करोमि सफलं फागं सुरंगाभिधम् ।

प्राकृत काव्य । देवी देवि नवी कवीश्वरतणी वाणी अमीसारणी
विद्यासायरतारणी मल घणी हंसासणी सामिणी ।
चंदा दीपति जीपति सरसति मइ वीनवी वीनती
बोलुं नेमिकुमार कोलिनी रति फागिइं करी रंजती ।
सरसति मुझ मति देवीअ देवीअ तुं जगि साररे ।
नीलकमलदलसामल जिनवर वरणवुं नेमिकुमाररे ॥ २ ॥
कामित फलदातार सामी नेमिकुमार
हारमनोहरु ए मुगति रमणिवरुए ॥ ५ ॥

अंत फाग—ज्ञान उपनुं जाणीय राणीय राइमइ रंगी
गिरिसिरि सामीय नीरखीय हरखीय मा निजअंगि ॥ १ ॥
सामी केवल कामिनी करि धरी राजीमती नादरी
सा सारी निजकाज रानकुमरी मुगतिइ गइ सा वरी ।
जे रेवैगिरिरायऊपरि गमइ श्रीनेमिपाये नमइ
ते पामइ सुखसिद्धिरिद्धिहि रमइ श्री शाश्वती भोगवइ ॥ ३ ॥

इति श्रीसुरंगाभिधो नेमिफागः संपूर्णः संवत् १५०२ वर्षे कृतो धनदेवगणिना

वस्तुपाल तेजपाल रास—આ રાસના કર્તાનું નામ જણાવેલું નથી. બહુજ નાનો હોવાથી તેમાં વસ્તુપાલના ફક્ત ધર્મકૃત્યોનું ટુંક વર્ણન કરેલું છે. રાસ જૂનો હોવાથી તેમાં વસ્તુપાલ અને તેજપાલના વસ્તિગ અને તેજિગ એવાં નામો આપેલાં છે જે તેમના ખરાં લૌકિક પ્રચારના નામ હોવાં જોઇએ. ચિહુંગતિની વેલના કર્તાનું નામ પણ વસ્તિગ છે.

आदि वीर जिणेसर नमीय पाय अनइ गोयमसामी
सरसतितणइ पसाउलइ ए कहिसिउ सिरनामी ॥ १ ॥
वस्तुपालतेजिगतणउ अम्हे बोलिस रासो
भरतषेत्र धुरि गुजरात अनहिलपुर वासो ॥ २ ॥
अणहिलवाडउ नयर जाणि पुहुविपरसिद्धउ ॥
गढमढमंदिरपोलिवावि सरवरइ समिद्धउ ॥

श्रेणिकरास—આ રાસના કર્તા જણાયલા નથી. પણ ૧૬ શતકમાં રચાયેલો હોવો જોઇએ. પ્રતીક સંવત્ ૧૫૨૬ નો છે.

आदि सोहोवा सिरिविरजिणपयपंकय पणमेवि
श्रेणी उभयकुमार चरितु हउ संखेवि भणेसुं ॥ १ ॥

श्रेणीउमयकुमारचरी सरसतिविणु न म्हाइं
पणमय वीटिउ बाउलओ वाणी संघपसाइ ॥ २ ॥

मंगलकलस चोपाइ—આ રાસના કર્તા સર્વાનંદ સૂરિ કીયા ગચ્છના હતા અને તેમણે આ રાસ ક્યારે રચ્યો તે જણાતું નથી. એક સર્વાનંદસૂરિએ સં. ૧૩૦૨ માં ચંદ્રપ્રભચારિત્ર રચેલું છે આ ચોપાઈમાં વસંત, સામેરી, દ્રુપદ વગેરે રાગો વાપરેલા છે.

सयल मंगल सयलमंगलमूलु मुणिनाह
आबुगिरि आदिजिणु पायपउम पणमेवि भाविणु
कछोलीमुखमंडणु पासनाहु उरवरि धरेविणु ॥
वागुवाणि सुभवयण ले अवतरी अक्षरमाल
मंगलकलसुचरित्ति हिव भणसिउ रलिअ रसाल ॥ १ ॥
(दूहा) रलिअ रसाल निसुणतां मंगलकलसचरित्त
भविआं भाविइ संमलु करीउ सुनिचल चित्तु ॥ २ ॥
निश्चलचित्तपसाउलइ विघन विलीजइ दूरि ।
सुललितवाणी इम भणइ श्री सर्वानंद सूरि ॥ ३ ॥

पेथडरास—વિક્રમના ૧૩ શતકમાં થયેલા, પોરવાડ વંશના પેથડશાહના સુકૃતો આ કર્તાના નામ વગરના રાસમાં સંક્ષેપમાં વર્ણવેલા છે. રાસ ૧૫ શતકના આદિમાં રચાએલો લાગે છે, પેથડના વિશેષ વર્ણન માટે સુકૃતસાગર કાવ્ય જુઓ.

आदि
विनयि वयणि बीनवउ देवि सामिणी वागेसरि ।
हंसगमणि आकाशभमणि तिहुयणि परमेसरि ।
वीरजिणंदह नमीय चलण चउविहु श्रीसंघिहिं ।
कवडिजक्ख जक्खाधिराज समरीय मनरंगिहि ॥ १ ॥
कोडीय नयरमिवासिणीय वंदउ अंबिकदेवी ।
शासनदेवति मन धरीय गुरुचलण नमेवि ॥ २ ॥
रास रमेवउ जिणभवणि तालमेल ठवि पाउ
संघ तलायन रोपीउ ए समगिरिविभगिरि बेवि ॥ ३ ॥

संघपति समरसिंहरासना કર્તા નાગેંદ્રગચ્છના પાસડસૂરિના શિષ્ય અંબદેવ છે. સંઘપતિ સમરસિંહ ઉર્ફે સમરાએ કેટલાંક સ્તવનો બનાવેલાં છે. સંવત્ ૧૪૭૧માં તેણે શત્રુંજય ઉપર ઋષભદેવની મૂર્તિ બેસાડી હતી. આ રાસ પણ તે અરસામાં રચાયેલો છે; અને તેમાં સમરાના વિવિધ કૃત્યો વિસ્તારેલાં છે. સમરસિંહ ઓસવાળ હતો અને તેના ઉપર અલપખાનની મહેરબાની હતી.

आदि पहिलउ प्रणमिउ देव आदिसरु सेत्तुज्जसिहरे ।
अनु अरिहंत सव्वेवि आराहउ बहुभत्तिभरे ॥
तउ सरसति सुमरेवि सारदससिहरमिम्मलीय ।
जसु पयकमलपसाय मुरुखु माणइ मन रलीय ॥ २ ॥
संत्रपतिदेसलपुत्तु भणिसु चरिउ समरातणउ ए ।
धम्मियरोलुनिवारि निसुणउ श्रवणि सुहावणउ ए ॥ ३ ॥

अंत पासडसूरिहिं गणहरह नेउअगच्छनिवासो
तसु सीसिहिं अंबदेवसूरिहिं रचिउ एहु समरारासो ॥
एहु रासु जो पढइ गुणइ नाचिउ जिणहरि देइ ।
श्रवणि सुणइ सो बयठउ ए तीरथजात्रफलु लेइ ॥

सुदयवत्सवीरचरित्र—સદેવંત સાવલિંગાની લોક કથાનું આ જૂનું કાવ્ય છે. કર્તા જૈનેતર ભીમ છે. તેના વિશે કંઇ વિશેષ જણાતું નથી. પ્રાકૃત તથા જૂની ગૂજરાતીમાં રચાયેલા આ કાવ્યમાં ૬૭૨ ગાથાઓ છે. ગ્રંથાગ્ર ૧૦૧૧ છે. કવિએ પાધડી, છપ્પય, વસ્તુ, દોહા, ચઉપઇ વગેરે છંદો વાપરેલા છે પ્રબંધ સોળમા શતકના આરંભે બનાવેલો લાગે છે.

माइमहामाइमझे बावनवन्नस्स जो सारो ।
सो बिन्दु ओकारो ओंकारेण नमोक्कारो ॥ १ ॥
जिणइ रचिय निगमआगमपुराणसर अक्खराण वित्थारो ।
सा बह्माणी वाणी पय पणमवि सुपय मग्गेसु ॥ २ ॥
गयवयण गवरिनंदण सेवयसुहकरण असुहअवहरणो ।
बहुबुद्धिसिद्धिदायक गणनायक पढम पणमेसु ॥ ३ ॥
गुरु लहु अ जि केवि कवियण सरससुअत्था सुछंदबंधयरा ।
ए कंठठाणि सव्वे करजुअलं जोडि पणिमामि ॥ ४ ॥
सिंगारहासकरुणा रुधे वीरो भयान बीभत्थो ।
अदभुतशांत नवइ रसि कसु जंपिसु सुदयवच्छस ॥ ५ ।

(छप्पय) मालवदेससमझारि नयर उजेणी अणोपम
पहु पहुवच्छ नरिंद नारि बहुलच्छि रुच्छिसम
तिह सुय सुदयकुमार सबल सामलिभत्तारह ।
साहसि जसि पवरसि प्रसिद्ध जगि जयत जूआरह

खित्ततणि खित्तिय सोह कर रायरीति वीर जि विशुद्ध
इम भणिइ भीम तुअ गुण थुणिसु जो रसि धीवर लब्ध ॥ ६ ॥
उज्जेणि अवणिमइज्झे नयरीनयरमयलसिंगारो
तिणि पहू पहुबच्छो पत्थंतय पूरए अत्थ ॥ ७ ॥
विप्पवयणि राउ रंजिउ पुच्छइ वलि अविगत्ति ।
कवण कलागुण तूंअतणइ कवण तुज्झ कुलपित्ति ॥ १४ ॥

(वस्तु) विप्प जंपइ बिप्प जंपइ निसुणि नरनाह
जयवंती ज्योतिषकला कुलकम्मि अम्ह अछइ अगाइ ।
वत्तारउ संवच्छरह नष्टजन्म नवि चित्ति लग्गइ ।
जं सुरपुरि जं नरभुवणि जं जं हुइ पाआलि ।
नरवर निजमंदिरथिकू तं जाणूं तिणि कालि ॥ १५ ॥

આ શિવાય બીજાઓએ પણ આ કથા કવિતામાં રચી છે. સંસ્કૃતમાં રત્નશેખરના શિષ્ય હર્ષવર્ધન ગણિએ સદયવત્સ કથા ગદ્યમાં રચેલી છે.

सागरदत्तरास—દાનમહાત્મ્ય ઉપર રચાયેલા આ ૧૩૭ ગાથાના રાસના કર્તા સાંડેરગચ્છના આભદેવસૂરિના શિષ્ય શાંતિસૂરિ છે. પ્રાકૃત અપભ્રંશ તથા ગુજરાતીમાં રચાયેલો આ રાસ ખરેખર રસમય હોઈ તેમાં ગાથા, રાસક, કુંડલિઓ, ઘાત (વત્તા), અડયલ્લ, માલનીરૂપક, છપ્પય, પાધડી (પદ્ધડિકા) રાસાબંધ વગેરે વિવિધ છંદો વાપરેલા છે.

छंदंतरकल्लोलं वन्नजलं संतिसूरिणा महियं ।
सायरचरिअं सायरसरिसं सरसं निसामेह ॥

કર્તાનાં શિષ્ય ઇશ્વરસૂરિએ સં. ૧૫૬૧ માં લલિતાંગચરિત્ર નામનો તેવોજ રાસ બનાવેલો છે. સાગરદત્ત રાસમાંથી થોડો ભાગ નીચે ઉતારેલો છે.

तहिं राजु करइ राजा जयंतु राणीनयमालातणु कंतु ।
वयरियविसविसहरपंखिराउ वयरियपंचाणणअट्ठपाउ ॥ ७ ॥
वयरियमयमयंगलगंधहत्थि वयरियसायरसोसणअगत्थि ।
अलवेसरु दाने सुजाणु महिमंडले ऊगिउ अंबर भाणु ॥ ८ ॥

अडिल्ल—गंभिरुमगुणनिज्जियसायरु नियवाणत्तपाबित्तदिसायरु ।
दुत्थियलोयसफलभासायरु सत्थवाहु तहिं निवसइ सायरु ॥ ९ ॥

मालिनीरूपक । नवनेहनिहाणसमुल्लसियं हिसयं तिहतिकूलक्खणवियक्खणयंतणयं ।

सिंगाररसालत्तरं अहसं अइरेहइ माणिणिणुव्वणयं तणयं ॥ ११ ॥

छप्पय ससिवयणीसहयारु बाहु साखोवम भासइ
विउलु नियंबह बिंबु थोरु थुडु दाण पयासइ ।
अंगुलिअसाइंतरइ नयणवरपत्त लहकउ ।
नहफुल्लिहिं फुल्लियउ अहरमंजरी महकउ ।
घणपीणपओहरअंबहल बेहु लसुरवरइ रसभरिय ।
दिट्ठइ मणु कस्स न उल्हसइ पइ वसंतमंपइ वरिय ॥ १२ ॥

ललितांगचरित्र—સાગરદત્તરાસના કર્તા શાંતિસૂરિના શિષ્ય ઈશ્વરસૂરિએ મંડપદુર્ગના પાદશાહ ગ્યાસુદીનના પુત્ર નાસીરના સમયમાં (ઇ. સ. ૧૪૪૮-૧૫૧૨) માલિક માફરના પટ્ટે થએલા સોનાગય જીવનના પુત્ર મંત્રિપુંજની પ્રાર્થનાથી સં ૧૫૬૧માં વિવિધ છંદોમાં રચેલું છે. સાગરદત્ત રાસની પેઠે આ પણ પ્રકૃત, અપભ્રંશ તથા ગૂજરાતીમાં છે. કાવ્યમાં વાપરેલા છંદોનાં નામ છેવટે આપેલાં છે.

सालंकारसमत्थं सच्छंदं सरससुगुणसंजुत्तं ।
ललियंगकुमरचरियं ललणाललियव्व निसुणेह ॥

આમ કવિએ પોતાના કાવ્યનું વર્ણન કરીને તેને લલનાલલિતની સાથે સરખાવ્યું છે. સાગરદત્ત રાસ અને પ્રસ્તુતચરિત્ર ખરેખર ઉચ્ચપ્રતિના કાવ્યો હોઈ સંસ્કૃત તથા પ્રાકૃત કાવ્યોની સાથે સરખામણીમાં સારી રીતે ઉભા રહી શકે તેવા છે.

महिमहित मालवदेश धणकणयलच्छिनिवेस ।
तिहं नयर मंडवदुग्ग कहिनवउ जाण कि सग्ग ॥ ६७ ॥
तिइं अतुलबल गुणवंत श्रीग्याससुत जयवंत ।
समरथ साहसधीर श्रीपातसाह निसीर ॥ ६८ ॥
तसु रज्जि सकलप्रधान गुरुरूवरयणनिधान ।
हिंदुआ रायवजीर श्रीपुंज मयणह वीर ॥ ६९ ॥
सिरिमाछवंशवयंस मानिनीमानसहंस ।
सोनाराजीवनपुत्त बहुपुत्तपरिवारजुत्त ॥ ७० ॥
श्रीमलिकमाफरपट्टि हयगयसुहडबहुनट्टि ।
श्रीपुंज पुंज नरिंद बहुकवित केलिमुकुंद ॥ ७१ ॥

नवरसविलासउलोल नवगाहगेयकल्लोल ।
नियबुद्धि बहुअ विनाणि गुरुधम्मफल बहु जाणि ॥ ७२ ॥
इय पुण्यचरियप्रबंध ललिअंगनृपसंबंध ।
पहुपासचरियह चित्त उद्धरिय एक चरित्त । कुलकं ॥ ७३ ॥
दशपुरह नयरमझारि श्रीसंतणइ आधारि ।
श्रीशांतिसूरिसुपसाइ दुहदुरीय दूर पलाइ ॥ ७४ ॥
जं किमवि अलियमसार गुरुलहुअवर्णविचार ।
कवि कविउ ईश्वरसूरि तं मउ बहुगुण सूरि ॥ ७५ ॥
ससिरसु ( ६१ ) विक्रमकलि ए चरीय रचिउ रमाल ।
जां ध्रुन रवि ससि मेर तां जउ गच्छ संडेर ॥ ७६ ॥
वाचंत वीरचरित्त वित्थरउ जगि जयकित्ति ।
तसु मणुअभव धन्न धन्न श्रीपासनाह प्रसन्न ॥ ७७ ॥

इति श्रीललितांगनरेश्वरचरित्रं समाप्तं । तस्मिन्समाप्ते समाप्तोयं रासकचूडामणि पुण्यप्रबंधःतथात्र रासके श्रीललितांगचरित्रे प्रथमं गाथा १ दुहा २ रासाटक ३ षट्पद ४ कुंडलिया ५ रसाउला ६ वस्तु ७ इंद्रवज्रोपेंद्रवज्राकाव्य ८ अडिल्ल ९ मडिल्ल १० काव्यार्धबोली ११ अडिल्लार्धबोली १२ सूडबोली १३ वर्णनबोली १४ यमकबोली १५ छप्पय १६ सोरठी । संवत् १५६१ वर्षे.

नंदबत्रीशी चतुष्पदी—તપગચ્છના ન્યાયશીલના શિષ્ય સંઘકુલે નંદબત્રીસી ૧૫૨ ચોપાઇઓમાં સંવત ૧૫૧૦ (?) માં રચેલી છે.

तपगच्छनायक एह मुणिंद जय श्रीहेमविमलसुरिंद
न्यायशील पंडित सुविचार सीस कही चूपइ उदार ॥ ९० ॥
संवत पनर सादा मझारि चैत्रहि सुदि तेरसमझारि
जे नर विदुर विशेषइ सुणइ मुनिवर संघकुल इम भणइ ॥ ९१ ॥

बिहलणपंचाशिकाकाव्य चोपाइ—આ કાવ્ય ગુજરાતમાં મળતી બિહલણ પંચાશિકા (પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ ) નો દૂહા ચોપઇમાં અનુવાદ છે. આ ચોપાઇનો કર્તા પણ છેવટના ભાગ ઉપરથી બિહલણ નામનો કોઇ પંડિત લાગે છે. રચ્યા સંવત્ આપેલી નથી પણ પાટણના પ્રતીકનો લખ્યા સંવત્ ૧૬૫૫ હોઇ પ્રતીકની ભાષા જોતાં તેથી પૂર્વે ૧૬ માં શતકમાં આ ગ્રંથ રચાયેલો લાગે છે.

मकरध्वज महीपति वर्णवुं जेहनुं रूप अवनीअभिनवुं ।
कुसुमबाण करी कुंजरी चड़इ जास प्रयाणि धरा धड़हड़इ ॥ १ ॥
कोदंड कामिनीतणुं टंकार आगलि आलिझाझा झंकार ।
पाखालि कोइलि कलरव करइ निर्मल छत्र श्वेत शिर धरइ ॥ २ ॥
त्रिभुवनमांहि पडावइ साद छइ को सुर नर मांडइ वाद ।
अबला सैनि सबल परवरियुं हींडे मन्मथ मच्छरि भरिउं ॥ ३ ॥
माधव मास सोहइ सामंत जास तणइ जलनिधि सुतमंत ।
दूतपणुं मलयानिल करइ सुरनरपन्नग आणा वरइ ॥ ४ ॥
तासतणा पय हुं अनुसरी सरसति सामिणि हवडइ धरी ।
पहिलुं कंदर्प करी प्रणाम थिरुउ ग्रंथ रचिसि अभिराम ॥ ५ ॥

૫૬ શ્લોકમાં બિલ્હણ તથા શશિકલાનો વૃત્તાંત આપેલો છે. ૫૭ મીથી પંચાશિકાના અર્થ શરૂ થાય છે.

(अद्यापि तां कनकचंपकदामगौरी

आज अम्हारइ मनि मानिनी चिंतु चंपकसोवनवनी ।
गौरिदामसरिखी सार मुख अंबुज विकसित आकार ॥ ५७ ॥
नाहना रोम न आवइ नयणि सुती उठी मातासयणी ।
संभारइ विद्या वीसरी तिम हुं समरुं ए सुंदरी ॥ ५८ ॥

अंत भणइ त्रिहलण मम नाणि एह ज्ञान तणइ रमि रातउ तेह ।
इति कविचक्रचूडामणिश्रीबिल्हणपंडिताविरचित बिल्हण पंचाशिकाव्यचोपइ संपूर्ण ।

સંવત્ ૧૬૫૫ મા લખેલી પાટણના ભંડારની પ્રતમાં ૨૦૫ ચોપાઇ છે; જ્યારે સં. ૧૭૩૩માં લખાયેલી બીજી પાટણની પ્રતમાં ૨૦૯ ચોપાઇ છે, અને પછી શશિકલાના વિરહપ્રલાપનું તથા તેણીના બિલ્હણ સાથે પરિણયનું ૧૨૩ ચોપાઇમાં વૃત્તાંત છે.

**कर्पूरमंजरीचउपइ**—સિદ્ધરાજના રૂદ્રમાલની કર્પૂરમંજરી નામની પૂતળીની મૂળ કર્પૂરમંજરી પ્રેમની વાત છે. મતિસારે (જૈનેતરે) સં. ૧૬૦૫ માં ૨૦૪ ચઉપઇમાં આ કથા રચેલી છે.

प्रथम गुणपति वीनवुं गिवरिपुत्र उदार ।
लक्ष लाभ जे पुरवइ देवि सवि हुं प्रतिहार ॥ १ ॥

सेवंत्री जस मुगटभर सिंदुरि सोहइ शरीर ।
सिद्धिबुद्धिनुं भरतार जे बुद्धिदाता वड्वीर ॥ २ ॥
कास्मीरपुरनिवासिनी सरसति समरु मात ।
जेह तणइ सुपसाउलइ बुद्धि पामि कविराय ॥ ३ ॥
ते सत्रि हुं आयस लही मंडिस कथा रसाल ।
रुद्रमालइ जे पूतली कर्पूरमंजरी सुविसाल ॥ ५ ॥

अंत कर्पूरमंजरी कथा अभिनवी संवत् सोलपंचोत्तरी कवी ।
चैत्रवदि अग्यारमि गुरुवार बोलइ कवि पंडित मतिमार ॥ ६ ॥

ગુજરાતીગદ્યના નમૂના પણ ભંડારોમાંથી ઘણા મળી આવે છે. ૬૫૦ વર્ષ પહેલાં આપણી ભાષાનું ગદ્ય કેવું હતું તે તાડપત્રના પુસ્તકોમાંથી બરાબર જણાઈ આવે છે. ૧૬ મા તથા ૧૭ મા શતકના ગદ્યના નમૂના તો ઘણા છે. પરંતુ તે પહેલાના ક્વચિત્ હોવાથી અહીંઆ તેવા કેટલાક બતાવેલા છે.

સવંત્ ૧૩૩૦ માં લખાયેલા તાડપત્રમાં આલોયણાના ગુજરાતી અર્થ આપેલા છે તેમાંથી થોડુંક નીચે ઉતારેલું છે.

पंचपरमेष्ठिनमस्कारु जिनशासनि सारु चतुर्दशपूर्वसमुद्धारु संपादि तसकलकल्याणसंभारु विहितदुरितापहारु क्षुद्रोपद्रवपर्वतवज्रापहारु लीलादलितसंसारु सु तुम्हि अनुसरहु । जिणि कारणि चतुर्दशी पूर्वधर चतुर्दशपूर्वसंबंधिउ ध्यानुं परित्यजिउ पंचपरमेष्ठिनमस्कारु स्मरहु तउ तुम्हि विशेषि स्मरेवउ अनइ परमेश्वरि तीर्थंकरदेवि इसउ अर्थ भणियउ अछइ अनई संसार तणउ प्रतिभउ म करिसउ अनइ ऋद्धि नमस्कारु इह लोकि संपादियइ ।

संवत् १३३० वर्षे आश्विनसुदि ९ गुरावद्येह आशा पल्ल्याम्

तेटलाज अरसामां लखायेला ताडपत्रमां अतिचारना अर्थमांथी:——

विनयहीणु बहुमानहीणु उपधानहीणु गुरुनिह्नव अनेराकन्हइं अनेरइंकहइं व्यंजनकूडु अर्थकूडु तदूभयकूडु कूडउ अक्षरु कानइ मात्र आगलइ ओछउ देववंदणवांदणइ पाडिक्कमणइ सझ्झाउ करतां पढतां गुणतां हुयइ अर्थकूडु कहइ हुड सूत्रु अर्थु बेउ कूडां वह्यां हुइ ज्ञानोपकरण पाटी पोथी कमली संपुड सांपुडी आशातन पगु लागउ थुंकु लागउं पढतां प्रद्वेष मच्छरु अंतराइ उहनु कीधउ हुइ तथा ज्ञानद्रव्यु भक्षितु उपेक्षितु प्रज्ञापराधि विणास्यं विणासतउं उवेख्यं हुंती सक्तिसार संभाल नही कीधियइ । अनेरइ ज्ञानाचारि जु कोइ अतिचारु हूउ सूक्ष्म बादरु मनि वचनि काइ पक्षदिवसमांहि तेह सवहि मिच्छा मि दुक्कडं,

संवत् १३६२ मां लखायेला ताडपत्रमां अतिचारना अर्थमांथीः—

मृषावादि महसातकारि आलु अभ्याख्यानु दीधउ रहस मंत्र भेदु कीधउ मृषोपदेसु दीधउ कूडउ लेखउ लिखिउ कूडी साखि थापणि मोसउ कुणहइ सउ राडि भेडि कलहू विढाविढि जु कोइ अतिचारु मृषावादि व्रति भव सगलाइमाहि हुइ त्रिविधि त्रिविधि मिच्छामि दुक्कडं। अदत्तादानि पिराइउं छानउं फीटुउं लीधउं दीधउं वावरिउ घरि वावरिउ खेत्रि षल्हइ.

नवकार व्याख्यान. संवत् १३५७ मां लखायेला कागळना पुस्तकमा नवकारना अर्थमांथी:—

इणि पंचपरमेष्ठि नमस्कारि महाभंत्ति सुमरीतइ हुंतइ ( पापयणउ ) क्षउ होयइ ईणि संसारि दधिचंदनदूर्वादिक मंगलीक भणीयइ तीह मंगलिक सर्वहीमाहि प्रथमु मंगलु एहु। इण कारणि शुभ कार्य आदि पहिलउ सुमरेउ निवति कार्यएह तणइ प्रभावई वृद्धिमंता हुयइ। यउ नमस्कारु अतीतअनागतचउवीसआदिजिनोक्तसारु सु तुम्हे विसेषहइ हियडानणइ प्रस्तावि अर्थयुक्तु ध्येयु ध्यातव्यु गुणेवउ पढेवउं....इणि नवकारि नवपद पांच अधिकार सट्ठि अक्षर तीहमाहि छ भारी इकसट्ठि लघु इसउ नमस्कारतणउं महात्म्यु ॥

गणितसार श्रीधराचार्यनो गणितसार गुजराती अर्थ साथे आमां आपेला छे. प्रतीक पाटणमां दफ्नखानना राज्यमां शिलारसाहना व्यापारमां सं. १४४९मां मोढ ज्ञातिना कुटुंब वास्ते राजकीर्तिमिश्रे लखेला छे. संवत् १४४९ना जूना जैनेतर गूजराती गद्यना नमूना माटे घणो उपयोगी छे. थोडो भाग नीचे उतारेला छे.

शिवु भणीइ देवाधिदेवु भट्टारकु महेश्वरु किसु जु परमेश्वरु कैलासशिषरुमंडनु पार्वती हृदयरमणु विश्वनाथ जिणं विश्व नीपजाविउं तसु नमस्कारु करीउ बालावबोधनार्थु बालभणीइं अज्ञान तीहं किहिं अवबोध जाणिवातणइ अर्थि आत्मीययशोवृद्ध्यर्थं श्रेयस्करणार्थं श्रीधराचार्यु गणितु प्रकटीकृतु ॥

अंत सं० १४४९ वर्षे वैशाख वदि ११ रवौ श्रीमदणहिलपुरपतने समस्तराजावलीसमलंकृतश्रीदफनखानराज्ये मलिकश्रीशिलारसाहे व्याप्रियमाणे सति श्रीमोढज्ञातिठ० गीगासुतठ० अमरसीहसुतथिरपालडूंगरवइरसिंहप्रभृतिसमस्तभ्रातृवर्गेभ्यः भ्रातृपुत्राणां पठनार्थं पितृव्यवाणारी राजकीर्तिमिश्रैः सूत्रपुस्तिका लिखिता ।

**संग्रहणी बालावबोध** तपागच्छना आचार्य रत्नसिंहसूरिना शिष्य उदयसिंहना सं. १४९७मां रचेला संग्रहणी बालावबोधनी संवत १५४८मां लखायेली प्रतमांथी:—

अंत सद्गुरुकन्हलि पूछी विशेष अर्थनुं ग्रहण करविउं । जे भव्य जीव छइ तेइन्हई ए संघयणिनुं विचार कहतां कर्मक्षय होइ तेहतणइ भव्यजीवइ ए विचार जोइवुं जाणिवुं जिम

ते भव्य जीवनइ ऋद्धिवृद्धि होइ । ए बालावबोध सामान्य साधु सुश्रावक श्राविकानइं अर्थनउं लवलेश जाणिवानइ संवत् १४९७ चउदसत्ताणवइ श्रावणसुदि चउदसि शुक्रवारि तिणि दिनि तपागच्छि भट्टारकश्रीरत्नसिंहसूरिनइं पंडित उदयसिंहि ए बालावबोध रचिउ समस्तमा-रालिकनइं अर्थि होउ ॥

## औक्तिको.

અત્યાર સુધી કુલમંડનનું મુગ્ધાવબોધ (સં. ૧૪૫૦) અને ઉદયધર્મનું વાક્ય પ્રકાશ (સં. ૧૫૦૭) એ બે ઔક્તિકો જણાયેલાં હતાં. પરંતુ બીજાં ત્રણ પ્રાચીન ઔક્તિકો ભંડારો-માંથી મળી આવેલાં છે. ઔક્તિકો સંબંધી વસંતમાં મેં આગળ લખેલુ હોવાથી અહીંયા પુનરાવર્તન કરવાની જરૂર નથી. મુગ્ધાવબોધની આશરે ૬ પ્રતો ભંડારમાં છે, જે છપાયેલી આવૃત્તિની ભૂલો સુધારવામાં ઉપયોગી થઇ પડશે.

**औक्तिक** આ ઔક્તિના કર્તા ભટ્ટારક સોમપ્રભસૂરિ કીયા ગચ્છના હતા ને તે ક્યારે થયા તે જણાયેલું નથી. એક સોમપ્રભાચાર્યે સં. ૧૨૪૧માં કુમારપાલ પ્રતિબોધ તથા સુમતિનાથ ચરિત્ર રચેલું છે. બીજા શતાર્થિક સોમપ્રભાચાર્ય તપાગચ્છમાં ૧૪મા શતકનાઉત્તરાર્ધમાં થયા હતા. તેમની કૃતિ સિંદુરપ્રકર પ્રસિદ્ધ છે.

प्रणम्य श्रीजिनं वीरं बालानामुक्तियुक्तये ।
क्रियाकारकसंबंधसंग्रहं वच्मि किंचन ॥ १ ॥

शब्दक्रियाख्यातकृत्तद्धिताख्यसमासकाः ।
षट्कारकाणि संबंधो वाच्या विभक्तयोत्र ॥ २ ॥

एउ करइ तउ करइ लेइ इत्यादि हउ करउ लिउ दिउ इत्यादि तथा करावइ लिखावइ दिवरावइ यथा लभाडइ लंभयति संपादयति उतारइ उत्तारयति हउ कीजउ तीण कीजइ यथा देवदत्ति तइ मइ हुइ अइसुइ अइवइसइ यथा सेहि आवश्यकु पढिउ एउ सवेहि राजि जाणीइ तथा करतउ लेतउ देतउ इत्यादि तथा गुरि अणुजाणिउ चेलु व्याकरणु पढत

उक्तिसंग्रह દેવભદ્રના શિષ્ય તિલક પંડિતે બનાવેલો છે. દેવભદ્ર કીયા ગચ્છના હતા તે જણાવેલું નથી. આગમિક દેવભદ્ર ૧૩માં શતકમાં થએલા હતા.

वाचा कायेन मनसा श्रुत्वा वाचं विधीयते ।
बालार्थमुक्तिसंस्कारः शास्त्रान्वेषणदर्पणः ॥
नमः श्रीदेवभद्रेभ्यो गुरुभ्यश्च निरंतरम् ।
येषां प्रसादमासाद्य बुध्यंते जड़ा अपि ॥ २ ॥

क्रियाकारकलिंगानि उक्तानुक्तं नरत्रयं ।
संख्यापरस्मैकाद्याश्चात्मने सह विभक्तिभिः ॥ २ ॥

सर्वत्र इनंत। क्रिया यथा उपाध्यायु मइ पढावइ । कचित् प्रथमाक्षरेवि इन्भवति यथा देवदत्ति मइ पाणिउ पावइ पावियउ सापु मारइ एवं आवइ वारइ सारइ दाहवइ तावइ इत्यादीनामपि । कउण कउणि वा इत्यपेक्षायां यत्र क्रियानिर्देशः स कर्ता उकारांतः कर्तृशब्दः यथा देवदत्तु करइ सोपि इकारान्तस्तदानुक्तकर्ता यथा देवदत्ति पढीयइ कसउ इत्यपेक्षायां कर्म कर्माणि द्वितीया कइसइ करिउ कइसइ छेहि कउणि करिउ कउण छेहि इत्यपेक्षायां करणं करणे तृतीया.

अंत भारतीभूषणमिदं समसंस्कृतप्राकृतं ।
नित्यं पठंति ये तेषामस्तु स्वस्तिनिबन्धनं ॥
सरस्वत्याः पुरःस्थित्वा परित्यक्तान्यकर्मकः ।
स्मरेदहर्निशं यस्तु तस्यास्ति सर्वतोमुखी ॥
यावद्धरानितंबेषु क्रीडंति विबुधा बुधाः ।
त्रिलोकीतिलकस्तावत्पठ्यातामुक्तिसंग्रहः ॥
इतिवृत्तित्रयसारोद्धारे पंडिततिलकविरचित्तभाष्यं समाप्तं ॥

षट्कारकना कर्तानुं नाम तथा रच्या संवत् आपेला नथी. प्रतीक अंचल गच्छना सूरि जयकीर्तिए सं. १४८५मां लखेलो छे.

अथ षट्कारकमभिलिख्यते । यथा छ कारक सातमु संबंध कर्ता कर्म करण संप्रदान अपादान संबंध अधिकरण । जे करइस कर्ता जं कीजइ तं कर्म जीणइ करी क्रिया कीजइ तं करण जेह देवातणइ इच्छा जेह रुचइ कांइ जे धरीइ कांइ तं कारक संप्रदान जेहतु अपाय विश्लेषु हुइ जेहतु भय हुइ जेहतु आदान ग्रहण हुइ तं कारक अपादानु जेहकहइं जेह माझि जेह पासि जेह तणउ जेहतणी जेहसरइ जेकहिइ इत्यादि संबंध । गामि पाद्रि खलइ क्षेत्रि वनि पर्वति माहि बाहिरइ इत्यादौ आधारः

अंत संवत् १४८५ वर्षे फाल्गुन वदि ७ दिनि आंचलि पक्षे लिखितं श्री जयकीर्तिसूरिः ।

कारकविचार प्रतीक संवत १५४३ मां लखेलो छे. षट्कारकने आ बन्ने एकज लागे छे.

अथ षट्कारकमभिलिख्यते । यथा छ कारक सातमु संबंधु कर्ता जं कीजइ तं कर्मु जीणइ करइ क्रिया कीजइ तं करणु जेह देवातणी इच्छा जेह रुचइ कांइ जेह धर रइ कांइ

तं कारक संप्रदानु जेहनुं अपाविश्लेषइ जेहनुं आदानु ग्रहण हुइ तं कारक अपादान तेहमाहि जेहपासि जेहतणउ जेहतणी जेहरहीं जेहकहिं इत्यादि संबंध। गामि पाद्रि क्षेत्रि वनि पर्वति मांहि बाहिरइ इत्यादि आधार.

દામોદરરચિત ઉક્તિવ્યક્તિ (૫૦ આર્યા) તાડપત્ર ઉપર છે. ટીકાકારે ઉક્તિ વ્યક્તિનો અપભ્રંશ ભાષાઓથી આચ્છાદિત સંસ્કૃત ભાષાનું પ્રકટીકરણ એવો અર્થ કરેલો છે.

૧૬ મા શતકમાં રચાયેલા રાસો ૫૦થી વધારે હશે. ત્યાર પછીના રાસો તો બહુ છે. દેપાલનું જાવડચરિત્ર, ગુણવિનયનો કર્મચંદવંશાવલીપ્રબંધ, કનકકુશલનો વિજયદેવસૂરિરાસ (૧૬૬૭), કાશીના રાજા જયચંદનો રાસ, ગુણવિજયનો કોચરવ્યવહારિરાસ, ખરતરજ્ઞાનરાજ ગણિના શિષ્ય લબ્ધોદય ગણિએ ઉદયપુરના કટારિઆ ગોત્રના મંત્રિ ભાગચંદના અનુરોધથી સંવત્ ૧૭૦૭માં રાણા જગતસિંહના સમયમાં રચેલો પદ્મિનીચરિત્ર રાસ, પંચદંડપ્રબંધ (૧૬૫૩), ઉદયભાણુવાચકકૃત વિક્રમરાસ, જય શેખરના શિષ્ય જયસોમકૃત અંબડકથા ગદ્ય (પ્ર. ૧૫૭૧) વિનયસમુદ્રનું અંબડ ચરિત્ર (સં. ૧૫૯૯) દેવશીલનો વેતાલપચીસી (સં. ૧૬૧૯) અભયસોમ કૃત વિક્રમ ચરિત્ર (સં. ૧૭૨૮) વિક્રમસેનચતુષ્પદિ પરમસાગરકૃત (સં. ૧૭૨૪ વગેરે ગ્રંથો ઐતિહાસિક તથા લોકકથાની દષ્ટિએ નોંધવા જેવા છે.

આ પ્રમાણે પાટણના ભંડારોના અતિ અગત્યનાં પુસ્તકો આપણે જોયાં, પરંતુ આ ઉપરાંત બીજાં પુસ્તકોમાંથી પણ ઘણી ઉપયોગી માહીતી મળી શકે છે. તે હકીકત સવિસ્તર રિપોર્ટ જેમાં પાટણના સમસ્ત ૫૬૮ તાડપત્રો તથા તેથી વધુ કાગળના અગત્યના સંસ્કૃત, પ્રાકૃત, અપભ્રંશ અને ગુજરાતી ગ્રંથોનું સવિશેષ વર્ણન આવશે તેમાં અપાશે. ગ્રંથોના અંતે આપેલા ગ્રંથકારના ઇતિહાસ તથા હસ્ત લિખિત પુસ્તકોને પ્રાંતે આપેલી લખાવનારની તથા લખનારની પ્રશસ્તિઓમાંથી ઘણી ઐતિહાસિક સામાજીક તથા દેશવિષયક માહીતી મળે છે.

પાટણના ભંડારો તપાસવામાં ડૉ. બ્યુલર, ડૉ. ભાંડારકર, ડૉ. પીટર્સન અને પ્રો. મણીલાલને ઘણી મુસ્કેલીઓ નડી હતી અને તેથી તેઓ બધા ભંડારો સંપૂર્ણ રીતે જોઈ શક્યા ન હતા; પરંતુ પ્રવર્તક શ્રીમાન કાંતિવિજયજી મહારાજના સહાનુભૂતિભરેલા સાહાય્યથી મારૂં કામ ઘણું સરળ થયું હતું. પાટણના ભંડારો ખાસ કરીને ગૂજરાતી ભાષા તથા સાહિત્ય ઉપર કેટલો બધો પ્રકાશ પાડે છે તે આપણે જોયું અને તેથી તે ભંડારોનું યથાર્થ રહસ્ય બહાર પાડવાને માટે વિદ્યાવિલાસી શ્રીમંત મહારાજા સાહેબનો ગૂજરાતી સાહિત્ય પરિષદે આભાર માનવો ઘટે છે.



# જૈનોનું પ્રાચીન ગદ્યસાહિત્ય.

(લેખક—રા. જીવણચંદ સાકરચંદ ઝવેરી.)

**પ્રમુખ સાહેબ, સુશિલ ભગિનીઓ અને બંધુઓ,**

ગૂજરાતી સાહિત્ય પરિષદો ભરાવા માંડયા બાદ જેમ અન્ય સાહિત્યનો ઉદ્ધાર સત્વર આરંભાયો છે તેમ, જૈનિય સાહિત્યના ઉદ્ધાર અને મુદ્રણ માટે પણ ઘણી ચલવલ સારા પાયા ઉપર થવા માંડી છે. આવી ચલવલને અંગે ગૂજરાતી જૈનો પદ્ય સાહિત્યનો અખૂટ અને અમૂલ્ય ખજાનો જૂદાં જૂદાં સ્થલોના જ્ઞાન ભંડારોમાંથી સૂર્યકિરણો જોવા ભાગ્યશાળી બન્યો, એમજ નહિ પણ સેંકડો પ્રતિયો છપાઇ લોકોમાં તેનો ઉપયોગ થવા લાગ્યો છે. આવું જૈનો પદ્યસાહિત્ય કેવું, કેટલું, અને કયાં કયાં છે તે વગેરે અગાઉ અન્ય મહાશયોદ્વારા ઘણી વખત કહેવાયું છે, અને ઘણાઓના તો જોવામાં પણ તે આવી ગયું છે. જો કે અત્રે ભરાનારા પ્રદર્શનમાં તો, નહિ જોવા જાણવામાં આવેલ તેવું ઘણું પ્રાચીન સાહિત્ય મૂકવામાં આવનાર છે, તેથી વલી અત્યાર સુધીમાં જાણમાં થયેલાં કરતાં પણ ઘણું વિશેષ શોખીનોને જાણવા મળશે તેવું મારૂં માનવું છે.

એક વખતે બનારસના પ્રખ્યાત ધુરંધર શાસ્ત્રી-શ્રી ગંગાધર શાસ્ત્રી-ના એક શિષ્ય **શ્રીકૃષ્ણ શાસ્ત્રી** સાથે પુસ્તકોને લગતો કેટલોક વાર્તાલાપ થતાં તેઓ તરફથી ઉચ્ચારવામાં આવ્યું કે—"તમારા જૈનોમાં ઘણા કાવ્ય-પદ્યગ્રન્થોજ ગૂજરાતી, માગધી અને સંસ્કૃત ભાષામાં છે, પરંતુ અમારા લોકની માફક ગદ્યમાં લખાયેલાં કોઇ પણ ગ્રન્થો જૈનોએ લખ્યા હોય તેવું મારા જોવામાં આવ્યું નથી. અમારામાં તો ઘણા ગ્રન્થો ગદ્યબન્ધ લખાયેલા છે, ત્યારે તમારામાં-જૈનોમાં એવા ગ્રન્થો રચવાની ખામી છે એવું જણાય છે.—ઇત્યાદિ"

તેમજ પહેલાંના કાળમાં ગૂજરાતી ભાષામાં-અત્રે ગૂજરાતી સાહિત્ય સંબંધે હોવાથી તેનીજ વાત કરીશું.-ગદ્ય સાહિત્ય હતુંજ નહિ એવું કેટલાક વિદ્વાન ધારે છે, તેમ હું પણ એમ ધારતો હતો કે જૈનોમાં બાળાવબોધ અને ટબા સિવાય સ્વતંત્ર ગદ્ય ગ્રન્થો રચાયેલા હોવા ન જોઇયે. પણ શેઠ દેવચંદ લાલભાઇ પુસ્તકોદ્ધાર ફંડમાંથી પ્રાચીન પદ્યગ્રન્થો શ્રીઆનંદ કાવ્ય મહોદધિના મૌક્તિકરૂપે બહાર પડવા લાગ્યા, તે અંગે શોધ કરતાં કેટલાક ગદ્યગ્રન્થો મારા જોવામાં આવ્યા. જો કે એક ખુલાસો કરવો જોઇએ કે ગૂજરાતી ભાષામાં લખાયેલ સ્વતંત્ર ગ્રન્થ હોય, કે પછી ટીકા હોય,-કે જેઇએ તો બાળાવબોધ હોય પરંતુ તે સર્વે જૈનોમાં તો 'બાળાવબોધ' અથવા 'પ્રાકૃત' એ નામથીજ ઓળખાય છે. કારણ કે સંસ્કૃત-માગધી અને સ્વતંત્ર પ્રવર્તતિ પ્રાકૃતભાષા નહિ જાણનાર બાળજીવો માટે આવા ચાલૂ ગૂજરાતીમાં લખાયેલાં ગ્રન્થોને જૈનોતો 'બાળાવબોધ' કે 'પ્રાકૃતના નામથીજ ઓળખે છે. ગૂજરાતીભાષાને જે પ્રાકૃત કહેવામાં આવે છે તે અને સ્વતંત્ર પ્રવર્તતિ પ્રાકૃત એ બેમાં મોટું અંતર અને ભિન્નપણું છે, પરંતુ અત્રે

ભાષા નિર્ણયનો વિવાદ ન હોવાથી તે વાત પડતી મેલું છું. જરૂર જણાયેથી અને બની શકે તો એ ઉપર પણ ભવિષ્યમાં કોઇ વખતે ઉલ્લેખ કરવા ઉમેદ રાખું છું, જ્યારે પાર પાડવી કુદરતને હાથ છે.

ઉપર કહ્યું તેમ કેટલાક ગદ્યગ્રન્થો જોવામાં આવ્યા તેમાંથી બન્યા તેટલાંનાં અમે ઉતારા આપ્યા છે, લેખ મોટો ન થાય તે પર વિચાર કરીને. ઉપર કહ્યું તેમ તપાસ કરતાં એક સ્વતંત્ર ટીકા રૂપે લખાયેલો ગદ્યગ્રન્થ મારા જોવામાં આવ્યો એનું નામ 'શ્રીસમકિત પરીક્ષા' અથવા 'શ્રીસમ્યક્ત્વ પરીક્ષા' એવું છે. આવો ગદ્યગ્રન્થ અને તેમાં પણ વળી ધાર્મિક વિષયથી પરિપૂર્ણ હોવાથી છપાવી લેવાની ઇચ્છાએ તે ગ્રન્થને હું મારી પાસે લાવ્યો પરંતુ અવકાશની ઓછાશને લીધે હજુ તે છપાવી શક્યો નથી.

એ ગ્રન્થ મને શ્રીમન્મોહનલાલજી મહારાજના શિષ્ય પંન્યાસ શ્રીરિદ્ધિમુનિ પાસેથી તેઓના સુરતના ભંડારમાંથી પ્રાપ્ત થયો હતો. અને સમ્પૂર્ણ જોવાની ઇચ્છાવાલાને સુગમ થાય તેવું ધારીને આ પરિષદ્ અંગે ભરાનારા પ્રદર્શનમાં મૂકવામાં પણ આવ્યો છે.

આ ગ્રન્થ તપગચ્છની વિમલની શાખામાં થયેલાં શ્રીવિશુધવિમલ સૂરિયે વિક્રમસંવત્ ૧૮ ૭ માં રચ્યો છે આનો સંસ્કૃત ભાગ પણ આશરે દોઢસો શ્લોક પ્રમાણ પોતેજ રચી તે ઉપર ગૂજરાતીમાં ટીકા રૂપે આ રચ્યો છે છતાં પણ બંને સ્વતંત્ર ગ્રંથો તરીકે ઓલખાય છે. ગ્રન્થ આશરે સવાસો વર્ષ ઉપર રચાયેલો છે તેથી હમણાંની અને સવાસો વર્ષ ઉપરની ભાષામાં કેવો ફેરફાર હતો તે પણ આ ઉતારા ઉપરથી જાણવાનું બની આવે તેવું છે.

આવી બાળાવબોધ (ગૂજરાતી ગદ્ય) ટીકાઓ અને ટબા (ગૂજરાતી શબ્દાર્થ) આ ઘણા ગ્રન્થો ઉપર રચાયેલાં જોવામાં આવે છે, અને એ મોટે ભાગે યતિયો, સાધ્વીઓ, અને કેટલાક કાળ વચ્ચેના સંસ્કૃત-માગધી નહિ જાણનાર એવા સાધુઓ કરતા હતા તેવું મારૂં માનવું છે. આ સ્વતંત્ર ટીકા ગ્રન્થની, ટબાઓની, અને બાળાવબોધની ભાષાઓની સરખામણી સારૂ થોડાક ટબાઓના ઉતારા પણ અત્રે આપ્યા છે. સમ્યકત્વ પરીક્ષા સ્વતંત્ર ગ્રંથ વા ટીકા છતાં બાળાવબોધના નામે પણ ઓળખાય છે એ ફરી જણાવવું ઉપયોગી લાગ્યું છે. કારણ કે તે સમયમાં ગૂજરાતી ગ્રન્થોને બાલાવબોધ તરીકેજ ઓળખવામાં આવતા હતા. કર્ત્તાએ પોતે પણ બાળાવબોધજ સમયને અનુસરીને કહ્યો છે. જુઓ—

"एह ग्रन्थनुं नाम सम्यक्त्वपरीक्षानो बालावबोध जाणवो" એવું ગ્રંથકારે લખ્યું છે.

આપવામાં આવેલા ઉતારા પ્રાચીન પ્રતિયો પ્રમાણે અક્ષરે અક્ષર આપ્યા છે.

## श्री सम्यत्व परीक्षामांथी गुजराती साहित्यना उतारा—

अंदर आवेला मूल तथा प्रक्षिप्त संस्कृत श्लोकोना उतारा करवामां आव्या नथी, मात्र बालावबोध गुजराती टीकाज उतारवामां आवी छे:

'प्रणम्य' કહેતાં પ્રણામ કરીને । તે ક્યા પ્રતિ? 'पार्श्वनाथेशं' પાર્શ્વ નામા યક્ષ છે । શ્રી પાર્શ્વનાથ તીર્થંકર ભગવંતના શાસનનો અધિષ્ટાયક યક્ષ છે । તેહનું નામ પ્રાર્શ્વનાથ છે. નાથ તે યોગ ક્ષેમ કરણહાર છે. યોગ તે-અછતી વસ્તુનું પામવું; અને ક્ષેમ

તે-છતી વસ્તુનું યત્નઈં કરીનેં રાખવું. તે બિહુ વસ્તુનો કરણહાર તે નાથ કહીએ. તે પાર્શ્વ નામા યક્ષ તે નાથ છેં. તે ભવ્ય જીવને જ્ઞાનદર્શન ચારિત્ર માંહિં જે કોઇ વિઘ્ન ઉપજેં તેહને ટાલવેં કરીનેં, તે યક્ષ પાર્શ્વનામા યોગક્ષેમ કરણેહાર છેં, તેં માટેં યક્ષનેં પણ પાર્શ્વનાથજ કહીએ. તેહનો ઇશ તે શ્રી પાર્શ્વનાથ ભગવાન્ તીર્થંકરનેં પાર્શ્વનાથેશં તે પ્રતિ પ્રણામ કરીને, તથા गुरुणां चरणांबुजं કહતાં ગુર્વાદિના ચરણકમલ પ્રતિં પ્રણામ કરીનેં તથા भव्य जीवोपकाराय કહતાં ભવ્ય જીવનેં ઉપકારનેં કાજેં सम्यक् बोधो वितन्यते ક૦ સમ્યક્ સમ્યકત્વ કહીએ તેહનો બોધ ક૦ જ્ઞાન કહીએ. વિસ્તારીએ છેં એતલે જિમ બાલકને બોધ થાય તિમ વિસ્તારીસું. એહ ગ્રન્થનું નામ સમ્યકત્વપરીક્ષાનો બાલાવબોધ જાણવો. તેહ બાલાવબોધ વિસ્તારીસું. જિમ બાલકનેં બોધ થાય, થોડી બુદ્ધિના ધણીને પણ જ્ઞાન થાય, તિમ વિસ્તારીએ છેં; એહ ભવ્યજીવના ઉપકારનેં કાજેં, એહ શ્લોકાર્થઃ એહ શ્લોકનો ભાવાર્થ લિખિએ છેં. જે સમ્યગ્દૃષ્ટિજીવ હોએ, તે પહેલેં લક્ષણે કરીનેં ઓલખાએ, તે સમ્યગ્દૃષ્ટિના લક્ષણાદિક કહીસું. જે લક્ષણેં કરીનેં મિથ્યાદૃષ્ટિ જીવ ઓલખાય તે મિથ્યાદૃષ્ટિના લક્ષણ કહીસું. પ્રથમ તો, મિથ્યાત્વના ભેદ કહવા. જેહ મિથ્યાત્વવંત હોએ તેહ મિથ્યાદૃષ્ટિ જીવ કહીએ. તેહથકી વિપરીત તે સમ્યગ્દૃષ્ટિજીવ જાંણવો. એ સર્વે વ્યવહાર નયની અપેક્ષાઇં જાણવું. વ્યવહારનય છેં તે બલિષ્ટ છે, જે માટે અયં સાધુઃ, ઇયં સાધ્વી. અયંશ્રાવકઃ ઇયંશ્રાવિકા ઇત્યાદિક જે તીર્થનો વ્યવહાર પ્રવર્તેં છેં, સર્વ વ્યવહારનયની પ્રવૃત્તિ જાંણવી. જે ણઇં વ્યવહાર ન માન્યો તેણેં તીર્થનો ઉચ્છેદ કર્યો. यदुक्तं नियुक्तौ × × × તે કારણ માટેં વ્યવહારનય તે બલિષ્ટ છેં. જે વ્યવહારનયઇં પ્રવર્ત્તવા સાધ્વાદિક સંઘનેં ભક્તિ; બહુમાનતા કરયેં, તેહને મહાનિર્જરા પુણ્યાનુબંધિ પુણ્ય પ્રવૃત્તિં બંધાય તેહ સંઘનું મૂલ કારણ તે સમ્યકત્વ છે. તેહ સમ્યકત્વ તો પરિક્ષાઇં કરીનઇં જણાય. તે સમ્યકત્વની પરીક્ષા તો આગમનેં અનુસારે થાય ! તે આગમ તો પરંપરા થકી જણાય ! यदुक्तं श्री अनुयोग द्वारे

× × × તે માટે શુદ્ધ પરંપરાગત આગમથકી સમ્યકત્વની પરીક્ષા કરવી. તેહ શુદ્ધ પરીક્ષા કરીને; શુદ્ધ સમ્યત્વ હોએ, તેહ અંગીકાર કરવું. પણ કોઇના મન ઉપર પક્ષાપાત રાખવો નહીં. જેહ સાચી વસ્તુ હોય તેહ આદરવી. ફરીનેં મનુષ્યપણું દુર્લભ છેં. અત્ર વલી શ્રદ્ધા પરમદુર્લભ છે. यदुक्तं श्री उत्तराध्ययन सूत्रना त्रीजा अध्ययनं विषे × × × એહ ગાથાનો અર્થઃ—

'आहच्च'. કહતાં કદાચિત્ કોઇક દિનેં 'सवणं' ક૦ સિદ્ધાંતનું સાંભલવું 'लद्धुं' ક૦ પામીનેં સિદ્ધાંતની આસ્તા ઉત્કૃષ્ટું દુર્લભ દુખેં પામ્યું જાએ. મનુષ્યપણું દુર્લભ છે; સૂત્ર સિદ્ધાંતનું સાંભલવું, તેહ પણ દુર્લભ છેં. તેહ થકી આ ઘણુંજ દુર્લભ છેં; જે સૂત્ર સિદ્ધાંત સાંભલીને પણ, જેહ હઠ કદાગ્રહ મૂંકવો તે ઘણુંજ દુઃકર છેં; તે હતો શ્રીગૌતમ સ્વામી સરષાં હોએ તેહજ મુંકયેં. જે સિદ્ધાંત સાંભલી અંગીકાર કરયો તેહસ્યાં પ્રતિંતો તપસ્યા બારભેદઇં ક્ષમા તે ક્રોધનો વિનાશ કરયેં છ કાયના જીવની હિંસા વર્જે. એહ સિદ્ધાંત સાંભલીને ચારિત્ર તત્કાલ ચારિત્ર અંગીકાર કરયેં. એહ ગાથાર્થઃ

## अंतना थोडाक भागनो उतारो.

'इत समाप्तौ' ક૦ એહ ગ્રન્થ સંપૂર્ણ થયો, તે चतुरधिकार ક૦ ચ્યાર અધિકાર કરીનેં સંપૂર્ણ થયો, પ્રથમ મિથ્યાત્વનો અધિકાર ૧. બીજો સમ્યત્વના સ્વરૂપનો અધિકાર. ત્રીજો

નયપ્રમાણનો અધિકાર ૨૦. ચોથો સમ્યકત્વ સ્થિરકરણનો અધિકાર ૪. એહ ચ્યાર અધિકારેઈ કરને ચોથો અધિકાર નઈ વિષે સમ્યકત્વ સ્થિર કરવાને અર્થઇ ચૈત્યને નિષેધ કરયેછઈ. જે ચૈત્ય કહતાં શ્રી વીતરાગની પ્રતિમા કહીએ. તેહના નિષેધના કરનારાનું સ્વરૂપ દેખાડીને શ્રી વીતરાગ ભગવંતની પ્રતિમાની પરીક્ષા સોનાની પેરે કરવી. જમક-(જેમકે) ઘસ્યે ૧, છેદન સોનાને છેદી જુએ ૨, ત્રીજી પરીક્ષા આગમાંહિ તપાવી જુએ ૩, ચોથી પરીક્ષા આગમાંહિ થકી કાઢીને કૂટયે અને ભાગી જાએ નહીં ૪. તમજ (તેમજ) શ્રી વીતરાગની પ્રતિમાની પણ ચ્યાર પરીક્ષા કરવી. * * * * * * ૧૩૬. શ્લોકાંક.

અથ ગુરુ પરંપરાની પ્રશસ્તિ લિખીએ છે. જે સિદ્ધાંતના અર્થ પરંપરા ગત હોય, તેહ સત્ય જાણવ્યા, તેહજ ગુરૂની પરંપરા જે છે, તેહ સમ્યકત્વનું મૂલ કારણ છઈ. તે માટે ગુરૂ પરંપરાની પ્રશસ્તિ લિખવી યોગ્ય છે. * * * ૧૩૭

'शाके' ક૦ શ્રી શાલિવાહન રાજાઈ પ્રવર્ત્તાવ્યો જે શાકે સંવચ્છર સંવત્ ૧૬૭૯ ના વર્ષે; એટલે સંવત્ ૧૭૧૩ ના વર્ષે જ્યેષ્ટ માસને વિષે વીર વિક્રમાદિત્યના સંવચ્છરને વિષે એહ ગ્રન્થ સંપૂર્ણ થયો. ૧૪૨ આર્યાર્થઃ

'शुक्लपक्ष त्रयोदश्यां' ક૦ શુક્લપક્ષને વિષે શુદને વિષે શુદ તેરસીને વિષે સગ્રંથઃ समाप्तोत्र ક૦ એહ પ્રત્યક્ષમતઃ સમ્યકત્વપરિક્ષારૂપ ગ્રન્થ 'समाप्त' સંપૂર્ણ થયોઃ સાધુ ભાનુવિમલના આગ્રહ થકી એહ ગ્રંથ કર્યો. 'बालावबोधो' ક બાળકને અવબોધનું કારણ છે. જે ભવિ મોક્ષગામી જીવને તો સુખનો કરનાર્યો એહ ગ્રંથ છે. કદાચ કોઇ અરૂચિ જીવને એહ ગ્રંથ દુઃખદાયી પણ હસ્યે, તેહના દોષને ઉદયઈ કરીને. પણ એહ ગ્રંથનો દોષ ન જાણવ્યો. જ્યો ઉત્તમ જીવને સુખદાયી છે, તો મહા કલ્યાણનું કારણ છે. ૧૪૩ આર્યાર્થઃ

જે કાંઈ સિદ્ધાંત-શ્રી આવસ્યક પ્રમુખ સિદ્ધાંત થકી જે કાંઇ વિરૂદ્ધ લિખાણ્યું હોએ, ઉપયોગ રહિત પણે કાંઇ વિરૂદ્ધ લિખાણું હોએ, તે શોધવ્યું, પંડિતઇ, એહ ઉપગાર કરવ્યો. પંડિત તેહનઇજ કહીએ, જે પરઉપગાર કરે ! મુઝને જે દુઃકૃત જે પાપ જે ઉત્સૂત્ર કાંઇ અણુપયોગઈ લિખાણ્યું હોએ, તેહનું જે પાપ ફોકટ અસ્તુ ફોકટ થાજ્યો જે ઇહાં ગ્રંથને વિષઇ જાણીને તો સિદ્ધાંત વિરૂદ્ધ લિખ્યું નથી. પણ અજાણતાં કાંઇ લિખાણ્યું હોએ તો તેહ વિચારીનઈ શોધજ્યો, પંડિત હોય તેહ ! મુઝને તો મિચ્છામિ દુક્કડ હોજ્યો ! મંગલમસ્તુઃ ૧૪૪ આર્યાર્થઃ.

ઇતિ શ્રી સમ્યકત્વ પરીક્ષા સમાપ્તા. સંવત્ ૧૮૧૪ના વર્ષે ફાગુણ વદિ (લિખ્યું નથી.) વાર વૃહસ્પત દિને લિખિતં. શ્રી નોરંગાબાદ મધ્યે. શ્રી રસ્તુઃ શ્રી.

**श्रीदेवचन्द्रजीकृत चोवीशीना बालावबोधमांथी थोडोक उतारो.—श्रीदेवचन्द्रजी विक्रमना १८ मा सैकाना छेक अंतभागमां विद्यमान हता.—आ चोवीशी पोते गूजराती पद्यबंध रचेली छे अने तेउपर बालावबोध पण गूजरातीमां श्रीदेवचंद्रजीएज करेलो छे. ×**

**पीठीकामांथी थोडोक उतारो.—**

એ સંસારી જીવ દેવતત્ત્વ અને ધર્મતત્ત્વની ભૂલે અનાદિનો સંસાર ચક્રમાંહે ભમી રહ્યો છે. શરીર ઇંદ્રિય સુખ પરિગ્રહ તેને હિતકારી માન્યા છે, અને પોતાનું આત્મસ્વરૂપ અનંતાનંદમય વિસારી મૂક્યું છે, તે સંભારતોજ નથી પણ સંજ્ઞી પંચેંદ્રિપણું પામીને જો પોતાનો શુદ્ધ ધર્મ તથા

× આ પુસ્તક હાલ વિજાપુરવાળા શા. સુરચંદ સ્વરૂપચંદ તરફથી છપાઇ પબ્લીશ થયું છે.

શુદ્ધ ધર્મના કારણ સેવે નહીં તો આત્મા સ્યાત્ સ્વસંપદા કેમ પામે ? તે માટે ઉપકારી જગતહીતકારી શ્રીવીતરાગ પરમાત્મા પરમપુરૂષોત્તમ એવા શ્રીઅરિહંતની સ્તવના તથા સેવા કરવી. પણ રાગ વિના પ્રભુની સેવના થાય નહીં તે કારણથી પ્રથમ શ્રીઋષભદેવજીની સ્તવના કરતાં શ્રીવીતરાગ ઉપર પ્રીતિ કરવી. તે રીત કહે છે. પ્રથમ ધર્મના ચાર આચરણ કહ્યાં છે. ૧ પ્રીતિ, ૨ ભક્તિ, ૩ વચન, ૪ અસંગ. તેમાં પ્રીતિનું લક્ષણ ષોડશક ટીકાથી જાણવું. × × × ×

**अंतभागमांथी उतारो.—**

એટલે એ ચોવીસ સ્તવન થયાં. પોતાના જાણપણા પ્રમાણે પરમેશ્વરની ગુણગ્રામે સ્તવના કરી તે માંહે જે યથાર્થ તેહ પ્રમાણ અને અયથાર્થનું મિચ્છામિ દુક્કડં. ગીતાર્થ ગુરુ સેવો, દોષ તજવો, મેં ભદ્રકતાયે એ રચના કરી છે. મોહટા પુરૂષે ક્ષમા રાખી ગુણ લેવા. ૭ ઇતિ મહાવીર જિન સ્તવનં. ૨૪.

**कलशरुप पचीशमां स्तवनमांथी.—**

શ્રીરુષભદેવથી માંડીને મહાવીર પર્યંત અવસર્પિણી કાલે શાસનના નાયક, ગુણરત્નાકર, મહામાહણ, મહાગોપ, મહા વૈદ્ય, એહવા ચોવીસ તીર્થંકર થયા, તેહને 'गाइये' કહેતાં ગુણગ્રામ કરીયે, અને પોતાના તત્ત્વસ્વરૂપને ધ્યાયીયે તેહને ધ્યાવે, તત્ત્વની એકાગ્રતા પામીયે તેહથી પરમાનંદ અવિનાશીપદ પામીજે. વળી અક્ષય અવિનાશી એહવું ક્ષાયિક જ્ઞાન, તે 'अनुप' કેતાં અદ્ભૂત પામીજે. ૧ ઇતિ પ્રથમ ગાથાર્થઃ

आंहींना प्रदर्शनमां एक प्राचीन गुटको अमारा तरफथी मूकवामां आव्यो छे तेमां 'खंडाजोयणविचार' अर्थात् 'जंबूद्वीपनो किंचित्मात्र विचार' तथा बीजो 'तेत्रीशबोलनो थोकडो' एवा बे ग्रन्थो गद्यबन्ध लखेलां छे तेमांथी 'खंडाजोयण विचारमांथी' केटलाक उतारा मूकुं छुं. ए 'खंडाजोयण विचारमां' जूदा जूदा विचारना दशद्वार–खण्ड आपवामां आव्या छे तेमांथी बे त्रण नाना द्वारनाज उतारा आप्या छे—

કહિતા જંબૂદીપમાહી ૪૬૭ કૂટ છે. તે કિમ ? ૩૪ દીર્ઘ વેતાડ ઉપર વિજય પ્રભુ ગજદંતા નીષધ નીલવંત ઉપરે માલવંત ગજદંતો મેરુ પર્વતને વિષય એતલે ૩૯ પર્વત ઉપર નવ નવ કૂટ છે. એવાં ૩૫૧ થયાઃ ચૂન્ન હેમવંતઃ સિખરી એ બેહુ પર્વત ઉપર ગ્યારા ગ્યારા કૂટ છે, એવં ૨૨ થયાઃ ૧૬ વષારા પર્વત ઉપર ચાર ચાર કૂટ છે સો માનસ ગંધ માદન એહ વિદ્યું ગજદંતા પર્વત ઉપર સાત સાત કૂટ છે રૂપી મહા હેમવંત પર્વત ઉપર આઠ આઠ કૂટ છે. એટલે ૬૧ પર્વત ઉપર સર્વે ૪૨૭ કૂટ છે. ઇતિ પાંચમો દ્વાર સંપૂર્ણ ૫.

તીર્થ, કહિતા જંબૂદીપ વિષે ૧૦૨ તીરથ છે. તે કિમ ? એક એક બીજને વિષે તીન તીન તીર્થ છે, તેહના નામ માગધ ૧, વરદામ ૨, પ્રભાસ ૩, એવં સર્વે ચૌતીસ વિજય કરીને ૧૦૨ તીર્થ છે ઇતિ ષષ્ઠમદ્વાર સંપૂર્ણ. ૬.

'સઢી' કહિતા જંબૂદીપ માહે ૧૩૬ શ્રેણ છે, તે કિમ ? એકેક વેતાડ પર્વત ઉપર ચાર ચાર શ્રેણ છે એહવા ચૌતીસ છે વેતાડ કરીને ૧૩૬ શ્રેણ છે. ૨ શ્રેણ વિદ્યાધરાની છે. ૨

શ્રેણ અભિયોગી દેવતાની છે, ૧૦ જોજન ઊંચા જાઈએ તિહા વિદ્યાધરાની શ્રેણ છે ૧૦ જોજન ઊંચા જાઈએ તિહા અભિયોગીયાની શ્રેણ છે. સમમોહાર સંપૂર્ણ. ૭ × × ×

ઇતિશ્રી ખંડા જોયન સંપૂર્ણ. સંવત ૧૮૫૧ ( એકાવન કે એકાણું એ બરોબર ઉકેલી શકાયું નથી. ) ચૈત્રવદી ૧૨ ગુરૂવાર લિષતમ્ ગુસાંઇ ગંગારામ રામનમેદ ઉપાશ્રે મધ્યે પઠનાર્થે લખ્યા મલઓસવાલ પસસૂર મધ્યે શુભં., કલ્યાણ ભવતિ.

ટબાઓના ઉતારા ટબાઓ કેવી રીતે લખાય છે તે જોવા માટે એક મૂલ શ્લોકઆપી તે ઉપરનો ટબો, અને બાકીના ટબાઓ વિનાશ્લોકે આપ્યા છે. કારણ માત્ર ગદ્યાત્મક ગુજરાતીજ અંત્ર જણાવાની જરુર છે. શ્રીયશોભદ્રકૃત શ્રીવંગચૂલિયા અધ્યયન ઉપર આ ટબો ભરવામાં આવેલો છે અને તેની પ્રત પણ પ્રદર્શનમાં જોવા માટે મૂકવામાં આવેલી છે. કઈ સાલમાં ટબો ભરાયો ? કોણે ભર્યો, ? તે કાંઇ પ્રતિ ઉપર જણાવવામાં આવ્યું નથી.——

ટબોઃ—

ભક્તિનો સમોહ કરીને પ્રધાન દેવતાના મસ્તકે મુગટ તેહની આભા-
નમ્યા દેવતા મનુષ્ય, કાંતિકિરણે રચિત સોભિત;

મૂલઃ——भत्तिभरनगियसुरवर, सिरिसेहरकिरणरईयसस्सिरियं:

ટબોઃ—

એહવા શ્રી વીરનાં ચરણ કહીસ હું શ્રુતહેલનાંથી
કમલપ્રતે નમીને, ઉતપતી. ૧૦

મૂલઃ——नमिउ श्रीवीरपयं, वुत्थं सुयहीलगुप्पीत्त.१

માત્ર ટબોઃ—

શ્રી વીરના નિર્વાણથકી વીસમે વરસે, શ્રીસુધર્મા સ્વામીનો નિર્વાણ થયો; તિવાર પછી ચુંમાલી વરસે સિદ્ધ પાંમ્યાં, શ્રી જંબુ સ્વામી છેલ્લા કેવલજ્ઞાની ૨. તિવાર પછી એગ્યાર વરસે. શ્રીપ્રભવસૂરી સ્વર્ગે ગયાં મહાજસતું ઘર એહવાં; ત્રેવિશ વરસે શ્રી શય્યં. ભવ સ્વામી સ્વર્ગેને વિષે પોહવાં. ૩. તેહના સીષ્ય જસોભદ્ર સુરિ ગુરૂ તે કેહવા, તે શ્રી સિઘં ભવસુરીનાં શિષ્ય કહેવા છે ? આગમના જાંણ છે; શ્રીજસોભદ્રસૂરી પ્રથવીને વિષે વિહાર કરતાં, સાવત્થી નગરીનાં કોષ્ટક નાંમે ઉધાને સમોસરયા. ૪. શ્રી ભદ્ર બાહુ સ્વામી સંભુત-વિજય એ બે શ્રી જસોભદ્રના શિષ્ય, દ્વાદશાંગી દ્વાદશાંગીના ધરણહાર; સદા કાલે પાસે નિરંતર નિત્ય ગુરૂની સશ્રુષા, સેવાના કરણહાર. ૫. હવે શ્રીભદ્રબાહુનાં સીષ્ય, મિથુલા નગરીઈં શ્રી અગ્નિદત્ત નામા તે મીથુલા નગરીનાં, ;લક્ષ્મીવન નામા ઉધાનને વિષે, પ્રતિમાઇ રહ્યા તિંહા તપ ઉચરે. ૬૦ એહવે સમે બાવીસ પુરષ, ગોઠીલ ભેગા થઇને મધ માંસના. આહાર કર્યાથી પરવસ થયાં થકાં; કામલતા નામે ગણીકા તેહને વિષે રક્ત થયાં થકાં,

૧ સયં અને ભવ, સયંભવ, સ્વામી.

વિચરેં સદા કાલ ઉદ્યાનને વિષે. ૭, તિહાં સાધુ અગ્નિદત્ત પ્રતિમાંઈ રહ્યા છેં તેહને દેખીને ૨૨ પુરૂષ મદ્ય માંસે કરીન અંધ થકા પાપના કરનારા, અતી તીખા સસ્ત્ર હાથમાં લેઇને, સમકાલેં સાધુને હણવા દોડયા. ૮

અંતવાગમાંથી—

હવે અગ્નિદત્ત સાધુ, ફરીને પૂછે ગુરૂના કહ્યા પ્રમાણેં; હે આર્જે! કહો તેં, શ્રુતહેલનાં કિવારેં થાસ્યેં, એમ પૂછ્યું ૧ તિવારે કહે છે જસોભદ્ર સૂરિ, શ્રુતને ઉપજોગેં કરીને હે અગ્નિદત્ત મુનિ! મોટા ભાગ્યનાં ધણી! સાંભળો તે, શ્રુતહેલનાનો ઉદય. ૨ શ્રીવીર પ્રભુ નિર્વાણથી બિંસેં એકાણું ઉપરે અધિકતે વર્ષેં સંપ્રતીનામે રાજા જિન પડિમાં ભરાવશે ૩ તિવાર પછી સોલસેં નવાણુ વર્ષ પછી શ્રુતહેલનાં થાસેં દુષ્ટ વાંણીયા અપમાન કરસેં ૪. તે સમયે અગ્નિદત્ત! સંઘને શ્રુતરાશી નક્ષત્ર, આડત્રીસમો દુષ્ટગ્રહ, ધુમ્રકેતુ નામે બેઠો ૫ તેહની થિતિ ત્રિણસેં તેત્રિસવર્ષ એક રાશિ ભોગવસે; તીવાર પછી સંઘનો તથા શ્રુતનો ઉદય થાસેં ૬. એમ શ્રી જસોભદ્રા ગુરૂનો વચન સાંભળીને મુંનિ વૈરાગ પાંમે; પ્રદક્ષાના દેઇનેં વારંવાર તે વંદના કરેં ૭. એ આચાર્જને પૂછીનેં, સુગુરૂ ભદ્રબાહું સંભુતવિજયને પૂછીનેં, સંલેષના કરેં, તે અગ્નિદત્ત સાધુ (ગયો પ્રથમ કલ્પે) ૮. એ શ્રુતહેલનાનો ઉપાયુફલ સઘલા ફલ જાણીને; જસોભદ્રવચને જિન ધર્મને વિષે દઢ ચિત્ત કરે. ૯. ઇતિ શ્રી વંગ ચુલિયા અધ્યયન સંપૂર્ણ

श्रीचन्द्रसूरिकृत श्रीलघुसंग्रहणी, उपरनाटबाना उतारा. आग्रन्थनी त्रण प्रति मने प्राप्त थई छे, अने ते त्रण प्रतिना उपर जूदी जूदी जातना टबा भरवामां आवेला छे जेथी ते त्रण प्रतिना टबानो उतारो अत्र आप्यो छे. जेमांनी एक सचित्र प्रति अत्रे प्रदरशनमां मूकवामां आवी छे. त्रणे प्रतिना टबाना उतारा लेवाथी विस्तार वधी पडे माटे मात्र शरुआतना थोडांक श्लोकनांज टबा अत्रे उतार्यां छे.

प्रदरशनमां मुकी छे तेनो उतारो—

નમસ્કાર કરીનઇ અરિંહત સિદ્ધાદિક સર્વનઇં 'આદિ' શ્રી સાધુ લેવા 'સ્થિતિ' કહતાં આઉખું 'भवन' ક૦ ધર શરીર પ્રમાણુ એ સર્વ પ્રત્યેકિ ૨. દેવતાનું અનેંનારકીનું દ્વારે એતલા બોલ કહ્યા. મનુષ્યનેં તિર્યંચનાં ઘરપાપે એહુનેં વાસ અસ્થિરવતી. ૧

એ પૂર્વોક્ત બોલના ઉપપાત વિરહ એક સમય કેટલાક ઉપજ આનિં એક સમય કેટલા ચવઇ તેહનું વિરહ બોલીસ પછે ગતિ આગતિ ૮. હિવૈ પ્રથમ આઉખાનું દ્વાર કહે છે. દસ સહસ વર્ષનું આઉખું ભવનપતિની જઘન્ય સ્થિતિ કહી ૨

ચમરેંદ્રનું સાગરોપમ ૧ આયુઃ, બલેંદ્રનું સાગરોપમ ઝાઝેરો. ચમરેંદ્રની દેવીનું આઉખું ત્રણ પલ્યોપમનું, બલેંદ્રની દેવીનું સવ્યાચાર પલ્યોપમ આઉખું. શેષ થાકતી નવનિકાયનુ આઉખાનું કહિ છઇ. ૩.

દક્ષિણ શ્રેણિના દેવને દોષ પલ્યોપમનું આઉખું. ઉત્તર શ્રેણિંના દેવનેં બે (પ)લ્યોપમ કાંઇક

ઉણું આઉખું કહ્યું. તેહ દક્ષિણ શ્રેણિના દેવની દેવીનું અર્દ્ધ પલ્ય. ઉત્તર શ્રેણિની દેવીનઇ કાંઇક ઉણું એક પલ્યોપમ આયુ. ૪.

બીની પ્રતિના ટબના ઉતારો--

નમસ્કાર કરીનેં અરિહંતાદિ પંચ પરમેષ્ટપતે, 'સ્થિત' આયુઃ કેહસ્યુઃ 'ભવન' કેહસું. આવગાહના દેહમાન કેહસું પ્રત્યેકે પ્રત્યેકે દેવતાને નારકીને 'वुत्थं' કેહતાં કેહસું. નહિ મનુષ્યને તિર્યંચને ભવન વિના શેષદ્વાર, કેહસ્યું ભવન નહી કહીઇ, અસ્વાસ્વતા માટે ૧

ઉપજાવાનો વિરહકાલ ૪, ચવવાનો વિરહકાલ ૫, એક સમયે ઉપજવાની સંખ્યા ૬, એક સમયે ચ્યવન સંખ્યા ૭, ગતિ ૮, આગતિ ૯, એહ ૩૪ દ્વારા કેહસ્યૂં. હવે પ્રથમ દેવતાનો સ્થિતિ દ્વાર કહે છે. દશહજાર વરસ ભવનપતિ દેવતાનેજ જઘન્યપણે દશ હજાર વરસ સ્થિતિ આઉખાની હુઈ ૨.

દક્ષિણ દિશના અસુરકુમાર ચમરેંદ્રનૂં એક સાગરોપમનૂં આઉખુ હુઇ અને ઉત્તર દિશના અસુરકુમાર બલિંદ્રનૂં એક સાગરોપમ ઝાઝેરૂં હઇ. તેહ ચમરેંદ્રની દેવીનૂં સાઢાત્રિણ્ય પલ્યોપમનૂં આઉખૂં હુઇ. અને બલંદ્રની દેવીને સાઢાચ્યાર પલ્યોપમનૂં આઉખૂં હઈ. હવે ભવનપતિની શેષ નવનિકાયનું આયુ કહે છે.

દક્ષિણ દિશના ભવનપતિ નવનિકાયના દેવતાનેં દોઢ પલ્યોપમનૂં આઉખૂ હુઇ અને ઉત્તર દિશિના ભવનપતિની નવકાયને ઉણા બે પલ્યોપમ આઉખૂ છે, અને ઉત્તર દિશના દક્ષિણ દિશના નવનિકાયની દેવીનું અર્દ્ધ પલ્યોપમનૂં આયુ છે ઉત્તર દિશના નવનિકાયની દેવીને ઉણુ પલ્યોપમ આયુ છે. ૪

ત્રીજીપ્રતિના ટબાનો ઉતારો--

'नमिउं' કહેતાં નમસ્કાર કરીનેં અરિહંતસિદ્ધ આચાર્ય ઉપાધ્યાયાદિકનઇ, દેવતાદિની સ્થિતિ ૧, દેવતાદિકના ભવન કહસ્યું ૧, દેવતા નારકી મનુષ્ય તિર્યંચની દેહમાન કહિસ્યૂં ૩. પ્રત્યેકં ૨ દેવતાનો (ઉકલી શક્યું નથી તેથી મૂલ આપ્યું છે-सुरनारयाणवुत्थं સુર અને નારકીની) સ્થિતિ કહિસ્યું. મનુષ્ય તિર્યંચના ટાલીનેં ભવણ કહિસ્યૂં.

ઉપપાત વિરહ ૧, ચવણવિરહ કહિસ્યૂં ૨, એ કે સમય ઉપપાત સંખ્યા ૩, એકે સમેં ચવણ સંખ્યા પ્રત્યેકં ૨ કહિસ્યૂં. ગતિ કહિસ્યૂં. આગમણ કહિસ્યૂં ૮. દસસહસ્ર ૧૦૦૦૦ વર્ષે આઉખું દસ ૧૦ પ્રકારે ભવનપતિનું જઘન્ય સ્થિતિ કહી. ૨

ચમરેંદ્ર ૧ સાગરોપમ આઉખો કહે ૧. બલેંદ્રનો એક સાગરોપમ સાધિક આઉખૂં. વીયાં ચમરેંદ્રની બલેંદ્રની (દેવીનો) આઉખો ચમરેંદ્રની દેવીનો પલ્યોપમ ૩ આઉખો ૧. બલેંદ્રની દેવીનો સાઢાચ્યાર ૪ાા પલ્યોપમનો આઉખો. સેષ થાકતા ધરણેંદ્ર પ્રમુષ નવનિકાયનો આગલિ કહિસ્યૂં.

મેરુ થકી દક્ષણ શ્રેણિ નવનિકાયાનો દોઢ ૧।। પલ્યોપમનો આઉખો. મેરુ થકી ઉત્તર શ્રેણિના ભવનપતીયોંનો ૨ બે પલ્યોપમ ઓછો દેસ એ કંઇ કહ્યો. તિયાં દક્ષણ શ્રેણિ ભવનપતીનો ડ્ઢ પલ્યોપમનો આઉખો. તિયાં ઉત્તર શ્રેણિ ભવનપતી દેવીનો દસે ઉણો પલ્યો-પમનો કહ્યો. ૪

(આ ત્રણે પ્રતિઓના ટબાની ભાષામાં ભિન્નતાપણું છે. તે જાણવામાં આવે એટલા માટે ત્રણેના ઉતારા માત્ર ચાર ચાર શ્લોકના ટબાના આપ્યા. મૂલ આપવા વિચાર હતો, પરંતુ વિસ્તારભયથી નથી આપ્યું)

આ પ્રતોમાંથી બેમાં ચિત્રો છે, જેમાંથી એક ઘણા સારા ચિત્રોવાળી પ્રત અમે પ્રદર્શનમાં મૂકી છે; અને બીજી જે ચિત્રોવાલી પ્રત છે તેમાંના ચિત્રા પર કેટલાંક ગૂજરાતી કે વાકયો ચિત્રોની સમજના આપ્યા છે તે પણ ભાષા જાણવા લાયક હોવાથી તેના કેટલાક ઉતારા ટાંકું છું.—

જંબૂદ્વીપ માંહિં ધ્રુવ તારા બેં છઇ કેતલેં ગ્રંથેં પૂર્વાચાર્યેં ચ્યારિ પૂર્વે કહ્યા છે.. પાષતીકા તારા ઢુકડા તે ઢુકડા દૂરિ તે દૂરિ ફિરતા રહઇ એ સ્થિતિ જાણવી સદા.

કરવતસ્યૂં વેહરઈ, ઘાંણી માંહેં પીલઈ, વ્યાઘ્ર ઉપસર્ગ સ્વાન ષાઇ, ફ્રસીયેં છેદેં રથ જોત્રરેં, અગ્નિ ઉપર ટેરઈ, ગૃધ પંખી ચૂંટઇ, વેતરણી પાંણી પાવેં, સાલ્મલ્લ વૃક્ષ પત્રાની પેરેં છેદેં, શિલ્લા ઉપરિ ધોવેં, પત્રા કરી છેદઇ, કુહાડેં કરી છેદઇ, લોહની પૂતલી ઉષ્ન કરી સોવાવેં, ત્રિશૂલ ઉપરિ પરોવઇ.

પહિલી નરકેં સીમત ઉપ્રવર જોજન ૪૫ લાષ પ્રમાંણ તિહાં એટલી વેદના સહવી પરમાધામિકની કીધી તે વેદના જાંણવી.

શૂલી ઉપરી ચાઢઇ.

સાતમી પૃથ્વી × × × + તિહાં સૂધી ઉપરિ સાઢા સોલહસાગરોપમ એકણપાસઇ સાઢા ૧૬।। સોલ સાગરોપમ બીજાઇ પાસેં વેદના સહવી ઇતિ પ્રમાણ.

આ વિગતો નારકીના દુઃખ દેખાડનારા ચિત્રો પર આપેલી છે.

सभाश्रृंगार नामा सत्तरमा शतकना उत्तरार्द्धमां रचायेलाना अनुमानवालो ग्रंथ, जेमां कर्त्तानुं नाम जोवामां आव्युं नथी. मात्र नमस्कार उपरथी सत्तरमानो उत्तरार्द्ध होवानुं अनुमान थयुं छे. आ सभाश्रृंगार ग्रन्थ बहु रमूजी अने आनंद आपनारो छे तेथी एना पण केटलाक उतारा अर्पुं छुं.——

મહોપાધ્યાય શ્રી લાવણ્યવિજય ગણિ ગુરુભ્યો નમઃ

અથ સભાશૃંગાર લિખ્યતે. વન તે જે વૃક્ષવંત, નદી તે જે નીરવંત, કટક તે જે વીરવંત, સરોવર તે જે કમલવંત, મેઘ તે જે સમાવંત,× મહાત્મા તે જે ક્ષમાવંત, દેશ તે જે પ્રજાવંત, પ્રાસાદ તે જે ધ્વજાવંત, વાટ+ તે જે *સુપવંત, ÷હાટ તે જે વસ્તુવંત, ૧ઘાટ તે જે

×સમયવંત+રસ્તો *સીધો, ÷દુકાનો. ૧ આનો અર્થ બે પ્રકારે થાય છે ઘાટ—દાગીનો તેજ કે જે સુવર્ણ—સોનાનો હોય. (૧), ઘાટ—ઓવારો—આરો તેજ કે જે સુવર્ણ—શોભા યુક્ત બંધાયેલો હોય (૨)

સુલક્ષણવંત, ભાટ તે જે વચનવંત, મઠ તે જે મુનિવંત, ગઢ તે જે અભંગરવંત, હસ્તિ તે જે ભદ્ર જાતિવંત, પ્રધાન તે જે બુદ્ધિવંત, દેવ તે જે અરાગવંત, ગુરુ તે જે ક્રિયાવંત, વચન તે જે સત્યવંત શિષ્ય તે જે વિનયવંત, મનુષ્ય તે જે ધર્મવંત બંધુ તે જે હેજવંત,[1] તુરંગમ તે જે તેજવંત. રાજા તે જે ન્યાયવંત, વિવહારીયા તે જે મયાવંત,[2] ધર્મિ તે જે દયાવંત, સતી તે જે શીલવંત, હસ્ત તે જે દાનવંત, અહો ! મહાનુભાવો ! હિઆનઇ લોચને જાણુ, જે તુમ્હારો ગુરુ તાપસ તે તો પશુ, જે ફલ ફુલ ત્રોટઈ, કંદમૂલ ન છોડઈ, વૃક્ષ રોપઈ ધર્મ લોપઇં મૃગ વાઘચર્મ પહિરઇં, ધર્મ વિહરઈં, વલ્કાનિં કાજઇ વૃક્ષની ત્વચા ઊતારઇં, × × × ×

જિસ્યુ હાથિનો કાન, પિપલનું પાન, ગહિલાની સાન, નીચનું માન, ગુંગાનું ગાન, સંધ્યાનું રાગ, ભ્રમરીનું પાગ, માંકડનું વઇરાગ, જિસ્સા બહુબોલા માણસના બોલ, જિસ્યા સમુદ્રના કલ્લોલ, [3]વિજનો ઝબકુ, કમલપત્રિં જલનુ ટબકુ, ધ્વજાનું અંચલ, તિસ્યુ સંસાર ચચલ છઇ. કિસી કુકલત્રિ, ચાલતી કઉચિ. સાચી અલચ્છિ, આપ કુટંબ ભંજણ, પરાચત રંજક, વિષય પરિપુષ્ટ આતાહ અનિષ્ટ, બોલતી મન ઉતારઇં, રિસાઇં છોરુ મારઇં, જીભઈ જવ દોલઇ, અલવિ અપ્રબદ્ધ બોલઇ, બગાઇ કરતી ગોદડું ગલઇ, ઘર વીગોઇ, કરી બાહિર મીલઇ, બોલાવી બોલિ, હાથ ધસિ ફૂંફૂવી સાપિણી, ચાલતી વ્યંતરી, પુણ્ય દ્વારતણી આગલ, નગરતણી બાગલ, જિસી મીરીતણી ઉગરિ, મહા ધટી બાલતી આગિ, જિસી દાધજવરિની બાહિન, ઇસી સંતાપ કારી[4] તો[5] સંપજઇ નારી, જો જીવો પાપકર્મ ભારી, અનિ જુ હુઇ સુકલ ઙ જઇ પોતઇ પુણ્ય પવિત્ર કિસી તે? સુસીલા[6] સદાચાર, ઉદાર સત્યવંતી, વિનયવતી, વિવેકવતી, બોલતી સુગણ મધુર વાણી, દેવગુરુતણઇ વિષય[7] ભક્ત ધર્મકાજિ આસકત, સહજિં સુલાવણ્ય, ઇસિ કલત્ર તો સંપજઇ જો પુનઇ પુણ્યઈં. × × ×

સાપ અનઇં પંખાલુ, કાદવ અનિં કંટાલો,[8] વરસ મેહ અનિં રાતિ અંધારી, કુહિ રાબ અનિં માહિ કંસારી, જવની રોટી નિં કાલા બોટી, અભાગણિ રાંડિ નિ ખાઈ માટી, કાલી નિં મશિ લાઇ ડાકિણ નઇ રાકિલવાઇ, ઉખરલી ખાટિ નિં ડાભિ વણી, સાસૂ જૂઠી નિ નણદ ઘણી, વડપણ નઇ ફૈફલ ધુરે, અતીસાર નઈં આસણ ઊંટ, દુખ અનઇં ડાકીણી ખાધું, આગણઇં કૂઉને કુટંબ આંધું, વાંનર નઈં વીધી ખાધું, આગી નીચ નીં નીધાન લાધું સાપણી નઇ વ્યાઈ, ઘરમઇ ખાવા નહીં થાઇ, કાલી નઈં રીસાલી વાંઝીણી નઈં વીરુપી બોલી સરડી[9] તે શ્લેષમણી. + + + ×

અંતભાગમાંથી રથ વર્ણન:—

અથ રથ વર્ણન—ચપલ તુરંગમ [10]જુતા, સુખઈ સુભટ ચાલઈ, માહિં બઇઠા નઈં સૂતા, છત્રીસ દંડાયુધે ભરીયા, વાયુ વેગિ સાંચરીયા, ધડહડારી ધરામંડળ ધંધોલિ, રજમાંહિ રવિબિંબ બોલઇ, ઉપરિ ધ્વજ લહલહઇ, જાણે દેવ સંબંધીયા વિમાન ગહગહઈ, ઘુઘરિઘાંટ વાજિ, વયરીનાં ભડવાય ભાજઇ, મૂર્તિવંત હેમવામનો રથ, ઇસ્યા અનેક સાંચરિયા રથ. * ઇતિ શ્રી રથ વર્ણનમ્. ૭.

---

૧. હેતવાળો ૨. માયાવાળા ૩ વીજળીનો. ૪ નઠારી સ્ત્રી. ૫ 'જો' હોવું જોઇયે ૬. સારી સ્ત્રી. ૭ વિષે. ૮ કાંટાયુક્ત. ૯ સરદી–ઠંડી અને વળી શ્લેષ્મ–સલેષ્મવાળી. ૧૦ જોડયા

* આમાં ઘણા વાક્યો એવી સુંદરતાથી રચવામાં આવ્યાં છે કે જાણે મધ-કાવ્યજ ના હોય ? અર્થાત્ ગદ્ય છતાંપિ કાવ્ય જેવું માધુર્ય અંદર સમાયું છે.

पाक्षिक आलोयण विधि ग्रन्थ पंदरमा शतकना पूर्वार्द्धमां लखायेलो—भाषा उपरथी अनुमान—आमां पण कर्त्तानुं नथी, कारणके 'पाक्षिक अतिचार' छे × × मात्र पंदरमा शतकनी भाषाना नमूना रुपे अत्रे टांक्यो छेः—

ઇચ્છાકારેણ સંદિસહ ભગવત્ ! ચઉમાસિય આલાઉં ? ચઉમાસિ પડિલેહણ કીધી જંઇ કાંઇ રહી વીસરી હુઇ તઉ મિચ્છામિ દુક્કડુ ! ચઉમાસિ મહિ જ્ઞાનાચારિ–काले विणए बहुमाणु, बहाणे तहय होइ निन्हवाणे; वंजण अत्थ तदुभए, अट्ठविहो नाण आयरो. १. कालति–વેલાં અણોઝઇ છતઇ ઇરિયાવહી અણપડિક્કમી અણુપડિલેહી ભૂમિકા સિદ્ધાંત. વાંચિઉ, ભણિઉ, ગુણિઉ, આવેલાં સૂત્રપોરિસિ અર્થપોરિસિ કીધી. વેલાં ન કીધી. विणयत्ति--આપાણા જાત્યાદિ અહંકાર તઉ ગુરુ રહઇં વિનયુ વેયાવચ્ચુ કરતાં હાથુ પગુ સાસુ લાગઉ, આલાપિ સંલાપિઉ ન કીધઉં, ધાદિ મધરી ગુરુ ગુરુણી તણી અવહેલણા આસાતના કીધી, આસણિ ઉપગરણિ પગુ લગાડિઉ, વેયાવચ્ચું કરતાં હાથુ પગુ સાસુ લાગઉ, આલાપિ સંલાપિ ઉચ્ચસણિ સમાસણિ અંતરભાસાં કરી દોષુ ઉપનઉ, ઉવડાંતણુઉ વચનુ વાલિઉં વડાં ઉપરી અવજ્ઞા કીધી, વડાંતણા આદેસ પાખઇ નિયમુ અભિગ્રહુ લીધઉ, પચ્ચકખાણુ પઢન પાઢન વિહારાદિક કુકાજ કીધાં, વડાંતણુઉ આધઉં પાછઉં બોલિઉં, આપાત્રુ ભણાવિઉં પાત્રું ન ભણાવિઉં. વિનય પાખઇ વાંદણઇ ખમાસમણિ અણદીધઈ સૂત્રુ અર્થું પૂછિઉં. × × × × × × × × ×

अंत भाग—

શ્રીવીતરાગિ જે નિષિધ્યાં કાર્ય તે કીધાં,-મહાત્માયોગ્ય જે કરણીય તે કીધાં નહીં, આગમવચન સદ્દહિયા નહી, અથવા વિપરિત પ્રરુપિયાં હુઇં, એવં જ્ઞાનદર્શન ચારિત્ર તપવીર્યાચાર માહિ જં આલોઉં તસ્સ મિચ્છામિ દુક્કડુ. સવ્વ સવિ પાક્ષીક ઇતિ પાક્ષિક આલોચન વિધિઃ છા પ્રત્યક્ષ ગણન્યા શ્લોકાઃ સાર્દ્ધ પંચાશત્પરૂ.

आ विना एक प्रति 'आंचलियागच्छनी चर्चा संबंधिनी' मली आवी छे. तेमां ग्रन्थनुं नाम आपवामां आव्युं नथी, मात्र चर्चारुप कोईके लखेलो छे तेमांथी महज उतारो आपीशुं—

અથ નિષ્કપતચિત્તિ શ્રીપૂજ્યની આસ્તા ધરતા થિકા શ્રીપૂજ્યનઈં પ્રશ્ન કીજઇ છઈ. સંવત્ ૧૧૬૯ અચ્યારિસિં ઉગણુત્તરિ અંચલપક્ષની ઉત્પત્તિ વિધિપક્ષ ઇસિઉં નામ સ્થાપના હવી. અનેરા મુખ વસ્ત્રિકા સ્થાપક, સકલ ગચ્છ અવિધિચાલઈં, અવિધિ પ્રરુપઇ છઇં. અંચલગચ્છીય ગીતાર્થે સુદ્ધ વિધિમાર્ગ સ્થાપક, એ આત્મીય ગચ્છની વચન કલ્પના, તત્રાર્થે પ્રશ્ન એ અંચલપક્ષનુ ધર્મ ૧૧૬૯ પ્રવર્તિઉ તાં પહિલુ ધર્મ્મ કિમ હતું ? સ્વામીનુ ધર્મ દુસમાઆરા પર્યંત અવ્યવચ્છિન્ન બોલિઉ છઇ. यतः × × × × ×

સ્વામીનઉ ધર્મ એટલા કાલ લગઇ વિછિન્ન નહી પામઈ, તુ જે કહઇ છઇ સંવત્ ૧૧૬૯ પહિલુ વિધિ ધર્મ ન હિંતુ ! પછઇ અંચલ ગચ્છીય ગીતાર્થે ઉદ્ધરિઉ, વિધિ પક્ષનામસ્થાપના કીધી તેહનઈં મહાંત દૂષણુ લાગઇ છઈ. જેઇ વલી કિહાંઇ વિધિ ધર્મ વ્યવચ્છેદ પામ્યાતણા પંચાંગી માંહિ અક્ષર હુંઇતુ.

# જૈન ગુજરાતી સાહિત્ય.

લે:-રા. રા. પોપટલાલ કેવળચંદ શાહ.-રાજકોટ.

ગુજરાતી સાહિત્યની શરૂઆતનો કાળ કયો ગણવો તે વિષે કંઇક મતભેદ છે પરંતુ સ્વ. સા. ગોવર્દ્ધનરામભાઇ અને સ્વ. સા. નર્મદાશંકર કવિનાં લખાણો વાંચવાથી એમ જણાય છે કે ગુજરાતમાં મુસલમાની રાજ્યની શરૂઆત થઇ ત્યારથી ગુજરાતી સાહિત્યની શરૂઆત થયાનું ગણી શકાય.

ગુજરાતી સાહિત્યની શરુઆતથી તે આજસુધી એ સાહિત્યની સેવા જૈનોએ ઘણી સારી રીતે બજાવી છે. શરૂઆતમાં અને ત્યાર પછીના સૈકાઓમાં તેમણે ગુજરાતી ભાષામાં ઘણા ગ્રંથો લખ્યા છે.

સં. ૧૩૨૭ માં **સપ્ત ક્ષેત્રી રાસ**, સં. ૧૩૪૭ માં **પ્રબંધ ચિંતામણિ** અને એ અરસામાં **ઉપદેશમાળા** નામના ગ્રંથો જૈનોનાજ રચેલા છે. વિસ્તાર ભયથી અને વળી આગલી સાહિત્ય પરિષદોમાં **જૈન** ગુજરાતી સાહિત્ય વિષે મારા તરફથી તેમજ મારા બંધુઓ તરફથી ઘણું કહેવાઇ ગયેલું હોવાથી આ નાનકડા નિબંધમાં તો માત્ર રૂપરેખા દોરવાનું લક્ષમાં રાખ્યું છે.

ગુજરાતી સાહિત્યનું મૂળ રોપવામાં, સાહિત્ય વૃક્ષને ઉગવા દેવામાં અને છેવટ તેને પરિપુષ્ટ બનાવવામાં જૈનોએ કેટલું કર્યું છે તે તેના આશરે પાંચસેં રાસો કહી આપશે

હાલ આપણે જેને ગુજરાત કહીએ છીએ તેનો શરૂઆતમાં ઉત્તર તરફ વિસ્તાર વિશેષ હતો. ઉત્તર તરફ ચાતુર્માસ કરીને પણ **જૈન** મુનિઓએ કેટલાક ગ્રંથો લખ્યા છે.

તેમના ગ્રંથોમાં **રાસ** બહુ જોવામાં આવે છે. કેટલાક રાસો તો નવરસ યુક્ત વર્ણનથી રસ અને અલંકારથી છલકાઇ જાય છે. રસનાં આલંબન, ઉદ્દીપન, વિભાવ વગેરે સાધનોનો જ્યાં જેવો ઘટે તેવો ઉપયોગ કરી એ વર્ણનો વાંચવામાં આનંદ આવે એવાં રસભરિત કર્યાં છે અને તેથી એવાં રસિક આખ્યાનોને તેમણે **રાસ** નામ આપ્યું હોય એમ જણાય છે.

ગુજરાતનો ઇતિહાસ લખવામાં **જૈન** ગ્રંથોએ બહુ સારો ફાળો આપ્યો છે અને એ ઉપરાંત અનેક આખ્યાયિકાઓનો પ્રસાર કરવામાં તેમણે સારો ભાગ લીધો છે.

૧૫મા તથા ૧૬મા સૈકામાં તેમના તરફથી ઘણા ગ્રંથો લખાયા છે તેમાંના કેટલાકનાં નામ તથા સાલ આ નીચે આપ્યાં છે. ૧૪મા સૈકામાં તો લગભગ સઘળા ગ્રંથો તેમણેજ લખ્યા છે.

| | | |
|---|---|---|
| ૧ ક્ષેમપ્રકાશ. | સં. ૧૪૧૦ ની આસપાસ. | કર્તા જયાનંદસૂરિ |
| ૨ ભરતબાહુબલિ. | ,, | ગુણરત્નસૂરિ. |
| ૩ શીલ રાસ. | ૧૪૧૧ | વિજયભદ્ર (ઉદયવંત) |
| ૪ હંસરાજ વચ્છરાજ. | ૧૪૧૧ | ,, |
| ૫ ગૌતમરાસ. | ૧૪૧૨ | ,, |
| ૬ શાંત રાસ. | ૧૪૬૦ | મુનિસુંદર. |
| ૭ ભરતબાહુબલિ રાસ | ૧૫મો સૈકો | સોમવર્ધન. |
| ૮ સુદર્શન શેઠ | ૧૫૦૧ | મુનિસુંદર. |
| ૯ ગુણાવલિ. | ૧૫૧૪ | રાજકુશલ. |

| | | |
|---|---|---|
| ૧૦ ધન્ના ચરિત્ર. | ૧૫૧૪ | મતિશેખર. |
| ૧૧ સિદ્ધચક્ર રાસ. | ૧૫૨૧ | જ્ઞાનસાગર. |
| ૧૨ ચિત્રસેન પદ્માવતી. | ૧૫૨૨ | ભક્તિવિજય. |
| ૧૩ શ્રીપાલરાસ. | ૧૫૩૧ | જ્ઞાનસાગર. |
| ૧૪ સિંહાસન બત્રીશી. | ૧૫૩૬ | હીરકળશ. |
| ૧૫ કુરગડુ. | ૧૫૩૭ | મતિશેખર. |
| ૧૬ મદન રેખા. | ૧૫૩૭ | ,, |
| ૧૭ સારશીખામણ. | ૧૫૪૮ | જયસુંદર શિષ્ય. |
| ૧૮ વસુદેવ. | ૧૫૫૭ | હર્ષકુશળ. |
| ૧૯ શ્રીપાળ. | ,, | લબ્ધિસાગર. |
| ૨૦ ઓહાનો રાસ. | ૧૫૬૦ | લાવણ્યસમય. |
| ૨૧ વજ્રસ્વામી. | ૧૫૬૩ | ધર્મદેવગણિ. |
| ૨૨ ઋષિદત્તા. | ૧૫૬૯ | દેવકુલસિંહ. |
| ૨૩ ગૌતમસ્વામીનો રાસ. | ૧૫૭૦ | લાવણ્યસમય. |
| ૨૪ ગૌતમ પૃચ્છા. | ,, | ,, |
| ૨૫ પ્રદેશી રાજા. | ૧૫૮૦ | સહજસુંદર. |
| ૨૬ સુડા સાહેલી. | ૧૫૮૫ | ,, |
| ૨૭ ચંદ રાજા. | ૧૫૮૬ | મોહનવિજય |
| ૨૮ વસ્તુપાળ તેજપાળ. | ૧૫૯૭ | પાર્શ્વચંદ્ર. * |

* ગુજરાતી ભાષામાં જૈનોએ લખેલાં પુસ્તકો ઉપરાંત સંસ્કૃત ભાષામાં તેમણે ગુજરાતમાં રહી જેજે પુસ્તકો લખ્યાં છે તેનાં નામ માત્ર ટિપ તરીકે આ નીચે આપ્યાં છે.

ગુજરાતના સંસ્કૃત સાહિત્યમાં જૈનોનો ફાળો.

"ગુજરાત" માં બિકાનેરથી માંડીને દક્ષિણમાં સુરત સુધી અને પૂર્વમાં ઉજ્જયિનીથી માંડીને પશ્ચિમમાં દ્વારિકા સુધીનો ભાગ લીધો છે. ત્રિષષ્ઠી શલાકા પુરુષચરિત્ર, યોગશાસ્ત્ર, રામાયણ, પાંડવચરિત્ર, દ્વાશ્રય, કુમારપાળ પ્રબંધ, ચતુર્વિંશતિ પ્રબંધ, પ્રબંધ ચિંતામણિ, વિક્રમચરિત્ર, શત્રુંજય મહાત્મ્ય, જગડુ ચરિત્ર, કુમાર સંભવ, મેઘદૂતમ્, નેમિદૂતમ્, ગુર્વાવલિ, હરિવિક્રમ ચરિત્ર, સુકૃતસંકીર્તન, સુલસા ચરિત્ર, ષડદર્શન સમુચ્ચય, સ્યાદ્વાદમંજરિ, લોકતત્વ નિર્ણય, તત્વાર્થધિગમ, ગુણસ્થાન ક્રમારોહ, કર્મગ્રંથ, દ્રવ્યાનુયોગ તર્કણા, બૃહદ્દ્રવ્યસંગ્રહ, પંચાસ્તિકાય, અધ્યાત્મસાર, યોગબિંદુ, જ્ઞાનાર્ણવ, સમાધિશતક, શાંત સુધારસ, અધ્યાત્મ કલ્પદ્રુમ, અધ્યાત્મોપનિષદ, જ્ઞાનસાર, લોકપ્રકાશ, જંબુદ્વીપ, અર્હન્નીતિ, બુદ્ધિસાગર, નિર્ભય ભીમવ્યાયોગ, કરૂણા વજ્રાયુદ્ધ, ભદ્રબાહુસંહિતા, વિવેક વિલાસ, ચતુઃશરણ, આતુર પ્રત્યાખ્યાન, સંબોધસત્તરી, ઉપદેશમાળા, વૈરાગ્યશતક, શૃંગારવૈરાગ્યતરંગિણી, ઉપમિતિભવપ્રપંચ, પ્રબોધ ચિંતામણિ, સમરાદિત્ય ચરિત્ર, ધર્મબિંદુ, પુરૂષાર્થસિદ્ધિ ઉપાય, શ્રાવક પ્રજ્ઞપ્તિ, પ્રશમરતિ, ધર્મરત્ન પ્રકરણ, શ્રાદ્ધ વિધિ. આચાર પ્રદીપ, આચાર દિનકર, ઇત્યાદિ અનેક સંસ્કૃત ગ્રંથોની ટીપ, કોન્ફરન્સ ઓફિસ તરફથી બહાર પડેલી જૈન ગ્રંથાવલિ ઉપરથી ઉપજાવી શકાય તેમ છે. એક બીજે સ્થળેથી પણ નીચે પ્રમાણે તારવણી કરી શકાય તેમ છે

૧૭ મા સૈકાના જૈન કવિઓ તરફ નજર કરીએ. કુશળ લાભ, ભીમ ભાવસાર, સાંગણ સુત ઋષભદાસ, સોમવિમલ, વિજયદેવ સૂરિ, પ્રીતિ વિમલ, ભાવરત્ન, હીરાચંદ શ્રાવક, ગુણશીલ, પુણ્યસાગર, સમય સુંદર, જયવિજય ગણિ, પુણ્યકીર્તિ, ઋષભદાસ, ગુણસાગર, દર્શન કવિ, નયવિમલ, સોમવિમલ, કર્મસિંહ, નયસુંદર, પુણ્યરત્ન, દર્શવિજય, કાંતિવિજય, નયસુંદર, જયસોમ, સકળચંદ્રજી, ચંદ્રકીર્તિ, સુરવિજય, ગુણસોભાગ, સંઘવિજય, હીરસૂરિ, જીનચંદ્ર, મતિસાગર, સમરચંદ, હીરમુનિ, બાળકવિ, બ્રહ્મર્ષિ, ઋષભકવિ, વિવેકચંદ, કીર્તિવર્ધન, કનકસુંદર, ધનવિજય, જીનોદયસૂરિ વગેરે કવિઓ એ સૈકામાં થયા.

હંસરાજ વચ્છરાજ રાસ, હીરવિજય સૂરિ, હિતશિક્ષા, હરિષેણ શ્રીષેણ, હરિશ્ચંદ, હરિવંશ (ઢાલસાગર), સ્થૂલિભદ્ર, સંઘયણા રાસ, સુસઢ, સદેવંતી સાવલીંગા, સુરસુંદરી, સુરપાલ, સુમિત્રકુમાર, સુમતિ નાગિલ, સીતા, સાગરદત્ત, સમ્યક્ત્વ સાગર, શ્રેણિક, સનત્ કુમાર, શ્રેણિક રાસ, શાલિભદ્ર, શાંબ પ્રદ્યુમ્ન, શાંતિનાથ, શત્રુંજયઉદ્ધાર, શત્રુંજયતીર્થમાળા, વીશસ્થાનક, વિજય તિલકસૂરિ, વિચારમંજરિ, વસ્તુપાળ–તેજપાળ, ઋષિદત્તા, રત્નપાળ, યમલકરાસ, મૃગાવતી, ભરત બાહુબલિ, બાર વ્રત, બાર ભાવના, પ્રેમલા લચ્છી, પ્રિયમેલક, પ્રભાવતી, પ્રાસંગિક, પ્રત્યેક બુદ્ધ, પુણ્યાખ્ય, નેમિનાથ, નવતત્વ રાસ, નળ ચરિત્ર, નળ દમયંતી, નર્મદા સુંદરી, નય પ્રકાશ, નમિરાજર્ષિ, ધમ્મિલ કુમાર, ધન્ના ચરિત્ર, ત્રિવિક્રમ, તેજસાર, જંબુસ્વામિ, ચંદ્રાયન, ચંપકશ્રેષ્ઠિ, ગૌતમ પૃચ્છા, કૃતપુણ્યસેઠ, કુમારપાળ, કુમારમુનિ, કલ્યાણ વિજય, કનક શ્રેષ્ઠિ, અંજના સતિ, ઉપદેશ રાસ, આષાઢ ભૂતિ, અવંતિ સુકુમાલ, અભયકુમાર, અગડદત્ત વગેરે રાસ અને કવિતાના કથાનક ગ્રંથો સત્તરમા સૈકામાં રચાયા છે.

વિસ્તાર ભયથી ટુંકામાં જણાવવાનું કે કવિ પ્રેમાનંદના ગ્રંથો જે ઢબે ગુજરાતના સાક્ષરોએ તપાસ્યા છે તે ઢબે જૈન લેખકોના ગ્રંથો તપાસવામાં આવશે તો જણાઇ આવશે કે તેમણે ગુજરાતી સાહિત્યની બધી દિશામાં ઘણી ઉપયોગી સેવા બજાવી છે.

---

અશોકના વખતથી તે વિક્રમની આઠમી સદીની અધવચ સુધીમાં, શિલાલેખાદિ પ્રમાણથી જણાય છે કે તે વખતમાં જૈન, બૌદ્ધ ને બ્રાહ્મણ એ ત્રણ ધર્મનું આપણા ગુજરાતમાં ઘણું જોર હતું. સકળ જૈનોનાં જાણવામાં છે કે સ્મરણ શક્તિ કમજોર થતી જાય છે એવું જાણી વલ્લભીપુરમાં સં. ૫૧૦માં દેવર્દ્ધિ ક્ષમાશ્રમણે મુખ પાઠે હતાં તે જૈન શાસ્ત્રો પુસ્તકારૂઢ કરાવ્યાં. આ સર્વત્ર માન્ય થયલાં પુસ્તકો માગધીમાં હતાં તેમાંના કેટલાક ઉપર આઠમા સૈકામાં શીલાંગાચાર્યે અને ૧૧મા સૈકામાં અભયદેવ સૂરિએ સંસ્કૃત ભાષામાં ટીકાઓ–વ્યાખ્યાઓ લખી.

" સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં ગુજરાતના આદ્યકવિ માઘ " ભિન્નમાળ શ્રીમાળ નામે ગુજરાતના પાટનગરના રહેવાશી હતા. કહે છે કે તેઓ જૈનોના ગોર હતા. એક વૈશ્ય શેઠ પાસેથી ધન લઇ કોઇ બ્રાહ્મણે એ વૈશ્ય શેઠને નામે પોતાનું એ કાવ્ય ચડાવી દીધું. સં ૧૩૩૪–૩૫માં શ્રી પ્રભાચંદ્રે પ્રભાવક ચરિત્ર લખ્યું. ધનેશ્વર સૂરિએ રચેલું શત્રુંજય માહાત્મ્ય નામનું કાવ્ય કહે છે કે ડેઠ શિલાદિત્યના વખતમાં રચાયું છે ને તેથી તે જુનું કાવ્ય ગણાય છે શ્રી હેમાચાર્યજીના શબ્દાનુશાસન, કાવ્યાનુશાસન તથા બીજા વ્યાકરણના ગ્રંથો વગેરે સુપ્રસિદ્ધ છે. વિશળદેવ વાઘેલાની સભામાં અમરચંદ્ર સૂરિ પંડિત હતા તેમણે બાલભારત નામનો ગ્રંથ લખ્યો છે. દેવ વિઠ્ઠલગણી નામે જૈન પંડિતે વીરસૌભાગ્ય નામનું મહા કાવ્ય રચ્યું છે યશોવિજયજીએ ન્યાયરહસ્ય, ન્યાયલોક ખંડન ખાદ્ય, આદિ ગ્રંથ લખ્યા છે. ૧૯મા શતકમાં વિજયલક્ષ્મીસૂરિ વગેરે જૈન આચાર્યોએ ઉપદેશપ્રસાદિ ગ્રંથો રચ્યા છે.

## જૈન ગુજરાતી ભાષા એ શું ગુજરાતી ભાષાથી જુદી ભાષા છે?

**સંસ્કૃત**માંથી **પ્રાકૃત** અને પછી **અપભ્રંશ** ભાષા થઇ. અપભ્રંશમાંથી **ગુજરાતી** થઇ.

ગુજરાતી ભાષામાં સંસ્કૃત અને પ્રાકૃત ઉપરાંત બીજા દેસ્ય શબ્દો પણ ઉમેરાયા છે.

ઑક્સફર્ડના પ્રોફેસર આર્થર એ–મેકડોનલ્ડ જણાવે છે કે "ખ્રિસ્તિ સંવતના આરંભથી માંડીને ઇ. સ. ૧૦૦૦ સુધીના સમયમાં મધ્ય કાલીન **પ્રાકૃત** સમસ્તરૂપની રહી, તથાપિ ચાર જુદીજુદી બોલીમાં વહેંચાઇ ગઇ. પશ્ચિમમાં સિંધુ નદીની ખીણમાં અપભ્રંશ ઉદ્ભવી. મથુરા જેનું મધ્ય બિંદુ છે એવા દોઆબના પ્રદેશમાં **શૌર સેની** ઉદ્ભવી. એ શૌરસેનીના ગૌર્જરી (ગુજરાતી), અવન્તી (પશ્ચિમ રાજપુતાની) અને મહારાષ્ટ્રી (પૂર્વ રાજપુતાની) એવાં ત્રણ પેટા રૂપ થયાં.

અપભ્રંશ પરથી સિંધી, પશ્ચિમ પંજાબી અને કાશ્મીરી ભાષા ઉત્પન્ન થયાનું કેટલાક વિદ્વાનો જણાવે છે. પંડિત હેમાચાર્યજીની અષ્ટાધ્યાયી અપભ્રંશ ભાષામાં હોવાનું કહેવાય છે તો તે અપભ્રંશ ભાષા તે કઇ? કેટલાકનું કહેવું છે કે પ્રાકૃતમાંથી બગડેલું રૂપ તે અપભ્રંશ અને પોતપોતાના પ્રદેશના અપભ્રંશ પરથી તે તે પ્રદેશની હાલની ભાષાઓ બની છે. પ્રોફેસર મેકડોનલ્ડ જણાવે છે કે શૌરસેનીમાંથી ગુજરાતી થઇ છે તો શૌરસેની અને અપભ્રંશને શો સંબંધ છે તે જોઇએ.

પ્રાકૃત, માગધી, પૈશાચી, ચૂલિકાપૈશાચી, શૌરસેની અને અપભ્રંશ એ છ ભાષાનું વર્ણન હેમાચાર્ય પોતાના વ્યાકરણમાં કહે છે. સં. ૧૨૮૧માં કાવ્ય કલ્પલતાનો લખનાર નીચે પ્રમાણે ભાષા કહે છે.

संस्कृतं प्राकृतं चैव शौरसेनी च मागधी।
पैशाचिकी चापभ्रंशं षड्भाषा परिकीर्तिताः ॥

એટલે બંનેમાં શૌરસેની અને અપભ્રંશને જુદી બતાવવામાં આવી છે. જુદી બતાવ્યા છતાં પંડિત હેમાચાર્ય કહે છે કે

अपभ्रंशे प्रायः शौरसेनीवत् कार्यं भवति ।

અપભ્રંશમાં ઘણું કરીને શૌરસેની પ્રમાણે બધું કાર્ય થાય છે. દેશ વિશેષને લઇને અપભ્રંશ ભાષા બહુ ભેદવાલી છે એમ રૂદ્રટ અલંકારના ટિપ્પનના નીચેના લખાણપરથી જણાય છે.

प्राकृत संस्कृत मागध पिशाच भाषाश्च शूरसेनी च षष्ठो, भूरि भेदो देश विशेषादपभ्रंशः ।

અપભ્રંશ ઉપરથી ગુજરાતી ભાષા થઇ એમ કહેવામાં કશો બાધ નથી.

હવે કયા સૈકા સુધીની ગુજરાતમાં બોલાતી ભાષાને અપભ્રંશ કહેવી અને કયા સૈકાથી ગુજરાતી કહેવી તે નક્કી કરવાની જરૂર છે. બીજી સાહિત્યપરિષદ્‌ના પ્રમુખસ્થાનેથી આ વિષે ઘણું કહેવામાં આવ્યું છે

હેમાચાર્યની ભાષાને ગુજરાતી કહેવી કે નહિ તે માટે કશો આગ્રહ નથી પણ ચૌદમા સૈકાથી ભાષાએ જે વલણ પકડયું છે તે વલણ પરથી તેને આપણે ગુજરાતી ભાષા કહીએ તો તેમાં કશું ખોટું નથી.

કવિ નર્મદાશંકર લખે છે કે " સં. ૧૩૫૯ પછી મુસલમાની હાકમીમાં ગુજરાતની તે ગુજરાતી, એવી રીતે ગુજરાતી ભાષા પ્રસિદ્ધિમાં આવી. બ્રાહ્મણ ને જૈન સાધુઓ એઓએ સંસ્કૃત ટાળી ગુજરાતીમાં આખ્યાન તથા વાર્તા અને રાસ લખ્યા. વિશેષે પદ્ય, પણ ગદ્ય પણ ખરું.

એ ગુજરાતી ભાષાનાં આજ લગીમાં મુખ્ય ત્રણ સ્વરૂપ થયાં છે. સં. ૧૩૫૬થી તે સં. ૧૬૫૬ સુધીનું એક, સં. ૧૬૫૬ થી તે સં. ૧૮૫૬ સુધીનું બીજું ને પછી ત્રીજું. પહેલું તે ચોખ્ખું ને બીજું તે ભ્રષ્ટ થઇ રૂપાંતર પામતું છે."

કવિ નર્મદાશંકર એ પ્રમાણે લખે છે, પણ તેઓ એ લખાણમાં જૈનોની ગુજરાતી ભાષા જુદી છે એવું જણાવતા નથી તેમજ ગુજરાતી ભાષાનો ઇતિહાસ લખનાર શાસ્ત્રી વ્રજલાલજી પણ ગુજરાતી ભાષામાં જૈન ગુજરાતી એવો ભેદ પાડતા જણાયા નથી.

જૈન અને જૈનેતર જુનાં લખાણોની વાનગી આજે બોલાતી ગુજરાતી ભાષા સાથે સરખામણી કરવાના હેતુથી આપી છે અને એ વાનગીઓ તપાસવાથી જણાશે કે જૈન ગુજરાતી એવો ભેદ કરવા કરતાં એ સાહિત્યને ખુદ ગુજરાતી ભાષાના સાહિત્યની દૃષ્ટિએ તપાસવામાં આવશે તો સાહિત્ય ક્ષેત્રને લાભ થશે, એ ક્ષેત્ર વિસ્તારવાળું બનશે, નકામા ભેદો ટળી જશે અને ઐક્યથી સાહિત્યકાર્ય દીપી ઉઠશે.

## જૈનેતર જુની ગુજરાતીનાં લખાણોની વાનગી.

પ્રસિદ્ધ સાક્ષર નવલરામભાઇ લખે છે કે ' ઘણાના ધારવામાં એમ છે કે ગુજરાતી ભાષા હાલ જેમ છે તેમજ નરસિંહ મહેતાના વખતથી બોલાતી આવે છે; પણ એ દેખીતીજ ભૂલ છે. એટલાં વર્ષ સુધી ભાષા વિકાર ન પામે એ જન સ્વભાવ અને સઘળા દેશની ભાષાઓના ઇતિહાસથી ઉલટું છે " આ ઉપરથી જણાશે કે નરસિંહ મહેતાથી આજ સુધીની ગુજરાતી ભાષામાં જાણવાજોગ ફેરફાર થયો નથી એમ માની લેવું એ વાસ્તવિક નથી. કેટલાક વિદ્વાનોએ ગુજરાતના જુના કવિઓ તથા લેખકો તરફ ગુજરાતી આલમનું લક્ષ દોરવા યત્ન કર્યો પણ જુની ગુજરાતીના થોડા પરિચયને લીધે જૈન લખાણોની ભાષા તેમને વિચિત્ર લાગી હશે તેથી કે બીજા ગમે તે કારણથી જૈન લખાણ તરફ ગુજરાતની પ્રજાનું લક્ષ ખેંચવાનું તેમને આદરણીય નહિ લાગ્યું હોય.

જૈન સિવાયના બીજા લખનારાઓ તરફનાં જુની ગુજરાતીનાં જે લખાણો હાથ આવ્યા છે તેમાંથી થોડા ઉતારા નમુના તરીકે તપાસી જઇશું તો પછી જૈન લખાણોની ભાષા વિચિત્ર કે તરેહવાર છે એમ વાંચનારને નહિ લાગે.

કાન્હડદે પ્રબંધ નામનું એક વીરરસ કાવ્ય વિસલનગરા નાગરજ્ઞાતિના આદ્યકવિ પદ્મનાભે સં. ૧૫૧૨માં એટલે જૈન કવિ ઉદયવંત મુનિ તરફથી ગૌતમ રાસ રચાયા પછી બરાબર સો વરસે રચ્યું છે, તે પ્રસિદ્ધ ડો. બુહ્લરના હાથમાં આવવાથી તેમણે સ્વ. નવલરામભાઇને મોકલેલું તેમાંની લીટીઓ આ નીચે આપી છે.

તિણિ અવસરિ ગૂજરધર રાય કરણ દેવ નામિ બોલાય ।
તિણિ અવગણિઉ માધવ બંભ તાંહિં લગઇ વિગ્રહ આરંભ ॥૧૩॥
રીસાયું મૂલગુ પરધાન કરી પ્રતિજ્ઞા નીમ્યૂં ધાન ।
ગૂજરાતિનૂં ભોજન કરૂં જુ તરકાણૂં આણૂં અરૂં ॥૧૪॥
માધવ મહિતઇ કર્યો અધર્મ નવિ છૂટઇ જુ આગિલ્યાં કર્મ ।
જિહાં પૂજી જાઇ શાલિગ્રામ જીહાં જંપીજે હરિનૂં નામ ॥૧૫॥
જિણિ દેસિ સહૂ તીરથ જાઈ સ્મૃતિ પુરાણ નઇ માનઇ ગાય ।
જિણિ દેસ કરાયઇ જાગ જિહાં ખટ દર્શન દીજઇ ત્યાગ ॥૧૬॥
જિહાં પીપળ તળશી પુજઇ વેદ પુરાણ ધર્મ બુઝીઇ ।
નવ ખંડે અપ કીરતિ રહી માધવિ મ્લેચ્છ આણિયા તહીં ॥૧૭॥

ચાલ્યુ માધવ ઢીલી ભણી ભેટી અપુરવ લીધી ધણી
વિષમ પંથિ ઊલંધ્યા દેશ યોગિની પુરિ કરિઉ પરવેશ ॥૧૮॥
... ... ... ... ... ... ...
જાણ્યું પરદેસિ પરધાન અસપતિ રાજા દીધું માન
પૂછઇ વાત પાતસાહ હસી-ગુજરાતિ તે કહીઇ કીસી ॥૨૧॥
કીસ્યું ખંભાયત અણહલપૂર કીસ્યું દીવગઢ માંગલઉર
ઝાલાવાડિ સુરઠ છિ કીસી એ રાઉત સુણીઇ સાહસી

સં. ૧૫૦૮માં રચાયેલું વસંત વિલાસ કાવ્ય પ્રસિદ્ધ થયું છે તેમાંથી થોડીક કડીઓ આ નીચે આપી છે.

મુનિ જનના મન ભેદઈ છેદઇ માનિની માન
કામી અ મનિ આણુંદ એ કંદ એ પથિક પરાણ—૭

(વસંત ઋતુ મુનિજનોનાં પણ મન ભેદી નાંખે છે. કામીના મનને આનંદ આપે છે, માનિનીનાં માન મૂકાવે છે અને પ્રવાસીનાં પ્રાણ લે છે)

કોયલિ આંબુ ડાલિહિં આલિહિં કરઇ નિવાદ
કામતણૂં કરઇ આયસ આઇસુ પાડઇ સાદ ॥ ૨૩ ॥

(સખીઓ પ્રત્યે આંબાની ડાળે કોયલ ટોકા કરે છે તે જાણે કામદેવની આણ ફેરવતી હોય તેમ તે સાદ પાડે છે

બુલસરી ભીંમલ મહુઅર બહુઅ રચઈ ઝણકાર
મયણ નઇ આણું દિણ વંદિણ કરંઇ કઇવાર ॥ ૩૦ ॥

(બોરસલીના સુવાસથી વિકળ ભમરો બહુ ગુંજારવ કરે છે તે શું આ વારે કામદેવને જાણે આનંદ યુક્ત વંદના કરતો હોયની!)

મુખ આગલિ તું મલિન રે નલિન જઇ જલિનાહિ
દંતહ બીજ દિખાડિમ દાડિમ તૂં મુખમાહિ ॥ ૫૮ ॥

(હે કમલ! તે સ્ત્રીના મુખ આગળ તું મલિન દેખાય છે. જા, જા, પાણીમાં જઇ મોં ધોઇ આવ. અરે દાડિમ! તેના મુખમાંના દાંત આગળ તારા દાણા દેખાડ માં)

સતરમા સૈકામાં લખાયેલી "સોળકળા" માંથી થોડી લીટીઓ જોઇએ.

સિંહાસન બિઠુછિ કુરરાઇ । મોટું તેહતણૂં મહિમાયિ
તેહનાં પૂત્ર પોત્ર અનેક । તેહતણુ કિમ કહુ વિવેક ॥ ૬૦ ॥
... ... ... ...
શબ્દ એક હાઉ આકાશ । કંસ તાહરો કરસિ વિનાશ ।
સમ્યક વૈરી જાણો તેહ । એહતુ ગરભ આઠમુ જેહ ।
... ... ... ...
નાહાના બાલક સાથિ રમિ । કરિ વાત જે જેહનિ ગમિ ।
ખેદ યશોદા પામી સહી । કાહાના તૂં બંધાયિ નહી ।
... ... ... ...
જે તમ્હ પદ પલ્લવ અણુસરિ । તે ભવસાગર હેલા તરિ ।

હવે તે સૈકામાં લખાયેલા "સુદામા ચરિત્ર"માંથા થોડી લીટી જોઇએ.

એક છિ અનંત તૂ અછેદ નિં અભેદ ।

માનવી તૂઝનિ કિમ કલિ । જેહનિ ન જાણે વેદ ।
સુદામુ સૂખી નહીં । દોહિલિ તે દીહાડા જાયિ ।
એક બ્રાહ્મણુ ત્યાંહાં વસિ । સુદામાનિ પાસિ ।

સં. ૧૬૪૦માં લખેલા વૈષ્ણવ આહ્નિકમાંથી પાંચેક લીટી તપાસીયે.

પૂર્વાભિમુખ બિશી માથૂં ઉહોલી નિહાથ પખાલીએ । શરીર નવછિદ્ર સદા અવિ । નિદ્રા મહિ વિશેષુ સદા અવિ । તે માહિ પ્રાતઃસ્નાન વસ્ય કરવું । અશક્ત પુરૂષે ન કરવું એહવૂં માન સ્નાન કીજી...કાછડી પિહિલી દીજિ । પાટલી પછિ વાલીએ.

હવે ગદ્ય કથા સંગ્રહમાંથી તુલાગ્રાહી વણિકની વાત જોઇએ. કુંડિન નગરિ ભૂધર વણિક પુત્ર । તેહનિ પુણ્યના ક્ષયતુ ધનનુ ક્ષય હોઉ । ધનના ક્ષય તુ સગે સહુઇ છાડયું । ગત માન હોઉ । પોતિ ઘણા દિવસની લોહ તુલ્લા હુંની । તે અને શનિ ધરિ મૂકી નિદેશઃ તરિ ગ્યૂં । કે તમે દિવસિ વલી ઉપાર્જિ આવ્યુ । નગરિં આવી આપણી લોહતુલા માગી । જેહનિ ધાર મૂકી તિણિ લોભી મૂર્ખ થૈનિ કહૃ । તાહરી લોહ તુલા ઊંદિરિ ખાધી ।...............................

સામુદ્રિક શાસ્ત્રમાંની બે લીટી જોઇએ

"જેહનઇ શિયાલના શરીખી જાંગ હુઇ તે નિર્ધન હુઇ અનઇ માછલાના શરીખી હુઇ તે લક્ષ્મી પામઇ...જેહ નઇ કાલૂં તાલૂં હુઇ તે કુલનાશ કરઇ કમલ સરીખું હુઇ તે ભુપતિ હુઇ.

## જૈન લખાણોની વાનગી.

સં. ૧૪૧૨માં લખાયેલા ગૌતમ રાસમાંથી થોડી લીટીઓ લઇએ

ત્રિભુવન ગુરૂ સિંહાસણુ બઇઠો । તતખિણુ મોહ દિગંતે પઇઠો ।
ક્રોધ માન માયા મદ પુરા । જાયે નાઠા જિમ દિન ચોરા ।
દેવ દુંદુહિ આકાશે વાજી । ધરમ નરેસર આવીઓ ગાજી ।
જાણુવિ વદ્ધમાણુ જિણુ પાયા । સુરનર કિન્નર આવે રાયા ।
સિરિ ગોયમ ગણહાર । પંચ સયાં મુનિ પરીવરિય ।
ભુમિયં કરઇ વિહાર । ભવિયાં જન પડિ બોહય ।
સમવસરણુ મઝાર । જે જે સંસા ઉપજઇએ ।
તે તે પર ઉપગાર । કારણુ પુછઈ મુનિયવરો ।

ગૌતમ ગણધરનાં વખાણુ કરતાં કવિ ઉદયવંત જૈન મુનિ લખે છે કે

જિમ સહકારે કોયલ ટહુકે । જિમ કુસુમા વને પરિમલ મહકે ।
જિમ ચંદન સુગંધ નિધિ ।
જિમ ગંગા જલ લહરેં લહકે । જિમ કણુયામલ તે જે ઝલકે ।
તિમ ગોયમ સોહાય નિધિ ।
પુનિય નિસિ જિમ સસી અર સોહે । સુરતર મહિમા જિમ જગ મોહે
પુરવ દિસિ જિમ સહસ કરૂ ।
જિમ ભૂમિ પતિ ભુયમલ ચમકે । જિમ જિય મંદિર ઘંટારણકે ।
તિમ ગોયમ લબ્ધિ ગહ ગહેએ ।

સં. ૧૬૩૮ ના શાલિભદ્રરાસમાંથી થોડીક લીટી લઇએ.

શાસનનાયક સમરિયે વર્ધમાન જિન ચંદ્ર
અલિય વિઘન દૂરે હરે આપઇ પરમાણંદ
સહુકો જિણવર સારીખા પણ તીરથ ધણી વિશેષ
પરણઇ તેને ગાઇએં લોક રીતિ સંપેખ
શાલિભદ્ર સુખ સંપદા પાલી દાન પસાય
તાસ ચરિત વખાણુનાં પાતિક દૂર પલાય.

સં. ૧૬૯૭ માં લખાયેલા હારશ્ચંદ્ર રાજાના રાસમાંથી લઇએ

તાપસ આયેરે દોડતો રે હરણી મારી કેણ
ભસ્મ કરૂં નરકે ધરૂં રે વીંધી મૃગલી જેણ
ધ્રુજે રાજા ધડહડે રે હા હા કરે હરિ મંદ
બિહું આંખે આંસુ ઝરે રે નામે શિવ નરીંદ

... ... ... ...

રાજા હરિશ્ચંદ્ર સાહસી સતી સુ તારા નારિ
સીલ સત તેનાં ચરિત્ર સાંભળજો નર નારિ
ગાંઠ ગરથ લેખાં પખે પ્રગટી હીરાખાણ
લાખ ઊલી કુણ મોલવે એવો અવસર જાણ

સં. ૧૭૨૧માં લખાયેલા કયવન્ના શાહના રાસમાં સુડાને સંબોધે છે કે

તીલી તારી પાંખ હોરે હાં ચાંચ રાતી તીખી તાહરી—શુવરીયા.
રૂડી થારી આંખ હોરે હાં રાતી માતી રંગ વાટલી ,,
કહે જે મુઝ સંદેશ ,, અબલા તુમ ઘર એકલી ,,
વિરહિણીને વેશ ,, ઝુરી ઝુરી ઝંખર ભંખરી ,,
તોડયા હીર ચીર હાર ,, લાગે શણગાર અંગાર સારીખા ,,
વિરહા કરવત ધાર ,, રસકસ ખારા વીષ હુવા ,,
એક આંખ્યાં દીઠાં દહે વાલા દહે વિદેશ
સર્જ્જન દુર્જન બીહું દહે હિયડા કાહુ કરેશ
ઉપર આંબા મોરિયા તળે નિઝરણાં ઝરંત
સાજન પાખે દીહડા તાઢા તોહી તપંત.
છાતી માંહી સાલ ખિણખિણમેં ખટકે ઘણાં.
કરસ્યાં કવણ હવાલ, મલિયાં વિણ મટશે નહિ.

ધર્મબુદ્ધિ પાપબુદ્ધિનો રાસ કે જે ઉપલા રાસના અરસામાં રચાયો છે તેમાં શ્રોતા વક્તાના સંબંધમાં લખે છે કે

વક્તા વચનામૃત જરી શ્રોતા ઉખર ખેત
બીજ વાવ્યું જાયે ખલી તિહાં કિમ ઉપજે હેત
શ્રોતા જીહાં રસ વેલડી વક્તા વાણી નીર
સુમતિ નીકે કરી સ્તંભતાં થાયે ગહેર ગંભીર.

સં. ૧૭૪૬ના કાનડ કઠીઆરાના રાસમાંથી થોડી લીટી લઇએ.

લાખ જોયણ, જંબુ પરિમાણ, દાહણ ભરત પુરવ દિસિ જાણ
નયરિ અયોધ્યા અતિહિ પ્રધાન અમર પુરી કેરૂં ઉપમાન
દુંદાલા ફાંદાલા શાહ અવસર લે લખમીનો લાહ
દેવલ દંડ નાહ નર લોય તર્ક વિના તીહાં વાદ ન હોય
વેણી બંધન નવી દીસે સાવ માર વચન લોકે નવિ ચાવ
ભોગી ભમર અ છે સહુ કોય તોપણ પગ માંડે છે જોય

આ પ્રમાણે ઘણા રાસોમાંથી નમુના તારવી શકાય તેમ છે પણ વિસ્તાર ભયથી આટલાજ દ્રષ્ટાંતમાં આપ્યા છે.

આ સઘળા લખાણ ઉપરથી જણાશે કે જૈનોએ ગુજરાતી સાહિત્યમાં ઘણો સારો ફાળો આપ્યો છે અને જૈન ગુજરાતીને પારસી ગુજરાતી પેઠે ગુજરાતી ભાષાથી જુદી ગણવાની જરૂર નથી.

ગુજરાતી સાહીત્યવડની વૃદ્ધિ થાઓ અને સાહિત્ય પરીષદનો શ્રમ સફળ હો એટલા આશીર્વાદ સાથે હવે આ લખાણ પૂર્ણ કરૂં છું.

# શ્રાવક-કવિ ઋષભદાસ.

( લેખક:—રા. મોહનલાલ દલીચંદ શાહ. )

કવિ શ્રી પ્રેમાનંદની પૂર્વે-ઈ. સ. સત્તરમા સૈકાના પ્રારંભમાંજ એક સમર્થ જૈન શ્રાવક કવિ ઋષભદાસનો પરિચય કરાવવા માટે ઉદ્યુકત થયો છું. તે ખંભાત નિવાસી હતા અને તેમણે ખંભાતમાંજ રહી અનેક ગુજરાતી કાવ્ય-કૃતિઓ-રાસાઓ લખી ગૂજરાતી સાહિત્યમાં સમૃદ્ધ ફાળો આપ વિશિષ્ટ સ્થાન મેળવ્યું છે.

**મૂળગામ ખંભાત.**

કવિ ઋષભદાસ પોતાના નિવાસસ્થાન તરીકે ખંભાત જણાવીને જ અટકતા નથી પરંતુ પોતાની લગભગ બધી મોટી કૃતિઓમાં તેનું સુંદર વર્ણન આપે છે. હિતશિક્ષા રાસ, ભરતેશ્વર બાહુબલિ રાસ, હીરવિજય સૂરિ રાસ અને કુમારપાલ રાસ એ સર્વમાં તેનું વર્ણન ન્યૂનાધિકતા સહિત લગભગ એકસરખું આવે છે, અને તે ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી હોવાથી અત્ર તેનો ઉલ્લેખ કરવો યોગ્ય થશે. **સંવત સત્તરમા સૈકાના ખંભાતનો ખ્યાલ તેથી આવી શકે છે.**

ગુરૂ નામિં મુઝ પોહોતી આસ, ત્રંબાવતીમાં કીધો રાસ,
સકલ નગર નગરીમાંહિ જોય, ત્રંબાવતી તે અધિકી હોય.
સકલ દેશ તણો શિણગાર, ગુજ્જર દેસ નર પંડિત સાર.
ગુજ્જર દેસના [1]પંડિત બહૂ, ખંભાયતિ અગલિ હારઇ સહૂ.
જિહાં વિવેક વિચાર અપાર, વસઇ લોક જિહાં વર્ણ અઢાર,
ઓલખાઇ જિહાં વરણાવરણ, સાધુ પુરૂષનાં પૂજઇ ચરણ,
વસઇ લોક વારૂ ધનવંત, પહિરઇ પટોલાં નર ગુણવંત,
કનક તણા કંદોરા જડયા, ત્રિણ્ય આંગલે તે પુહલા ઘડયા.
હીર તણો કંદોરો તલઇ, કનક તણાં માદલીઆં ગલઇ,
[2]રૂપક સાંકલિઊં બી ખરી, સોવન સાંકલી ગલિ ઊતરી.
વડા [3]વાંણીઆ જિહાં દાતાર, સાલૂ પાઘડી બાંધી સાર,
લાંબી ગજ ભાંખું પાંત્રીસ, વાધંતા હરાઇ કર સીસ.
ભરૂઅવની એગતાઇ જ્યાંહિ, ઝીંણા ઝગા પહિયા તે માંહિ;
છટી રેસમી [4]કહિડિં ભજી, નવ ગજ લંબ સવા તે ગજી.
ઊપરિ ફાલિઉં બાંધઇ કોઇ, ચ્યાર રૂપઇઆનું તે જોઇ,
કોઇ પછેવડી કોઇ પાંમરી, [5]સાઠિ રૂપઇઆની તે ખરી.

---

૧-૫ આને બદલે મુદ્રિત હિતશિક્ષાના રાસમાં જેનેડણી સુધારી જે શબ્દો આપ્યા છે તે જવા દઇએ તો પાઠાંતર આ પ્રમાણે આપ્યા છે:—૧ નગરજ ૨ બાંધી ખલખલતી હાથે ખરી, ૩ વ્યવહારી, ૪ ત્રીશ, ૫ નિતમ ઊઠી વંદે અણગાર.

પહિરિ રેશમી જેહ કબાય, એક શતુ રુપઇઆ તે થાઇ,
હાથે બહિરખા બહુ મુદ્રિકા, આવ્યા નર જાણું સ્વર્ગ થકા. ૪૯

પગે વાણુહી અતિ સુકુમાલ, શ્યામ વર્ણું સબલી તે જાલ,
તેલ ફૂલ સુગંધ સનાંન, અંગિ વિલેપન તિલક નિ પાંન, ૫૦

એહવા પુરુષ વસિં જેણિ ઠાહિ, સ્ત્રીની શોભા કહી ન જાય,
રૂપિં રંભા બહુ શિણુગાર, [1]ફરી ઉત્તર નાપઇ ભરતાર. ૫૧

અસ્યું નગર તે ત્રંબાવતી, સાયર લહિરિ જિહાં આવતી,
વીહાંણુ વધારિ તણો નહિ પાર, હાટે લોક કરિં વ્યાપાર ૫૨

નગરકોટ નિ ત્રપોલીઉં, માણિકચોક બહુ માંણુસ મલ્યું,
વોહોરઇ કુંલી ડોડી સેર, આલઇ દોકડા તેહના તેર. ૫૩

ભોગી લોક અસ્યા જિહાં વસઇ દાંન વરઇ પીઝા નવિ પસઇ,
ભોગી પુરુષ નિ કરુણાવંત, વાણિગ છોડિ તુ બાંધ્યા જંત ×૫૪
પશુ પુરુષની પીડા હરિ, માંદા નરનિં સાજા કરિ,
અજ મહીષની કરિ સંભાલ, શ્રાવક જીવદયા પ્રતિપાલ. ×૫૫

પંચ્યાસી જિનના પ્રાસાદ, [1]ધ્વજ તોરણુ તિહાં ઘંટાનાદ,
[2]પસ્તાલીસ જિહાં પોષધશાલ, કરિ વપાણુ મુની વાચાલ ૫૬

પડિક્કમણું પોષધ પૂજાય, પુણ્ય કરતાં પાઢા જાય,
પ્રભાવના વ્યાખ્યાનિં જ્યાંહિં, શાહામી વાત્સલ્ય હોઇ પ્રાંહિં. ૫૭

ઊપાશરો દેહરું નિ હાટ, અત્યંત દૂરિ નહિ તે વાટ,
ઠંડિલ ગોચરી સોહિલા આંહિં, મુની અહિં રહિવા હીંડિ પ્રાંહિ. ૫૮

અંસ્યું નગર ત્રંબાવતી વાસ, હીરતણો તિહાં જોડયો રાસ,
પાતશા પુરમ નગરનો ધણી, ન્યાય નીતિ તેહનિં અતિ ઘણી. ૫૯

વાસ અમલિ કીધો મિં રાસ, સાંગણુ સુત કવી ઋષભદાસ.
સંવત સોળ પંચ્ચાસીઊ જસિં, આસો માસ દસમી દિન તસિં. ૬૦

ગુરુવારિં મિં કીધો અભ્યાસ, મુઝ મન કેરી પુહોતી આસ,
શ્રી ગુરુનામિં અતી આનંદ, વદે વિજયાનંદ સૂરિંદ. ૬૧

—*હીરવિજયસૂરિ રાસ. રચ્યા સં. ૧૬૮૫

---

હિતશિક્ષા રાસની મુદ્રિત પ્રત સરખાવતાં × ચિન્હવાળી ૫૪–૫૫ બે કડીઓ, તથા ૫૭ થી ૬૧ સુધીની કડીઓ તેમાં નથી. અને તેના કરતાં હીરવિજય સૂરિ રાસમાં વધુ છે, બાકી બધું સરખું છે. છેલ્લે કડી એવી છે કે "એ નગરીની ઉપમા ઘણી, જહાંગીર પાદશાહ જેહનો ધણી, એ ત્રંબાવતી માંહે રાસ, જોડંતા મુજ પહોતી આશ" અને પાઠાંતરમાં ૧ ઇન્દ્રપુરીસ્યું કરતા વાદ. ૨ પોષધશાલા જિહાં બહુ વાસ, એ પ્રમાણે છે.

*આ રાસની હસ્ત લિખિત પ્રત સંવત ૧૭૨૪ ના ભાદ્રવા શુદિ ૮ શુક્રવારની મુનિ

આ રીતે ખંભાત સંબંધી વર્ણન પ્રાપ્ત કર્યા પછી ભરત-બાહુબલિના રાસમાં જૂદીજ રીતે વર્ણન કર્યું છે તે જોઇએ.

**ધનાશ્રી.**

જિહાં બહુ માનવનો વાસો, પહોંચે સહુ કોની આશો;
ભૂખ્યો કો નવિ જાય, ઘેરે ઘોડા ગજ ગાય. ૧
મંદિર મોટાં છે આંહિ, બહુ ઋદ્ધિ દીસે છે ત્યાંહિ;
ઇંદ્ર સરીખા તે લોકો, કરતા પાત્રનો પોષો. ૨
ઘર ઘર સુંદર નારી, દેખી રંભા એ હારી;
વસે વ્યવહારીઆ વ્હોળા, પહોંચે મન તણા ડોહળા. ૩
વાહાણ વખાર વ્યાપારી, વૃષભ વહેલ તે સારી;
સાયર તણાં જળ કાળાં, આવે મોતી પરવાળાં. ૪
નગર ત્રંબાવતી સારો, દુખિયા નરનો આધારો;
નિજ પુર મુકીઅ આવે, તે અહીં બહુ ધન પાવે. ૫
ઇસુ અનૂપમ ગામ, જેહનાં બહુ છે નામ;
ત્રંબાવતી પિણ કહિયેં, ખંભનગર ત્રિણ લહિયેં. ૬
ભોગવતી પિણ હોય. નગર લીલાવતી જોય;
કણકવતી પિણ જાણું, ગઢ મઢ મંદિર વખાણું. ૭
નગર ચોરાસી ચહુટાં, શોભત હાટ તે મોટાં;
ઝવેરી પારખ સારા, બેસે દેસી દંતારા. ૮
વિવિધ વ્યાપારિયા નિરખો, જોઇ ત્રપોળિયો હરખો,
મોટી માંડવી કુરજો, દાણચોરી તિહાં વર્જો. ૯
નગરી (નાં) લોક વિવેકી, પાપ તણી મતિ છેકી,
પૂજે જિનવર પાય, સાધુ તણા ગુણ ગાય. ૧૦
નહી કોઇને વિષવાદ, પંચ્યાસી જિન પ્રાસાદ;
મોટી પોષધશાળ, સંખ્યા તેહની બેતાળ. ૧૧
બહુ હરી મંદિર જોય, અહીં ષટ્ દર્શન હોય;
નહી કોઇને રાગદ્વેષ, વસતા લોક અનેક. ૧૨

**દુહા.**

જન અનેક પુરમાં વસે, નહીં નિંધાની વાત,
બહુ ધન ધાન્યે તે ભરી, વસ્તુ અનૂપમ સાત. ૧

---

સુરવિજયે સાહડી નગરમાં લખેલી પ્રાપ્ત થઇ છે તેમાંથી અક્ષરશઃ આ ઉલ્લેખ મૂકેલો છે. આથી પ્રાચીન જોડણી સમજી શકાશે. અને ખને ષ તરીકે મૂકાતો, ને અને એવા એકારાંત શબ્દો ઇકારાંત તરીકે મૂકાતા હતા. કડીનો નંબર પણ તેમાં છે તે પ્રમાણે મૂક્યો છે.

વહેલ વરસોડો વીંઝણો, મંદિર જાલિ ભાંત,
ભોજન દાળ ને ચૂડલો, એ સાતે ખંભાત. ૨

બહુ વસ્તિથી દીપતું, અમરાપુર તે હોય,
શાહ જહાંગીરજ પાતશાહ, નાથ નગરનો જોય. ૩

નગર ભલું ત્રંબાવતી, દિન દિન ચઢતો વાસ,
ઋષભ કહે તિહાં જોડીઓ, ભરતેશ્વરનો રાસ. ૪ x

ભરતબાહુબલિ રાસ રચ્યા સં. ૧૬૭૮.

હાલ જ્યારે ખંભાત નામ કેમ પડ્યું તેને માટે ગુજરાતી સાહિત્યનાં માસિકોમાં જૂદા જૂદા વિદ્વાનો તરફથી ચર્ચા ચાલી હતી, ત્યારે ખંભાતની સંવત સત્તરમા સૈકામાં રચના કેવી હતી, ત્યાં જનસ્થિતિ, રાજસ્થિતિ, લોકોનો પહેરવેશ તે વખતે કેવા પ્રકારનાં હતાં તે જાણવું વિશેષ ઉપયોગી થશે. ઉપરનાં વર્ણનો તાદૃશ અને કવિકલ્પનાજન્ય અતિશયોક્તિથી રહિત છે. જનસ્થિતિ જણાવતાં કવિ લોકો કેવી જાતનાં ઘરેણાં (પટોળાં, ત્રણ આંગળ પહોળા એવા કંસેરા, સોનાનાં માદળીઆં, સોનારૂપાની સાંકળી, હાથમાં વીંટી ને ભેરખા વગેરે) પહેરતા હતા, લૂગડાં (ઝીણા જંગા—જંગા, કેડે રેશમી દોરો-છડી, તે ઉપર પછેડી અગર ફાળીયું અગર પાંમરી, ઓઢવાની શાલ, માથે બાંધવાની પાંત્રીશ ગજ લાંબી પાઘડી વગેરે) પહેરતા, પગે કાળા ચામડાના સુંવાળા જોડા પહેરતા-એ સઘળું યથાસ્થિત દર્શાવે છે. ઘરો જાળી વાળાં હતાં. ખંભાત પાસે દરિયો હતો અને મોતી પરવાળાં ઉપરાંત અનેક જાતનો માલ વહાણો મારફત આવતો અને જતો-આથી વેપારીઓ પુષ્કળ હોઇ દુકાનો અને વખાર ઘણી રાખતા. વેપારીઓમાં ઝવેરી, પારખ દોશી વગેરે હતા. સિક્કામાં રૂપિયા અને દોકડા વપરાતા, નગરને ત્રણ પોળ-દરવાજા વાળો કોટ હતો તેમાં ચોરાશી ચૌટાં હતાં અને વચમાં મોટો ચોક હતો કે જે 'માણેકચોક' તરીકે ઓળખાતો. માલનું દાણ લેવા માટે મોટી માંડવી હતી અને બંદર હોવાથી મજબૂત ફુરજો બાંધેલ હતો. જૈનોની વસ્તી ઘણી હતી એ તેમાં ૮૫ દેરાસરો અને ૪૩ કે ૪૫ પૌષધશાળા-ઉપાશ્રય હતાં એ વાત પરથીજ જણાય તેમ છે, આ સિવાય અન્ય ધર્મોનાં-હરિમંદિરો ઘણાં હતાં અને જૂદાં જૂદાં દર્શનના પંડિતો પણ હતા—અરસપરસ રાગદ્વેષ નહિ હતો-પ્રેમ હતો. જૈનોમાં ધનાઢ્યો ઘણા હતા અને તેથી પ્રાયઃ ઘણાં 'સ્વામીવાત્સલ્ય' (જમણવાર) થતાં, તેમજ વરા—વિવાહ કારજ આદિ પ્રસંગો પર અને દાન કરવામાં અતિ ધન ખર્ચતા. તે શ્રાવકો ધાર્મિક ક્રિયા ઘણી કરતા અને મુનિઓના રાગી હોઇ તેમનો વ્યાખ્યાન-ઉપદેશ પ્રેમથી શ્રવણ કરતા. ન્યાયી લોકપ્રિય જહાંગીર બાદશાહ (સને ૧૬૦૫ થી સને ૧૬૨૭) નો શાંત અમલ હતો તેથી રૈયત ઘણી સુખી હતી, વસ્તુની સોંઘારત સારી હતી અને વેપાર ધીકતો હોઇ ખંભાત 'દિન દિન ચઢતો વાસ'—આબાદ થતું જતું હતું. ખંભાતની જે સાત ચીજ વખાણાતી તે જણાવે છે કે:—

x આ ઉતારો આનંદકાવ્યમહોદધિ મૌક્તિક ૩ જું—એ નામથી મુદ્રિત થયેલ પુસ્તકના પૃષ્ઠ ૧૦૩ થી ૧૦૫ માંથી લીધેલો છે.

વહેલ વરઘોડો વાંજણા, મંદીર ઝાલિ બાત,
ભોજન દાલને ચૂરમો, એ સાતે ખંભાત×

આ નગરનાં ખંભનગર, ત્રંબાવતી, ભોગાવતી, લીલાવતી, કર્ણાવતી,-એ જૂદાં જૂદાં નામ છે તે વાત પણ ઐતિહાસિક બિનામાં વધારો કરે છે: આપણે ત્રંબાવતી નગરી અને તેમાંના માણેકચોક વિષેની લોકવાર્તાઓ ઘણી સાંભળી છે તો તે જનકથાનું વર્ણન કદાચ આ ખંભાત નગરની અપેક્ષાએ હોય.

આ સ્થિતિ સાથે વર્તમાન સ્થિતિ સરખાવીએ તો મહદંતર દેખાય છે. એક વખતનું આબાદ ખંભાત બંદર પતન પામી હાલ કંગાલ શહેર જણાય છે.*

× આ વર્ણનના સમર્થનમાં બીજા ઇતિહાસમાંથી ખંભાતની આ સમયની સ્થિતિ પરત્વે જે જણાવેલ છે તે અત્ર નોંધવું અસ્થાને નહિ થાય.

મુકરબખાન નામનો હકીમ અકબર બાદશાહની દવા કરતો હતો. તેને જહાંગીરે અમીર બનાવ્યો હતો. આ ઇસમ ઇ. સ. ૧૬૦૮ (સં. ૧૬૬૪)થી સુરત અથવા ખંભાતની હાકેમી કરતો હતો. ઇ. ૧૬૭૬ (સં. ૧૬૭૦)માં બાદશાહે તેને ગુજરાતના સુબેદાર નીમ્યો અને મહમ્મદ સફીને તેનો દિવાન નિમ્યો. બીજે વર્ષે (૧૬૧૭) જહાંગીર બાદશાહ દોહદના જંગલમાં હાથીનો શિકાર કરવા ગુજરાત આવ્યો. ઝાડી ઘીચ હોવાથી માત્ર બાર હાથી પકડયા, પછી ત્યાંથી બાદશાહ પોતાની નોંધમાં લખે છે કે ખંભાતના બંદરમાં માત્ર નાના વહાણ આવી શકે છે ખંભાત મુકામે બાદશાહે સોનાની મહોર કરતાં વીસગણા વજનના સોના અને રૂપાના ટાંક પડવાનો હુકમ કર્યો.

—ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ. પૃ. ૭૫

ખંભાત વિષે સત્તરમા સૈકાના યુરોપિયન મુસાફરો નીચે પ્રમાણે લખી ગયા છે. ખંભાત (સને ૧૫૯૮)માં વેપાર એટલો બધો છે કે જો મેં તે જાતે જોયો ન હોત તો એટલો વેપાર ત્યાં હોય એમ હું માનત નહિ (સીઝરફ્રેડ્રીક); (સને ૧૬૦૩)માં એ શહેર ઘણીજ વસ્તીવાળું અને ઘણાં મોટાં પરાંવાળું છે અને ત્યાં વહાણ ઘણાં એકઠાં થાય છે-[ડીલાવેલી] [સને ૧૬૦૮ માં] સુરત સાથે સરખામણી થાય નહિ એટલું બધું સુરતથી મોટું ખંભાત છે—[મેન્ડે લસ્લો]; સને ૧૬૬૩—૧૬૭૧ માં સુરતથી બમણું મોટું ખંભાત હતું [ઓગ્લીવસ]

—ગુજરાતનો અર્વાચીન ઇતિહાસ પૃ. ૨૫૩—

*આનું કારણ એક જર્મન પ્રવાસી ટિફેનટલર સને ૧૭૫૧ માં તેની સ્થિતિ જોઇ નીચે પ્રમાણે આપે છે

Tieffentaller reached Kambay 2oo 7' on 14th Jrnuary 1751 and found the once flourishing city much decayed: and he gives the reason for it. "Everyone knows"—so he tells us-" that seven years ago the highwater used to rush a rider fleeing away at full speed. But now it advances quite smoothly and beats very gently against the ships except at spring tide or in the monsoon. This wonderful cha.

વંશપરંપરા

કવિ ઋષભદાસ પોતે પ્રાગ્વંશીય (પોરવાડ) વણિક હતા. તેમનો જન્મ ખંભાતમાં માતા સરૂપાદે અને પિતા **સાંગણ**થી થયો હતો. તેના પિતામહનું નામ **મહિરાજ** હતું. **મહિરાજ** **વિસલનગર** કે જે રાજા વિસલદેવે (સં. ૧૩૦૦ થી સંવત્ ૧૨૬૧ સુધી ગુજરાતપર રાજ્ય કરનાર) વસાવ્યું હતું ત્યાંના મૂલ વતની હતા, અને પછી તેના પુત્ર **સાંગણ** **ત્રંબાવતી**, (ખંભાત) માં આવી વસ્યા અને સમૃદ્ધિ પામ્યા,

> દીપ જંબુઅ માંહિં ખેત્ર ભરથિં ભલું, દેશ ગુજરાતિમ્હાં સોય ગાયસ્યું,
> રાય **વિસલ** વડો ચતુર જે ચાવડો, નગર **વિસલ** તેણઇં વેગેં વાસ્યું. ૨૩
> સોય નયરિ વસિં, પ્રાગવંસિં વડો, **મહિરાજ**નો સુત તે સીહ સરિખો,
> તેહ **ત્રંબાવતી** નગરવાસં રહ્યા, નામ તસ સંઘવી **સાંગણ** પેખો. ૨૪
> તેહનિં નંદનિં ઋષભદાસિં કવ્યો, નગર **ત્રાંબાવતી** માંહિં ગાયો,
> કુંમર નરેસરુ 'રાજઋષિ' બિરુદધરુ, નામથી નવનિધિ પાયો. ૨૫
>
> —કુમારપાલનો મોટો રાસ. રચ્યા સં. ૧૬૭૦ *

પિતામહ **મહિરાજ** સંબંધી કવિ જણાવે છે કેઃ—

> પ્રાગવંશે સંઘવી **મહિરાજ**, તેહ કરતો જિન શાસન કાજ—
> 'સંઘપતિ' તિલક ધરાવતો સારો, શેત્રુંજય પૂજી કરે સફલ અવતારો.
> સમકિત શુદ્ધ વ્રત બારનો ધારી, જિનવર પૂજા કરે નિત્ય સારી,
> દાન દયા ઉપર રાગ, તેહ સાધે નર મુક્તિનો માર્ગ.
>
> —હિત શિક્ષા રાસ }
> —હીરવિજયસૂરિ રાસ }

એટલે **મહિરાજે** પોતે સંઘ કાઢી શત્રુંજય (પાલીતાણા) ની જાત્રા કરી હતી અને હંમેશાં પૂજા કરનાર પોતે ચુસ્ત શ્રાવક હતા.

પોતાના પિતાશ્રી **સાંગણે** પણ 'સંઘવી' તરીકે ખ્યાતિ મેળવી હતી એટલે તેણે પણ સંઘ કાઢયો હતો અને તે પણ શ્રાવક તરીકેની ધાર્મિક ક્રિયા કરનાર અર્હદ્ભક્ત હતા.

---

nga is due to the disappearance of a sandbank at the entrance, which used to pile up, for a time, the flood coming from the south, until the waves, thus increased in force and volume, wheeled round the bank into the harbour. Since then the harbour has become sandlocked and the ships which formerly came right upto the city walls, must now moor half a *coss* outside the town.' Kambay was shus doomed as a seaport and its population was dwindling away.—East and West Vol. V No. 53 p. 270.

* આ સંવત ૧૮૧૫ના વર્ષે ભાદ્રવા વદિ ૨ ભોમે શ્રી પાટણ નગરે લખેલી હસ્તપ્રતપરથી ઉતારેલું છે.

પિતામહ અને પિતા સંઘવી થયા છે, તે પરથી જણાય છે કે તેમની આર્થિક સંપત્તિ ઘણી સારી હોવી જોઇએ.

(૧) મહિરાજને સુત સંઘવી સાંગણ, પ્રાગ્વંશીય પ્રસિધ્ધોરે.—
દાન શીળ તપ ભાવના ભાવે, શ્રી જિનના ગુણ ગાવે,
સાધુ પુરૂષને શીષ નમાવે, જિન વચને ચિત્ત લાવેરે—
દ્વાદશ વ્રત તણા તે ધારી, જિન પૂજે પ્રણ કાળ,
પોષધ પડિકમણાં પુન્ય કરતા, જીવદયા પ્રતિપાળરે—
સંઘવી સાંગણનો સુત કવિ છે, નામ તસ ઋષભદાસ,
જનની સરૂપાદેને શિર નામી, જોડ્યો ભરતનો રાસરે—

—ભરત બાહુબલિ રાસ. સં. ૧૬૭૮

(૨) મહિરાજ તણો સુત અભિરામ, સંઘવી સાંગણ તેહનું નામ,
સમકિત સાર ને વ્રત જસભાર, પાસ પૂજા કરે સફળ અવતાર.

—હિત શિક્ષા રાસ.

આમાંથી જનની—માતુશ્રીનું નામ સરૂપાદે હતું એ નિશ્ચિત થાય છે.

## કવિ પોતે.

કવિ પોતે જે જણાવે છે તે પરથી તે પરમ શ્રાવક હતા એ સ્પષ્ટ થાય છે. શ્રાવકના જે આચાર જૈન શાસ્ત્રમાં જણાવેલા છે, તે ઘણી દૃઢતાથી પાળતા, મુનિઓની શુશ્રૂષા કરી તેમની પાસથી બોધ લેતા, અને જિનની પૂજા મંદિરમાં જઇ હમેશ કરતા. આ સર્વ જણાવવામાં આત્મસ્તુતિનો દોષ ન વહોરતાં લઘુતા દર્શાવે છે અને તેમાં એ હેતુ જણાવે છે કે 'આવા મારા આચાર અને મનના પરિણામ જાણી કોઇ આચરશે—આત્મકાર્ય સારશે તો મને પુણ્ય થશે—પરોપકારનો હું ભાગી થઇશ અને તે પરોપકારાર્થે આ સ્વવૃત્તાંત (આત્મ પ્રશંસાનો દોષ હોય તો તે વહોરી લઇને) જણાવું છું.'

સંઘવી સાંગણનો સુત વારૂ, ધર્મ આરાધતો શક્તિજ સારૂ,
ઋષભ 'કવિ' તસ નામ કહાવે, પ્રહ ઉઠી ગુણ વીરના ગાવે.
સમજ્યો શાસ્ત્ર તણાજ વિચારો, સમકિત શું વ્રત પાલતો બારો,
પ્રહ ઉઠી પડીક્કમણું કરતો, બે આસણું વ્રત તે અંગે ધરતો.
ચઉદે નિયમ સંભારી સંક્ષેપું, વીરવચન રસે અંગ સુઝ લેપું,
નિત્ય દશ દેરાં જિન તણાં જુહારૂં, અક્ષત મૂકી નિજ આતમ તારૂં.
આઠમ પાખી પોષધમાંહિ, દિવસ રાત્રિ સઝ્ઝાય કરૂં ત્યાંહિ. ૧૮
વીર વચન સુણી મનમાં [1]ભેદું, પ્રાયે વનસ્પતિ નવિ [2]છેદું. ૧૯
મૃષા અદત્ત પ્રાય નહિ પાપ, શીલ પાળું મનવચ કાય આપ. ૨૦
પાપ પરિગ્રહે ન મિલું માંહિ, દિશિતણું માન ધરૂં મનમાંહિ. ૨૧
અભક્ષ્ય બાવીસ ને કર્માદાન, પ્રાયે ન જાય ત્યાં મુઝ ધ્યાન. ૨૨

૧ પાઠાંતર-ભેદું, ૨ છેદું (હીર. રાસ.)

અનરથદંડ ટાળું હું આપ, શસ્ત્રાદિકનાં નહિ મુજ પાપ. ૨૩
સામાયિક દિશિમાન પણ કરિયે, પૌષધ અતિથિસંવિભાગ વ્રત ધરિયે ૨૪
સાત ક્ષેત્ર પોષી પુણ્ય લેઉં, જીવકાજે ધન થોડુંક દેઉં. ૨૫
ઇમ પાળું શ્રાવક આચારો, કહેતાં લઘુતા હોયે અપારો ૨૬
પણ મુજ મન તણો એક પરિણામ, કોઇક સુણિ કરે આતમકામ ૨૭
પુણ્યવિભાગ હોયે તિહાં મહારે, ઇસ્યું ઋષભ કવિ આપ વિચારે ૨૮
પર ઉપકાર કાજ કહિ વાત, ધર્મ કરે તે હોયે સનાથ ૨૯
ઋષભદાસેં એ જોડિયો રાસો, સંઘ સકલ તણી પહોંતી આશો. ૩૦

—હિતશિક્ષાનો રાસ.

ઉપરની ૧૧ થી તે ૨૯ કડીને બદલે હીરવિજયસૂરીના રાસમાં નીચેની કડીઓ આપેલી છેઃ—

નિત્ય નામું તું સાધનિં સાસો, થાંનિક આરાધ્યાં જે વલી વાસો ૮૮
દોષઆલોયણ ગુરુ કન્હઇ લીધી, આઠમિ છઠિ સુધિ આતમિ કીધી ૮૯
શેત્રુંજ ગિરિનારિ સંખેસર યાત્રા, સુલશાષા ભણાવ્યાં બહુ છાત્રા ૯૦
સુખ શાતા મનીલ ગણું દોય, એક પગિં જિન આગલિ સોય. ૯૧
નીતિયં ગણુ વીસ નોકરવાલી, ઉભા રમી અરિહંત નિહાલી. ૯૨

—હીરવિજયસૂરિ રાસ.

આ ઉપરાંત પોતાના મનોરથ જણાવે છેઃ—

કેટલાએક બોલની ઇચ્છા કીજઇ, દ્રવ્ય હુઇ તો દાંત બહુ દીજઇ. ૯૫
શ્રી જિન મંદિર બિંબ ભરાવું, બિંબ પ્રતિષ્ઠા પોઢી કરાવું. ૯૬
સંઘપતિ તિલક ભલું જ ધરાવું, દેસ પરદેસ અમારિ કરાવું. ૯૭
પ્રથમ ગુણ ઠાણાં નિંકરું જાહના, કરું પુણ્ય સહિત નર જેહ છિ હીના ૯૮
એમ પાલો હોઇ જૈન આચારો, કહિતાં સુખ તો હોઇ અપારો. ૯૯
પણિ મુઝ મનતણો એહ પ્રણામો, કોઇક સુણિ કરિ આતમકામો ૧૦૦
પુણ્ય વિભાગ હુઇ તવ મ્હારઇ, ઇસ્યો ઋષભ કવિ આપ વિચારઇ ૧૦૧
પર ઉપગાર કાજિં કહી વાત, મન તણો સંદેહ પણિ જાત. ૧૦૨

—હીરવિજયસૂરિ રાસ.

આ ઉપરથી જણાશે કે તે પરમ અર્હદ્‌ભક્ત ક્રિયાશીલ શ્રાવક હતા. તેણે શેત્રુંજય, ગિરિનાર અને શંખેશ્વર પાર્શ્વનાથની યાત્રા કીધી હતી, અને ઘણા વિદ્યાર્થિઓને તેણે ભણાવ્યા હતા. તે કહિ આપે છે કે બહુ સુન, શાસ્ત્રાભ્યાસી અને સંસ્કારી હતા.

## કવિ સંબંધે કેટલીક સાંસારિક વિગતો,

ઋષભદાસનાં ગૃહ સુખ કેવાં હતાં તે તેમના નીચેના કથન પરથી જણાય છેઃ

ઢાલ મનમોહનાં રાગ ગોડી.

કુમારપાલના નામથી મનમોહનાં સુખ ધરિ મંગલ ચ્યાર' લાલ, મનમોહના
મનહ મનોરથ મુઝ ફલ્યો, મ૦, નાભિં જય જયકાર લા. મ. ૬૯
સુંદર ઘરણી શોભતી. મ૦, બહિન બાંધવ જોડિ લા. મ.
બાલ રમિં બહુ બારણિ મ૦, કુટુંબ તણી કઇ કોડિ, લા. મ. ૭૦
ગાય મહિષી દુઝતાં મ૦ સુરતરૂ ફલીઓ બારિ, લા. મ.
સકલ પદારથ નામથી મ૦ થિર થઇ લછી નારિ લા. મ. ૭૧

તેમને સુલક્ષણી પત્ની, બેન બંધવ અને એકથી વધારે બાળકો હતાં; ઘેર ગાય ભેંસ દુઝતી હતી અને લક્ષ્મી પણ પ્રસન્ન હતા

બાલકોનાં પુત્રો વિનીત હતા, અને કુટુંબમાં સંપ સારો હતો. લોકોમાં અને રાજ્યમાં કવિની સારી પ્રતિષ્ઠા હતી તે ઘેર ગાડાં રાખતા નહિ—આ વાત નીચેના કથન પરથી જણાય છેઃ—

કહ્યો હિત શિક્ષાનો રાસ, પહોતી મનડા તણી આશ,
મંદિર કમલાનો વાસ, ઉત્સવ હોયે બારે માસ. ૧
સુણતાં સુખ બહુ થાય, માને મ્હોટાએ રાય,
સંપ બહુ મંદિરમાંય, લહે હયગય વૃષભો ને ગાય ૨
પુત્ર વિનીત ઘરે બહુઅ, શીલવંતી ભલી વહુઅ,
શકટ ઘણાં ઘરે ન હુઅ, કીરતિ કરે જગ સહુઅ. ૩
એ હિત શિક્ષાનો રાસ, સુણતાં સબલ ઉલ્લાસ
કર્યો ખંભાયતમાં રાસ, જિહાં બહુ માનવ વાસ, ૪

—હિત શિક્ષા રાસ. સં ૧૬૮૨ પૃ. ૨૧૫

આમાં સ્પષ્ટ જણાવે છે, કે બેહિન બંધવ જોડિ, તેને હતી, આનો અર્થ બે બહિન અને બે બંધવ અને બંનેની જોડી, અ ર એક બહેન અને એક બંધવ મળીને એક જોડી—એમ બે પ્રકારે થઇ શકે, છતાં તેમને ઓછામાં ઓછું એક બહેન અને એક બંધવ હતા એટલું તો નિશ્ચિતપણે લઇ શકાય. ભાઇ બહેનનાં નામ આપ્યાં નથી; તોપણ અનુમાનને આધારે ભાઇનું નામ નીચેના વક્તવ્ય પરથી 'વિક્રમ' હતું એમ કહી શકાય.

સંસ્કૃતમાં 'નેમિદૂત અથવા નેમિચરિત' એ નામનું ૧૨૫ શ્લોક વાળું કાવ્ય છે કે જેમાં કવિકુલભૂષણ શ્રી કાલિદાસના 'મેઘદૂત' નામના પ્રતિભાશાલી કાવ્યના દરેક શ્લોકનું ચોથું ચરણ લઇ ઘટાવ્યું છે. આ વાત આ કાવ્યના ૨૬ શ્લોકમાં કહી પોતાની ઓળખાણ ટુંકામાં એજ આપે છે કે સાંગણ સુત વિક્રમ. તે શ્લોક આ પ્રમાણે છે.

तदूदुःखार्द्रं प्रवरकवितुः कालिदासस्य काव्या--
दन्त्यं पादं सुपदरचितान्मेघदूताद् गृहीत्वा ।
श्रीमन्नेमेश्चरितविशदं सांगणस्यांगजन्मा
चक्रे काव्यं बुधजनमनःप्रीतये विक्रमाख्यः ॥

—કવિવર કાલિદાસના નિર્માણ કરેલા અને સુંદર પદોથી રચેલા મેઘદૂત કાવ્યના ચોથા ચરણોને લઇને સાંગિણના પુત્ર વિક્રમ કવિએ બુદ્ધિમાનોના ચિત્ત પ્રસન્ન કરવા અર્થે આ શ્રી નેમિનાથનું નિર્મલ ચરિત્ર રચ્યું કે જે રાજીમતિના દુઃખથી આર્દ્ર છે. ×

—નેમિચરિત × પૃ. ૫૮-૫૯

[ આમાં સંવત વર્ષ નથી આપેલ તેથી ચોક્કસ કહી શકાતું નથી, છતાં સાંગણ સુત વિક્રમ એવી ઓળખાણપરથી તે શ્રાવક હોવાનું માલૂમ પડે છે તદ્દુપરાંત ઋષભદાસ કવિ પોતે સંસ્કૃત ભાષાના નિપુણ જાણકાર હતા, એ તેમણે પોતાની ગુજરાતી કૃતિઓ માટે વસ્તુઓ સંસ્કૃત કાવ્યોપરથી તેમજ સંસ્કૃત ગદ્યપરથી લીધેલ છે તેથી પ્રતિત થાય છે, તેમજ તેને બંધવ હતો એ પણ ઉપર કહેવાઇ ગયું. તેમજ બંનેના પિતાનું નામ સાંગણ છે. તેથી તેમજ ઋષભદાસે પણ નેમિનાથ સંબંધે ગુજરાતીમાં નવરસો' બનાવેલ છે તે પરથી સબલ અનુમાન થઇ શકે કે ઋષભદાસ અને વિક્રમ બંને સગા ભાઇઓ હતા. વિક્રમ એ નામપર બે કૃતિઓ નામે નેમિનાથ ચરિત્ર તથા નેમિદૂત જૈન ગ્રંથાવલિના પૃ. ૨૪૩ અને ૩૩૧ પૃષ્ઠપર માલુમ પડે છે તો તે બંને કૃતિઓ કદાચ એક હોઇ શકે, કારણ કે ઉપરોક્ત પુસ્તક નેમિદૂતને બદલે નેમિચરિત્ર એ નામથી પ્રગટ થયું છે, વળી (મંત્રી) વિક્રમકૃત 'મેઘદૂત' નામની કૃતિ પણ તેજ પુસ્તકના પૃ. ૩૩૨ પર માલુમ પડે છે તો તે (મંત્રી) વિક્રમ જૂદા હોવાનો સંભવ છે. ]

વળી ઋષભદાસ પોતાને 'સંઘવી' એ તરીકે ક્વચિત્ ક્વચિત્ ઓળખાવે છે—ઉદાહરણ તરીકે.

સંઘવી ઋષભદાસ એમ ભાખે, ભરતનું નામ પવિત્ર રે.

ભરતબાહુબલિરાસ પૃ. ૧૦૫

તે પોતાના પિતામહ અને પિતા સંઘ કાઢવાથી સંઘવી કહેવાયા તેથી તેના પુત્ર તરીકે પોતે સંઘવી એ આડનામ રાખ્યું હોય અગર તો પોતે પણ સંઘ કાઢ્યો હોય તે કારણે પોતાના નામની આગળ 'સંઘવી' મૂક્યું હોય એમ બે પ્રકારે અનુમાન થાય છે, છતાં પહેલું અનુમાન વિશેષ સંભવિત છે. કારણકે પોતાના મનોરથોમાંના એક મનોરથ જણાવ્યો છે કે 'મારી પાસે દ્રવ્ય હોય તો 'સંઘપતિ તિલક ભલુંજ કરાવું'—તેથી પોતે સંઘ કાઢ્યો નહિ હોય.

**'કવિ' તરીકે**

'કવિ'નું ઉપનામ પોતાના નામ આગળ ઋષભદાસ કોઇ વખતજ આપે છે ('પુણ્યવિભાગ હુઇ તવ મ્હારઇ, અસ્યો ઋષભ કવિ આપ વિચારઇ—હીરવિજયસૂરિ રાસ), પરંતુ

× પ્રકાશક—શ્રી જૈન ગ્રંથ રત્નાકર કાર્યાલય-હીરાબાગ મુંબઇ. મૂલ્ય ૫ાા આના.

સ્પષ્ટ રીતે જણાવે છે કે ખરા-કવિ અને કહેવાતા કવિમાં આસમાન જમીનનો ફેર છે. જુઓઃ—

આનંદ ભયો કવી નામથીએ,
તુન કવી મોટા હોયઃ
કવિપદ પૂજિયે એ.

હું મૂરખ તુમ આગળે એ, તમ બુદ્ધસાગર જોય— કવિપદ. ૧
ક્યાં હસ્તિ ક્યાં વાંછડો એ, ક્યાં ખાસર તે ચીર.
ક્યાં બંટીની રાબડી, ક્યાં ઘૃત સાકર ખીર— કવિપદ. ૨
ન મળે સીપ ને ચંદ્રમા એ, ન મળે ખજુઓ સૂર.
ક્યાં કલ્પદ્રુમ ખીજડો એ, વાહું ગંગા પૂર, કવિપદ. ૩
નામે સરીખા બેહુ જણાએ, બેહુના કવિયો નામ,
નામે અર્થ ન નીપજે એ, જગમાં ઝઝા રામ. કવિપદ. ૪
ગજકંઠે ઘંટા ભલીએ, વૃષભ ગળે ઘંટાય,
તિણુ કારણે વૃષભો વળી એ, ગજની તોલ ન થાય- કવિપદ. ૫
ચંદન બાજી વૃક્ષ સહીએ, અંતર બહુ તે માંહિ,
ગરૂડ ચીડી બેઉ પંખીઆ એ, પ્રાક્રમ સરખું ક્યાંહિ ?— કવિપદ. ૬
મહાનગર ને ગામડું એ, બેહુને કહિયે ગામ,
હેમ પીતળ પીળાં સહીએ, જુજુઆ છે ગુણગ્રામ— કવિપદ ૭
તીર્થંકર નર અવરને એ, માનવ સહી કહેવાય,
તત્ત્વજ્ઞાન વિચારીએ એ, તવ બહુ અંતર થાય.— કવિપદ. ૮
લંકાગઢ અન્ય નગરના એ, બેહુને કહિયે કોટ,
એહમાં અંતર અતિ ઘણોએ, જિમ ઘઉં બાજર લોટ કવિપદ. ૯
હેમાચાર્ય પ્રમુખ કવીએ, મહાકવી તસનામ,
સિદ્ધસેન દિવાકર એ, જિણે કીધાં બહુ કામ— કવિપદ ૧૦
વિક્રમરાય પ્રતિબોધિયો એ, બહુ વરસંતો દાન,
એસા કવિપદરેણુકા એ, હું નહીં તેહ સમાન— કવિપદ. ૧૧
એસા કવિના વચનથી એ, મુરખ હુઓ કોઈ જાણુ,
બોલ વિચાર હરખે કર્યું એ કરી કવિજન પ્રણામ— કવિપદ. ૧૨

—ભરતેશ્વર બાહુબળી રાસ પૃ. ૯૭-૯૮

આ ઉપરથી જણાય છે કે કવિનો ઉચ્ચ ખ્યાલ ઋષભદાસને પળે પળે હતો 'વિબુધ કવીના નામથી, હુઓ મુજ અતિ આનંદ' એમ જણાવી કવિના નામથી પોતે 'કવિ' તરીકે ઓળખાઇ આનંદ લેવામાં આવતો. આમાં કુમારપાળ રાજાના પ્રતિબોધક ×હેમચં-

× **હેમચંદ્રાચાર્ય**—"અપભ્રંશ કિંવા પ્રાચીન ગૂજરાતીનાં વ્યાકરણ આદિ પ્રવર્તક અને પ્રાકૃત બોલીઓના પાણિનિ. એ સમર્થ ગૂર્જર ગ્રંથકારનો સમય ઇ. સ. ૧૦૮૮-૧૧૭૨ છે." તેઓ ગુજરાતના રાજા સિદ્ધરાજના સમયમાં હતા, પછીના કુમારપાળ રાજાના ગુરૂ હતા(સંક્ષિપ્ત ચરિત્ર માટે જુઓ યોગશાસ્ત્ર-મુંબઇ માંગરોળ જૈન સભા તરફથી પ્રકાશિત થયેલ ગ્રંથ.)

ઙ્રાચાર્ય અને વિક્રમ રાજાના પ્રતિબોધક [1]સિદ્ધસેન દિવાકર નામના સંસ્કૃતમાં **જૈન મહા** કવિઓ તરીકે પ્રસિદ્ધ થયેલાને વખાણ્યા છે, એટલુંજ નહિ પરંતુ પોતાના પૂર્વકાલીન **જૈન** ગુજરાતી કવિઓ પૈકી કેટલાકનાં નામ આપી તેના પાસે પોતાની લઘુતા દર્શાવી છે.

> આગિં જે મોટા કવિરાય, તાસ ચરણરેણુ રજ અમમાય.
> લાવણ્ય લીંબો ખીમો ખરો, સકલ કવિની કીરતિ કરો. ૫૩
> હંસરાજ વાછો દેપાલ, માલ હેમની બુદ્ધિ વિશાલ,
> મુસાલુ હંસ સમરો(યો ?) સુરચંદ, શીતલ વચન જિમ શારદચંદ; ૫૪
> એ કવિ મોટા બુદ્ધિ વિશાલ, તે આગલિં હું મુરખ બાલ,
> સાયર આગલિ સરોવર નીર, કસી તોડિ આવણુ નિં ખીર. ૫૫
> ખીર ખાંડ ઘૃત સંરખા તેહ, હું સેવક મુઝ ઠાકુર તેહ,
> તેહનાં નામ તણુંજ પસાય, સ્તવ્યો કુમારપાલ નરરાય ૫૬
>
> —કુમારપાલ રાસ.

આમાં પૂર્વ સમયનાં **જૈન** ગુજરાતી કવિઓનાં નામ મળી આવે છેઃ—[2]લાવણ્ય સમય, લીંબો, અ. [3]ખીમો, [3]સકલચંદ, હંસરાજ, [4]વાછો (વચ્છ), [5]દેપાલ [6]માલ

---

૧. **સિદ્ધસેન દિવાકર**—ઉજ્જયિનીના રાજા વિક્રમાદિત્યના પ્રતિબોધક આચાર્ય. તેમણે જૈન ન્યાયને પ્રથમ પદ્ધતિપુરઃસર મૂક્યું; કોઇના માનવા પ્રમાણે નવરત્નમાંના ક્ષપણક તે એ હતા. તેમણે ન્યાયાવતાર, સંમતિ તર્ક આદિ ન્યાયના ગ્રંથો અને કલ્યાણમંદિર સ્તોત્ર રચ્યા છે.

૨. **લાવણ્યસમય**—તેનો વિમલપ્રબંધ રા. શ્રી મણિલાલ બકોરભાઇ વ્યાસે હમણાં મુદ્રિત કરાવી પ્રસિદ્ધ કર્યો છે. જન્મ સં. ૧૫૨૧, દીક્ષા ૧૫૨૯, પંડિતપદ સં. ૧૫૫૫; તેમણે સં. ૧૫૮૭માં શત્રુંજયના સપ્તમોદ્ધારની પ્રશસ્તિ લખી છે. તેની કૃતિઓ વચ્છરાજદેવરાજ રાસ (આનંદ કાવ્ય મહોદધિ મૌક્તિક ૩જામાં મુદ્રિત, વગેરે અનેક છે. વિસ્તાર માટે જુઓ વિમલપ્રબંધ, તથા આનંદ મૌ. ૩જાની પ્રસ્તાવના.

૩. અ. **ખીમો**—એ શ્રાવક કવિ લાગે છે. તેનું બનાવેલ એક ચૈત્યવંદન હસ્ત લેખમાં હાથ લાગ્યું છે.

૩ **સકલચંદ**–(વિજયસિંહ સૂરિનો શિષ્ય મુનિ) કે જેમણે ઘણી સઝાયો, સ્તવનાદિ, દાનાદિ રાસ રચ્યા, છે.

૪ **વાછો** –આ વચ્છ ભંડારી હોય. તો ના નહિ તેણે નવપલ્લવ પાર્શ્વનાથ કલશ સત્તરભેદી પૂજામાં રચ્યો છે, તેની પ્રશસ્તિમાં એવું છે કે

> 'ઇમ ભણે વચ્છ ભંડારી નિશદિન, અમ મન એ અરિહંત.
> એહવા નીલવરણુ નવરંગ જિનેસર જગે જયો જયવંત.' ૮

૫ **દેપાલ**–'આર્દ્રકુમારનું સૂડ' ના કવિએ રચ્યું કે ને જોતાં તેની ભાષા ઘણી પ્રાચીન લાગે છે. છેવટે જણાવે છે કે.

'દેપાલ ભણી સોઝ અહલા મુગતિ આપુલી ધાનથી, સકતિ સયલ સંઘ પ્રસન.

૬ **માલ–માલમુનિ** કદાચ હોય. તેની કેટલીક સઝાયો માલૂમ પડી છે.

(મુનિ ?), હેમ, સુસાધુ, હંસ, [1]સમયસુંદર (?), સુરચંદ વગેરે. આ સર્વને બુદ્ધિ વિશાલ જણાવી તેમની પાસે પોતે મૂર્ખ બાલક છે એવું કહી વિનય સાચવે છે એટલુંજ નહિ, પરંતુ સરસ્વતી દેવીને સ્તુતિ કે જે પોતાના દરેક ગ્રંથમાં કરે છે તે કરતાં તેમની સહાયતા માંગવા પોતાની અતિશય દીનતા, લઘુતા, અને અજ્ઞાનતા દર્શાવે છે:—

સમરૂં સરસતિ ભગવતી, સમર્યાં કરજે સાર,
હું મૂરિખ મતિ કેહવું, તે તાહરો આધાર
પિંગલ ભેદ ન ઓળખું વ્યક્તિ નહી વ્યાકર્ણ,
મૂરીખમંડણ માંનવી, હું સેવું તુજ ચર્ણ.
—કુમારપાલ રાસ.

કવિની કૃતિઓ—

કવિઓની કૃતિઓ ઘણી હોવી જોઇએ એવું ઉપલબ્ધ કૃતિઓ તથા જૂદા જૂદા ભંડારોની ટીપો પરથી માલૂમ પડતું હતું, પરંતુ તેનું સંપૂર્ણ 'લિસ્ટ' નહિ મળતું હતું. તેની સંખ્યા કેટલી છે તે હીરવિજયસૂરિ રાસપરથી સુભાગ્યે મળી આવે છે:—

સ્તવન અઠાવન ચોત્રીસ રાસો, પુણ્ય પસર્યો દીઇ બહુ સુખવાસો,
ગીત થુઇ નમસ્કાર બહુ કીધાં, પુણ્ય માટિ લખી સાધુનિં દીધા.

આ પરથી જણાય છે કે તેણે ૫૮ સ્તવન, ૩૪ રાસાઓ રચ્યાં હતાં અને તે ઉપરાંત ગીત, સ્તુતિ, નમસ્કાર વગેરે અનેક બનાવ્યાં હતાં. આ સર્વ પુણ્યાર્થે લખી સાધુઓને આપી દીધાં હતાં.

આ પર વિશેષ શોધ કરવાં રા. મણિલાલ બકોરભાઇ વ્યાસ પાસેથી હીરવિજયસૂરિના બારબોલના રાસની તેમણે ઉતારેલી પ્રત મળી કે જેની અંતે તેની કૃતિની ગાથાવાર ટીપ નીચે પ્રમાણે આપેલ છે:—(આમાં સાલસંવત મૂલ જોઇને તથા બીજા આધારથી મેં પૂર્યા છે.)

[2] "સંઘવી રીષભકૃત રાસની ટીપ લખી છઇ:—

---

[1] સમયસુંદર ખરતર જિનચંદ્ર સૂરિના શિષ્યશ્રી સકલચંદ મુનિના શિષ્ય. તેઓ ઋષભદાસના સમકાલીન હતા. તેની જૂનામાં જૂની કૃતિ સં. ૧૬૫૯ની નામે શાંબ પ્રદ્યુમ્નરાસ મળી આવે છે, બીજી કૃતિઓ નામે પ્રિયમેલકરાસ સં. ૧૬૭૨, નલદમયંતી રાસ સં. ૧૬૭૩, વલ્કલચીરી ચોપાઇ (રાસ) સં. ૧૬૮૧, દાનશીલ તપભાવના રાસ સં. ૧૬૮૨, શેત્રુંજય રાસ સં. ૧૬૮૨, વગેરે માલૂમ પડે છે. તેમનો મુખ્યત્વે વિહાર મરૂદેશમાં થયો છે.

[2] શ્રેણિક રાસની એક પ્રતમાં પણ ટીપ આપી છે તેમાં જે રાસનાં નામનો ઉલ્લેખ નથી અને આ ટીપમાં છે તેનાં નામ; મલ્લિનાથ રાસ, હીરવિજયસૂરિનો રાસ, પુણ્યપ્રશંસા રાસ ગીત, હરિયાલી, અને શ્રેણિકરાસની ટીપમાં છે અને આ ટીપમાં નથી તે રોહિણીઆનો રાસ ગાથા ૨૫૦૦, તીર્થંકર ૨૪ના કવિત છે

| | | | રચ્યા સંવત્. |
|---|---|---|---|
| ૧ | શ્રી ઋષભદેવનો રાસ | ગાથા ૧૨૭૧ | |
| ૨ | શ્રી ભરતેશ્વરનો રાસ | ગાથા ૧૧૧૬ | ૧૬૭૮ પોશ શુદ ૧૦ (મુ. દ્વિ. આનંદ |
| ૩ | ,, જીવવિચારનો રાસ | ,, ૫૦૨ | ૧૬૭૬ ( કાવ્ય મહોદધિ મૌ. ૩ ) |
| ૪ | ,, ક્ષેત્રપ્રકાશ | ,, ૫૮૪ | |
| ૫ | અજાપુત્ર રાસ | ગાથા ૫૫૯ | સં. ૧૬૭૦ |
| ૬ | શેત્રુંજય રાસ | ગાથા ૩૦૧ | |
| *૭ | સમકીત રાસ | ,, ૮૭૯ | સં. ૧૬૭૮ જેઠ માસ શુદિ ૨ ગુરૂવાર |
| ૮ | સમઇસરૂપ (સમયસ્વરૂપ) રાસ | ગાથા ૭૯૧ | |
| ૯ | દેવસરૂપ રાસ | ગાથા ૭૮૫ | |
| ૧૦ | નવતત્ત્વ રાસ | ગાથા ૮૧૧ | સં. ૧૬૭૬ કાર્તિક વદ ૦)) રવિવાર |
| ૧૧ | થૂલીભદ્ર રાસ | ગાથા ૭૨૮ | સં. ૧૬૬૮ કાર્તિક વદ ૦)) દીવાળી |
| ૧૨ | વ્રતવિચાર રાસ | ગાથા ૮૬૨ | |
| *૧૩ | સુમિત્રરાજા રાસ | [1]ગાથા ૪૨૬ | સં. ૧૬૬૮ પોસ શુદ ૨ ગુરૂવાર |
| ૧૪ | કુમારપાલ રાસ | ગાથા ૪૫૦૬ | સં. ૧૬૭૦ ભાદ્રપદ શુદ ૨ |
| ૧૫ | કુમારપાલનો નાનો રાસ | ગાથા ૨૧૯૨ | |
| ૧૬ | જીવન સ્વામીનો રાસ | ગાથા ૨૨૩ | |
| ૧૭ | ઉપદેશમાલા | ગાથા ૭૧૨ | |
| ૧૮ | શ્રાદ્ધવિધિ રાસ | ગાથા ૧૬૧૬ | |
| ૧૯ | હિતશિક્ષા રાસ | ગાથા ૧૮૪૫ | સં. ૧૬૮૨ (મુદ્રિત શા. ભીમશી માણેક ખડક મુંબઇ) |
| ૨૦ | પૂજાવિધિ રાસ | ગાથા ૫૭૧ | |
| ૨૧ | આર્દ્રકુમાર રાસ | ગાથા ૯૭૨ | |
| ૨૨ | શ્રેણિક રાસ | ગાથા ૧૮૩૯ | |

સ્તવન ૩૩, નમસ્કાર ૩૨૨, થોઓ (સ્તુતિઓ) ૪૭૧, સુભાષિત ૫૪૦૦, ગીત ૪૧, હરિયાલી ૫.

| | | | |
|---|---|---|---|
| ૨૩ | હીરવિજયસૂરિ રાસ. | ગાથા | સં. ૧૬૮૫ આસો શુદ ૧૦ |
| ૨૪ | મલ્લિનાથ રાસ | ગાથા ૨૯૫ | |
| ૨૫ | પુણ્યપ્રશંસા રાસ | ગાથા ૩૨૮ | |
| ૨૬ | કયવન્નાનો રાસ | ગાથા ૨૮૪૬ | |
| ૨૭ | વીરસેનનો રાસ | ગાથા ૪૪૫૭ | |

*નં. ૭, ૧૩ અને ૩૦ અનુક્રમે ડેક્કન કૉલેજ લાયબ્રેરીમાં છે, તેના ત્યાંના નંબર ૧૪૯૪ પત્ર ૪૪ સંગ્રહ ૧૮૮૭ થી ૯૧ સુધી by R. G. Bhandarkar, નં. ૯૦૦ પત્ર ૧૧ સંગ્રહ ૧૮૯૨ થી ૯૫ સુધી by P. Peterson, અને નં. ૧૫૭૭ પત્ર ૪૮ સંગ્રહ ૯૧ થી ૯૫ સુધી by A. V. Kathavate છે.

૧-૭ શ્રેણિક રાસમાં કવિની કૃતિઓની ટીપ આપી છે તેમાં ગાથા સંબંધે જે ફેર છે તે આ પ્રમાણે છેઃ—

૧, ૨૨૩; ૨, ૧૯૭; ૩, ૧૨; ૪, ૭; ૫, ૩૭૯; ૬, ૫૨૭; ૭, ૫૨૭,

[આ ઉપરાંત બે રાસ ઉમેરી શકાય એક તો જેમાં આ ટીપ છે તે નામે:—

૨૮ હીરવિજયસૂરિના બારબોલ રાસ સંવત ૧૬૮૪ શ્રાવણ વદ ૨ ગુરૂવાર

અને બીજા એક રાસનું નામ શ્રેણિક રાસની એક પ્રત કે જે 'સંવત' ૧૬૯૭ માઘ વદિ-૮ રવિવાસરે સા. પકા વીરાનાં પાનાં આણીની ઉતારો છ, લખીતં ગંધી માધવસુત વર્ધમાન પઠનાર્થં સમજી' એ શબ્દોથી સમાપ્ત થયેલી છે તેમાં આપેલી ટીપપરથી માલૂમ પડતું નીચેનું છે:—

૨૯ રોહિણીઆનો રાસ ગાથા ૨૫૦૦ (સં. ૧૬૮૮) અને તીર્થંકર ૨૪ ના કવિત છે, અને તે ઉપરાંત ભંડારોની ટીપ વગેરે પરથી.

*૩૦ અભયકુમાર રાસ. સં. ૧૬૮૪ કાર્તિક શુદ ૯ ગુરૂવાર

૩૧ વીશસ્થાનક તપ રાસ સં. ૧૬૮૫

૩૨ સિદ્ધશિક્ષા (?) રાસ પાટણ ત્રીજા ભંડારમાં છે.

સ્તવનમાં સં. ૧૬૬૭ પોષ શુદ ૨ ગુરૂવારે પૂર્ણ કરેલા નેમનાથ રાજીમતિ સ્તવન (નેમિનાથનવરસો); વિજયસેનસૂરિના વગેરે વખતમાં કરેલ 'આદિનાથ વિવાહલો' વિગેરે.

કાવ્યની પરીક્ષા તેમાં રહેલાં વસ્તુ, પાત્ર, અને રસ એ ત્રણથી સામાન્ય અંશે થાય છે. રસ સંબંધે જણાવીએ તો આ કવિના ઉપરોક્ત સર્વ કાવ્યો ઉપલબ્ધ થયાં નથી તેથી સર્વ સંબંધે કંઇપણ કહી ન શકાય, છતાં મને જે ઉપલબ્ધ થયાં છે તે પરથી જણાય છે કે કવિએ રસની જમાવટ કરવામાં જે ચાતુર્ય, માધુર્ય, કલ્પના, શબ્દ પ્રયોગ, અને વર્ણન શૈલી વાપરેલ છે તે જોતાં તેમણે સફલતા મેળવી છે, અને સત્તરમા સૈકામાંના એક પ્રતિષ્ઠિત અને સમર્થ કવિ તરીકે ગણનામાં મૂકવા લાયકનું સામર્થ્ય બતાવ્યું છે. તેની કેટલીક કૃતિઓ સંસ્કૃત પરથી અનુવાદ છે, છતાં તે એટલી બધી ઉત્તમ છે કે વાંચતાં જણાય તેમ નથી કે તે અનુવાદ છે.

(૧) કુમારપાળ રાસ તે જિનમંડનગણિના કુમારપાળપ્રબંધ* પરથી (૨) હીરવિજયસૂરિનો રાસ તે દેવવિમલ ગણિકૃત હીરસૌભાગ્ય નામના સંસ્કૃત મહાકાવ્ય પરથી અને (૩) ભરતેશ્વર બાહુબલી રાસ તે શ્રી હેમચંદ્રાચાર્ય કૃત ત્રિષષ્ઠિ શલાકા પુરૂષ ચરિત્રમાંના ઋષભદેવ ચરિત્રપરથી રચેલ છે, છતાં દરેકમાં પોતાની કલ્પના, વર્ણન સુંદરતા, પ્રતીયમાન છેજ.

(૧) પૂર્વઇં જે મહાપંડિત હવો, સૂરિ સોમ પંડિત અભિનવો,
પંચાસમિં પાટિ તે કહ્યો, તવગછ સિરિ ટીકો થયો. ૫૮
તેહનો શિષ્ય સુપુરૂષ કહિવાય, જિનમંડણ નાંમિ ઉવઝાય,
કુમારપાલ પ્રબંધજ કર્યો, સુણતાં નરનારી ચિત્ત ઠર્યો. ૫૯
શાસ્ત્રઇ સંખ્યા અડત્રીસ, ગ્રંથ કર્યો ગુરૂનાંમી સીસ
સંવત ચઉદ બાણુઓ ભલો, કુમારપાલ ગાયો ગુણ નીલો. ૬૦
કાવ્ય શ્લોક ગદ્ય જૂનાં જેહ, કેતાએક માંહિ આણ્યા તેહ,
કેતાએક ભાવ ગુરૂમુખથી લહ્યા, તે મિં જોડી વીગરી કહ્યા. ૬૧
સોમ ગ્રંથ હવણાં વંચાય, મનમાં મન રાખો શંકાય,
તે પ્રબંધ માંહિ છે જસ્યું, ઋષભ કહે મેં આણ્યું તસ્યું. ૬૨

*આનું ગુજરાતી ભાષાંતર વડોદરા ગાયકવાડ સરકાર તરફથી, રવ૦ રા૦ મગનલાલ ચુનિલાલ વૈદ્યે કરેલું પ્રસિદ્ધ થઇ ગયું છે.

કેતાએક ગંભીર બોલ, વિહાં મઇં નાણ્યાં જેહ,
કેતાએક પરંપરાઇં વાત તે જોડી આંણ્યાં અવદાત. ૬૩
જિનશાસ્ત્ર અનેરાં ભલાં તિહાંથી વચન સુણ્યાં કેતલા,
રાસ મંયે આણ્યાં તેહ, આણ્યું નિવિશાસ્ત્ર વલી તેહ. ૬૪
હેતુ યુક્તિ દૃષ્ટાંતહ જેહ, શાસ્ત્ર અનુસારિ આણ્યા તેહ,
વચન વિરૂદ્ધ કહ્યું હોઇ જેહ, મિચ્છા દુક્કડ ભાખું તેહ. ૬૫
કવિત કાવ્ય શ્લોક નિ દૂહા, કર્યા કવિ જે આગઇં હુઆ.
સરસ સુકોમલ આણ્યા તેહ, રાસમાંહિ લેઇ આણ્યા તેહ. ૬૬
એણિપરિ બોલ ઘણા મનિ ધરી, રાજઋષિ ગુણમાલા કરી,
સિદ્ધકામકાજ માલીઇં વરી, બહુસુવાઇં સાર મુઝ કરી, ૬૭

—**કુમારપાલ રાસ.**

(૨) પૂરવિં દેવવિમલ પંન્યાસ, સોલ સરગ તેણિં કીધા ખાસ,
ત્રિણ્ય સહસ નિ પંચ કાવ્ય, કરજોડી કીધાં તેણિં ભાવ્ય.
પાંચ હજાર નિ સઇં પાંચ, એકાવન ગાથા વત્પઠનો સંચ,
નવહજાર સાતસઇં પીસ્તાલ, કરિ ગ્રંથ નર બુદ્ધિ વિશાલ.
વિકટ ભાવ છિ તેહના સહી માહિરી બુદ્ધિ કાંઇ તેહવી નહિં,
મઇં કીધો તેજોઇ રાસ, બીજા શાસ્ત્રનો કરી અભ્યાસ,
મોટાં વચન સુણી જે વાત, તે જોડી આણ્યા અવદાત,

—હીરવિજયસૂરિ રાસ.

(૩) હેમ ચરિત્ર કરે ઋષભનું, એ આણી મન ઉલ્લાસ,
સોય સુણી વળી મેં રચ્યો એ, ભરતેશ્વર નૃપ રાસ—**ભરતેશ્વર** રાસ

આ ત્રણે રાસ પૈકી ભરતેશ્વર રાસમાં જૈન પ્રથમ તીર્થંકર શ્રી ઋષભદેવના પુત્રો ભરત અને બાહુબલિનું ચરિત્ર ધર્મ કથાનક રૂપે છે, જ્યારે ગૂજરાતના રાજા કુમારપાલ, અને અકબર બાદશાહના પ્રતિબોધક હીરવિજયસૂરિ—એ બંને ઐતિહાસિક પુરૂષોનાં ચરિત્રો તેમના નામાભિધાનના બે રાસમાં આપવામાં આવ્યાં છે.

હિત શિક્ષાના રાસમાં જૈન શ્રાવકની ધર્મકરણી આપી છે, અને હીરવિજયસૂરિના ૧૨ બોલના રાસમાં હીરવિજયસૂરિએ પોતાના સમયમાંના વિદ્વાન્ સાધુ અને આચાર્યની સંમતિથી ધર્મસાગર ઉપાધ્યાય નામના વિદ્વાન્ પરંતુ ઉગ્ર સ્વભાવી સાધુએ રચેલા બીજા જૈન પંથોના ખંડનાત્મક ગ્રંથ નામે 'કુમતિ કુંદાલ' થી ઘણો ખળભળાટ થયો હતો તેથી તેને જલશરણ કરવામાં આવ્યો હતો, અને તે ખળભળાટ અટકાવવા માટે બાર બોલ લખી તેને જુદાં જુદાં સ્થલોએ પળાવવા માટે મોકલાવી આપ્યા હતા તેનું વર્ણન છે.

ઋષભદેવ અને મલ્લિનાથ એ જૈનના વર્તમાન ૨૪ તીર્થંકરો પૈકી પહેલા અને ઓગણીશમા તીર્થંકર છે તેનાં ચરિત્રો તેના નામના રાસમાં શ્રી હેમચંદ્રાચાર્યના ત્રિષષ્ઠિ શલાકા પુરૂષ ચરિત્ર નામના ગ્રંથના અનુસારે આપ્યા હોવા જોઇએ. શ્રેણિક એ મહાવીરના સમયમાં મગધનો રાજા હતો કે જેનું બિમ્બિસાર એ નામ બૌદ્ધ ગ્રંથોમાં જોવાય છે. અભયકુમાર એ તેનો કુમાર અને મંત્રી હતો, તેનાં ચરિત્રો તે તે રાસમાં આપ્યાં છે; સ્થૂલિભદ્ર એ નવમા

નંદના શકડાલ મંત્રીનો પુત્ર હતો. અજા પુત્ર, કઇવન્ના, વીરસેન, સુમિત્ર રાજા જૈનના કથા સાહિત્યમાં દર્ષ્ટાંતિક પુરૂષો છે. આર્દ્રકુમાર એ ફક્ત અભયકુમારથી પ્રતિબોધિત અનાર્ય રાજાનો પુત્ર હતો. આમ ચરિત્રો કાવ્યમાં નિરૂપણ કરી 'વાર્તાના ચમત્કારના ભોગી શ્રોતાઓની રૂચિને પોષતું સાહિત્ય' કવિએ પૂરૂં પાડયું છે. તે સિવાય વિધિ, ઉપદેશ, બોધ સંબંધે સંસ્કૃત અને માગધી ગ્રંથો નામે શ્રાદ્ધવિધિ (રત્નશેખર સૂરિ કૃત, વિરચિત સં. ૧૫૦૬), અને ઉપદેશમાલા કે જેના રચનાર તરીકે મહાવીર હસ્ત દીક્ષિત શિષ્ય ધર્મદાસ ગણિ કહેવાય છે, તે પરથી સ્વતંત્ર અનુવાદ રૂપે શ્રાદ્ધવિધિ અને ઉપદેશમાલા રાસ કવિએ રચ્યા લાગે છે. શ્રાદ્ધવિધિમાં શ્રાદ્ધ—શ્રાવકોના સંપૂર્ણ આચાર આળેખેલા છે અને ઉપદેશમાલામાં સાધુના આચાર-ચરિત્ર પાઠો મૂકેલા છે. તે સિવાય સમ્યગ્દષ્ટિ (બોધિ—પ્રજ્ઞા) શું છે, એ સમજાવવા સમકિત સાર રાસ રચ્યો છે અને જગતમાં જીવ અને અજીવ એ બે તત્વો પરથી પાપ,, પુણ્ય, આસ્ત્રવ [કર્મદ્વાર], સંવર [કર્મનિરોધ], નિર્જરા [કર્મનો અંશતઃ ક્ષય] અને મોક્ષ [કર્મનો આત્યંતિક ક્ષય] એમ સાત તત્વો થાય છે તે મળી નવ તત્વોનું સ્વરૂપ સમજાવવા નવ તત્ત્વ એ નામનો પ્રકરણ ગ્રંથ કવિએ નવતત્ત્વરાસરૂપે અનુવાદ કર્યો લાગે છે, અને બાર વ્રત [પંચમહાવ્રત અને સાત ગુણવ્રત મળી બાર વ્રતઃ નામે અહિંસા, અસ્તેય, સત્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, દિગ્પરિમાણ, દેશાવકાસિક, ભોગોપભોગ પરિમાણ, અનર્થ દંડ, સામાયિક, પૌષધ, અતિથિ સંવિભાગ]નું સ્વરૂપ, દેવ અને સમય એટલે શાસ્ત્રનું સ્વરૂપ સમજાવવા અને જૈન તીર્થોમાં મહાન્ તીર્થ નામે પાલીતાણાના શત્રુંજય પર્વતના તીર્થનું મહાત્મ્ય, અને પુણ્યની પ્રશંસા કરવા રૂપે અનુક્રમે વ્રત વિચાર, દેવ સ્વરૂપ, સમય સ્વરૂપ, શત્રુંજય રાસ, અને પુણ્યપ્રશંસા રાસ કવિએ રચ્યા છે. આ શિવાય કવિએ અનેક સ્તવનો સ્તુતિઓ અને નમસ્કારો રચ્યા છે કે જે હાલ પણ ઘણા ભાવથી શ્રાવકો પ્રભુ સ્તુતિ કરતાં બોલે છે. તેમજ વિશેષમાં એ નોંધવા જેવું છે કે શ્રી ઋષભદાસ કૃત કુમારપાળ રાસપરથી સંવત્ ૧૭૪૨ આસો શુદિ ૧૦ (વિજયાદશમી) ને દિને જિનહર્ષ ગણિ નામના (ખરતર ગચ્છીય) સાધુએ કુમારપાળ પર સંક્ષિપ્તમાં રાસ રચેલો છે. (કે જે ઉપરની ટીપમાં કુમારપાળનો નાનો રાસ કદાચ હોય નહિ એવી શંકા રહે છે.) તે શ્રી જિનહર્ષ જણાવે છે કેઃ—

> રિષભ કીયો મેં રાસ નિહાળી, વિસ્તર માંહિથી ટાળી હો,
> રાસ રચ્યો નિજ મતિ સંભાળી, રસના પવિત્ર પખાળી હો,
> —સોભાગી ભવિયણ! ધર્મસ્યું હો ચિત્ત લાગ્ગશે. ૧૨

આ પરથી સ્પષ્ટ જણાય છે કે જૈન સાધુ અને શ્રાવકોમાં ઋષભદાસે પોતાના આચાર અને વિચારથી અતિ ઉત્તમ છાપ પાડી પ્રતિષ્ઠા મેળવી છે.

**કવિના ગુરૂ.**

કવિ જૈન શ્વેતાંબર સંપ્રદાયના તપા ગચ્છના હતા, અને તેના સમયમાં તે ગચ્છની ૫૮મી ગાદી પર ×હીરવિજય સૂરિ પ્રથમ હતા કે જેનો સ્વર્ગવાસ સં. ૧૬૫૨ના

×હીરવિજય સૂરિ—અકબર બાદશાહને જૈન ધર્મનો બોધ આપનાર. જન્મ સં. ૧૫૮૩ માર્ગશીર્ષ શુદિ ૯ પ્રલ્હાદનપુર (પાલ્હણપુર), દીક્ષા પાટણમાં સં. ૧૫૯૬ કાર્તિક વદિ ૨, વાચક—ઉપાધ્યાયપદ નારદપુરિમાં સં. ૧૬૦૮ના માઘ શુદિ ૫, સૂરિપદ શિરોહીમાં સં. ૧૬૧૦, સ્વર્ગવાસ ઉન્નામાં સં. ૧૬૫૨ ભાદ્રપદ શુદિ ૧૧. આનું ચરિત્ર મુદ્રિત—હીરસૌભાગ્ય કાવ્યમાં છે.

ભાદ્રપદ શુદિ ૧૧ ને દિને ઉન્ના (અગર ઉન્નત)—હાલના ઉના ગામમાં થયો હતો. ત્યાર પછી તેના પટ્ટધર *વિજયસેન સૂરિ થયા. તેઓના સમયમાં કવિએ આદિનાથ વિવાહલો અને નેમનાથ રાજીમતિ સ્તવન (સં. ૧૬૬૭ નું) રચેલ છે. તેમાં તેમનું નામ આપ્યું છે.× તેઓએ ઋષભદાસને શિષ્ય તરીકે ઘણું શાસ્ત્રાધ્યયન કરાવી તેના પર પરમ ઉપકાર કર્યો જણાય છે. એટલુંજ નહિ પણ તેની કૃતિ પણ જોઇ તપાસી શોધી આપેલ છે. કુમારપાલ રાસને અંતે કવિ પોતે જણાવે છે કે:—

'સોલ સંવછરિ જાંણિ વર્ષ સિત્તરિં ભાદ્રવા શુદિ શુભ બીજ સારી,
વાર ગુરૂ ગુણ ભર્યો રાસ ઋષભિં કર્યો, શ્રી ગુરૂ સોધિં બહુ બુદ્ધિ વિચારી. ૨૨ પુ.

ઋષભદાસે પણ તેમનેજ પોતાના ગુરૂ તરીકે સ્વીકાર્યા છે. તે ગુરૂનું વર્ણન આપી પોતે કહે છે કે, તે જયસિંહ ગુરૂ માહરો રે.' આમાં જયસિંહ તે વિજયસેન સૂરિનું અપરનામ યા મૂલનામ છે. [જુઓ વિજય પ્રશસ્તિ, હીરસૌભાગ્ય વગેરે.] તેમનું વર્ણન આ પ્રમાણે આવે છે:—

હીરતણો પાટે હવો, જયસિંહજી ગુણવંત,
જિણે અકબરશાહ બૂઝવ્યો, દિલ્લીપતિ બળવંત,

---

જિણે દિલ્લીપતિ દેખતાંરે, જીત્યો વાદ વિવેક,
શાહ અકબર રંજીઓરે, હાર્યા વાદી અનેક.
શાહ અકબર એમ કહેરે, હીર તણો શિષ્ય સાચ,
રોહણાચળનો ઉપનોરે, તે નોય વળી કાચ.
જગગુરૂનો શિષ્ય એ ખરોરે, દીસે બહુ ગુણગ્રામ.
ત્યાં દિલ્લીપતિ થાપતોરે, સૂરિ 'સવાઇ'રે નામ.
ઋષભ કહે તે ભલારે, રાખે પિતાનું નામ,
શ્રી આદીશ્વર કુળ જુઓરે, ભરત વધારે મામ.
વસુદેવ કુળે કૃષ્ણજીરે દશરથકુળે શ્રી રામ,
નૃપ પાંડુકુળે પાંડવારે, જિણે કર્યો ઉત્તમ કામ.
ઇણ દૃષ્ટાંતે જાણજોરે, તે ચેલો જગસાર,
નિજ ગુરૂ મામ વધારતોરે, સંભારે તે વારંવાર.

---

* વિજયસેન સૂરિ—તપાગચ્છની ૫૯ મી પાટે પિતા કર્મશા, માતા કોડમદે. જન્મ સં. ૧૬૦૪ નારદપુરીમાં, દીક્ષા ૧૬૧૩. બાદશાહ અકબરે તેમને 'કાલિ સરસ્વતી' એ બિરૂદ આપ્યું. સ્વર્ગગમન સં. ૧૬૭૧ જ્યેષ્ઠ વદિ ૧૧ સ્તંભતીર્થે (ઋષભદાસનાજ વતનમાં) થયું. અકબર બાદશાહે સર્વ દર્શનની પરીક્ષા માટે તે તે દાર્શનિકને બોલાવ્યાં તેમાં વિજયસેને જય મેળવ્યો એટલે પાદશાહે કહ્યું કે 'હીરવિજય તે ગુરૂ, અને આ સવાઇ ગુરૂ'—એટલે ગુરૂથી શિષ્ય અધિક છે.

× વડ તપા ગચ્છ પાટિં પ્રભુ પ્રગટીઓ, શ્રી વિજયસેન સૂરિ પૂરિ આસો,
ઋષભના નામથી સકલ સુખ પામીએ, કહત કવિતા નર ઋષભદાસો.

વીરવચન અજુઆળતો, ગૌતમ બ્રાહ્મણ જાત,
તો તેહના ગુણ વિસ્તર્યારે, નામ જપેરે પ્રભાત.
હીર વચન દીપાવતોરે, જયસિંહ પુરૂપ ગંભીર,
જિણે ગચ્છ સંઘ વધારિયો, ગયો ન જાણ્યોરે હીર.
બિંબ પ્રતિષ્ઠા બહુ થઇરે, બહુ ભરાયારે બિંબ,
શ્રી જિનભુવન મોટાં થયાંરે, ગચ્છ વાધ્યો બહુ લંબ.

વિજયસેન સૂરિએ અનેક જિન મંદિરો બંધાવી તેમાં અનેક જિન બિંબોની પ્રતિષ્ઠા કરાવી છે તે હાલના મોજૂદ શિલા લેખો પરથી માલૂમ પડે છે. આની પછી કવિ કહે છે કે વિજયતિલક સૂરિ પાટે આવ્યા ( તે જયસિંહ ગુરૂ માહારોરે, વિજયતિલક તસ પાટ), જ્યારે તપગચ્છની પટ્ટાવલીમાં વિજયદેવ સૂરિ આવ્યા એમ જણાવ્યું છે તો તે બંને ખરૂં છે, એટલે વિજયસેન સૂરિની પાટે બે આચાર્યો થયા (૧) વિજયદેવ સૂરિ×, (૨) વિજયતિલક-સૂરિ; અને તે આ પ્રમાણે:—

"વાચક શિરોમણિ શ્રીમાન્ ધર્મસાગરજી ઉપાધ્યાયે 'કુમતિકુદ્દાલ' નામનો ગ્રંથ ઘણી સખ્ત ભાષામાં રચ્યો હોવાથી તેને અપ્રમાણ ગણી વિજયસેન સૂરિએ ધર્મસાગરજીને ત્રણ પેઢી સુધી ગચ્છ બહાર કર્યા હતા. વિજયદેવ સૂરિ ગૃહસ્થાવસ્થામાં ધર્મસાગરજીના ભાણેજ થતા હતા અને અરસ્પર બંનેને પ્રેમ હતો તેથી ગચ્છ બહારની હકીકતનો પત્ર ધર્મસાગરે વિજયદેવ સૂરિને લખ્યો કે જેના ઉત્તરમાં વિજયદેવ સૂરિએ પત્રની અંદર જણાવ્યું કે 'કશી ચિંતા ન કરશો. ગુરૂનું નિર્વાણ થયે તમને ગચ્છમાં લેઇ લઇશું; આ પત્ર માણસ સાથે મોકલ્યો, તેણે ભૂલથી ને વિજયસેનના હાથમાં આપ્યો, વાંચતાં હૃદયમાં પોતાના શિષ્યને માટે આઘાત થયો અને બીજા કોઇને ગચ્છપતિ નીમવા વિચાર રાખ્યો. વિહાર કરતાં ખંભાત આવ્યા, સં. ૧૬૭૧, ત્યાં સ્વર્ગે જવા 'પહેલાં આઠ વાચક (ઉપાધ્યાય) અને ચારસો મુનિના પરિવારને બોલાવી જણાવ્યું કે 'એક વખત તમે વિજયદેવસૂરિ પાસે જઇ મારૂં વચન માન્ય રાખવા કહેજો. જો માન્ય કરે તો પટ્ટધર તેનેજ સ્થાપજો, નહિ તો બીજા કોઇ યોગ્ય મુનિને' સ્થાપજો એમ કહી સંઘ સમક્ષ તે આઠે ઉપાધ્યાયોને સૂરિમંત્ર આપ્યો.

આઠે વાચકોએ વિજયદેવ સૂરિ પાસે અમદાવાદ આવી સ્વર્ગસ્થ આચાર્યનો અંતિમ સંદેશ કહ્યો, પણ તેમણે તેનો અસ્વિકાર કર્યો એટલે વિજયસેનની ગાદીપર વિજયતિલક સૂરિને સ્થાપિત કર્યા. તે ત્રણ વર્ષ પછી સ્વર્ગસ્થ થયા. સં. ૧૬૭૪. આમને કવિએ આચાર્ય તરીકે માન્ય રાખ્યા.*"

તે જયસિંહ ગુરૂ માહરોરે, વિજય તિલક તસ પાટ,
સમતા શીળ વિદ્યા ઘણીરે, દેખાડે શુભ ગતિ વાટ.

---

× વિજયદેવસૂરિ—જન્મ ઇડરમાં સં. ૧૬૩૪, દીક્ષા વિજયસેન સૂરિ પાસે સં. ૧૬૪૩, પંન્યાસ પદ સં. ૧૬૫૫, સૂરિપદ સં. ૧૬૫૬. તેમણે ઇડરના રાજા કલ્યાણમલ્લને પ્રતિબોધ્યો હતો, અને જહાંગીર બાદશાહે તેને 'મહાતપા' એ બિરૂદ આપ્યું હતું. સ્વર્ગવાસ ઉન્ના નગરમાં સં. ૧૭૧૩ના આષાઢ શુદિ ૧૧ ને દીને.

* દીપવિજય કૃત સોહમકુલ પટ્ટાવલી રાસપરથી.

તેમની પછી × વિજયાણંદ સૂરિ થયા અને તેને કવિએ ગુરૂ તરીકે અંગીકાર કર્યો.

તેહને પાટે વળી પ્રગટીઆરે, કલ્પતરૂનો કંદ,
વિજયાનંદ સૂરીશ્વરરે, દીઠે અતિરે આનંદ.
જેહની મધુરી દેશનારે, સૂરિ ગુણ રે છત્રીશ,
ગુણ સત્તાવીશ સાધુનારે, સત્તર ભેદ સંયમ કરીશ.
હીર હાથે દીક્ષા વરે રે, હુઓ તપગચ્છનો રે નાથ,
ઋષભ તણો ગુરૂ તે સહીરે, તેહનો મસ્તકે હાથ.

—ભરતેશ્વર રાસ સં. ૧૬૭૮.

શ્રી હીરવિજય સૂરિના રાસમાં પણ કવિ કહે છે કે:—

— વંદઇ વિજયાણંદ સૂરિસાઇ, નામ જપતાં સુખ સબલું થાઇ.
તપ ગચ્છ નાયક ગુણ નહિ પારો, પ્રાગવંશે હૂઓ પુરૂષ અપારો.
સાહ શ્રીવંત કુલે હંસ ગયંદો, ઉદ્યોતકારી જિન દિનકર ચંદો,
લાલબાઇ સુત સીંહ સરીખો; ભવિક લોક મુખ ગુરૂતણો નિરખો,
ગુરૂ નામેં મુઝ પોહોતી આસો, હીરવિજયસૂરિનો કર્યો રાસો.

—સં. ૧૬૮૫.

દરેક જૈન રાસકાર પોતાની કૃતિમાં થોડો ઘણો પણ પરિચય આપવા ઉપરાંત પોતાની રચનાની મિતિ આપે છે, તેજ પ્રમાણે ઋષભદાસે પોતાની કૃતિઓમાં પોતાના સંબંધે પરિચય કટકે કટકે પણ અન્યની અપેક્ષાએ વિશેષ આપ્યો છે અને તે પરથીજ આ લેખ ઘડી શકાયો છે. હજુ તેમની સર્વ કૃતિઓ પ્રાપ્ત થઇ શકતી નથી, નહિ તો આ કરતાં પણ વિશેષ હકીકત મળવા સંભવ છે. ઉપરની હકીકત સંબંધે શમસ્યાનો આધાર લઇ હીરવિજય સૂરિના રાસમાં જણાવે છે કે:—

કવણ દેસિં થયો કવણ ગામિં કહ્યો, કવણ રાજ્યઇં લહ્યો એહ રાસો,
કવણ પુત્રઇં કર્યો કવણ કવિતા ભયો, કવણ સંવચ્છર કવણ માસો.
કવણ દિન નીપનો કવણ વારિ ગુરિં, કરીઅ શમસ્યા સહુ બોલ આંણુઇ,
મૂઢ આંણુ અક્ષરા સોય સ્યું સમઝસ્યઇ, નિપુણ પંડિત નર તેહ જાંણઇ.

---

× વિજયાણંદ સૂરિ—મરૂદેશના વરરોહ ગામમાં પ્રાગ્વંશી પિતા શ્રીવંત અને માતા શંગારદેથી સં. ૧૬૪૨માં જન્મ, મૂલનામ કલો, હીરવિજયસૂરિ પાસે દીક્ષા સં. ૧૬૫૧, દીક્ષા નામ કમલવિજય, વિજયતિલક સૂરિએ શિરોહીમાં સૂરિપદ આપ્યું. સ્વર્ગવાસ સં. ૧૭૧૧ આષાઢ શુદિ પૂર્ણિમાં, ખંભાતમાં. વિજયાણંદસૂરિ હીર વિજયના શિષ્ય હોવાથી વિજયદેવના કાકા ગુરૂ થતા હતા. તે જ્યારે અમદાવાદમાં હતા ત્યારે વિજયદેવસૂરિ મળવા માટે અમદાવાદ આવ્યા. અરસ્પર પ્રીતિથી બંનેની સંમતિ પૂર્વક ગચ્છાધિપત્ય ત્રણ વર્ષ ચાલ્યું. ભાવી યોગે ચોથા વર્ષથી વિજયદેવ - સૂરિએ પોતાના નામનો પટો મુનિઓ માટે લખ્યો; આ સાંભળી આણંદ સૂરિએ પણ પોતાના નામનો પટ્ટો લખ્યો, આ કારણથી એકજ કુળમાં બે આચાર્યના નામથી બે ગચ્છ થયા એકનું નામ દેવસૂરિ; અને બીજાનું નામ આણંદસૂરિ. સાગર ગચ્છની ઉત્પત્તિ પણ આ સમયમાં થઇ. (આ માટે જુઓ જૈન ઐતિહાસિક રાસમાળા પુષ્પ ૧ લું)

કયા દેશમાં 'કયા ગામમાં' કેના રાજ્યમાં, કેના પુત્ર, કોણે, કયે વર્ષે, કયે માસે, કયે દિને—વારે, રાસકારે રાસ રચ્યો છે એ વાતો શમસ્યામાં કહી છે કે જે મૂઢ—અજ્ઞાન નહિ જાણે, પણ નિપુણ નર જાણી શકશે.

**દેશ** આદિ દરેક સંબંધે નીચેની શમસ્યા આપે છે.

પાટણ માંહિ હુઆ નર જેહ, નાતિ ચોરાસી પોષઇ તેહ,
મોટા પુરૂષ જાગે તેહ કહેસ, તેહની નાતિનિ નામિં દેશ.

—**ગુર્જર દેશ.**×

**ગામ**

આદિ અખ્યર વિન ઔષધ જોય, મધ્ય વિના સહુ કીનિં હોય,
અંત્ય અક્ષર વિન ભુવન મઝારી, દેખી નગર નામ વિચાર.

—**ખંભાતિ.**

**રાજા**

ખડગ ધુરિ તણો અખ્યર લેહ, અખ્યર ધુરસનો બીજો જેહ,
ત્રીજો કુસુમ તણો તે ગ્રહી, નગરી નાયક કીજઇ સહી.

—**ખુરમ પાતશા.**

**પિતા**

નિસાણ તણો ગુરૂ અખ્યર લેહ, લઘુ હોય ગણપતિના જેહ,
મેલી નામ ભલું જે થાય, તે કવી કેરા કહું પિતાય.

—**સાંગણ.**

**કવિ**

વંદ અખ્યર ઋષિ ધરથી લેહ, મેપલા તણો નમણમાં જેહ,
અખ્યર ભવનમો શાલિભદ્ર તણો, કુસુમદામનો વેદમો ભણો;
સહી અખ્યર બાણમો, જોડી નામ કરો કાં ભમો,
શ્રાવક સોય રસની પાત, પ્રાગવંશ વાસો વિખ્યાત.

—**ઋષભદાસ.**

( આમાં વંશ પણ ' વીસા પોરવાડ ' છે એમ આવી ગયું. )

**વર્ષ**

દિગ આગલિ લેઈ ઇંદુ ધરો, કાલ સોય તે પાછલે કરો,
કરણ સંવછર આયે વલી, ત્યારે રાસ કર્યો મન રલી.

—**સં. ૧૬૮૫.**

---

× **એક સ્થલે** ટુંકમાં ગુર્જર દેશમાં કેટલો વરસાદ આવે છે તે સંબંધે ઉપમા બીજાને આપતાં કવિ જણાવે છે કેઃ—

ગુજર દેશ પૃથિવી પરે મેહ, માસ પાક તેહનો રહે ગેહ,
વિણ બહુ કાળ ન ઝીલો રેલો, શ્રાવક પંચમ એહવો કલો.

—ભરતેશ્વર રાસ પૃ. ૭૫

**માસ-તીથી.**

વૃક્ષ મહિં વડો કહેવાય, જેની છાંયે નર દુષ્ટ પલાય.
તે તરૂ અરનિ નામે માસ, કીધો પુણ્ય તણો અભ્યાસ.

—**આશો.**

આદિ અંબર વિન કો મમ કરો, મધ્ય વિનાસ હુઇ આદરો,
અંતે વિના સિરિ રાવણુ જેમ, અજુઆલી તથિ તે પણિ હોઇ.

—શુદ ૧૦

ગુરૂ

સકલ દેવ તણો ગુરૂ જેહ, ઉદાયી કેડે નૃપ બેઠો તેહ,
બેહું મલી હુઇ ગુરૂનું નામ, સમર્યે સીઝે સઘલાં કામ.

—**વિજયાનંદ સૂરિ.**

ગુરૂ નામે મુઝ પોહોંતી આસ, ત્રંબાવતીમાં કીધો રાસ.

**જનશ્રુતિ. સરસ્વતિની પ્રસન્નતા.**

એવું કહેવાય છે કે કવિએ **વિજયસેન** સૂરિ પાસે શાસ્ત્રાભ્યાસ કરવા શરૂ રાખ્યું હતું. એક રાત્રે ગુરૂએ પોતાના શિષ્ય સાર સરસ્વતિ દેવીને પ્રસન્ન કરીને પ્રસાદ મેળવ્યો હતો, કે જે પ્રસાદ રાત્રિએ ઉપાશ્રયમાંજ સૂઇ રહેલા ઋષભદાસના જાણુવામાં આવતાં તેણે પોતેજ આરોગી લીધો અને મહાન્ વિદ્વાન્ થયો. આના પરિણામે ઉપર જણાવેલી સંખ્યાબંધ કૃતિઓ તે રચી શકયો. આવી દંતકથા છે (આનંદ કાવ્ય મહોદધિ મૌક્તિક ૩ પ્રસ્તાવના પૃ. ૨૫ પછીનું પહેલું-બીજું પૃષ્ટ.)

આ દંતકથામાં કેટલું સત્ય છે તે કહી શકાતું નથી, છતાં આટલું તો સત્ય છે કે દરેક કૃતિમાં કવિ સરસ્વતિ દેવીની સ્તુતિ કરવા ઉપરાંત તેનો પાડ, પ્રભાવ સ્વીકારે છે. સરસ્વતી દેવીનું મંગલાચરણુ દરેકમાં કરી તેમની સહાયતા માગે છે. એક સ્થલે નમ્રતાથી જણાવ્યું છે કે:—

"સમરૂં સરસતા ભગવતી, સમર્યાં કરજે સાર,
હું મૂરિખ મતિ કેલવું, તે તાહારો આધાર.
પિંગલ ભેદ ન ઓલખું, વ્યક્તિં નહીં વ્યાકર્ણ,
મૂરિખ મંડણુ માંનવી, હું સેવું તુઝ ચરણુ.

—કુમારપાલ રાસ.

સાર વચન દ્યો સરસ્વતી, તું છે બ્રહ્મસુતાય,
તું મુજ મુખ આવી રમે, જગમતિ નિર્મળ થાય.
તું ભગવતી તું ભારતી, તાહારાં નામ અનેક,
હંસગામિની સારદા, તુજમાં ઘણો વિવેક.
બ્રહ્માણી બ્રહ્મચારિણી, દેવકુમારી નામ,
ષટ્ દર્શનમાં તું સહી, સહુ બોલે ગુણગ્રામ.
વિદુષોની માતા સહી, વાગેશ્વરી તું હોય,
તું ત્રિપુરા બ્રહ્મવાદિની, નામ જપે સહુ કોય,

હંસવાહની તું સહી. વાણી ભાષા નામ,
તું આવી મુજ મુખ વસે જિમ હોય વાંછિત કામ.
કરજો માતા વાંછ્યું કામ, પ્રથમ જપું હું તાહારૂં નામ,
તું મુજ માતા રાખે નામ. બોલું ભરત તણા ગુણગ્રામ.

—ભરતેશ્વર રાસ.

દરેક ગ્રંથની અંતે પણ પ્રાયઃ સરસ્વતીનો ઉપકાર તેની સમાપ્તિ થઇ તે માટે સ્વીકારે છે:—

કવિજન કેરી પોહોતી આસ, હીર તણો મિ જોડયો રાસ,
ઋષભદેવ ગણધર મહિમાય, તૂંઠી શારદા બ્રહ્મસુતાય.

× × × × ×

સરસતી શ્રી ગુરૂ નામથી નીપનો, એ રહો જિહાં રવિચંદ ધરતી.

—હીરવિજય સૂરિ રાસ.

**જહાંગીર બાદશાહના રાજ્યની શાંતિ.**

દિલ્લીપતિ જહાંગીર બાદશાહ (રાજ્યકાળ ઇ. સ. ૧૬૦૫ થી ઇ. સ. ૧૬૨૭) ના રાજ્યની સીમા આગ્રહથી પંજાબ અને કાસ્મીર સુધી અને માળવાથી ગુજરાત સુધીની હતી.

"અકબર અને જહાંગીરની રાજકીય નીતિ ઘણાક વિષયોમાં મળતી આવે છે. હિંદુ અને મુસલમાન બંનેને સરખા હક આપવામાં બંને ઉપર એકજ સરખી રાજનીતિ ચલાવવા બંને એક સરખા મત ધરાવતા હતા; પરંતુ અકબરનું એવું ધારવું હતું કે, હિંદુ, મુસલમાન બંનેને એકજ પંક્તિ પર મુકવા માટે, તેમના ધર્મને ઉત્તેજન આપવા અર્થે, માણસે પોતાનો ધાર્મિક જુસ્સો અને ધાર્મિક લાગણીઓને સમાવી દેવી જોઇએ અને ધાર્મિક ભાવનાથી ખીલતા આત્મિક રંગને ઓછો કરી નાંખવો જોઇએ. અકબરને દરેક ધર્મ ઉપર આસ્થા હતી; જ્યારે જહાંગીર એમ સમજતો હતો કે કોઇ પણ માણસ પોતાના ધર્મમાં રહીને, તેમાં પૂર્ણ માન્યતા રાખીને પોતાના ધર્મની ક્રિયાઓ પાળીને પણ પારકા ધર્મવાળા તરફ માનની લાગણીથી જોઇ શકે છે.

"અકબરનો અમલ ઘણોજ સુલેહભરેલો હતો તેનું મુખ્ય કારણ એ હતું કે તેણે બળ અને કળાથી પોતાની હિંદુ પ્રજાનાં મન મેળવી લીધાં હતાં. દેશી સંસ્થાનો સાથે લગ્નનો સંબંધ વધારી તેમની વિદ્યા અને તેમના ધર્મ પ્રત્યે પ્રેમભાવના બતાવી, તેમના પર પૂર્ણ ભરૂંસો રાખી, તેમને મોટા મોટા ઓદ્દાઓ આપી તેમનો અતિ ઉપયોગી પ્રેમ સંપાદન કરી, તેમને રાજ્યમાં મદદગાર કરી લીધા હતા. જહાંગીરે રાજ્યાભિષેક થયા પછી પોતાના પિતાના પગલેજ ચાલવાનો નિશ્ચય કર્યો હતો. મરણપર્યંત તે નિશ્ચય તેણે પાળ્યો પણ ખરો.

"જહાંગીરને નાનપણથી વિદ્યા તરફ ઘણો પ્રેમ હતો. જહાંગીરના સમયમાં જાદરૂપ નામે એક વિદ્વાન્ જતી ઉજ્જન પાસે આવેલી એક ઉજ્જડ પહાડની ગુફામાં રહેતો હતો. અહિંઆ ત્રણ માઇલ સુધી સ્વારી જઇ શકે તેવું સ્થાન નહોતું, છતાં પણ જહાંગીર વારંવાર પગે ચાલી તેની પાસે જતો અને તેની સાથે વાદવિવાદ કરવામાં પોતાનો અમૂલ્ય વખત ગુજારતો. તે જ્યારે જાદરૂપનું વર્ણન કરે છે ત્યારે તેના શબ્દો બતાવી આપે છે કે

અદરૂપ પ્રત્યે શુદ્ધ અંતઃકરણનો ભાવ રાખતો. છ છ કલાક સુધી તેની સોબતમાં જહાંગીર રહ્યો છે.

"જહાંગીરનો અદલ ન્યાય, તેનો પ્રજા તરફનો પ્રેમ અને તેમના કલ્યાણાર્થે લેવામાં આવતા ઉપાયોમાં મહાન્ અકબર સિવાય કોઇપણ રાજા તેની બરોબરી કરી શકે તેમ નથી."

—જહાંગીર અને તુઝક જહાંગીર

[વસંત શ્રાવણ ૧૯૭૭]

**ઉપસંહાર.**

ટુંકમાં અકબર બાદશાહના વખતમાં ગુજરાત સર્વતઃ જીતાયું, અને શાંતિ ફેલાઇને જહાંગીરના વખતમાં લગભગ જામી ગઇ હતી. આવા વખતમાં કાવ્યધારા ઉછળે એ સ્વાભાવિક છે એમ ઘણાનો મત છે,+ તો અત્ર જણાવવું યોગ્ય થઇ પડશે કે કવિ ઋષભદાસ ખંભાતમાં રહીને આટલી બધી સંખ્યાબંધ કાવ્ય કૃતિઓ કરી શક્યા એ શાંતિનું ચિન્હ સૂચવે છે. આના સમયમાં અનેક જૈન કવિઓ નામે સમયસુંદર, કુશલલાભ, જયસુંદર, હીરાચંદ શ્રાવક, બ્રહ્મઋષિ, વગેરે થઇ ગયા છે અને આખો સત્તરમો સૈકો લઇશું તો અનેક મળી આવે તેમ છે.+

ઋષભદાસની સર્વ કૃતિઓ તપાસી નિરીક્ષવા યોગ્ય છે. તેનાં સુભાષિતો હાથ લાગ્યાં નથી તેમજ બીજી ઘણી કૃતિઓ હજુ જોવામાં આવી શકી નથી, છતાં તે પૈકી જેટલી મળે તેટલી શેઠ દેવચંદ લાલભાઇ પુસ્તકોદ્ધાર ફંડ કે અન્ય સંસ્થાએ મુદ્રિત કરાવી પ્રસિદ્ધ કરવા યોગ્ય છે. તેની કૃતિઓનો સંગ્રહ એકજ પુસ્તકાકારે છપાય તો તે વિશેષ અનુમોદનીય છે. આમ થશે ત્યારે આ કવિ, પ્રેમાનંદ અને તેના જેવા કવિઓની સાથે પોતાનું સુયોગ્ય સ્થાન લેશે એ નિર્વિવાદ હું ગણું છું.

જૈન ગૂર્જર સાહિત્યનો ક્યારે આરંભ થયો તેના સંબંધમાં સ્વ. સાક્ષરશ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી નીચે પ્રમાણે જણાવે છેઃ—

"પૂર્વ હરાડમું શતક. જૈન કવિતાનો પ્રથમ ઉદય.

(આ) જૈન કવિ ઉદયરત્ન.

જૈન કવિતાનો ગુજરાતીમાં પ્રથમ ઉદય—અન્ય કવિયોથી જુદો પડતો અને ઉક્ત પ્રકારની જૈન શૈલીના વિરક્તિના ગુણોથી ભરેલો—પણ તનખા જેવોજ." *

આ કથન જૈન ગુજરાતી સાહિત્યના અનંતશાખિત્વ, વિસ્તારની અનભિજ્ઞતાને લઇને થયું છે એમ સ્વીકાર્યા વગર રહી શકાતું નથી, અને તેથી ઉક્ત સ્વર્ગસ્થ સાક્ષરશ્રીને ઠપકો કે દોષ આપીએ તો અન્યાય ગણાશે. વાસ્તવિક રીતે જે સમયમાં આદિ ગૂર્જર સાહિત્યનાં બીજ ગુજરાતમાં અમુક સ્થલે રોપાઇ પ્રગટ થયાં છે એવું ઉક્ત સાક્ષર જણાવે છે એટલે ઇ. સ. ૧૪૦૦–૧૫૦૦ સુમારે, તેથી અગાઉનું જૈન ગુજરાતી સાહિત્ય હસ્ત લેખોમાં મળી

+જો કે જર્મન ફિલસુફ 'નીશી' નો મત જૂદો છે કે યુદ્ધના—મહાન્ કલહના પ્રસંગોમાં પ્રતિભાશાલી રચનાઓ બને છે અને ખરા કવિઓ પ્રગટે છે.

× જુઓ જૈન રાસમાળા (પ્રયોજક. રા. મનઃસુખલાલ કિ. મહેતા) અને મારી તેના પરની પૂરવણી. (પ્રકાશક—જૈન શ્વેતાંબર કૉન્ફરન્સ, પાયધુની—મુંબઇ.)

* જુઓ પ્રથમ સાહિત્ય પરિષદ્નો રિપોર્ટ પૃ. ૧૯.

આવેલું જોવામાં આવ્યું છે. સત્તરમા સૈકામાં-બીજાનું ભરણું એક બાજુ રાખી કહીએ તો-શ્રી પ્રેમાનંદ શરૂ કરે તે પહેલાંના આ ઋષભદાસ નામના શ્રાવક કવિ એકલાએ લગભગ દશહજાર ગાથા ઉપરાંત કાવ્યસાહિત્ય રચ્યું છે, અને અઢારમા સૈકામાં તેનો વિસ્તાર વિશેષ છે તો પછી તેને તનખા કહી શકાશે નહિ. ઓગણીશમા શતકમાં પણ જૈન કવિઓ ઓછા નથા થયા. તે માટે ઉક્ત સ્વર્ગસ્થ શ્રીયુત ગોવર્ધનરામ જણાવે છે કે 'ચોથો ભાગ-જૈન કવિઓ, બે ચારેક, હરાડમાં શતક પેંડે"-એ કથન ફેરવવા વગર છૂટકો નથી. મારૂં આ વક્તવ્ય જૈનોના ગૂર્જર સાહિત્ય ગ્રંથોનો ઇતિહાસ લખાશે ત્યારે અને જેમ જેમ વધુ જૈન સાહિત્ય પ્રગટ થતું જશે તેમ તેમ યોગ્ય છે કે નહિ તે પ્રતીત થાય તેમ છે.

અત્યાર સુધી જૈન ગૂર્જર સાહિત્ય પ્રસિદ્ધિમાં નથી આવ્યું તેનું કારણ એ છે કે મોટે ભાગે અને પ્રાયઃ તેના સૃષ્ટાઓ જૈન મુનિઓ હતા. (૧) તેઓ પોતાની કૃતિઓ તથા પોતાના પૂર્વકાલીનની કૃતિઓ ધર્મસ્થાનમાંજ-ઉપાશ્રયમાંજ રહી વાંચતા અને સંભળાવતા, જ્યારે બ્રાહ્મણ કવિઓ ગામના ચોરામાં કે બે ત્રણ શેરીઓ ભેગી થતી હોય તેવા ચોગાનમાં વાંચતા યા માણગોળાવાળા જની લોકને સંભળાવતા. (૨) જૈન અને જૈનેતર બંને કવિઓ જૂદી જૂદી જાતની કથાઓ રચી લખતા, પરંતુ તે લખેલા ગ્રંથો બીજાને આપતાં યા ગમે ત્યાં મૂકતાં રખેને તેને 'આશાતના' થાય, તે માટે બહુ કાળજી રાખતા, જ્યારે જૈનેતરોનો તેવો અભિપ્રાય રહેતો નહિ. વળી આ ઉપરાંત હાલના જૈનો મૂળે એવા અભિપ્રાયના હતા કે પુસ્તકો પ્રસિદ્ધ કરવાથી લાભને બદલે ગેરલાભ વધુ થાય છે, જ્ઞાનની આશાતના થવાનો સંભવ છે, પાત્રને બદલે અપાત્રને હસ્તે જવાથી જ્ઞાનનો દુરૂપયોગ થાય તેમ છે, તે ધીમે ધીમે છપાવવાની વલણવાળા થતાં જૈનશાસ્ત્રના પ્રકરણ ગ્રંથો અને સંસ્કૃત ભાષાનાં ગ્રંથો મુદ્રિત કરાવવા લાગ્યા તેથી પ્રાચીન ગૂર્જર સાહિત્ય પ્રત્યે બહુ લક્ષ ન રહ્યું; તેમ કેલવણીનો બહુ ઓછો પ્રચાર, તેથી સાહિત્યની કિંમત સમજાઇ નહિ અને તેથી જે કંઇ તે પ્રત્યે થયું તે પ્રમાણમાં ઘણું ઓછું હોવા ઉપરાંત અધુરામાં પૂરૂં ચિંથરીઆ કાગળમાં પ્રગટ થયું. હવે સુચિન્હ જણાવા લાગ્યાં છે કે કંઇ કંઇ પ્રયત્ન સારી દિશામાં થવા લાગ્યા છે.

ઋષભદાસ કવિની કારકીર્દિ સં. ૧૬૬૨થી એટલે ઇસવી સનના સત્તરમા સૈકાના પ્રારંભથી શરૂ થાય છે. એટલે ગૂર્જર પ્રાચીન કવિ શિરોમણિ તરીકે પ્રસિદ્ધ થયેલ પ્રેમાનંદ, શામળ અને અખાની પૂર્વના હોવાનું તેને માન છે, એટલુંજ નહિ, પરંતુ તેની વર્ણનશૈલી, શબ્દ ચમત્કૃતિ, ભાષા ગૌરવ તે કવિઓની સરખામણીમાં ઉતરતા હોઇ શકે તેમ નથી.

રાગ રામગ્રી.

રૂદન કરેરે અંતેઉરી, ત્રોડે કંઠના હારરે,
નાખે બીડીરે પાનની, કૂણ કરસી અમ સારરે:
રહો રહો ભરત નરેશ્વર! ૧
રહો રહો ભરત નરેશ્વર, તુમ વિણ શૂન્ય તે રાજરે,
ઇંદ્ર સરાખોરે દેવતા, માન જેહેના લાજરે. રહો. ૨

મસ્તક વેણીને વિડારતી, ફાડે કંચુકિ ચીર રે
મોતીહાર ત્રુટયા પરે, નયણે જો વળી નર રે. રહો. ૩
નાટિક ગાન તે પરિહરે, મૂકે સકલ શણગાર રે,
ભૂમિ પડી એક વળવળે, કિયું કર્યું કરતાર રે. રહો. ૪
પાછા વળિયેરે પુરધણી, મૂકી ન જઇએ અનાથ રે,
સાર સંભાળ ન મૂકીયે, જેહનો ઝાલ્યો હાથરે. રહો. ૫
નારી વનનીરે વેલડી, જળ વિણ તેહ સુકાય રે,
તુમો જળ સરીખા રે નાથજી; જોતાં વેલડી કરમાય રે. રહો. ૬
જળ વિણ ન રહે માછલી, સૂકે પોયણ પાન રે,
તુમ વિણ વિણસેરે યૌવનું, કંઠ વિના જિમ ગાન રે. રહો. ૭
નાર નિરખી પાછા વળો, રાખો અમારી તે મામ રે,
તુમ વિણ શનાંરે માળિયાં, શૂનો શય્યાનો ઠામ રે. રહો. ૮
ઇમ વળવળતીરે પ્રેમદા, આંસુડાં લુહે તે હાથ રે;
તુમ વિણ વાસર કિમ જશે, તુમ વિણ દોહીલી રાત રે. રહો. ૯

ભરતેશ્વર રાસ*

આ રાજા ભરત ચક્રવર્ત્તીને વૈરાગ્ય થતાં તેના રાજત્યાગ વખતે તેની રાણીનો વિલાપ તે સાથે નલરાજાએ તજી દીધેલી વૈદર્ભી પાસે વનમાં એકલી છે તે વખતે જે વિલાપ પ્રેમાનંદે કરાવ્યો છે—'વૈદર્ભી વનમાં વલવલે—એ સરખાવો.

હવે બીજો વિષય જોઇએ. લગ્ન પ્રસંગે થતી વિધિમાં વપરાતી સામગ્રી વૈરાગ્ય વાસિતને શું સૂચવે છે તેનું વર્ણન કરતાં કવિ કહે છે કેઃ—

×માત તાત મોહે પરણાવે, ચિત્ત કુંવરતણે નવ ભાવે,
અંગે પીઠી જવ ચોળાવે, ભાવે આતમા કરમે લેપાએ. ૧
ન્હાતાં શિરે ભાવે સોય, સંસારનાં ફળ કટુ હોય;
ખૂંપ ભરંતા આતમ ભાવે, સંસારે જીવ તણાવે. ૨
વળી ચિંતે ભૂષણ ભાર, ગળે સાંકળ ચિંતે હાર
હાથે શ્રીફળ લેતાં ભાવે, જીવ નારી કિંકર થાવે. ૩
વરઘોડે ચઢીઓ જામ, ચિંતે દુર્ગતિ વાહન નામ,
બહુ વાજિંત્ર બજાવે, મન ચિંતે મુજ ચેતાવે. ૪
વરઘોડેથી ઉતારે, મન હેઠી ગતિ સંભારે;
પુંખે ધુંસરૂં વેગે આણી, સંસાર ધુંસરની એંધાણી. ૫
ત્રાક દેખી કરે વિચાર, જીવ વિંધાશે નિરધાર,
દેખી મુશળ મનમાં આવે, જીવ સંસારમાંહે ખંડાવે. ૬
અર્ઘ દેતાં જ્ઞાને જોય, સહી પૂર્વ પુન્ય મુજ ધોય;
શ્રાવસંપટ જવ ચંપાવે, વિવેક કોડીયાં મુજ ભંજાવે. ૭

*આનંદ કાવ્ય મહોદધિ—મૌક્તિક ૩ જુઓ. પૃ. ૮૬.
× „ „ „ „ ૭૩.

નાક સાહીને વેગે તાણે, સંસારે તણાવું જાણે;
કન્યા છાંટે નવતંબોળ, કહે જીવ હશે એમ રોળ. ૮
કંઠે ન ધરો એ વરમાળ, ગળે દોર ધરે છે બાળ;
પછી ગ્રહે તે કન્યા હાથ, તે તો દુર્ગતિ સારું થાત. ૯
લોક તિલક કરે તે મારે, જાવું દુર્ગતિ કેરી વારે;
ગાંઠે પડતાં સહી બંધાણો, દોહિલું છુટવું છે અહીં જાણો ૧૦
અગ્નિ મુજ આણે વંશ જ્યારે, નર ચિતા રે સંભારી ત્યારે,
ફેરા દેતો જેણી વાર, ચિંતે ફરવું સહી ગતિ ચાર. ૧૧
ચોરી ચારે મમ જાણુ, એ દેખાડે ચઉ ખાણુ,
એમ આતમભાવના ભાવે, શુભ ધ્યાને કેવળી થાવે. ૧૨

ભરતેશ્વર રાસ.

[આમાં હમણાંની લગ્નવિધિ સાથેનું સામ્ય ઘણું પરખાય છે]

ભરતની સ્ત્રીનું વર્ણન કવિ આ પ્રમાણે કરે છે:—
દંત જિસા દાઢમકળી, અધર પ્રવાળી રંગ,
બોર ઘણી કટી પાતળી, સબળ સુકોમળ અંગ.
કનકકલશ દેવેં ઘડયાં, તાસ પયોધર હોય,
કમળ નાળ સરખી કહી; નારી બાહુડી હોય.
પગ પંકજનું જોડલું, જંઘા કદળી સ્તંભ,
હંસગતિ ચાલે સહી, રૂપે જાણું રંભ.
દેવકુમારી પદ્મિની, અંગ વિભૂષણ સોળ,
પહેરણ ચંપા-ચૂંદડી, કાયા કુંકુમ લોળ.
ચરણે નેવર વાજતાં, કટીમેખળ ખલકંત,
રયણ ઝાલ કાને સહી, વાણી મધુર અત્યંત.
સાર વસ્તુ જગમાં ઘણી, લીધું તેનું સાર,
નારી રત્ન નિપાદયું, તિસો ભરત ભરતાર.

—પૃ. ૩૯—૪૦

આમાં અનેક જાતનાં વર્ણન મૂકી શકાશે. હાલ વિસ્તારના ભયથી .સાધન સમયના અભાવે જૈનેતર કવિઓનાં કાવ્ય સાથે ઋષભદાસનાં કાવ્યોની સરખામણી મુલતવી રાખવી યોગ્ય છે. **અત્ર કવિ સંબંધી ઉપયુક્ત માહિતીઓજ મુખ્યત્વે કરી એકઠી કરી મુકવામાં આવી છે.**

ભાષા સંબંધમાં આ કવિ તળપદ ખંભાતનો રહીશ શ્રાવક હોવાથી જૈનમુનિમાં રહેતા તેમના ભ્રમણકાળથી જન્મેલ ભાષાભેદ અને ભાષાસાંકર્યનો દોષ—આક્ષેપ તેના પર મૂકી શકાશે કારણકે તેણે પોતાની સર્વ કૃતિઓ ખંભાતમાંજ રહીને કરી છે. આથી તેની ભાષાનો અભ્યાસ ખંભાતના આસપાસના પ્રદેશમાં અને ગુજરાતમાં ઇ. સ. સતરના શતકના પ્રારંભથી કેવા પ્રકારની ભાષા પ્રચલિત હતી તેનો ઘણો સારો અને સત્ય ખ્યાલ આપી શકે તેમ છે.

છેલ્લે જૈન સાહિત્ય હજુ અપ્રકટ છે તે બહાર લાવવા વિશેષ પ્રયત્ન થશે તો સમાજ સ્થિતિ, રાજ્યના ઇતિહાસ, દર્શનની તર્કજાળ, ધર્મની ભાવના, અને તત્વજ્ઞાનજન્ય આનંદના ચિત્રો પ્રાપ્ત થઇ શકશે એવું જણાવી નીચેના અંગ્રેજી કડીઓમાં કે જેમાં જૈન અને જૈનેતર એ શબ્દો પૂર્વ અને પશ્ચિમને બદલે મૂકેલા છે તે ફરી ટાંકું છું:—

"Time has drawn near
When Jains and Non-Jains, without a breath,
Will mix their dim lights like life and death
To broaden into boundless day!"

પ્રિન્સેસ સ્ટ્રીટ
મુંબઈ, તા. ૧૦-૫-૧૫.

—મોહનલાલ દલીચંદ દેશાઇ
બી. એ. એલ્. એલ્. બી.

---

## પરિશિષ્ટ.

**પાટણનું વર્ણન.**

બાર ગાઉ ફિરતો વિસ્તાર, ગઢ મઢ મંદિર પોલ પગાર
ચઉરાસી ચોહુટાં ચઉશાલ, સોના રૂપાની ટંકશાલ. ૧
દંતારા દોસીનાં હાટ, વેચાઇ સાર પટોલાં પાટ,
વેચઇ શાલૂ સપરાં ચીર, જેણઇ લબ્યાં છઈ બાવન વીર. ૨
માણિક ચઉક મોતી તોલાય, નાણાવટિ નાણાં પરખાય,
ગાંધીને હાટે ગંધીઆણુ, વઇદ જિહાં બહુ ગ્રંથસિઇ જાણુ. ૩
માલી તંબોલી મણીહાર, વેચઈ તેલ સુગંધાં સાર,
વસઇ ફોફલીઆ સોનાર, ધીઆ તણો નવિ લાધઇ પાર. ૪
વિવહારી બહુ વાસઇ વસઈ, ફાંદિ ટંટોલઇ બઇઠા હસઇ,
વાહણ તણી વલી કરતા વાત, પણિ કોણ કરઈ પરણી તાતિ. ૫
ફડીઆ સાથરીઆ પરતાગ, રસીઆ બહુ આલાપઇ રાગ,
ચૌહુટઈ ભણતા ચારણ ભાટ, ત્રિકોલીઇ નાચઇ નટ નાટ. ૬
વર્ણ અઢાર તણો તિહાં વાસ, કો કહઇની તિહાં ન કરઇ આસ,
વિવહાર શુદ્ધિ સહુ પાલઇં ખરી, ન લીઇ કો કહઇનું ધન હરી. ૭
રાજભુવન નીપાયાં તિહાં, બહુ રચના કીધીછઇ જિહાં,
હયવર ગજની શાલા કરઇં, જોતાં નરનારી ચિત્ત ઠરઇ. ૮
આયુધશાલા રથના ઠામ, લેખકશાલા તિહાં અભિરામ.
કરઇં માંડવી રાય સુજાણ, વિવિધ વસ્ત તિહાં લાગઇ દાણ. ૯

---

× અત્ર મારા સ્નેહી શ્રેષ્ઠી જીવણચંદ સાકરચંદ ઝવેરીએ કુમારપાળરાસ અને હીરવિજયસૂરિની પ્રત મેળવી આપી અને શ્રાયુત મણિલાલ બકોરભાઇ વ્યાસે હીરવિજયસૂરિના ૧૨ બોલના રાસની પ્રત ઉતારી મોકલાવી આપી તે માટે તે બંનેનો હું ઉપકાર માનું છું.

ઢાલ આખ્યાનની [ વાસુ જિન પુણ્ય પ્રકાસ્યો—એ દેશી)

રાગ આસાઉરી સિંધુઓ.

સૂપ શકલા તનઇ બયરવ મસરૂ, શાલૂ અતલસનો નહીં પાર,
ચીર ચુંનડી મોલિ વિતાબંર, હીર ચીંનીકિ સાર.
હીંગ મરી નઈ તરવું સીસું, સાકર નઇ સોપારી,
મોટી માંડવી પાટણુ કેરી, આવઇ કુલ વ્યાપારી,
લવિંગ એલચી કપુર બરાસ, જાયફલ જાવંત્રી;
દાણુ માંડવી મહાજન આવઇં, બઇઠા મહઇતા મંત્રી.
ખાંડ ટોપરાં અખ્રાષ પાસ, સિંઘોડા નઇ દ્રાષ
પાટણુ માંડવીઈ બહુ આવઇ, દાણુ ટંકાના લાખ.

દૂહા.

લખ્ય દાંણુ સોકજ દીઇ, કરઇ સબલ વ્યાપાર,
પુણ્યક્ષેત્ર પાટણુ તણો, સુણુયો સહુ વિસ્તાર.

ચઉપઇ.

વિસ્તાર કહઇસું પાટણુ તણો, વ્યાપારી વણુજારે ઘણો,
અનેક પુરૂષ તિહાં આવઇ જાઇ, વિવિધ વસ્ત તિહાં વેચાય.
પુણ્ય તણી શાલા તિહાં સુદ્દ, માગઇ જલનઈ પાય દૂધ,
દાંન માંન અનઇ વસરાંમ, અતિ શોભઇ પાટણુ પુર ગાંમ.
શ્રી જિનના પોઢા પ્રાશાદ, ઇંદ્ર પુરીસું કરતા વાદ
પોષધશાલા પુણ્યના ઠામ, વાડી વન દીસઇ અભિરામ.
સહસલિંગની શોભા ઘણી, ઉપમા માંન સરોવર તણી;
કમલ બહુ જલ મીઠઉ માંહિં, હંસ મોર બગ ઝીલઇ તિહાં.
મચ્છ કચ્છ મંડુક બહુ તરઇ, ચક્રવાકી જલક્રીડા કરઇ,
ફિરતાં વાડી વન આરામ, નાલિ કેલિ આંબા અભિરામ.
ચંપગ નાગ અનઇ પુન્નાગ, તાલ તમાલ અનઇ વર શાગ,
જાંબૂ દાડીમ દીસઇ ઘણાં, ચંદન વૃક્ષ બહુ રલીઆંમણા.
કૂપ કુંડ બહુ વાવ્યો ઘણી, અમૃત ભરઇ સ્ત્રી સોહાસણિ,
કેલ ક્રીડા કરતાં બહુ લોક, ઘરિ ઘરિ મંગલ પણિ નહી શોક.
બાવન વવા જસ નગર મઝારિ, એક ચિતઇ સુણુયો નરનારિ,
પાટણુ નગર તણી ઉપમા, કવિહીં કેલવી આંણ્યા વવા.
વાડી વન નઇ વાવ્યો ઘણી, વાસો વેશ્રિ વેનિતાસરિ ઘણી,
વિવેક વિચાર વ્યાખ્યાની મઝઇ, વાહિ વીર પાછી નવિ ઘસઇ

વેણુ વંસ વેસ્યાના વાસ, વિપ્ર વ્યાસ ગાય ગુણ રાસ,
વહુરા વાંણીઆ વસ્ત વધારિ, વ્યાપારી વડ ગામ મઝારિ.
વેદ વાસના વિબુધ ઘણા, વિશ્રામ ઠામ તે રહઇવા તણા,
વર્ણ અઢાર તણો તિહાં વાસ, વૃષભ જૂત અનોપમ ખાસ.
વિષ્ણુ મૂરતિ અનઇ વેદીઆ, વેષધારી નઇ બહુ વરતીઆ
વિચિત્ર વિવહારી વસઇ, વિવહાર ચૂક નવિ ચૂકઇ કસઇ.
વયણ શુદ્ધ નઇ વિધાવંત, વણકર તણો ન લાભઇ અંત.
વસન દાન શીલ તપ ધણી, વિચિત્રાઇ વરઘોડા તણી.
વાજી વહઇલ અનઇ વીજણા, વાંનર વાઘ રાય અંગણિ ઘણા,
વિદ્રુમ વૃક્ષ નઇ નિર્મલ વારિ, છાંટઈ રાજાનેં દરબાર.
વાજીંત્ર વેધાલિ બહુ મલઇં, વ્યાકરણી વચને નવિ ચલઇં,
વયરાગીનું કરઇં વખાણ, વસઇં લોક પર વેદ ન જાણ.
વિવિધ વસ્ત ઝાલી જિહાં મલઇં, નર સમુદ્ર પાટણ કુણ કલઇં.
એકવાર એક સ્ત્રી ભરતાર, જોવા પાટણનો વિસ્તાર,
સાંઝઇ સાંથઇ ચોહુટઇ ચઢયા, કર્મ સંયોગઇ ભૂલાં પડયાં.
રોતી રડવડતી સાનારી, પુહુતી ભૂપતિ ભુવન મઝારિ,
વેગઈ તિહાં વીનવીઉં રાય, કામની ભાખિઈં કર્મ કથાય.
સ્વામી તાહરા નગર મઝારિ, ભૂલાં પડયાં અહો નરનારી,
સોધ્યો સ્વામી પણિ નવિ જડયો, વિણગરત્ન જિમ સાયર પડયો.
સ્વમી નામિઇં રાણો એહ, ડાબી આંખઇ કાંણો તેહ,
એગઇ ધંધાણે મુઝ ભરતાર, રાય કરો મુઝ નરની સાર.
રાઈં વેગઇ વજાવ્યો પઢો, રાંણા કાંણા આવી ચઢો,
સકલ એકઠા થાઓ આજ, નૃપનઇ કાંઇ પુછયાનું કામ.
રાણાકાંણા ઢાબી આંખિ, ન વસઇં નવાણુ ભાખિ.
મિલ્યા એકઠા નૃપ દરબારિ, ભૂપઇં તેડાવી સાનારિ.
સોધી લિઉં તું તાહર ધણી, તુઝ કારણિ ખપ કીધી ઘણી,
નૃપ વચને તે સોધઇ નારિ, પુરૂષ ન દીસઇ તેણઇ ઠારિ.
સાંમી ! એહમાં નહી મુઝ કંત, રાય વિનોદ તિહાં થયો અત્યંત,
ફિરી પઢો વજાવ્યો જસઇ, રાંણો આવ્યો વસઇં.
નારિ ઓલખી લિઇ ભરતાર, પંડત કવિઅણ કરઇ વિચાર,
નર સમુદ્ર એ પાટણ સહી, નર નારી સંખ્યા નવિ લહી.
જેણઇં નગરઈં ઇઇં નાટિક નૃત્ય, પંડિત જન પાંમઇં બહુ વૃત્ય.
રાસ રમઇ તિહાં બાલકા, સુર સોહી રહઇ સ્વર્ગ થકા.
પાંન ફૂલ તણા ભોગીઆ, જેણઇં નગરિ કો નહીં રોગીઆ.
કામિની કંતમાં સબલો પ્રેમ, સુર પરિ ઇંદ્ર ઇંદ્રાણી જેમ.

ભમર ભોગ પુરંદર ઘણા, વાસ બહુ લક્ષુ માલિણ તણા,
મૃગનયણી નારિ પદ્મની, વસઇં હસ્તની નઇં ચિત્રણી
જ્યાગી જિહાં ગડઇ નિશાંણ, વસઇં લોક પરવેદ ન જાંણ.
મયગલ માતા નઇં મદ ભર્યા, ઘુઘર ઘંટ સિણગાર્યા કર્યા.
એસી નગરની ઉપમા કહું, ઇંદ્રપુરીથી અધિકી લહું,
જેહનો સ્વામી નૃપ વનરાજિ, ત્રિણિ ભુવન જસ માંનઇ લાજ.
જેહનઇ ગજ રથ ઘોટા બહુ, જેહનઇં સીસ નમાવઇ સહુ,
જેહનઇ ઝાઝી અંતેઉરી, જેહનઇ ઘરિ બહુ લક્ષ્મી ભરી.
નગર અનોપમ વાસ્યું ગામ, ગોવાલીઆનું રાખ્યું નામ,
અણહલવાડું પાટણ ગામ, વસઇં લોક વારૂ અભિરામ.

× × × ×

—કુમારપાલ રાસ.



# ગૂજરાતનું વૈદક સાહિત્ય



( લેખક–રા. રા. દુર્ગાશંકર કેવલરામ શાસ્ત્રી–મુંબઈ. )

રા. રા. શ્રીયુત રણજીતરામ વાવાભાઇએ ગૂજરાતનું વૈદક સાહિત્ય એ વિષય ઉપર સાહિત્ય પરિષદ્ માટે એક નિબંધ લખવાની સૂચના કરી, ત્યારે મેં એ તરત સ્વીકારી લીધી. પાછળથી એ વિષયમાં વધારે ઉંડા ઉતરતાં જણાયું કે વૈદ્યના ગ્રન્થોમાં ગ્રન્થકારના નામ સિવાય એને વિષે બીજી હકીકત ભાગ્યેજ લખી હોય છે, એટલે કયો ગ્રંથકાર કયા દેશકાળમાં થઇ ગયો એ જાણવાનાં સાક્ષાત્ સાધનો પ્રાયઃ મળતાં નથી. બીજું, વૈદ્યના ઘણા ગ્રંથો હજી છપાયા ન હોવાથી તથા હસ્તલિખિત પ્રતો મોટે ભાગે દુર્લભ હોવાથી કેટલાક ગ્રંથો જોવાનું મારાથી બની શક્યું નથી. એટલે જે થોડી હકીકત એકઠી થઇ શકી છે, તે જેવી છે તેવી આ સરસ્વતી દેવીના પદકમળમાં નમ્ર ભાવથી અર્પણ કરું છું.

ભૂગોળના કેટલા ભાગને ગુજરાત ગણવો, એ પ્રશ્ન મ્હોટો છે. પણ ત્રીજી સાહિત્ય પરિષદ્‌માં

**ગૂજરાતની મર્યાદા.** વંચાયલા 'ગૂજરાતનું સંસ્કૃત સાહિત્ય' એ વિષયના પોતાના નિબંધમાં રા. રા. સાક્ષરવર્ય આનન્દશંકર બાપુભાઇ ધ્રુવે ઉપલા પ્રશ્નનો જે તોડ કાઢ્યો છે, તેમાં અનેક મુશ્કેલીઓ સ્હેજે દૂર થતી હોવાથી ગૂજરાતની વર્તમાન મર્યાદાનેજ, ભૂતકાળ માટે પણ, સ્વીકારીને હું આગળ ચાલું છું. ગૂજરાતના

**ભૂતકાળમાં સાહિત્યની ઉપેક્ષા** ભૂતકાળના ઇતિહાસમાં દૂર દૃષ્ટિ નાખતાં સાહિત્ય તરફ ગૂજરાતીઓની ઉપેક્ષા વૃત્તિ સ્પષ્ટ દેખાય છે. ઇ. સ. પૂર્વે પાંચમા છઠ્ઠા શતકમાં પણ ગૂજરાત પોતાનાં બંદરો મારફત દૂર દેશાવરો સાથે વેપાર કરતું દેખાય છે. અને તે પછીનાં ૨૪૦૦ વર્ષોમાં પણ ગૂજરાતે વેપારી તરીકે પોતાની પ્રતિષ્ઠા જાળવી રાખી છે. પણ વેપારમાં અગ્રેસર ગૂજરાત સાહિત્યમાં પાછળ રહી ગયું છે. એ જૂના કાળમાં જ્યારે આર્યાવર્તમાં જીવંત સાહિત્યનો સર્વ દિશામાં અપૂર્વ વિકાસ થતો હતો ત્યારે ગૂજરાતે આ દેશની અક્ષર સેવા બીલકુલ કરી નથી અને તે પછી પણ ગૂજરાતે જેટલી લક્ષ્મીની ઉપાસના કરી છે તેટલી સરસ્વતીની કરી નથી ઇ. સ ના ૬ ઠ્ઠા શતકથી ગૂજરાત સામાન્ય સંસ્કૃત સાહિત્યમાં ભાગ લેતું દેખાય છે. પણ વૈદક સાહિત્યમાં તો ઇ. સ. ના બારમા શતક પહેલાં ગૂજરાતમાં ઘોર અંધકાર દેખાય છે.

**ઇ. સ. ૧૨ મા શતક પહેલાં ગૂજરાતમાં વૈદક સાહિત્યનો અભાવ** ઇ. સ. ના બારમા શતક પહેલાં ગૂજરાતમાં લખાયેલો વૈદ્યનો કોઇ ગ્રંથ મળતો નથી, માટે તે પહેલાં અહિં વૈદ્યો નહિ હોય એમ કહેવાનો આશય નથી, વૈદ્યો હશે, પણ એઓએ કંઇ લખ્યું નહિ હોય; અથવા એમનું લખેલું 'કાલમહોદધિ' માં તણાઇ ગયું હશે.

**ઇ. સ. પુર્વે ત્રીજા શતકમાં ગુજરાતમાં વૈદ્યોનો સંભવ.** મહારાજા અશોકના શિલાલેખોમાં એક એવો ઉલ્લેખ છે કે "દેવાનાં પ્રિયદર્શી રાજાએ પોતાના રાજ્યમાં અને સિલોન, સતીતપુત્ત, કેરલપુત્ત વગેરે પાડોશી રાજ્યોમાં સર્વત્ર મનુષ્યો અને પશુઓ માટે ચિકિત્સા સ્થાનો (ઇસ્પિતાલો) બંધાવ્યાં હતાં અને દવાઓ મગાવીને રાખી હતી, તથા રોપાવી હતી" સૌરાષ્ટ્ર દેશ અશોકના રાજ્યમાં હતો અને ગિરિનગરમાં રહેતા પ્રિયદર્શી મહારાજાના પ્રતિનિધિએ સુદર્શન તળાવની નહેરો બંધાવી

હતી એમ રૂદ્રદામના લેખથી જણાય છે. પાડોશીના રાજ્યમાં પણ ઇસ્પિતાલો બંધાવનારે સૌરાષ્ટ્રમાં નહેરો બંધાવી તેમ ઇસ્પિતાલો નહિ બંધાવી હોય એમ કહિ શકાતું નથી અને જો ઇસ્પિતાલો હોય તો વૈદ્યો પણ હોવા જોઇએ. પણ ઇ. સ. પૂર્વે ત્રીજા શતકનું વૈદક સાહિત્ય ચરક, સુશ્રુત અને ભેડમાં સમાઇ ગયું છે એટલે એ કાળના ગુજરાતના વૈદ્યોનું અક્ષર જીવન જોઇ શકાતું નથી.

તે પછી ક્ષત્રપ, ગુપ્ત અને વલ્લભી રાજ્યના સમય માટે અશોકના વખત માટે જે કહ્યું તેથી જૂદું કાંઇ કહેવાતું નથી. સાતમા અને આઠમા શતકમાં સિંધમાં વાગ્ભટ્ તીસટ અને ચંદ્રટને હાથે વૈદ્યના મોટા ગ્રંથો લખાય છે; અને આઠમાથી ૧૧ મા શતક સુધીમાં બંગાળામાં માધવકર, વૃંદ અને ચક્રદત્ત દ્વારા વૈદ્યનો પ્રદેશ અનેકધા ખેડાય છે. પણ ગુજરાતમાં જેનાં દેશકાળ સંદિગ્ધ છે એવી એક વ્યક્તિ સિવાય વૈદક સાહિત્યમાં પ્રવૃત્તિ કરનાર કોઇ દેખાતું નથી.

**નાગાર્જુન.**

બૌદ્ધ સાહિત્યમાં, જૈન સાહિત્યમાં અને વૈદક સાહિત્યમાં સિદ્ધ નાગાર્જુન એક મહાન આચાર્ય, રસવૈદ્ય અને મહાપુરૂષ ગણાય છે. પણ આ ત્રણે સાહિત્યમાં કહેલા નાગાર્જુન એક કે ભિન્ન ભિન્ન એ કહી શકાતું નથી. વૈદક સાહિત્યમાં જોઇએ તો સુશ્રુતના ટીકાકાર ડલ્હણ "સુશ્રુતના પ્રસિદ્ધકર્તા નાગાર્જુન જ છે." એમ કહે છે. રસ સંપ્રદાયમાં નાગાર્જુન એક રસસિદ્ધ મનાય છે. વૃંદ અને ચક્રપાણી 'અમુક પાઠો નાગાર્જુને કહ્યા છે' એમ કહે છે. નાગાર્જુનના આરોગ્યમંજરી નામના ગ્રન્થમાંથી માધવના ટીકાકાર વિજયરક્ષિત ઉતારો કરે છે. નાગાર્જુનના ગણાતા રસરત્નાકર નામના ગ્રન્થની હસ્તલિખિત પ્રત મળી છે, અને આ બે ઉપરાંત કક્ષપુટ તંત્ર નામનો ત્રીજો ગ્રંથ નાગાર્જુનનો ગણાય છે. હવે બૌદ્ધ સાહિત્યમાં મહાયાન શાખાના એક આચાર્ય તરીકે બોધિસત્વ નાગાર્જુનની કીર્તિ ઘણીજ છે. જૈન સાહિત્યમાં પણ પાદલિપ્તાચાર્યના શિષ્ય નાગાર્જુન પ્રસિદ્ધ છે અને એની અનેક કથાઓ પ્રચલિત છે.

૧૧ મા શતકના પ્રથમ ભાગમાં આ દેશમાં રહી જનાર અલ્બીરૂની એક નાગાર્જુન માટે નીચે પ્રમાણે લખે છે—"રસવિદ્યાના નાગાર્જુન નામના એક પ્રખ્યાત આચાર્ય હતા જે સોમનાથ પાસે દેહકમાં રહેતા હતા. એ રસવિદ્યામાં પ્રવીણ હતા અને એમણે એ વિષયનો એક ગ્રંથ લખ્યો છે. અમારા વખત પહેલાં ૧૦૦ વર્ષ ઉપર એ થઇ ગયા છે." જો અલ્બીરૂનીનું કહેવું ખરૂં હોય તો ૯ મા શતકના અન્તમાં અને ૧૦ મા શતકના પ્રથમ ભાગમાં ગુજરાતમાં એક નાગાર્જુન થઇ ગયા હોવા જોઇએ.

હવે અલ્બીરૂનીથી ૪૦૦ વર્ષ પર્વે હિંદુસ્થાનમાં મુસાફરી કરનાર ચીનાઇ મુસાફર હ્યુએન્થીસીંગ આયુર્વેદમાં પારંગત અને સાતવાહન રાજાના મિત્ર બોધિસત્વ નાગાર્જુનનું બહુ માન પૂર્વક સ્મરણ કરે છે. એ મુસાફરના સમકાલિન બાણ કવિ પણ એને ટેકો આપે છે. નાગાર્જુન નામના બે મહાપુરૂષો જુદા જુદા કાળમાં થઇ ગયા હોય તોજ હીયોન્થીસીંગ અને અલ્બીરૂનીનાં પરસ્પર વિરૂદ્ધ કથનો સત્ય હોઇ શકે. આમાંથી હીયોન્થીસીંગના બોધિસત્વ નાગાર્જુન એજ સુશ્રુતના પ્રતિસંસ્કર્તા હોવાનો સંભવ છે. હીયોન્થીસીંગ એ નાગાર્જુનને આયુર્વેદમાં પારંગત ગણે છે. આ પહેલા સાતવાહનના મિત્ર નાગાર્જુન ઇ. સ. ના બીજા શતકથી અર્વાચીન હોય એમ લાગતું નથી. અને અલ્બીરૂનીના નાગાર્જુન તે રસવિદ્યાના

મહાન્ ઉપદેશક અને રસરત્નાકર કે એવાજ બીજા કોઇ ગ્રંથના લેખક હોવાનો સંભવ છે. જો આ તર્ક ખરો હોય તો બીજા નાગાર્જુન માટે ગૂજરાત સાભિમાન દાવો કરી શકે. પ્રભાવક ચરિત વગેરે જૈન ગ્રંથોમાં જે નાગાર્જુનની વાત છે તે આ ગૂજરાતના નાગાર્જુન વિષે હોવાનો સંભવ છે. પણ નાગાર્જુનના વ્યક્તિત્વ માટે તથા એના દેશકાળ માટે ચોક્કસ પ્રમાણોથી નિર્ણય ન થાય ત્યાં સુધી એમને માટે વધારે વિચાર કરવો અસ્થાને છે. નાગાર્જુનના ગણાતા રસરત્નાકર વગેરે ગ્રંથો સંપૂર્ણ રૂપે પ્રગટ થઇ જાય તો કદાચ આ વિષય ઉપર કાંઇક અજવાળું પડે.

અણહિલપુર પાટણમાં ગૂજરાતની રાજ્યધાની સ્થપાયા પછીના આ દેશના ઇતિહાસમાં જોતાં જણાય છે કે મહારાજાધિરાજ સિદ્ધરાજ જયસિંહના વખતથી આરંભીને કરણ ઘેલાના વખતમાં ગૂજરાત લુંટાયું ત્યાં સુધીના કાળમાં લક્ષ્મી અને વિદ્યાની લહેરોમાં મ્હાલતા ગૂજરાતની જાહોજલાલી સ્પૃહણીય હતી. એ અપૂર્વ જાહોજલાલીના સમયમાંજ ગૂજરાતમાં આયુર્વેદનો સ્પષ્ટ પ્રવાહ શરૂ થયો છે. એ શરૂઆતના પ્રવાહમાં એ વખતની દીપ્યમાન સ્ફૂર્તિ સ્પષ્ટ દેખાય છે. ઇ. સ. ના બારમાં શતકથી ગૂજરાતમાં વૈદક સાહિત્યનો જે સ્થિર પ્રવાહ શરૂ થાય છે તે ઇ. સ. ના ૧૭ મા શતક સુધી અવિચ્છિન્ન રીતે વહે છે. આ શતકની શરૂઆતથી જ 'કલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રના પ્રકાશથી ગૂજરાત દેદીપ્યમાન દેખાય છે'

**હેમચંદ્ર ઇ. સ. ૧૦૮૯થી ૧૧૭૩.**

એ સર્વજ્ઞ બિરૂદધારી મહાપુરૂષનું અક્ષરજીવન ઘણું વિશાળ છે, પણ એમાં વૈદાંનોયે સમાવેશ થયો છે. એમણે નિઘણ્ટુશેષ નામનો એક વૈદાંનો કોષ લખ્યો છે. આ કોષ છપાઇ ગયો છે. હેમચંદ્રનું જીવન એટલું જાણીતું છે કે એ વિષે વધારે બોલવાની જરૂર નથી અને આ કોષ વૈદાના બીજા નિઘણ્ટુઓ જેવોજ છે, એમાં ખાસ નવું કાંઇ નથી. પણ જે પ્રવાહ આવા સમર્થ પુરૂષની બુદ્ધિમાંથી પ્રગટ થયો તે પ્રવાહમાં એમની તેજસ્વી દૃષ્ટિનો પ્રભાવ આવ્યો છે, એમ હવે પછીના અવલોકનથી દેખાયા વિના રહેશે નહિ.

**સોઢલ ઇ. સ. ૧૨ મું શતક.**

ઇ. સ. ના બારમા શતકમાંજ વૈદ્ય સોઢલ થઇ ગયા હોય એમ અનુમાન થાય છે. હેમચંદ્ર પેઠે સોઢલને વૈદું ગૌણ ન હતું. સોઢલ તો વૈદ્યજ હતા. છતાં હેમચંદ્ર પેઠે સોઢલની બુદ્ધિ પણ સર્વગ્રાહી હતી. હેમચંદ્રની દૃષ્ટિ જેમ સંસ્કૃત સાહિત્યના સર્વ પ્રદેશ ઉપર ફરી વળે છે, તેમ સોઢલની દૃષ્ટિ આયુર્વેદના સર્વ પ્રદેશ ઉપર ફરી વળે છે અને આયુર્વેદના અગાધ સમુદ્રમાંથી ગૂજરાતના સાધારણ વૈદ્યોને ઉપયોગી સર્વ વિષયોનો નિષ્કર્ષ કાઢી લઇને એમણે એક સંગ્રહ ગ્રંથ લખ્યો છે અને આયુર્વેદમાં સાધારણ રીતે વપરાતી વનસ્પતિઓ ઉપરાંત ગૂજરાતમાં થતી વનસ્પતિઓનો શોધ તથા અભ્યાસ કરીને એક નિઘંટ લખ્યો છે.

આ વૈદ્ય સોઢલ નંદન વૈદ્યના પુત્ર તથા વત્સગોત્રી રાયકવાળ બ્રાહ્મણ હતા, એટલી હકીકત એમણે પોતે ગ્રન્થાન્તે આપી છે. રાયકવાળ બ્રાહ્મણોની વસ્તી મોટે ભાગે ગૂજરાતમાં હોવાથી સોઢલ ગૂજરાતી હોવા જોઇએ એમ ગદનિગ્રહના પ્રકાશક વિદ્વાન વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્ય સહેતુક તર્ક કરે છે. સોઢલના ગુણસંગ્રહ નામના નિઘંટમાં બીજા નિઘંટોમાં ન લખેલી એવી ગૂજરાતમાં ઉત્પન્ન થતી અનેક વનસ્પતિઓનું વર્ણન કરેલું છે. આ ગૂજરાતની વનસ્પતિઓનાં નામો પણ હાલમાં પ્રચલિત નામોને મળતાં આવે છે. આ આંતર પ્રમાણથી વૈદ્યરાજ જાદવજીભાઇના તર્કને બળવાન્ ટેકો મળે છે અને

સોઢલના ગૂજરાતીપણા માટે કોઇ જાતની શંકા રહેતી નથી. સોઢલના કાળનિર્ણય માટે કાંઇ બાહ્ય સાધન મળતું નથી. પણ એના ગદનિગ્રહમાંથી ૧૬મા શતકના ભાવમિશ્રે તથા ૧૪મા શાર્ઙ્ગધરે અનેક*ઉતારાઓ કર્યા છે. માટે એ ૧૪મા શતક પહેલાં હોવા જોઇએ. વળી શાર્ઙ્ગધરે તથા એના પૂર્વજ ૧૩મા શતકના યશોધરે અફીણ વાપર્યું છે; સોઢલે એ નથી વાપર્યું. વળી ૧૩મા ૧૪મા શતકના ગ્રંથકારોએ વૈદ્યમાં રસોનો મ્હોળો ઉપયોગ કર્યો છે. ગદનિગ્રહમાં રસો નથી. ગદનિગ્રહનો પ્રયોગખંડ શાર્ઙ્ગધરના મધ્યમ ખંડ જેવોજ છે. બેમાં ચૂર્ણ ગુટિકા અવલેહ વગેરે બનાવટોના અધ્યાયો છે. પણ શાર્ઙ્ગધરના ૧૨મા રસસંગ્રહના અધ્યાયને મળતો રસાધિકાર ગદનિગ્રહમાં નથી. સર્વ રીતે વિચાર કરતાં આયુર્વેદના સાહિત્યમાં ગદનિગ્રહના કર્તાનું સ્થાન શાર્ઙ્ગધરના પૂર્વ કાળમાં દેખાય છે, એટલુંજ નહિ પણ ૧૩મા શતકના યશોધરથી અફીણ અને રસો ન વાપરનાર સોઢલ પ્રાચીન હોવા જોઇએ. બીજી બાજુથી ૧૧મા શતકના ચક્રદત્તના ગ્રંથમાંથી સોઢલે ઉતારાઓ કર્યા છે, માટે એથી અર્વાચીન છે. ૧૩મા શતકથી પ્રાચીન અને ૧૧મા શતકથી અર્વાચીન સોઢલ ૧૨ શતકમાં થયા હોવા જોઇએ. બંગાળાના બંગસેન અને ગૂજરાતના સોઢલ સમકાલિન હોવા જોઇએ એમ એ બેના ગ્રંથો જોતાં જણાય છે પણ બંગસેન કરતાં સોઢલનો ગદનિગ્રહ વધારે વ્યવસ્થિત અને ઘણી રીતે ચઢીયાતો છે.

વૈદ્ય સોઢલે ગૂજરાતની અપૂર્વ વૈદ્યક સેવા કરી છે. એણે ગદનિગ્રહ નામના મ્હોટા ગ્રંથમાં પ્રયોગ કાયચિકિત્સા, શલ્ય, શાલાક્ય, ભૂતવિદ્યા, બાલતંત્ર, રસાયન, વાજીકરણ, વિષતંત્ર અને પંચકર્મ એ રીતે ૧૦ ખંડો પાડીને વૈદ્યના સર્વ વિષયોનો એકત્ર સંગ્રહ કર્યો છે. ગ્રન્થના વિભાગની આ પદ્ધતિ આયુર્વેદના સાહિત્યમાં નવીનજ છે. જો કે સોઢલે આ વિભાગ પાડવામાં કેટલીક ગડબડ કરી નાખી છે. જેમકે અશ્મરી, ઉદર, વગેરે શલ્યતંત્રના રોગોને કાયચિકિત્સામાં નાખી દીધા છે. પણ એની ગ્રન્થ વિભાગની આ નવી કલ્પના ખરેખર પ્રશંસનીય છે. વળી સોઢલે આયુર્વેદીય સાહિત્યમાં બીજી નવિનતા એ દાખલ કરી છે કે પ્રયોગોને ચિકિત્સાથી જૂદા પાડી નાંખ્યા છે. શારીર, નિદાન વગેરે વિષયોને બાદ કરીને માત્ર ચિકિત્સાનો સંગ્રહ કરવાની પદ્ધતિ તો તીસટ વૃન્દ વગેરેથી શરૂ થઇ હતી. પણ એ બધાએ જ્વર ચિકિત્સા, રક્તપિત્ત ચિકિત્સા એમ રોગવાર પ્રકરણો પાડયાં છે. પણ સોઢલે કાયચિકિત્સા વગેરેમાં જૂનું ધોરણ રાખ્યું છે. તો પ્રયોગખંડમાં ચૂર્ણ, ગોળી, અવલેહ, ઘૃત, તેલ, આસવ વગેરે બનાવટોને અનુસરીને પ્રકરણો પાડયાં છે. આ રીતે બનાવટ અનુસાર પ્રયોગોનો સંગ્રહ કરવાનો આ પ્રથમ પ્રયત્ન છે. સોઢલ પહેલાં કોઇએ એ જાતનો પ્રયોગ કર્યો નથી. એ પછી શાર્ઙ્ગધર વગેરેએ એ દિશામાં સુધારા વધારાવાળા પ્રયાસો કર્યા છે. દવા બનાવવામાં આ ધોરણ અનુકૂળ છે અને એ જ કારણથી શાર્ઙ્ગધર લોકપ્રિય થયા છે. પણ શાર્ઙ્ગધર પહેલાંનો ગૂજરાતનો ગદનિગ્રહ જન્મભૂમિમાં જ કેમ અંધારામાં રહી ગયો એ સમજાતું નથી. રસોનો અભાવ કદાચ કારણ હોય. આ રીતે પ્રયોગસંગ્રહ Pharmacopœa ના પ્રચારની શરૂઆત કરવાનું માન ગૂજરાતને છે. સોઢલે પ્રયોગખંડમાં સંગ્રહેલા પ્રયોગો સારા છે અને કેટલાક તો બીજે મળતા નથી.

સોઢલનો બીજો ગ્રન્થ ગુણસંગ્રહ નામનો નિઘંટ છે. આમાં પણ સોઢલે પોતાની વિશેષતા દાખલ કરી છે. સાધારણ રીતે બીજા નિઘંટકારોએ જૂના ગ્રન્થોમાં વપરાયેલી દવાઓના ગુણો

લખ્યા છે. જ્યારે સોઢલે એ ઉપરાંત પોતાના દેશમાં થતી જૂના ગ્રન્થોમાં અપ્રયુક્ત છતાં લોકોમાં પ્રચલિત ૧૦૦ નવી વનસ્પતિઓના ગુણો લખ્યા છે. સોઢલનો ગદનિગ્રહ છપાઇ રહેવા આવ્યો છે. એનો નિઘંટ હજી છપાયો નથી; પણ ગૂજરાતનાજ રૂગનાથજી ઇંદ્રજીએ પોતાના નિઘંટ સંગ્રહમાં સોઢલ નિઘંટુમાંથી પુષ્કળ ઉતારા કર્યા છે.

**ગોવિંદાચાર્ય ઇ. સ. ૧૩ મું શતક.**

૧૨ મા શતકમાં બીજો કોઇ વૈદક ગ્રંથકાર થયો હોય એમ જણાતું નથી. આ શતકમાં હેમચંદ્રે અને સોઢલે ગૂજરાતમાં આયુર્વેદનો પ્રચાર કર્યો ત્યારે ઇ. સ. ના ૧૩ મા શતકમાં ગોવિંદાચાર્યે અને યશોધર ગૂજરાતમાં રસવિદ્યાનો પ્રચાર કરે છે. આમાંથી ગોવિંદાચાર્ય કાળ ક્રમમાં યશોધરના પૂર્વજ લાગે છે અને વૈદ્યના વિકાસક્રમમાં તો પૂર્વજ છે જ. એમણે રસસાર નામનો રસશાસ્ત્રનો ગ્રન્થ લખ્યો છે. એ ગ્રન્થના અન્તમાં ગ્રન્થકારે પોતાને માટે નીચે પ્રમાણે ઉલ્લેખ કર્યો છે.—

मोढज्ञातिसमुत्पन्न आचार्य सहदेवक:
तदुत्पन्नस्तु य: सुनु: सुरादित्य: कृती भुवि
तत्संभव: सुत: ख्यातो गोविन्द: शिववन्दक:
शिष्य: श्रीधीरदेवस्य रस कर्मसु कोविद:

આ શ્લોકો ઉપરથી જણાય છે કે ગોવિંદાચાર્ય આચાર્ય સહદેવના પૌત્ર; સુરાદિત્યના પુત્ર શ્રીધીરદેવના શિષ્ય અને મોઢ જ્ઞાતિના શિવભક્ત બ્રાહ્મણ હતા. પોતાના ગુરૂ ધીરદેવ માટે, એઓ અભયપાલના પુત્ર તથા અંતર્વેદી—ગંગાયમુનાના મધ્ય પ્રદેશમાં ઉત્પન્ન થયેલા સારસ્વત બ્રાહ્મણ હતા. એટલી ઓળખાણ ગોવિંદાચાર્યે આપી છે. તથા પોતે એ ગુરૂની પ્રસાદીથીજ રસશાસ્ત્રનો અનુભવ લીધો છે એમ મુક્તકંઠે સ્વીકાર્યું છે.—अनुभूतं च यत्सत्यं धीरदेवप्रसादत: ॥

પોતાના ગુરૂની જન્મભૂમિનું સ્પષ્ટ કથન કરનાર ગોવિંદાચાર્યે પોતાની જન્મભૂમિનું સૂચન કર્યું નથી. પણ મોઢ બ્રાહ્મણોની વસ્તી ગૂજરાતમાંજ છે માટે એ ગૂજરાતનાજ હોવા જોઇએ એમ રસસારના પ્રકાશક વૈદ્યરાજ જાદવજી ત્રીકમજી આચાર્યે સકારણ તર્ક કર્યો છે.

આચાર્ય ગોવિંદના સમય નિર્ણય માટે કાંઇ બાહ્ય સાધન નથી. પણ એના ગ્રન્થમાં ધાતુવાદ-(Chemistry) નુંજ મુખ્ય વર્ણન છે માટે આ ગ્રન્થ રસવિદ્યાનો વૈદ્યમાં બ્હોળો ઉપયોગ થવા લાગ્યો તે પ્હેલાંનો-એટલે રસશાસ્ત્રના વિકાસક્રમમાં તાંત્રિક સમયનો છે. અર્થાત્ ઇ. સ. ૧૩૦૦ ની આસપાસના રસરત્નસમુચ્ચયની પ્હેલાંનો છે, અને આમાં અફીણનું વર્ણન છે માટે ઇ. સ. ૧૨૦૦ પછીનો છે. હિંદુસ્થાનમાં અફીણ મુસલમાનો સાથે આવ્યું છે; અને ૧૩ મા શતક પ્હેલાંના કોઇ ગ્રંથમાં અફીણનું વર્ણન મળતું નથી.

હવે ૧૪ મા શતક પ્હેલાંના ગૂજરાતનાજ યશોધરને અફીણનો સારો પરિચય દેખાય છે.

જ્યારે ગોવિંદાચાર્યને અફીણ શું ચીજ છે અને ક્યાં થાય છે એની ખબર નથી. માટે ગોવિંદાચાર્ય યશોધર પહેલાં અર્થાત્ ૧૩ શતકના પૂર્વાર્ધમાં થયા હોવા જોઇએ. ડૉ. પ્રફુલ્લચંદ્રરાય પણ ગોવિંદાચાર્યને ૧૩ શતકમાં મુકે છે. ગોવિંદાચાર્યે એ પોતેજ કહે છે તેમ જૂનાં તંત્રોમાંથી ધાતુવાદનો વિષય લઇને એક નવો સંગ્રહગ્રન્થ રચ્યો છે. એણે કાંઇ નવો શોધ કર્યો નથી કે એના ગ્રન્થની રચનામાં કાંઇ નવીનતા નથી. પણ ગૂજરાતમાં એ જાતનો એ પહેલો ગ્રન્થ છે. ગોવિંદાચાર્યના વખતમાં ટીબેટ ભૂતાન વગેરે પ્રદેશના બૌદ્ધોમાં રસવિદ્યાનો વધારે પ્રચાર હતો એમ એના એક બે વાક્ય ઉપરથી જણાય છે.

एतद्बौद्धा विजानन्ति मोटदेशनिवासिनः
बौद्धं मतं तथा ज्ञात्वा रससारः कृतो मया ॥

**યશોધર ૧૩ મું શતક**—યશોધર ૧૩ મા શતકના પાછલા ભાગમાં થયેલા જુનાગઢના શ્રીગોડ બ્રાહ્મણ હતા, એમ એમણે પોતેજ કહ્યું છે. રસપ્રકાશ સુધાકરના અન્તમાં યશોધરે પોતાની ઓળખાણ નીચે પ્રમાણે આપી છેઃ—

देशानां सुरराष्ट्रमुत्तमतमं तत्रापिजीर्णाभिधः
प्राकारोऽस्ति स वेदशास्त्रनिरतैर्विप्रैश्च संशोभितः ।
तस्मिन्विष्णुपदारविन्दरतिकृच्छ्रीपद्मनाभः स्वयं
तत्पुत्रेण यशोधरेण कविना ग्रन्थः स्वयं निर्मितः ॥

**અર્થ**—દેશોમાં સુરરાષ્ટ્ર-સોરઠ-ઉત્તમ છે, અને તેમાં પણ એક જીર્ણ નામનો ગઢ છે, જે વેદશાસ્ત્રમાં પ્રીતિવાળા વિપ્રોથી સુશોભિત છે. ત્યાં વિષ્ણુના ચરણકમળમાં પ્રીતિવાળા શ્રી પદ્મનાભ રહે છે. તેના પુત્ર કવિ યશોધરે આ ગ્રન્થ રચ્યો છે.

આ શ્લોકમાં કહેલો જીર્ણ પ્રાકાર તે જુનાગઢજ એમાં કાંઇ શંકા નથી. આ યશોધર શ્રીગોડ બ્રાહ્મણ હતા એમ એમણે પોતેજ બીજા શ્લોકમાં લખ્યું છે—

श्रीगोडान्वयपद्मनाभसुभिगः

રસપ્રકાશ સુધાકરના અંતમાં લખેલા ઉપલા તથા બીજા બે શ્લોકોમાંથી ગ્રંથકાર માટે નીચેની હકીકત મળે છે, કે યશોધર સોરઠમાં જૂનાગઢમાં રહેતા હતા. એમના પિતાનું નામ પદ્મનાભ હતું. એઓ શ્રીગોડ બ્રાહ્મણ હતા અને વિષ્ણુભક્ત હતા.

આ યશોધરના સમય માટે કાંઇ ચોક્કસ પ્રમાણ નથી. પણ ૧૪મા શતકમાં રચાયેલા રસરત્નસમુચ્ચયના આરંભમાં આપેલાં ૨૭ રસસિદ્ધોનાં નામોમાં એક યશોધન નામ છે. આ યશોધન નહિ પણ યશોધર હોવું જોઇએ, એમ પ્રખ્યાત રસાયનશાસ્ત્રી પ્રફુલ્લચંદ્રરાય મહાશય ધારે છે. તે ગમે તેમ હો પણ આપણા યશોધરના રસપ્રકાશસુધાકરમાંથી

ઘણો ભાગ રસરત્ન સમુચ્ચયમાં ઉતરેલો છે; એ નિર્વિવાદ છે. માટે પ્રસ્તુત ગ્રંથકાર ૧૪મા શતક પ્હેલાં થયા હોવા જોઇએ. અને યશોધરે ખરીણુ વાપર્યું છે માટે ઇ. સ. ૧૨૦૦ થી અર્વાચીન છે. હવે એજ શતકના ગોવિંદાચાર્યની તથા રસેન્દ્ર ચૂડામણિકાર સોમદેવની પછી યશોધર થયા છે, માટે ઇ. સ.ના ૧૩મા શતકના પાછલા ભાગમાં થયા હોવા જોઇએ.

યશોધરે પોતાના રસ પ્રકાશ સુધાકરમાં પારાના ૧૮ સંસ્કાર, તેની બન્ધન ક્રિયા તથા ભસ્મ ક્રિયા, સુવર્ણ, રૌપ્ય, લોહ, નાગ, બંગ, વગેરે ધાતુઓ, અભ્રક, માક્ષિક, વૈક્રાન્ત, વગેરે આઠ મહારસો તથા હરિતાલ, મણશિલ, અંજન વગેરે આઠ ઉપરસો, એ સર્વનાં શોધન મારણ, વગેરે તથા યન્ત્રો, મુષા, પુટ, વગેરેનાં લક્ષણો વગેરે રસ શાસ્ત્રના સર્વ વિષયોનું સારૂં વિવેચન કર્યું છે. તે ઉપરાંત ૧૦૦ રસ પ્રયોગો અને કેટલાક વાજીકરણના યોગો પણ લખ્યા છે. રસાર્ણવ રસેંદ્ર ચૂડામણિ, વગેરે જૂના તાંત્રિક ગ્રંથોમાંથી યશોધરે ઘણો વિષય લીધો છે. છતાં કેટલોક શોધ પોતે કર્યો છે, એમ એ કહે છે.

स्वहस्तेन कृतं सम्यक् जारणं न श्रुतं मया,

અને એનો એ દાવો ખોટો નથી, એમ એની પ્હેલાંના તથા પછીના ગ્રંથો જોતાં જણાય છે. રસરત્ન સમુચ્ચય જેવો ગ્રંથ લખનારે જસતની કાચી ધાતુ (**रसक**) માંથી જસત કાઢવાની રીત આ ગ્રન્થકારના ગ્રન્થમાંથી લીધી છે. આ રીત ઉપર વિવેચન કરતાં આ દેશના રસાયનશાસ્ત્રનો ઇતિહાસ લખનાર મહાશય પ્રફુલચંદરાય કહે છે કે " એ વર્ણન એવું આબાદ છે કે હાલના રસાયનશાસ્ત્રના કોઇ પણ ગ્રંથમાં લગભગ અક્ષરશઃ મુકી શકાય.

૧૪ મા શતકમાં ગૂજરાતમાં શાંતિ ન હતી, અને રાજ્ય વિપ્લવના એ દારૂણ સમયમાં સાહિત્યની આશા રાખવી એ ખોટી છે છતાં એ સમયમાં વૈદક પ્રવૃત્તિ સર્વથા બંધ પડી નહોતી. ઇ. સ. ૧૩૨૦ માં લખાયેલી બંગસેનની એક પ્રત પાટણના ભંડારમાંથી મળી છે. પણ એ વખતે અન્યત્ર લખાયેલા ગ્રન્થો ઉતારવાની અને ભણવાનીજ પ્રવૃત્તિ ગૂજરાતમાં થઇ છે અને નવા ગ્રંથો લખવાની પ્રવૃત્તિ બીલકુલ નથી થઇ એવું કાંઇ નથી.

**૧૪ મું શતક**–દેવદત્ત નામના એક ગ્રંથકાર, એ શતકમાં થયા હોય એવું અનુમાન છે અને ગૂજરાતની એ વખતની સ્થિતિ જોતાં ૧૪ મા શતકના પાછલા ભાગમા થયા હોવાનો સંભવ છે. આ દેવદત્તે ધાતુ રત્નમાળા નામનો એક ન્હાનો ગ્રંથ લખ્યો છે, જેમાં ટુંકામાં પાંચ પાંચ છ છ શ્લોકોમાંજ રૌપ્ય, સુવર્ણ, તામ્ર, નાગ, બંગ, લોહ, ખર્પર, અભ્રક, મૌક્તિક, પ્રવાલ, હરિતાલ, મણશિલ, માક્ષિક, ગંધક, પારો, અને હીરો, એટલા પદાર્થોની મારણ ક્રિયાનું વર્ણન કર્યું છે. આ ગ્રંથમાં ખર્પરને જસતનો પર્યાય ગણ્યો છે.

अगस्त्यां गुर्जरी खंडे देवदत्तो हि धर्मवित्  
हरेर्नामाभिधानस्य सुतस्तस्य भिषग्वरः  
तेन शास्त्रविधिज्ञेन कृता रत्नस्य मालिका

આ શ્લોકો ઉપરથી એટલું જણાય છે કે, ધાતુ રત્નમાળાના કર્તા ગૂજરાતના રહેવાશી અને હરિના પુત્ર હતા. એના ગ્રન્થની રચના, ગ્રંથનો વિષય તથા રસ વિદ્યાના વિકાસ ક્રમમાં એનું સ્થાન એ બધા ઉપરથી એ ૧૪મા શતકથી પ્રાચીન નથી એમ રસ શાસ્ત્રના ઇતિહાસકાર મહાશય પ્રફુલ્લચંદ્રરાય કહે છે. આ ગ્રન્થ મરાઠી ભાષાંતર સાથે છપાઇ ગયો છે. આ ગ્રન્થના પ્રકાશક પાસે શકે ૧૭૨૩ ની પ્રત હતી.

આ દેવદત્તના પિતા હરિવૈદ્યે રસરત્નમાળા નામનો એક ગ્રંથ લખ્યો છે જેની એક ત્રુટિત પ્રત સ્વર્ગસ્થ રસશાસ્ત્રજ્ઞ વૈદ્ય ત્ર્યંબક ગુરુનાથ કાલે પાસે હતી. આ પછી ઇ. સ. ના ૧૫ માં શતકમાં ગૂજરાતમાં શાંતિ પસરેલી દેખાય છે. અમદાવાદમાં મુસલમાની રાજધાની થતાં એજ શહેરમાં વિદ્યાકળા પણ ફાલે છે અને ગૂજરાત આખામાં સાહિત્યનો પ્રવાહ જોરથી વહેવા માંડે છે.

**લક્ષ્મી નૃસિંહ–૧૫ મું શતક**—ઇ. સ. ના ૧૫ મા શતકમાં અમદાવાદમાં લક્ષ્મીનૃસિંહ નામના એક સારા વૈદ્ય હતા. એમણે કોઇ ગ્રંથ લખ્યો જણાતો નથી. પણ એમણે વાગ્ભટ્ટની સર્વાંગસુંદરા ટીકા અમદાવાદમાં સંવત્ ૧૫૪૪ ઇ. સ. ૧૪૮૬ માં મહમદ બાદશાહના વખતમાં પોતાને માટે ઉતરાવેલી એમ એ ટીકાની એક હસ્તલિખિત પ્રતના અન્તમાં લખેલું મળે છે. ત્યાં આ લક્ષ્મીનૃસિંહને સર્વ શાસ્ત્રાર્થવિત્ ભિષક્ કહેલા છે.

**નારાયણ–૧૫ મું શતક**—આજ સૈકામાં, વૃન્દમાધવની શ્રીકંઠે રચેલી વ્યાખ્યા કુસુમાવલી નામની ટીકાની પૂર્તિ કરનાર નારાયણ વૈદ્ય થઇ ગયા હોય એમ અનુમાન થાય છે. કારણ કે વ્યાખ્યા કુસુમાવલીના અન્તમાં નીચે પ્રમાણે શ્લોકો લખેલા મળે છેઃ—

श्रीकंठदत्तभिषजा ग्रन्थविस्तरभीरुणा
टीकायां कुसुमावल्यां व्याख्या मुक्ता क्वचित् क्वचित्
रत्नं नागरवंशस्य भिषग्भामलनन्दनः
नारायणो द्विजवरो भिषजां हितकाम्यया ।
टीकापूर्ति व्यधात्सम्यक् तेन नन्दन्तु माधवः ॥

આ શ્લોકોમાંથી નીચેની હકીકત મળે છે કે વૈદ્ય શ્રીકણ્ઠે ગ્રન્થ મોટો થઇ જવાની બીકથી વ્યાખ્યા કુસુમાવલી નામની ટીકામાં કેટલેક સ્થળે ટીકા મુકી દીધેલી, તે નાગરવંશના રત્ન અને ભામલ્લના પુત્ર વૈદ્ય નારાયણે પૂરી કરી. વ્યાખ્યા કુસુમાવલીની ટીકા પૂર્તિ કરનાર આ નારાયણ ક્યારે થયા એ ચોક્કસ જણાતું નથી. પણ શ્રીકણ્ઠ ૧૩મા શતકમાં બંગાળામાં થયા છે માટે નારાયણ ૧૩મા શતક પછી હોવા જોઇએ અને શક ૧૫૫૮ એટલે ઇ. સ. ૧૬૩૦ની હસ્તલિખિત પ્રત મળે છે, માટે એ પ્હેલાંના છે. શ્રીકણ્ઠની ટીકાને ગૂજરાતમાં આવતાં કાંઇક વખત લાગવો જોઇએ તેમ શ્રીકણ્ઠની ટીકા સાથે આ પૂર્તિને મળી જવા માટે એ બે વચ્ચે બહુ લાંબો ગાળો ન હોવો જોઇએ એ જોતાં ૧૩ મા અને ૧૭મા શતકની મધ્યમાં એટલે ઇ. સ.ના ૧૫મા શતકમાં નારાયણ થયા હોય એમ અનુમાન થાય છે. ૧૩મા શતકમાં બંગાળામાં લખાયેલી વાગ્ભટની ટીકાનો ૧૫મા શતકમાં ગૂજરાતમાં અભ્યાસ થયો હતો એ આપણે

ઉપર જોયું છે. તેજ રીતે વૃન્દ માધવની ટીકાનો એજ સમયમાં અભ્યાસ થતો હોય અને તેમાં જણાતી ઉણપ પૂરવાનો કોઇએ પ્રયાસ કર્યો હોય તો એ સંભવિત છે. આ નારાયણ નાગર હોવાથી ગૂજરાતી હોવા જોઇએ એમ અનુમાન છે. સંસ્કૃત વૈદક ગ્રંથોની આટલી બધી ટીકાઓ છે તેમાંથી કોઈ ગૂજરાતમાં લખાયેલી નથી, માટે આ ટીકા પૂર્તિ કરનાર નારાયણનું ગૂજરાતના વૈદક સાહિત્યમાં ખાસ સ્થાન છે.

**શાર્ઙ્ગધર-૧૫ મું શતક**—ત્રિશતીના કર્તા દેવરાજના પુત્ર શાર્ઙ્ગધર પણ આજ શતકમાં થયા હોય એમ લાગે છે. કારણકે ત્રિશતીના પ્રકાશક વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્યે પાસે સંવત્ ૧૬૮૬ (ઇ. સ. ૧૬૩૦) માં લખાયેલી ત્રિશતીની એક હસ્તલિખિત પ્રત હતી. એટલે ૧૭ મા શતકની શરૂઆત પ્હેલાંનો આ ગ્રન્થ હોવો જોઇએ. પણ ૧૬ મા શતકમાં મહાન્ અકબરના રાજ્યકાળમાં થઇ ગયેલા ભાવમિશ્રે પોતાના ભાવપ્રકાશમાં આ ગ્રન્થ-માંથી કેટલાક ઉતારા કર્યા છે. માટે આ ગ્રન્થકાર ભાવમિશ્ર પ્હેલાના છે. ભાવમિશ્રપર્યંત આ ન્હાના ગ્રન્થને પ્હોંચવા માટે અને એ મ્હોટા ગ્રન્થમાં સ્થાન પામવા જેટલી પ્રતિષ્ઠા પ્રાપ્ત કરવા માટે કાંઇક વખત લાગવો જોઇએ. એ જોતાં આ શાર્ઙ્ગધર ૧૬ મા શતકથી પ્રાચીન હોવા જોઇએ. આ શાર્ઙ્ગધર પ્રખ્યાત શાર્ઙ્ગધર સંહિતાના કર્તા દામોદરના પુત્ર શાર્ઙ્ગધરથી જુદા છે, એ તો એ બેયના પિતાના નામ ઉપરથીજ જણાય છે. બેય શાર્ઙ્ગધરોએ અમુક રોગો ઉપર અફીણ અને રસો વાપર્યા છે. માટે બેય ૧૩ મા શતકથી અર્વાચીન હોવા જોઇએ.

સંહિતાકાર શાર્ઙ્ગધર ૧૪ મા શતકમાં થઇ ગયા છે, એ નિશ્ચિત છે. હવે ત્રિશતીકાર શાર્ઙ્ગધરે સન્નિપાતોનું જે વર્ણન કર્યું છે, એ ઉપરથી એઓ સંહિતાકારથી અર્વાચીન કાળમાં એટલે ૧૫ મા શતકમાં થયા હોય એમ અનુમાન થાય છે. આ શાર્ઙ્ગધરે ગ્રન્થાન્તે પોતાની નીચે પ્રમાણે ઓળખાણ આપી છે:—

सुधीरभूत्संसदि भूपतीनां ।
सन्मानभाक् नागरवंशजन्मा ॥
दोषज्ञमान्यः सुकविः कलावान् ।
दयानिधानं भुवि देवराजः ॥
तस्यात्मजः शार्ङ्गधरस्त्रिलोकी ।
पतिं त्रिनेत्रं त्रिपुरां च शश्वत् ॥
ध्यायन्निमां वैद्यमुदे त्रिदोष ।
ज्वरच्छिदे च त्रिशतीं चकार ॥

इति श्रीमद्यतिवरवैकुण्ठाश्रमश्रीचरणशिष्येण राउलशार्ङ्गधरेण कृता त्रिशती संपूर्णा ॥

આ અન્તિમોક્તિથી નીચેની હકીકત માલુમ પડે છે કે શાર્ઙ્ગધર યતિવર વૈકુણ્ઠાશ્રમના શિષ્ય હતા અને શિવ પાર્વતીના ભક્ત રાવળ કુળના નાગર હતા. નાગર હોવાથી ગુજરાતી હશે એમ અનુમાન થાય છે. આ નાગર વૈદ્યે પોતે નવા રચેલા ૩૨૮ શ્લોકોમાં જ્વરની નિદાન સહિત ચિકિત્સા લખી છે. જ્વરના દરેક ભેદનાં લક્ષણો જુદાં જુદાં આપ્યાં છે અને ચિકિત્સા પણ જુદી જુદી લખી છે. વળી સન્નિપાત જ્વરના બે જાતના ૧૩, ૧૩ ભેદો આ ગ્રન્થમાં લક્ષણ

સાથે વર્ણવેલા છે અને એ દરેકની જુદી જુદી ચિકિત્સા લખી છે. ભાવમિશ્રે જ્વર પ્રકરણનો ઘણો ભાગ આ ત્રિશતીમાંથી અક્ષરશઃ ઊતારી લીધો છે. વળી ત્રિશતીના શ્લોકો નવા છે, જ્યારે ભાવમિશ્રે સંગ્રહ કર્યો છે. આ નાગર વૈદ્યની કવિતા પણ સારી છે. એ પોતે પણ પોતાના ગ્રન્થનો આદર થવા માટે કવિતા ઊપર કંઇક આધાર રાખે છે—

कवित्वश्रुतिकौतुकात् आद्रियध्वं मनोरमाम्

ગુજરાતમાં આ વખતમાં કવિત્વ શક્તિવાળા અને રાજસભાઓમાં માન ભોગવતા નાગરો વૈદું પણ કરતા એમ આ ગ્રંથકારના કહેવાથી જણાય છે. શાર્ઙ્ગધરના પિતા દેવરાજ પણ સારા વૈદ્ય હતા.

**રણકેશરી.** રણકેશરી નામના બીજા એક નાગર વૈદ્ય જેના સમય નિર્ણય માટે કંઇજ સાધન મળતું નથી તેને વિષે ઉપરના બે નાગરોના અનુસંધાનમાં અહિંજ બોલવું અનુચિત નહિં ગણાય. આ નાગરે ગ્રન્થના આરંભમાં પોતાને વિષે નીચે પ્રમાણે ઉલ્લેખ કર્યો છે.

गणेश्वरं तामपि हंसगामिनीं विरञ्चिनारायणपार्वतीपतिं
धन्वन्तरिं सुश्रुतवाग्भटादीन् प्रणम्य सम्यक्परमप्रमोदात्
ततः परं समुद्धृत्य सुश्रुतादपि वाग्भटात्
हारीतादग्निवेशाच्च करिष्ये योगदीपिकाम्
नागरान्वयसंभूतो सुवैद्यो रणकेशरी
विलोक्यानेकतंत्राणि पण्डितो वदति स्फुटम्

આ શ્લોકો ઉપરથી આ રણકેશરી નાગર હતા અને એમણે સુશ્રુત, અગ્નિવેશ, વાગ્ભટ વગેરેના ગ્રન્થોમાથી સમુદ્ધાર કરીને યોગદીપિકા કરી છે એટલી હકીકત મળે છે. આ નાગર વૈદ્યે ત્રિમૂર્તિને પ્રણામ કર્યા છે એટલે એઓ સ્માર્ત હતા એમ અનુમાન થાય છે. યોગદીપિકામાં એક એક બબ્બે શ્લોકોમાં નિદાન અને ત્રણ ત્રણ ચાર ચાર શ્લોકોમાં દરેક રોગની ચિકિત્સા લખી છે. કુલ ૩૯૦ શ્લોકો છે शतानि त्रीणि नवतिः कृतेयं योगदीपिका રોગના નિદાનના શ્લોકો માધવનિદાનમાંથી ઉતાર્યા છે. ચિકિત્સાના કેટલાક શ્લોકો નવા છે. ઉપર ગણાવ્યા છે તે સિવાય બીજા કોઇ ગ્રંથકારનું નામ અંદર આવતું નથી. બીજા ગ્રંથોમાંથી કાળસૂચક ઉતારાઓ પણ નથી. ગ્રંથમાં રસ ચિકિત્સા બીલકુલ નથી. અફીણ પણ નથી દેખાતું, માત્ર ઔષધચિકિત્સાજ છે. આ ઉપરથી તો ગ્રન્થ ૧૩ મા શતક પ્હેલાંનો ઠરે; પણ માત્ર આ મૌન ન્યાય–Argumentum ex silentii ઉપરથીજ સમયનો ખરો નિર્ણય ન થઇ શકે કેમકે આવા ન્હાના ગ્રન્થમાં તો જાણી કરીને પણ રસ ચિકિત્સા ન લખી હોય એમ સંભવે; તેમ પૂર્વકાલિન ગ્રન્થમાં અમુક વસ્તુ હોય અને પશ્ચાત્કાલિન ગ્રંથમાં એ ન હોય એવા ઘણા દાખલાઓ છે.

૧૫ મા શતકમાં નાગરોએ વૈદામાં ઘણી પ્રવૃત્તિ કરી છે તથા ૧૪ મા શતક પછી આવા ન્હાના યોગ સંગ્રહો વધારે થયા છે. એ સામ્ય ઉપરથી નાગર વૈદ્ય રણકેશરીને અહિં મુકયા છે, આ યોગદીપિકાની એક હસ્તલિખિત પ્રત વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્ય પાસે છે.

ઇ. સ. નું ૧૬ મું શતક પણ તદ્દન સૂનું નથી. ગંગાધર યતીંદ્રની લખેલી યોગ રત્નમાળાની અમદાવાદમાં લખાયેલી એક પ્રતમાં સંવત્ ૧૬૩૦ (ઇ. સ. ૧૫૭૪) ની સાલ લખેલી છે. એ પ્રમાણે ઇન્ડીયા આફીસની લાઇબ્રેરીના કેટલોગમાં નોંધ છે. આ ગ્રન્થ છપાયો નથી તેમ એ કેટલોગની નોંધ ઉપરથી ગંગાધર યતીંદ્ર કયાંના હતા તથા કયારે થઇ ગયા એ બાબત કાંઇ પત્તો લાગતો નથી. પણ ઇ. સ. ૧૭૫૪માં વૈદાનો એક ગ્રન્થ ઉતારવામાં આવ્યો હતો એ તો નિ:સંદેહ. મને તો એ નોંધ ઉપરથી એ સાલ ગ્રન્થ ઉતાર્યાની નહિં પણ રચાયાની લાગે છે પણ એ ચોક્કસ કહી શકાય નહિ માટે એને હું અહિં ગણતો નથી.

**કલ્યાણ ઇ. સ. ૧૬મું શતક.**

ઉપરની સાલ પછી ૧૪ વર્ષે સંવત્ ૧૬૪૪ (ઇ. સ. ૧૫૮૮)માં એક બાલતંત્ર નામનો ગ્રંથ રચાયો છે જેના કર્તાના દેશકાળ માટે શંકાનું કાંઇ કારણ નથી. આ બાલતંત્રના કર્તા કલ્યાણ વૈદ્ય ગ્રથાન્તે પોતાનો પરિચય નીચેના શ્લોકોમાં આપે છે—

अहिछत्रान्वये जातः पंडितैकशिरोमणिः ।
रामचंद्रार्चनरतो रामदासः सतां प्रियः ॥
विद्वज्जनाल्हादकरो मनस्वी महीधरः सर्वजनाभिवंद्यः ।
लक्ष्मीनृसिंहाघ्रिसरोजभृंगस्तदात्मजो ऽभूद्विदितागमार्थः ॥
कल्याण इत्युद्गतनामधेयस्तदात्मजो ग्रंथवरान्विलोक्य ।
परोपकाराय बबंध तंत्रं सतां समालोकनयोग्यमेतत ॥
युगवेदरसाकारमिते वर्षे नभे रवौ ।
पूर्णिमायां चकारेदं लिलेख च शिवालये ॥

આ શ્લોકમાંથી નીચેની હકીકત મળે છે.—"આ ગ્રંથના કર્તા કલ્યાણના પિતાનું નામ મહીધર હતું અને એઓ લક્ષ્મીનૃસિંહના ઉપાસક તથા વેદોનો અર્થ જાણનાર હતા. એમના પિતાનું નામ રામદાસ હતું. અને એઓ રામચંદ્રના ભક્ત હતા" છેલ્લા શ્લોકમાં ગ્રંથ રચ્યાની સાલ આપી છે એટલે આ ગ્રંથકારના સમય માટે તો કોઇ જાતની શંકા રહેતી નથી. ખેમરાજ શ્રી કૃષ્ણદાસ તરફથી છપાયેલા બાળતંત્રમાં અહિક્ષેત્ર શબ્દ છે પણ એ ભૂલ છે. અહિછત્ર જોઇએ કારણકે આ કલ્યાણના પિતા મહીધરે અન્યત્ર અહિછત્રજ લખેલ છે. આ મહીધરાચાર્યે કાશીમાં રહીને અનેક ગ્રંથો લખ્યાં છે. શુકલ યજુર્વેદનું વેદદીપ નામનું ભાષ્ય લખનાર એક મહીધર પ્રસિદ્ધ છે તે અને આ કલ્યાણના પિતા મહીધર એક કે ભિન્ન ભિન્ન એ ચોક્કસ કહેવાતું નથી; પણ મંત્ર મહોદધિ વગેરેના કર્તા મહીધર અને આ કલ્યાણના પિતા મહીધર તે તો એકજ પુરુષ એમ મંત્ર મહોદધિના અન્તમાં લખેલા શ્લોકોથી ચોક્કસ જણાય છે.

अहिछत्रो द्विजछत्रो वत्सगोत्रसमुद्भवः
आसीद्रत्नाकरो नाम विद्वान्ख्यातो धरातले
तत्तनुजो राममक्तः .... .... .... ....

महीधर स्तदुत्पन्नः संसारासारतां विदन्
निजदेशं परित्यज्य गतो वाराणसीं पुरीं
सेवमानो नरहरिं तत्र ग्रन्थ मिमं व्यधात्
कल्याणाभिधपुत्रेण तथान्यैर्द्विजसत्तमैः
संप्रार्थितः स्वमस्यासौ नाम्ना मंत्रमहोदधिः
अब्दे विक्रमतो जाते वेदबाणनृपैर्मिते
ज्येष्ठाष्टम्यां शिवस्याग्रे पूर्णो मन्त्रमहोदधिः

આ શ્લોકોથી કલ્યાણના કથનને ટેકો મળે છે કે મહીધર નૃસિંહના ઉપાસક હતા તથા એના પિતા રામભક્ત હતા તે ઉપરાંત મહીધર ભટ્ટ જાતે જ સ્વદેશ છોડીને કાશીએ આવેલા એટલી નવી હકીકત મળી છે. મહીધરે ૧૬૪૫ માં મંત્ર મહોદધિ પૂરો કર્યો અને એ ગ્રંથ લખવાની પ્રેરણા કરનાર પુત્ર કલ્યાણે ૧૬૪૪માં બાલતંત્ર પુરું કર્યું. આ રીતે પિતા પુત્ર બન્ને એકજ સમયે સાહિત્યસેવા કરતા હતા. બન્નેએ પોતાના ગ્રંથો શિવાલયમાંજ લખ્યા છે. આ મહીધરના પૌત્રના પૌત્ર તર્કવાગીશ ભટ્ટાચાર્ય કવિ વેણીદત્તે ⅴ૦ સ૦ ૧૭૧૮માં રસતરંગિણીની રસિક રંજની નામની ટીકા લખી છે તથા અલંકાર ચંદ્રોદય નામનો અલંકારનો ગ્રંથ લખ્યો છે. એ ગ્રંથના અંતમાં આપેલી વંશાવળીમાંથી નીચે પ્રમાણે મહીધરની પુત્ર પરંપરા મળે છે. મહીધરના પુત્ર કલ્યાણ તેના પુત્ર આનંદરામ તેના પુત્ર લક્ષ્મણ તેના પુત્ર વીરેશ્વર અને તેના પુત્ર વેણીદત્ત. આ વેણીદત્ત પણ પોતાને વત્સગોત્રી અહિચ્છત્ર કહે છે. એ કાળમાં અનેક બ્રાહ્મણો સ્વદેશ છોડી મોક્ષની કે વિદ્યાની ઇચ્છાથી કાશીએ જતા અને પછી ત્યાંજ સ્થાયી રહી જતા તેમ મહીધર ભટ્ટ કાશીએ ગયા અને ત્યાંજ સ્થિર થઇ ગયા. પણ એમનો સ્વદેશ કીયો? એમણે પોતે કાંઇ લખ્યું નથી. પણ કાઠિયાવાડ ગુજરાતમાં વસતા પ્રશ્નોર. નાગર બ્રાહ્મણો હાલમાં પોતાને અહિચ્છત્ર કહેવરાવે છે. એજ રીતે ૫૦ વર્ષ પહેલાંના પ્રશ્નોરાઓ કહેવરાવતા અને ઇ. સ. ૧૭૩૮માં ગૂજરાતીમાં ગરબો લખનાર બાલના લાલજી પ્રશ્નોરા પોતાને અહિચ્છત્ર કહે છે. 'અહિચ્છત્રા ઉજળી નાત' એ રીતે એ પોતાની નાત કહે છે. જો ઇ. સ. ૧૭૩૮માં પ્રશ્નોરા પોતાને અહિચ્છત્ર કહેતા હોય તો તે પહેલાં ૨૦ વર્ષેજ પોતાને અહિચ્છત્ર કહેનાર વેણીદત્ત પ્રશ્નોરા ન હોય તો કોણ હોય? બાલમાંજ નારાયણેશ્વર નામના મહાદેવના મંદીરના લેખમાં પ્રશ્નોરા માટે અહિચ્છત્ર શબ્દ વાપર્યો છે. ભૂતકાળના પ્રશ્નોરા પોતાને મોટે ભાગે અહિચ્છત્ર કહે છે અને હિંદુસ્થાનમાં બીજી કોઇ નાતનું અહિચ્છત્ર નામ પ્રસિદ્ધ નથી. માટે આ વેણીદત્ત અને તેના વૃદ્ધ પ્રપિતામહ મહીધર ભટ્ટ પ્રશ્નોરા હતા એ નિઃસંશય. પ્રશ્નોરાની વસ્તી કાઠિયાવાડ ગૂજરાતમાં વધારે છે અને જયપુર વગેરે સ્થળે જે પ્રશ્નોરાઓ હાલમાં વસે છે તેઓ ૨૦૦ વર્ષ પહેલાં ગૂજરાતમાંથીજ ગયા છે. એજ રીતે કાશીએ પણ ગૂજરાતમાંથીજ ગયેલા. વળી આ વેણીદત્ત અને મહીધર માટે જુનાગઢ જામનગરના વત્સગોત્રના પ્રશ્નોરામાં એવી દંતકથા ચાલે છે કે એ મહીધર એમના પૂર્વજ હતા અને જુનેગઢથીજ કાશીએ ગયા હતા. આ મહીધરનો વેણીદત્ત સુધી દેખાતો વેલો હાલ નષ્ટ થઈ ગયો છે અને કાશીમાં જે એકજ

છે તો મહીધરના પુત્ર કલ્યાણને પણ આપણે ગુજરાતી ગણી શકીએ. કલ્યાણ વૈદ્યે બાલતંત્રમાં બાળકોના રોગો તથા એની ચિકિત્સા લખી છે. સુશ્રુતમાં બાળકોના રોગોમાં ગ્રહ બાધાઓ વધારે છે અને કલ્યાણે પણ એનોજ વિસ્તાર વધારે કર્યો છે. ગ્રહ બાધાની ચિકિત્સામાં સુશ્રુતમાં ન લખેલી શાંતિઓ લખી છે અને એ પ્રસંગે મંત્રમહોદધિ લખનારના પુત્રે મંત્રશાસ્ત્રનો તથા જ્યોતિષનો ઘણો પરિચય પ્રગટ કર્યો છે. ગ્રહ બાધાઓ ઉપરાંત ઝાડા, અર્શ, ઉદરરોગ વગેરે બાળકોના રોગોનું પણ વર્ણન કર્યું છે. માત્ર બાળકોનીજ ચિકિત્સાના જુદા ગ્રંથો સંસ્કૃતમાં બે ચારજ છે અને તેમાં આ ગૂજરાતીનો લખેલો ગ્રંથ મુખ્ય છે. એ વિષયનો એ એકજ ગ્રંથ છપાયો છે. પ્રશ્નોરાઓ હાલમાં ઘણે ભાગે વૈદું કરે છે અને પોતે વૈદ્યનીજ નાત હોય એવો દાવો કરે છે પણ પ્રશ્નોરાનો લખેલો વૈદ્યનો આ એકજ ગ્રંથ મને મળ્યો છે.

ગૂજરાતમાં વૈદ્યક સાહિત્યની પ્રવૃત્તિ ૧૨ મા અને ૧૩ મા સૈકામાં જોરથી શરૂ થઇ હતી. ૧૪ મા ૧૫ માં અને ૧૬ મા સૈકામાં એ પ્રવૃત્તિ મંદ મંદ ચાલતી હતી તે ૧૭ મા સૈકામાં વળી પ્રજ્વળી ઉઠે છે. ૧૬ મા શતકના અન્તમાં જેમ ખાસ

**દેવેશ્વર ૧૭ મું શતક**

બાલવિષયક બાલતંત્ર રચાયું છે તેમ એજ અરસામાં કે એ પછી થોડે વખતે ૧૭ મા સૈકાના આરંભમાં ખાસ સ્ત્રીવિષયક સ્ત્રીવિલાસ નામનો ગ્રન્થ લખાયો છે. માત્ર સ્ત્રૈણ વિષયોનેજ ચર્ચનારાં વૈદ્યનાં પુસ્તકો સંસ્કૃત સાહિત્યમાં ગણ્યાગાંઠયાંજ છે. એટલે આ સ્ત્રી વિલાસનું ખાસ સ્થાન છે. એ ગ્રન્થના કર્તા દેવેશ્વરે વૈદ્યના ગ્રન્થોમાંથી, કામશાસ્ત્રના ગ્રન્થોમાંથી અને તાંત્રિક ગ્રન્થોમાંથી સ્ત્રીઓને લગતો વિષય એકઠો કરીને આ ગ્રન્થ રચ્યો છે. આ ગ્રન્થની એક હસ્તલિખિત પ્રત ડેક્કન કોલેજની લાઇબ્રેરીમાં છે. આ ગ્રન્થમાં કુલ સાત તરંગો છે. પ્રદર, મૂઢગર્ભ વગેરે સ્ત્રીઓનાં દરદો અને વાજીકરણ વગેરે વિષયો એ જમાનાના પ્રમાણમાં ઠીક ચર્ચેલા છે. કેટલાક પ્રયોગો તો તદ્દન નવા છે. પ્રત્યેક તરંગના અન્તમાં આ ગ્રન્થના કર્તાએ પોતાનો પરિચય નીચે પ્રમાણે આપ્યો છે. इति श्री गौडज्ञातीय मुरारि सूनु उपाध्याय देवेश्वर कृते स्त्रीविलासे આ અન્ત વાક્ય ઉપરથી દેવેશ્વર જ્ઞાતે શ્રીગોડ અને મુરારિના પુત્ર હતા એટલી હકીકત મળે છે. શ્રીગોડ હોવાથી ગૂજરાતી હશે એમ અનુમાન થાય છે અને મૂઢગર્ભ માટે છોડ जातिपत्री માટે જાવંત્રી વગેરે ગૂજરાતી શબ્દોના ઉપયોગથી એમના ગૂજરાતીપણાની ખાત્રી થાય છે. ગ્રન્થાન્તે કાંઇ સાલ લખી નથી. પ્રત લખાયાની પણ સાલ નથી. એટલે ગ્રન્થકારના સમય માટે સાક્ષાત્ પ્રમાણ મળતું નથી. ગ્રન્થના આરંભમાં સુશ્રુત, વાગભટ્ટ, અત્રિ, ચરક, ઉડ્ડીશતંત્ર, પુરુહૂત જાળ (ઇંદ્રજાળ) યોગિનીમત, વૃંદ, બંગ, રસાર્ણવ અને ચક્ર એટલા ગ્રંથકારો કે ગ્રન્થોનું સ્મરણ કર્યું છે. એ ઉપરથી ૧૩ મા શતકથી પ્રાચીન નથી એમ નિશ્ચય થાય છે. કેટલાક પ્રયોગો રસ રત્નસમુચ્ચયમાંથી લીધેલા છે અને અફીણનો તથા રસોનો બ્હોળો ઉપયોગ કર્યો છે માટે ૧૪ મા શતકથી અર્વાચીન છે. પણ ૧૪ મા ૧૫ મા શતક જેટલી પ્રાચીનતા આ ગ્રન્થ માટે મનાવી કઠણ છે, કારણ કે એમાં ગૂજરાતી શબ્દો પુષ્કળ વપરાયા છે. મૂઢ ગર્ભ માટે હાલમાં કાઠિયાવાડમાં છોડ શબ્દ વપરાય છે. એ શબ્દ ૧૭ મા શતકના અન્ત ભાગના એક ગૂજરાતી વૈદ્યક ગ્રંથમાં વાપરેલો દેખાય છે. પણ સંસ્કૃત વૈદ્યક ગ્રંથોમાં વપરાયો દેખાતો નથી. એ એકજ શબ્દથી આ ગ્રન્થ ૧૭ મા શતકથી પ્રાચીન નહિં હોય એમ જણાય છે. ૧૬ મા શતકના

બાલતંત્ર, ભાવપ્રકાશ વગેરે ગ્રંથોમાં આ વિષયનું કંઇક કંઇક વર્ણન છે છતાં આ શ્રીવિલાસનો પરિચય દેખાતો નથી. એ ઉપરથી પણ ઉપરના અનુમાનને ટેકો મળે છે. આજ ગ્રન્થકારના રસેંદ્રરત્નકોષ નામના બીજા ગ્રન્થની એક હસ્તલિખિત પ્રત બુંદીના રાજવૈદ્ય પાસે છે.

**ઉપાધ્યાય માધવ ૧૭ મું શતક.**

આયુર્વેદ પ્રકાશના તથા બૃહત્પાકાવાલના કર્તા ઉપાધ્યાય માધવ પણ આ ૧૭ મા શતકમાંજ થઇ ગયા હોય એમ અનુમાન થાય છે. આયુર્વેદ પ્રકાશ આયુર્વેદ ગ્રંથમાળાના સંપાદક રા. રા જાદવજી ત્રિકમજી આચાર્ય તરફથી છપાઇ ગયો છે અને બીજો ગ્રંથ હજી છપાયો નથી. સંસ્કૃત સાહિત્યના જુદા જુદા પ્રદેશમાં પ્રવૃત્તિ કરનારા માધવ નામના ઘણા પુરુષો ભૂતકાળમાં થઇ ગયા છે, અને નામના ઐક્યથી ઘણો ગોટાળો થયો છે. આ ઉપાધ્યાય માધવ નિદાનકાર ઇન્દુકરના પુત્ર માધવકરથી તથા વેદનાં ભાષ્યો રચનાર સમર્થ માધવાચાર્યથી ભિન્ન અને આધુનિક છે. વેદ ભાષ્ય રચનાર માધવાચાર્ય અને નિદાનકાર માધવ એકજ છે એમ હજી ઘણા વૈદ્યો માને છે. પણ વેદોનાં ભાષ્યો લખનાર માધવાચાર્ય વિજયનગરના મહારાજા પ્હેલા વીરબુક્ક (ઇ. સ. ૧૩૫૪ થી ૧૩૭૧) ના પ્રધાન હતા એમ એમણે પોતેજ લખ્યું છે. આ ઉપરથી એઓ ૧૪ મા શતકમાં દક્ષિણમાં થઇ ગયા છે એમ નિશ્ચય થાય છે.

જ્યારે નિદાનકાર માધવકર બંગાળામાં ઇ. સ. ૮૦૦ પ્હેલાં થઇ ગયા છે એટલે આ બે માધવ વચ્ચે દેશકાળનું જબરૂં અંતર છે, અને આ ઉપાધ્યાય માધવ તો સૌરાષ્ટ્ર દેશમાં ૧૬ મા શતક પછી થયા છે. सौराष्ट्रदेशोद्भव એમ એમણે પોતેજ લખ્યું છે અને ભાવપ્રકાશ વગેરે ૧૬ મા શતકના ગ્રન્થોમાંથી એમણે નામ સાથે ઉદાહરણો આપ્યાં છે એટલે એમના દેશકાળ માટે કાંઇ શંકા રહેતી નથી. છતાં આફ્રેટના કેટેલોગસ કેટેલોગરમમાં માધવ નામ નીચે રૂગ્વિનિશ્ચય (નિદાન) અને આયુર્વેદ પ્રકાશ બેય ગ્રન્થોનાં નામો છે. પ્રસ્તુત ગ્રંથકાર ઉપાધ્યાય માધવ સારસ્વત બ્રાહ્મણ હતા અને કાશીએ જઇને રહેલા એમ એમણે પોતેજ લખ્યું છે. इति श्री सौराष्ट्रदेशोद्भवसारस्वतकुलावतंसकाशीनिवासीउपाध्यायमाधवविरचित आयुर्वेदप्रकाशे.

આયુર્વેદ પ્રકાશમાં માધવે રસના સંસ્કારો, ધાતુઓ, ઉપધાતુઓ, મહારસો, મણિઓ વગેરેનાં શોધન મારણ તથા વિષ, ઉપવિષનાં જાતિ લક્ષણ અને પરિહારો વગેરે રસશાસ્ત્રના સર્વ વિષયો સ્પષ્ટતાથી વર્ણવ્યાં છે. એ પરંપરામાં આ ગ્રન્થ છેલ્લો હોવાથી એમાં ઘણા ગ્રન્થોનો સાર પાછળથી થયેલા સુધારા વધારા સાથે ખેંચાઇ આવ્યો છે. ઉપાધ્યાય માધવમાં બીજાથી વિલક્ષણ એક ખાસ ખૂબી છે. જૂના કાળના ઘણા ગ્રન્થકારોએ પોતાથી પૂર્વ કાલિન ગ્રંથોમાંથી અક્ષરશઃ ઉતારાઓ કરીનેજ આખા ગ્રંથો રચ્યા છે, છતાં એ લોકો ક્યાંય મૂળની સૂચના કરતા નથી. જ્યારે ઉપાધ્યાય માધવે ગ્રન્થકારનાં કે ગ્રન્થનાં સ્પષ્ટ સૂચન સાથે ઉતારાઓ કર્યા છે. આ રીતે માધવે, રસ પદ્ધતિ, વાગ્ભટ, રસરત્નાકર (નિત્યનાથ રચિત) ભાસ્કર, રસ ચિન્તામણી, મહેશ્વર, રસાર્ણવ તંત્ર, બૃહદ્વશિષ્ટ પુરાણ, રસરાજ લક્ષ્મી, શાર્ઙ્ગધર ત્રિવિક્રમ, સિદ્ધ લક્ષ્મીશ્વરતંત્ર, ભગવદ્ગોવિન્દપાદ, રસચિન્તામણી, આત્રેય, રસમંજરી, વાર્તિકકાર, ભાવપ્રકાશ, લઘુ યોગતરંગિણી, રાજનિઘંટુ, રામરાજ, ભાલુકિ, હારીત અગ્નિવેશ, વિષ્ણુધર્મોત્તરપુરાણ, ગૌરીમત એટલાં નામો લખ્યાં છે.

૧૭ મા શતકના વૈદક સંસ્કૃત ગ્રંથો લખનારાઓએ શ્લોકોમાં ગૂજરાતી શબ્દો વાપર્યા છે, એમ ઉપર દેવેશ્વરના પ્રસંગમાં કહ્યું છે. આ ઉપાધ્યાય માધવે પણ ગૂજરાતી

શબ્દો વાપર્યાં છે. એણે લખેલો વીંછીનું વિષ ઉતારવાનો એક ગુજરાતી મંત્ર નમૂના તરીકે જોવા જેવો છે.—

ૐ કાલો વિંછુ કતરીયાલો સોનાની ચાંચે રુપાનો પન્નોરો બિછુ ઉતરે તો કિનારૂ નતો ગરૂડ મો હંકારૂં. આવેગો મોર ખાવેગો તોડ બિંછૂ વિનરે તો હાક હલોલા કરે મેરી ભક્તિ ગુરૂકી શક્તિ પુરો મંત્ર ઇશ્વરોવાચ. ”

આજ શતકમાં ગૂજરાતી ભાષામાં લખાયલો એક વૈદાનો ગ્રન્થ મળ્યો છે. અંચળગચ્છની એક શાખાના આચાર્ય જ્ઞાનશેખરના શિષ્ય નયનશેખર નામના એક જૈને સંવત્ ૧૭૩૬ (ઇ. સ. ૧૬૮૦) માં યોગરત્નાકર નામનો ગ્રંથ લખ્યો છે. ગ્રંથકારે ગ્રન્થાન્તે પોતાની હકીકત નીચેના શબ્દોમાં લખી છેઃ—

**નયનશેખર**
**ઇ. સ. ૧૬૮૦.**

છુટક યોગ હતા તે ઠવ્યા ચોપાઇ માંહે કીધા સામટા
ચૂચૂઆ ગુરના મુખથી સાંભળી તેહની ચોપાઇ કીધી
સંવત્ સત્તર છત્રસો જાણુ ઉત્તમ શ્રાવણ માસ વખાણુ
શુકલપક્ષ તિથિ તૃતીયાવલી બુધવાર શુભ વેળા ભલી
શ્રી અંચલ ગચ્છ ગીરૂઆ ગચ્છપતિ મહામુનીશ્વર મોટા યતિ
શ્રી અમરસાગર સૂરીશ્વર જાણુ ઉત્તમ શ્રાવણ માસ વખાણુ
યુગ પ્રધાન બિરૂદ જેહને રાયરાણા માને તેહનઇ
તાસ તણી પખી શાખા ઘણી એ કરમાંહે આધેકી ભણી
તે શાખામાંહે અતિભલિ પાલી તણુ શાખા ગુણનીલી
પાલિતાચાર્ય હોય તે હુઆ ગચ્છપતિ જે ગુણગેહ
અનુક્રમે તેહને પાટે જાણુ શ્રી પુણ્ય તિલક સૂરીસ વખાણુ
તેહને સોલમઇ પાટેજાણુ સુમતિ શેખર વાચક ગુણધાર
તાસ શિષ્ય છે વાચક પદે સૌભાગ્યશેખર પુણ્યવંદરિદે
તાસ ચરણાંબુજ સેવે જેહ જ્ઞાનશેખર વાચક ગુણગેહ
સતાવીસ ગુણે અભિરામ જ્ઞાનશેખર વાચક પ્રધાન
તે સહી ગુરૂનો લહીપસાય હીયડે સમરી સરસ્વતીમાય
યોગરત્નાકર નામ ચોપાઇ નયણુશેખર મુની પ્રણુપર કહી
ઉછો અધિકો અક્ષર જેહ પંડિત હાસ્ય મ કરજો તેહ

ઇ. સ. ના ૧૭ મા સૈકાની ભાષાના નમૂના તરીકે આ લાંબો ઉતારો કર્યો છે. આ ગ્રન્થ સામાન્ય સાહિત્યનો નહિં પણ વૈદાનો હોવાથી એ વખતની ભાષામાં જળવાઇ રહ્યો હોય એ સંભવિત છે.

આ યોગ રત્નાકર મોટો ગ્રંથ છે. એમાં વૈદાના સર્વ વિષયો સમાવ્યા છે. વળી આ ગ્રંથકાર જૈન હોવાથી જૈન વૈદાંમાં પ્રચલિત ઘણા નવા પ્રયોગો એણે લખ્યા છે તેમજ હકીમોમાં પ્રચલિત યુનાની દવાઓનો પણ એણે સંગ્રહ કર્યો છે.

હિતોપદેશના કર્તા શ્રીકણ્ઠ, રસાવતારના કર્તા માણિક્ય દેવ, યોગચિંતામણિના કર્તા હર્ષકીર્તિસૂરિ વગેરે અનેક જૈનોએ વૈદાના સંસ્કૃત ગ્રન્થો લખ્યા છે. જેમાંના કેટલાએક

તા છપાઇ ગયા છે. પણ જૈનો ગૂજરાતની બ્હાર ઘણે સ્થળે રહેતા અને રહે છે એટલે જૈન હોય એ ઉપરથી એના દેશ માટે કાંઇ અનુમાન ન નીકળે, વળી ઘણા જૈનોએ ગૂજરાતી ભાષામાં નાના મોટા વૈદ્યના ગ્રન્થો લખ્યા હશે પણ એનું અસ્તિત્વ મને જણાયું નથી, મને જૈનોનો લખેલો ગૂજરાતી ભાષાનો ઉપર કહેલો યોગરત્નાકર નામનો એકજ ગ્રન્થ મળ્યો છે. જોકે ગ્રન્થકાર પોતે " ગ્રંથ સમુદ્ર અછેપાર, તેહતણો નવિ લીજેપાર, તેહ ગ્રંથ થકી ઉધરી પ્રાકૃત ભાષા ચોપાઇ કરી." એ રીતે પોતે કાંઇ નવું નથી કર્યું એમ કહે છે પણ એ યોગ રત્નાકર એ વિષયના ગૂજરાતી જૈન સાહિત્યનો બેશક ઉત્તમ નમૂનો છે. આ ગ્રન્થની એક હસ્તલિખિત પ્રત વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્ય પાસે છે. જૈનોની વૈદક પદ્ધતિ જેને જોવી હોય તેણે જોવા જેવો આ ગ્રંથ છે.

**જૈન ગોરજી મોતીચંદ**

ઉપર કહેલા ગુજરાતના જૈને જેમ વૈદ્યનો ગૂજરાતી ગ્રંથ લખ્યો છે તેમ કચ્છના જૈન ગોરજી મોતીચંદે વૈદ્યમંજરી નામનો એક સંસ્કૃત ગ્રંથ લખ્યો છે, જેમાં મરકીનો ઉપાય લખ્યો છે એમ ઇ. સ. ૧૯૦૮ ના એક વૈદ્યકલ્પતરૂમાં નોંધ કરેલી છે. આ ગ્રંથ છપાયો નથી. મેં જોયો પણ નથી. એ ક્યારે લખાયો એ માટે અનુમાન કરવાનું કાંઇ સાધન નથી.

**માધવ**

સંસ્કૃતમાં ગૂજરાતીને હાથે લખાયેલા યોગસમુચ્ચય નામના એક ન્હાના વૈદકગ્રંથની એક ત્રુટિત હસ્તલિખિત પ્રત રા. રા. તનસુખરામ મનસુખરામ ત્રિપાઠી પાસે છે. એ લેખના લેખક માધવ પોતેજ કહે છે તેમ સુશ્રુતમાંથી યોગસમુચ્ચયમાંથી, ત્રિમલ્લશાસ્ત્રમાંથી, બોપદેવમાંથી અને શાર્ઙ્ગશાસ્ત્ર-માંથી, યોગસમુચ્ચયમાં સંગ્રહ કરેલો છે. અને ત્રિમલ્લ પછી થયેલા આ માધવ ૧૭ મા શતકના અંતમાં કે ૧૮મા શતકની શરૂઆતમાં થયા હશે. એઓ વટપત્તનના રહેવાશી ગોપજીતના પૌત્ર અને હરિરામના પુત્ર તથા શ્રીગોડ બ્રાહ્મણ હતા એમ એમણે પોતેજ ગ્રંથારમ્ભે કહ્યું છે. આ માધવના પિતા હરિરામ પણ સારા વૈદ્ય હતા એમ માધવ કહે છે.

૧૮ મું શતક ઇ. સ. ૧૭૦૭ માં ઔરંગઝેબના અન્ત સાથે હિંદુસ્થાનની શાંતિનો પણ અસ્ત થાય છે. ઇ. સ. ના ૧૮ મા શતકના આરંભથીજ ગૂજરાતમાં પણ એવી અંધાધુંધી વ્યાપક થઇ જાય છે કે એ વખતે સાહિત્ય અસંભવિત લાગે છે. ૧૮ મા શતકનોજ ચોક્કસ રીતે કહી શકાય એવો કોઇ વૈદ્યનો ગ્રન્થ મને મળ્યો નથી પણ એ શતકમાંજ કાઠિયાવાડ ગૂજરાતના ઘણાં વૈદ્ય કુટુંબોમાં વૈદ્યનો અવતાર થયો છે. કાઠિયાવાડના પ્રસિદ્ધ મહાપુરુષ ઝંડુ ભટ્ટજીના કુટુંબમાં વૈદ્યનો પ્રવેશ એ શતકના મધ્ય ભાગમાં થયો છે. દિલ્હી તરફથી કોઇ શાહજાદા સાથે આ તરફ આવેલા દિનમણી નામના વૈદે ઝંડુભટ્ટજીના પ્રપિતામહ રણછોડજી ભટ્ટને વૈદું ભણાવ્યું તે દિવસથી આજસુધી એ કુટુંબમાં વૈદું અવિચ્છિન્ન ચાલે છે. એજ રીતે સિદ્ધ ભૈષજ્ય મણિમાળાના કર્તા કૃષ્ણરામ શર્માના પ્રપિતામહ લક્ષ્મીરામ પણ એ વખતના ૧૮ મા શતકના સારા વૈદ્ય હતા. એઓ અમદાવાદના મેવાડા બ્રાહ્મણ હતા અને મહારાજાધિરાજ પ્રતાપસિંહના વખતમાં એઓ જયપુર ગયા તથા ત્યાં સારૂં માન મેળવ્યું. એમના પ્રપૌત્ર કૃષ્ણરામ શર્મા જયપુરની સંસ્કૃત પાઠશાળામાં આયુર્વેદના અધ્યાપક હતા. એમણે ઉપર કહેલો સિદ્ધ ભૈષજ્ય મણિમાળા નામનો ગ્રંથ સંસ્કૃત ભાષામાં લખ્યો છે. ૧૯ મી સદીમાં સંસ્કૃતમાં લખાયેલા વૈદ્યના ગ્રન્થોમાં આ ઉત્તમ છે.

ઇ. સ. ના ૧૯ મા શતકમાં બ્રીટીશ રાજ્ય નીચે ફરી શાંતિ સ્થપાતાં દેશમાં નવી જાગૃતિ આવી છે. ગુજરાતમાં સારા વૈદ્યો ઉત્પન્ન થયા છે અને અનેક નિરનિરાળી વૈદ્યક પ્રવૃત્તિઓ શરૂ થાય છે. આ પ્રવૃત્તિઓ પરંપરાએ સાહિત્યને ઉત્તેજક હોવાથી અહીં ગણાવા યોગ્ય છે.

**વર્તમાનકાળ.**

એ વૈદક પ્રવૃત્તિઓની વિવિધતા અને વિસ્તીર્ણતા જોતાં એ સર્વનું સવિસ્તર અવલોકન અહિં અશક્ય છે. તેમ ૧૯ મા શતકના પાછલા ભાગની પ્રવૃત્તિઓનુ અવલોકન કરવાનો સમય હજી આવ્યો નથી. માટે ગઇ સદીના પ્હેલા ભાગના મને જાણીતા બે ચાર મોટા વૈદ્યોની પ્રવૃત્તિઓ તથા એ સદીના પાછલા ભાગના વૈદ્યોની સાહિત્ય વિષયક સેવાના માત્ર પ્રકારોજ ગણાવી જઇશ. આમાં ઘણા સારા વૈદ્યો રહી જશે, કારણ કે એઓને જાણવાનું કાંઇ સાધન નથી, પણ હું જેને વિષે બે શબ્દો કહેવા માગું છું તેઓ એ વખતના વૈદ્યોમાં પ્હેલા વર્ગના વૈદ્યો હતા. છતાં મારા અજ્ઞાનથી કોઇ અન્યાય મળે તો હું ક્ષમા માગી લઉં છું. જેના કુટુંબમાં જુના કાળમાં સારા વૈદ્યો થયા હોય એઓ જો પોતાના પૂર્વજોની હકીકત બ્હાર પાડે તો મ્હારા જેવાને ક્ષમા માગવાનો પ્રસંગ ન આવે. મુંબાઇમાં અને અન્યત્ર ઘણા લોકો પોતાને જામનગરના વૈદ્ય કહેવરાવવા ખાસ ઇચ્છે છે. અત્યારે જામનગરના વૈદ્યોની સ્થિતિ ગમે તે હોય પણ આવી વાસના જગાડે એવી જામનગરની પ્રતિષ્ઠા જે વૈદ્યોને લીધે બંધાઇ તેને વિષે ટુંકામાં બોલવા ઇચ્છા છે. ૧૯ મી સદીની શરૂઆતમાં ઇ. સ. ૧૮૧૦ થી ૧૮૫૦ સુધીમાં મહારાજા રણમલજામની કારકીર્દીમાં ઝંડુ ભટ્ટજીના પિતા વિઠ્ઠલ ભટ્ટ એક સારા રાજવૈદ્ય ગણાતા. એ વખતે જામનગરમાં બીજા વૈદ્યો હશે પણ આમની કીર્તિ ઘણી હતી. વિઠ્ઠલ ભટ્ટ એ જમાનામાં વિદ્વાન વૈદ્ય ગણાતા. એમના

**વિઠ્ઠલ ભટ્ટની પ્રવૃત્તિ ઇ. સ. ૧૮૧૦થી ૧૮૫૦**

વખતમાં વિદ્વત્તાનું માપ આજના જેટલું ઉંચું નહતું. એ વખતે વૈદકના આટલા ગ્રંથો પ્રકાશમાં નહોતા આવ્યા અને વિદ્યા મેળવવા માટે આટલી સગવડો નહતી. ત્યારે ભાવપ્રકાશ અને શાર્ઙ્ગધર જાણનારા વિદ્વાન ગણાતા. આજે ચરક સુશ્રુત ન જાણનાર વિદ્વાન્ ગણાતો નથી. માટે આજની દષ્ટિથી વિઠ્ઠલ ભટ્ટની વિદ્વત્તા જોવાની નથી. એઓ સારા પૌરાણિક તથા કવિ હતા. એમની રોગ પારખવાની શક્તિ ઘણી વખણાતી. એમની ખ્યાતિ બ્હાર પસરવાથી ઘણા વિદ્યાર્થીઓ બ્હારગામથી વૈદું શીખવા એમની પાસે આવતા. તેમાંથી ચાર વૈદ્યોએ ગઇ સદીના પાછલા ભાગમાં ઘણી પ્રખ્યાતિ મેળવી હતી. વિઠ્ઠલ ભટ્ટજીના પુત્ર કરુણાશંકર ઉર્ફે ઝંડુભટ્ટ જૂનાગઢના પ્રશ્નોરા રૂગનાથજી ઇંદ્રજી, જામનગરના નાગર ગ્રહસ્થ વિજયશંકર ઉર્ફે બાવાભાઇ અચળજી તથા પોરબંદરના પ્રશ્નોરા ગ્રહસ્થ પ્રભુરામ જીવનરામ એ ચારે વિઠ્ઠલભટ્ટજીના શિષ્યો. એમને ગુરૂ પાસેથી કાંઇક એવી પ્રસાદી મળી કે એ ચારેયે વૈદકના પ્રદેશમાં જુદું જુદું કાર્ય કરીને એ વખતને દીપાવ્યો હતો. અને એ વખતમાં એમની પ્રતિષ્ઠા ઘણી હતી.

ઇ. સ. ૧૮૩૧ માં જન્મેલા ઝંડુ ભટ્ટજીએ ૧૬ વર્ષની ઉમ્મરથી પોતાની પરંપરાનો વૈદક ધંધો સ્વીકાર્યો હતો અને એ વખતથી તે ઇ. સ ૧૮૯૮ માં પોતે સ્વર્ગસ્થ થયા ત્યાં સુધી એમણે અથાગ શ્રમ કર્યો અને તનમન ધનનો અનેકધા ભોગ આપ્યો. એમણે ઇ. સ. ૧૮૬૫ માં પદ્ધતિસર દેશી દવાઓ બનાવવા માટે જામનગરમાં રસશાળા સ્થાપી. અત્યારે દવાઓ બનાવવાનાં આ દેશમાં અનેક કારખાનાંઓ છે તેમાં જૂનામાં જૂનું

**ઝંડુભટ્ટજી ઇ. સ. ૧૮૩૧ થી ૧૮૯૮.**

દવાઓ બનાવવાનું કારખાનું આ જામનગરની રસશાળા છે. ઝંડુ ભટ્ટજી જામનગરના મહારાજા વિભા જામના રાજવૈદ્ય હતા; પણ ગરીબોની ચિકિત્સા કરવાનો અપૂર્વ ઉત્સાહ રાખતા. ગરીબોને મફત દવાઓ આપતા એટલુંજ નહિં પણ જરૂર પડે તો ગરીબ દરદીને ખાવાનું પહોંચાડતા અને વારંવાર પોતાને ઘેર રાખીને પથ્ય પળાવી દવા કરતા. વળી ઝંડુ ભટ્ટજીએ પોતાના ન્હાના ભાઇઓને, ભત્રીજાઓને તથા ઘણા પ્રશ્નોરાઓને પોતાની પાસે રાખીને વૈદું શીખવ્યું હતું, એમના ભાંઇઓએ કાઠિયાવાડનાં જુદાં જુદાં રાજ્યોમાં તથા મુંબઇમાં પણ સારી પ્રતિષ્ઠા મેળવી છે.

**બાવાભાઇ અચળજી**
**ઇ. સ. ૧૮૨૪થી ૧૮૯૩.**

વૈદ્યરાજ બાવાભાઇ પણ જામનગરના મહારાજા વિભા જામના રાજવૈદ્ય હતા અને એમણે કાઠિયાવાડ ઉપરાંત કચ્છ, ઉદેપુર વગેરે રાજસ્થાનમાં પણ પ્રખ્યાતિ મેળવી હતી. એમણે એક બે ગ્રંથો લખ્યા છે પણ એ હજી પ્રસિદ્ધ થયા નથી. એમણે પણ રસશાળાને અનુસરી ઇ. સ. ૧૮૭૬ માં રાજકોટમાં રૂદ્ર પ્રાસાદ ઔષધાલય સ્થાપ્યું હતું. એમના પુત્રો હાલમાં જુદે જુદે સ્થળે પ્રતિષ્ઠાપૂર્વક વૈદું કરે છે.

**પ્રભુરામ જીવનરામ**
**ઇ. સ. ૧૮૩૬થી ૧૯૦૨.**

વૈદ્યરાજ પ્રભુરામ જીવનરામે મુંબઇમાં વૈદામાં સારી ખ્યાતિ મેળવી અને પછી આયુર્વેદનો પદ્ધતિસર અભ્યાસ વધે એવી ઇચ્છાથી મુંબઇમાં એક આયુર્વેદ વિદ્યાલયની સ્થાપના કરી. એ વિદ્યાલયસાથે એક ઇસ્પિતાલ હોવાથી વિદ્યાર્થીઓને આજ સુધી પ્રત્યક્ષ જ્ઞાન મળી શકનું. આ ત્રણે વૈદ્યોનાં સંક્ષિપ્ત ચરિત્રો અગ્રેસર ગુર્જર ચિત્રાવળી વગેરે ગ્રંથોમાં પ્રસિદ્ધ થઇ ચુકયાં છે.

**રૂગનાથજી ઇંદ્રજી**

ઉપર કહેલા ૧૯ મી સદીના ત્રણે વૈદ્યોએ વૈદાના પ્રદેશમાં ઘણું કાર્ય કર્યું છે. પણ વૈદક સાહિત્ય માટે કાંઇ કર્યું નથી; ત્યારે ચોથા રૂગનાથજી ઇંદ્રજીએ વૈદક સાહિત્યમાં સારો ફાળો આપ્યો છે. વૈદ્યરાજ રૂગનાથજી ઇંદ્રજીને વનસ્પતિ વિદ્યાનો ઘણો શોખ હતો અને એઓ જૂનાગઢમાં રહેતા હોવાથી ગીરનારનાં જંગલોમાં ફરી ફરીને એમણે વનસ્પતિ રાજ્યનું ઘણું પ્રત્યક્ષ જ્ઞાન મેળવ્યું હતું. એમના વખતના બીજા કોઇ પણ વૈદ્ય કરતાં એઓ વનસ્પતિઓને વધારે ઓળખી શકતા. એમણે ઉપયોગી વનસ્પતિઓના તાજા નમૂનાઓનો એક મોટો સંગ્રહ કર્યો હતો. જે હાલમાં અયોગ્ય સ્થાને પડયો છે. આ રૂગનાથજી ઇંદ્રજીએ પોતે મેળવેલા જ્ઞાનનો લોકોને લાભ આપવાની ઇચ્છાથી નિઘંટ સંગ્રહ નામનો એક નિઘંટ ઇ. સ. ૧૮૯૩માં રચીને બ્હાર પાડયો છે. નિઘંટોની જાતનો આ એક ઉત્તમ ગ્રંથ છે અને વૈદ્યોમાં પ્રમાણભૂત મનાય છે, જો કે હજી એ પ્રદેશમાં ઘણું કરવાનું બાકી છે. પણ એ વખતના પ્રમાણમાં એમણે એક મોટું કાર્ય કર્યું છે. આ ગ્રંથમાં એમણે જૂના ઘણા ન છપાયેલા નિઘંટોમાંથી બહુ મહેનત કરીને સંગ્રહ કર્યો છે. આ રૂગનાથજી ઇંદ્રિજીના ભાઇ જૂના શોધખોળ માટે યુરોપ પર્યંત પ્રખ્યાત થયેલ પંડિત ભગવાનલાલ ઇંદ્રિજી પણ વનસ્પતિ શાસ્ત્રનું સારૂં જ્ઞાન ધરાવતા અને વૈદું પણ કરતા.

છેલ્લાં પચીશ વર્ષોમાં ગૂજરાતમાં ઘણા વૈદ્યો બ્હાર આવ્યા છે જેમાંથી કેટલાક તો ઉપર કહેલા ચારમાંથી કોઇએકની પરંપરામાં ઉછરેલા છે. એ સમયમાં વૈદક સાહિત્ય સંબંધી અનેક પ્રવૃત્તિઓ શરૂ થઇ છે તેમાં મુખ્ય મુખ્ય નીચે પ્રમાણે છે.

ઈંગ્રેજી પુસ્તકોમાંથી ભાષાંતર રુપે કે સારોદ્ધારરુપે પાશ્ચાત્ય વૈદક ગૂજરાતીમાં ઉતારવાનો પ્રયત્ન થયો છે. આ દિશામાં બંગાળામાં જે કાર્ય થયું છે તેનો શતાંશ પણ ગૂજરાતમાં થયો નથી. આ જાતનાં માત્ર બે ચાર પુસ્તકો બહાર પડયાં છે. પણ ઈંગ્રેજી તથા દેશી વૈદામાંથી વૈદ્યોને સાધારણ રીતે ઉપયોગી અનેક વિષયોનો એકત્ર સંગ્રહ કરીને કેટલાક ગ્રંથો લખાયા છે. આ જાતના સાહિત્યમાં ડાકટર ત્રિભુવનદાસનું શારીર અને વૈદક અને વૈદરાજ જટાશંકર લીલાધરનું ઘરવૈદું એ બે વિશેષ લોકપ્રિય થયા છે.

હાલના ઘણા નવા વૈદ્યો એ ઉપરથી વૈદું કરે છે. સંસ્કૃત વૈદક ગ્રંથોનાં ભાષનતરો કરવાની પ્રવૃત્તિ ઘણા વખતથી શરૂ થઇ છે અને હજી ચાલે છે. પણ સારાં ભાષાન્તરો એક બેજ થયાં છે. આ દિશામાં પણ હજી ઘણું કરવાનું બાકી છે. ઘણા ગ્રંથો હજી ભાષાંતર થયા વગરના છે પણ ખોટાં ભાષાંતરો થાય એ કરતાં તો ભાષાંતરો ન હોય એ સારૂં; કારણ કે વૈદામાં જીવના જોખમની વાત છે,

વૈદક માસિકોદ્વારા લોકમાં એ વિષયનો રસ ફેલાયો છે. રસેશ વૈદ્યવિજ્ઞાન નામનું એક માસિક રસવૈદ્ય મણિશંકર વિઠ્ઠલજી તરફથી ઘણાં વર્ષો પ્હેલાં નીકળ્યું હતું પણ એ થોડા વખત ચાલીને બંધ થઇ ગયું. એ પછી અનેક માસિકો નીકળ્યાં છે. એ સર્વમાં ૨૧ વર્ષથી ચાલતું વૈદ્યકલ્પતરૂ અગ્રગણ્ય છે. એણે સારી લોકપ્રિયતા મેળવી છે. ધન્વતરી પણ ઠીક ચાલે છે અને આયુર્વેદ રહસ્યાર્ક ૭ મહિનાથી નીકળ્યું છે. (હાલ બંધ થયું છે–૧૯૧૯.)

અપ્રસિદ્ધ સંસ્કૃત ગ્રન્થોને પ્રકાશિત કરવામાં બંગાળાએ, ઉત્તર હિંદુસ્થાને અને મહારાષ્ટ્રે ઘણી પ્રવૃત્તિ કરી છે. ગૂજરાતે હમણાં સુધી એ દિશામાં કંઇજ કર્યું નહતું. પણ છેલ્લાં ત્રણ ચાર વર્ષથી વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્ય અત્યંત શ્રમપૂર્વક સંશોધન કરીને અનેક અપ્રસિદ્ધ ગ્રંથોને બ્હાર પાડે છે. ગ્રંથોના સંશોધનમાં પ્રકાશકની વિદ્વત્તા અને શ્રમ સ્પષ્ટ દેખાય છે.

ઈંગ્રેજી રીતે દેશી ઔષધોનું દ્રવ્યગુણશાસ્ત્ર લખવાનો પણ પ્રયાસ થયો છે. આ જાતના સાહિત્યમાં ડો.વીરજી ઝીણા રાવળનું ઔષધશાસ્ત્ર લોકપ્રિય છે. વનસ્પતિ શાસ્ત્રના વિષયમાં બરડાની જડીબુટ્ટી અથવા બરડામાં થતી વનસ્પતિઓનું વનસ્પતિ શાસ્ત્ર એ ગૂજરાતી ભાષામાં લખાયેલા એ જાતના ગ્રંથોમાં નિઃશંક શ્રેષ્ઠ છે. એ જાતનાં બીજાં બે ચાર પુસ્તકો છે પણ આ વનસ્પતિ શાસ્ત્રનું સ્થાન ઘણું ઉંચું છે. એ ગ્રન્થના કર્તા ગ. રા. જયકૃષ્ણઇંદ્રજી જેવો વનસ્પતિશાસ્ત્ર Botany નો અભ્યાસી ગૂજરાતમાં બીજો નથી. ઈંગ્રેજી Floraની ઢબથી ઉપરોક્ત વનસ્પતિશાસ્ત્ર લખાયું છે. અને તેમાં દરેક વનસ્પતિનું વર્ણન જાતે જોઇને કરેલું છે.

આ ઉપરાંત છેલ્લાં પચીશ વર્ષોમાં અનેક નાના મોટા વૈદક ગ્રંથો બ્હાર પડયા છે. એટલે એ સર્વનું વિવેચન તો શું પણ એની સાદી ટીપ આપવાને પણ હું સમર્થ નથી. પણ આ ગ્રંથોનો મોટો ભાગ ગૂજરાતી સાહિત્યને પ્રતિષ્ઠા આપે એવો નથી.

સાહિત્યની આટલી પ્રવૃતિ સિવાય બીજી જાતની વૈદક પ્રવૃતિ પણ ઘણી થઇ છે અમદાવાદની ગૂજરાત આયુર્વેદિક ફાર્મેસી, ગોંડલની રસશાળા અને મુંબઇનું ઝંડુ ફાર્માસ્યુટિકલ વર્કસ વગેરે દવાઓ બનાવવાનાં કારખાનાં નીકળ્યાં છે.

આ કારખાનાંઓની સેવા માટે વધારે બોલવાનું આ સ્થાન નથી. વળી મુંબઇ વૈદ્યસભા, ભારતીય વૈદ્યમંડળ અને અમદાવાદની વૈદ્ય સભા વગેરે સભાઓ પણ કેટલાક વર્ષથી ચાલે છે.

આ રીતે ઈ. સ ના બારમા શતકથી આરંભી વર્તમાનકાળ પર્યંતના ગૂજરાતી વૈદક વિકાસનું ટુકું અવલોકન કર્યું. આ અવલોકનમાં સાધનોના

**ઉપસંહાર.**

અભાવથી, મારા અજ્ઞાનથી અને બીજાં અનેક કારણોને લીધે ઘણું રહી ગયું હશે. હાલના ઘણા પરંપરાગત વૈદ્યો પાસે પોતાના કુટુંબમાં વપરાતા પ્રયોગની સંસ્કૃત કે ગુજરાતીમાં લખેલી નોંટો હશે. શુકલતીર્થના અધ્યારૂ આશારામ નાગેશ્વરના વડવા વલ્લભરામ નિત્યારામે લખેલા વૈદાના એક પુસ્તકમાંથી હાલમાં છગનલાલ વિદ્યારામ રાવળે બહાર પાડેલા વૈદક વિલાસમાં ઘણા ટુચકાઓનો સંગ્રહ કરેલો છે. આ જાતનું ઘણું સાહિત્ય ઘણા વૈદ્યોના ઘરમાં પડયું હશે પણ એ મળવું કઠણ છે તેમ એમાં કાંઈ નવું હોવાનો સંભવ નથી.

આટલા અવલોકનથી આપને લાગ્યું હશે કે ગૂજરાતના વૈદ્યોએ જો કે પ્હેલાં પ્રમાદ રાખ્યો ખરો પણ પાછળથી વૈદક સાહિત્યના ઘણા ખરા પ્રદેશમાં પ્રવૃતિ કરી છે. પ્રાચીન આયુર્વેદીય ચિકિત્સાનો સંગ્રહ, રસ વિદ્યા, સ્ત્રીરોગ, બાલરોગ વગેરે વિષયો ઉપર લખાયેલા છુટા છુટા ગ્રંથો ગૂજરાતમાં મળે છે. વૈદક સાહિત્યમાં આ રીતે ગૂજરાતે જે ભાગ લીધો છે તે જો કે પંજાબ, પૂર્વ, અને બંગાળ કરતાં ઓછો છે પણ મહારાષ્ટ્ર અને મદ્રાસ સાથે સગર્વ સરખાવી શકાય એટલો છે. પંજાબ અને પૂર્વનો તો ઇતિહાસજ લાંબો છે. એની સાથે સરખામણી અશક્ય છે. પણ બંગાળાએ ભૂતકાળમાં પણ વધારે કામ કર્યું છે. અને વર્તમાનમાં વધારે કરે છે. બંગાળામાં બી. એ. અને એમ. એ થયા પછી પણ ઘણા વૈદું કરે છે. એટલુંજ નહિં પણ એલ. એમ. એન્ડ એસ. થયા પછી પણ કેટલાક દેશી વૈદું કરે છે. અહિંના દેશી દાકતરોને દેશી વૈદાં તરપ જે સૂગ છે તે સાથે બંગાળાની ઉપલી સ્થિતિ સરખાવવાથી દેશી વૈદાની ત્યાં કેટલી પ્રતિષ્ઠા છે તેનો ખ્યાલ આવશે બંગાળામાં જેટલા અને જેવા વિદ્વાન વૈદ્યો છે તેટલા અને તેવા ગૂજરાતમાં નથી. શારીર anatomy જેવા વિષયને પ્રાચીન પરિભાષાને અનુસરતી સુંદર સંસ્કૃત ભાષામાં ઉતારનાર કવિરાજ ગણનાથસેન એમ. એ. એલ. એમ એન્ડ એસ. બંગાળી છે. એ કવિરાજનો જોટો આખા હિંદુસ્થાનમાં નથી. બંગાળાની આ ઉન્નત સ્થિતિનાં અનેક કારણો હશે પણ મને નીચેની સ્થિતિ એક મોટું કારણ લાગે છે. બંગાળામાં જૂના કાળથી વૈદ્યોની એક નાત છે. વૈદાના ધંધાની ગુરૂ પરંપરા એ નાતમાં જળવાઇ રહી છે. બીજા કોઇ પ્રાંતમાં વૈદ્યોની એવી નાત નથી. દાખલા તરીકે ગૂજરાતમાં એક રાયકવાળ, બે શ્રીગોડ, ત્રણ નાગર, એક મોઢ, એક પ્રશ્નોરા, બે જૈન, એક સારસ્વત એ રીતે વૈદ્યો જુદી જુદી નાતોમાં વ્હેંચાઇ ગયા છે. આ જમાનામાં નાતનો કિલ્લો બંધાય એ સંભવિત નથી તેમ ઇષ્ટ પણ નથી. પણ ગૂજરાતે બંગાળા સાથે હરિફાઇ કરવાનો શુભ પ્રયત્ન કરવો જોઇએ એટલી સૂચના અયોગ્ય નાહં ગણાય.

છેવટ મને આ કાર્યમાં મદદ કરનારાઓનો ઉપકાર માનીને સમાપ્ત કરૂં છું. પ્રથમ તો રા. રા. રણજીતરામભાઇએ આ વિષય લખવાની પ્રેરણા કરી અને પછી એક યાદી મોકલી અને વારંવર પ્રોત્સાહન આપ્યું એ માટે એમનો ઉપકાર માનું છું. પછી વૈદ્યરાજ જાદવજી ત્રિકમજી આચાર્યે પોતાની પાસેના હસ્તલિખિત ગ્રંથો જોવા આપી તથા અનેક ઉપયોગી સૂચનાઓ કરી મને ઘણી મદદ કરી છે એ માટે એમનો તથા પોતાના સંગ્રહનો ઉપયોગ કરવા દીધો તથા અનેક સૂચનાઓ કરી. રા. રા. તનસુખરામ મનસુખરામ ત્રિપાઠીએ જે મદદ કરી છે તે માટે એમનો આ સ્થળે ઉપકાર માનું છું. કાળગણનાના વિષયમાં પ્ર. ચં. રાયના 'હીસ્ટરી ઓફ હિંદુ કેમીસ્ટ્રી" નામના ગ્રન્થમાંથી મને થયેલી મદદ માટે એ પ્રખ્યાત રસાયન શાસ્ત્રીનો આભાર માનું છું.

# રાષ્ટ્રીય સાહિત્ય.

(લે. ઇન્દુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.)

* "સાહિત્યનું પુસ્તક કેવળ કલ્પનાનો વિલાસ નથી, કે કોઇ ઉશ્કેરાયલા મગજનો તરંગ નથી; પણ તે સમકાલીન રીત રીવાજોનો ઉતારો છે, અને બુદ્ધિનો એક પ્રકારનો નમુનો છે. એવું ધારવામાં આવ્યું કે સાહિત્યના ગ્રંથ ઉપરથી પાછલાં સેંકડો વર્ષ સુધીની મનુષ્યની લાગણીઓ અને વિચારોની રેખા દોરી શકાય. એવો પ્રયત્ન કરવામાં આવ્યો અને તે સફળ થયો."

**ટેઇનનો ઇંગ્રેજી સાહિત્યનો ઇતિહાસ.**

યુરોપમાં અઢારમી સદી જેમ વ્યક્તિસ્વાતંત્ર્યનો જમાનો હતો, તેમ ઓગણીસમી સદી એ રાષ્ટ્રીયત્વનો યુગ હતો. પહેલી ભાવનાનું વધારેમાં વધારે ગંભીર પરિણામ ફ્રેંચ રૅવૉલ્યુશન બન્યું; પણ જ્યારે ૧૮૧૫માં વૉટર્લૂના ઇતિહાસપ્રસિદ્ધ રણક્ષેત્ર ઉપર યુરોપની પ્રજાઓએ તે હીલચાલનું અને તેના રાક્ષસી પ્રતિનિધિનું શમન કર્યું, ત્યારે તોપની ગર્જનાઓ અને રૂધિરની નદીઓમાંથી "શાશ્વત ફીનીક્સ" ની માફક રાષ્ટ્રીયત્વની ભાવના ઉદય પામી. યુરોપમાં સુધારાની આગેવાની કરનાર ફ્રાન્સે બે ત્રણ વાર પોતાના રાજાઓનું સિંહાસન ડોલાવ્યા પછી છેવટે પ્રજાસત્તાક રાજ્ય સ્વીકાર્યું. વેપારી અને રાજ્યકુશળ ઇંગ્લાંડમાં પણ પ્રજાકીય જુસ્સો પ્રસર્યો, જેથી પણ રીફોર્મ બીલ પસાર કરી તેણે મધ્યમ અને મજુર વર્ગના લોકોને રાજકીય હક આપ્યા. ઇંગ્લાંડ અને રૂશિયાની સહાયથી ગ્રીસે તુર્કસ્તાન સામે બંડ ઉઠાવ્યું, અને છેવટે તેની જુલમી ધુંસરી ફેંકી દઇને સ્વતંત્ર બન્યું. પરંતુ જે બે દેશોમાં નવી ભાવનાએ વીજળીક ત્વરાથી અજબ પરિવર્તન કર્યું તે તો ઇટાલી અને જર્મની હતા. અંદરના વિરોધો અને પરદેશી શત્રુઓની સામે થઇ બંને દેશોએ લગભગ એકજ સમયે રાષ્ટ્રીય એકતા પ્રાપ્ત કરી. નેપોલીઅનના ધુજારાથી જાગેલું ઇટાલી બે ત્રણ નિષ્ફળ પ્રયત્નો પછી ઓસ્ટ્રીયાથી સ્વતંત્ર બન્યું, અને જર્મનીએ સૈકાઓથી પોતાના ઉપર પડતી ઓસ્ટ્રીઆની ઝેરી છાયાને દૂર કરી. અને ઓ-

* "It was perceived that a work of literature is not a mere play of imagination a solitary caprice of a heated brain, but a transcript of contemporary manners, a type of a certain kind of mind. It was concluded that one might trace from monuments of literature the style of man's feelings and thoughts for centuries back. The attempt was made, and it succeeded."

**Taine's History of English Literature.**

ગણીસમા શતકના છેલ્લા ભાગમાં સ્લાવ કોમની જે રાષ્ટ્રીય હીલચાલ જાગી છે, તેણે હાલનો રણયજ્ઞ મચાવ્યો છે.+

રાષ્ટ્રીય ભાવના પ્રવૃત્તિમય યુરોપની માફક ચિન્તનશાલી એશિઆએ પણ ઓગણીસમા અને વીશમા સૈકામાં સિદ્ધ કરવા માંડી છે, એ એજ જણાવે છે કે તે અમુક દેશ કે ખંડની નહિ, પણ આખા યુગની ભાવના છે. થોડા સમયથી તુર્કસ્તાન અને ઇરાનને જાગૃતિનાં આશાજનક ચિન્હ દેખાડયાં છે, અને જગતમાં વધારેમાં વધારે રૂઢીપૂજક ચીને મંચુ રાજ્યને જોત જોતામાં નિર્મૂલ કરી પ્રજાસત્તાક રાજ્ય સ્થાપ્યું છે. જો આ દેશોની ફત્તેહ હજી નિઃશંક ન બની હોય, તો જાપાને ચમત્કારિક સુધારાથી રાષ્ટ્રીય સામર્થ્ય સંપાદન કરી રશિયાને સખત ફટકો માર્યો છે, અને યુરોપની પ્રજાઓના વ્યૂહમાં સ્થાન મેળવ્યું છે. અને આપણું હિંદુસ્તાન ! આપણા સમભાવવાળા મિત્રો, અને સ્વાર્થી શત્રુઓ એકે અવાજે કબુલ કરે છે, કે "હિન્દમાં નવચેતનનો અવતાર થયો છે," પણ તેમની સાક્ષીની આપણે કયાં જરૂર છે ? આપણા મગજમાં જાગતા વિચારો અને આપણી નાડીમાં વહેતું લોહી આપણને સમજાવવા બસ છે કે આપણા જૂના દેહમાં નવું સત્વ પ્રકટ થાય છે.

પ્રજાઓના જીવનમાં જે રાષ્ટ્રીય ભાવના વિકાસ પામી તે ત્હેમના સાહિત્ય અને તત્વજ્ઞાનમાં પણ પ્રતિબિંબિત થઇ. ઓગણીસમા શતકના આરંભના—વર્ડઝવર્થના—સાહિત્યયુગનું મુખ્ય લક્ષણ રોમાન્ટીસિઝમ (Romanticism) ગણાય છે. કલ્પના અને લાગણીની જે શક્તિએ કુદરતનું સૌન્દર્ય અને વ્યક્તિનું ગૌરવ આકર્ષક રંગોમાં ચીતર્યું, તેણેજ પ્રજાઓના ભૂતકાળની કથા અને ભવિષ્યની આશાઓ મર્મભેદક કલમથી આલેખી. બાયરને 'ચાઇલ્ડ હેરોલ્ડ'માં યુરોપના દેશોનાં ઐતિહાસિક સ્મરણો તાજાં કરી તેમને સ્વતંત્ર થવા પ્રેર્યા. 'પ્રોમીથ્યુઝ અન્ બાઉન્ડ'માં શેલીએ સ્વતંત્રતાનો વિજય અદ્ભુત સ્વરે ગાયો. ઐતિહાસિક પ્રવૃત્તિ ઉપર પણ સ્વાભાવિક રીતે આ જુસ્સાઓ મજબૂત અસર કરી ઇતિહાસ રાજાઓ અને ઉમરાવોના ખેલ તરીકે નહિ, પણ સમસ્ત પ્રજાસંઘની ઉન્નતિ કથારૂપે લખાવા માંડયો. જે લાગણી સાહિત્ય અને ઇતિહાસમાં પ્રગટ થઇ, તેને તત્વજ્ઞાનીઓએ સિદ્ધાંત રૂપે સ્થાપી. કેન્ટ અને ફીટે અને ખાસ કરીને હેગલ અને કૉમ્ટે સમાજના બંધારણના અને તેની ઐતિહાસિક પ્રગતિના જે સિદ્ધાંતો ઉપજાવ્યાં, તેની અસર આપણા ઉપર હજી તાજી છે.

આ ઉપરથી સમજાશે કે રાજ્યમાં તેમજ સાહિત્યમાં રાષ્ટ્રીય દૃષ્ટિ એ અર્વાચિન જગતનો મહામંત્ર છે, અને રાષ્ટ્રીય ઉન્નતિના વિકટપંથે પ્રયાણ કરવા ઇચ્છનાર બધા દેશોએ તે સમજવી

---

+ "That work (the characteristic work of the nineteenth century) consisted in the revelation of the potent force of Nationality as a principle of unification and a principle of disruption. Liberated by the French Revolution and the Napoleonic wars that principle found its most conspicuous illustration, in the unification of Germany and Italy; in the quickening of dead bones in the provinces subject to the rule of the Turks; and above all perhaps in the movement towards the political unification of the British race scattered in a hundred homes throughout the world."

The Remaking of Modern Europe.
J. A. R. Marriot.

અને સિદ્ધ કરવી એ ખાસ આવશ્યક છે. હવે એક દૃષ્ટિથીજ બધું સાહિત્ય શાષ્ટ્રીયજ કહી શકાય, અને તે સાહિત્યજ વધારેમાં વધારે ઉત્કૃષ્ટ ગણાય કે જેમાં રાષ્ટ્રીય તત્ત્વ વધારે પ્રમાણમાં હોય. એક વિદ્વાન્ દેશભક્તે લખ્યું છે તે પ્રમાણે જેમ પુષ્પો પોતાનું અર્ધું સૌરભ આકાશની હવામાંથી તો અર્ધું જમીનના કસમાંથી મેળવે છે, તેમ મહાપુરૂષો પોતાનું અર્ધું દૈવત પોતાના આત્મપ્રભાવમાંથી, તો અર્ધું સામાજીક વાતાવરણમાંથી સંપાદન કરે છે. અને મહાન લેખકો આ નિયમને અપવાદરૂપ નથી. જીવનના આરંભમાંજ તેઓ પોતાના જનસમુદાયના વિચારો અને લાગણીઓ, ભાવનાઓ અને સંસ્થાઓથી વીંટલાય છે—તેનાથી તેમના મગજ ઉપર સસ્કાર પડતાં તેઓ સમાજના અંગરૂપ બને છે. પણ સમાજ તેમને ઘડે છે, તેમ તેઓ પણ સમાજને ઘડવાને સર્જાયલા હોય છે. તેમની માનસિક શકિત સામાજિક સંસ્કારોને વિકસાવે છે, અને સુધારે છે, અને જયારે તેઓ સાહિત્યમાં પોતાના અંતઃકરણને ઉતારે છે, ત્યારે તેઓ પોતાની સમાજના અને ક્વચિત્ પોતાના જમાનાના પ્રતિનિધિ રૂપે પંકાય છે. પ્રજાના ધર્મોપદેશો અને લોકકથાઓ, પ્રકૃતિ અને પરિસ્થિતિ, રૂઢીઓ અને ટેવો પોતાના લેખમાં મૂર્તિમંત કરી લેખકો સમાજનું ઋણ ફીટાડે છે. પણ તે બધી વસ્તુ ઉપર પોતાની કલ્પનાનો અને ચિન્તનનો એકસ રેના ( X Ray ) જેવો અદ્‌ભુત પ્રકાશ નાંખે છે, કે જેથી લોકોને પોતાના સ્વભાવ અને સ્થિતિનું ઘણું તાદૃશ્ય ભાન થાય છે. આમ કહેવાનો ભાવાર્થ એવો નથી, કે ઉત્તમ લેખોમાં અમુક જનસમાજનાંજ ચિત્રો હોય છે, અને સામાન્ય જનસ્વભાવનું આલેખન હોતું નથી, તેમ એમ પણ નથી, કે લેખકો બહારની સૃષ્ટિનાંજ વર્ણન કરે છે, અને પોતાની અલૌકિક મનઃસૃષ્ટિને કલમમાં ઉતારતા નથી. જેમ લેખકની કલ્પના વધારે અદ્‌ભુત અને વધારે વ્યાપક, તેમ તે એક પાસથી પોતાના જમાનાની વસ્તુસ્થિતિ અને બીજી પાસથી માનવજીવની મર્યાદાઓને વટાવી ભવ્ય અને ભાવનાશાલી ગ્રંથો ઉત્પન્ન કરે છે. પણ જેમ ઇંગ્રેજી સાહિત્યના ઇતિહાસકાર ટેઇને બતાવ્યું છે, તે પ્રમાણે આ બંને કોટિના ઉત્તમ લેખકોનાં લખાણો ઉપર તેમની પ્રજાના સંસ્કારોની ન ભુસાય એવી છાપ છપાયલી હોય છે.

ઉદાહરણોની કાંઇ ખોટ નથી. વેદના ગ્રંથો, અને કંઇક જુદી રીતે મહાભારત અને રામાયણ, ધર્મચિન્તનમાં મગ્ન થયેલી પણ પ્રસંગવશાત્ શસ્ત્ર સજી ધાર્મિક જુસ્સાથી લઢતી–એક હાથમાં બાઇબલ અને બીજા હાથમાં તલવાર ધારણ કરનાર પ્યુરીટનોનું સ્મરણ કરાવતી–આર્ય પ્રજાનું આપણને સ્પષ્ટ દર્શન કરાવે છે. કાલિદાસ અને ભવભૂતિ હિન્દના શિષ્ટ કાળના લેખકો હતા, અને ત્હેમનાં ઉત્તમ કાવ્યો અને નાટકોમાં પણ ધર્મના આદિસત્વને સ્થાને નિર્જીવ રૂઢીઓને અનુસરનાર–તેજ અને પ્રતાપને બદલે કલા અને લાલિત્યને પૂજનાર–કંઇક અસ્ત પામેલી અને વધારે અસ્ત થવાનાં ચિન્હો દર્શાવતી હિંદુ સમાજનું સૂચન થાય છે. તેવીજ રીતે શેકસ્પીઅર સોળમાં સૈકાની ઇંગ્રેજી પ્રજાનો અને મિલ્ટન ઇંગ્લાંડના પ્યુરીટન યુગનો, ડેઇન્ટી મધ્યકાલીન ઇટાલીનો, રૂસો સ્વતંત્રતાની જંખના કરનાર ફ્રાંસનો અને શીલર રાષ્ટ્રીય ભાવનાથી સળગતા જર્મનીનો મહાન પ્રતિનિધિ હતો. જનસમૂહના હૃદયમાં જે લોહી વહેતું હતું, તેજ તેમની નાડીઓમાં ધબકતું હતું; વિદ્વાનોના મંડળોમાં અને લોકોના સંઘમાં જે લાગણીઓ જાગતી હતી તે તેમના મગજમાં ઉછળતી હતી. પ્રજાની નાડ તેમણે પારખી, મર્મભેદક કલમથી તેમણે પ્રજાજીવન ચીતર્યું અને પ્રજાએ તે ચિત્રો પારખી પોતાનાં કર્યાં. સાહિત્યકારોએ પ્રજાને ઓળખી સાહિત્ય રચ્યું, પ્રજાએ સાહિત્યકારોને ઓળખ્યા, અને સાહિત્યને સ્વીકાર્યું.

આમ જો લેખકો ખરા રાષ્ટ્રીય આગેવાનો છે, તો સાહિત્યનો ઇતિહાસ એ ખરો રાષ્ટ્રીય ઇતિહાસ છે. મનુષ્યનું ખરું જીવન એ તેના શરીરનું નહિ. પણ મનનું—મનુષ્યનો ખરો ઇતિહાસ એ તેના વ્યાવહારિક સંયોગોનો નહિ, પણ તેના માનસિક વ્યાપારોનો. રાજ્યોનાં પરિવર્તન, ઉમરાવોના કલહ, લશ્કરના રણજંગ, એ અલબત્ ઇતિહાસજ છે. પરંતુ સામાન્ય જનસમુદાય કુટુંબમાં અને ન્યાતજાતમાં, ગામડાઓના ચોરામાં કે શહેરના બજારોમાં, પંચની સભાઓમાં કે મહાજનના મંડળોમાં, કેવું જીવન ગાળે છે, કયા વિચારો અને ભાવનાઓ તેમના જીવનને પ્રેરે છે અને પ્રફુલ્લ બનાવે છે, એ જ્યાં સુધી સમજાયું નહિ ત્યાં સુધી પ્રજાનો ઇતિહાસ અપૂર્ણજ કહેવાય. આ ઉપયોગી માહિતી આપણને સાહિત્યજ આપે છે. સૈકાઓની રાત્રિમાં તારલાની માફક ચમકતા લેખકો પોતાની દિવ્યપ્રભા લોકજીવન ઉપર વર્ષાવતા હોવાથી તેમના પુસ્તકોમાંથી ઘણો વાસ્તવિક ઇતિહાસ ઘડી શકાય. હોમર અને એરીસ્ટોટલથી માંડી બાયરન અને ગીટી સુધી યુરોપના મોટા લેખકોના ગ્રંથો વાંચતાં આપણી દૃષ્ટિસમિપ યુરોપનો માનસિક ઇતિહાસ તાદૃશ થાય છે. યુરોપનાં કરતાં પણ આપણા દેશને અને ખાસ કરીને તેના અર્વાચિન યુગને આ હકીકત વધારે લાગુ પડે છે; કારણ કે યુરોપમાં સાહિત્ય અને રાજ્ય વચ્ચે જે નિકટ સંબંધ સચવાયો છે તે મુસલમાનોના હુમલા પછી આપણા દેશમાં તુટી ગયો છે. તે પછી અનેક દેશી અને પરદેશી રાજાઓના રાજ્યભાર નીચે આપણો દેશ ચગદાયો, અને હિન્દુ પ્રકૃતિ અને ગામડાની પંચાયતોને ધન્ય છે કે આપણી પ્રજાએ પોતાનું કંઇપણ વ્યક્તિત્વ સાચવી રાખ્યું. પુરાણના કાળમાં પણ જે કાંઇ સત્વ હિન્દુસમાજને શોભાવતું હતું તે પણ ક્રમે ક્રમે નષ્ટ થયું, અને તેથીજ રજપુતોના રાસા અને રામદાસનાં દાસબોધ શિવાય જુલમના મર્મભેદક પોકારો કે સ્વતંત્રતાના કાલ્પનિક ગીતો આપણને સાહિત્યમાં જડતાં નથી. પરિણામે જે ધાર્મિક, નિરાશ, અને નિર્બળ જીવન આપણા લોકોએ ગાળ્યું છે, તેનું સ્પષ્ટ દર્શન સાહિત્યમાં આપણને થાય છે. પહેલા અરસામાં નરસિંહ મહેતા અને મીરાંબાઇએ ગુજરાતમાં, ચંડીદાસ અને વિદ્યાપતિએ બંગાળામાં, તુકારામ અને નામદેવે દક્ષિણમાં, અને તુલસીદાસે ઉત્તર હિન્દુસ્તાનમાં ધર્મની અને ખાસ કરીને ભક્તિમાર્ગની કવિતા ગાઇ. એ યુગ કેવળ ધાર્મિક શ્રદ્ધાનો હતો પછીથી કવિની કલ્પનાને અને મનુષ્યના જીવનને ધર્મની સીમાઓ સાંકડી લાગી, અને ગુજરાતમાં પ્રેમાનંદ અને સામળ, અને બંગાળામાં મુકુંદરામ અને રામપ્રસાદે સાંસારિક વાર્તાઓ રચી. ઓગણીસમા સૈકાની શરૂઆત સુધીમાં જે બીજા લેખકો થયા, તેમણે નિર્ધન અને પરાધીન સ્થિતિને કંઇક રસમય બનાવવાને માટે એજ દિશાઓમાં ગ્રંથ રચ્યા હોય તેમ જણાય છે. ઇંગ્રેજી કેળવણીના પ્રચારથી સમગ્ર હિન્દના સાહિત્યમાં નવો યુગ શરૂ થયો છે, અને ફરીથી રાષ્ટ્રીય સ્થિતિ અને સાહિત્ય વચ્ચે સંબંધ નિકટ બને છે. ઇશ્વરચંદ્ર, વિદ્યાસાગર અને બંકીમચંદ્ર ચેટરજી, નર્મદાશંકર અને ગોવર્ધનરામ એ પશ્ચિમના સંસ્કારોથી સુધરતા અને મુંઝાતા હિન્દના પ્રતિનિધિઓ છે.

આમ આપણે જોયું કે ઉત્તમ સાહિત્ય સર્વત્ર રાષ્ટ્રીય તત્વથી ભરપૂર છે; અને છતાં આ વાતની પ્રતીતિ ત્યારેજ થાય છે, કે જ્યારે આપણે સાહિત્યનું અવલોકન રાષ્ટ્રીય દૃષ્ટિથી કરીએ છીએ ત્યારે. ઓગણીસમા શતક પહેલાં વેદ અને મહાભારત, શેક્સપીઅર અને મીલ્ટને, જનસમાજનાં હૃદય ઉપર ઉંડા સંસ્કાર પાડ્યા છે; અને પ્રસંગે પ્રસંગે પ્રજાઓને જુસ્સાદાર અને વેગવતી બનાવી છે. છતાં તેનું રાષ્ટ્રીય સત્વ તે વખતે

સંપૂર્ણ રીતે સમજાવ્યું હતું એમ ભાગ્યેજ કહી શકાય. રાષ્ટ્રીય સાહિત્યનું ખરૂં રહસ્ય તે સાહિત્ય કરતાં પણ રાષ્ટ્રીય દષ્ટીમાં રહેલું છે, અને આ જમાનામાં રાષ્ટ્રીય ભાવના પૂજાતી હોવાથીજ રાષ્ટ્રીય સાહિત્યને ઘણું પ્રાધાન્ય મળ્યું છે. સાહિત્યમાં રાષ્ટ્રીય તત્વોની માફક જનસમાજની વિવિધ ભાવનાઓ અને વૃત્તિઓના તરંગો દષ્ટિગોચર થાય છે. પરંતુ પહેલાના યુગમાં જે લાગણી ઘણીમાંની એક હતી, તેને હવે એક એવી જીવન્ત ભાવનાનું પદ મળ્યું છે, કે જે વિચાર અને જીવનના સમગ્ર ક્ષેત્ર ઉપર સંપૂર્ણ સત્તા ભોગવે. કુદરતે મનુષ્યમાં ઘણી વૃત્તિઓ અને લક્ષણો મુકેલાં છે; પણ તે બધાં એકજ વખતે સિદ્ધ થતાં નથી—થઇ શકેજ નહિ. નિરવધિ કાલસાગરના જુદા જુદા તરંગો અમુક અમુક ભાવનાઓને—કોઇ વખતે ધાર્મિક તો કોઇ વખતે સાંસારિક, કોઇ વખતે વ્યક્તિત્વની તો કોઇ વખતે રાષ્ટ્રીયત્વની ભાવનાઓને—પોતાની મગરૂબ ટોચ ઉપર ઝીલે છે, અને આપણા જમાનાએ રાષ્ટ્રીય ભાવનાને તારવી કાઢેલી હોવાથીજ આપણે તે દષ્ટિથી સાહિત્ય તરફ નજર કરીએ છીએ.

તે દષ્ટિ તે કઇ? રાષ્ટ્રીયત્વમાં સ્વદેશાભિમાનનો સમાવેશ થાય છે, પરંતુ તેનો અર્થ વધારે વિશાળ છે; તેમ દેશના મહાપુરૂષોને માન આપવું, કે ઐતિહાસિક સ્થળોને ગંભીર ભાવથી નીરખવાં, એમાંજ રાષ્ટ્રીયત્વ સમાતું નથી. ઇતિહાસ અને સાહિત્યે જમાનાઓથી જમાવેલાં પડળોને તોડીને રાષ્ટ્રીયત્વ ઉંડું ઉતરે છે—લોકધર્મ અને સમાજ સંસ્થાઓની પણ પેલી મેર તે જુએ છે—સમાજનાં કહેવાતાં લક્ષણો અને સ્વભાવથી પણ તે સંતોષ પામતું નથી. પણ જ્યારે સમાજના અંતર્ગત હૃદયને—આશા અને લાગણીથી ધબકતા હૃદયને તે નીહાળે છે અને ચ્હાય છે ત્યારેજ તે સંતુષ્ટ બને છે. તે ઉંડું અંતઃકરણ ( genius of the nation ) સમાજના મૂળ તત્વરૂપે સમજાય છે; ધર્મ, ઇતિહાસ, સાહિત્ય એ ગૌણ લેખાય છે અને મૂળતત્વની પ્રતીતિ કરાવે છે એટલે અંશે તે રાષ્ટ્રીયત્વ પ્રિય છે. રાષ્ટ્રીય ભાવના જેણે ધર્મ રૂપે સ્વીકારી છે, એવો રાષ્ટ્રભક્ત પોતાના દેશ અને દેશ સાથે સંબંધ ધરાવતી સર્વ વસ્તુઓને—વ્યક્તિઓને તેમજ સંસ્થાઓને, નીરસ તત્વજ્ઞાનને તેમજ રસિક કવિતાને, સુંદર કુદરતને તેમજ ઐતિહાસિક અવશેષોને, ઉભરાતા અંતઃકરણના મસ્ત ઉત્સાહથી ચહાય છે. કહેવાની જરૂર નથી કે વર્તમાન વસ્તુસ્થિતિને કેવલ છુટી અને અલગ નહિ પણ તેના ભૂતકાળ અને ભવિષ્યના સંબંધમાંજ તે નીહાળે છે. જે માતૃભૂમિનું પોતે સંતાન છે ત્હેને સદ્‌ભાગ્યના શિખર ઉપર ચ્હડાવનાર, કે ચડતી પડતીના કાળચક્રમાં ઝંપલાવનાર ભૂતકાળને તે ગંભીર ભાવથી પૂજે છે; તેમ તેના અણદીઠા પણ આશાજનક ભવિષ્ય ઉપર તે પોતાના ઉત્સાહી હૃદયને ટેકવે છે. ઐતિહાસિક ખંડેરોથી માંડીને ચમત્કારી વીરપુરૂષો સુધી અને પુરાતન કાળના અંધકારમાંથી નીકળતા દેશના પ્રારંભકાળથી માંડીને ભાવભરી કલ્પના સૂચવે તેવી દૂરની ભવિષ્ય રેખાઓ સુધી દેશને સંપૂર્ણ રીતે ચ્હાનાર દેશભક્તનોજ એ આવેશભર્યો ઉદ્‌ગાર છે, કે

## जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी ।

રાષ્ટ્રીય દષ્ટિથી સાહિત્યનું અવલોકન કરવા વિષે એક શબ્દ બોલવાની જરૂર છે. પ્રથમ તો સાહિત્યને રાષ્ટ્રીય વર્ણ આપવા માટે એ જરૂરનું છે, કે સાહિત્ય અને લોકજીવન વચ્ચે સંબંધ બારીકાઇથી તપાસવો જોઇએ, અને પ્રજાની ચ્હડતી પડતી તથા આશાનિરાશાના પડઘા સાહિત્યમાં સંભળાવા જોઇયે. પણ આટલુંજ બસ નથી. પ્રો. ટેઇન જેવા પરદેશી વિદ્વાન ઈંગ્લાંડના

સાહિત્યમાં ઇંગ્રેજોનાં પ્રજાકીય લક્ષણો ગમે તેટલી સૂક્ષ્મતાથી પારખે, તોપણ ઈંગ્લાંડનો કયો સાચો પુત્ર તે ઇતિહાસથી સંતોષ પામશે ? પોતાની સમાજનાં જે ચિત્રોથી હેનું હ્રદય ઉછળશે, હેનું તાદૃશ પણ ભાવહીન વર્ણન તે ઇતિહાસમાં વાંચશે; જે કવિઓનાં કાવ્ય વાંચતાં તેની નાડી ધબકશે તેનું વિદ્વત્તાભર્યું પણ નીરસ વિવેચન તે ઇતિહાસમાં તેને દેખાશે. આ ઉપરથી જણાશે કે સાહિત્યની ખરી સમાલોચના તેજ ગણાય કે જે મમતાભરી દેશભક્તિથી કરવામાં આવે. સમાજ અને સાહિત્યનો નિકટ સંબંધ સમજાવવો જોઇયે એટલુંજ નહિ, પણ તે સમાજ અને સાહિત્ય મારાં છે, એ ભાવ દીપી નીકળવો જોઇયે. જે શુષ્ક વિદ્વાનોને આવા આવા અવલોકનમાં સત્યનું સ્ખલન થતું લાગે, હેમનો ભાવહીન અભ્યાસ અને નિર્જીવ વિદ્વતા હેમને મુબારક છે. તેમણે સમજવાની જરૂર છે, કે સર્વ જ્ઞાનનું સ્વરૂપ આપણા મનથીજ ઘડાય છે, અને પોતાનાથી જુદી દૃષ્ટિએ જોનારને આંધળો અથવા કાંણો કહેવો, એ મનની સંકુચિતતા સૂચવે છે. વધારામાં હમે પૂછીશું કે આપણા કુટુંબીઓ અને સ્નેહીઓ તરફ આપણે આર્દ્રભાવથી જોઇયે છીયે તેથી શું તેમના વિષે આપણા અભિપ્રાયો અસત્ય કે એકમાર્ગી હોય છે? જેમ આપણા સ્નેહીઓના તેમ આપણી જન સમાજના સદ્‌ગુણોને આપણે સાતમે આકાશ ચડાવીએ તેમ તેના દોષને પણ આપણે જોઇ શકીએ અને તે દૂર કરવાને પ્રયત્ન કરીએ— પણ તટસ્થ મનુષ્યના ઠંડા શબ્દોથી નહિ પણ સ્નેહીના મમતાભર્યાં વચનોથી. આ કહેવાની ખાસ જરૂર એટલા માટે છે કે ગુજરાતી સાહિત્ય પ્રમાણમાં ઓછું વિકસેલું હોવાથી તે વિષે જરાપણ ઉત્સાહ દર્શાવવો એ કેટલાક મંડળોમાં પાપરૂપ ગણાય છે. પરંતુ તેઓ ભુલી જાય છે કે તે જેવું છે તેવું આપણા પૂર્વજોનું—આપણું છે; અને તેનું રાષ્ટ્રીય દૃષ્ટિથી અવલોકન કરી ગુજરાતના ઇતિહાસપટ ઉપર ઝમકતા થોડા દીપને જાજ્વલ્યમાન કરવા એ આપણો પવિત્ર ધર્મ છે.

આટલું સાહિત્યમાં રાષ્ટ્રીય દૃષ્ટિ વિષે. પણ જો આપણે ફરીથી યુરોપના ઓગણીસમા શતક તરફ દૃષ્ટિ કરીશું, તો આપણને જણાશે કે, પાછલા સાહિત્યનું અવલોકન કરીનેજ લેખકો સંતોષ પામ્યા ન હતા. અને સંતોષ પામે પણ કેમ ? જે યુગનો મહામંત્ર રાષ્ટ્રીયત્વ હતો, તે યુગના સાહિત્યને પાને પાને તે મંત્ર આલેખાય એમાં શી નવાઇ? આપણે સ્મરણમાં રાખવું જોઇયે કે તે સમયમાં ઘણાં રાજ્યોનાં પરિવર્તન થયાં, અને ઘણી પ્રજાઓ સ્વતંત્ર બની. આ ગંભીર હિલચાલોમાં સાહિત્ય કેટલે અંશે સહાયભૂત થયું, તે ઇતિહાસના વાંચકો જાણે છે. લેખકોને કેવળ હૃદયના ઉભરા કાઢવાના નહોતા; તેમને પ્રજામાં રાષ્ટ્રીય ચેતન જગાડવાનું હતું, અને રાષ્ટ્રીય ઉન્નતિ સાધવાની હતી. રાષ્ટ્રીય એકતા અને રાષ્ટ્રીય મહત્તાના ધ્વનિ પ્રજાના મનમાં ગજાવવામાં નથી રાખી તેમણે લેખનચાતુર્યમણા, કે નથી દાખવી તેમણે જુસ્સાની કમીના ! અનેક વિભાગોમાં તુટી ગએલા દેશને એકત્ર બનાવવા અને મધ્યકાળની જડતામાંથી મુક્ત કરી તેને શક્તિમાન અને આત્માભિમાની બનાવવા, તેમણે એક પાસથી ઇતિહાસના ભવ્ય ભંડાર ખાલી કર્યા અને બીજી પાસથી પોતાના પ્રભાવશાલી મગજનું અખુટ ધન તેમણે ખુટાડયું. હેમની કલમમાંથી વર્ષો સુધી ચેતનમય અગ્નિ ઝર્યો,-અને હેના તાપથી પ્રજા સફાળી ઉઠી,—ફરી પણ ન ઉંઘવાને હંમેશને માટે જાગી.

આ જાદુઇ અસરનું રહસ્ય જોવું બહુ મુશ્કેલ નથી. લેખકોએ પોતાના દેશને ઘણી કંગાળ અને પતિત સ્થિતિમાં જોયો. પણ રાજની સત્તાથી ન ડરીને અને લોકોના નિરુત્સાહથી ન ગભરાઇને હેમણે રાષ્ટ્રીય ભાવનાને પોતાના ધર્મરૂપે સ્થાપી. તે ભાવનાનો પ્રચાર કરવા હેમણે ઇતિહાસના રમણીય પ્રસંગો અને વીરનરોનાં જીવનચરિત્રોને કવિતા, નાટક, નવલકથા વગેરે સાહિત્યનાં અનેક રૂપમાં ઉતાર્યાં. તેમ બીજા દેશના ઇતિહાસમાંથી પણ જે કાંઇ ઉત્તેજક અને પ્રોત્સાહક વસ્તુ હેમને મળી, તે તેમણે પોતાની મર્મભેદક લેખિનીમાં ઉતારી. જ્યારે ઐતિહાસિક હકીકત તેમને અપૂર્ણ લાગી ત્યારે હેમણે પોતાની કલ્પનાનો આશ્રય લીધો. ભવિષ્યનાં દિવ્ય સ્વપ્નોને આકર્ષક રંગોમાં ચીતરી, અને હયાત વસ્તુસ્થિતિ સાથે તેનો વિરોધ દર્શાવી હેમણે પ્રજામાં અસંતોષ અને આવેશ વધારી મૂકયાં. ભયંકર રણક્ષેત્રો અને નિર્જન મહેલોમાંથી નીકળતું મર્મદારક સંગીત હેમણે દેશબંધુઓને સંભળાવ્યું. આકાશના નક્ષત્રોમાં અને સમુદ્રનાં તરંગોમાં, પર્વતની ઊંડી ગુફાઓમાં, અને હેની પાસે વહેતા શાન્ત જળાશયોમાં દેશની મહત્તાના ભણકારા હેમણે લોકોને સંભળાવ્યા. આમ નિબંધો અને પત્રો, ભાષણો અને ઉપદેશો, કવિતા અને સંગીત, એ બધાથી તેમણે જે કર્યું તે વિસ્તારથી વર્ણવવા અમે માગતા નથી. જેમના હૃદયમાં એક મ્હોટો વિચાર જન્મ્યો છે, તે તેઓ કેવી રીતે પ્રસારશે, તે કહી શકાતું નથી. પણ એટલું તો નિઃસંશય કે પોતાની હેતુસિદ્ધિને અર્થે તેમણે ભૂતકાળમાં અવનવા વિષયો અને વિવિધ લેખનપદ્ધતિઓ યોજી છે, તેમ ભવિષ્યમાં પણ યોજશે.

આમ રાષ્ટ્રીય સાહિત્ય ઉત્પન્ન કરવાને સાહિત્યનું રાષ્ટ્રીય દૃષ્ટિથી અવલોકન કરવાની, અને રાષ્ટ્રીય જ્યોતિ જગાવે એવું નવું સાહિત્ય ઉત્પન્ન કરવાની ઘણી જરૂર છે. આપણા સાહિત્યમાં આ કાર્ય કેટલે અંશે થયું છે, એ વિચાર કરતાં સર્વ દેશ ભકતોને ખેદ થયા શિવાય રહેશે નહિ. રોમેશચંદ્ર દત્તના "પ્રાચીન સંસ્કૃતિનો ઇતિહાસ" (History of the Ancient Civilisation) અને "બંગાળાનું સાહિત્ય," (Literature of Bengal)ની હારમાં શોભે એવું ગુજરાતી સાહિત્યનું કયું દિગ્દર્શન આપણી પાસે છે કે જે વાંચતાં ગુજરાત અને ગુજરાતીઓ માટે અભિમાન ઉત્પન્ન થાય? અને જો આમ અવલોકનમાં રાષ્ટ્રીય દૃષ્ટિનો પ્રયોગ કરવામાં આવ્યો નથી, તો દેશાભિમાની હૃદયના ઉકળતા ઉદ્ગારો સાહિત્યમાં દૃષ્ટિગોચર કયાંથીજ થાય? જે એક બે મુખ્ય અપવાદો છે, તે આ શોચનીય શૂન્યતાને વધારે પ્રગટ કરે છે. ગુજરાતના જે બે યશસ્વી લેખકોનું+ આપણે વારંવાર સ્મરણ કરીએ છીએ, તેમણે—એકે રસિક સંવાદોમાં અને બીજાએ સશકત ગ્રંથોમાં આપણી સમાજના ઘણા સિદ્ધાંતો સમજાવ્યા છે. છતાં હેમના સમયમાં પણ સુરેન્દ્રનાથ બેનરજી જેવા વક્તાઓની જીભમાંથી અને બંકીમચંદ્ર ચૅટરજી જેવા લેખકોની કલમમાંથી દેશાભિમાનનો જે જુસ્સો વહેતો હતો, તે તેમના ચિંતનશીલ મગજને સ્પર્શ કરવા અસમર્થ નિવડયો, અને પરીણામે તેમનાં આકર્ષક અને સુંદર લખાણોમાં પણ રાષ્ટ્રીય ચેતનનો પાસ જોઇએ એવો લાગતો નથી.

પરંતુ જે મહાન કાર્ય ગુજરાતના પાછલા લેખકોએ કર્યું નથી, તે ગુજરાતનું નવું લેખક મંડળ હાથ ધરશે. નવા સૈકાનું પ્રભાત થતાં નવું જીવન દેશોમાં સ્ફુર્યું છે, અને ગુજરાત તે જીવન આતુરપણે ઝીલે છે. રાષ્ટ્રીય આવેશથી પ્રેરાયલા ગુજરાતીઓ ગુજરાતની કમજોર છતાં

---

+ સ્વ. ગોવર્ધનરામ અને સ્વ. મણીલાલ.

બુદ્ધિશાળી અને વ્હેમી છતાં વ્યાવહારિક પ્રજાને પોતાની ગણી ચહાશે, અને ગુજરાતી સાહિત્ય કૃતિઓને ચોમેર જામેલા અંધકારમાં પ્રકાશતા થોડા દીવા ગણી તેને માટે મગરૂર થશે. ગુજરાત તથા હિન્દના ઇતિહાસનાં ઉજ્જ્વળ પાનાં ઉઘાડી પ્રજાને ફરીથી મહત્વાકાંક્ષી અને મહાન સેવા બનાવશે,—લાગણીભર્યા વિચારોથી અને પ્રોત્સાહક કલ્પનાથી હિન્દના ઉદયનો દિવસ સમીપમાં લાવશે।



# હાલના ગુર્જર સાહિત્યને શાની જરૂર છે?



(લેખકઃ-સુરેન્દ્ર ભાલચંદ્ર પાઠકજી)

માન્યવર પ્રમુખ સાહેબ, સુજ્ઞ સન્નારીઓ અને સદ્‌ગૃહસ્થો !

આપણી પાછલી રાત્રિના સમયે આપણી જ્ઞાતનાં મંગળ ગીત ગાવા અત્રે એકત્ર થયલાં આપ સર્વે વિદુષી સન્નારીઓ અને વિદ્વાન્ સદ્‌ગૃહસ્થોની પરિષદ્ સમક્ષ આપણાં પુરાણમાં વર્ણવાયલા ગોવર્ધનધારણને પ્રસંગે જે ઇચ્છાથી સર્વ ગોપાલકો પોતાની બલહીન જયેષ્ઠિકા શ્રીકૃષ્ણ પરમાત્માને તેમના ગોવર્ધનધારણના મહત્ કાર્યમાં સાહાય્ય કરવાના શુભ હેતુથી ધરી રહ્યા હતા, તેવીજ જાતની કોઇક ઇચ્છાથી પરિણમેલા આ નિબંધ રૂપી મારી બલહીન લઘુ જયેષ્ઠિકા જો હું આ પરિષદ્‌ના મહત્ કાર્યમાં ધરવાનો પ્રયત્ન કરવા જાઉં, તો આ પરિષદ્‌માં એકત્ર થયલાં આપ સર્વે સન્નારીઓ અને સજ્જનો મને ક્ષમા કરશોજ એવી આશા રાખી હું મારો નિબંધ શરૂ કરીશ.

ઘણી દિલગીરીની વાત છે કે આધુનિક સમયમાં સાહિત્ય શબ્દનો અર્થ ઘણો સંકુચિત થઇ ગયો છે, અને માત્ર કોઇ પણ જાતના લાગણીદર્શક અથવા લાગણી ઉત્પાદક લખાણમાં સમાઇ રહેલો આપણા જોવામાં આવે છે. આધુનિક સમયની આપણી આ ઘોર પાછલી રાત્રિએજ જ્યારે આપણે પોતે ભયાનક રસમાં તણાઇએ છીએ, ત્યારે શૃંગાર, હાસ્ય અને કરુણા રસની વાર્તા કરવી એ શું ઓછું ભયપ્રદ છે? દયારામના શૃંગારપદોની રસજ્ઞતા, શામળની કલ્પના, પ્રેમાનંદની કવિત્વશક્તિ, નરસિંહ મહેતા અને મીરાંનાં ભક્તિ પદોના રસની વાર્તા કરી જ્યાં જીવનજોડણીનાં ફાંફાં ત્યાં ભાષાજોડણીની સાથે માથાકુટ એ શું ઓછું ભયપ્રદ છે? આ સમય આખા હિન્દુસ્થાનની વસ્તીને એકવાર પેટપુરતું ખાવાનું પણ મળતું નથી, તેવે સમયે સુવર્ણભૂમિ હિન્દુસ્થાનના કેન્દ્ર રૂપ ગુજરાત જેવા વિદ્યા, કલા, કૃષિ, વ્યાપાર. ઉદ્યોગ અને હુન્નરમાં એકવાર ઘણાજ આગળ વધેલા પ્રાન્તના સાપ્તાહિક, પખવાડિક, માસિક અને ત્રૈમાસિક પત્રોમાં મારા શબ્દમાં 'અકાર' લખનારો 'હકાર' લખનાર ઉપર હુમલા કરે અને શક્તિમાન લખનારો શક્તિવાન લખનારાને ખોટો ઠરાવવા પ્રયત્ન કરે અને તેની ચર્ચાઓ એ પત્રકારો ખુશીથી પોતાના પત્રમાં ઐક્ય, આપણને પ્રજા તરીકેનું બળ

આપનારા, વિદ્યા, કલા, કૃષિ, વ્યાપાર, ઉદ્યોગ, કે હુન્નરને લગતા લેખોને બદલે દાખલ કરે એ શું ભયપ્રદ, હાસ્યપ્રદ, કે શોકપ્રદ છે તે સહેલાઇથી સમજાય એવું છે ?

હાલનાં ગુજરાતી સાહિત્યનાં ગદ્ય પદ્ય અને નાટકો કેવાં છે ? હાલના સાહિત્યમાં જ્યારે વીરરસનું પ્રાધાન્ય હોવું જોઇએ ત્યારે તે કેટલો ગૌણ થઇ જઇ ગુર્જર સાહિત્યના કોઇકોઇ ખુણા સિવાય બીજે ક્યાંઇ મળી આવે છે ? હાલના સાહિત્યમાં કહેવાતા પ્રેમરસ, શૃંગાર, બીભત્સ, હાસ્ય અને કરુણારસે પ્રધાનપદ લીધું છે, અને તેનેજ લીધે આપણી દિન પ્રતિદિન અવનતિ થતી જાય છે. આધુનિક સમયના ગુર્જર સાહિત્યના નાટક અને નવલકથાનું અવલોકન કરતાં આપણને શું માલુમ પડે છે ? હાલના નાટક અને નવલકથામાં માત્ર તેમાં આવતાં નાયક અને નાયિકાના સંયોગથી ઉત્પન્ન થતો શૃંગાર, તેમની ઘેલાઇ અને મૂર્ખતાથી પરિણમતો હાસ્ય અથવા બીભત્સ અથવા નાયકનાયિકાના વિયોગથી એક અથવા બંન્નેએ લીધેલો સન્યાસ અને તેથી ઉત્પન્ન થતો કરુણારસ અને નાટક અથવા નવલકથાના અંતમાં નાયક નાયિકાનો સંયોગ, બન્નેનો વિયોગ અને એક અથવા બન્નેનાં વાહિત પાત્ર સાથે લગ્નથી તેઓનું સુખ અથવા દુઃખ સિવાય બીજું કશું જણાતું નથી.

કેટલાંક પ્રતિષ્ઠિત ગણાતાં નાટક અને નવલકથાનાં પુસ્તકોમાં નાયક અને નાયિકાના સદ્‌ભાવ અને ઉચ્ચ ગુણોપર કાંઇક વિવેચન હોય છે, પણ તે કેટલું ? બહુજ થોડું. સૂક્ષ્મ રીતે નિરીક્ષણ કરતાં આપણને તરતજ માલુમ પડશે કે તેમાં પણ મોટે ભાગે શુદ્ધ અને સરળ ભાષાના પ્રબલ પ્રવાહ નીચે ગુલાબી અને આસમાની સુરખીવાળાં ગોળમટોળ સ્વચ્છ પાણીદાર આપણા ઐહિક અને પારલૌકિક વિચાર રૂપ મોતીને બદલે અધોગતિમાં ઘસડી જનાર બીભત્સ રસનો અંધકારમય કાળો કીટોજ ઠરેલો માલુમ પડશે. આધુનિક કાવ્યોમાં પણ માત્ર પુરાણી થઇ ગયલી, કમળ, ભ્રમર, ચંદ્ર, કુમુદ, અને એવી ઘણી બીજી પુરાણી ઉપમાઓ અને સૃષ્ટિસૌંદર્ય તેમજ કુદરતને જુદાંજુદાં રૂપ આપી આ સ્થૂલ પૃથ્વીપર હાથેલીમાં ચંદ્ર બતાવનાર કલ્પનામય સ્વર્ગભૂમિ, ગાંધર્વનગર, કલ્પતરુ અને એવા એવા બીજા અનેક કલ્પના અશ્વ ઉપર સ્વાર થયલા કવિના હૈયામાંના ભૈયા ઉપરાંત બીજું કશું જણાતું નથી. એ શું ઓછું શોચનીય છે ? જયશિખર, વનરાજ અને કરણને પાણી ચઢાવનાર કાવ્યનો વીરરસ હાલના કાવ્યોમાં શોધ્યો જડતો નથી, સ્વદેશાભિમાન અને રાજ્યભક્તિનાં કાવ્યો નમાલા અસરરહિત ઠરી ચૂક્યાં છે. હાલનાં કાવ્યોમાંથી હોલવાઇ ગયલા દીપકને ફરી પ્રગટાવનાર દીપક અને સ્વચ્છ આકાશમાં વાદળાં ઘેરી આકાશમાંથી વર્ષાની ધારા ચલાવનાર મલ્હારનું સંગીત ક્યાં ઉડી ગયું છે ! ક્યાં ઉડી ગઇ છે સંસ્કૃત કાવ્યરૂપ મંત્રોની શબ્દરચના ! ! અને ક્યાં ઉડી ગયું એ મંત્રોનું હવામાં ઇપ્સિત આંદોલનો ચલાવી ઇપ્સિત વસ્તુ પ્રાપ્ત કરાવનારૂં સંગીત ! ! ! દશ્ય

અને શ્રાવ્ય નાટકનો ભેદ સમજી તથા તે સાચવી ભરતનાટ્યપ્રયોગને આધારે વસ્તુ, પ્રવેશક, વિષ્કંભક સંધિ, ભાવ, રસ, સંગીત ઉપપ્રયોગ, ભાવણો અને ઉચ્ચવૃત્તિવાળાં આદર્શ પાત્રોવાળા હાલનાં નાટકોમાંના કેટલાં નાટકો લખાયલાં છે? હાલની ઘણી નવલકથાઓ ફક્ત નવલકથાકાર તરીકે લોકોમાં પ્રખ્યાત થવાનાજ મહત્ અભિલાષથીજ લખાયેલી છે. આ નવલકથાઓમાં સારી નવલકથાનાં મુખ્ય લક્ષણો, વસ્તુસંકલના, ભાષા, શૈલી, કૌતુકમયત્વ, કલાવિધાન, ભાવ, રસ, અને ઉચ્ચાશય બહુજ થોડા નવલકથાકારોએ સાચવવાનો પ્રયત્ન પણ કર્યો હશે અને તેનેજ લીધે ગુર્જર પ્રજા અણુસમજુ અણઘડ લેખ વાંચવાથી થતી માઠી અસરને લીધે નીપજતાં ભયંકર પરિણામો ભોગવવાના ભયમાં આવી પડી છે.

ગુજરાતી ભાષાના સાહિત્યનાં આ કાવ્યો, આ નાટકો અને આ નવલકથાઓ ઉપરાંત કેટલાંક મોટે ભાગે સંસ્કૃત કાવ્યો પુરાણ અને અંગ્રેજી બંગાલી ફારસી અને હિન્દી નવલકથાઓ, કાવ્યો અને નાટકોના અનુવાદ અને એ સિવાય બીજા થોડાક અનુવાદો છે, પણ એ શુદ્ધ ગુજરાતી લખવાના ખપુષ્પવત્ પ્રયાસને લીધે અસરવિહીન નિર્માલ્ય અને મૂળ ગ્રંથના સત્ય તત્ત્વરહિત અનુવાદો થએલા છે. આ અનુવાદ ઉપરાંત ગુજરાતી ભાષાની હાલની કુત્સિત શાળોપયોગી વાચનમાળા અને બીજાં કેટલાંક ગદ્યપદ્યાત્મક મોટે ભાગે ટીકા અને કટાક્ષના રૂપમાં લેખો છે. એ કટાક્ષમય લેખો પણ કેટલાં મલિન સંકુચિત અને ઇર્ષાવાળાં હૃદયથી લખાયલાં છે? ગુજરાતી પુસ્તકોના અવલોકનના પણ કેટલાક લેખો ફક્ત વ્યક્તિગત ટીકા અને આગળથીજ નિશ્ચિત કરી રાખેલા શબ્દોમાં છે. તે અવલોકનો એવાં છે કે સરસ્વતીચંદ્ર જેવી નવલકથાથી માંડી રા. રા. કવિશ્રી 'અ' ના હિંદુહીલોળા પુરાણના ૧૦૦–૧૨૫ લીટીના કાવ્યના અવલોકન તરીકે પણ જેમના તેમજ મુકી શકાય! આ સિવાયના કેટલાક અવલોકનના લેખો અહોરૂપં અહોધ્વનિઃ ની નીતિને બરોબર ધ્યાનમાં રાખી લખાયલા છે. આવાં અવલોકનો ઉપર કઇ જાતનું અને કેટલું વજન રાખવું? ઘણી દીલગીરીની વાત છે કે આપણા ઐહિક ઉત્કર્ષના સાધનનું ગુર્જર સાહિત્ય આવું છે. આમ કહેવાની મતલબ એવી નથી કે ગુર્જર સાહિત્યમાં અત્યારે કાંઇ નથી. હૃદયવીણા, કુસુમમાળા, વસંતોત્સવ, કવિતા અને સાહિત્ય, રાઇનો પર્વત, ઇંદુકુમાર, જયાજયંત, કુસુમાવલી, કાદંબરી ઇત્યાદી ગદ્યપદ્યાત્મક લેખોની શૈલી વેગવતી, અને અસર કરે તેવી છે. વળી આ ગુર્જર સાહિત્યના અફાટ રેતીના અરણ્યમાં, સ્વચ્છ, નિર્મળ, પાણીનાં ઝરણવાળી સુંદર પુષ્પવેલી અને સ્વાદુમિષ્ટ ફળોનાં વૃક્ષવાળાં, કેટલાંક છુટકછુટક સ્થાનો જેવાં આ સાહિત્યમાં મર્હુમ સાક્ષરોનાં લખાણો પણ દૃષ્ટિગોચર થાય છે. પણ આવું સારૂં ગુર્જર સાહિત્યમાં બહુજ થોડું છે, અને સડી ગયેલું કાઢી નાંખવા જેવું સારાના પ્રમાણમાં ઘણુંજ ઘણુંજ વધારે છે. એ ઉપરાંત આપણા આધ્યાત્મિક ઉત્કર્ષના ગુર્જર સાહિત્યમાં પંચદશી, યોગવાસિષ્ઠ, ભગવદ્ગીતા, ઇત્યાદિ સંસ્કૃત ગ્રંથોના ભાષાંતરો અને

પ્રાણાયામ, પ્રાણવિનિમય, ચંદ્રકાંત, સ્પર્શકાંત ઘણાની ભાષા એવી છે કે સામાન્ય જનસમાજને ન સમજાય અને સંસ્કૃત યોગરૂઢ શબ્દોનો મૂળ ગ્રંથમાંથીજ જેમના તેમ જરા પણ સમજુતી વગર ગોઠવી દીધા છે એટલે તે નકામાં જેવાંજ છે, અને સંગ્રહમય ગ્રંથોનો વદન સામાન્ય કોટિના માણસો કરતાં સહજ ચઢતી કોટિના માણસોને માટે રચાયા હોય તેવા છે. એટલે તે પણ જેની બુદ્ધિ અને તર્ક જરા પણ ખીલ્યાં હોય તેને માટે નકામાં થઇ પડયાં છે. એ સિવાય નિર્ણયદીપક, નિર્ણયસિંધુ, વ્રતરાજ, પ્રાયશ્ચિતચંદ્રિકા અને એવાં એવાં બીજાં પુસ્તકોનાં માત્ર પેટભરા બ્રાહ્મણોએ પોતાના ઉદરપોષણાર્થેજ ભાષાંતરો કર્યાં છે.

હવે આ કાદો ધોવાનું કામ બંધ કરી એમાંથી નીકળતો કાદવ રહેવા દઇ ગુર્જર પ્રજાને તેના ઐહિક પારલૌકિક અને તત્ત્વજ્ઞાનના શબ્દોમાં કહીએ તો આધ્યાત્મિક ઉત્કર્ષને સારૂં કેવા સાહિત્યની જરૂર છે, અને સાહિત્યના એ વિસ્તૃત અર્થમાં શાનો શાનો સમાવેશ થવો જોઇએ તે તરફ હવે આપણે દૃષ્ટિ કરીએ.

પ્રથમ તો આપણે ઐહિક ઉત્કર્ષ કોને કહેવો તે નક્કી કરી તે પછી તે કુદરતીજ રીતે શી રીતે સધાય અને સાધવાને શાંશાં સાહિત્યની જરૂર છે તે વિષે વિચાર કરીશું.

હવે ઐહિક ઉત્કર્ષ એટલે આપણી દુનિયામાં પ્રજા તરીકે ગણના, માન, અને એ ગણના થવાને માટે જોઇતું પુરતું સ્વદેશાભિમાન, સ્વમાન અને રાજ્યભક્તિ છે. આ ગુણો હોવાને માટે પ્રજાના શરીર, મન અને બુદ્ધિ તીક્ષ્ણ અને દૃઢ હોવાં જોઇએ. હવે શરીર, મન અને બુદ્ધિની તીક્ષ્ણતા અને દૃઢતાને માટે કુદરતીજ રીતે મનના વલણથી પડેલા પ્રજાના શરીરરૂપ ક્ષત્રિવર્ગનો, મનરૂપ વૈશ્યવર્ગનો અને બુદ્ધિરૂપ બ્રાહ્મણ વર્ગનો વ્યક્તિગત ઉત્કર્ષ થવો જોઇએ અને એ વ્યક્તિગત ઉન્નતિ થવાને માટે છેક બાલ્યાવસ્થાથી માંડી મનુષ્યની વૃદ્ધાવસ્થા સુધીના વધતા જતા વયને ભિન્નભિન્ન કાળે મનની ભિન્ન ભિન્ન નૈસર્ગિક પ્રધાન વૃત્તિઓને અનુસરતાં પુસ્તકો રચાઇ તેના હાથમાં મુકાવાની જરૂર છે. ઉદાહરણાર્થે મનુષ્યની બાલ્યાવસ્થામાંજ તેની નૈસર્ગિક પ્રેમવૃત્તિઓ પોષાઇ તે વિશ્વપ્રેમી થાય અને વિનયી, વિવેકી, કર્તવ્યશીલ, સહિષ્ણુતાવાળો, ચારિત્રવાન્ અને ઉદાત્ત અંતઃકરણવાળો મનુષ્ય થાય એવાં પુસ્તકો તેના હાથમાં મુકાવાં જોઇએ, તેની યુવાવસ્થાની શરૂઆતમાંજ તેને શારીરિક બળ, આરોગ્યતા અને બ્રહ્મચર્યનો શોખ લાગે એવાં પુસ્તકો અને શારીરિક બળ વધારવાને, વ્યાયામને લગતાં, આરોગ્ય વિદ્યાને લગતાં, અને બ્રહ્મચર્યથી થતા ફાયદા દર્શાવનારા પુસ્તકો તેને અપાવવાં જોઇએ. એ ઉપરાંત તેની યુવાવસ્થા જેમજેમ પરિપક્વ થતી જાય તેમ તેમ તે એક સદ્‌ગૃહસ્થ આદર્શ રૂપ ગૃહપતિ તરીકેનો અને એક પ્રજાના અંગ તરીકેનો સારી આરોગ્ય અને પુષ્ટ પ્રજા ઉત્પન્ન કરવાનો ધર્મ સમજે અને પોતાનો ધર્મ બરાબર પાલન કરી શકે તે માટે તે પાલન કરવામાં આવતાં વિઘ્નો શી રીતે

દૂર કરી શકાય અને તેનું પાલન કરવાને શું શું અગત્યનું છે તે સમજાવનારાં પુસ્તકો તેના હાથમાં મુકાવાં જોઇએ.

આવી જાતનાં પુસ્તકો આખી ગુર્જર પ્રજાને સામાન્ય રીતે બ્રાહ્મણ, ક્ષત્રિ અને વૈશ્ય ત્રણે વર્ણને માટે જરૂરનાં છે. આ ઉપરાંત ઉપર આવી ગયેલાં પાછલા વિભાગનાં પુસ્તકોની સાથે સાથેજ મનુષ્યને પોતાની બુદ્ધિ તીક્ષ્ણ અને વિસ્તૃત કરવાનું મન થાય એવાં પુસ્તકો અને તેની વર્ણ તથા મનનું વલણ તપાસી જો ક્ષત્રિ હોય તો શસ્ત્રવિદ્યા, અસ્ત્રવિદ્યા અને રાજ્યનીતિનાં; અને જો વૈસ્ય હોય તો કૃષિશાસ્ત્ર. વાણિજ્યશાસ્ત્ર, શિલ્પશાસ્ત્ર, સુથાર, લુહાર, કંસારા અને કડીઆ કામને લગતાં પુસ્તકો અને એ સિવાય અંકગણિત, ભૂમિતિ, ત્રિકોણમિતિ, અને ભૂગોળવિદ્યાના અને સત્રવિદ્યાના ઉદ્યોગને લગતા ભિન્નભિન્ન વલણો પ્રમાણેના ભિન્નભિન્ન પુસ્તકો અને જો બ્રાહ્મણ હોય તો વૈદકશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, આરોગ્યવિદ્યા, ખગોળવિદ્યા, જ્યોતિષવિદ્યા, ભૂસ્તરવિદ્યા, ભૂગોળવિદ્યા અને એ ઉપરાંત દુનિયાનાં ડહાપણના ભંડારરૂપ ઇતિહાસના ગ્રંથો તથા મનુષ્ય માત્રને સામાન્ય કેલવણી ખીલે તે માટે રસશાસ્ત્રને લગતા ઉચ્ચભાવવાળાં કાવ્ય, નાટક, નવલકથાનાં પુસ્તકો અને જુદાંજુદાં સર્વ સંગ્રહનાં પુસ્તકો ટુંકામાં જેજે વર્ણને પોતાના ધંધામાં જેજે પ્રકારના પુસ્તકોની જરૂર હોય તે તે પ્રકારનાં પુસ્તકો તે તે મનુષ્યના હાથમાં મુકાવાં જોઇએ. આ પ્રમાણેના ઉપર બતાવેલા પ્રકારનાં પુસ્તકોથી જે પ્રજાના ક્ષત્રિ, વૈસ્ય અને બ્રાહ્મણ વર્ગનાં શરીર, મન અને બુદ્ધિ કેળવાયલાં છે, તે પ્રજામાં સહજજ તે પ્રજાનાં ઐહિક ઉત્કર્ષના મૂળ રૂપ, બળ, લક્ષ્મી અને તેજનો આવિર્ભાવ થઇ, દિનપ્રતિદિન તે વૃદ્ધિંગત થતાં જાય છે. હવે આવી જાતનાં પુસ્તકોનો લોકો સહેલાઇથી ઝાઝો ઉપયોગ કરી શકે, માટે ભિન્નભિન્ન મહોલ્લાઓમાં તેની વસ્તીને ઉપયોગી મોટાં મોટાં પુસ્તકાલયો સ્થલે સ્થલે સ્થાપવાં જરૂરનાં છે.

આપણે આ ઐહિક ઉત્કર્ષ દુનિયાના દરેક દરેક મહાન ધર્મોના ફરમાન પ્રમાણે આપણા આધ્યાત્મિક ઉત્કર્ષ વિના નકામો અને ન સાધી શકાય એવો છે. તો તે આધ્યાત્મિક ઉત્કર્ષ એટલે શું ? અને તે સાધવાનો પ્રયત્ન કરવાને કયાં ને કેવાં સાહિત્યની જરૂર છે તે જાણવાની ખાસ જરૂર છે. આપણો આધ્યાત્મિક ઉત્કર્ષ એટલે સર્વના મૂળ ઝરણ રૂપ સર્વશક્તિમાન્ વિશ્વવ્યાપી જે એક મહાન્ શક્તિ છે, તેમાં મૃત્યુ પછી ભળી જવું અને આ જીવનમાં હિંદુઓની પરમહંસ અને મુસલમાન ભાઇઓની ઓલીઆની સ્થિતિએ પહોંચવું તે. એ સ્થિતિએ પહોંચવાને યોગશાસ્ત્રને લગતાં માનસ શાસ્ત્ર, પ્રાણવિનિયમ, સમાધિ અને આસનને લગતાં પુસ્તકો, પૂર્વના પ્રાચીન વેદો ને બ્રહ્મવિદ્યા અને શંકર, રામાનુજાદિ આચાર્યોનાં લખેલાં વિજ્ઞાનનાં પુસ્તકો તેમજ વ્યાસ સ્વામિ વિદ્યારણ્યાદિ જેવા વિદ્વજ્જનોના તત્ત્વજ્ઞાનના ગ્રંથો, તેમજ પાશ્ચાત્ય પ્રાચીન સોક્રેટીસ અને પ્લેટો જેવા અને અર્વાચીન સમયના વિદ્વાનોના લખેલા તત્વજ્ઞાન અને વિજ્ઞાનના ગ્રંથોનું શુદ્ધ સરળ

ભાષામાં રૂઢ શબ્દોની સમજુતીવાળું ભાષાંતર કરી તેનો બહોળો પ્રચાર કરવો જોઇએ; અને ધૃતિ, ક્ષમા, દમ, અસ્તેય, શૌચ, ઇંદ્રિયનિગ્રહ, ધી, વિદ્યા, સત્ય, અને અક્રોધ એ દરેક પર હાલના સુજ્ઞ અધિકારી સાક્ષરોએ ગ્રંથો લખી લોકોને એ વિષય ઉપર ભાષણદ્વારા બોધ આપી એ શાશ્વત સનાતન સર્વ ધર્મોએ માન્ય કરેલા મહાન ધર્મને પોતાના વર્તનમાં મુકી આપણા આધ્યાત્મિક ઉત્કર્ષનું સાહિત્ય વધારવું જોઇએ.

આ ઉપરાંત આપણા પોતાના, આપણી પ્રજાના, આપણા રાજ્યોના અને આપણા શાસ્ત્ર, વિદ્યા, કલા, ઉદ્યોગ, હુન્નર, વ્યાપાર, કૃષિ આદિના ઇતિહાસનું સંશોધન કરી ગુર્જર પ્રજાની ઉન્નતિને માટે તે પ્રકાશમાં લાવવાની ખાસ જરૂર છે.

આપણા દેશમાં ક્યાંકયાં સ્થલોની હવા ઉત્તમ છે અને કયાં કયાં સ્થલોના ઝરણા નીચે ક્યાંકયાં ખનિજો છે અને તેને લીધે તે પાણીની શીશી અસર છે અને કયાં કયાં ખનિજોની ખાણો છે તે શોધી આપણા દેશની ભૂગોળ, પુરાણો અને પર્યટન દ્વારા સંશોધન કરી આપણા રાજા મહારાજાઓ અને શેઠીઆઓના હાથમાં મુકાવી જોઇએ, કે તેઓ તેવાંતેવાં સ્થલોનો ઉદ્ધાર કરી ગુર્જર પ્રજાના લાભને માટે તે તે સ્થલો ખુલ્લાં મુકે.

એ ઉપરાંત આપણી સ્ત્રીઓને માટે પાકશાસ્ત્ર, ગુંથણકલા, ભરતકલા, ગાયનકલા, વાદનકલા, અને સંગીતશાસ્ત્રનાં પુસ્તકો પણ આપણા ગુર્જર સાહિત્યમાં હોવાં જોઇએ.

આધુનિક સમયમાં આખી હિંદી પ્રજા માંહોમાંહેના કુસંપ, ટુંકી દૃષ્ટિ, બાપા કરતા હતા અને દીકરા કરે છે અને તેમજ કરતા રહેશે એવી વૃત્તિ રાખવાની ટેવ અથવા તો ઘરડા ગધેડા છે અને પૂર્વનું સઘળું નઠારૂં અને પશ્ચિમનું સઘળુંજ સારૂં, જુનું તે સર્વ સારૂં વગેરે વિચારો રાખી અને કેળવણીના અભાવે વિદેશમાં કુલી અને મકુલી ઉપનામ પ્રાપ્ત કરવાની સ્થિતિએ પહોંચી છે. અને એવી અવનત દશાએ પહોંચેલી હિંદી પ્રજાની એક વિભાગ જેવી ગુર્જર પ્રજાની એથી પણ વધુ અધોગતિ થઇ. એ અવનત હિંદી પ્રજામાં પણ ગુજરાતી મણકે કામ એ સ્થિતિને પહોંચી છે. આમ થવાનું મુખ્ય કારણ ગુર્જર સાહિત્યની ગરીબાઇ અને કેળવણીનો અભાવજ છે, અને કુસંપ વગેરે બીજાં ગૌણ કારણો છે. આપણી કેળવણીનું અવલોકન કરતાં માલુમ પડે છે કે આપણી કેળવણી બહુજ બહુજ પછાત છે, અને પુરુષ વર્ગમાં માત્ર સોએ બાર અને સ્ત્રી વર્ગમાં સોએ એકથી પણ ઓછાં વાંચી લખી શકે તેવાં છે. ગુર્જર પ્રજા કેળવણીમાં આટલી પછાત છે, તેનું કારણ શોધતાં આપણને માલુમ પડશે કે આપણા કેળવાયેલા વર્ગની એવી કાંઇક પ્રભા નથી અને આધુનિક કેળવણીથી એવો કોઇ પણ ખાસ લાભ નથી, કે તેથી આપણે બીનકેળવાયેલી પ્રજા કેળવણી લેવા લલચાય. એ ઉપરાંત હાલની પાશ્ચાત્ય મોંઘી કેળવણી લેવામાં તન, મન અને પૈસાનું પાણી થઇ જાય

છે. એનું ફળશ્રુતિમાં માત્ર મોટું મીંડુંજ મળે છે. આવી શોકજનક સ્થિતિમાં ગુર્જર પ્રજાના ઉત્કર્ષને માટે ગુર્જર સાહિત્ય એવું થવું જોઇએ કે તેનો લાભ સર્વ કોઇ સહેલાઇથી લઇ શકે, અને તેની ઉપયોગિતાને લીધેજ લોકોને વધારે નહિ તો પ્રાથમિક કેળવણી લેવાનું મન થાય, અને તેમ થવાને સારૂ ગુર્જર સાહિત્યના પુસ્તકોની ભાષા સરળ, સહુ કોઇ સહેલાઇથી સમજી શકે તેવીઅને સંસ્કારી હોવી જોઇએ. જો આટલાં બહોળાં સાહિત્યને માટે એવી ભાષા લખવાને ગુજરાતી ભાષાનો શબ્દકોષ નાનો પડે, તો જેવી રીતે અન્ય ભાષાઓના શબ્દકોષ ભિન્નભિન્ન ભાષાના શબ્દોથી તવંગર થયા છે, તેવીજ રીતે આપણા ગુજરાતી ભાષાના શબ્દકોષમાં અન્ય ભાષાના શબ્દો દાખલ કરવા એમાં કાંઇ પણ શરમાવા જેવું કે અચકાવા જેવું નથી. આવી રીતની ભાષાવાળાં ઘણાંજ ઉત્તમ અને લોકોપયોગી પુસ્તકોથી જો ગુર્જર સાહિત્ય અન્ય ભાષાના કરતાં વિશેષ તવંગર હશે, તો કોઇક કાલે ઘણીજ દૂર દૂરની ઝીણીઝીણી ઝાંખી એવી પણ આશા રાખી શકાય કે ગુર્જરગિરા દુનિયાના મોટા ભાગની કદાચ માતૃ ભાષા પણ થાય, અને એ આશા રાખવાનો પ્રસંગ જલદી જલદી પ્રાપ્ત થાય, અને એ આશા ફલીભૂત થાય તે માટે સર્વ શક્તિમાન્ દયાળુ પ્રભુની પ્રાર્થના કરી હું આ નિબંધ બંધ કરીશ.

સુરેન્દ્ર ભાલચંદ્ર પાઠકજી.



# બાળારાજા.



**"मातृदेवो भव। पितृदेवो भव।"**

उपनिषत्

(લેખકઃ—રા. કૌશિકરામ વિઘ્નહરરામ મહેતા, બી. એ.)

ઉત્તમોત્તમ કુળમાં અવતરેલા બાળકને એકાંતમાં રાખવામાં આવે, તેના જીવનનો નિર્વાહ કરનાર સર્વ પ્રકારની સામગ્રી તેના ચરણમાં રજુ કરવામાં આવે, પણ તેને જીંદગી સુધી કોઇપણ પ્રાણીનો સંગ કરવા દેવામાં આવે નહિ તો તે બાળક મોટું થતાં કેવા ગુણવાળું થાય એ વિચારથી પણ આપણે ગુંગળાઇ જઇએ છીએ. તેજ પ્રમાણે બુદ્ધિનું તદ્દન બારદાન, મનુષ્ય-સૃષ્ટિ કરતાં પાષાણસૃષ્ટિને વધારે મળતું બાળક સાક્ષાત્ વાગીશ્વરી દેવી કે વાચસ્પતિ દેવના ચરણકમળમાં અર્પણ કરવામાં આવે તો તે મોટું થતાં કેવા કેવા સંસ્કારોને પ્રકટ કરે અને કેવું પરાક્રમ કરી બતાવે એ વિચારથી પણ આપણને મતિસંભ્રમ થાય છે. પ્રથમ પક્ષમાં આપણને ગુરુની અને કેળવણીનાં સાધનોની મહત્તા સમજાય છે તો બીજા પક્ષમાં શિષ્યનો અને અધિકારસામગ્રીનો મહિમા આપણું ધ્યાન ખેંચે છે. ઉત્તમ શિષ્યને ઉત્તમ ગુરુનો યોગ થવાથી ઉત્તમ ફળ નિપજે છે, એમાં તો કોઇને સંદેહ નથી. વસિષ્ઠના ઉપદેશથી રામચંદ્ર કૃતાર્થ થયા, અને શ્રીકૃષ્ણના ઉપદેશથી અર્જુનનો મોહ ઉડી ગયો, તથા અંધકારથી ઘેરાયલા તેના કર્તવ્યમાર્ગ ઉપર અલૌકિક પ્રકાશપટ પડયો એ વ્યતિ-રેક આપણે સારી રીતે સમજી શકીએ છીએ. કેળવણીસંબંધી કરુણ વાર્તા એક એ છે કે વસિષ્ઠ અને શ્રીકૃષ્ણસમાન વ્યક્તિ તેમજ રામચંદ્ર અને અર્જુનસમાન વ્યક્તિ દુર્લભ છે, અને એવા અસાધારણ પુરુષયુગલનો યોગ તો અતિ વિરલ છે એમાં કહેવુંજ શું? બીજી કરુણ વાર્તા એ છે કે આપણે ત્યાં કેળવણીનો ભવ્ય પરિણામ કેમ જોવામાં આવતો નથી એ મહાપ્રશ્નનું ઉત્તર માગવા જતાં જવાબદાર ગણાતા બંને પક્ષો પોતપોતાની જવાબદારીથી છટકી જવા માગે છે. ઘણાં માતાપિતાઓ એમ માને છે કે અમારી સંતતિ સુપાત્ર છતાં શાળામાં તેને કુપાત્ર બનાવી દેવામાં આવે છે, તો બીજે પક્ષે ઘણા શિક્ષકોનું એવું મંતવ્ય છે કે કાણા પાત્રમાં રેડાયલું અમારું અમૂલ્ય શિક્ષણામૃત એળે વહ્યું જાય છે. માતાપિતા એવી દલીલ કરે છે કે શિક્ષકોને સુશિક્ષિત કરવા જોઇએ, ત્યારે શિક્ષકો એવી દરખાસ્ત રજુ કરે છે કે માતા-પિતાની ગરદન ઉપર પણ તેમના બરની કેળવણીની ધુસરી લગાવવી જોઇએ. આજકાલ શિક્ષકને પોતાના શિષ્ય સંબંધી ફિકર નથી એવો આરોપ માતાપિતા શિક્ષક ઉપર મુકે છે તેનો રદિયો શિક્ષક એમ કહી વાળે છે કે આજકાલ માતાપિતાની પોતાની સંતતિના ભાવિસંબંધી બેદરકારી અવર્ણનીય અને અતિ શોચનીય છે. હાઇ-ડ્રોજન અને ઑક્સિજન એ વાયુયુગ્મના મેળાપ વિના જેમ જળની ઉત્પત્તિ થતી નથી તેમ ઘર અને શાળા એ બે તીર્થોના હૃદયંગમ સંગમ વિના કોઇ પણ જનસમાજની કદાપિ

વાસ્તવિક અને સ્થાયી ઉન્નતિ થનાર નથી. सह वीर्यं करवावहै એ પુણ્ય મંત્રનું રહસ્ય અહિં પણ આપણને સમજાય છે. કોઇ પણ પક્ષ પ્રમાદને વશ થઇ પોતાની જવાબદારીથી છટકી જવા માગે, અથવા તો ઉન્મત્તતાના આવેશમાં પોતાનેજ સર્વ પ્રકારે સમર્થ માને એ દેશના પરમ દુર્દિની નિશાની છે. "હું મારું કર્તવ્ય કરીશ, તમે પણ કૃપા કરી તમારું કર્તવ્ય કરી મારી પીઠ થાબડો, પછી જુઓ કેવું સુંદર ફળ જામે છે!" એ પ્રકારની બંને પક્ષની સહકારિતાની લાગણી શાશ્વત દેશોદયને સૂચવનાર અંતરિક્ષમાં ફરફરતી રમણીય માંગલિક પતાકા છે. આ પ્રકારની સહકારિતા ઘર અને શાળા એ બંને ક્ષેત્રોમાં છે, અને ન હોય તો સિદ્ધ કરવા બંનેની ઉત્કટ ઇચ્છા છે એટલું આ લઘુ લેખ આરંભમાં સ્વીકારી લે છે.

ગૃહ અને શાળા એ ઉભયનું નિશાન બાળકનું હિત છે એ વિષે મતભેદને અવકાશજ નથી. હવે બાળકનું હિત શી રીતે સિદ્ધ કરવું એ મોટો સવાલ છે, અને કેળવણીની અનેક પદ્ધતિઓની આ સ્થળે પ્રચંડ મારામારી છે. પરંતુ ઘણે પ્રસંગે એમ બને છે કે લોહી નિકળ્યા પછી અને હાડકું ભાંગ્યા પછી બંને પક્ષને સમજાય છે કે કોઇ ક્ષુદ્ર ગેરસમજરૂપ રજને ગજનું સ્વરૂપ આપી દેવાથી મારામારીનો ઉદ્ભવ થયો છે, અને શરૂઆતમાંજ જો તે ગેરસમજની બે ફાડ કરી નાંખવામાં આવી હોત તો તેવો અનર્થ ઉત્પન્ન થાત નહિ. કેળવણીના બાબતમાં પણ એમ છે. અનેક પદ્ધતિઓ ઉપરચોટિયા અવલોકનથી આપણને તદ્દન ભિન્ન જણાય છે, પરંતુ સહજ ઉંડા ઉતરી વિચાર કરવાથી તેમાં આપણને અનેક સમાનતાના અંશો જડી આવે છે. એટલુંજ નહિ પણ કોઇ કોઇ વાર આપણે આશ્ચર્યમૂઢ થઇ જઇ ઉદ્ગાર કાઢીએ છીએ કે કેળવણીની પદ્ધતિઓમાં વસ્તુતઃ કશુંજ નવીન નથી, અર્વાચીન ગણાતી સર્વે શિક્ષણપદ્ધતિઓનાં બીજ પ્રાચીન શિક્ષણપ્રબંધોમાં રહેલાં જોવામાં આવે છે, અને બીજી રીતે હોઇ પણ કેમ શકે, કારણકે એવાં પણ વાક્ય નથી કે "सूर्याचंद्रमसौ धाता यथापूर्वमकल्पयत ।" "એનો કબીરજી કહી ગયા છે," There is nothing new under the sun?

શિક્ષણપદ્ધતિઓનો ઉદ્દેશ બાળકનું હિત છે એટલું સ્વીકારવામાં આવે છે તો પછી બીજું એટલું સ્વીકારવામાં બાધ આવવો જોઇએ નહિ કે જે વ્યક્તિનું આપણે હિત કરવા માગતા હોઇએ તેની પ્રકૃતિનું જ્ઞાન આપણે જેમ બને તેમ મેળવવું જોઇએ; વિશેષ પ્રમાણમાં નહિ તો થોડું પણ સાચીન જ્ઞાન તો આપણને હોવુંજ જોઇએ. હવે એટલું તો નક્કી છે કે દુનિયામાં બાળકોનો પ્રાદુર્ભાવ કંઇ વીસમી સદીમાં પહેલીવાર થયો નથી. જ્યારથી મનુષ્યની ઉત્પત્તિ થઇ છે ત્યારથી બાળકો પણ અવતરતાં આવ્યાં છે, અર્થાત્ લાખો નહિ તો હજારો વર્ષથી બાળકો કેળવાતાં આવ્યાં છે. એ લાંબા વખતનો બાળ-કેળવણીનો અનુભવ આપણને જો ઉપલબ્ધ થાય તો તે કેટલો બધો લાભકર્તા થઇ પડે! આપણા સદ્ભાગ્યના ઉદ્રેકથી આપણે દર્પયેલા બની જઇએ. પરંતુ એ અનુભવ મળે કયાંથી, કારણ કે કેળવણીશાસ્ત્રની સેંકડો પાનાંની પોથીઓ તો છેક અર્વાચીન કાળની છે. આ વાત સત્ય છે, પરંતુ તે સાથે એટલું પણ સત્ય છે કે એ બહોળો અનુભવ નહિ ને એ અનુભવનો અર્ક મેળવવા આપણે શક્તિમાન્ થઇએ તોપણ આપણું ભાગ્ય ઓછું કહી શકાય નહિ, અને થોડાં ઘણાં ટીપાં પણ આપણા ગળામાં જાય તો આપણે આપણું જીવન યશસ્વી માનીએ.

એ પ્રાચીન શિક્ષણાનુભવના અર્કનાં થોડાં ઘણાં પણ ટીપાં આપણને ઉપલબ્ધ છે. જે સમયમાં અનુભવ મોટાં મોટાં પુસ્તકરૂપે પ્રકટ થતો નથી, તે સમયે તે નાનાં નાનાં વાક્યરૂપે બહાર આવે છે, અને જે સમયે મનુષ્યની 'પાવડે પગ અને બ્રહ્મ ઉપદેશ' જેવી સ્થિતિ હોય છે તે સમયે અનુભવ જનકથનરૂપે વામન વચનમાં અથવા તો તેથી પણ વામન એચાર શબ્દોમાં ગડબાય છે, અને એવો દૈવી પ્રકાશ ચોમેર વિસ્તારે છે કે તે પ્રકાશમાં આપણને જણાય છે પેસ્ટાલોટ્સી, જણાય છે ફ્રોબલ, અને જણાય છે આપણી આંખ આગળ ઝગમગતી મોન્ટેસોરી!

સર્વ પ્રસંગે સર્વ વ્યક્તિઓના અનુભવ કંઇ એકસરખા હોતા નથી, તેથી આજકાલ વિદ્યાકળાની અનેક બાબતોમાં જેમ મતભેદ હોય છે તેમ અનુભવના વૈચિત્ર્યને લીધે અનુભવના અર્કરૂપ જનકથનો એકસરખાં હોતાં નથી, પરંતુ જેમ મનનશીલ મનુષ્ય અનેક બાબતોમાં વિરોધનો પરિહાર કરી શકે છે, તેમ વિચારશીલ પુરુષ અનેક અનુભવોની અને જનકથનોની એકવાક્યતા કરી શકે છે. "આપ સમાન બળ નહિ અને મેઘ સમાન જળ નહિ" એવી એક કહેવત છે તો બીજેજ છેડે બીજી કહેવત છે કે "વાડ વિના વેલો ચઢે નહિ." પહેલી કહેવત સ્વાશ્રયનો મહિમા જણાવે છે અને ઉત્તમ અધિકારીને માટે છે તો બીજી કહેવત પરાશ્રયની ઉપયોગિતા સૂચવે છે અને ઉતરતા અધિકારીને ઉદ્દેશીને છે, અથવા તો જે પુરુષ મુખ્યત્વે કરીને સ્વાશ્રયી હોય છે એવાને પણ કેટલેક અંશે પરાશ્રય સ્વીકારવો પડે છે એમ એ સંયુક્ત કહેવતોનું શિક્ષણ છે. મનુષ્યશરીરમાં જેમ કઠણ હાડકાં અને કોમળ માંસ તથા ચરબી સહવાસ કરીને રહ્યાં છે તેમ જનસમાજમાં પણ ઉત્તમ અધિકારીઓ અને ઉતરતા અધિકારીઓ સાથે સ્થિતિ કરીને રહે છે, અને તેમણે સંપાદન કરવા યોગ્ય સદ્‌ગુણોની દિશા કોઈ કોઈ સમયે ભિન્ન હોય એમાં આશ્ચર્ય પામવા સરખું નથી.

કેળવણીસંબંધમાં આપણા વૃદ્ધોના અનુભવઅર્કનાં ટીપાં મેળવવા આપણે પ્રયત્ન કરીશું તો તે પ્રયત્ન વ્યર્થ જશે નહિ. ઉપર કહ્યા પ્રમાણે પ્રાચીન શાણપણ કેટલીક વખતે બે ચાર શબ્દોમાં સંકેલાયાનું હોય છે તેમ અહિં જોવામાં આવે છે. રાજા શબ્દ મુખ્યત્વે કરીને પ્રજાપાલક પૃથ્વીપતિને લગાડવામાં આવે છે, પરંતુ વ્યવહારમાં જોઇશું તો અનેક વ્યક્તિઓ સાથે એ શબ્દ જોડાય છે. વરને વરરાજા અને જમાઇને જમાઇરાજ કહેવામાં આવે છે, તથા યોગીનું મહારાજ શબ્દથી સંબોધન કરવામાં આવે છે. વર તથા જમાઈ સત્તાધારી છે એમ સર્વ કોઇ માને છે, અને યોગીમાં અમાનુષ સામર્થ્ય રહેલું હોય છે એમ શ્રદ્ધાળુ મનુષ્યો સ્વીકારે છે. પરંતુ આપણા વિષય સાથે સંબંધ ધરાવનાર બાળકને પણ એ મહાપદવી બક્ષી આપણા પૂર્વજોએ પોતાનું અગાધ ડહાપણ સિદ્ધ કરી આપ્યું છે. "બાળારાજા" એ બે શબ્દમાં અદ્‌ભુત મન્ત્રસામર્થ્ય રહેલું છે. મનન કરવાથી જેમ મન્ત્ર ઉપાસકનું રક્ષણ કરે છે તેમ વિચાર કરવાથી બાળારાજા એ શબ્દયુગલ શિક્ષકને કૃતાર્થ કરે છે. બાળારાજા એ શબ્દો શિક્ષણમહાલયના અનેક અટપટા દરવાજા ઉઘાડનાર ઉઘાડી છતાં અંધારામાં રહેલી મહાસમર્થ કુંચી છે. વેદના સમગ્ર અર્થ જેમ પરમેશ્વર જાણે છે તેમ બાળારાજાનો નિઃશેષ મહિમા પણ વિશ્વપતિ એકલાજ પિછાને છે.

એ અતિ મહાન્ અર્થના કેટલાક અંશો ઉકેલવાના પ્રયાસથી આપણી ખાતરી થશે કે કેળવણીસંબંધમાં કેટલો બધો અનર્થ આજકાલ આપણા હાથથી થાય છે, અરે કેવું ઘોર પાપ આપણે આચરીએ છીએ. રાજા શબ્દના અર્થમાં આપણે જરા પણ ઉંડા ઉતરીશું તો આપણને સમજાશે કે સામાન્ય રીતે રાજાને સ્વતંત્રતાનો તીવ્ર અભિલાષ હોય છે, રાજાની ઇચ્છાઓ ઘણે પ્રસંગે બીજા મનુષ્યોની ઇચ્છા પ્રમાણે સિદ્ધ નિયમને વશ હોતી નથી, રાજાનું વલણ બીજાંઓને પ્રસન્ન કરવાનું ઓછું હોય છે, પરંતુ રાજાને પ્રસન્ન કરવાની હરીફાઇ બીજાઓમાં પ્રબલ હોય છે, રાજાની જિજ્ઞાસા વિશાળ હોય છે, અને વિશેષમાં કહીએ તો રાજાની હઠ પણ ભયંકર અને માનનીય હોય છે. હવે આપણા બાળારાજા સંબંધી આપણે વિચાર કરીશું તો આપણને જણાશે કે ઉપર કહેલાં રાજાનાં તમામ લક્ષણો તેનામાં પણ વધતે ઓછે અંશે ઘટે છે. બાળક પોતે થાકતું નથી અને બીજાને ઝટ થકવી નાંખે છે, ઘરને નચવી મુકે છે, ક્ષણમાં હસે છે તો ક્ષણમાં રડે છે, હમણાં અમુક રમકડું માગે છે તો થોડીવાર પછી બીજું રમકડું માગશે, તેના વશીકરણથી જુવાન અને વૃદ્ધ તેની આસપાસ વિંટળાયલાને વિંટળાયલા રહે છે, તેના અતર્પણીય અંતઃકરણના વિનોદને માટે સેંકડો વસ્તુઓ પણ બસ થતી નથી, તેની જિજ્ઞાસા પાર વિનાની વિસ્તરેલી હોય છે, અને તેની હઠ પણ ભીષણ છતાં પ્રેક્ષણીય હોય છે. બાળકનાં કેટલાંક અવર્ણનીય લક્ષણનો જેમને અનુભવ થયો છે, તેઓ તો આગળ વધી છાતી ઠોકી કહે છે કે બાળકને રાજાની ઉપમા આપવી એ એક હીનોપમા આપવા બરાબર છે. જેમના પુણ્ય નામમાત્રનું ઉચ્ચારણ લાખો ભક્તોની આંખમાંથી ભક્તિનાં આંસુ ખેરવે છે, તે શ્રીબાલકૃષ્ણની ઉપમાજ બાળકને આપવા યોગ્ય છે, એમ હજારો માતા પિતાનાં વત્સલતાથી છલકાતાં અંતઃકરણ સાક્ષી પૂરે છે, એટલુંજ નહિ પણ વિરલ શિક્ષકોનાં પ્રેમપૂર્ણ હૃદય પ્રત્યેક બાળશિષ્યને "કામણગારો કાનુડો" લેખી થનગન નાચી રહે છે.

બાળપ્રકૃતિના આ સ્થૂળ વર્ણનથી આપણને બાળશિક્ષણનો ધોરી રસ્તો સૂઝી આવે છે. लालयेत् पञ्च वर्षाणि એ વાક્યમાં કિન્ડરગાર્ટન પદ્ધતિનું રહસ્ય આવી જાય છે. બાળક સાથેનો ઉત્તમ વ્યવહાર તેનું લાલન છે. બાળકને ખૂબ રમાડો એટલે તે ખૂબ ખીલશે, બાળકને છૂટથી હરવા ફરવા દો એટલે તે મજબુત થશે, અને અનેક અનુભવો પોતાની મેળે મેળવશે, દોડતા બાળક સાથે દોડો, કૂદતા બાળક સાથે કૂદો, અને તેના વીર્યવંત વિદ્યુત્પ્રવાહનું ચેતન તમારામાં પણ રેડાશે; બાળકને અનેક વાર્તાઓ કહો, અને તે કોઇવાર તલ્લીન ચિત્તથી સાંભળી અથવા તો કોઇવાર ભ્રમિત ચિત્તથી ઉડાવી દઇ મનોહર રીતે કંઇ કંઇ સંસ્કારો ગ્રહણ કરશે; બાળકના ચરણમાં શિક્ષણ સામગ્રીના ભંડાર રજુ કરો અને તે રસ્તે રસ્તે થોડું થોડું કરી સરવાળે ઘણું જ્ઞાન સંપાદન કરશે; તેના તરેહવાર સવાલના જવાબ પ્રસન્નતાથી દો તથા તેની નવી નવી ગુંચ ઉકેલો, અને તેના નેત્રમાં ચાતુર્યની દૈવી ચમકતું તમને દર્શન થશે.

બાળક એ માયાના પ્રદેશમાં તાજેતર પ્રવેશ પામેલું પ્રાણી છે અને માયાનું મનોહર પુતળું છે. વેદાન્તશાસ્ત્ર પ્રમાણે માયા આપણી માતા છે અને પરમાત્મા આપણા પિતા છે, અને કિન્ડરગાર્ટનનો એક મહાસિદ્ધાન્ત વ્યક્ત કરતા હોય એમ મહર્ષિ મનુ કહે છે કે सहस्रं तु पितॄन् माता गौरवेणातिरिच्यते માતાનું ગૌરવ હજાર પિતાઓના ગૌરવથી પણ

ચઢિયાતું છે. આ કારણથી પુરાતન ઉપદેશ છે કે मातृदेवो भव । पितृदेवो भव । માતાને દેવ સમાન પૂજ્ય ગણ, પિતાને દેવ સમાન પૂજ્ય ગણ. પ્રથમ ગુરુ પદ માતાનું છે બીજું ગુરુ-પદ પિતાનું છે. પિતાનું વંદન પહેલાં કરવું અને માતાનું વંદન પછીથી કરવું એ વિપરીત ક્રમ છે. માતાનો શાપ થયાનાં વિલક્ષણ ઉદાહરણો આપણા પવિત્ર ગ્રંથોમાં છે. માતા કદાપિ શાપ દે નહિ એમ માનનરા એ ઉદાહરણોને કપોલકલ્પિત કહેશે પરંતુ કેળવણીમાં તો માતાના શાપથી આપણી પ્રજાની સાતમા પાતાળ જેટલી અધોગતિ થયલી છે એમ સિદ્ધ કરવું સહેલ છે.

પ્રત્યેક પ્રાણી માયાનું સંતાન છે અને માયાના ધાવણ ઉપર ન છીનવી લેવાય એવો પવિત્ર હક ધરાવે છે. માયા શક્તિના ફરજંદ તરીકે એ હક તેણે વાપરવો જોઇએ. એ હક જ્યારે તે જતો કરે છે ત્યારે માયાશક્તિના મનમાં ઓછું આવે છે. માયાશક્તિને પૂજ્ય માની પ્રસન્ન રાખવાં એ તેનું પવિત્ર કર્તવ્ય છે. એ કર્તવ્ય જો તે કરતો નથી તો માયાશક્તિ દુભાય છે, અને તેમની આંતરડીનો કકળાટ અનર્થ ઉપજાવ્યા વિના રહેતો નથી.

માયાના અનેક લક્ષણોમાંથી કેળવણી પરત્વે માયાનું મુખ્ય લક્ષણ પૃથક્ત્વ એટલે વિભાગ પાડનાર શક્તિ એ બંધબેસતું આવે છે. શરીરમાં જોઇશું તો એ વિભાગ પડાવનાર પ્રાથમિક સાધન તેની ઇન્દ્રિયો છે. ધારો કે કોઇ માણસ સાંભળી શકતો નથી, પદાર્થોને અડકી ઓળખી શકતો નથી, દેખી શકતો નથી, ચાખી શકતો નથી, અને સુંઘી શકતો નથી; વળી ધારો કે તેના હાથમાં કંઇ પણ લેવાની કે આપવાની શક્તિ નથી, તેના પગમાં હરવા ફરવાની શક્તિ નથી અને તેની વાણીમાં એકે શબ્દ ઉચ્ચાર કરવાની શક્તિ નથી; તેમ છતાં ધારો કે એ મનુષ્ય ખાઇ શકે છે, એની નાડીમાં લોહી ફરી શકે છે, એનું જઠર અન્ન પચાવી શકે છે, એનું રક્તાશય લોહી સંઘરી તથા ધકેલી શકે છે, અને એનાં ફેફસાં વાયુને ચૂસી તથા બહાર કાઢી શકે છે. આવી વ્યક્તિને મનુષ્યનું નામ આપવા કરતાં ધમણ એ નામ આપવું આપણને વિશેષ ઉચિત લાગશે. બીજે પક્ષે એમ ધારો કે કોઇ શ્રીમાન્ પુરુષ જમવા બેઠો છે, જમતી વખતે ખુલ્લી મુકેલી સુંદર પેટીમાંથી મોહક સંગીતનો ફુવારો ફુટતો રહ્યો છે. વિનીત નોકરો વાળાના પંખાથી મંદ મંદ પવન નાંખતા રહ્યા છે, રૂપાની થાળી વાડકા વગેરે અનેક રમણીય દશ્યો તેની નજર ઠારી રહ્યાં છે, ખાવાના પદાર્થોની અતિસ્વાદિષ્ટ વિવિધ વાનીઓ ક્ષણભર પૃથ્વી અને સ્વર્ગનું અંતર તેના અંતરમાંથી ભૂંસી રહી છે, અને સુગંધમય ધૂપ તથા પુષ્પો બ્હેક બ્હેક થઇ રહ્યાં છે. પ્રથમ મનુષ્યના પ્રમાણમાં બીજા મનુષ્યનું જીવન આપણને પૂર્ણ અને અતિ સ્પૃહણીય લાગે છે. પ્રથમ ઉદાહરણમાં જ્યારે પાંચે જ્ઞાનેન્દ્રિયોનો અસ્ત છે ત્યારે બીજા ઉદાહ-રણમાં તે ઇન્દ્રિયોનો મનોહર વિલાસ જોવામાં આવે છે. હવે એ ઇન્દ્રિયોમાંથી એક પણ ઇન્દ્રિય ઓછી થવી અથવા ક્ષત થવી એને આપણે આપણું પરમ દુર્ભાગ્ય માનીએ છીએ. તો પછી આપણી જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો આપણા જીવનમાં એક અતિ મહત્વનો ભાગ ભજવે છે એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી.

અતિ પરિચયથી અવજ્ઞા થાય છે. અતિ પરિચયને લીધે મલય પર્વત ઉપર રહેતા ભીલો ચંદનનાં ઝાડને બળતણતરીકે વાપરે છે, અને અતિ પરિચયને લીધે પ્રયાગતીર્થમાં રહેતા લોક

કૂવાના પાણીથી ન્હાય છે. આપણી બિચારી ઇન્દ્રિયોની પણ એ દુર્દશા થઇ છે. ઇન્દ્રિયો આપણને પ્રાપ્ત છે તેથી આપણે એ બાબત બેફિકર રહીએ છીએ. પરંતુ ઇન્દ્રિયની પ્રાપ્તિ એ કંઇ ઇન્દ્રિયની શક્તિ નથી. આપણું કામ શક્તિ સાથે છે, પ્રાપ્તિ સાથે નથી. ઇન્દ્રિય પ્રાપ્ત હોય છતાં તેને સમર્થ કરવા માટે કેળવવાની જરૂર છે, એ ઉપદેશ મનુષ્યજીવનને પહેલે પગથીએજ કુદરત આપે છે. બાળકને પોતાના હાથથી પોતાનો અંગુઠો પકડતું કોણે જોયું નથી? એ અતિ રમણીય દૃશ્ય ઉપલકિયા દૃષ્ટિથી આપણને સારું લાગે છે પણ તે સારું નથી. અંગુઠાની આસપાસ વધતે ઓછે અંતરે દશે દિશામાં ફંફોસી ફંફોસી બાળક અંતે પોતાના હાથથી અંગુઠાને પકડવા સમર્થ થયું છે. અંધ જન્મેલા કોઇ કોઇ માણસો તેમના સુભાગ્યે શસ્ત્રોપચારથી જ્યારે નેત્રરત્ન પ્રાપ્ત કરે છે ત્યારે તેમની અતિ કઢંગી સ્થિતિ જોવામાં આવે છે. જે પદાર્થો પૂર્વે અડકવાથી ઓળખાયા હતા તેને જોવાથી આળખવાનું કાર્ય તેમને બહુ મુશ્કેલ થઇ પડે છે. તેઓ પાઘડી સામા નજર માંડીને જોતાં હોય છતાં તેમને ખબર પડે કે નહિ કે આ તે પાઘડી છે કે બિલાડી કે ચોપડી કે ખુરસી. પરંતુ તેમનો હાથ પાઘડી ઉપર ફરે છે કે તરત તેઓ તે વસ્તુ ઓળખી શકે છે. ચાલતી વખતે પગની ગતિ ઉપર તેમની નજર પડવાથી તેમને ચાલવું ફાવતું નથી. આંખ છતાં પહેલાંની પેઠે આંખ મીચી દોડવું એમને વિશેષ સરલ પડે છે. ધીરે ધીરે દર્શનશક્તિનો પ્રયોગ છતાં તે નિયમમાં આવી જાય છે, અને બીજી ઇન્દ્રિયોને પ્રતિબંધક થવાને બદલે તેમને સહાયક થઇ પડે છે. આથી સ્પષ્ટ થાય છે કે ઇન્દ્રિયોનું અસ્તિત્વ માત્ર ઇન્દ્રિયોના સામર્થ્યનું માપ નથી.

બાળકની ઇન્દ્રિયો વિકાસ માટે તલસે છે અને તેથી જે બાળશિક્ષણમંદિર ઇન્દ્રિયવિકાસના સુદૃઢ પાયા ઉપર રચાયલું નથી તે તેપને ગોળે એકદમ જમીનદોસ્ત કરવા લાયક છે. બાળકની ઇન્દ્રિય પોતપોતાના સ્વાદિષ્ઠ ખોરાક માટે પોકાર કરે છે, આક્રંદ કરે છે. એ પોકાર તથા આક્રંદને ન સમજી અથવા સમજી તેની ઉપેક્ષા કરી જે શિક્ષણપદ્ધતિ ખોરાકને બદલે વાચક શિશુને પોશાક આપે છે તેને ભૂખમરાથી તડફડીઆં મારતો તે ઇન્દ્રિયોનો વિકરાલ શાપ લાગે છે. બાળક પોતાની મેળે પોતાના પગના જોરથી પર્વતનાં પગથિયાં ચઢી યાત્રા કરવા થનગન થઇ રહ્યું છે તેને કેડે લઇ તેનો આનંદ લૂંટી લેનારાઓ દેશને ભિખારી બનાવી દઇ તેની સંપત્તિ ધોળે દહાડે લૂંટાવી દે છે. બાળકને એક સમર્થ ભાવી પુરુષ અથવા સ્ત્રી તરીકે માનનીય ન લેખતાં આજ્ઞા ઉઠાવનાર દાસ તરીકે અથવા દાસી તરીકે તુચ્છ પંક્તિના જે લેખે છે તેમની દૃષ્ટિનો અધિકાર સદા પૃથ્વીનાંજ દર્શન કરવાનો છે, ગગનની ઝાંખી કરવાનો કદાપિ નથી.

બાળશિક્ષણનો આદર્શ કેટલો બધો ઉચ્ચ હોઇ શકે તેનો ખ્યાલ આપણાં પવિત્ર પ્રાચીન પુસ્તકોના સૂક્ષ્મ અભ્યાસથી આપણને આવી શકે છે. રામાયણના અયોધ્યા કાંડમાં ભરદ્વાજ મુનિએ રામચંદ્રાદિનો સત્કાર કરી તેમને ચિત્રકૂટ પર્વતનો નિર્દેશ કર્યા પછી તે સ્થાને પહોંચવા માટે માર્ગમાં યમુના નદી ઓળંગવાની જરૂર પડે છે. એ પ્રસંગે રામ અને લક્ષ્મણ હાથ જોડી બેસી રહેતા નથી પરંતુ આસપાસ જંગલમાં ઉગતાં લાકડાંનો તરાપો બનાવે છે, અને નદી પાર ઉતરે છે. રામ અને લક્ષ્મણને વનમાં તરાપો બનાવતાં એકદમ આવડી ગયો

એમ માનવા કરતાં તરાપો બનાવવામાં ઉપયોગી થઇ પડે એવી અનેક કળાઓનું રીતસર શિક્ષણ તેમને બાળપણથી મળ્યું હતું એમ માનવું એ વિશેષ યોગ્ય છે. પર્ણકુટી બનાવવામાં લક્ષ્મણની કુશળતાનું કારણ પણ એજ હોવું જોઇએ. ત્યારે પવિત્રમૂર્તિ સીતા શું આખો દહાડો બંગાસાં ખાયાં કરતાં હશે ? પોતાના પ્રાણપતિ સાથે વનપ્રયાણનો પોતાનો અડગ નિશ્ચય જણાવવા સાથે મહાપતિવ્રતા સીતાએ પોતાનો કેટલોક કાર્યક્રમ પણ જણાવી દીધો હતો કે—"હે નાથ ! હું તમને અધીન રહી તમારી નિરંતર સેવા કરીશ, તમને દુઃખ દઇશ નહિ. પર્વતો, તળાવો, સરોવરો, કમળો, હંસો, સુગંધિ પુષ્પોથી મઘમઘતાં વનો એ સર્વ આપની સાથે રહી જોવાની મને પ્રબલ ઇચ્છા છે." અને સીતા વર્ત્યાં છે પણ તે પ્રમાણેજ.

एकैकं पादपं गुल्मं लतां वा पुष्पशालिनीम् ।
अदृष्टरूपां पश्यन्ती रामं पप्रच्छ साऽबला ॥
रमणीयान् बहुविधान् पादपान् कुसुमोत्करान् ।
सीतावचनसंरब्ध आनयामास लक्ष्मणः ॥

"પ્રત્યેક વૃક્ષ, પ્રત્યેક ગુલ્મ, અને ફૂલથી શોભતી પૂર્વે ન જોયલી એવી લતા જોઇ સીતા રામને પૂછતાં કે 'આ શું છે ?' સીતાના વચનથી હાંફલા ફાંફલા થઇ લક્ષ્મણ ફૂલના ઢગવાળા અનેક સુંદર વૃક્ષોને તેમના આગળ રજુ કરતા." સીતાની તીવ્ર જિજ્ઞાસાનો આ એક આબાદ દૃષ્ટાંત છે. 'આ શું છે ?' એમ પ્રશ્ન કરી બાલ્યાવસ્થામાં પોતાના પિતાને ઘેર જે જ્ઞાન સીતાએ સંપાદન કર્યું હતું તે તેમનું જ્ઞાન સાસરે જવાથી કટાઇ ગયું નહતું, એટલુંજ નહિ પણ વિવાહિત સ્થિતિમાં પણ વનવાસ દરમ્યાન એજ પ્રશ્ન કરી એઓ તે જ્ઞાનને સમૃદ્ધ કરતાં રહ્યાં હતાં. વસિષ્ઠાશ્રમે જતાં રસ્તામાં સુદક્ષિણારાણીને દિલીપરાજા અનેક વનવૃક્ષો ઓળખાવે છે એવું જે વર્ણન રઘુવંશમાં કાલિદાસે કર્યું છે તે આ સીતારામના વનપ્રસંગના અનુવાદરૂપ તો નહિ હોય એવી શંકા આપણને સહજ થાય છે. મહાભારત આપણે વાંચીશું તો કેળવણીના પાયાનું સંગીનપણું સ્થળે સ્થળે આપણને જણાશે. એકજ દૃષ્ટાંત બસ થશે. બાણાવલિ અર્જુન શબ્દવેધ કરી શકતો હતો એટલે શું ? એટલે એ કે અર્જુનની આંખનું કામ પ્રસંગે એના કાન કરી શકતા હતા. પાશ્ચાત્ય નવીન પદ્ધતિઓમાં સ્પર્શદર્શનનું પ્રાધાન્ય જોવામાં આવે છે, એટલે આંખનું કામ પ્રસંગે ત્વચાને સોંપવામાં આવે છે. આંખે પાટા બાંધ્યા છતાં અડકવાથી અમુક વસ્તુ શું છે તે શિક્ષિત બાળક કહી શકે છે.

ઇન્દ્રિયોની નિયમિત કેળવણીથી કેવી અસાધારણ શક્તિઓ મનુષ્યને વરે તેના જ્વલંત ઉદાહરણ રૂપ આજની આગળ વધેલી પ્રજાઓ છે. રસ્તે ચાલતાં સામેથી પૂર જોસથી દોડી આવતી ગાડીમાં બેઠેલા માણસને જોઇ તેના પોશાકની ઝીણી બાબતનું વર્ણન કરવું એ આજનાં ભારત સંતાનને અશક્ય સરખું લાગે છે, પરંતુ ગોરી પ્રજાઓમાં લાખો મનુષ્ય એ શક્તિ આજે ધરાવે છે. એક અમેરિકન વિદ્વાન્ લખે છે—

"મારો એક મિત્ર, જેની સર્વ ઇન્દ્રિયો સાબીત છે, તે પોતાની એ ઇન્દ્રિયોને મનોહર રીતે તાલીમ આપે છે. તે પક્ષીનો અભ્યાસ કરે છે. તે અભ્યાસની સાથે અવલોકનથી પક્ષીઓ પારખવાની તેની શક્તિ તીવ્ર થતી જાય છે અને તેની શ્રવણશક્તિનું સામર્થ્ય પણ વધતું જાય છે. માથા ઉપર ઉડતું કોઇપણ પક્ષી તેની નજરે પડે છે અને તે પક્ષીનો સ્વર તેને કાને પડે છે કે તરત તે પક્ષી કયું છે તે તે કહી શકે છે. કેટલીક વાર તેની ઉડવાની રીતથી, કેટલીક વાર તેની પાંખ, છાતી કે પુચ્છ ભાગના રંગથી, કેટલીક વાર તેના આકારથી અને કેટલીક વાર તેના કદથી તે પક્ષીને પારખે છે......તેની સાથે ફરનારાઓ પોતાની આંખ આગળ સરી જતો એક રંગનો ટુકડો અથવા તો ઝાડના શિખર ઉપર ઝોલા ખાતી એક નાની સરખી આકૃતિજ જોઇ શકે છે. પરંતુ શિક્ષિત આંખ જેટલું જોઇ શકે તેટલું મારા મિત્રને જણાય છે, અને તે તે રંગના ટુકડાને તથા તે નાની સરખી આકૃતિને તેનું યથાર્થ નામ આપી શકે છે. જે તેનાથી જોઇ શકાતું નથી તે ઘણીવાર તે સાંભળે છે. કોઇ વિશાળ વૃક્ષની છાયામાં તે બેસે છે અને સ્વર કાને પડતાં તે પક્ષીનું નામ કહી દે છે, એટલુંજ નહિ પણ પક્ષીનો સ્વર પોતાના પ્રિય કે પોતાની પ્રિયા તરફ શૃંગારનો છે, કે પોતાનાં બચ્ચાં તરફ વાત્સલ્યનો છે કે જોખમનું સાંનિધ્ય જણાવનાર સાવચેતીનો છે તે પણ કહી શકે છે. જે જે પક્ષીને એ વિદ્યાર્થી જુએ છે અથવા સાંભળે છે તેની નોંધ તે રાખે છે. હાલ જૂન મહિનાની શરૂઆત છે. અને જાન્યુઆરી મહિનાથી તે આજ સુધી તેના હાજરીપત્રકમાં ૧૭૩ જુદાં જુદાં પક્ષીઓ નોંધાઇ ચુક્યાં છે, કેટલાંક પક્ષીઓને તેણે જોઇને, તો કેટલાંકને સાંભળીને, તેણે ઓળખ્યાં છે, પરંતુ તેણે જો પોતાની આંખને તથા કાનને તાલીમ આપી ન હત તો હાજરીપત્રકનું કામ પાર પડત નહિ."

પોતાના એ મિત્રનો દૃષ્ટાંત આપી એ વિદ્વાન્ સિદ્ધાન્ત સ્થાપે છે કે –

'મનુષ્ય પક્ષીઓને નિરખતો હોય અથવા તો ટિકિટો, સિક્કાઓ કે ચિત્રોનો સંગ્રહ કરતો હોય, તે લુહાર હોય, ધર્મોપદેશક હોય, સુથાર હોય, વકીલ હોય, વેપારી હોય, છાપાનો તંત્રી હોય, ખલાસી હોય કે છાપા વેચનાર હોય–સર્વત્ર માલુમ પડશે કે તાલીમ પામેલી ઇન્દ્રિયો વિજયરૂપ ઇષ્ટ દેશને પહોંચાડનાર સાધન છે." *

આના પ્રમાણમાં આપણા જ્ઞાનનો કેટલો બધો અંશ પોકળ અને બનાવટી લાગે છે! કણ્વમુનિના આશ્રમનું અનુમાન કરતાં अभिज्ञानशकुन्तलाમાં દુષ્યંત કહે છે કે પથરા તળે છુંદાયલાં ઇંગોરિયાંનાં ફળ અહિં જોવામાં આવે છે. ઇંગોરિયાંનાં ફળનો જેને સ્વપ્ને પણ ખ્યાલ નથી તેને એ વર્ણનની ખૂબી શી રીતે સમજાશે? તેજ પ્રમાણે पत्रं नैव यदा करीरविटपे दोषो वसंतस्य किम् (કેરના છોડને પાંદડાં હોતાં નથી એ શું વસંતનો દોષ છે?) એ ભર્તૃહરિની પંક્તિ ૧૬ વર્ષની વયથી મને યાદ છે, પરંતુ જ્યારે મેં પાંદડાં વિનાનો, કાંટાવાળો, વાંકી ચુંકી નાજુક ડાળીવાળો, રાતાં ફૂલવાળો, અને ગોળ તીખાં તુરાં ફળવાળો, એ છોડ ૩૭ વર્ષની ઉમરે નજરે જોયો ત્યારે હું ભર્તૃહરિના વચન ઉપર ફિદા થઇ ગયો, અને મારી કલ્પનાસૃષ્ટિ મૂર્તિમંત

* Control of Body and Mind by J. F. Jewet.

બનવાથી મને અવર્ણનીય હર્ષ થયો. એક મારા વિદ્વાન્ દક્ષિણી મિત્રને એ છોડ જ્યારે મેં ઓળખાવ્યો ત્યારે તેમને પણ તેટલોજ આનંદ થયો. એટલુંજ નહિ પણ વધારે પડતા શબ્દોમાં મારો ઉપકાર માની તેઓ મને શરમાવવા લાગ્યા એ ઉપરથી મને સમજાયું કે એ વ્યતિકરને એઓ તુચ્છ કોટિનો ગણતા ન હતા. જે વસ્તુને આપણે પ્રત્યક્ષ કરી શકીએ તે વસ્તુને પ્રત્યક્ષ ન કરવાથી અને કલ્પનાના તાંતણા મિથ્યા તાણવાથી આપણા મગજનો કેટલો બધો ભાગ પડતર રહે છે અને કેટલા બધા આનંદથી આપણે વિમુખ રહીએ છીએ એ એ દૃષ્ટાંત ઉપરથી આપણને સમજાશે.

પરંતુ ભવિષ્યની નમુનેદાર નિશાળમાંથી આ વિપરીત ક્રમને દેશનિકાલ કરવામાં આવશે. એ નમુનેદાર નિશાળમાં પદ અને પદાર્થના નિત્ય સંબંધ લક્ષમાં રાખી બાળકને જ્ઞાન આપવામાં આવશે; હાથી પદાર્થ બતાવી હાથી શબ્દ અને શિલિંગ પદાર્થ બતાવી શિલિંગ શબ્દ તેને શિખવવામાં આવશે; અનિવાર્ય અગવડના કારણે અસલ પદાર્થને અભાવે પદાર્થની નકલ, નહિ તો છેવટે પદાર્થનું ચિત્ર, બાળકને બતાવવામાં આવશે. નમુનેદાર નિશાળનાં બાળકો આજે નિશાળમાં મળતા જ્ઞાન ઉપરાંત, ત્રણથી બાર વર્ષની ઉમરમાં સુંદર ચપળ ગતિથી ચાલી શકશે; અનેક કલાક ટટાર બેસી તથા ઉભાં રહી શકશે; પાંચ સાત માઇલ વિહાર કરી શકશે; કસરત અને કવાયતનાં મુખ્ય અંગો સિદ્ધ કરશે; દેશી રમતો સાથે ક્રિકેટ અને ફુટબોલ જેવી વિદેશી મરદાની રમતો રમી શકશે; ઘોડે બેસી શકશે; તરી શકશે; ગોફણ મારવામાં, તીરકામઠાના પ્રયોગમાં, ઢાલ લાકડી વાપરવામાં કુશળતા સંપાદન કરશે; ખોરાક, હવા, પાણી, આરામ નિદ્રા આદિ આરોગ્યના મુખ્ય વિષયસંબંધી વ્યવહારોપયોગી જ્ઞાન મેળવશે. નમુનેદાર નિશાળનાં બાળકો અનેક પશુઓને અને પક્ષીઓને ઓળખશે તથા તેમની બોલીની સુંદર નકલ કરી શકશે; અનેક વૃક્ષોને જોઇને, તથા પત્રપુષ્પફળના સ્પર્શથી પારખી શકશે; સંગીતના સપ્ત સ્વરને સિદ્ધ કરશે અને મુખ્ય ઢાળો ગાઇ શકશે; શીતઉષ્ણ, સુંવાળું ખડબચડું એ ભેદો ત્વચાવડે સૂક્ષ્મતાથી સમજી શકશે; અનેક કુદરતી દૃશ્યોની, ચિત્રોની, પુતળાંની તથા મકાનોની કારીગરીની મુખ્ય ખુબીઓ પિછાની શકશે; મુખ્ય રંગોનું તથા વિવિધ પેટારંગોનું, ભોજનની ભાત ભાતની વાનીઓના રસોનું, તથા અનેક જાતનાં ફૂલ તથા અત્તરના સુવાસનું અનુભવસિદ્ધ જ્ઞાન ધરાવશે. નમુનેદાર નિશાળનાં બાળકો વસ્તુઓનાં વજનનો, લંબાઇ, પહોળાઇ, ઉંચાઇ, ઉંડાઇનો, આઘે પાસેના અંતરનો અને સંખ્યાનો વિચક્ષણ રીતે ઝટ અંદાજ કરી શકશે; ચિત્રકામ તથા મૂર્તિવિધાનમાં પ્રવીણતા પ્રાપ્ત કરશે; હાર કલગી બનાવી શકશે; વાર્તા લખી શકશે; મુખ્ય યંત્રોની રચના સમજી શકશે; કારખાનાંનો પરિચય ધરાવશે; રોજની રસોઇ રાંધી શકશે; કપડાંને સાંધી તથા દિગડાં મારી શકશે; અનેક જાતનાં કાપડ, અનેક જાતની ધાતુઓ, અનેક જાતનાં લાકડાં વગેરે ઓળખી શકશે. નમુનેદાર નિશાળનાં બાળક ભૂગોળ પરત્વે પોતાના ગામની, શહેરની તથા પ્રાંતની ખાસિયતસંબંધી જ્ઞાન ધરાવશે; સ્વદેશપ્રેમ, સાહસ, સહનશક્તિ, સેવાધર્મ, સ્વસંરક્ષણ, સહકારિતાઆદિ અનેક સદ્ગુણો ઇતિહાસ તથા જીવનવૃત્તાંતમાંથી ગ્રહણ કરશે; સત્સંગથી, પ્રવાસથી, તથા વિશાળ વાચનથી મોંઘા જ્ઞાનભંડાર અંતરમાં ભરશે; ટુંકાણમાં આપણા દેશના આધુનિક ભલભલા વિદ્વાનો જે વિષય

પરત્વે ઘોર અંધકારમાં છે એવા અનેક વિષયોનું વંદનીય ચોક્સ જ્ઞાન ભવિષ્યની નમુનેદાર નિશાળનાં બાળક ધરાવશે.

હવે આ સમગ્ર વિષયને ઉડાવી દેવાના હેતુથી કોઇ એમ શંકા કરે કે ઇન્દ્રિયકેળવણી-રૂપ બાળશિક્ષણનો પાયો ખોટીજ રીતીથી રચાયલો છે, કારણકે તાલીમથી ઇન્દ્રિયો સમર્થ થાય છે એ જો કે સત્ય છે, છતાં અતિ સમર્થ ઇન્દ્રિયવાળા ભીલ, કોળી, વાઘરીઓની કેવી સ્થિતિ જોવામાં આવે છે? અમેરિકાનો જંગલી ઇન્ડિયન અમાસની રાતે છેટેથી ગન્ધ ઉપરથી કહી શકે છે કે સામે આવતો માણસ પોતાની જાતનો છે, કે યુરોપિયન છે, કે હબસી છે. એ સમર્થ ઇન્દ્રિયવાળા લોકોની સ્થિતિ કેવી દીન અને પરાધીન જોવામાં આવે છે! તેઓ બીજાના ધણી છે કે બીજા તેમના ધણી છે? અર્થાત્ ઇન્દ્રિયસામર્થ્યના સિદ્ધાંતની કિંમત કોડીની પણ નથી. આ આક્ષેપ તદ્દન અયુક્ત છે, કારણકે સમાજશાસ્ત્રની પેઠે કેળવણીનું પણ સૂત્ર છે કે आश्रमादाश्रमं गच्छेत् । પ્રસિદ્ધ ચાર આશ્રમોમાં એક પછી બીજાનો જેમ આશ્રય લેવામાં આવે છે તેમ કેળવણીના પણ ચાર આશ્રમો છે. પ્રથમ આશ્રમ ઇન્દ્રિયની તાલીમનો છે, જેનું સમર્થન કરવા આ લઘુ લેખની પ્રવૃત્તિ છે. બીજો આશ્રમ મનની તાલીમનો છે. એ આશ્રમમાં ઇન્દ્રિયોએ આણેલી સામગ્રી ઉપર મન વ્યાપાર કરી કઈ કઈ વસ્તુ સમાન છે, કઇ કઇ વસ્તુ ભિન્ન છે, કઇ કઇ વસ્તુ કાર્યકારણભાવથી સંલગ્ન થયલી છે એ બધો વિચાર કરે છે. ત્રીજા આશ્રમમાં વિવિધ વિજ્ઞાનોમાં કયાં કયાં સત્ય વ્યાપક છે, અને વિવિધ અનુભવોમાં કયાં કયાં તત્ત્વો અનુસ્યૂત રહ્યાં છે એ બાબત બુદ્ધિ શોધ ચલાવે છે. જંગલી પ્રજાઓ ઇન્દ્રિયનું સામર્થ્ય સંપાદન કરે છે, પરંતુ તે પહેલા આશ્રમમાં પડી રહે છે, અને સડયાં કરે છે. મન અને બુદ્ધિના નિયમિત વ્યાપારના અભાવને લીધે એવી પ્રજાઓનું છુટું છુટું જ્ઞાન કોઇ પણ મહાકાર્ય કરવા સમર્થ થતું નથી. સુધરેલી પ્રજાઓમાં ઇન્દ્રિયજ્ઞાન-ઉપરાંત જ્ઞાનનું સંકલન અને એકીકરણ થતું હોવાથી તે પ્રજા તરતી ને વરતી રહે છે, અને જંગલી પ્રજાઓને દબાતી અને દમાતી રાખે છે. સુધરેલી પ્રજાઓમાં પણ કંઇ સર્વત્ર બંધુભાવ ઉભરાઈ જતો નથી એ આપણી આગળનો યુરોપનો મહાભારત મોરચો સિદ્ધ કરી આપે છે. એ પ્રજાઓમાં પણ બીજી બાબતો જો સમાન હોય તો ઇન્દ્રિયની તાલીમનો પાયો જે પ્રજાનો સઉથી સંગીન હોય છે તેની ટકી રહેવાની યોગ્યતા વિશેષ સમજાય છે.

આપણાં બાળકો નમુનેદાર ભારતસંતાન બને અને દુનિયાની કોઇપણ પ્રજાનાં બાળકથી ઉતરતાં ગણાય નહિ એવી પ્રબળ ઇચ્છા જો આપણને હોય તો બાળારાજાઓની કેળવણીનો ઉપર કહેલો રાજમાર્ગ છે. એ રાજમાર્ગે નિર્વિઘ્ન પ્રયાણ કરવા અર્થે લક્ષ્મીની, અને તેપણ પુષ્કળ લક્ષ્મીની, પૂર્ણ આવશ્યકતા છે. પરંતુ એ લક્ષ્મીજ આપણું નાક કપાઇ જતું અટકાવી આખરે આપણી લક્ષ્મી—શોભા રાખશે. એ રાજમાર્ગ છોડી બીજે રસ્તે ચઢી જવાથી અગાઉનાં સો તો શું પણ સોગણાં સો વર્ષ સુધી પણ આપણા દેશનો ઉદ્ધાર થનાર નથી. મનબુદ્ધિના પ્રેરક શ્રીકૃષ્ણ ઇન્દ્રિયરૂપ અર્જુનના સારથિ બની ભારતરથને ઉન્નતિશિખરે ક્ષેમકુશળ પહોંચાડે એ અંતમાં પ્રાર્થના છે.

# જેરાલ્ડ આંજીયર.

(લેખક—રૂસ્તમજી પેસતનજી કરકરયા.)

આ સુરત શહેરની ઇંગ્રેજોની તવારીખમાં જેરલ્ડ ઓનજીયરનું નામ ઘણું મશહુર છે. છે. એ નર ઇંગ્રેજોની અત્રેની કોઠીનો વડો હતો અને જ્યારે ૧૬૬૮માં મુંબઇનો ટાપુ ઇસ્ટ ઇંડિયા કંપની હસ્તક આવ્યો, ત્યારે એ નામીચા ટાપુ લેવા વિષેની સઘળી ગોઠવણ કરવાનું એને સોંપાયું હતું. એ વખતે સુરતની કોઠી જે ૧૬૧૩માં સ્થાપવામાં આવી હતી, તે આખા પશ્ચિમ કોસ્ટા ઉપરની જુદી જુદી ઇંગ્રેજ કોઠીઓમાં વડી હતી; અને તેઓના સઘળા કારભાર ઉપર એ કોઠીનો વડો નજર રાખતો હતો. જ્યારે મુંબઇનો ટાપુ ઇંગ્રેજોની કંપનીને હાથ આવ્યો, ત્યારે તેને પણ સુરતની કોઠીના તાબા હેઠળ મૂકવામાં આવ્યો; અને કેટલાંક વર્ષો સુધી મુંબઇનો ટાપુ સુરતનાં વડપણ હેઠળ મૂકાયલો હતો. સુરતની કોઠીનો વડો ૧૬૮૭ સુધી મુંબઈ ઉપર પણ હકુમત ચલાવતો હતો. અને એ હકુમત પોતે સુરત ખાતે રહી મુંબઇમાં પોતાને તાબેનો અમલદાર જે 'ડેપ્યુટી ગવર્નર' તરીકે ઓળખાતો હતો, તેની મારફતે ચલાવતો હતો. એ વર્ષમાં વડું મથક સુરતથી ઉઠાવી મુંબઇ લઇ જવામાં આવ્યું હતું; અને ત્યાર પછી સઘળો વહિવટ સુરતથી નહીં પણ મુંબઇથી ચાલતો થયો.

જેરલ્ડ ઓનજીયર એ ફેરફારની અગાઉ થઇ ગયો છે; અને તેને તાબે સુરતની કોઠી તેમજ મુંબઇનો ટાપુ હતો. એ અમલદાર મુંબઇ, કંપનીને હસ્તક આવ્યા પછી થોડાક માસમાં મુંબઇનો હાકેમ થયો હતો. જો કે આપણે ઉપર કહ્યું, તેમ ઘણો ખરો વખત સુરત ખાતેજ રહી એ પોતાના ડેપ્યુટી મારફતે વહિવટ ચલાવતો હતો, તોપણ મુંબઇમાં તે અવારંવાર આવી સઘળું નક્કી કરતો હતો. મુંબઇ ઇંગ્રેજોના હાથમાં આવ્યું ત્યારે તે એક માત્ર નાનું મુખ્ય કરીને માછીમારોથી વસાયલું ગામડું હતું. પાછળથી ત્યાં જે વસ્તી વધી અને એક શહેર વસ્યું, તે ખરેખર આ દુરઅંદેશ હાકેમના પ્રતાપથીજ હતું. જેવો આ ટાપુ પોતાના હાથમાં આવ્યો કે તરતજ ઓનજીયરે ત્યાં વસ્તી વધારવાના ઉપાયો લેવા માંડયાં; અને એક નવું શહેર ત્યાં બાંધી વસવાનો પોતાનો ઇરાદો જાહેર કર્યો. સઘળા ધર્મ કાંઇ પણ અડચણ વગર ત્યાં પાળવામાં આવશે, એવી ખાત્રી તેણે લોકોને આપી, અને હિંદુઓનો ધર્મ બરાબર રીતે રીતે જળવાય, એ માટે તેણે કેટલીક ખાસ સગવડો કરી. એ ભલાં પગલાંને લીધે પશ્ચિમ હિંદુસ્તાનનાં ઘણે ઠેકાણેથી, મોગલાઇ અમલની સખ્તાઇથી કંટાળી ગયેલા બહુ લોકો મુંબઇ જઇ વસ્યા, અને આ સુરત શહેરથી તેમજ કાઠિયાવાડનાં બંદરોથી ઘણા હિંદુઓ મુંબઇ જઇ રહ્યાં. પારસીઓ આગળ જ્યારે મુંબઇ પોર્ટુગીઝ અમલ તળે હતું, ત્યારે ત્યાં બહુ જુજ સંખ્યામાં હતા. માત્ર બે ત્રણ કુટુંબો સિવાય તેઓની વસ્તી ત્યાં નહોતી; પણ ઓનજીયરે તેઓને સુરત ખાતેથી ત્યાં જઇ વસવા માટે ઘણું ઉત્તેજન આપ્યું. તેઓનાં ધર્મ માટેનાં મકાનો પણ બંધાય, તે માટે કાળજી દેખાડી અને પહેલું પારસી દોખમું તેમજ દરેહમેહેર અથવા

અગિયારી મુંબઇમાં એનાજ અમલમાં ઉભી થયા. મુંબઇનાં ન્યાયનું ખાતું એનાજ વખતમાં ઉભું થયું. અને 'માપલાની પોળ' તરીકે જણાયલી ત્યાંના કોટ માંહેલી કુશાદે જગ્યા ઉપર પહેલ વહેલું ન્યાય મંદીર ઓનજીયરે લોકોને અદલ ઇન્સાફ આપવા માટે ઉભું કર્યું હતું. બીજી ઘણી રીતે મુંબઇના ટાપુને ખીલવવા માટે એ ભલા હાકેમે શ્રમ ખેંચ્યો હતો; અને તેનાં પરિણામમાં એની વસ્તી થોડાક હજાર ઉપરથી વધી પોણો લાખ જેટલી થઇ હતી. એનો અમલ ઝાઝો લંબાયો નહીં; નહિતર તે વધુ ફાયદો કર્યા વગર રહેત નહીં. ૧૬૭૭ના જૂન માસને છેડે એનું સુરત મધે મરણ નિપજ્યું.

ઓનજીયર સુરત શહેરમાંજ મરણ પામ્યો, એ બાબત શકમંદ હતી. ઇતિહાસ કર્તાઓ મોટે ભાગે લખી ગયા હતા કે એનું મરણ મુંબઇમાં નિપજ્યું હતું. એ મુંબઇનો હાકેમ હોવાથી સ્વભાવિક રીતે તેઓએ માની લીધું હતું કે તે મુંબઇમાંજ રહેતો હોવો જોઇએ અને ત્યાંજ મરણ પામ્યો. ફીલીપ એન્ડર્સન નામનો જાણીતો મુંબઇનો ઇતિહાસકર્તા જેણે પોતાના ઇતિહાસમાં સરકારી દસ્તાવેજોનો છુટથી ઉપયોગ કર્યો છે, તે પણ ખાત્રીથી કહે છે કે જેરલ્ડ ઓનજીયર મુંબઇમાંજ મરણ પામ્યો હતો, પણ આ બાબતમાં આ ઇતિહાસ કર્તા જે ગઇ સદીના મધ્ય ભાગમાં મુંબઇમાં થઇ ગયો છે, તેની ભુલ છે; અને ખરેખર તો ઓનજીયર સુરત માતેજ ગુજર પામ્યો હતો. આપણે ઉપર જોયું, તેમ તે મુંબઇના ગવર્નર યા હાકેમ હોવા ઉપરાંત સુરતની કોઠીનો વડો હતો; અને સુરતના તાબામાં તે વેળા મુંબઇનો ટાપુ હતો. ઓનજીયર મુંબઇ કોઇ કોઇ વેળા આવતો હતો, પણ તેનું મુખ્ય સ્થળ સુરતમાંજ હતું. સુરતના તે વખતના સરકારી દસ્તાવેજો પાછળથી મુંબઈ લઇ જવામાં આવ્યા હતા; અને ત્યાં સેક્રેટરિયટમાં તેઓને ઘણી સંભાળથી જાળવી રાખવામાં આવ્યા છે. તે દસ્તાવેજોમાંથી કેટલીક ચુંટી કાઢેલી બાબતો સર જયોર્જ ફોરેસ્ટ જેઓ આગળ મુંબઇની એલફીન્સ્ટન કોલેજમાં પ્રોફેસર હતા, તેઓએ કેટલાંક વર્ષો ઉપર પ્રગટ કરી હતી. અને એમનાં પુસ્તક ઉપરથી આ વાત સિદ્ધ થાય છે કે ઓનજીયરનું મરણ તા. ૩૦ મી જુન ૧૬૭૭ ને દિને સુરતમાંજ નિપજ્યું હતું.

હવે આવા નામીચા હાકેમ જેણે ઇંગ્રેજો માટે પશ્ચિમ હિંદુસ્તાનમાં ઘણો શ્રમ ખેંચ્યો હતો અને અકસર કરીને મુંબઇના ટાપુને ખીલવવા માટે ઘણી દુર અંદેશી વાપરી વર્ષો સુધી મહેનત કીધી હતી, તેની ભલી યાદ કોઇ સંગીન રીતે જળવાયલી રહે, તે માટે તેના જાતભાઇઓએ કાંઇ ઉપાય લીધેલા હોવા જોઇએ, પણ હાલ જો આપણે પુછીશું, કે ઓનજીયરની યાદગારી તેના જાતભાઇઓએ કેવી રીતે જાળવી છે, તો કોઇ તેનો ખાત્રીથી જવાબ આપી શકશે નહીં. એ નામીચા નરને કઇ જગ્યા ઉપર દાટવામાં આવ્યો હતો અને તેની કબર હાલ ક્યાં છે, તે બાબતો પણ શકમંદ રહી છે. ઉપર જણાવેલો ઇતિહાસ કર્તા એન્ડર્સન જણાવે છે કે ઓનજીયરને ક્યાં દાટવામાં આવ્યો હતો, તે બિલકુલ માલમ પડતું નથી; અને એની પાછળ થઇ ગયેલા સઘળા લખનારાઓ એજ મીસાલ લખી ગયા છે; તેથી હાલ આપણને માલમ નથી કે એ મહાન નરની કબર હસ્તીમાં છે કે નહિ ? અને હોય, તો તે ક્યાં છે ?

કબર સિવાય ઓનજીયરની બીજી સંગીન યાદગારી ફકત એકજ હાલ રહી છે, પણ તે જાહેર પ્રજા માટે ખુલ્લી ન હોવાથી લોકોની જાણમાં આવી નથી. ઓનજીયર પોતાના ધર્મ ઉપર ઘણો ચુસ્ત હતો, અને તે બીના તેણે લખેલા સરકારી દસ્તાવેજો ઉપરથી બરાબર રીતે માલમ પડી આવે છે. એમાં તે વારંવાર બાઇબલનાં વાકયો ટાંકે છે; અને ખ્રીસ્તી ધર્મ અત્રે પોતાના ગોઠ્યા અમલદારોમાં સારી રીતે પાળવામાં આવેલો ન દેખવાથી તે ઘણો મુઝાતો હતો; અને પોતાના વિલાયત માહિલા શેઠોને અત્રે પોતાના જાતભાઇઓને સુધારવા અને ધર્મસંબંધી શિક્ષણ આપવા માટે પાદરીઓ મોકલી આપવા વારંવાર એ દસ્તાવેજોમાં આગ્રહ કરતો એને આપણે જોઇએ છીએ. આવો ધર્મચુસ્ત હોવાથી તેની ખ્રીસ્તી દેવળ ઉપર આસ્થા કુદરતી રીતે ઘણી હતી. મુંબઇનું મોટું ખ્રીસ્તી દેવળ જે 'સેંટ થોમસ કેથીડ્રલ' તરીકે ઓળખાય છે, તે બંધાવવાનું ઓનજીયરના વખતમાં અને એના આગ્રહને લીધેજ શરૂ થયું હતું, પણ તેના કવખતનાં નિપજેલાં મરણ પછી ધર્મ વિષે કોઇને ઝાઝી દરકાર ન હોવાથી એ દેવળનું કામ થોડુંક ચાલી ૪૦ વર્ષ સુધી બંધ પડયું હતું અને એ દેવળ છેક ૧૭૧૦નાં સાલમાં ગવર્નર બુનના અમલ હેઠળ બંધાઇ તૈયાર થયું હતું. જો કે દેવળ ઓનજીયરના વખતમાં તૈયાર થયું ન હતું, તોપણ એ હાકેમે બંદગી માટે લોકોને ભેગા મળવાકાજ એક મોટો ઓરડો મુંબઇના કિલ્લામાં અલાહેદો કાઢયો હતો; અને ત્યાં પ્રાર્થના માટે ભેગા મળતા હતા. એ વખતે કેટલીક ધાર્મિક ક્રિયાઓમાં વાપરવા માટે એણે ચાંદીનું એક મોટું વાસણ જેને 'ચેલીસ' તરીકે કહેવામાં આવે છે તે ભેટ આપ્યું હતું અને એ વાસણ હજુ લગભગ અરધી સદી થવા છતાં મોજુદ છે. એ વાસણ પાછળથી જ્યારે દેવળ બંધાયું, ત્યારે ત્યાં મૂકવામાં આવ્યું હતું અને ત્યાંજ તે હાલ સુધી રાખી મેલવામાં આવ્યું છે. એના ઉપર ઓનજીયરે પોતાનું નામ કોતરાવેલું છે; અને તેથી તેની યાદગારી બચી રહી છે; પણ આ વાસણની હૈયાતી માત્ર જુજ લોકોનેજ ખબર છે. જાહેર પ્રજા એ વિષે કશું જાણતી નથી.

• જાહેર પ્રજા ઓનજીયરને ઘણી ઓલાદો સુધી પોતાની યાદમાંથી ખસેડે નહીં, તે વિષેની દરકાર એના ગોઠ્યા અમલદારોએ ન લીધી હતી, એમ નથી. તેઓએ તો એનાં મરણ બાદ તુરતજ એની ઘોર ઉપર એક ભપકાદાર અને સુંદર મકાન ઉભું કરવાનો ઠરાવ કર્યો હતો અને તે ઠરાવ અમલમાં પણ મૂકવામાં આવ્યો હતો. એ જમાનામાં સુરત શહેર માંહેલી યુરોપિયન કોઠીવાળાઓ પોતાના વડાઓ જેઓ ત્યાં મરણ પામતા, તેઓની કબર ઘણી ભપકા ભરેલી રીતે બાંધવાને એકમેક સાથ હરીફાઇ ચલાવતા હતા. વલંદા લોકોએ પોતાની કોઠીના વડા માટે એક ભપકાભરેલું મકાન બાંધી એ હરીફાઇ શરૂ કરી હતી. તેના જવાબમા ઇંગ્રેજ લોકોએ પોતાની કોઠીનો વડો સર જ્યોર્જ ઓકસેન્ડેન જ્યારે ૧૬૬૯માં મરણ પામ્યો, ત્યારે તેની કબર ઘણી ભવ્ય રીતે બાંધી પોતાની શ્રેષ્ઠતા બતાવી હતી. ઓકસેન્ડેનની કબરવાળું મકાન હજુ સુધી ઉભેલું છે અને તે જે મરનાર શખ્સની યાદ માટે બાંધવામાં આવ્યું હતું, તેની યાદ તે બરાબર રીતે હજુ સાચવે છે, કારણકે તેની ઉપર તેનાં નામની તખ્તી હજુ મોજુદ છે; જેથી તે ઓળખાય છે.

ઓક્સેન્ડેન પછી ૮ વર્ષે જ્યારે ઓનજીયર મરણ પામ્યો, ત્યારે તેની પણ યાદ તેવીજ રીતે તેની કબર ઉપર મોટું મકાન બાંધી જાળવી રાખી હતી. એ બાબે કશો શક નથી. હવે એ મકાન હાલ ક્યાં છે, તેની આપણે તપાસ કરીશું. ઓક્સેન્ડેનની કબરની જોડમાંજ તેના જેવુંજ એક સુંદર મકાન હાલમાં છે, પણ તે મકાન કોના સંબંધમાં બાંધવામાં આવ્યું હતું, તે માલમ પડતું નથી· કારણ કે તેના ઉપર કોઇનાં પણ નામની તખ્તી મેલેલી નથી; પણ આજ મકાન ગવર્નર ઓનજીયરની કબર છે, તે મારે મનથી તો નક્કી છે. પણ એમાં આગળ તખ્તી મેલવામાં આવેલી હોવીજ જોઇએ, એવું એ મકાનની મેં બારીકીથી લીધેલી તપાસ ઉપરથી સાફ માલમ પડે છે. એ મકાનની અંદરની ડીવાલોની અધવચ્ચે એક ગોખલા જેવી જગ્યા છે, જેની અંદર નામની તખ્તી પહેલાં મૂકાયલી હોવીજ જોઇએ. પાછળથી કોઇ સંજોગોને લીધે એ તખ્તા હાલ ક્યાં છે, તે માલમ પડતું નથી. એ પુષ્કળ વર્ષો થયાં ગુમાઈ ગઇ છે, તે બાબે શક નથી રહેતો, કારણ કે ૬૫ વર્ષ ઉપર જ્યારે એક "એલાસીસ" નામના સુરતના ઇંગ્રેજ અમલદારે એ કતારગામવાળું ઇંગ્રેજોનું કબ્રસ્તાન તપાસી તેનો હેવાલ મુંબાઇની રોયલ એશિયાટીક સોસાયટી માટે ૧૮૬૦માં લખ્યો હતો; તેમાં તખ્તી વિષે કંઇ પણ ઇસારો નથી; અને તે વખત પહેલાં પણ તે ગુમ થયેલી હતી.

હવે જો તખ્તી હૈયાત હતે, તો ઓનજીયરની યાદગારીનાં મકાન બાબે કંઇ પણ શક રહેતે નહીં; તોપણ તખ્તીની ગેરહાજરીને લીધે આ મકાન કોની યાદમાં બાંધવામાં આવ્યું છે, તે બીના તદ્દન અંધારામાં રહી નથી; તો જો કે આજસુધી સઘળે ઠેકાણે એમજ માનવામાં આવે છે કે ઓનજીયરની કબરની હસ્તી વિષે કોઇને ખાત્રી નથી.

પણ તખ્તીના જેવોજ એક મજબુત પુરાવો મને કેટલુંક થયું મળી આવ્યો છે, જે વિષે મેં થોડુંક ઉપર "ટાઇમ્સ ઓફ ઇંડિયા" મારફતે તેમજ બીજી રીતે સત્તાવાળાઓનું ધ્યાન ખેંચ્યું હતું; અને આ લેખ લખી સાહિત્ય પરિષદ્ મારફતે પ્રજાનું આ ઇતિહાસીક બાબત ઉપર ધ્યાન ખેંચવા હું માગું છું. જે પુરાવો મને જડ્યો હતો, તે એક ૧૭ મી સદીના છેડેના ભાગના પ્રગટ થયેલા એક પ્રવાસીનાં પુસ્તકમાં આવેલો છે. આ લગાર નવાઇ જેવું છે કે જ્યારે સંગે મરમર જેવા સંગીન પથ્થર ઉપર કોતરેલી શહાદત ગુમ થઇ ગઇ છે, અને યાદગીરી જાળવવાની ફરજ બજાવવામાં નિષ્ફળ નિવડી છે, ત્યારે એક માત્ર પાતળાં કાગળ ઉપર છપાયલી બીના શહાદત તરીકે આપણી મદદે આવી છે.

ઓવિંગ્ટન નામનો એક પાદરી ઇસ્ટ ઇંડિયા કંપનીએ પોતાના ઇંગ્રેજ અમલદારો માટે અત્રે મોકલી આપ્યો હતો અને તે પાદરીએ સુરત અને મુંબઇ કેટલોક વખત વસી પોતાના પ્રવાસનો હેવાલ એક પુસ્તકમાં ૧૬૯૬માં પ્રગટ કર્યો હતો. એ પુસ્તકમાં સુરત શહેરનું જાણવા જોગ વર્ણન લંબાણથી ઓવિંગ્ટને આપેલું છે અને વળી અહિંયા વસતી જુદા જુદા ધર્મની પ્રજાઓ વિષે પણ એણે ઘણું વાંચવા લાયક વિવેચન કર્યું છે. ઓનજીયરનાં મરણ પછી ૧૨ વર્ષે એ

સુરત ખાતે આવ્યો હતો અને એ બાર વર્ષની મુદતમાં ઓનેઝીયરની કબર ઉપર કંપનીના અમલદારોએ એક ભવ્ય મકાન બંધાવ્યું હતું, એમ ઓવિંક્ટનનાં પુસ્તક ઉપરથી ખુલ્લું માલમ પડે છે. ઈંગ્રેજોનાં કબ્રસ્તાનનો હેવાલ આપતાં તે જણાવે છે કે એમાં સઘળાઓની અંદર બે મકાનો પોતાના ઉંચા મિનારા અને ગુંબજોથી હળી રહ્યાં છે અને જોનારનું ધ્યાન પોતાના તરફ બહુ ખેંચે છે.

એક તો એ લખે છે કે સર જોન ઓકસેન્ડેનની કબર છે અને બીજું તે જણાવે છે કે ગવર્નર ઓનઝીયરની યાદમાં ઉભું કીધેલું છે.

હવે હાલ પણ આ કબ્રસ્તાનમાં એજ મકાનો એવીજ રીતે આપણું ધ્યાન ખેંચે છે. સર જોન ઓકસેન્ડેનવાળું મકાન સઘળાઓને જાણીતું છે. કારણકે તેની ઉપર તેનાં નામનો લેખ જડેલો છે, ત્યારે બીજું મકાન જે આપણું ધ્યાન પહેલાંના જેટલુંજ ખેંચે છે, તે ગવર્નર ઓનઝીયરનુંજ હોવું જોઇએ.

ઓવિંક્ટનનાં પુસ્તકમાંથી મેં બતાવેલી આ શહાદત ગવર્નર ઓનઝીયરની કબરનાં મકાન યાને હજીરા વિષે ઘણો ખાત્રી ભરેલો ખુલાસો આપણને પૂરો પાડે છે અને હું જોઇને ઘણો ખુશી છું કે થોડા માસ ઉપર મેં એ શહાદત રજુ કર્યાથી ઘટતે ઠેકાણે એ વિષે ખાત્રી થઇ છે અને એ ઓનઝીયરનાં હજીરા ઉપર તેનાં નામની એક નવી તખ્તી કોતરાવી મૂકાવાની છે.

જેરલ્ડ ઓનઝીયર જો કે અહીંયા ઇસ્ટ ઇંડિયા કંપનીની નોકરીમાં આવ્યો હતો તોપણ તે એક ખાનદાની પુરૂપ હતો અને તેનો પિતામહ એક ઉમરાવ હતો. જેમો ખેતાબ લોર્ડ ઓનઝીયર ઓફ લોંગફર્ડ હતો. એ ઉમરાવનો છોકરો એમબ્રોઝ ઓનઝીયર મોટો ધર્મગુરૂ હતો અને ડબલીનના આર્ચ બીશપનું ઉંચું પદ તે પામ્યો હતો. એમબ્રોઝનો વડો દીકરો ફ્રાન્સીસ ઓનઝીયર પાછળથી પોતાનાં પિતામહનાં ઉમરાવ પદ ઉપર આવ્યો હતો. જો જેરલ્ડ ઓનઝીયર ૧૮૭૭માં મરણ પામ્યો નહીં હતે, તો પોતાના ભાઇ ફ્રાન્સીસનું ઉમરાવપદ એને મળતે, કારણ કે ફ્રાન્સીસને કાંઇ સંતાન હતાં નહીં; અને તે જ્યારે ૧૭૦૦માં મરણ પામ્યો ત્યારે જેરલ્ડ કરતાં પણ નાનો ભાઇ હૈયાત હોવાથી તે ઉમરાવ બન્યો.



# ચિત્રિત પત્ર શિક્ષણ.

(લેખકઃ— દેવશંકર વૈકુંઠજી ભટ્ટ.)

ચિત્રવાળાં પત્તાં વડે ઇતિહાસાદિક વિષય શિખવવાની રીતને–" ચિત્રિત પત્ર શિક્ષણ" એવું નામ આપવામાં આવ્યું છે. કેમકે એમાં ચિત્રવાળાં પાનાં (પત્તાં) નો ઉપયોગ કરવાનો છે.

આ રીતે ન્હાનાં બાળકને રમત ગમત સાથે શિક્ષણ આપી શકાય છે, વાસ્તે તે " કિંડર ગાર્ટન પદ્ધતિ " ને મળતી છે, એમ કહેવામાં કશો બાધ નથી. વળી આ રીત નવીન નથી. પણ આપણા દેશમાં રૂપાંતરે ઘણા જૂના સમયથી પ્રચલિત છે, એમ નીચેની હકીકત ઉપરથી સહેજ ધ્યાનમાં આવશે.

૧. આપણા દેશમાં ગુર્જર કાવ્યને આધારે કથા કરનાર કથાભટ્ટ કે માણભટ્ટ ચોમાસામાં કથા કહેવા નીકળતા ત્યારે સાથે મહાભારત અને રામાયણનાં પાત્રોનાં અને જુદા પ્રસંગોનાં] ચિત્રવાળા કાગળનાં [1] ભૂંગળાં રાખતા અને તેમાંનાં ચિત્રોનું વર્ણન રમુજી વિગત સાથે ભટ્ટજી કહેતા. એ વખતે આંગળી કે સોટી વડે અમુક વ્યક્તિ ઓળખાવી સમજાવતા. જેમકે પાંડવોના ચિત્રમાં પ્રચંડ કાયા અને મોટી ગદાવાળા ભીમને બતાવીને હસતે મુખે કહેતા કે " આ મોટો ભીમ સવા કળશીનો ખીચડો ખાઇ સુઇ જાય, તોય તેનાં મા કુંતાજી કહેશે. કે–મારો ભીમ ભૂખ્યો રહ્યો હશે " ! એજ પ્રમાણે રાવણ કુંભકર્ણ માટે હાસ્યજનક ઉક્તિ કરી તેના ગુણાવગુણ પ્રદર્શિત કરતા. એ વાત સૌ કોઇ વૃદ્ધ માણસોને જ્ઞાત હશે.

૨. સિવાય હલકી જાતના લોકો સાધુનો વેશ ધારણ કરી પેટી જેવું લઇ ગામે ગામ શેરીઓમાં તથા ખળાવાડમાં ફરતા ફરે છે. અને લોકોને દ્વારકા, અયોધ્યા, પંચવટી વગેરે સ્થળ તથા રામકૃષ્ણાદિ અવતારનાં ચિત્ર પેટી ઉપરના કાચમાં મોં રખાવી બતાવે છે. એ પણ ઘણાએ જોયું હ .

૩. વળી યાત્રાળુ લોકોને જગંનાથ, શ્રી નાથજી, રણછોડજી વગેરેની છબીઓ આપવામાં આવે છે, એમાં ધર્મભાવના સાથે સુચરિત્રનો આદર્શ રોજ સન્મુખ રાખી શિક્ષણ આપવાનો ઉંડો આશય હશે, એમ લાગે છે.

૪. એ ઉપરાંત દક્ષિણમાં બહુ પ્રચલિત દશાવતાર નો ગોળ પાનાંનો ગંજીફો જેણે જોયો હશે, તેને માલુમ હશે કે તેમાં વિષ્ણુના દશ અવતાર તેમનાં શંખચક્રાદિ આયુધ અને ગાય ઘોડા વગેરેનાં ૧૨૦ પાનાં હોય છે. એ વડે રમત રમાય છે, ને ન્હાનાં બાળકોને અવતારની ટુંકી રમુજી વાતો કહેવાનું બની આવે તેવું છે.

ઉપરનાં બધાં સાધન માટે શિક્ષકની દૃષ્ટિએ વિચારીએ, તો ઇતિહાસ અને ભૂગોળનું અમુક અંશે અસલી રીતે જ્ઞાન અપાતું, એમ લાગે છે, પરંતુ લોકોમાં ધર્મભાવના પ્રબળ હોવાથી શિક્ષણનો આન્તરભાવ દેખાતો નથી.વળી નવી સરકારી નિશાળો ઉઘડયા પછી નવાં સાધન મળવાથી શિક્ષણમાં પ્રથમનાં સાધનનો ઉપયોગ થતો નથી, વાસ્તે ચાલુ સમયના સાધન તરફ દૃષ્ટિ કરીએ.

---

૧ એ કાગળનાં ભૂંગળાં અને પાઘડીમાં રાખેલાં ચિત્રવાળાં ટીપણાં ઉપરથી તેને ભૂંગળ-ભટ કે ભોગળભટીયા કહેતા.

વર્તમાન સમયમાં યુરોપના દેશોમાંથી રાજાઓ અને મહાપુરૂષોના ચિત્રોના કાર્ડ આવે છે, અને તે સાથે તેટલાજ કદના પત્તામાં ટુંકી વિગત પણ ઇંગ્રેજીમાં છાપેલી આવે છે. એ તો ઘણાના જોવામાં આવેલ હશે. આવી રચના કરવાનું કારણ માત્ર એજ છે કે–ચિત્રોથી બાળકનું મન તે જોવા સારૂ ખેંચાય છે, અને આ શું છે? કોણ છે? વગેરે જાણવાની વૃત્તિ પાનાં જોઇ જાગૃત થતાં હાથમાં લઇ પૂછપરછ કરવા મંડી જાય છે. આ વખતે ધીરેથી ધ્યાન દઇ ક્રમ પુરઃસર નામ ઠામ ને વિગત કહેવામાં આવે, તો તે બહુજ સારી રીતે યાદ થઈ જાય છે અને ઉત્તમ અસર કરે છે. આમ કરવાથી ભણતરનો ભાર ન જણાતાં બે માલુમ રીતે આનંદ અને ઉત્સાહથી કેટલુંક શીખી જાય છે, વળી એથી ગોખણ પટ્ટીને વદન્ રૂખસદ મળે છે, વાસ્તે આ રીત આદરણીય છે. અને શિક્ષણમાં તેનો બહોળો ઉપયોગ થવાની જરૂર છે,

ઉપરની રચનાનું અનુકરણ કરીને સને ૧૮૯૧ માં મિનાપ્પા વ્યંકાપ્પાએ "સચિત્ર અક્ષર પાનાનો ખેલ" નામે ગંજીફો છપાવી [1]અષ્ટલિપિના અક્ષર તેમાં દાખલ કર્યા હતા, તે વડે અક્ષરજ્ઞાન કરાવી વ્યાકરણ શિખવવાની ધારણા રાખેલી, પણ હાલમાં તે ઉપલબ્ધ થતો નથી, ત્યારપછી પુના ચિત્રશાળા તરફથી મૂળાક્ષર, ચિત્ર અને ફ્લાવર વગેરેના દાણા સહિત ગંજીફો છપાયો છે, પરંતુ સરકારે "બાળપોથી" છપાવ્યાથી તેનો ઉપયોગ બંધ પડયો છે.

હાલમાં રંગાકૃતિની પેટીમાં મૂળાક્ષરનાં પત્તાં હોય છે. પણ બાળપોથીની સૂચના પ્રમાણે કામ કરવાનું હોવાથી શિક્ષક સાદા મૂળાઅક્ષરનાં પત્તાંનો ઉપયોગ કરતા નથી. પરંતુ એ પેટી અને બાળપોથીની રચના પરથી એટલું સિદ્ધ થાય છે કે બાળકને માટે મૂળાક્ષરનાં પત્તાં રંગીત, ચિત્રિત, ઐતિહાસિક અને રમતની સંકલનાવાળા હોય તો વધારે ઉપયોગી થાય, એમાં શક નથી. જો કે બાળપોથીની રચના ઘણી સારી છે, પણ તે વડે રમત કરાય નહિ, તેમ ચોપડીના રૂપને લીધે તેવો ઉપયોગ થઇ શકે નહિ વાસ્તે પ્રારંભમાં કહ્યા પ્રમાણેનું સાધન અત્યુત્તમ ગણાય, એમ સો શિક્ષણાનુભવી જનો કબૂલ કરશે.

ઉપરના હેતુથીજ બધા ગંજીફા કરતાં વધારે સૌંદર્યવાળો રંગીત અને મનોહર તેમજ ઘણા વિષય શિખવવામાં કામ લાગે, એવો ગંજીફો ભાવનગરના હાલના વિદ્યારસિક અને કિંડરગાર્ટન પદ્ધતિના ભાવિક મહારાજા સાહેબ સર ભાવસિંહજી બહાદુરે બહાર પાડયો છે, તે જોઇ આબાલ વૃદ્ધ આનંદ પામે છે. વળી સાહિત્ય પ્રેમી જનોનું એ તરફ વિશેષ લક્ષ ખેંચાય એવું છે કેમકે દેશી સાહિત્યની પ્રગતિ તથા ઉન્નતિ કરવાના સમયમાં એ એક ઉત્તમ સાધન બહાર પાડીને નામદાર મહારાજા સાહેબે સાહિત્યના બહોળા ક્ષેત્રમાં અમૂલ્ય વધારો કર્યો છે. એ જાણી વિદ્વત્સમાજ હર્ષ પામે એ સ્વાભાવિક છે.

એમાં જૂના વખતની એક લડાઇનાં ચિત્રો જુદા જુદા પત્તામાં છે. તે ઉપરથી તે વખતનો પોશાક, હથિઆર, વ્યુહરચના, શૂરવીરોના જુસ્સા, વગેરેનો આબેહુબ ચિતાર નજરે પડે છે. એટલે જૂનાં ચિત્રના નમુના તરીકે પણ ઉપયોગી છે, તે આ સાથે મોકલેલા નમુના પરથી સહેજ ધ્યાનમાં આવશે.

---

[1] પાનાની એક બાજુએ મધ્યે ચિત્ર, અને ફરતી કોરણમાં આઠ લિપિના અક્ષર (ગુજરાતી, નાગરી, દક્ષિણી, બંગાળી, દ્રાવીડી, તેલુગુ, ઉર્દુ અને અંગ્રેજી.)

બીજું—એ વડે કિંડરગાર્ટન પદ્ધતિએ ઇતિહાસ, ભૂગોળ, અક્ષર, વાચન આદિ વિષયો ન્હાનાં બાળકને શીખવી શકાય એવો ઉદ્દેશ રાખી રચના કરવામાં આવી છે. જેમ શિશુ શિક્ષણાચાર્ય ફ્રોબેલની એક બક્ષીસ ઉપરથી જુદા જુદા વિષય પર જવાય છે, તેમ આ રચનાથી ત્રણે પ્રકારની કેળવણી આપવાનું બની શકે તેવું છે, માટે આને "દેશી બક્ષીશ" અથવા "ભાવિક બક્ષીસ" કહીએ, તો ચાલે. એનું પ્રથમ રચના વર્ણન અને પછી શિક્ષણનો ક્રમ આપવામાં આવે છે.

એ ગંજીફામાં[1] ૪૧ પત્તાં રંગીન ચિત્રવાળાં છે. ચિત્રની કોરપર અંગ્રેજીમાં નામ છે અને ખૂણા ઉપર સાંકેતિક અક્ષર તથા તે નીચે નંબર આપેલા છે. સાથેના એક પાનામાં રમતનું અને બીજાં બેમાં લડાઇનું વર્ણન[2] અંગ્રેજીમાં છપાવ્યું છે. ઉપરાંત સ્ટેટનો સુંદર નકશો પણ મૂકાવેલો છે. નંબરો નીચે પ્રમાણે છે:—L (લ.) ના ૧૯, M (મ.) ના ૧૪ અને N (ન) ના ૫. એ સિવાય નંબર વગરનાં ૩ પત્તાં મળી કુલ ૪૧ થાય છે. પાછળની બાજુએ R, B, T, નો[3] મોનોગ્રામ છે; તે યોજકની નામદર્શક નિશાની છે. રમત નવા પ્રકારે દર્શાવી છે, પરંતુ મુળ ઉદ્દેશ શિક્ષણનો છે, અને તેથીજ એનું કવર ઉપર નામ "હિસ્ટોરિકલ પીકચર્સ" (ઐતિહાસિક ચિત્રો) એવું આપવામાં આવ્યું છે. વાસ્તે તે વડે વિષય કેમ શિખવવા તે બાબત માત્ર ટુંકમાં સરલમાર્ગની ઝાંખી (યથામતિ લખીને) કરાવીશું. કેમકે પત્તાં ઘણાં છે, ને તે દરેકને માટે જુદા જુદા અનેક પ્રશ્ન હોઇ શકે. વળી શીખનાર પાત્ર પરત્વે પણ સરલ, કઠિન અથવા સૂચક કે તર્કના પ્રશ્નો કરવા પડે, એ બધાની વિગત આપતાં વિષય વધી જાય, વાસ્તે ટુંકમાં સામાન્ય વિચાર આપવાની ધારણા રાખી છે.

આ પ્રસંગે કહેવું જોઇએ કે સ્ટીરીઓસ્કોપ, મેજીક લેંટર્ન, સીનેમેટોગ્રાફ વગેરેથી ઘણું શીખવી શકાય, પણ તે રમકડાની માફક દરેક ઘરમાં હોય નહિ, તેમ દરેક શાળામાં હોય, તો બાળકના સ્વાધીનમાં મૂકાય નહિ, વાસ્તે આવાં છૂટાં ચિત્રવાળાં પાનાંની અગત્ય સ્વીકારી છે. વળી[4] પૃથક્ શિક્ષણ તથા સમૂહ શિક્ષણમાં હરેક સ્થળે સૌ કોઇ વાપરી શકે તેવું છે; અને ન્હાના મોટાને "એક પંથ દો કાજ" એ રીતે લાભ મળી શકે તેમ છે, વધારે સ્પષ્ટતાથી કહીએ, તો આના અધિકારી પ્રાથમિક શાળામાં ભણતા ચોથા ધોરણ સુધીના સર્વ વિદ્યાર્થીઓ

---

[1] એમાં બીજા ૧૧ પત્તાં ઉમેરીને કુલ ૫૨ પત્તાં કરવાની યોજના થઇ ચૂકી છે.

K અક્ષર ઉમેરી તેને પણ નંબર અપાશે. વળી દરેક પત્તાની પછવાડે મૂળાક્ષર તથા આંકડા મૂકી આંક પણ શીખવાય તેમ કરેલું છે. શિક્ષણમાં ૫૨ પાનાંનો ઉપયોગ છે એમ ધ્યાનમાં રાખી ક્રમ આપેલો છે. આવી રચના ગુજરાત કે હિંદના ઇતિહાસ માટે પણ થાય.

[2] નવી યોજનામાં ગુજરાતી ભાષાનો પણ ઉપયોગ થવાનો છે.

[3] ત્રણે અક્ષર ભેગા છે. ને તે દરબારશ્રીએ મૂકાવેલ છે.

[4] એક બાળકને તેની યોગ્યતા વિચારી કેળવણી આપવી તે પૃથક્ શિક્ષણ અને શાળામાં આખા વર્ગને એક સાથે સરખું શિખવવું તે સમૂહ શિક્ષણ. જ્યારે શાળામાં પ્રસંગવશાત્ વિદ્યાર્થીઓ એક બીજાને સમજાવે છે, ત્યારે તે પૃથક્ શિક્ષણનોજ પ્રકાર ગણાય.

અને પોતાના ધંધાથી ફારેક થઇને દરરોજ ફુરસદે પાને રમનારા માણસો છે. એ હવેની વિગતથી સ્પષ્ટ સમજાશે. એમાં રમત રમવાની વિગત જેને "ચિત્રિતપત્રખેલન" કહેવામાં આવ્યું છે, તે વાત બાજુપર રાખી શિક્ષણાનુક્રમ ઉપર આવીએ.

## પગથીઉં પહેલું.

છેક ન્હાનાં-ધોરણ બહારનાં બાળક માટે:—

૧. જાળવીને કવર [૧]ખોલવું ને પત્તાં કહાડી પત્તાંનો આકાર રંગ વગેરે બતાવવું.
૨. પત્તાંમાં હાથી, ઘોડા, ઉંટ, બળદ વગેરે જાનવર હોય તે ઓળખાવવાં.
૩. એ જાનવરોનો આકાર-અવયવ પૂછવા ને સમજાવવા. તેમના ધ્વનીનાં નામ-ઉંટનું ગાંગરવું, ઘોડાનું હણહણવું, ભેંશનું રણકવું વગેરે.
૪. માણસોમાં રાજા, કારભારી, સિપાઇ, જમીનદારની ઓળખ.
૫. સૌંદર્યના આકાર-ફૂલ, બાજી, શેતરંજી, ઉસેચ, ઘર, પૂલ વગેરે કરાવવાં.
૬. રંગનાં બે ત્રણ નામ.
૭. ઘોડાની પેઠે દોડે, કૂદે, છલંગ મારે, ઉંટની પેઠે ઉહએશ કરે વગેરે કસરત.

## પગથીઉં બીજું બાળવર્ગ.

૧. પાયદળ, હયદળ, વાજાંવાળા, તોપચી ને પખાલીની ઓળખ. તેમનાં કામ બહુ ટુંકામાં કહેવાં. (બે શબ્દોથી.)
૨. પોશાકમાં—પાઘડી, ટોપી, બખ્તર, ચોરણા, ધોતીઆં કોણે પહેર્યાં છે? તે તથા બખ્તર શેના થાય, તે બતાવવું.
૩. હથિયાર-ઢાલ, તરવાર, ભાલા, બંદુક વગેરેમાં નામને વર્ગમાં બતાવવાં.
૪. દશ એકડાને મૂળાક્ષરનું જ્ઞાન, પછી મુળાક્ષરના શબ્દો.
૫. રંગના નામ- તેવા પદાર્થોની ઓળખાણ. ફળ, ફૂલ, અનાજના રંગ.
૬. [૨]વાર્તા-ટુંકી ને બોધક વાર્તા પત્તાંમાંના પાત્ર પરત્વે કહેવી. જેમકે વિજય ક્ષમા, તખ્તેશનું ઔદાર્ય, ભાવેશનું વીરત્વ ને નિર્વ્યસની પણું.

## ત્રીજું પગથીઉં-પહેલા ને બીજા ધોરણ માટે:-

૧. એક બીજાને પત્તાં આપે, શિક્ષક જાત ઓળખાવે. હિંદુ, મુસલમાન કાઠી વગેરે.
૨. જુના ને હાલના અમલદારોના કામ, બનાવને અંગે કહેવાં. થાણદાર, મુખી, ફોજદાર, વહીવટદાર વગેરેનાં કામ.
૩. L, M, N, K, એ અક્ષરો લીલીઆ મહુવા, ભાવનગર અને કુંડલા માટે છે

---

૧. પાનાં આપવાં પડે તો કિં. ગાર્ટનની બક્ષીસના દડા માફક વિવેકથી ને ક્રમવાર લેવાય દેવાય તેમ કરવું.

૨. એ વર્ગમાં વાર્તાનો વિષય છે, તેથી મુખ્ય મહેતાજીએ ઇતિહાસમાંથી જનશ્રુતિથી અને પરિસ્થિતિ ઉપરથી કહેવી,

તે સ્થળો નકશામાં બતાવવાં મુખ્યત્વે પ્રખ્યાતિ કહેવી.

૪. મૂળને મિશ્રરંગનાં નામ-સુયોગ વગેરે.

૫. કસરત-કવાયદ, દેશી રમત ચકભીલ્લુ જેવી બે પક્ષ બાંધીને (આમાં કાઠી અને રજપૂતના પક્ષ કરવા.)

## ચોથું પગથીઉં.

ત્રીજા અને ચોથા ધોરણ માટે (એ બેઉ ધોરણમાં લગભગ સરખી વય અને શક્તિના વિદ્યાર્થીઓ હોય છે. વળી [1]દેશી રાજ્યનો સંસ્થાન વાર ઇતિહાસ ઘણે સ્થળે ત્રીજા ધોરણમાં વાર્તારૂપે ચલવાય છે. તેથી આ સ્થળે નીચેના વિષય રાખ્યા છે.)

૧. દેશી રાજ્યનો વાર્તારૂપ ઇતિહાસ.

૨. સ્વસ્થાનની ભૂગોળ, ઐતિહાસિક સ્થળોના અનુસંધાન સાથે.

૩. અક્ષર ઉપરથી વ્યાકરણ-સ્વર, વ્યંજનના ભેદ, નામ, સર્વનામ વિશેષણ તથા ક્રિયાપદનું જોઇતું મુખ્ય જ્ઞાન. સાદી વાકય રચના.

૪. કસરતો-ઘોડેસ્વાર થતાં શિખવવું. પટ્ટા ખેલવાં, મર્દાની કસરતો. બે પક્ષના મુખ્ય સેનાપતિ ઠરાવી દ્વંદ્વ યુદ્ધ (એક બીજા શક્તિ અનુસાર જુદી જુદી રમતો રમે.)

ઉપરના ક્રમમાંથી ઇતિહાસનો વિષય પ્રથમ લઇએ. કારણ કે મુખ્ય વિષય તે હોઇને પાના સાથે વિશેષ સંબંધ ધરાવે છે. વાસ્તે તેને પ્રાધાન્ય આપ્યું છે.

## ઇતિહાસ.

૧. "જાણીતા પરથી અજાણ્યા પર જવું" એ સૂત્ર ધ્યાનમાં રાખીને કામ લેવું, પાના ટેબલ ઉપર ગોઠવવાં. તેમાંથી હાલના મહારાજાની છબી શોધાવવી. છોકરાં તુર્ત શોધી દેશે. વળી આરંભ પ્રશ્નમાં બીજાં પાનાની પણ સંજ્ઞા કે રૂપની માહીતી હોય, તે તાજી કરાવી જવી.

૨. પછી ગાદીપતિની રાજનીતિ,-પ્રજાહિતનાં કામ, સદ્‌ગુણ વિષે કહેવું ને પૂછવું. અને રાજા પ્રજા વચ્ચે છોરૂ માવતરનો સંબંધ સમજાવવો.

૩. વર્ત્તમાન બનાવ પરથી ભૂતકાળના પ્રસંગો પર જતાં દરેક પૂર્વજની છબી કે રાજધાની બતાવી તેના બનાવ, લોક રૂઢી, સ્થિતિ-પરત્વે રસિક રીતે કહેવું.

૪. રાજ્ય સ્થાપનાર, વધારનાર, ને સુધારનાર રાજા, મંત્રીઓ, મહા પુરૂષોને બાયાતોની વાતો પણ પ્રસંગવશાત્ કહેવી. શાલો ગોખાવવાની જરૂર નથી.

૫. વર્ણનમાં દુહા, કવિત્ત, કહેવતનો ઉપયોગ કરવો. ચાવડા ચરિત્ર, પૃથુરાજ રાસો, પ્રતાપ નાટક એની કવિતાઓ પ્રસંગ જોઈ કહેવી, જેમકે–

---

[1] ઘણે સ્થળે દેશી રાજ્યનો કે તેની પ્રજાનો ઇતિહાસ શીખવાતો નથી, એ પદ્ધતિ અને અનુભવથી વિરૂદ્ધ છે, યુરોપ અને બીજા દેશની વાતો જાણે અને પોતાના સ્થળ કે સંસ્થાનની વાત ન જાણે, એ કેવી વાત કહેવાય?

અ. M નં ૧ નું પત્ર મહારાજા [1]વખતસિંહજીનું છે. તે બતાવી વર્ણવવું કે—તેમણે મોટાં પરાક્રમ કરી રાજ્ય વધાર્યું, ને તાબે કર્યું. ભવ્યમૂર્તિને મારકણી આંખથી શત્રુ કાંપતા. શામ દામ ને દામ ત્રણે ઘણાં હતાં—લડાઇમાં પાછી પાની કરી નથી. શૂરવીરતાનું લોહી પ્રજામાં ઉપજાવ્યું હતું. બ્રાહ્મણ-વાણીઆ પણ લડતા. એક કવિએ કહ્યું છે કે—

"ધરતીને ન્હોતો ધણી, ત્યારે નિત્ય કરતી નકતા
વરી તને વખતા, આંગત અખમાલ શક્તિ—" ૧

બીજો કવિ પરાક્રમ વર્ણવે છે કે—

"કુંચા વાજસુરહાદા, લુંઇ ગયા હાકા બાકા,
નાથ પેરમરે ઘેર, જીતરા નિશાન બાજે."

ઇત્યાદિથી કીર્તિ શક્તિ બતાવાય તેઓ સિંહની માફક ચોટ કરી લડતા.

બ. એમની ઘોડી "સિંહણ" ઉપરથી કેસરી, માણકી, ફૂલમાળ બહેરી, શીગાળી વગેરે જાતો યાદ કરાવી કાઠીઆવાડી ઘોડીનાં વખાણ કહેવાં.

ક ખોડીયાર માતા પ્રત્યે આસ્થા; ને કુળદેવી તરીકે માન, તથા ધાર્મિક કામ.

ડ યુદ્ધ ચાતુર્ય, શત્રુપર દયા, કવિ પંડિતને આશ્રય, વગેરે કહેવું. એજ પ્રમાણે L નં. ૧૦ મો. ભાદેવાણી વિષે—દેવાણી કુટુંબના વડા. હાલમાં રાજ્યના કમાન્ડર ઇનચિફ મે. જોરાવરસિંહજીના પૂર્વજ જેના નામથી ભાવનગરમાં ભાદેવાણીની શેરી, ભાનો દરબાર ઇત્યાદિ સ્મારક સ્થળો છે. એમણે શુદ્ધ ભાવથી યુદ્ધમાં હરેક વખતે ભાગ લીધો છે. ચિતળ વગેરેની લડાઇમાં [2]સેનાપતિ હતા. પોતાના એક લોહીઆ લડવૈયા ભાયાતનું લશ્કર હમેશા તૈયારજ રાખતા તેમણે બહુ લાજ-આબરૂ મેળવી હતી. રાજાના પિત્રાઇ છતાં ગુણગ્રાહિતા ને વફાદારી ઉત્તમ હતી.

વળી—L નં. ૧૭ "રૂપજી દેશાઇ આગળ પડી લડે છે." એમ લખ્યું છે. [3]રૂપજી દેશાઇ પોતાનું ભાલું આગળ જઇને ફેંકતાં, તોપવાળાને ઉશ્કેરે છે, એવો ભાવ છે. એ પોતે નાગર ગૃહસ્થ છે. પોતાનો સૈનિકધર્મ બજાવી કૃપા મેળવી હતી. નાગરોનો પેશો "કલમ, કડછી ને બરછી" એમાં પ્રવીણ હોઇ પહેલે નંબરે આવ્યા હતા. સેનાપતિ અને મંત્રી એ બેઉનું કામ વફાદારી અને બાહોશીથી ચલાવતા. ભાટ ચારણો તારીફ કરતા. ઇત્યાદિ.

૬. પોશાકઃ—રાજા, સિપાઇ, આરબ ઘોડેસ્વાર વગેરેનો બતાવવો. બખ્તર શેનાં થાય? તેનું કારણ શું? પાઘડી, ફેંટા, ને ટોપીનો મુકાબલો, રાજાની બાંધણી (માથે બાંધવાની) નું અનુકરણ મોટે ભાગે નવા જુવાનીઆ કરે છે. "દેશ મૂકીએ પણ વેશ ન મૂકીએ" એ સમજાવવું.

---

૧ ખરું નામ બખ્તસિંહ. બખ્ત=નસીબ અથવા ભાગ્ય અને એજ ઉપરથી શીઘ્રકવિ જગન્નાથે સંસ્કૃત ભાગ્ય મહોદય કાવ્યોમાં ભાગ્યસિંહ નામ રાખ્યું છે.

૨ જેમ જય શિખરીનો સેનાપતિ સુરપાળ હતો, તેમ વખ્તસિંહજી પાસે તે રહેતા, એવી યોગ્ય ઉપમા અપાય.

૩ એના વંશમાં દેશાઇ ગુલાબરાય ગોવિંદરામ બી. એ. એલ. એલ. બી. ઉત્તમ વક્તા છે.

૭. હથિયાર ને વાજીંત્રના પ્રકાર-"ધાર, અણી ને ધુબાકો" એ ત્રણ જાતનાં હથિયાર હોય. હાલની રાક્ષસી તોપો, અને ગનબોટો તથા વિમાન વિષે કહેવું. વાજાંમાં ઢોલ, શરણાઇ, ભૂંગળાં ને શંખ, રણશીંગાં વપરાતાં. હાલની પડઘમનો ઢોલ સાથે મુકાબલો. શૂર ચડાવવામાં તે બહુ ઉપયોગી થઈ પડે છે. (રમુજ ખાતર બાવાજીને બોલાવી શંખ રણશીંગું વગડાવી દેખાડવાં)

૮. મૂળ પુરૂષના વંશના કે અમુકના જેવા ગુણવાળા કે શરીરનાં ચિન્હવાળા વિદ્યાર્થી હોય, તો તેની ઉપમા આપવી. હાલની ને તે વખતની સ્થિતિનો મુકાબલો. જેમકે, એક આંખે બાડો તે રણજીતસિંહ. પગે લૂલો, તે સંગ રાણો. જબરો જોરાવર તે-ભીમ. વગેરે. એવું પત્તાંને લગતું હોય તો તે કહેવાય.

૯. દસાડીઆ સિપાઈની વાતો. ગોવાળીયા કાઠી, આરબ, ફિરંગીની ઓળખાણ અને તે જાતની ખાસીયતો કહેવી.

૧૦. "યથા રાજા તથા પ્રજા" એ વાકયની સાર્થકતા સ્થિતિ પરત્વે કહેવી. રાજાએ સ્વધર્મ, ન્યાય, નીતિ, અને સદ્ વર્તનથી પ્રજાનો પ્રેમ મેળવવો. અને પ્રજા કલ્યાણમાં તત્પર રહેવું. જેમ મહારાજા ભાવસિંહજી, મહારાજા ગાયકવાડ સયાજીરાવ. ઇત્યાદિ. જે જે જ્યાં હોય, તે વિષે વર્ણન કરવું.

૧૧. લડાઇમાં દયા અને નીતિ ધર્મ ભૂલવાં નહિ. જીતાએલા શત્રુ પર દયા કરવી. "અવગુણ પર ગુણ કરવો" તેના દાખલા દેવા.
શાંતિના વખતમાં વિદ્યા, કળા, હુન્નર અને વેપાર ઉદ્યોગની વૃદ્ધિ કરવી. ને તેને વાસ્તે ઘટતું વખતોવખત ઉત્તેજન આપવું.

૧૨. [૧]સ્વદેશ પ્રેમ, સુસંપ, દયા, ક્ષમા, ઔદાર્ય, ભ્રાતૃભાવ અને વીરત્વ વધે અને શુદ્ધ તથા વિશાળ હૃદયનાં બાળકો થાય, તેવા પરિણામ તરફ લક્ષ રાખવું. એ પ્રમાણે શીખવાઇ રહ્યા પછી પ્રશ્નોત્તર શૈલીએ પરીક્ષા, વગર લખ્યે કરવી. પાનું બતાવી જવાબ લેવા. અથવા નામ આપી જવાબ લેવા, નામ દબાવીને પણ પૂછાય. ભૂલ કરનાર ઊતરે. પરસ્પર સંભાષણ કરાવવા. પ્રયોગ કરવા ને બાળકો ઉત્તમ ચરિત્રશાલી થાય, તેમ કાળજી રાખી "અનુસરો, વર્તો અને દોરો" એ મહાસત્રનો ઉપયોગ કરવો, જેથી કર્તવ્ય સિદ્ધિ થાય.

## ભૂગોળ વિષે.

ઇતિહાસ અને ભૂગોળનો નિકટ સંબંધ છે. એ તો સૌ વિદ્વાનો જાણે છે. આમાં કેટલાંક પત્તાં સ્થળ દર્શક છે. જેમકે સિહોરનો દેખાવ, ચિનળનો દરવાજો, રાણપુર, પેરમબેટ, ભાવનગર બંદર વગેરે. તે વિષે નીચે પ્રમાણે સમજાવાય

---

૧. સવૈયા—સ્વદેશ પ્રેમી રાજ્ય ભકતને સંપીલાં સહુ બાળ બને,
એ કારણથી ઇતિહાસનો લેખ લખ્યો છે શુદ્ધ મને,
ધર્મ નીતિ ને પ્રજા પ્રેમનાં ઉદાહરણ જ્યાં બહુ વરતાય,
એવા દેશ તણા ઇતિહાસે કોણ સુજ્ઞ જન નહિ હરખાય? ॥ ૧ ॥

૧. ભાવનગર કોણે વસાવ્યું ? કેટલાં વર્ષ થયાં ? બંદર કેવું છે ! વગેરે

૨. રાણપુર હાલ કોને તાબે છે ? અંગ્રેજ સરકારને તાબે ક્યારે આવ્યું ? અંગ્રેજ સરકારનો દેશ કયો ? ત્યાં સર્વોપરી રાજા કોણ છે ? સમ્રાટનું ચિત્ર બતાવવું. દિલ્હી દરબાર વખતે ચાંદ મળેલા, તે યાદ દેવું.

૩. ચિતળ—કાઠીયાવાડના મધ્ય ભાગમાં છે. એ નામ કેમ પડ્યું ? તેમાં યાત્રાનું સૌથી મોટું ધામ દ્વારકા. બીજું પ્રભાસપાટણ. તેનો મહિમા, ઇ. સ. ૧૦૨૪ની મહમદની સ્વારી. દ્વારકા ને ડાકોરનો સંબંધ. હાલ ગુજરાતની રાજધાની વગેરે.—

૪. હવા પાણી વેપારનાં સાધન. રેલ્વે રસ્તા. એ મુસાફરીની સુગમતા. પરસ્પર સ્થળોનો સંબંધ વગેરે.

૫. રાજાના કે પ્રખ્યાત પુરૂષના નામથી શહેરનાં નામ સમજાવવાં. તેમ અહમદે વસાવેલું તે અહમદાવાદ. મહમદે વસાવ્યું તે મહેદાવાદ. દામાજીએ વસાવ્યું તે દામનગર.
વસ્તુ બતાવી ક્યાં બને છે ? તે પૂછવું—રમવાનાં રમકડાં, કુડલાના કાંટા વગેરે.

૬. પૃથ્વી તેમાં ખંડ, દેશ, ઇલાકો પ્રાંત ને તેમાં સંસ્થાન. એથી ઉલટું સંસ્થાનથી પૃથ્વી સુધી વિભાગ સમજાવવા. (શક્તિ પરત્વે કહેવું.)

૭. ભૂ રચના—નદીઓ, પર્વત, દરિઆ, સરોવર મુખ્ય મુખ્ય કહેવાં.

૮. રમુજના પ્રશ્નો—બાઇડીઓનાં બલોયાં વાળું ગામ ? (ચુડા.)

અ ઝાડને નામે ગામ?—આંબા, લીંબડા, પીંપરાળી, વડનગર ઇત્યાદિ.

બ. બરડો, હાથ, કાન, પેટને લગતા ઠામ ? જવાબ બરડો પર્વત, હાથબ, કાનપુર પેટલાદ ઇત્યાદિ. તેમજ જનાવરનાં નામ ઉપરથી સ્થાન ? વાઘનગર, સિંહપુર, શિયાળબેટ, ભેંસાણ, હસ્તિનાપુર, ઘોડાસર.

ક. વર્ગમાં સોમનાથ, અહમદ કે રામનાથ હોય તો તેના નામને લગતાં ગામ પણ પૂછાય—જે પ્રથમ કહેવાઇ ગયો તે.

ઇ વર્ગમાં કન્યાઓનાં નામ નર્મદા, તાપી, ગંગા વગેરે હોય તો તેમના નામની નદીઓ. ગંગા મોટી કે નર્મદા ? નર્મદા કઇ દિશામાં ચાલી ? એ એનાં મૂળ અને મુખ બતાવો ? પોતાનું મોં બતાવે, તો નકશામાં જોવા કહેવું ! અને મૂળ તથા મુખની [1]વ્યાખ્યા સમજાવવી.

૯. ઐતિહાસિક બાબતોનો સંબંધ જોડવો. સિહોર મૂળરાજે બ્રાહ્મણોને દાનમાં આપ્યું હતું. ત્યાંના બ્રહ્મકુંડમાં નહાવાથી સિદ્ધરાજનો કોઢ મટયો હતો. ગોઘા—પીરમ ઉપર અહમદ ગાંડાએ સ્વારી કરી હતી. "લંકાની લાડી ને ગોઘાનો વર" એજ ગોઘા ઘણું પ્રાચીન બંદર છે. વગેરે.

એ પ્રમાણે ભૂગોળ ઇતિહાસ વિષે કહ્યા પછી પત્તાંમાંના મૂળાક્ષર અને અંક બાબત વિચાર દર્શાવીશ. જો કે બધા એકજ રીતે કામ કરતા નથી, છતાં જેને જે રીતે અનુકૂળતા

---

૧ ભૂગોળની વ્યાખ્યાઓ સમજાવવામાં ને પ્રારંભ કરવામાં "ભૂમિ ચિત્રણ" નો લેખ વાંચવો. શાળાપત્ર ૧૮૯૭ના મે જુનના અંક જોવા. જમીન ઉપર દુર્વાથી દેશના નકશા પ્રમાણે હદ બતાવી પર્વત, નદી, બેટ વગેરેની રચના કરવી . એથી બહુ આનંદ આવશે,

લાગે, તે પ્રમાણે પ્રારંભમાં કામ કરે છે. તોપણ સરલ અને ઉપયોગી માર્ગ પોતાને જણાયો હોય, તે દર્શાવવો. એમ ધારી આ સ્થળે પણ યુક્તિ અને અનુભવથી અલ્પમતિ પ્રમાણે દર્શાવાય છે.

## મૂળાક્ષર વિષે.

૧. બીજા પગથીઆમાં આપણે મૂળાક્ષરનું જ્ઞાન પત્તા વડે આપવાનું રાખ્યું છે. તે સમયે બાળકની શક્તિ વિચારી કામ લેવું. પ્રથમ એકથી દશ સુધી મોપાઠ શિખવવી. આંગળાં, લખોટા કે કોડીઓથી ગણાવવું ને દશ સુધી અંક પાકા કરાવવા. એકડા લખવાનું કામ તે પછી શરૂ કરવું. સાથેજ લખાવવાની બહુ જરૂર નથી, પણ એટલું ખરું કે દશ એકડા લખતાં વાંચતાં આવડયા પછી મુળાક્ષર પર જવાનું સહેલું પડશે. એકડા વખતે પણ બાળપોથીમાં કહેલા ખંડ, અનાજ, દોરી, કોડી, કે કચૂકા વગેરેનો ઉપયોગ કરવો અને તે વડે આકાર પાકો ઠસાવવો.

૨. પછી સમજાવવું કે બગડો તે "ર." પાંચડો "પ." છગડો "દ" વગેરે. વળી ચોગડાને પડખે ઉભી લીટી દોરીએ તે "મ." આઠડાથી "ત." નવડાથી "લ" વગેરે બને. પાટીઆમાં તેમ કરી બતાવવું ને પત્તામાં બતાવવું.

૩. આંકડાની માફક અક્ષર પણ માટીના, સાથીઆ પૂરે તેમ અનાજના, ને રેતી, ગલાલ કે ચીરોડીના ભૂકામાં લીટા કરી ઓળખાવવા; ને કરાવવા.

૪. [૧]ઙ, ચ, છ, શ, ષ, સ, ળ, વગેરેના ઉચ્ચાર બરાબર કરાવવા. તોતડા કે ઉતાવળીઆ વિદ્યાર્થી ખોટા ઉચ્ચાર કરે, તો ખાસ સુધરાવવા.

૫. આ રીતે પકવતા થયા પછી વર્ગમાં મેજપર કે કપડાપર પત્તાં પાથરીને અમુક અક્ષર માગવો. ને બબ્બે અક્ષરનાં પત્તાં પાસે પાસે મૂકાવીને હળ, તલ, મગ, ઘર, વન એમ શબ્દ કરાવવા.

અથવા હળ, કળ, મળ, દળ શબ્દ કરવાને વારા ફરતી એક છોકરો બદલાય; ને "ળ" અક્ષરવાળો ત્યાંજ ઉભો રહે એમ કરી જાગૃતિ લાવવી.

૬. ત્રણ ચાર કે પાંચ અક્ષરના શબ્દ કરવા. જેમકે કલમ, ચલમ, મલમ વગેરે અક્ષરો શોધે. તેમાં પહેલો નંબર બદલાય ને બીજા બે પાંચમી કલમમાં કહ્યા પ્રમાણે ઉભા રહે. એજ પ્રમાણે હળદર, ગરમર ચણતર, નટવર, દલપત, અહમદ, મહમુદ, વડનગર, અહમદનગર વગેરે.

---

[૧] ગુજરાતી ભાષામાં ઙ વપરાતો નથી એટલે કોઇ શીખવતું નથી. પછી હાઇસ્કૂલમાં કે ટ્રેનિંગ કાલેજમાં સંસ્કૃત શીખે, તે વેળા પણ ખરો ઉચ્ચાર કરી શકતો નથી ' 'અંગ" બોલે છે !! ૐ પણ પાછળથીજ શીખે છે. અત્રે એક પત્તામાં તે દાખલ કર્યો છે.

૭. પછી [1]પાનાં પાથરવાને બદલે વહેંચી દઇને નીચે પ્રમાણે કામ કરાય.

અ. એક જણ કહે કે "મલમ" બનાવો. એટલે એક જણ "મ" નું પાનું ઉતરે (નીચે મૂકે.) પછી "લ" વાળો ઉતરે અને તે પછી ત્રીજો જણ "મ" ઊતરે. છેલ્લે ઉતરનાર ત્રણે પાનાં લઇ જાય, પણ ચોથો જણ "લ" ઊતરીને "મલમલ" શબ્દ કરી આપે, તો ચારે પાનાં તેને મળે. આથી શબ્દ રચનાની શકિત આવશે.

બ. એક શબ્દમાંથી બીજા શબ્દ બનાવવા. જેમકે "કલમ" એનાં પાનાં બદલી કમલ, તથા કલ, મલ, કમ વગેરે. તેમજ "નગર" ઉપરથી નગ, રગ, નર, ગર ઇત્યાદિ. ( એ શબ્દના અર્થ કહેવા. ) એ પછી વાકય-રચના ઉપર જવાય; પણ બારાક્ષરી વિનાનાં વાકય પ્રથમ લેવાં.

કમ પ્રમાણે પાનાંની વહેંચણી થયા બાદ હારબંધ બાળક ઊભાં રાખવાં.

૧. એક કહે કે "નટવર" શબ્દ તૈયાર કરો. એ અક્ષરવાળા અનુક્રમે સામા ઉભા રહે. ને હાથ ઉંચો કરી પોતાનાં પાનાંનો અક્ષર બતાવે.

૨. એજ પ્રમાણે "ઉતર" શબ્દ માટે ત્રણ બાળક પોતાના પાનાં પ્રમાણે અનુક્રમે પહેલી કલમમાં કહેલા ચારની પડખે ઉભા રહે. પછી એ સાતે અક્ષરની લાઇન વંચાવવી. "નટવર ઉતર" એમ વંચાશે. પછી નટવર નામના છોકરાને ઉતારવો. કિંવા પાનું ઉતરવા કહેવું.

૩. ઉપરની બે કલમમાં કહ્યા પ્રમાણે અનેક વાકય બનાવાય, જેમકે-મગન કલમ ઘડ, ઉજમ હળદર દળ, ચમન કમળ કર. ઇત્યાદિ. એમાં પણ પ્રથમની બે કલમમાં કહ્યા પ્રમાણે ટુકડીઓ પાડી કવાયદ સાથે વાકય રચના કરાવ્યા કરવી. (આગળ ઉપર એમાંથી કર્ત્તા, ક્રિયાપદ (ક્રિયા) સમજાવી શકાશે.)

મૂળાક્ષર પાકા થયા પછી બારાક્ષરી ચલાવવી. કાનો, અજ્જુ, વરડુ, માત્રા વગેરેનાં ચિહ્ન પણ પત્તાંમાં છે. તે ચિહ્નોનાં પત્તાં અક્ષર નજીક મૂકવાથી જે રૂપ થાય, તેનો ઉચ્ચાર શીખવવો. તેમાં [1]કમ સ્વરાનુક્રમ પ્રમાણેજ રાખવો. એટલે પ્રથમ કાનો મેળવવો. પછી અજ્જુ વગેરે. જેમકે કાકા દાદા મામા એમ કથી ળ સુધીના અક્ષરમાં કાનો મેળવી દેખાડવો. ને તેનાં વાક્યોનો [2]પાઠ થાય, તેમ વર્ગમાં ક્રમ લેવું.

બા તલ ખા, કાકા અડદ લાવ. મામા મગ ખા. ઇત્યાદિ.

---

[1] એ ત્રણ ગંજીફા સાથે રાખવા જોઇએ.

[2] મિ. સુંદરજી મૂળજી કૃત પહેલી ચોપડીમાં એજ કમ લઇ રચના કરી હતી, ને નવી બાળપોથીમાં પણ એ કમ છે. ફેર માત્ર એ છે કે-આપણે ચોપડીને બદલે પત્તાંનો ઉપયોગ બાળ સ્વભાવને અનુકૂળ જોઇને રાખ્યો છે. વિલાયતમાં પણ બહુ ન્હાનાં બાળક માટે ચોપડીનું સાધન હોતું નથી,

એજ પ્રમાણે દરેક સ્વર જોડાવીને વાક્યો શબ્દ વડે બનાવવાં. એક એક દિવસનો પાઠ રાખવાથી આનંદથી બાળકો વાંચતાં શીખશે. પછી મોટા અક્ષરની ચોપડીઓમાંથી, જાહેર ખબરોમાંથી શબ્દ વંચાવવા, જેથી બાળકને હોંશ વધે. એ પ્રમાણે કરવાને શિક્ષકમાં ચતુરાઇ ઉત્સાહ અને ખંત જોઇએ. અને એ હોય તોજ એક સાધન વડે અનેક વિષય રમુજી રીતે શીખવી શકાય એમાં શક નથી.

---

## ખેલન વિચાર.

હવે ચિત્રિતપત્રનો શિક્ષણની પેઠે બીજો ઉપયોગ છે, તે વિષે એકાદિ રીત દર્શાવવામાં આવે છે જેને "ચિત્રિતપત્રખેલન" કહેવામાં આવ્યું છે. આ બાબતમાં પણ ઘણું લખવાનું છે, પરંતુ વિસ્તાર ભયે ખપ જોગુંજ લખું છું.

પત્તાંની [1]રમત દરેક સ્થળે ઘણા માણસો લાંબી મુદતથી જાણે છે, ને રમે છે તે મુજબ આમાંય રમી શકાશે, પણ જે કાંઇ નવીનતા છે, તેજ જણાવવા યત્ન કર્યો છે.

ધારો કે રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન એ ચાર જણ રમવા બેઠા છે.

૧. પ્રથમ સાધારણ રીતે જેમ પાનાં ચીપાય છે (ઉપર નીચે કરાય છે) તેમ ચીપીને દરેક સરખે ભાગે વહેંચી દેવાં. દરેકને ભાગે ૧૩ તેર આવશે.

૨. પછી રામ ભરતને કહે કે— અમુક નંબરનું પાનું આપો. પોતાને આવેલાં પાનાંમાં જે અક્ષરનું, જે નંબરનું પાનું ખૂટતું હોય, તે માગવું જોઇએ. જો ભરત પાસે એમ માગેલું પાનું હોય, તો ભરતે તુરત આપી દેવું જોઇએ.

૩. પછી રામ બીજા પાસે પાનું માગે. ધારો કે લક્ષ્મણને કહે કે L નું ૬ ઠું પાનું લાવો. જો લક્ષ્મણ પાસે તે ન હોય તો રામનો માગણી કરવાનો હક રહે નહિ.

૪. હવે લક્ષ્મણ બીજા ત્રણ ભાઇઓમાંથી ગમે તે એકને કહે, બીજી કલમમાં કહ્યા પ્રમાણે રામને કહે કે—L નો ૯ મો નંબર લાવો. જો તે પાનું રામ પાસે ન હોય. તો લક્ષ્મણનો પણ હક ગયો સમજવો.

૫. ઉપરની કલમમાં કહ્યા પ્રમાણે વારા ફરતી માગણી કરીને એક અક્ષરનાં નંબરવાર બધાં પાનાં પોતાની પાસે એકઠાં કરી લેવાં. જેને તે મળી જાય, તેને ઠરાવેલા

---

[1] એ રમતના જેવા આમાં ચિત્રો નથી, પણ આંકડા ઉપરથી એવો સંકેત રાખ્યો છે કે—૧ થી દશ સુધીના અંકમાં એકડો તે એક્કો. બગડો તે દુડી. એમ દસા સુધી સમજવાં. પછી ૧૧=ગુલામ. ૧૨=રાણી ૧૩=બાદશાહ. ચાર અક્ષર તે ચાર જાતનો પ્રકાર એમ સમજવાનું છે.

[1]માર્ક મળે. N ના ૧૨, M ના ૧૪, L ના ૧૨ અને K ના ૮ મળી કુલ ૫૦ માર્ક છે.

૯. આ રમતમાં ખરું ધ્યાન એ રાખવાનું છે કે—આપણે કરતી વખતે કયું પાનું કયા શખ્સ પાસે ગયું છે? તે યાદ રાખી પોતાવારો આવ્યે માગી લેવું. જેના કુલ ૫૦ માર્ક વહેલા થાય, તે જીત્યો ગણાય.

બીઝીકમાં પણ આ પત્તાંનો—ગંજીફાનો—ઉપયોગ થઇ શકે એ તો સુસ્પષ્ટ છે. સાદી રમતમાં હુકમ કોનો ગણવો? એ સવાલ રહેશે. પરંતુ ભાવનગર, મહુવા, કુંડલા, લીલીયા વગેરેના સાંકેતિક અક્ષરો છે તે ઉપરથી કહેવાય કે—" ભાવનગરનો હુકમ " " કુંડલાનો હુકમ નક્કી થઇ ચૂક્યો " વગેરે.

આ રીતે ખેલન વિચારમાં રમતની રીત આપતાં એટલું જણાવવા રજા લઉં છું કે—આવી નિર્દોષ રમતો ફુરસદને વખતે આનંદની ખાતર બાળક ને યુવક રમે, એ ઇચ્છવા સરખું છે. વળી સ્વકાર્યથી પરવારી નિયમિત રીતે વખતસર ધંધાદારી પુરૂષો રમે તો તેમનો શ્રમિત મગજ આનંદ પામે, એમાં શક નથી.

વૃદ્ધોની ઇચ્છા થાય તો તેમણે જ્ઞાનબાજી શેતરંજ વગેરે પ્રૌઢતા વાળી રમત કોઇવાર રમવી. બાકી તેમણે તો પુસ્તકોનાં પાનાં તેના કર્ત્તાના વિચાર સાથે ખેલવાં. અને "काव्यानंदविनोदेन कालो गच्छति धीमताम् " એ ધ્યાનમાં રાખી આનંદ કરવો અને કરાવવો.

પ્રિય વાંચનાર! આ બધું બાળખેલ જેવું લખાણ અવલોકન અને અનુભવને આધારે લખ્યું છે. તેમાં કલ્પનાનો અંશ અને દોષ પણ દેખાશે, તે તરફ સ્નેહભાવથી જોઇ સારગ્રાહી થવા વિનંતિ છે. જે પાત્રોને માટે એ લખાયું છે, તેને અનુકૂળ અને ઉપયુક્ત છે કે કેમ? એ તરફ કૃપા કરી જોશો. મને ખાતરી છે કે—આમાં લખ્યા પ્રમાણે કામ કરવાને લાયક શિક્ષક તથા સસ્તાં ને સુંદર સાધન પૂરાં પાડવાને માયાળુ સરકાર અને દરબાર.શ્રીની ખાસ પરવાનગી અને પૂર્ણ ઉત્તેજન હશે, તો સફલતા થશે.

પ્રભુ કૃપાથી આવા સાહિત્યની ખીલવણીના પ્રસંગમાં તેમજ રાજરાજેંદ્ર કૃપાળુ સમ્રાટની પ્રાથમિક કેળવણી તરફ મમતાભરી લાગણી અને મોટી સહાયને લીધે આવાં સાધન પ્રત્યેક શાળામાં છૂટથી વપરાશે, તો બાળ કેળવણીનાં અમૃતમય ફલ ભવિષ્યની પ્રજાને ઉત્તમ રસાસ્વાદ અપાશે. પરમાત્મા એવી સત્પ્રવૃત્તિમાં સર્વથા સર્વદા સન્મતિ પ્રેરો. તથાસ્તુ.



---

[1] નામદાર મહારાજા શ્રીએ આપેલી રીતોમાંની આ એક ઇંગ્રેજીના અનુવાદ રૂપે છે. તેમાં મૂળે ૩ અક્ષર છે તેથી તેના L, M ને N ના અનુક્રમે ૧૦,૮ ને ૪ માર્ક રાખેલા છે (સાથેનું ઇંગ્લીશ પાનું રમત વિષેનું જોવું.)

# ઈસ્લામી નીતિશાસ્ત્ર.

(લેખકઃ—માગરોલની પીરની ગાદીવાળા પીરજાદા મોટામીયાં)

## મુસલમાનોને મ્લેચ્છ કહેવા કેટલે દરજ્જે વ્યાજબી છે.

જ્યાં સુધી ઇસ્લામની બાબતોનો ખરા જીગરથી અભ્યાસ કરવામાં ન આવે ત્યાં સુધી તેમાં શું શું ખુબીઓ છે તે સમજવામાં આવવું ઘણું મુશ્કેલ છે મહાન હજરત મોહમ્મદ પેગમ્બર સલ્અમે જે શિક્ષણ આપ્યું છે તે ઉપર ખરા અંતઃકરણથી ધ્યાન ન લગાડતાં ઉપલક નજરે તે તરફ જોવાથી ઇસ્લામને અન્ય લોકો તરફથી કેટલો ગેર ઇનસાફ મળેલો છે તે અત્રે કહેવાની જરૂર નથી. લોકોને ઇસલામના વિરોધીઓ તરફથી એમ સમજાવવામાં આવ્યું છે કે ઇસ્લામ એ "કુરાન અગર તો તલવાર' એ બેમાંથી ગમે તે એક પસંદ કરી પોતાની જીંદગીના દિવસો પૂરા કરવાનું ફરમાવે છે. કદાચ કોઇ મુસલમાન રાજકર્તાએ કાંઈ જુલમ કર્યો તો તે સઘળું ઇસ્લામ કરે છે એમ જાહેર કરવામાં આવે છે પણ ખરી બીના તરફ ઘણા થોડાજ નજર કરે છે. ઇસ્લામ વિષે લોકોના મનમાં એટલી બધી ગેરસમજુતી પેસી ગઇ છે કે ઇસ્લામનું નામ સાંભળતાંજ લોકો ચોંકે છે અને તેને એક વિકાળ રાક્ષશ જેવો ગણે છે. કારણકે નાનપણથીજ તેમને ઇસ્લામ વિષે એવું શીખાડવામાં આવે છે કે મૂર્તિ પૂજાના વિરોધીના ધર્મ સારો હોયજ કયાંથી? પશુનો વધ કરનારાઓનો ધર્મ સરો હોયજ કયાંથી? તલવાર પકડનારા ખુનીઓનો ધર્મ સારોજ હોયજ કયાંથી; ટુંકામાં "મલેચ્છ" "યવન" અને કસાઇનો ધર્મ સારો હોયજ કયાંથી? એવા પડધા તો અન્ય ધર્મના બાળકોના કાનમાં નાનપણથીજ પડવા લાગે છે એટલે મોટા થતાં તે મુસલમાનના ધર્મને ઘણોજ હલકો ગણવા લાગે છે એટલુંજ નહીં પણ એ ધર્મના માનનારની સોબતને પણ હલકી ગણે છે. અને એથીજ મુસલમાનો માટે "યવન" અને "મલેચ્છ" જેવા શબ્દોનો ઉપયોગ લોકો નિઃશંકપણે કરતા જણાય છે. સાધારણ બુદ્ધિના માણસોજ આ શબ્દો વાપરે છે એવું કાંઇ નથી પણ સારા સારા કેળવાયલા શખસોએ પણ તેનો પોતાના પુસ્તકોમાં ઉપયોગ કરેલો લાગે છે. હાલ જમાનો કેળવણી અને સુધારાનો આવ્યા છે, છતાં પણ તેનો ઉપયોગ કાંઇ ઓછો થતો જણાતો નથી એથી માલમ પડે છે કે આવા જમાનામાં પણ લોકોનાં મનમાંથી ઇસ્લામ વિષેની ગેર સમજુતી દુર થઇ નથી. ઇસ્લામ ઘાતકીપણું અને જબરી શિવાય બીજું કાંઇ શીખવતો નથી એ ખ્યાલ તેમનાં મનમાં નાનપણથીજ તેમના વડીલોના કહેવાથી ઘર કરી જાય છે. અને તે હમેશાં કાયમ રહે છે. કારણ કે તેને ખસેડવાની કોઇપણ કોશેષ કરતું નથી. જૈન વાણીઆઓ અને થોડા ઘણા બીજા હીંદુઓ શીવાય તમામ જાતના હીંદુઓ પશુઓનો વધ કરે, માંસ ખાય, તલવાર પકડી ખુન કરે, જીવતા શિકારને ભાલા ભોંકે જેવા કે—રજપુત, મરાઠા, ક્ષત્રી, ભીલ, કોળી વિગેરે કરે છે તોપણ તે "યવન" અને મલેચ્છ ગણાય નહીં પણ માત્ર મુસલમાનોજ તેવા ગણાય કારણકે તે કદી સારા હોયજ નહિ. અને પોતે સારા ન હોય તો પછી તેમનો ધર્મ તો સારો હોયજ ક્યાંથી? પણ આ તકે મારે કહેવું જોઇએ કે તેમાં કહેનારાઓનો દોષ નથી. કારણ કે તેમને મુળથીજ એવું શીખાડવામાં આવે છે. હવે જમાનો બદલાયો છે. લોકોની લાગ

જુદા જુદા ધર્મના સિદ્ધાંતો જોવા જાણવા તરફ લાગી છે એટલે હવે ઇસ્લામી બાબતો તરફ પણ તેઓ નજર કરશે અને તેનો અભ્યાસ કરી પોતાના મનની ખાત્રી કરશે કે ઇસ્લામી ધર્મ કંઇ બીજા ધર્મ કરતા ઉતરતો નથી. તેણે શીખાડેલી ખુદાની વેહદાનીયત (અદ્વૈત) સચ્ચાઇ અને બધા મનુષ્યોનું સરખાપણું એ ગુણ તેમાં એવા સમાયલા છે કે જેની જાતે જોવાથીજ ખાત્રી થાય એમ છે. બધાં માણસો સરખાં છે એવું જેવી રીતે ઇસ્લામ ગણે છે તેવું બીજો ધર્મ ગણતો હોય એમ જણાતું નથી. એક હલકી કોમનો માણસ મુસલમાન થયો તો તે એકદમ દુનિયાના બત્રીસ કરોડ મુસલમાનોનો ભાઇ થઇ જાય છે, તે મુસલમાનોની સાથે બેશીને જમી શકે છે એટલુંજ નહીં પણ તે મસ્જીદમાં પણ જઇને નમાજ પઢી શકે છે તથા તેમની સાથે બેટી વહેવાર કરી શકે છે. કેટલાક ખોટા રીવાજોને સુધારાના હીમાયતીઓ હમણા હમણા વખોડવા લાગ્યા છે પણ ઇસ્લામે તો તેમને સવા તેરસો વરસથી વખોડી કાઢયા છે ત્યારે આવો ધર્મ શું તદન હસી કાઢવા જેવો છે? ના એમ હોયજ નહીં. આપણે તેની નીતિની કેટલીક બાબતો અત્રે આપીશું. અને અન્ય ધર્મવાળાઓને વિનંતી કરીશું કે તેમણે તે તરફ ઇન્સાફની નજરે જોવું અને નિષ્પક્ષપાતે તોલ કરવો કે શું ઇસ્લામ રાક્ષસી ધર્મ છે?

## ઇસ્લામના ફરમાન

**કોશેષ.**

માણસ જાતની સેવા ચાકરી કરવી અને તેનું ભલું કરવું એને ઇસ્લામમાં બંદગી બરાબર ગણે છે. એકલા આકીનથીજ કાંઇ કામ સરતું નથી, તેની સાથે પ્રત્યક્ષ કામ પણ કરવું જોઇએ. "આ જીંદગી આકેબત (આવતી જીંદગી) માટે એક ખેતી છે" તેટલા માટે વારંવાર કહેવામાં આવે છે કે "વાવશો તેવું લણશો" મુસલમાન થયા એટલે પત્યું એવું કાંઇ નથી પણ ખરા ચલણથી રહેવું જોઇએ, તેની જીંદગી એક "કોશેષની જીંદગી" થવી જોઇએ, જો તને તારા ખુદાની સનમુખ જવાની ઇચ્છા હોય તો સારાં કામ કર કારણ કે આડે માર્ગે ચાલવાથી કદી તેની પાસે જઇ શકાતું નથી. "માણસમાં પશુનો અને ફરિસ્તાનો એવા બે પ્રકારના સ્વભાવ છે, જ્યારે તે પશુનો હલકો સ્વભાવ છોડી દે છે ત્યારે તે ફરિસ્તાના સ્વભાવવાળોજ થઇ રહે છે બલ્કે તેનાથી પણ ચઢતો થાય છે. સારી ખરી અને શુદ્ધ બાબતોની કોશેષ કરવાને માટે ફરમાવ્યું છે કે કોશેષ કરવી એ ખુદાનું ખાસ ફરમાન છે અને જે ખુદાએ ફરમાવ્યું છે તે માત્ર કોશેષથી મળી શકે છે.

**ઇસ્લામની નીતિનો સાર.**

કુરાને શરીફની ચોથી સુરતમાં ફરમાવ્યું છે કે "આવ, હું તને તારા ખુદાના હુકમો કહી સંભળાવું, તારે તેની સાથે કોઇને શરીક ભાગીઓ ગણવો નહીં. તારે તારા માબાપો સાથે સારી રીતે વર્તવું. અને તારે મુફલીસીની બીકને લીધે તારાં બાળકોને મારી નાંખવાં નહીં. તારે માટે અને તેમને માટે અમે ખાવાનું આપીશું. અને તારે ઉઘાડી કે ઢાંકી અપવિત્ર બાબત તરફ જવું નહિં. જે જીવ મારવાનો તને હક હોય તે શિવાય તારે કોઇ જીવ મારવો નહિં × × × × તારે યતીમ-અનાથ બાળકની મિલ્કત પાસે તેને સુધારવાના હેતુ શિવાય જવું નહીં. તેને કોઇને વિષે કાંઇ ફેંસલો આપવાનો હોય તો તે તારા સગાનું કામ

હોય તોપણ તારે ખરા ન્યાય સિવાય કંઇ બોલવું નહીં. તારે ખુદાનો હુકમ બરાબર માથે ચઢડાવવો. ખરેખર આ મારો ખરો રસ્તો છે તે પ્રમાણે તું ચાલજે.

વળી ફરમાવ્યું છે કે "નેક બખત માણુસો એજ છે કે જે ઇમાન લાવ્યા છે અને ખુદાનો નમ્રતાથી ઉપકાર માને છે × × × × હંમેશા ખેરાત કરે છે, પોતાની પવિત્રતા જાળવી રાખે છે અને પોતાના વચનમાં સાચા છે × × × × ખરેખર ખુદા તમને ઇનસાફ અને ભલું કરવાનું અને સગાં વહાલાંને તેમના હક અદા કરવાનું ફરમાવે છે. વળી તે તમને પાપ કરવાનું ખોટું કરવાનું અને જુલમ કરવાનું મના કરે છે"

જે માણુસ ખુદા તરફ બોલાવે છે તેનાથી બીજો કોણુ સારૂં કહેનારો અને ભલું કરનારો છે. × × × × ભલું અને બુરૂં એ સરખું ગણુવામાં આવનાર નથી, જે સારૂં હોય તેના બળથી ખોટું કાઢી નાંખ.

વળી સ્વર્ગ વિષે તેમાં ફરમાવ્યું છે કે "તે ખુદાવાળા માણુસ માટે પોતાના ભલા અને બુરા દીવસોમાં ખેરાત કરનારા માટે અને પોતાનો ગુસ્સો પી જનાર અને માફી આપનાર માટે છે. કારણુ કે ખુદા સખી પરોપકારી માણુસને ચાહે છે."

આપણે જાણીએ છીએ કે લોકોના ઉપર જ્યારે દુઃખ પડે છે ત્યારે ગમે તેવી બામત પણુ તેમને સહન કરવી પડે છે પણુ જ્યારે માણુસ સુખી હોય અને તેને કોઇ તકલીફ આપે ત્યારે તે કેટલે દરજે સહન કરી શકે છે તે ઉપર તેની ભલાઇનો સઘળો આધાર રહે છે કારણુ કે સુખી દીવસોમાં તે ધારે તે કરી શકે છે એવી તેને સત્તા હોય છે. કહે છે કે મહાન હજરત મોહમ્મદ પેગમ્બર સલ્લમની પવિત્ર દીકરી બીબી ફાતમાના દીકરા હજરત ઇમામ હુસેન આ એક દીવશ જમતા બેઠા હતા તેવામાં તેમના એક નોકરના હાથથી તેમના ઉપર ગરમ ગરમ ખાવાનું ઢળી ગયું જેથી પેલા નોકરને લાગ્યું કે હજરત દાઝયા હશે. અને મને ઠમણાં વઢશે તેથી તે કુરાન શરીફનું એક વાક્ય બોલવા લાગ્યો કે "જે માણસો પોતાનો ગુસ્સો પી જાય છે તેમને માટે સ્વર્ગ છે." હજરત ઇમામ હુસેને કહ્યું કે "મને આથી કાંઇ પણુ ગુસ્સો લાગ્યો નથી. તું ગભરાઇશ નહીં" પેલો નોકર આગલ ચાલતાં બોલવા લાગ્યો કે "અને જે લોકો માણુસોને માફી આપે છે તેમને સ્વર્ગ છે." તે ઉપરથી પોતે કહ્યું "હું તને માફ કરી ચુકયો છું." નોકરે આગલ ચાલતાં વાક્ય પુરૂં કર્યું કે "ખુદા પરોપકારીને ચાહે છે." હજરત ઇમામ હુસેને કહ્યું કે "જા હું તને તારી નોકરી માફ કરૂં છું. અને ઉપરથી ચારસો રૂપા મોહોર આપું છું.

"ફશાફ" પુસ્તકનો કર્તા લખે છે કે જે તને કાઢી મુકે તેને ફરી ખોળતો ખોળતો જા. જે તારૂં પડાવી લે તેને બોલાવીને આપ. વળી જે ઇજા કરે તેને માફી આપ કારણુ કે ખુદા એવું ચાહે છે કે તું તેની કમાલીયત સંપુર્ણુતાની જડ તારા આત્માના અંતરપટમાં નાખ.

કોઇ માણુસ અપકાર કરે તો તે ઉપર ઉપકાર કરવાનું ઇસ્લામમાં દરેક ઠેકાણે લખેલું છે

"દરેક જણુના ભલાંનો ખ્યાલ કર. તને જે હાની થઇ છે તેજ માત્ર જો

**અપકાર ઉપર ઉપકાર.** નહિં. બીજાને તુરત ક્ષમા આપ અને બધાનું સારૂં કર જે શખસ પોતાનો ગુસ્સો સમાવે છે અને પોતાના દુસ્મનોને માફી આપે છે તેનું રહેઠાણુ એક સારી જગાએ થશે. ભુંડાઇ ઉપર ભલાઇ કર.

એક ગરીબ અરબ પરદેશીના બળેલ આત્માને શાંત કરવા સારૂ ખુદા તાલાની મીઠી નજરનો સંદેશો આવ્યો કે "દીવસના પ્રકાશ અને રાત્રિના અંધકારના સોગંદ પૂર્વક કહું છું કે તારો ખુદા તને ભુલી ગયો નથી કે તારાથી નારાજ થયો નથી. ખરેખર ગયા વખત કરતાં આવતો વખત તારે માટે સારો છે અને આખરે ખુદા તારી ઉપર પ્રસન્ન થશે. અને તને સંતોષ થશે. શું તને ખબર પડી નહોતી કે તું યતીમ અનાથ હતો. અને તેણે શું તને રહેવાને ઘર આપ્યું નહોતું ? તું ભુલાવામાં હતો ત્યારે શું તને રસ્તો બતાવ્યો નહોતે ? તું ગરીબ હતો ત્યારે શું તેણે તને સાધનો પુરાં પાડયાં નહોતાં ? ત્યારે યતીમ અનાથને ઇજા પહોંચાડ નહિ. અને જે કોઇ તારી પાસે માગવા આવે તેને ખોટો શુકન ન કાઢ અને તારા માલીકની મહેરબાનીઓના ગુણુ ગા." શું તું એ ખ્યાલ કરતો હતો કે અમે તને ખાલી ખેલ માટે બનાવ્યો છે. અને તુંને કદી અમારી પાસે પાછો લાવવામાં નહી આવે.

ખરાં જીગરથી પશ્ચાતાપ કરી ખુદા તરફ પાછા આવનારા અને તેની દયા માંગનારા પાતકો એટલુંજ કહે કે "હે અમારા માલીક, અમે જો ભુલી ગયા હોઇએ અને પાપમાં પડયા હોઇએ તો પણુ તું અમને સજા કરીશ નહિં. હે પ્રભુ! અમારા પાપ નિવારણ કર અને અમને ક્ષમા કર. તોપણુ તેમને માટે એ વચન તૈયાર છે કે 'પાછો આવ, પાછો આવ, તું ગમે તેવો છે તો પાછો આવ; શું તું મને માનતો નહોતો અને મને મુકીને બીજાને પુજતો હતો અથવા મારા હુકમનો ભંગ કરતો હતો ? ચાલ પાછો આવ, મારો દરવાજો ના ઉમેદીનો દરવાજો નથી. જો તું પોતાને ભુલી ગયો હોય તો ખરા-જીગરથી તોબા પશ્ચાતાપ કરી પાછો આવ

ખરૂં કહ્યું છે કે "નવા ધર્મ વિષેનો નેક ખ્યાલ પોતાને જે ફરજ બજાવવાની છે તે સમજ વામાં અને દયાની જાણીતી બાબતોમાં રહેલો છે.

નેક માણસ તે છે જે પોતે શુદ્ધ થવા માટે પોતાની પુંજી આપી દે છે અને બદલો મેળવવાની આશાથી કોઇના ઉપર ઉપકાર કરતો નથી પણુ ફકત પરમકૃપાળુ માલીકના સનમુખ જવાની ઇચ્છાથી કરે છે.

જે માણુસો પોતે ભુખ્યાં છતાં પોતાનો ખોરાક ગરીબોને યતીમોને અને કેદમાં પડેલાઓને આપી દે અને કહે કે "અમે તમને ખુદાને વાસ્તે ખવડાવીએ છીએ, અમારે તમારી પાસેથી તેનો કાંઇ બદલો જોઇતો નથી, તો તેવા માણુસો ઘણા નેક બખ્ત છે.

ફક્ત ખુદા તાલાનીજ બંદગી કર. સગાંવહાલાં નોકર યતીમ અને ગરીબ ઉપર દયા રાખ, માણુસો સાથે નેકીથી વાત કર. નમાઝ પઢ અને ખેરાત કર.

તારા માબાપોનું નમ્રતાઇથી સન્માન રાખ, ગરીબાઇ અને નરમાશથી ખુદા આગળ તેમને માટે અરજ કર કે હે પરવર દીગાર, તેમના ઉપર દયા કર. હું નાનપણુમાં નિરાધાર હતો ત્યારથી તેમણે મને ઉછેરીને મોટો કર્યો છે.

જુના વખતનાં અઘોર કર્મ, ખુની વેર અને બાળહત્યા છોડી દો અને એક લોહી થઇ જાઓ.

જાહેર અગર છાને ગમે તે રીતે ખેરાત કર કારણ કે તેમ કરવું ઘણું સારૂં છે.

કયામતનો દીવસ આવશે કે જે દીવસે લેવડદેવડ દોસ્તી કે ભલામણ કાંઇ કામમાં આવશે નહી. તેવો દીવસ આવે તે પહેલાં તમને જે ખુદાએ આપ્યું છે તેમાંથી ખેરાત કરો.

ભારે રસ્તો પસાર કરવાનું તારે શીખવું હોય તો બંદીવાનના બંધ છોડાવ, ભુખ્યાને સંબંધીને યતીમને તથા જે ધુળમાં મળી ગયેલો હોય તેને ખાવાનું આપ, જે લોકો બીજાને ખાસ મદદ કરનારા અને તેમની ઉપર દયા કરનારા હોય તેમાંનો તું પણ થા.

અફસોસ છે એ લોકો ઉપર કે જે ધર્મિષ્ટ હોવાનો ડોલ દેખાડે છે અને ગરીબની વારે ચઢવા આનાકાની કરે છે.

તમારી ખેરાત ઠપકો દઇને અને નુકસાન પહોંચાડીને બરબાદ ના કરો, માણસને દુખ દઇને તેને કાંઇ આપવું એ કરતાં તેના ઉપર દયા કરવી અને તેની સાથે હસતે ચેહરે વાત કરવી એ વધારે સારૂં છે.

વ્યાજ તદન હરામ છે. જે માણસ પોતાની પુંજી લોકોને દેખાડવા ખરચે તે માણસ એવો છે કે જાણે એક થોડી માટીમાં દબાએલો પથ્થરનો ખડક કે જ્યારે તેના ઉપર વરસાદ પડે છે તોપણ તે નરમ થતો નથી, પણ સખ્તનો સખ્ત રહે છે અને તેમાંથી કાંઇ ઉગતું નથી. પણ જે માણસ પોતાની પુંજી ખુદાને રાજી રાખવા અને પોતાના આત્માનું કલ્યાણ કરવા માટે ખરચે છે તે એક ટેકરી ઉપરના બગીચાની માફક છે કે જે વરસાદ વરસે છે ત્યારે બમણો મેવો આપે છે અને વરસાદ ન આવે તોપણ ઝાકળથી તે લીલો રહે છે.

માણસની પરીક્ષા તેની સચ્ચાઇથી કર અને તું તારા (નફસ) મનોવિકારનાં કહેવા પ્રમાણ ન ચાલ, નહી તો તું ખુદાના માર્ગમાં ખત્તા ખાઇ બેસીશ.

"ખુદાએ બીજાને જે આપ્યું હોય તેની તું લાલચ ન રાખ."

પૂર્વ કે પશ્ચિમ દિશા તરફ મોઢું રાખવામાં ભક્તિ રહેલી છે એવું કાંઇ નથી. પણ માત્ર ખુદાનો હુકમ માથે ચઢાવવામાં અને ભલું કરવામાં રહેલી છે. બધી વસ્તુઓને ગનીમત (ફાયદાકારક) જાણ, ઇન્સાફ તરફ વલણ રાખ અને મુર્ખાઇ ભરેલી વાતો છોડી દે, અને જો શેતાન તને ખોટે માર્ગે લઇ જવાનું કરે તો ખુદાનો આશ્રય માગ" યતીમો અનાથ બાળકોના માલને હાથ લગાડ નહિં. વચનનો પાકો રહે અને દુનિયામાં વાંકો થઇને ચાલ નહીં." છોકરી થયાનું સાંભળતાંજ માણસના મોઢાં કાળાં પડી જાય છે × × × × × તમને કાંઈ સાધન નહીં મળે એ બીકથી તમે તમારા બાળકોની હત્યા કરો નહિં. તમારા બધાની અમે કાળજી રાખનાર છીએ. ખરેખર તેમને મારી નાંખવું એ એક મોટામાં મોટું પાપ છે. "ખુદાએ તમને સ્ત્રીઓ આપી છે કે તમે તમારી અને તેમની વચ્ચે પ્રીતિ અને મહોબત વધારો.

"દારૂ અને જુગાર એ બંને ભારે પાપ છે.

"વ્યભિચારથી વદન દુર રહો કારણ કે તે એક નાપાક ચીજ અને ખોટો રસ્તો છે.

' ખાત્રીથી સમજો કે આ દુનિયાની જીંદગી એક ઠગાઇ રૂપ છે. ધન દોલત અને છોકરાં છૈયાંનો વધારો એ માત્ર એવો છે કે જેમ વરસાદ પછી છોડવા ઉગી નીકળે છે અને વાવનારને ખુશ કરી પાછળથી પીળાં પડી કરમાઇ જાય છે. આવતી દુનિયામાં સખ્ત સજા છે. માત્ર ખુદાની માફી અને તેની રહેમનજર સિવાય દાહડો વળવાનો નથી.

"તારી ખોટાઇ અને એના જેવો એવો બીજો દેખાવ કાઢી નાંખ. ખરેખર જે લોકોએ ગેરઇન્સાફ ઉપર કમ્મર બાંધી છે તેમને માલમ પડશે કે પોતે શું કમાયા છે." જે લોકો અભિમાનથી અલગ રહે છે. જે લોકો પોતાનું મન વશ રાખે છે, જે લોકો સખાવત કરે છે, જે લોકો ખુદાની બંદગી કરે છે અને જે લોકો પોતાના વચન અને સખુન પાળે છે તે લોકો નિરંતર સુખના વારસ થવાના છે, તારાં માબાપમાંનાં એક કે બંને ઘરડાં થાય તો પણ તું તેમની સાથે માયા મહોબ્બતથી ચાલ અને તેમને કદી તોછડો શબ્દ કહે નહિ કે તેમને ઠપકો આપ નહિ. પણ તેમની સાથે સન્માન પુર્વક અને નરમાસથી વાત કર. અને તારો કોઈ સગો હોય કે બીજો કોઇ ગરીબ માણુસ હોય કે કોઇ રસ્તે જનાર મુસાફર હોય તોપણ તેનો જે હક પહોંચતો હોય તે તું તેને આપ પણ નકામો ખરચ કરતો ના.

"તું તારો હાથ તારી ગરદન સાથે બાંધી દેતો ના. (એટલે તું કંજુસ થતો ના) તેમજ તેને તું વદન છુટો મુકી દેતો ના (એટલે ઉડાઉ થતો ના) નહિ તો નિર્ધનતાને લીધે તારે ઠપકો વેઠવો પડશે.

"તારા નોકરને માયાળુપણે વાત કરવાનું શીખવ.

"સારાના બળથી નઠારૂં કાઢી નાંખ.

"કયામતના દીવસે ખરો તોલ અમે (ખુદા) કરીશું. કોઇને પણ અમે ગેર ઇનસાફ આપવાના નથી, રાઇના દાણા જેટલી બાબત હશે તોપણ તેને આગળ લાવી તેનો અમે તોલ કરીશું અને અમે લેખાં લઇશું એટલે બસ છે.

"તારા પરવરદીગારને માફી માટે અરજ કર અને તેના તરફ નજર કર. ખરેખર માલીક ઘણો રેહેમ નજરવાળો અને દયાળુ છે અને તમારો માલીક કહે છે કે મને યાદ કર. હું તું જે કેહેશે તે સંભળીશ. કહે હે મારા બંદાઓ (સેવકો), તમે ગુન્હા કરીને પોતાનેજ નુકશાન કર્યું છે તોપણ તમે ખુદાની મેહેરબાનીથી નાઉમેદ થાઓ નહિં. કારણ કે ખુદા સઘળાં પાપ નિવારણ કરી શકે છે. તે ઘણો દયાળુ અને રેહેમવાળો છે. "નેક વાણી તેના સુધી પહોંચી શકે છે અને નેક કામને તે મોટાઇ આપનારો છે". ખરેખર મારા માલીકે ઉઘાડું કે ઢાંકયું કાંઇપણ ખરાબ કરવાનું ગેરઇન્સાફ કરવાનું, અને નાહક જોર જુલમ કરવાનું ના કહેલું છે

તારા ખુદાને નમ્રતાથી અને ચુપકીદાથી યાદ કર, કારણ કે ખુદા હદ ઓળંગનારને ચાહતો નથી. અને દુનિયામાં વ્યવસ્થા (શાંતિ) ચાલતી હોય ત્યારે નકામી ધાંધલ કર નહિં. અને ખુદાને તેનો ડર રાખીને ખરાં જીગરથી યાદ કર. ખરેખર "ખુદાની રેહેમ નેક માણસો તરફ હોય છે."

એ ઉપરાંત અમે માણસને પોતાના માબાપ સાથે માયાથી વર્તવાનું ફરમાવેલું છે. તે પેટમાં હતો ત્યારે તેની માને ઘણું દુઃખ પડેલું છે. અને પેદા થયો ત્યારે પણ ઘણું દુઃખ પડેલું છે અને તે કહે છે કે હે મારા અલ્લાહ, જે મેહેરબાનીઓ તેં મારા અને મારાં માબાપો ઉપર કરી છે તેનો ઉપકાર દર્શાવવાને અને જેથી તું રાજી થાય તેવાં સારાં કામ કરવાને મને હીદાયત ( મતિ ) આપ. અને મને બાલબચ્ચે સુખી કર. હું તારી પાસે આવ્યો છું અને તારી મરજીને શરણે છું.

તેમને માટે ખુદા પાસે આરામની જગા છે અને તેમણે જે સારાં કામ કર્યાં છે તેના બદલામાં ખુદા તેમનું રક્ષણ કરનાર છે. "જે લોકોએ મુર્ખાઇ કરી જહાલત (અજ્ઞાનતા) થી પોતાનાં બાળકોને મારી નાંખ્યાં અને ખુદાના ઉપર અસત્ય જોડી તેણે તેમને જે ખોરાક આપ્યો છે તે એ બાળકોને આપવાની તેમણે ના કહી છે તેમનો કદી છુટકારો થવાનો નથી. આ વખતે તેઓ ભુલ્યા છે અને તેમને સીધો રસ્તો મળ્યો નથી.

જે લોકો પોતાની પુંજી ખુદાના માર્ગમાં ખરચ્ચ કરે છે તેમની મીસાલ એક અનાજના દાણા જેવી છે કે જેમાંથી સાત ઉંબીઓ નીકળે છે. અને દરેક ઉંબીમાંથી સો સો દાણા પેદા થાય છે. જે લોકો પોતાની પુંજી ખુદાના માર્ગે ખરચે છે અને ખેરાત કરતી વખતે કોઇને કડવા સુખન કહેતા નથી કે નુકસાન કરતા નથી, તેનો બદલો તેમને તેમના ખુદા પાસેથી મળવાનો છે. તેમને કાંઈ ડરવાનું નથી કે દીલગીર થવાનું નથી. × × × × × માયાળુપણે વાત કરવી અને લોકો ઉપર દયા કરવી એ કોઈનું મન દુખાવી દાન આપવા કરવાં સારૂં છે.

"ખુદા કોઇ જીવ ઉપર તે ઉઠાવી ન શકે એવો બોજો નાંખતો નથી. તેણે જો સારી કમાઇ કરી હશે તો તે મજાહ કરશે અને નઠારી કરી હશે તો તેનું ફળ ભોગવવું પડશે." × × × × ×

"હે પરવર દિગાર અમે ભુલથાપ ખાઇ જઇએ કે પાપમાં પડીએ તો પણ તું અમને તેની સજા કરીશ નહિં. હે અમારા ખુદા, અમારા પેહેલાં જે માણસો થયા હતા તેમના ઉપર જે બોજો તેં નાંખ્યો હતો તે અમારી ઉપર નાંખીશ નહિં. હે ખુદા, જે સહન કરવાની અમારામાં શકિત નથી તે તું અમારા ઉપર નાંખીશ નહિં. પણ તું અમારા પાપ નિવારણ કર, અમને માફી આપ, અને અમારા ઉપર દયા કર.

"ધીરજ રાખી સબુરી પકડનાર, સાચું બોલનાર, ગરીબ, પરોપકાર કરનાર, દરેક પરોઢીએ ખુદાની માફી માગનાર ×××××× પોતાની ચઢતીના દીવસોમાં ખેરાત કરનાર પોતાના ગુસ્સાને કાબુમાં રાખનાર અને બીજા ઉપર દયા કરનાર એવાં બધાં ભલાં કામ કરનારને ખુદા ચાહે છે." (તેમનું રેહેઠાણ ખુદા પોતાની નજદીક કરશે)

"હે અમારા પરવર દીગાર, ત્યારે હવે અમારા ગુન્હા માફ કર. અમારાં ખોટાં કામ અમારામાંથી કાઢી નાંખ અને નેક માણુસો સાથે અમારૂં મોત કર તે ઉપરથી ખુદા ફરમાવે છે, "તમારામાંના સ્ત્રી કે પુરૂષ કોઇનું કામ પણ હું નકામું જવા દેવાનો નથી. કારણ કે તમારામાંથી એ અને એમનામાંથી તમે પેદા થએલા છો."

"અને તમે ખુદાનો ડર રાખો, તેની પાસે તમે એક બીજાનાં સુખ માગો અને તમારી માની ઘણી અદબ કરો. જન્નત (સ્વર્ગ) તેમના પગ નીચે છે.

"ખુદાએ કોઇને સારી સારી ન્યામતો આપી બીજા કરતાં મોટો બનાવ્યો હોય તો તે પ્રમાણે થવાની તું લાલચ રાખીશ નહિં,"

"માબાપો સાથે, સગાંવહાલાં સાથે, યતીમો અનાથ બાલકો સાથે, રસ્તે જનાર સાથે અને ગુલામો કે જેમની ઉપર તમારો જમણો હાથ કાબુ ધરાવે છે તેમની સાથે માયા મોહબતથી ચાલો. ખરેખર ખુદા મગરૂર માણુસ અને ખોટા પતરાજખોરને ચાહતો નથી."

"જે કોઇ શખસ માણુસો માણુસોમાં ભલાઇ કરવા માટે વચ્ચે પડશે તેનો બદલો તેને સારો મળશે પણ જે કોઇ તેમનામાં બુરાઇ કરાવવા વચ્ચે પડશે તેને તેવુંજ ફળ મળશે કારણ કે ખુદા દરેક ચીજ ઉપર નજર રાખે છે.

"હે મુસલમાનો, ખુદાને હાજર નાજર ગણી શાક્ષી આપો, જો કે તે શાક્ષી તમારી વિરૂદ્ધ હોય, તમારા માબાપો વિરૂદ્ધ હોય, તમારા સગાંવહાલા વિરૂદ્ધ હોય, પક્ષકાર પૈસાદાર હોય કે ગરીબ હોય તોપણ બરાબર ઇન્સાફથી આપ જો, ખુદા તમારા કરતાં બંને પક્ષકારોની વધારે નજદીક છે. તેથી શેતાનના કહેવા પ્રમાણે ચાલશો નહિં, નહીં તો સત્યથી છેટા પડી જશો.

**ભ્રાતૃભાવ અને એક બીજાને મદદ.**

ભ્રાતૃભાવ રાખવા અને એક બીજાને મદદ કરવા મુસલમાની શાસ્ત્રમાં ઘણું કહેલું છે. ફરમાવ્યું છે કે મુસલમાનો એક બીજાના દીની (ધર્મના) ભાઇ છે. તેથી તેમણે એક બીજા ઉપર જુલમ કરવો જોઇએ નહિ, એક બીજાને મદદ કરવા આનાકાની કરવી જોઇએ નહીં કે એક બીજાનો તુચ્છકાર કરવો નહિં, નેકીનું સ્થાન દીલ-અંતઃકરણ છે તેથી દીલ જે નેકીવાલું છે તે મુસલમાનને કદી હલકો ગણતું નથી. મુસલમાનને હલકો ગણવો એ બહુજ ખોટું છે. કોઇ મુસલમાનનું ખુન કરવું, તેની માલ મિલકત પડાવી લેવી કે તેની આબરૂને નુકશાન પહોંચાડવું એવી સઘળી બાબતો મુસલમાન ઉપર હરામ (મના) છે! તેણે કોઇ મુસલમાનનું ખુન રેડાય અને તેના માલને કે તેની આબરૂને નુકશાન થાય એવું કાંઇ કામ કરવું નહિં કે એવો કાંઇ સુખન વાપરવો નહિ.

"ત્રણ શખસો જન્નતમાં (સ્વર્ગમાં) જશે.

૧ પોતાની રૈયતનું ભલું કરનાર અને સદગુણવાળો ન્યાયી રાજા.

૨ પોતાના સગાંવહાલા અને બીજાઓ સાથે નરમ દીલથી ચાલનાર માયાળુ શખસ.

૩ સદ્દગુણી માણુસ

વળી મુસલમાનોએ એક બીજા સાથે કેવી ફરજ અદા કરવી જોઇએ એ વિષે જ્યારે કોઇએ મહાન હજરત મોહમ્મદ પેગમ્બર સલઅમને પૂછ્યું ત્યારે તેમણે ફરમાવ્યું કે આ બાબતો મુસલમાનોએ ખાસ અમલ કરવા જેવી છે. (૧) કોઇ મુસલમાન મળે તો તેને સલામ કરવી. (૨) કોઇ મુસલમાન ખાવા તેડે તો તેનું ઇજન કબુલ કરવું. (૩) જ્યારે તે કાંઈ સલાહ પુછે તો તે બરાબર બતાવવી. (૪) જ્યારે તે બીમાર પડે તો તેને જોવા જવું. (૫) જ્યારે તે મરી જાય તો તેની મયતમાં જવું.

**મુસલમાનોની એક બીજા સાથેની ફરજ.**

પણ દુખી અને લાચાર માણસ ગમે તે હોય તો તેને પણ મદદ કરવા પાછા હઠવાનું નથી. કોઇ પણ માણસ જાત ઉપર જુલમ થયો હોય તો તેને મદદ કરવી એ ખરા મુસલમાનની ફરજ છે. 'ખરેખર કયામતના દહાડે ખુદા ફરમાવશે કે હે બની આદમ (આદમના દીકરા) હું બીમાર હતો તોપણ તું મારી ખબર લેવા આવ્યો નહિં. માણસ કહેશે કે હે અમને સાચવનાર ખુદા! અમે તને કેવી રીતે મળવા આવી શકીએ? તું તો આખા જગતનો માલીક છે. તને કોઇ બીમારી થઇ શકતી નથી ત્યારે ખુદા ફરમાવશે કે હે માણસ! શું તું જાણતો નહોતો કે મારો ફલાણો બંદો (સેવક) બીમાર હતો? તને ખબર પડી હતી છતાં તું તેને જોવા ગયો નહિં. શું તું જાણતો નહોતો કે તું તેને જોવા જશે તો હું તારાથી ઘણો રાજી થઇશ અને તને ન્યાલ કરીશ? વળી ખુદા કયામતના દીવસે ફરમાવશે કે હે માણસ! મેં તારી પાસે ખાવાનું માગ્યું હતું પણ તેં મને આપ્યું નહિ. માણસ કહશે હે મારા માલીક! તુંજ અમને બધાને ખાવાનું આપે છે ત્યારે મારૂં શું ગજું કે હું તને આપી શકું? વળી તને ભુખ નથી કે તું ખાતો નથી તો મારાથી તે અપાયજ કેમ, ત્યારે ખુદા ફરમાવશે કે શું અમારા ફલાણા બંદાએ તારી પાસે રોટલી માગી નહોતી? પણ તેં આપી નહિં. શું તું એમ નહોતો જાણતો કે જો તું તેને ખાવાનું આપશે તો હું તેનો બદલો તને આપીશ! વળી ખુદા તાલા ફરમાવશે કે હે માણસ! મેં તારી પાસે પીવાનું પાણી માગ્યું હતું છતાં તેં આપ્યું નહી ત્યારે માણસ કહેશે હે માલીક! તુંજ આખા જગતને પાણી પુરૂં પાડનારો છે ત્યારે હું તને શું આપી શકું? વળી તને તરસ નથી કે તું કોઇ દહાડે કાંઇ પીતો નથી તો પછી હું આપું શી રીતે? ત્યારે ખુદા ફરમાવશે કે શું મારા ફલાણા બંદાએ તારી પાસે પીવાનું પાણી માગ્યું નહોતું? પણ તેં આપ્યું નહી. શું તું જાણતો નહોતો કે તું તેને પાણી આપશે તો હું રાજી થઇશ અને તને બદલો આપીશ?

જે સખસ ખુદાને વાસ્તે તારાથી અગર બીજા કોઇથી ડરીને તારા આશ્રયમાં આવે તો તેને આશ્રય આપ અને જે શખસ અલ્લાહને વાસ્તે તારી પાસે કાંઇ માગે તો તું તે આપ અને જે શખસ તને ખાવા બોલાવે તેને તું સારૂં ગણ અને તેનું નોતરૂં તું કબુલ કર અને જે શખસ તારૂં ભલું કરે અને તને ફાયદો કરી આપે તો તેનો બદલો તું તેને વાળી આપ એટલે તું પણ તેનું ભલું કર, પણ જો તારી પાસે બદલો વાળી આપવાનું સાધન ન હોય તો જ્યાં સુધી તને એમ લાગે કે મેં તેને માટે ખુબ આશીર્વાદ માગ્યો છે અને મેં તેના તરફ મારી પુરી ફરજ બજાવી છે ત્યાં સુધી તેને માટે આગળ દોઆ માગ."

**ગરીબને મદદ.**

એવું કહેતો ના કે લોકો અમારૂં ભલું કરશે તો અમે પણ તેમનું ભલું કરીશું અને અમારા ઉપર જુલમ કરશે તો અમે પણ તેમના ઉપર જુલમ કરીશું પણ ઉલટો એમ કહે કે જો તેઓ અમારી ઉપર જુલમ કરશે તોપણું અમે તેમના ઉપર જુલમ કરીશું નહિ.

**માણસ જાત તરફ દયા ભાવ**

જે શખસ ખુદાના પ્રાણીઓ તરફ દયા ભાવ રાખે છે તેના ઉપર ખુદા પણ દયા ભાવ રાખે છે, તેથી માણસ ગમે તેવો સારો કે નઠારો હોય તોપણ તેના ઉપર દયા ભાવ રાખવો જોઇએ. નઠારા ઉપર દયા ભાવ રાખવો એ તેને નઠારાપણાથી રોકવા બરાબર છે અને તેથી સ્વર્ગમાંના લોકો દયાભાવ રાખનારથી ઘણા રાજી થાય છે"

"સદગુણ અને સવ્યાઇમાં આગળ વધવા હંમેશાં કોશેષ કર."

" દરેકને મોટાં દીલથી અને ભક્તિપૂર્વક મદદ કર. જે કોઇ પોતાના મનુષ્ય ભાઇઓને મદદ કરે છે અને તેમના ભલાં માટે કોશેષ કરે છે તેમને મનુષ્યને થતી હાની દુર કરનારને જેટલો સવાબ (પુન્ય) મળે છે તેટલોજ સવાબ મળે છે.

"ખુદાની બધી મખલુક (સૃષ્ટિ) એ તેનું એક કુટુંબ છે માટે જે કોઇ તેના પ્રાણીનું વિશેષ ભલું કરશે તે ખુદાનો વિશેષ વહાલો ગણાશે.

" જે સખશથી માણસ જાતને સઉથી વધારે ફાયદો પહુંચે છે તેજ ખુદાની નજરમાં સઉથી સરસ માંણસ છે.

"જે માણસ પોતાના ભાઇની તંગીઓ દુર કરવાની કોશેષ કરે છે તેને પછી તેમાં તે ફતેહમંદ થાય કે ન થાય તોપણુ ખુદા તેના સઘળા ગુન્હા માફ કરે છે."

" જે શખસ પોતાના ભાઇને મદદ કરે છે તેને ખુદા કયામતના દીવસે મદદ કરશે."

" કોઇએ મહાન હજરત મોહમદ પેગમ્બર સલ્અમને પુછયું કે ખુદાને સઉથી વધારે કોણુ વહાલું છે ત્યારે પોતે ફરમાવ્યું કે જેણે મખલુક ( સૃષ્ટિ ) નું સૌથી વધારે ભલું કર્યું હોય તે. વળી કોઇએ પુછયું કે કયાં કામ સૌથી વધારે સારાં ગણાય છે ? ત્યારે પોતે ફરમાવ્યું કે માણસનું મન રાજી રાખવું, ભુખ્યાને ખવરાવવું, આફતમાં આવી પડેલાને મદદ કરવી, દુખીઆંઓના દુઃખ મટાડવાં અને જુલમમાં સપડાએલાંઓને છોડાવવાં. જે શખસ પોતાના મનુષ્ય ભાઇઓને ખરા વખતે મદદ કરે છે અને જુલમના ભોગ થઇ પડેલાઓની વ્હારે ચઢે છે તેને ખુદા કયામતના દીવસે જરૂર મદદ કરશે.

"ખુદા ફરમાવે છે કે તું જીવતાં જીવત મારા ઉપર ભરોંસો રાખ કારણુ કે હું એકલોજ બસ છું. લોભ ન કર. અને તારા જાતી ભાઇઓના માલની લાલચ ન રાખ. તું જે ચીજ તારે માટે પસંદ કરતો હોય તે તેમને માટે પણ પસંદ કર. તારા ગુસ્સા મનોવિકાર અને લોભથી પોતાને બચાવ કારણુ કે એ ખરાબમાં ખરાબ ચીજ છે.

જે શખ્સ પોતાના નફ્સ ( પાપી મન ) ને અને પોતાની ખાહીશો (ઇચ્છાઓ) ને તાબે થાય છે અને તેમાં સપડાઇને બીજાઓ તરફની પોતાની ફરજો ભુલી જાય છે તે ખુદાની નજરમાં સૌથી ખરાબ અને નબળો છે.

## 'ભલા કામ પાછલ મંડયો રહે'

"થાકેલાનું મન રાજી કરવું અને દુઃખમાં આવી પડેલાઓનું દુઃખ મટાડવું એના બદલાઓ કાંઇ જુદાજ છે. દુઃખના દીવસમાં સારા કામનો ખ્યાલ એક ધોધની પેટે આવે છે અને આપણો બોજો ધસડી જાય છે.

"જે શખશ બોલીમાં, કામમાં અને વિચારમાં સાચો છે તેના શીવાય ખરી રીતે જોતાં બીજો કોઇ સાચો નથી."

"જે શખસ પોતાના ભાઇનું તેની હાજરીમાં કે ગેરહાજરીમાં રક્ષણ કરે છે તેજ ખરો છે.

"ઇમાનદારી અને સચ્ચાઇ, પવિત્રતા અને નરમાસ, પરોપકાર અને મીઠાશ એ માણસના સૌથી સારામાં સારા ગુણ છે" ઇસ્લામના ધર્મગુરૂઓનાં કેટલાંક વચન એવાં છે કે જે વાંચવાથી એમ માલમ પડે છે કે બેશક તેમને ખુદા તાલાએ દરજ્જાને લાયક બનાવ્યા હતા.

જેના તરફ પોતાની ફરજ બજાવવાની છે તેની તરફ જે શખસ પોતાની ખરી ફરજ બજાવે છે એ બધા કરતાં ડાહ્યો છે × × × × જે સૌથી વધારે ઇલમ પઢેલો હોય તેનાં ચલણ સૌથી સારાં હોવાં જોઇએ. જે સૌથી વધારે હુશીયાર હોય છે તે વધારે સદગુણી હોવો જોઇએ. × × × લોભ કરતાં બીજી કોઇ ચીજ વધારે ખરાબ નથી. "દયા કરવી એ સૌથી સારામાં સારો ગુણ છે. જુઠું બોલવું સૌથી મોટામાં મોટો દુર્ગુણ છે. જે શખસ પોતાનું કહેલું પાળે છે તે ખુદાનો સૌથી સારામાં સારો બંદો (સેવક) છે."

"ખરાબ સ્વભાવ એ સૌથી જબરામાં જબરી આફત છે."

"નાપાકીથી અલગ રહેવું એ સૌથી ઉમદા ભક્તિ છે ખરાબ કામથી દુર રહેવું એ ઉમદામાં ઉમદા કામ છે."

"જે શખસ પોતાની ખામીઓ જુએ છે તે સૌથી ડાહયામાં ડાહ્યો છે. જે પોતાને બીજા કરતાં હુશીયાર સમજે છે તે સૌથી વધારે બેવકુફ છે."

"માણસ જાત ઉપર ઉપકાર કર્યા વગર ખુદાની બંદગી કરવી એ રણની રેતીમાં પાણી નાંખ્યા બરાબર છે."

"ઇમાનદારી એ એક એવી રોશની છે કે જે જન્નત (સ્વર્ગ) સુધીનો રસ્તો રોશન કરી આપે છે."

"અમલ (વર્તન) વગરનો ઇલમ કાંઇ કામનો નથી. રેહેણી વગર કેહેણીથી ફાયદો થતો નથી.

"મનુષ્ય ભાઇઓની ભુલો દરગુજર કરવી એ એક સખાવતનું કામ છે.

"જ્યારે બોલો ત્યારે ખરૂં બોલો. જ્યારે તમો મોટા હોદા ઉપર હોવો ત્યારે તમારા હાથ નીચેનાઓ સાથે નરમાશ અને મેહેરબાનીથી વર્તો. જ્યારે આફતમાં આવી પડો ત્યારે ધીરજ ધરો. જ્યારે કોઇને સજા કરવાનો વખત આવે ત્યારે દયા વાપરો. જ્યારે કાંઇ ભુલ થાય ત્યારે માફી માગો. જ્યારે ઇન્સાફ ઉપર બેસો ત્યારે ખરો ન્યાય કરો. જ્યારે કાંઇ ગુન્હો (પાપ) થાય ત્યારે શરમાગો. જ્યારે કોઇના ઉપર જુલમ થતો જુઓ ત્યારે તેને મદદ કરો."

જેનાથી તમને ફાયદો પહોંચે તેનો ગુણ માનો. આજીજી (નમ્રતા) અખત્યાર કરવાથી તમારી કદર વધે છે. ખુદાને યાદ કરવાથી તેની મહેરબાની થાય છે.

"જે ઇલમનું શિક્ષણ આપે છે તે હમેશાં અમર રહે છે."

"બોલનાર માણસ તરફ જોવનું નથી, પણ જે તે બોલે છે તે તરફ જોવાનું છે.

"હસદ કરનાર (અદેખા) માણસને કદી ચેન હોતું નથી. જ્યાં હસદ હોય ત્યાં ખરી દોસ્તી રહી શકતી નથી.

"જુઠા શખસને શરમ હોતી નથી."

"પરહેજગારી અને આ દુનિઆમાં ભલાં કામ કરવા કરતાં (આકેબત આવતી દુનિયા માટે) બીજું કાંઇ વધારે સારૂં ભાથું નથી."

જે શખસ પોતાના નફસનો ગુલામ છે તે ખરાબમાં ખરાબ ગુલામગીરી કરનારો છે. માણસનો તેના નફસ કરતાં કોઈ બીજો વધારે કટો દુસ્મન નથી.

નૈયત (દાનત) સારી ન હોય ત્યાં સુધી કાંઇ કામ સારૂં ગણાતું નથી. તેમજ શુદ્ધ અમલ (ચલણ) ન હોય ત્યાં સુધી બોલનારનો સુખન શુદ્ધ ગણાતો નથી."

"મનની ખરાબ ખાહેશો (ઇચ્છાઓ) કરતાં બીજી કોઇ ખરાબી ભારે નથી."

"લોભ સાચને મારી નાંખે છે.

"જ્ઞાન એ સૌથી મોટો પ્રસાદ (ન્યામત) છે."

"મનની પવિત્રતા એ સઘળા સદ્‌ગુણનો માવો છે."

"જાહેલપણું (અજ્ઞાનતા) એ ખરાબમાં ખરાબ નિર્ધનતા છે.'

"ઉપકાર કરતાં મેહેરબાની અને વિનય એ સારાં છે."

"બીજાની ભુલો દરગુજર કરવી એ ખેરાત કરવા કરતાં વધારે સારૂં છે"

"જ્યારે બદલો લેવાની સત્તા હોય ત્યારે માફી આપવી. અને કોઇ સતાવે ત્યારે તેમની તરફ ચાહના રાખવી એ ઘણા ઉમદા ગુણો છે."

"ઢોંગ એ પરહેજગારીનું સત્યાનાશ વાળનાર છે. ખેરાત કરીને ઉપકારનો ભાર મુકવો એ ખેરાતને હાનીકર્તા છે. ગરજ (સ્વાર્થ) એ ડહાપણુને ધુળમાં મેળવનાર છે.

જે કાંઇ તમે નેકી કરો છો તેજ તમારી સાથે આવનાર છે. નેક કામ એ ખુદા સુધી પહોંચવાનાં પગથીઆં છે."

"બંને દુનિયાની સલામતી દોસ્તો ઉપર મહોબત અને દુશ્મનો ઉપર ઉપકાર એ બંને બાબતો ઉપરની તપસીર (ટીકા) છે."

"મારા દિલની તખતી ઉપર મારા પવિત્ર પિતાના વચનો કટલાંક કોતરાઇ ગયાં છે. તેઓ ફરમાવતા કે દીકરા! તું જો તુટી પડેલા (પડતીમાં આવી ગએલા) લોકો સાથે મળે તો તેમની જોડે બેઅદબ (ઉદ્ધત) થતો ના. અને તેમની તરફ હલકી નજરથી જોતો ના. જો તું આ દુનિયામાં એક પણુ દીલ રાજી ન કરી શકે તો ભલે, પણુ એક હલકામાં હલકા આત્માને પણુ તું નારાજ કરીશ નહિ."

"હે માણુસ! સારા માઠા બનાવોથી તેં સુખ દુઃખનો અનુભવ લીધો છે અને પરિણુામે તેં ઉપકાર માન્યો છે, તેમજ ફરીયાદો કરી છે પણુ તું ઉંચા ટેકરે ચઢીને બેસતો ના. નહીં તો તારી કોશીશ કાંઇ કામમાં આવવાની નથી. ઘાસના જેવો થઇ જા કે જે પવનની સામે રહી શકે અથવા ઘાસના ભારા જેવો કે જે લોકો ખભે ઉપાડી શકે,"

**બચ્ચાંઓ ઉપર હેત અને મોટાની મર્યાદા.**

બચ્ચાંઓ ઉપર હેત રાખવા અને મોટી ઉમરના માણુસોની અદબ કરવા મુસલમાની શાસ્ત્રમાં ઘણું કહેલું છે. હજરત પેગમ્બર સલઅમ ફરમાવે છે કે જે માણુસ બચ્ચાંઓની સાથે મહોબત રાખતો નથી અને જે મોટી ઉમરના માણુસોની અદબ કરતો નથી તે આપણામાંનો નથી. તેમજ જે માણુસ હલાલ (યોગ્ય) ચીજ કરવાનું અને હરામ (અયોગ્ય) ચીજ નહિં કરવાનું કહેતો નથી તે પણુ આપણામાંનો નથી.

વળી પેગમ્બર સલઅમે ફરમાવ્યું છે કે જે કોઇ જુવાન માણુસ ઘરડા માણુસનું તેની ઉમરને લીધે સન્માન રાખે છે તેનું પણુ તેની ઘરડી ઉમરમાં સન્માન રાખવા ખુદા બીજા જુવાનીઆ પેદા કરશે. વળી પોતે ફરમાવ્યું છે કે જે કોઈ શખસ માયાથી કોઇ યતીમ-અનાથ બાળકના માથે હાથ ફેરવશે તો તે યતીમના જેટલા વાળને તેનો હાથ અડકયો હશે તેટલા તેને ખુદાના આશિર્વાદ મળશે. અને જે કોઇ યતીમ છોકરા છોકરી સાથે નેકી કરશે તો તે અને હું જન્નતમાં એક બીજાની પાસે રહીશું.',

વળી પોતે ફરમાવ્યું છે કે જે કોઈ અનાથ બાળકને રહેવા માટે જગા અને ખાવા પીવાનું આપશે તો ખુદા તેને સ્વર્ગમાં એક જગા ઇનાયત કરશે અને તેના ગુન્હા માફ કરશે.!

જે શખસ ખુદા તાલાની મખલુક અને પોતાનાં બાળકો સાથે મહોબત નહિં રાખે તો ખુદા તેની સાથે મહોબત રાખવાનો નથી"

**દુઃખી ઉપર દયા.**

દુખીઆં ઉપર દયા કરવાની અને આફતમાં ફસેલા અને નિરાધાર તરફ દીલસોજી કરવાની ઇસલામ ખાસ ભલામણુ કરે છે.

"જે માણુસો ખુદાના પ્રાણીઓ ઉપર દયા કરે છે તેમના ઉપર ખુદા દયા કરે છે."

"બીજાના ગુન્હા માફ કર કે તારા પણુ માફ થાય જો તારે દયાનો ખપ હોય તો મનુષ્ય જાત ઉપર પડતા સંકટો માટે દીલગીરી જાહેર કર.

"જે શખસ યતીમ બાળક ઉપર દયા કરે છે તેના ઉપર કયામતના દીવસે ખુદાતાલા દયા કરશે.

"ખરેખર માણસને છોકરાંઓ ખુદાએ આપેલી ન્યામત (ભેટ) છે."

"જે બીજા ઉપર રેહેમ કરે છે તેના ઉપર આપોઆપ રેહેમ થશે. જે બીજા ઉપર આફતની વખતે દયા કરે છે તેના ઉપર જગતકર્તા પોતે દયા કરશે."

"જે શખસ બીજાને માફી આપતો નથી તેને કદી માફી મળતી નથી."

ખુદા ફરમાવે છે "હે મારા બંદાઓ! જો તમારે મારી રેહેમની જરૂર હોય તો મારા પ્રાણીઓ ઉપર રેહેમ કરો.

"જુલમગાર માટે કોઇ દોસ્ત અને કોઇ મદદગાર નથી."

"આરામવાળી જગામાં એજ લોકો જવાના છે કે જેમાં મન સાચાં શુદ્ધ અને દયાવાળા છે."

જે ખેરાત ખરાં જીગરથી આપવામાં આવે છે અને જે મસ્કીન દુઃખીઆના ઘા રૂઝવવા માટે જીભમાંથી કાઢવામાં આવે છે તેજ ખરી ખેરાત છે."

"વિનય અને પવિત્રતા એ ઇમાનના ભાગ છે.

"જે કોઇ વિનયવાળો અને પવિત્રતાવાળો હશે તેની કોઇ એબ કાઢશે નહિં.

ખરો વિનય એ સર્વ સદ્‌ગુણનું મુળ છે.

આજીજી (નમ્રતા) અને માણુસાઇ (પરહેજગારી) એ ભક્તિના કામ છે.

બીજાઓને માફી આપ અને બધાને ભલું કરવા તથા બુરાઇથી દુર રેહેવા જાગૃત કર.

ખોટા કર્મ કરનાર, નકામી મોટી મોટી વાતો કરનાર અને જુઠું બોલનારથી આઘો રહે.

જે શખસ પોતાને ગુસ્સો ચઢે તેને પી જાય છે, લોકોને માફી આપે છે, જે ખરૂં હોય તે કરે છે અને ધર્મ પ્રમાણે પરહેજગારીથી ચાલે છે તેને ખુદા ચાહે છે.

ધીરજવાળા, ગમ ખાનારા અને પોતે સહન કરી શકે તેવા ગુન્હા માફ કરનારા માણસોને ખુદાતાલા બદલો આપનાર છે.

ખુદા ફરમાવે છે કે જે લોકો મુસીબત ( સંકટ ) ના વખતમાં સબર કરે છે ( ધીરજ રાખે છે ) અને પોતાના ઉપર ગુજરેલી સખતાઇ માટે માફી આપે છે તે ઉમદા નેકીનાં કામ કરનારા છે."

'નીમકહલાલ એજ લોકો છે કે જે પોતાને સોંપેલું કામ બરાબર અદા કરે છે. પોતાના **વચનના સાચા રહેવું.** સુખનથી પાછા હઠતા નથી અને પોતાનું વચન બરાબર પાળે છે.

હજરત મોહમ્મદ પેગમ્બર સલ્અમ ફરમાવે છે કે જે માણસ બોલવા બેસે છે ત્યારે જુઠું બોલે છે અને જે માણસ વચન આપે છે પણ તેનો ભંગ કરે છે અને કોઇ વાત કહી હોય તો તે ઉપર કાયમ રહી શકતો નથી, તો તે આમારામાંનો નથી પણ અંદરખાને ફરેલ છે.

**ખેરાત.** ખેરાત વિષે મહાન હજરત મોહમ્મદ પેગમ્બર સલ્અમે ઘણીજ તાકીદ કરી છે. પોતે ફરમાવ્યું છે કે દરેક ભલું કામ એ ખેરાત છે. તમારા ભાઇના સામું હસતે ચેહેરે નજર કરવી એ પણ ખેરાત છે અને તમારા જાતિ ભાઇઓને નેક કામ કરવા બોધ કરવો એ પણ દાન આપવા બરાબર છે. ભુલા પડેલાને રસ્તો દેખાડવો એ પણ ખેરાત છે. આંધળાને મદદ કરવી એ પણ ખેરાત છે.

રસ્તામાં પથ્થર અને કાંટા પડેલા હોય અને લોકોને તેથી કનડગત થતી હોય તો તે ત્યાંથી ખસેડી નાંખવા એ પણ ખેરાત છે. અને તરસ્યાને પાણી આપવું એ પણ ખેરાત છે.

માણુસ આ દુનિયામાં પોતાના જાતિભાઇનું ભલું કરે છે તે આકેબત (આવતી દુનિયા) માટે તેની ખરી પુંજી છે.

જો કોઇ માણુસ તને ગાળ દે અને તારામાં જે એબ હોય તે ઉઘાડે તોપણુ તારે તેની એબ ઉઘાડવા તૈયાર થવું નહિં. એ કરશે તો એનો ગુન્હો ગણાશે. સગાંને ખેરાત કરવી એ સૌથી ઉત્તમ છે. ગરીબને ખેરાત કરવાથી એક તરેહનો સવાબ મળે છે; પણ સગાંને ખેરાત કરવાથી બે તરેહના સવાબ મળે છે: એક તો ખેરાતનો બદલો અને બીજો સગાઇનો બદલો. લખેલું છે કે છુપી ખેરાતથી ખુદાની નારાજી દુર થઇ જાય છે સૌથી ઉમદા ખેરાત એ છે કે જમણો હાથ આપે અને ડાબો હાથ ન જાણે."

**આજીજી.** "તું ચાહે તેવું ઝવેરાત પેહેરે પણ આજીજી (નમ્રતા) વગર તેનો ચળકાટ કદી આવવાનો નથી. એ એવો ચમત્કાર છે કે તેની આગળ સ્વર્ગ પણ પોતાના બારણાં ઉઘાડાં કરી નાંખે છે અને માણુસ પણ પોતાનું દિલ ખોલી દે છે. બધાના મનને મોટો માણુસ એજ છે કે જેને નમ્રતાએ મોટો કર્યો છે. તેનું નમવું એવું છે કે જાણે એક ફળથી નમેલી સુશોભિત ડાળી."

"કુરાન શરીફમાં ફરમાવ્યું છે કે 'અને તુ તારૂં મોં લોકોથી મરડ ના અને જમીન ઉપર મલકાથી ફુલાઇને ચાલ ના. ખરેખર ખુદા દરેક આડંબરથી ચાલનાર અને આપ વડાઇ કરનારને ચાહતો નથી.' વળી ફરમાવ્યું છે કે શું માણુસ જોતો નથી કે અમે તેને મની (વીર્ય) માંથી પેદા કર્યો છે! પછી ત્યારે તે એક ચોખ્ખો તકરારી છે.'

"આ દુનીઆની જીંદગી માત્ર જુજ ભોગવટો છે પણ ખરેખર આવતી જીંદગી એજ હંમેશનું રહેઠાણુ છે."

**નીંદા.** વળી ફરમાવ્યું છે કે " અને જો મોમેનોમાંથી બે ટુકડીઓ એક બીજા સાથે લડે તો તમે બંને વચ્ચે સલાહ કરવો.

× × × × × એક કોમે બીજી કોમની મશ્કરી કરવી જોઇએ નહીં × × × તમે પોતાના ધર્મ (ભાઇઓ) ની ખામી કાઢો નહિં અને તમે એક બીજાને ખરાબ ઇલકાબથી બોલાવો નહિ × × × તમારે એક બીજાની નીંદા કરવી જોઇએ નહિ. શું તમારામાંનો કોઇ એવુ ઇચ્છે કે તે પોતાના મુવેલા ભાઇનું ગોશ્ત ખાય? માટે તમે તે કામ ધિક્કારો અને ખુદાનો ડર રાખો. ખુદા તોબા—પશ્ચાતાપ કબુલ કરનાર અને રેહેમ વાળો છે.

ઉપર પ્રમાણે ઇસ્લામી ધર્મના ફરમાનો છે જે જોવાથી ખાત્રી થશે કે એવા ધર્મના માણુસોને "યવન"—જંગલી અને "મલેચ્છ"—કસાઇ કહી બોલાવવા અને તેમની તરફ હલકી નજરે જોવું એ કેટલું ગેરવ્યાજબી છે.

# ગુજરાતમાં ઈસ્લામી ઉપદેશકો.

લેખકઃ—રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, એમ. એ. એલએલ. બી,

**ધર્મોપદેશ માટે કોરાનનું ફરમાન.**

ઇસ્લામને માથે સાધારણ રીતે એવો દોષ મૂકવામાં આવે છે કે પોતાના ધર્મમાં વટલાવવા માટે કાફરો ઉપર ગમે તેવી રીતે જુલમ કરવો, એવું હઝરત મહમદનું મુસલમાનોને ફરમાન હતું, પરંતુ એ વાત ખોટી છે. કોરાને શરીફમાં ઠેકાણે ઠેકાણે એવાં વચન છે કે ખરા મુસલિમની ફરજ તો એ છે કે જે પરધર્મનો હોય તેને સમજાવી સાચો માર્ગ બતાવવો, જો તે સમજે તો ઠીક છે ને ન સમજે તો અલ્લાહ તેને જોઇ લેશે. આવાં ફરમાનમાંથી માત્ર દાખલા તરીકે એકજ અત્રે ઉતારી લીધું છે. કોરાને શરીફના ત્રીજા પ્રકરણમાં (૩, ૧૯) મા હઝરત મહમદ કહે છે કે " જેઓ અજાણ (અને અજ્ઞાની) છે તેઓને કહે કે તમે મુસલમાન થશો ? (એટલે કે તમે ઇસ્લામ ધર્મ માનો.) પછી તેઓ મુસલમાન થાય તો તેઓએ ખરેખર સીધો રસ્તો મેળવ્યો છે, અને જો તેઓ પોતાની પીઠ ફેરવે તો તારી ઉપર માત્ર સંદેશો પહોંચાડવાનું (કામ) છે, અને ખુદા પોતાના બંદાઓને જોનાર છે."

**સમજ આપી ધર્માંતર કરાવવું, જુલમથી નહિં.**

એક તરફ કોરાન અને બીજી તરફ શમશેર, મતલબ કે કાં તો મુસલમાની ધર્મમાં આવો અથવા તો મૃત્યુને શરણ થાવ, એવો જુલમ પાછલા વખતમાં જનૂની ઇસ્લામીઓને હાથે થતો હતો, તેને માટે ખુદ કોરાને શરીફમાં કોઇ પણ રીતનું ફરમાન નથી મળતું, તેમજ હઝરત મહમદની આખી જીંદગી એ વાતને ખોટી પાડે છે, એઓ પોતે કહે છે કે "ધર્મ સંબંધે કાંઇ દબાણ કરવાનું નથી." (પ્રકરણ ૨. ૨૫૬). એઓ પોતાને ખુદાના રસૂલ એટલે પરમેશ્વરના કાસદ કહેવડાવતા હતા, અને તેના તરફથી મળેલો સંદેશો પહોંચાડવો, એટલીજ પોતાની ફરજ સમજતા હતા. શરૂઆતમાં ઇસ્લામમાં જે જે પુરૂષ અને સ્ત્રી વટલેલાં તે એમનાં સગાંમાંથી અથવા તો સ્નેહીઓમાંથી હતાં. તે વખતે એમની પાસે કશી સત્તા નહોતી કે જેને જોરે તેમને પોતે વટલાવી શકે, તેમજ જ્યારે એમના મતને અનુસરનારાની સંખ્યા સેંકડોની ને હઝારોની થઇ, ત્યારે પણ તેમણે તો પોતાની અસલ સમજાવટ (*Persuasion*) ની પદ્ધતિજ ચાલુ રાખેલી. એમણે કોઇને કડવો શુકન યા ક્રોધનું વચન કહેલું નહીં તો પછી કાં કોરાન કબૂલ કરો કાં તો મોત કબૂલ કરો, એવી જુલમી વર્તણૂંક તો ક્યાંથીજ ચલાવી હોય. અંગ્રેજીમાં આપણે જેને *Missionary* અથવા (ધર્મ) પ્રચારક કહીએ છીએ તેનુંજ કામ એમણે કરેલું અને પોતાની પાછળ થનારાઓને પણ તેજ કામ કરવાનો બોધ આપેલો, છતાં જનૂને આગળ જતાં વધારે જોર પકડયું અને શાંતિથી સમજાવીને લોકોને ધર્મના ફેરફાર કરાવવાની નીતિને પડતી નાંખી, સત્તાવાન મુસલમાનોએ શમશેર અને જોરજુલમને અગાડી કરી, હઝરત મહમ્મદના આપેલા અસલ સંદેશાને વિરૂપ કરી નાંખી, આખી દુનીઆમાં ઇસ્લામને એક ઘાતકી, ક્રૂર ધર્મ તરીકે ઓળખાવ્યો.

**ખ્રીસ્તી ધર્મ પ્રચારની ત્રણ રીતિ.**

ગુજરાતમાં, બલ્કે આખા હિન્દુસ્તાનમાં ખ્રીસ્તી ધર્મનો બે રીતે અથવા તો ત્રણ પ્રચાર થયો છે, એક સમજાવટથી (*Persuasion*), બીજો સ્વાર્થ ને અંગે અને ત્રીજો જોરજુલમથી (*Persecution*). દાખલા તરીકે ગોવાના સેંટ ઝેવીએરે સમજાવીને અને પોતાના મોજેઝા–ચમત્કાર (*Miracles*) થી લોકોને કેથલીક બનાવ્યા એ પેહેલી રીત. વળી ઘણા લોકો ખ્રીસ્તી થવાથી પોતાની હલકી ન્યાત તજી, સરકારમાં વધારે માન મળે, નોકરી મળે, એવી મતલબથી પોતાનો ધર્મ છોડી દેતા હતા એ બીજી રીત; જેવા કે ઢેડ, લાલીઆ, અથવા મદ્રાસ તરફના પારીઆ, અને બીજા અંત્યજો. ઉલ્લો પોર્ચ્યુગીઝ પ્રજાનો પૂર દોર ચાલતો હતો ત્યારે તેના પાદરીઓએ વસઈ તરફનાં આખાં ગામને ગામ, નિર્દોષ હિન્દુઓનાં છાપરાંપર અને તેમનાં જ્ઞાતિભોજન વખતે અથવા તેમના મોહોલ્લાના કુવામાં માંસના કટકા નાંખી અને બીજી રીતે જોરજૂલમ કરી વટલાવેલા, એ ત્રીજી રીત. ગુજરાતમાં ઇસ્લામનો ફેલાવો થવામાં પણ એ ત્રણે રીત કામમાં આવી છે.

**તેવીજ ઈસ્લામી.**

ઇ. સ. ના તેરમા ચૌદમા સૈકા સુધીમાં જો કે લગભગ બસે ત્રણસે વર્ષ થયાં મુસલમાનોના હુમલા સામે ટક્કર ઝીલી હિન્દુઓ ખોખરા થઇ ગયા હતા તોપણ મુસલમાનોને તેમણે ગુજરાતમાં પગભર થવા દીધેલા નહીં, અને તેમ હોવાથી ત્યાર સુધીમાં સત્તાને જોરે જૂલમથી હિન્દુઓને વટળાવવાના તેમને ઝાઝા પ્રસંગો મળેલા નહીં. અલબત્ત છૂટી છવાઇ તક મળતી હતી, પરંતુ મારીને મુસલમાન કરવાના (*Persecution*) દાખલા ત્યાં સુધીમાં થોડાજ મળી આવે છે. તે ઉપરાંત આ લેખનો આશય જોરજૂલમથી વટાળ થયેલો તે બતાવવાનો નથી, પરન્તુ લોકોના મગજ ઉપર અસર કરી, તેમને સમજાવી યા તેમની બુદ્ધિ તે તરફ વાળી, રાજીખુશીથી, ઇસ્લામી ધર્મપ્રચારકોએ કેવી રીતે હિન્દુને મુસલમાન બનાવ્યા તે બતાવવાનો છે. કેટલાક રાજાઓ, દાખલા તરીકે ફીરોજશાહ તુઘલખ (ઇ. સ. ૧૩૫૧-૧૩૮૮) પોતાની હિન્દુ પ્રજાને એવી લાલચ આપતા કે તમે મુસલમાન થાઓ તો તેમને જઝીઆ કરમાંથી મુક્ત કરીશું, યા તો તમને મોટા એ'હદા આપીશું, અને સરકારી નોકરીમાં દાખલ કરીશું વગેરે અને તેને લીધે હજારો માણસો ઇસ્લામ ઇખ્તીઆર કરતા, એ ઉપર જણાવેલી ત્રણ રીતમાંની બીજી રીત છે, પરંતુ તે પણ અત્રે પડતી મૂકી, માત્ર પહેલી રીતપરજ ધ્યાન આપવામાં આવ્યું છે.

**હિન્દુસ્તાનમાં ઇસ્લામની શરૂઆત.**

અસલના વખતમાં આરબો ઘણા મોટા વેપારીઓ હતા, અને વેપારને અંગે ઘણા પ્રદેશોમાં તેઓ જઇ રહેતા હતા. ઇ. સ. ના સાતમા આઠમા સૈકામાં ઘણા આરબો એજ કામ માટે મલબારના કિનારા ઉપર આવીને વસેલા અને ઘરબાર કરીને રહેલા, અને જેમ વખત જતો ગયો તેમ તેમ તેમના ધર્મપ્રચારકોએ પણ ત્યાં આવવા માંડયું. તે ભાગના રાજાઓ એ આરબ વેપારીઓની કીમત સમજતા હતા, તેમ પોતાના રાજ્યમાં પોતાની પ્રજાને જે ધર્મ પાળવો હોય તે પાળવા દેવો, એ પોતાની ફરજ સમજતા હતા. તેથી મુસલમાનોના ધર્મની અથવા તો ધર્મના પ્રચારની આડે તેઓ આવતા નહીં. આનું પરિણામ એ આવ્યું કે, મલબારમાં માપલા મુસલમાનોની એક મોટી જાત હસ્તીમાં આવી.

**ગુજરાતમાં ઇસ્લામી એનો પગપેસારો.**

ઇ. સ. ના સાતમા આઠમાં સૈકામાં મુસલમાનો તરફથી સિંધ, કાઠીઆવાડ, ખંભાત, ભરૂચ વિગેરે દરીઆ કીનારાપર આવેલા પ્રદેશ અને શહેરો પર હુમલા કરવામાં આવેલા. તેમાં સિંધમાં તેમનો વિશેષ પગપેસારો થયેલો અને તેથી મુસલમાન ધર્મપ્રચારકમાંના કેટલાકના પ્રચારની અસર સિંધ, મુલતાનને રસ્તે કચ્છ થઇને ગુજરાતમાં થએલી. દાખલા તરીકે, બગદાદના રહેવાશી સૈયદ યુસુફઉદ્દીન કાદરીના ( ઇ. સ. ૧૪૨૧ ) વ્યાખ્યાનો તથા અદ્‌ભુત કામો જોઇ આશરે દશ વર્ષમાં સાતસેં હિન્દુ લુહાણા કુટુંબો મુસલમાન પંથ તરફ વળ્યાં, તેમજ ખોજાઓના મહાન્ પીર, પીર સદરઉદ્દીને પણ પોતાનું કાર્ય ત્યાંજ શરૂ કરેલું. પાછળથી દીલ્લી, અજમેર વગેરે પ્રસિદ્ધ મુસલમાની રાજધાનીઓમાં થઇ ગયેલા મ્હોટા મ્હોટા પીર અને ખાજાઓના પ્રયત્નની અસર પણ ગુજરાતના હિન્દુઓપર થયેલી અને તેઓએ પોતાનો ધર્મ છોડી દીધેલો.

**ગુજરાતમાં ઇસ્લામ કેમ ફાવ્યો**

ગુજરાતમાં એ પ્રચારકો ફાવેલા તેનું મુખ્ય કારણ ગુજરાતના તે વખતના હિન્દુ રાજાઓનો પોતાની પ્રજાપર સમાનભાવ રાખવાનો પ્રશંસાયુક્ત સદ્‌ગુણ હતો; ઇ. સ. ના દશમા બારમા સૈકા સુધીના ખુદ મુસલમાન મુસાફરો લખી ગયા છે કે ગુજરાતનાં મુખ્ય શેહેરો અણહીલવાડ, ખંભાત વગેરેમાં હજારો મુસલમાનો વસતા હતા, અને વગર અડચણે પોતાની મસજીદો બાંધી તેમાં નિમાઝ પઢતા હતા. સિદ્ધરાજ જયસિંહ ( ઇ. સ. ૧૦૯૪-૧૧૪૩ ) માટે તો એવું કહેવાય છે કે એક વખતે ખંભાતમાં હિન્દુ, પારસી અને મુસલમાનને તકરાર થતાં જૈન તથા પારસીઓએ મુસલમાનની મસ્જિદ ભાંગી નાંખી. મુસલમાનોએ તે બાબતની ફરીઆદ સિદ્ધરાજને કરતાં તેણે જૈન તથા પારસીઓને સજા કરી, પોતાની મસ્જિદ ફરી બાંધવા તેમને થોડા પૈસા સુદ્ધાં આપ્યા. આ મુસલમાનો તે તે વખતના આરબ તથા ઇરાની વેપારીઓ હતા એટલુંજ નહીં પણ તે વખતના રાજાઓના લશ્કરમાં નોકરી કરતા કેટલાક સૈનકો પણ ખરા.

**ઇસ્લામના ધર્મપ્રચારકો.**

મુસલમાન ધર્મપ્રચારકોમાં ત્રણ ચાર ઘણીજ નામનાવાળા થઇ ગયા છે, અને બાકીના બીજા નાના નાના તો ઘણાજ છે. ખોજા મઇનુદ્દીન ચીસ્તી ( ઇ. સ. ૧૧૫૫ ), જેની દરગાહ અજમેરમાં છે, અને જેના ઓરસપર લાખો હિન્દુ અને મુસલમાનો એકઠા થાય છે, તેમના ઉત્તરાધિકારી, ગંજશકર, શેખ જલાલ ઇમામશાહ અને સૈયદ મહમદ જુઆનપુરી એવા એવા કેટલાક મોટા પીરોએ વગર જુલમે હિન્દુઓને મુસલમાન બનાવેલા. શાહ આલમ, શાહ તાહેર વગેરે નાના નાના પીર તો એટલા બધા છે કે ગુજરાતના લગભગ દરેક ગામમાં તેમાંના કોઇને કોઇની દરગાહ નીકળશે.

મલેક અબદુલ લતીફ ઉર્ફે દાવલશાહ પીર નામના પીરને કચ્છમાં બહુ મુસલમાનો માન આપે છે, તે પીર પણ આજ વર્ગના હતા.

પ્રખ્યાત ફારસી ઇતિહાસ લેખક ફિરિસ્તાની તારીખને અંતે તેણે ઘણા પીર અને શેખ અને બીજા મુસલમાન ધર્મપ્રચારકોનાં ચરિત્ર આપ્યાં છે, તેમાં સૌથી લાંબાં ખાજી મૈનુદ્દીન

ચીશ્તી અને ગંજશકરનાં છે. અલબત્ત તેમાં તેમનાં પરાક્રમો—બલ્કે તેમણે બતાવેલા ચમત્કારો-ની ઘણી અદ્ભુત વાતો લખી છે કે જે માત્ર શ્રદ્ધાવાન માણસોજ સાચી માની શકે, પરંતુ તેમની પવિત્ર જીંદગી અને તેમનાં વ્યાખ્યાનોની એવા સચોટ અસર સહજમાં થઈ જતી કે સેંકડો હિન્દુઓ પોતાનો ધર્મ તજી તેમના અનુયાયીઓ થઇ જતા. મિરાતે અહમદી નામના ગુજરાતના ફારસી ઇતિહાસને છેડે પણ ગુજરાતના એવા ઘણા પીર તથા શેખનાં વૃત્તાંત આપ્યાં છે. જેવી રીતે એ ધર્મનો પ્રચાર ગુજરાતમાં થયો તેવીજ રીતે કાઠીઆવાડમાં પણ એજ પ્રચારકોને લીધે થયો છે.

એ પ્રમાણે વટળેલી લગભગ એંસી જાતો છે, એમ કહેવામાં આવે છે. તેમાંની મુખ્ય ચાર પાંચ છે. મેમણ, ખોજા, વોરા, મતીઆ અથવા આઠીઆ, મોલે સલામ, કસબાતી અને મલેક. બાકીની કેટલીક એવી જાતો છે કે જે હિન્દુ તથા મુસલમાન બન્નેમાં જોવામાં આવે છે. તાઇ, રંગારા, દુધવાળા, પખાલી, હજામ, હીજડા, ખાટકી, નાલબંધ, સલાટ, સોની, ચુણીઆર, લુહાર, સુતાર વગેરે.

**વટળેલી હિંદુ જાતિઓ.**

આમાંથી મુખ્ય જાતિઓ શી રીતે હિન્દુ ધર્મ તજી મુસલમાન ધર્મમાં વટળી તેની ટુંકમાંજ અત્રે રૂપરેખા ચીતરી છે.

**મેમણ**—અસલ શબ્દ મોઅમિન, એટલે ઇમાન લાવનાર અથવા માનનાર છે. એમ કહેવાય છે કે ખોજાઓ અસલ ભાટીઆ હતા અને મેમણો અસલ લોહાણા હતા. બને જાતો ઉત્તરમાં પંજાબમાંથી સિંધમાં આવી ત્યાંથી કચ્છ થઇ કાઠીઆવાડમાં પેઠી અને પછી ગુજરાતમાં અને ત્યાંથી દક્ષિણ હિન્દુસ્તાનમાં પથરાઇ ગઇ. ઈ. સ. ૧૧૬૫ માં બગદાદના એક મ્હોટામાં મ્હોટા પીર નામે મૌલાના અબ્દુલ કાદર મોહીઉદ્દીન ગીલાની મરણ પામ્યા તે વખતે તેમણે પોતાના એક પુત્ર તાજઉદ્દીનને એવી ઇચ્છા દર્શાવી કે તારે હિન્દુસ્તાનમાં જઇ, ત્યાં રહેવું અને ઇસ્લામનું નૂર લોકોમાં ફેલાવવું. તેના પાંચમા વંશજ સૈયદ યસુફઉદ્દીનને પરમેશ્વરે સ્વપ્નમાં પ્રેરણા કરી કે તારે સિંધ જવું, અને ત્યાંના રહેવાશીઓને સાચે માર્ગે ચઢાવવા. તે મુજબ ઇ. સ. ૧૪૫૪ ના અરસામાં સૈયદ યુસફે સિંધના મુખ્ય શહેર નગર ઠઠ્ઠામાં પગ મૂકયો, અને તે વખતના ત્યાંના રાજા જેનું નામ રાયરાયધણ અને ખેતાબ મરકમખાન હતો એમ ધારવામાં આવે છે તેણે તેનો સત્કાર કર્યો, અને સૈયદના સમજાવવાથી મુસલમાન ધર્મ કબુલ રાખ્યો. તે વખતે માણેકજી નામના એક લોહાણાનું ત્યાંની દરબારમાં ઘણું ચલણ હતું, તેણે તથા તેની પછવાડે સાતસેં લોહાણા કુટુંબોએ પોતાના રાજાનું અનુકરણ કરી ઇસ્લામ સ્વીકાર્યો. આ બધાઓને લોહાણાને બદલે મોઅમિન-મેમણ કહેવામાં આવ્યા. હજુ સુધી લોહાણા અને મેમણોની કેટલીએક બાબતોમાં માન્યતા એકજ તરેહની છે. ઉડેરાલાલ, દરિયાલાલ અથવા લાલસાંઇને જેટલું લોહાણા માન આપે છે તેટલુંજ મેમણો આપે છે. સિંધમાં નરસપુરમાં દરિયાસ્થાનની જગામાં હિન્દુ પૂજારી અને મુસલમાન મુજાવર રહે છે. ઉડેરાલાલ સખરબખરમાં પ્રગટ થયા હતા ત્યાં સિન્ધુ નદીની વચમાં એમનું સ્થાન બનાવેલું છે, તેને જંદા પીરને નામે બન્ને કોમ માને છે. ગોપીચંદને નામે જેને પૂજે છે, તેને મુસલમાનો પઠો પીર કહી પૂજે છે. કાઠીઆવાડના કેટલાક કાછીઆ પણ મેમણ થયા છે અને આગળ જતાં તેમનામાં કચ્છી

અને હાલાઇ એવા બે મ્હોટા વિભાગો પડયા. પોતાનું કામ કરી યુસુફઉદ્દીન પાછા ઇરાન તરફ ચાલ્યા ગયા પણ તેના વંશજો હજુ સૂધી કચ્છ મુદ્રામાં પોતાની ગાદી જાળવી રહ્યા છે.

ખોજા—ખોજા કોમના મુરશદ નામદાર આગાખાનના પૂર્વાધિકારીઓનો ઇતિહાસ જાણીતો છે. હસનસબ્બાહ, શેખ ઉલજબલ નામની એક વ્યક્તિએ પોતાની બાહોશીથી ઇરાન મિસર વગેરે દેશોમાં રાજકિય ઉથલપાથલનો લાભ લઇ પોતે કેવી રીતે સત્તા પ્રાપ્ત કરી તે એ કોમને લગતા દરેક ઇતિહાસમાંથી મળી આવે છે. વળી હઝરત મહમ્મદના જમાઇ હઝરત આલીના મોત પછી મુસલમાન કોમના સુન્ની અને શિયા એવા બે વિભાગ પડી ગયા અને હઝરતઅલી અને બીબી ફાતમાના પુત્રો હસન હુસેન પર કેવો કેર ગુજર્યો અને તેમના વંશજો ઇમામ થઇ કેવી રીતે શિયા કોમપર કાબુ મેળવતા થયા, તે પણ અત્રે જણાવવું જરૂરનું નથી. એ ઇમામમાં સાતમા ઇમામ ઇસમાયલ નામે હતા, અને તેમને કેટલાએક છેલ્લા ઇમામ માને છે. આવી માન્યતાવાળા ઇસમાઇલી કહેવાય છે અને એ પંથવાળાઓએ પોતાની ખલાફત મિસર દેશના કેરો શેહેરમાં સ્થાપી. એ ખલીફાઓ બની ફાતમા (ફાતમાના વંશજો) કહેવાય છે. એ ઇસમાઇલી પંથને લગતી બાબતોનો અભ્યાસ મિસર દેશમાં કરી, હસન સબ્બાહે ઇરાનમાં પાછા આવી અલમોતના કીલ્લામાં પોતાની ગાદી સ્થાપી, અને એ ગાદીના સિલ સિલાબંધ વારસ હાલના નામદાર આગાખાન છે. એ પંથના એક ઇમામ નામે હસન ઝકરીઆએ એક પ્રચારક ઉપદેશક-દાઇ * (*missionary*) જેનું નામ નુરસત ગુર (નુરદીન) આપવામાં આવે છે. તેને ઇ. સ. ૧૦૦૧ માં હિન્દુસ્તાન તરફ મોકલ્યો. તેણે પંજાબી, કાબુલી, અને ચીત્રાલી લોકોને ઇસમાઇલી બનાવ્યા. વળી પીર શમ્સ નામના શખ્સે કાશ્મીરીઓને પણ એજ પંથમાં આણ્યા. કેટલાએક કહે છે તે નુર સતાગરે અથવા પીર સતગુર નુરે પાટણમાં ભીમ સોલંકીને ખાનગીમાં વટલાવ્યો હતો, કોઇ કહે છે તેમ કરી તે ઇરાન પાછો જતો રહ્યો અને ફરી આવી નવસારીના રાજા સુરચંદની છોકરી વેરે લગન કર્યાં. એને એના ચેલાઓએ મારી નાંખ્યો. ત્યાર પછી પીર શમ્સુદીન અને પીર સદરૂદ્દીને પોતાનો ઉપદેશ ચાલુ રાખ્યો, ખરેખરી રીતે ખોજાઓની કોમની સંખ્યાનું જોર પીર સદરૂદ્દીનના વખતથી (ઇ. સ. ૧૪૩૦) વધવા લાગ્યું. ઇસમાઇલી પંથ ફેલાવવામાં બે નિયમ પાળવામાં આવતા હતા.

૧. પોતાના ધર્મના વિચારો છૂપા રાખવા.

૨. જેઓને પોતાના ધર્મમાં લાવવા માગતા હોય તેમના ધર્મનો મોટો ભાગ પોતાનો કહી કબુલ રાખવો.

આ મુજબ સદરૂદ્દીને હિન્દુ ધર્મનો ઘણો બારિક અભ્યાસ કર્યો, પોતાનું નામ સહદેવ અથવા હરચંદ રાખ્યું, હિન્દુ ધર્મના બધા અવતાર કબૂલ રાખી માત્ર છેલ્લો કલંકી–અવતાર તે હઝરત અલીનો છે એવી રીતનો ઉપદેશ આપ્યો. આ પ્રમાણે પારકા ધર્મમાં ભળી જઇ, પોતાને હિન્દુ કહેવડાવી, કેટલાક ખ્રીસ્તી ઉપદેશકોએ પણ હિન્દુઓને ભ્રમમાં નાંખી વટાળ્યા છે. મદ્રાસ તરફના પ્રખ્યાત પાદરી એબી ડયુબો (*Abbe Duboise*) ના પુસ્તકમાંથી એવા દાખલા મળી આવે

* ઉપદેશ કરી અથવા તો જુલમ કરી, ગમે તે રીતે ઇસ્લામમાં વટલાવાનું આમંત્રણ તેને દાવત કહે છે, અને ઉપદેશ કરી વટાળાવવા જે માણસ આવે છે તેને દાઇ એટલે અમુક ચીજ માગનાર અને તે ઉપરથી ઉપદેશક પ્રચારક, કહે છે.

છે. જેમ નૂર સતાગર અને પાછળથી બીજા પીરોએ હિન્દુઓને લાયક થઇ પડે તેવાં ભજનો વગેરે રચી પોતાના કામમાં મદદ મેળવેલી, તેવી એ પાદરીઓએ તે પ્રદેશની ભાષામાં પુરાણો લખી ખ્રીસ્તી ધર્મ ફેલાવવામાં મદદ લીધેલી. એવા એક પુરાણ વિષે દા. કુન્હાએ *Origin of Bombay* નામના ગ્રંથમાં કહ્યું છે. પુરાણકારનું નામ ફાધર ગીમારીસ (*Father Guimaraes*) છે. એ પુરાણ ઈ. સ. ના સોળમાં સેકામાં લખાયલું, અને તેમાં ઇસૂ ખ્રીસ્તની જીંદગીનો અહેવાલ છે. એને ક્રાઇસ્ટ પુરાણ કહે છે. નમુના તરીકે બે ચાર શ્લોકો અત્રે આપેલા છે.

क्रिस्ताओ बदो आइका तुमी
एके चिंतीम कथा साइबिणीची

*   *   *

आमाचीआं नहि बगावे तीला
मनुष्य असुन अमंगैर दिस्ते सवाई

×   ×   ×

માતા પંથીઓ માને છે કે નકલંક (કલંકી) અવતાર સાથે પાંચ પાંડવો આવશે. એ વાતને ઇસમાઇલી ઉપદેશકોએ કેવી ખૂબીથી પોતાના લાભાર્થે પોતાના કાવ્યોમાં જોડી દીધી છે. તે નીચેની પંક્તિઓ પરથી સમજાશે.

અન્ન પાણીના તનગરા લેશે,
લુણ પાણીના હિસાબ લેશે,
ખરા ખોટાના પટંતરા લેશે,
લાખ ટકો દઇ બાવો પાટ ધારશે,
નુગરાને ઘાલી ઘાલી પીલશે,
એણે સમે પાંચ પાંડવ આવશે,
પાંચ પાંડવનાં નામ ધરાવશે,
હસો ને આલબદીન,
ખોજો ને કમલદીન,
મેકરદીન

વળી બીજા ભજનમાં કહ્યું છે કે,—

"જીરે ભાઇ આજ કલયુગના ઇશ્વર આદમ નામ ભણાયાં,
"ગુરૂ બ્રહ્મા તે નબી મહમદ કહાવ્યા, હોજીરે ભાઇ,
"જીરે ભાઇ એ પુરૂષ ઉત્તમ વિષ્ણુજી અલી રૂપે નામ ભણાયાં,
"તે તો નામ રખીસરે ધાયાં, હોજીરે ભાઇ."

ખોજાઓની દશાવતાર નામની ચોપડી તથા મોમીન ચેતામણીમાંથી આવા ઘણા દાખલા જડી આવે છે. પાછલી ચોપડીમાં દરેક શ્લોકને "ચેતામણ" કહેલ છે. તેમાંથી એક "ચેતામણ" અત્રે આપી છે.

એજી તેણે (નૂરસત ગુરૂનૂરે ) ઓળખીને ખોજા કરીઆ,
અને આપીઓ તે ધરમ આચાર;
ત્યાંથી સત પંથ ચાલીઓ,
દસોંદ તણું વહેવારઃ— ચેતાઃ ૨૦૦

પીર સદરદીને પોતાનું થાણું સિંધના કોટડા ગામમાં કર્યું હતું. એ થાણાને જમાતખાનું અથવા ખાના કહે છે.

વોરા—ઇસ્માઇલી પંથના નઝારી નામના ફાંટામાંથી ખોજા કોમને હસ્તીમાં લાવનાર ઉપદેશકો નીકળ્યા, તેમ એજ પંથના મુસ્તઅલી નામના ફાંટામાંથી વોરા કોમ ઉદ્ભવી. વોરા કોમના બે મ્હોટા વિભાગ છે, એક દાઉદી ને બીજો સુલેમાની. વોરા કોમની શરૂઆત અબદુલ્લા નામના એક જાણીતા ઉપદેશકને હાથે (ઇ. સ. ૧૦૬૭માં) થયેલી કહેવાય છે. એ અબદુલ્લાનું મુખ્ય મથક અરબસ્તાનમાં યમન શહેર હતું, ત્યાંથી સુન્ની શિયાના ઝઘડાને લીધે એ પંથના ઉપદેશકોને મિસર નાસી જવું પડેલું, ત્યાંથી સિંધ વગેરે પ્રદેશો પર ધીમે ધીમે એમની સત્તા વ્યાપતી ગઇ અને હિન્દુઓ વટળતા ગયા. મૂળ ખંભાતના બંદરમાં એમના ઉપદેશકે પગપેસારો કરેલો, અને એવું કહેવાય છે કે કેટલાક વિસ્મય પમાડે એવા ચમત્કારો બતાવી રાજા સિદ્ધરાજ જયસિંહને મુસલમાન ધર્મનો સ્વીકાર કરાવ્યો, અને પછી વખત જતાં વોરાઓની સંખ્યામાં વધારો થતો ગયો. પરંતુ હિન્દુ રાજાઓના રાજ્યમાં જે દુઃખ વોરાઓને સહન ન કરવા પડેલાં તે દુઃખ સુન્ની મતવાળા મુસલમાન બાદશાહોના વખતમાં તેમને સોસવાં પડયાં. એમના વડા મુલ્લાંજીની ગાદી પહેલાં યમનમાં હતી તે પાછળથી (ઇ. સ. ૧૫૩૯માં) ગુજરાતમાં આણવામાં આવી. હીજરી સને ૧૨૯૮માં લખાએલા એક વોરાઓના ગ્રંથ નામે મૌસમે બહાર–માં એ કોમનો અહેવાલ ઘણા વિસ્તારથી આપવામાં આવ્યો છે. ઠેઠ હઝરત મહમ્મદના વખતથી માંડી, સિદ્ધપુર અને સુરતના તેમજ માળવા, ઉજ્જન વગેરે જગાના મ્હોટા મ્હોટાં મુલ્લાંજી અને વિદ્વાનોને અહવાલ તવારીખી રસમપર લખવામાં આવ્યો છે. એ ચોપડીની લિપિ ફારસી ને ભાષા–વોરાસાઇ ગુજરાતી છે. અને તેમાંથી વોરા કોમ સંબંધી ઘણી માહીતી મળે છે. એમાં વપરાયેલી ભાષાનો નમૂનો–ગદ્ય ને પદ્યનો નીચે આપ્યો છે.

બેત.

અલીના નામસે અલિમ પલે છે,
અલીના નામસે લોહુ ગલે છે,
અલીના નામસે દુશ્મન જલે છે.
અલીના નામસે મુશ્કેલ ટળે છે.
અલીના નામ જિન્નતના કિયારા;
અલીના નામ છે રબના પિયારા.

ગદ્ય—અકસર એ અખબાર કુતબે અખબાર કુતુબે અરબી યા લુગતે ફારસીમાંહી હોય છે, અને અખબાર તો અનવાર છે. દિલોસે અનવાઅ અને અકસામની કસાફતને ધુએ છે, તે વાસ્તે અગર એ અખબાર રાતદીન જે અવ્વામના મહાવરાની ઝબાન છે. તેમાંહી નકલ

થાય અને એકબીજી લુગતના ફૂજામાંહી એ અખબારના દારયા સમાય, તો અલબત સધલા એ અનવારસે મુનાફેલે હાસલ કરે.

દાઉદી અને સુલેમાની વોરાઓનો મુખ્ય ભાગ વેપારના રોકાયલો છે, એ સિવાય ગુજરાતમાં એટલે ભરૂચ–સુરત વિગેરે જીલ્લાઓમાં ગામડીઆ વોરાઓ, અથવા જેઓ ખેતીનું કામ કરે છે, તે વોરાઓ જો કે બોલીચાલી, રીતરિવાજ અને પહેરવેશમાં તદ્દન હિન્દુઓ જેવા છે, તે વોરા સુન્ની મતના છે. એ વોરાઓ તે જોર જુલમથી વટલેલા ઘણા ખરા ઉતરતી કોમના હિન્દુઓ. પહેલા અહમદશાહ અને સુલતાન મહમૂદ બેગડાના વખતમાં હિન્દુઓને મુસલમાન બનાવવા માટે જે રાજકીય સત્તા વાપરવામાં આવી હતી, તેનું પરિણામ તે એ જાત.

મતીઆ—જે ઇસ્માઇલી પંથના પીર સદરદીને હિન્દુઓને અલકે ભાટીઆઓને વટલાવી ખોજા બનાવ્યા તેજ સદરૂદ્દીનના પુત્ર કુતબુદ્દીનના પુત્ર હજરત ઇમામશાહ બાવાએ મુલતાનથી ગુજરાતમાં આવી ઘણા હિન્દુઓને–ઉચ્ચ તથા નીચ–બંનેને મુસલમાન બનાવ્યા. એ ઇમામશાહ અમદાવાદ પાસે પીરાણા ગામમાં રહેતા હતા અને એમની કબર ગીરમઠામાં છે એમ કહેવાય છે. કેટલાએક કહે છે કે એ સૈયદ ઇમામ શાહને હાથે જે બ્રાહ્મણ તથા લોહાણાં વટલાયા તે ખોજા કહેવાયા. "શ્રી ઇમામશાહ બાવાના પ્રછા" એ નામના પુસ્તકમાં લખ્યું છે કે,

પ્રબોધ દીધો પ્રેમથી, જનોઇ [ લુવાણાએ અને બ્રાહ્મણેએ] ઉતારી છે ત્યાંયજી,
નામરૂપી જનોઇ પહેરીએ એવું બોલ્યા સૌ ત્યાંયજી.
પ્રગટ પ્રછોરે ગોર ઇમાગનો. ૯૪

સર્વે જનોઇયું ઉતારીયું, ઉતરામણ તે સવાએજી,
ત્યાંથી સૌએ ગોર થાપીઆ, સેવક બન્યા સૌ ત્યાંયજી.
પ્રગટ પ્રછોરે ગોર ઇમામનો. ૯૫

ગોરે સૌ સેવક તણા, ખોજા ઠક્કર ધરાવ્યાં નામજી,
જગતતારણ છે રે જાણીતો, ધણી મારો કેવાં કરે કામજી,
પ્રગટ પ્રછોરે ગોર ઇમામનો. ૯૬

પંજો ગોરનો કાયમ છે, નાના રોજાની માંહેજી,
હાલ જનોઇ છે કાયમ તહીં જુઓ સૌ વારંવારજી,
પ્રગટ પ્રછોરે ગોર ઇમાગનો ૯૭

મતીઆ અને ખોજાઓના ધર્મ સંબંધી મત તથા આચારવિચાર કેટલેક ભાગે મળતા આવે છે. મિરાતે અહમદીના લેખકનું મત એવું છે કે આ મતીઆ, અથવા મોમણ અથવા આઠીઆ પંથમાંથી એક શાખા તરીકે ખોજા થએલા. મતીઆમાંથી ઘણાએક કણબીમાંથી (જલાલપોર, બારડોલી તરફના) વટલેલા અને કેટલાક અમદાવાદ તરફના કાછીઆઓ જો કે બીજી બધી રીતે હિન્દુ રીતરિવાજ તથા ધર્મને વળગા રહ્યાં છે, તોપણ પીરાણાં રોજા તથા ઇમામને પૂજે છે, અને પોતાનાં મુડદાંને બાળતી વખત જમણા હાથના અંગુઠા પાસેની આંગળીનું ટેરવું કાપી લઇ એ રોજાની નજદીકમાં દાટવા માટે રાખી મૂકે છે.

પીરાણાવાળા સંપ્રદાયમાં સૈયદ એટલે ઇમામશાહના વંશજો ધર્મગુરૂનો દરજ્જો ભોગવે છે. કાકા નામના તેમના મતાનુયાયીઓ ખોજાઓના મુખી એટલે નાણાં સંબંધી કારભાર કરવાનું

કામ કરે છે અને મુરીદ–શિષ્યવર્ગ–જેમાં મુસલમાન ( જેને મોમણા કહે છે) અને હિન્દુ (ઘણો ભાગ અમદાવાદ તરફના કાછીઆઓનો) બંને આવી જાય છે, તે અમુક પ્રકારનો કર આપી સૈયદોનું તથા રોજાની મરામત, ઉરસવારી વગેરેનું ખર્ચ પુરૂં કરે છે. ઇ. સ. ૧૬૯૧ના અરસામાં મતીઆના સૈયદ નામે શાહજીને તે વખતના અમદાવાદના કાજી સાહેબને મળવાનું ફરમાન થએલું. ખરૂં જોતાં એમની રીતભાત તે વખતના સુની બાદશાહોને ગમતી ન હોવાથી તેમને ઠપકો આપવા માટે બાદશાહના હુકમથી કાજીએ તેડાવેલા. તેમને મળવા જતાં શાહજીનું મોત થયું. કોઇ કહે છે કે તેમણે પોતે ઝેર ખાધું, કોઇ કહે છે કે, રાજના કોઇ માણસે ખવરાવ્યું. પરંતુ તે ઉપરથી મતીઆઓને ઘણો ગુસ્સો ચઢયો, અને તેમણે બાદશાહ સામે બંડ ઉઠાવી ભરૂચનો કિલ્લો સર કર્યો. એ બંડ દબાવી દેતાં બાદશાહને ઘણો શ્રમ પડયો. એ બંડની હકીકત કહેવામાંજ મિરાતે અહમદીના લેખકને લગભગ બાર પાના ભરવાં પડયા છે, એવું જનુની બંડ એ હતું.

બાકરઅલી નામના પીરાણાના સૈયદ ઇ. સ. ૧૮૪૩–૪૪ નાં ગુજરી ગયા. તેમણે વળી જે બોધ કર્યો તે પ્રમાણે હઝરત મહમદ તે બ્રહ્માનો અને અલી તે વિષ્ણુનો અવતાર કહેવાય છે. પોતે પોતાને સતગુરૂ અથવા ઇમામ ( અથવા ભગવાન ) કહેવડાવતા અને એક કાકાના કહેવા મુજબ બાકરઅલી રામ અને પોતે લક્ષ્મણનો અવતાર હતા. એમનો પ્રવર્તાવેલો મત કેટલેક ભાગે વેદાંતને મળતો આવે છે, જો કે કલમો પઢવાથી પાપ ધોવાઇ જાય છે, એવું એમનું શિક્ષણ તો હતુંજ. એ પંથના હિંદુઓ ગુપ્તી ( ગુપ્ત રીતે મુસલમાન અને બહારથી હિંદુ ) કહેવાય છે અને મુસલમાનો પ્રગટી ( એટલે ખુલ્લી રીતે મુસલમાની ધર્મ પાળનારા ) કહેવાય છે.

**મોલેસલામ કસબાતીઓ, અને મલેક.**

**મોલેસલામ કસબાતીઓ**—ખરૂં જોતાં ધર્મના ઉપદેશને લીધે મુસલમાન ધર્મમાં ભળેલા નહીં, પરંતુ સુલતાન અહમદશાહ પહેલા અને મહમૂદ બેગડાના જુલમ તથા ત્રાસથી જે રજપૂતો વટલ્યા તે મોલેસલામ કસબાતી કહેવાયા, અને કેટલાક કપીલ બ્રાહ્મણો વટલ્યા તે મલેક કહેવાયા. સૈયદ મહમદ જોનપુરી નામના એક ઉપદેશકે મહેદવી ( એટલે છેલ્લા ઇમામ મહેદી જે હજુ પ્રગટ થવાના છે તેના નામનો ) પંથ ચલાવ્યો હતો, પોતેજ **મહેદવી** હોવાનો દાવો કર્યો હતો. ( ઇ. સ. ૧૪૯૭ ) એ પંથને પણ હિન્દુ ધર્મમાંથી નીકળી જઇ મુસલમાન બની ટેકો આપનારા નીકળ્યા. એ પંથ મહેદવી નામે પ્રખ્યાત છે, અને તેને લગતું થોડું બ્યાન સને ૧૯૧૪ ના ડીસેમ્બરના "ગુજરાતી" ન્યુસપેપરના અંકમાં એક મહેદવીએ લખેલું હતું. સૈયદ મહમદ જોનપુરીના ચમત્કારનું વિસ્તારપૂર્વક વર્ણન મિરાતે સિકંદરી નામના ઇતિહાસમાં આપેલું છે. મરેલાને જીવતદાન, આંધળાંને આંખ, મુંગાને વાચા આપી શકવાનો પોતે દાવો કરતા હતા. પાલણપોરમાં મહેદવીનો દાયરો એટલે પીરજાદા અથવા સૈયદની ગાદી છે. ઔરંગજેબના વખતમાં મહેદવીઓ ઉપર ઘણો જુલમ ગુજારવામાં આવેલો.

માંચીવોરા—આ ઉપરાંત જે લોકો માંચીવોરા કહેવાય છે તે પણ વટલેલા હિંદુઓ છે, અને મનસુરીપંથના હોઇ વળી બીજા મુસલમાનોને ધિક્કારે છે.

ઉપર જણાવેલો ટૂંક અહવાલ નીચેના પુસ્તકોની મદદ લઇ ઉપજાવી કાઢયો છે.

(૧) ધી બોંબે ગેઝીટીઅર પુસ્તક નવમું અને ગુજરાતના જીલ્લાનાં બીજાં ગેઝીટીઅર.

(૨) Bird's History of Gujarat

Brigg's Cities of Gujarrt

(૪) લોહાણા જ્ઞાતિની ઉત્પત્તિ અને તેનો ઇતિહાસ, લખનાર ઠક્કર ઉદ્ધવજી તુલસીદાસ તન્ના.

(૫) ખોજા કોમનો ઇતિહાસ, લખનાર, મર્હૂમ જાફરભાઇ રહેમતુલ્લા. બા. એ. લો.

(૬) મિરાતે સિકંદરી (ઇ. સ. ૧૮૩૧ની મુંબાઇમાં છપાયેલી નકલ)

(૭) મિરાતે અહમદી (હિ. સ. ૧૩૦૭માં મુંબઇમાં છપાયેલી નકલ.)

(૮) મોસમે બહાર-વોરા ઉપદેશકોનો ઇતિહાસ.

(૯) અમદાવાદની ડીસ્ટ્રીક્ટ કોરટનો દીવાની મુકદમો નાં. ૭—૧૯૦૫ તેમાં પીરાણાની ગાદી વિષે આપેલો મી૦ દયારામ ગીડુમલનો ફેંસલો.

(૧૦) The Preaching of Islam by T. W. Arnold.

(૧૧) સીંધનું ગેઝેટીઅર.

(૧૨) રાસમાળા.

(૧૩) તારીખે ફિરસ્તા.

(૧૪) શેખ મહમ્મદ ઇસ્ફહાનીનું કોરાને શરીફનું ગુજરાતી ભાષાંતર.

મુંબઇ,
ફેબ્રુઆરી ૧૯૧૫.



# ➛ કલાનો આદર્શ. ⟵



લેખક:—રા. નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર. બારીસ્ટર-ઍટ-લૉ.

Art is not a pleasure, a solace, or an amusement: art is a great matter. Art is an organ of human life, transmitting man's reasonable perception in to feeling.—*Tolstoy.*

"Nothing less than the creation of man and nature is its end."

*Emerson.*

**કલાનું કાર્યક્ષેત્ર.**

જ્યાં મનુષ્યજીવન છે ત્યાં કલા છે, અને તેથી મનુષ્યના જીવન જેટલો કલાનો પ્રદેશ વિસ્તીર્ણ અને વ્યાપક છે. પરમાત્માની વિભૂતિ કુદરત છે તો મનુષ્યની વિભૂતિ કલા છે. તેથી જેમ કુદરતની વ્યાખ્યા બાંધવાના પ્રયત્નો નિષ્ફળ છે તેમ મનુષ્ય લીલાની મર્યાદા નિર્મિત કરવી અશક્ય છે. તથાપિ અનેક લોકોએ કલાને વર્ણવાને ફાંફાં માર્યાં છે. કોઇ કહે છે કે કલાનો હેતુ સૌંદર્ય છે; કોઇ કહે છે કે કલા એ મનુષ્યની વધારે પડતી શક્તિનો આવિર્ભાવ છે; કોઇ કહે છે કે કલા એ આનંદનું સાધન છે. પરંતુ આ સર્વ વર્ણનોથી કલાનો આદર્શ શો એ પ્રશ્નનું નિરાકરણ થઇ શકતું નથી.તેને માટે તો કલાનાં મૂલ તત્ત્વો વિચારવાં જોઇએ અને જીવન્ સાથે કલાનો સંબંધ સમજવો જોઇએ.

એટલું તો સ્પષ્ટ છે કે એક મનુષ્યના હૃદયમાં અમુક લાગણી ઉત્પન્ન થાય અને તે લાગણીનો અનુભવ તે અન્યને કરાવી શકે તેના ઉપર કલાનું કાર્યક્ષેત્ર અવલંબે છે. પરંતુ, એક જણ હસે તેથી બીજાને હસવું આવે, એક જણ રડે તેથી બીજાને ખેદ થાય, એક જણ જુસ્સો બતાવે તેથી બીજામાં વીરત્વ પેદા થાય, એ પ્રમાણે એક જણની માનસિક સ્થિતિના સાક્ષાત્કારથી બીજાના મનને અસર થવી એ કલા નથી. કલા ત્યારેજ કહેવાય કે જ્યારે એક મનુષ્ય અમુક લાગણીનો અનુભવ કર્યા પછી એ લાગણીમાં અન્યને ભાગીદાર કરવાને પોતાની બાહ્ય કૃતિઓથી પ્રયત્ન કરે અને તે પ્રયત્નમાં વિજય મેળવે. દૃષ્ટાંત તરીકે, ગૌતમ બુદ્ધ પોતે સંસારનો ત્યાગ કરતી વખતે પ્રેક્ષક ઉપર જે કરૂણામય અસર કરે તેને આપણે કલા કહેતા નથી. પરંતુ એ ત્યાગ થઇ ગયા પછી તે હકીકત બુદ્ધ પોતે કે અન્ય કોઇ બીજાઓને સંભળાવે અથવા તો રંગભૂમિના તખ્તા ઉપર ભજવી બતાવે, અને તે દ્વારા બુદ્ધનું આત્મમંથન, બુદ્ધનાં વ્હાલાંઓનો પ્રેમ, બુદ્ધનો મહાન આત્મત્યાગ. યશોધરાનો વિલાપ, સંસારનાં બંધનો, સારથિની વફાદારી, આદિ અનેક સ્થિતિઓનો ચિતાર આપી પ્રેક્ષકનું હૃદય ભીનું બનાવે તો એ કૃતિ કલાના નામથી ઓળખી શકાય, પ્રેક્ષકને ઘાયલ કરનારી લાગણી ગમે તે પ્રકારની હોઇ શકે. લાગણી નબળી હોય કે બળવતી હોય. સાર્થક હોય કે વ્યર્થ હોય, ઇષ્ટ હોય કે અનિષ્ટ હોય, સ્વદેશાભિમાની હોય કે ઇશ્વરપ્રીતિની હોય, દંપતી પ્રેમની હોય કે વાત્સલ્યની

હોય, વીરત્વની હોય કે હાસ્યની હોય, કરૂણાની હોય કે ત્રાસની હોય, માનની હોય કે અનાદરની હોય. તેવી જ રીતે આ લાગણીઓનો અનુભવ કલાકાર અનેક પ્રકારની કૃતિઓ દ્વારા કરાવી શકે. ચિત્રથી કે શિલ્પથી, સંગીતથી કે અભિનયથી, ભાષણથી, કે લેખનથી, આ ઉપરથી સમજી શકાશે કે કલા એ મનુષ્ય લીલાને પુનર્જીવન અર્પનાર અથવા અમર કરનાર જાદુ છે. અને કલા એ પુરાણી લાગણીઓની સોનેરી સાંકળો વડે મનુષ્યને મનુષ્ય સાથે જોડનાર એક અને એકજ સાધન છે. કલા ન હોય તો મનુષ્ય મનુષ્ય વચ્ચેનો આત્મિક વ્યવહાર અશક્ય થઇ જાય; કલા ન હોય તો લાખો વર્ષો થયાં ખર્ચાતી આવતી માનુષિક શક્તિનો વારસો સંભવેજ નહિ; કલા ન હોય તો ભૂતકાળ અને ભવિષ્યકાળ મનુષ્યના જીવનપથમાંથી હમેશને માટે અદૃશ્ય થાય; કલા ન હોય તો વર્તમાનકાળ અગમ્ય અને અસહ્ય થઇ પડે; સંક્ષેપમાં, કલા ન હોય તો મનુષ્ય પોતાનું મનુષ્યત્વ ખોઈ બેસે.

પરંતુ આજકાલ કલાનો સંકુચિત અર્થ કરવામાં આવે છે. નાટકો, કાવ્યો, નવલકથાઓ ચિત્રો અને બાવલાંઓની બહાર કલાનું ક્ષેત્ર હોઇ શકેજ નહિ એમ કેટલાક માને છે. આ સાંકડી નજરને લીધે કલા આત્માની જરૂરિયતને બદલે એક પ્રકારની મોજશોખ મનાય છે. સુશિક્ષિતો પણ ભૂલી જાય છે કે જ્યાં જ્યાં મનુષ્યના હૃદયાલાપ છે ત્યાં ત્યાં કલા છે. તેઓ જાણતા નથી કે મજુરના કંગાળ ઝુંપડાથી માંડીને ભવ્ય રાજમહેલ પર્યંત, પારણામાં ઝૂલતા કિશોર બાળકનાં મીઠા કલરવથી માંડીને રવીંદ્રનાથ ટાગોરની ગીતાંજલિ પર્યંત, અને કોઈ રંક ઓશરીમાં ચિતરાયલા સાથિયાથી માંડીને પારીસના ભવ્ય લુવમાં કે ફ્લોરેન્સની આર્ટ ગેલરિમાં વિરાજતાં રાફાએલ અને માઇકેલ એન્જેલોનાં જગપ્રસિદ્ધ ચિત્રો પર્યંત કલાનો પ્રદેશ પથરાયલો છે. જેમ મનુષ્યની લાગણીઓ અમર્યાદ છે તેમ કલાનો પ્રદેશ પણ અમર્યાદ છે. જીવન કલામય છે અને કલા જીવનમય છે. કલા સંકુચિત થવાથીજ જીવન સંકુચિત થાય છે. કલા અને જીવન વચ્ચે વિરોધ ઉત્પન્ન કરવાથીજ જીવન શુષ્ક, રસહીન, જડ અને પાપી બને છે. કલાને માત્ર આભૂષણરૂપ અથવા આનંદનું કે સમય ગાળવાનું સાધન માની લેવાથીજ કલા કલુષિત થઇ છે. એક જમાનો એવો હતો કે જ્યારે કલા ધર્મની દુશ્મન તરીકે ગણાતી હતી, અને તેથી સર્વ ધાર્મિક પ્રવૃત્તિઓમાંથી કલાને દેશવટો મળતો હતો. આજે હવે કલાને જીવનમાંથી દેશવટો મળ્યો છે, અને માત્ર મુઠ્ઠીભર માણસોની મોજશોખ તૃપ્ત કરવાના સાધન તરીકેજ કલાનો આદર થાય છે. પરંતુ કલા ધર્મનો પ્રાણ છે અને જીવનનો ધર્મ છે. કલાથી વિલાસીઓને આનંદ હોય તો તે આનંદ તેઓને મુબારક છે, પરંતુ એટલુંજ સ્મરણમાં રાખવાનું કે તેથી વધારે વિશાળ કલાનું કાર્યક્ષેત્ર છે કે જ્યાં કલા જીવન અને કુદરત એકએકમાં ઓતપ્રોત બની જાય છે.

**રૂચિ અને આદર્શ.**

પરંતુ, જેમ કલાનું કાર્યક્ષેત્ર સમજવું સહેલ છે તેમ કલાનો આદર્શ સમજવો સહેલ નથી. ભિન્ન ભિન્ન રૂચિનાં મનુષ્યો માટે એકજ આદર્શ શોધી કાઢવો તે બહુ કઠિન છે. કારણ કે જો એક જણને બોર પસંદ હોય અને બીજાને ઠોર પસંદ હોય તો બોરનો અને ઠોરનો મેળ ખાય એવો આદર્શ ક્યાંથી લાવવો? વળી, દુર્ભાગ્યે કલાની કિમ્મત જીવનમાં તેની

ઉપયોગિતા અને સાર્થકતા ઉપર અંકાતી નથી, પરંતુ કોઇ કહેવાતા કલાકારની અથવા કલાના ગ્રાહકની પસંદગી ઉપર અંકાતી જોવામાં આવે છે. હવે, જો કલાનો આદર્શ મનુષ્યની રૂચિ પ્રમાણે રૂપાંતર પામે તો પછી એ આદર્શની સાર્થકતા શી? આદર્શ સ્થિરસ્થાયી અને સર્વમાન્ય હોવો જોઇએ, ત્યારે રૂચિ ક્ષણિક અને વ્યક્તિ વ્યક્તિએ જૂદી હોય છે. તેટલા માટે એટલું તો પ્રતીત થાય છે કે કલાનો આદર્શ શોધવો હોય તો રૂચિને ઘડીભર વિસરી જવી જોઇએ. કલાનો આદર્શ મનુષ્યની ભિન્ન ભિન્ન રૂચિ ઉપર આધાર નથી રાખતો પરંતુ મનુષ્યના જીવન આદર્શ ઉપર આધાર રાખે છે, અને એ રીતે કલા એ જીવનનું પ્રતિબિંબ છે. હવે, દરેક યુગમાં સત્ અસત્‌ની, ઇષ્ટ-અનિષ્ટની, વિદ્યા-અવિદ્યાની એક સર્વમાન્ય ભાવના હોય છે. આ ભાવના પ્રમાણે કદાચ દરેક મનુષ્ય વર્તી શકતો ન હોય તોપણ સામાન્ય સમજશક્તિ અને સંસ્કાર ધરાવનાર દરેક સ્ત્રી પુરૂષના અંતરના ઉંડાણમાં એ ભાવના પડેલી છે અને તેથીજ દુરાચારી લોકો પણ ઘણીવાર સમજી શકે છે કે કયું કાર્ય ઉત્તમ છે અને કયું કાર્ય અધમ છે, કયું વર્તન સ્વાર્થમય છે અને કયું પરમાર્થમય છે, કયું જીવન પૂજનીય છે અને કયું તિરસ્કારને પાત્ર છે, કયો માર્ગ લોકહિતનો છે અને કયો અધોગતિ તરફ દોરી જનારો છે. જો આ સમજને ક્રિયામાં ઉતારવા જેટલી ઇચ્છાશક્તિ હોય તો જીવન એ ભાવનાને અનુરૂપ થઇ શકે છે. આ પ્રમાણે જો જુદું જુદું જીવન ગાળનારાં મનુષ્યો આદર્શજીવન માની શકે તેમજ ઓળખી શકે તો જુદી જુદી રૂચિવાળા લોકો માટે કલાનો પણ એકજ આદર્શ હોઇ શકે તે આપોઆપ નિષ્પન્ન થાય છે.

**કલાની ખાતર કલા.**

જો જીંદગીનો આદર્શ અધમ હશે તો કલા પણ અધમજ થવાની. જો જીવન મલીન વાસનાઓથી મુક્ત હશે તો કલાની ભૂમિકા આપોઆપ ઉચ્ચ થશે. આ અનિવાર્ય હકીકતનું વિસ્મરણ થવાથીજ આપણે ત્યાં કલાને નામે પુષ્કળ કચરો પેદા થતો જાય છે. જીવન અને કલા વચ્ચેનો સંબંધ સ્વીકાર્યા વિના કલા સંબંધી ચર્ચાઓ અને દલીલો વ્યર્થ છે. કલાનો આદર્શ ભ્રષ્ટ બનવાનું પ્રધાન કારણ એ છે કે 'કલાની ખાતર કલા" નામનો નવો પંથ ઉભો થતાં જીવનની ખાતર કલા એ મહાન્ સત્ય ભૂલી જવાયું છે. "કલાની ખાતર કલા"નો દાવો કરનારના મગજમાં એમ ઉતરતુંજ નથી કે કુદરત જેમ ઇશ્વરની લીલા હોવાની ખાતર નથી પણ કંઇક દૈવી હેતુથી છે તેમ મનુષ્યની લીલા લીલાની ખાતર નથી પરંતુ મનુષ્યના ઉત્કર્ષ અર્થે છે. કલા જો લાગણીઓનો આવિર્ભાવ હોય તો તે આવિર્ભાવ સાર્થક હોવો જોઇએ, અને એ સાર્થકતા એક હૃદયને બીજાં અનેક હૃદયો સાથે જોડવામાં સમાયેલી છે. જ્યાં સુધી આ હેતુ સિદ્ધ ન થાય ત્યાં સુધી લાગણીઓનો આવિર્ભાવ નિષ્ફળ છે. અને તેથી તે દ્વારા પ્રકટ થતી કલા પણ નિષ્ફળ છે. કલાની સફલતા અન્યને ઘાયલ કરવાની તેની શક્તિ ઉપરજ અવલંબે છે. કદાચ પ્રશ્ન થશે કે લોકોનાં દિલને ઘણીવાર અધમ લાગણીઓથી પણ ઘાયલ કરી શકાય છે, તો પછી ભ્રષ્ટ લાગણીઓનો પણ કલામાં સમાવેશ થઇ શકે ખરો? ઉત્તરમાં એટલુંજ કહી શકાય કે કલા કહેવરાવવાને માટે કલામાં નીતિનું તત્વ હોવુંજ જોઇએ એમ નથી. અલબત્ત, અનીતિ ફેલાવનાર કૃતિને કલા ન કહેવી હોય તો તમે મુખત્યાર છો, પરંતુ કલા શબ્દનો જે પ્રયોગ પ્રચલિત છે તે સમજવો હોય તો કલામાં અનિવાર્ય રીતે નૈતિક તત્ત્વ હોવુંજ જોઇએ

એમ સ્વીકારાતું નથી. નીતિમય અને અનીતિમય કલા એ પ્રમાણે વિભાગ પાડવામાં કશો બાધ નથી. પરંતુ કલા એટલેજ આદર્શ કલા એમ માન્યતા હોય તો પછી કલાનો આદર્શ એવો પ્રયોગ નિરર્થક પુનરૂક્તિજ કહેવાય. એટલા માટે આપણે તો અહિં એવોજ અર્થ લઈશું કે ઘાયલ કરવાની શક્તિ એટલુંજ કલાનું આવશ્યક તત્ત્વ છે. પછી કલાનો પ્રવાહ નીતિમય હોઇ શકે તેમજ અનીતિમય પણ હોઇ શકે.

**ઘાયલ કરવાની અને ઘાયલ થવાની શક્તિનો પરસ્પર સંબંધ.**

હવે કલાકારની ઘાયલ કરવાની શક્તિની અસર ઘણે અંશે કલાના ગ્રાહક થવાની શક્તિ ઉપર આધાર રાખે છે, અને તેથીજ મનુષ્યહૃદયની નૈસર્ગિક એકતા છતાં અસંખ્ય સંજોગોને લીધે એ એકતામાં અનેકવિધ ભિન્નતાનો અનુભવ થાય છે, અને ભિન્નતાના પરિણામે જુદાં જુદાં માણસો ઉપર કલાની જુદી જુદી અસર થાય છે. એકને જે વસ્તુથી હર્ષનાં આંસુ આવે છે તેથી બીજાને શોકનાં આંસુ આવે છે. એકનું હૃદય વીરરસજ ઝીલી શકે છે તો બીજાના હૃદયમાં કરૂણાજ પ્રવેશ કરી શકે છે. તથાપિ આ ભિન્નતા મૂલગામી અને ચિરસ્થાયી નથી. જો ગ્રાહકની ગ્રહણ શક્તિ અવિચ્છિન્ન રહેલી હોય છે તો કલાકાર તેના ઉપર ધારેલી અસર કરી શકે છે. આ નૈસર્ગિક ગ્રહણશક્તિ નષ્ટ ત્યારેજ થાય છે કે જ્યારે કૃત્રિમ વાતાવરણથી અને અંતરના ભાવોને દબાવી દેવાના અભ્યાસથી લાગણીઓને કુંઠિત અને જડ બનાવી દેવામાં આવી હોય એ અતિ શોચનીય હકીકત છે કે આ નવા યુગમાં લાખો મનુષ્યોના હૃદયો આ પ્રમાણે કુંઠિત અને જડ થઇ ગયેલાં જોવામાં આવે છે. તેથી, જ્યારે કુદરતની લીલાનું વર્ણન સાંભળી કુદરતનું ખરૂં બાળક ખુશ ખુશ થઇ જાય છે, ત્યારે કૃત્રિમ વાતાવરણમાં ઉછરેલાં અનેક મનુષ્યોને તેથી કશી પણ અસર થતી નથી, એટલુંજ નહિ પરંતુ કેટલીકવાર તેઓને અનિવર્ચનીય ત્રાસ ઉપજે છે! મનુષ્યહૃદયના આ વિપર્યાસથી કલા લાચાર બની જાય તે સ્વાભાવિક છે. બીજાંઓનું સુખ જોઇ સુખી થવું, બીજાંઓના શોકથી દુઃખ પામવું, બીજાંઓના આત્મામાં પોતાના આત્માને ગાળી દેવો, એ મનુષ્યના હૃદયની પુરાણી પ્રકૃતિ છે. સૌંદર્ય, ચેતન અને સત્વ જોઇ પ્રફુલ્લ થવું, અને કુરૂપતા, જડતા અને અસત્ય જોઇ ખિન્ન થવું એ મનુષ્યના આત્માનો અનાદિ ગુણ છે. પરંતુ આ નૈસર્ગિક ગુણને અનેક લોકોએ ગુમાવી દીધો છે અને બીજાં અનેક ગુમાવતાં જાય છે.

**કલાની ખરી કસોટી કોણ કરી શકે?**

આ જમાનામાં અસંખ્ય સ્ત્રી પુરૂષને સરલ હૃદયના લાગણીભર ઉભરાઓ ગમતા નથી, જ્યારે શુષ્ક મગજમાંથી મારી મચડીને કાઢવામાં આવતી કૃત્રિમ કૃતિઓ પાછળ તેઓ ઘેલાં બની જાય છે. કુદરતની પડોશમાં રહેનારો ખેડુત પોતાના ખેતર ઉપર મજૂરી કરતાં કરતાં સ્નેહ, પવિત્રતા અને સૌંદર્ય જેટલાં સમજી શકે છે તેનો હજારમો ભાગ આપણા બંગલાનિવાસી શોખીનો અને મોટરકારમાં સફર કરનારા મુસાફરો નથી સમજી શકતા તેનું કારણ સ્પષ્ટ છે. કારણ કે કલા સમજવાની તેમજ ઉત્પન્ન કરવાની શક્તિ હૃદયની લાગણી ઉપર આધાર રાખે છે, અને નહિ કે આર્ટ ગેલરિમાં અને પ્રદર્શનોમાં ભપકાથી ફરવાની અ-

નુકૂલતા ઉપર અથવા તો 'કવિ' 'કવિતા' આદિની ચર્ચામાં ઉતરવાની વિદ્વત્તા ઉપર. કાવ્ય, ચિત્રકલા કે શિલ્પકલાની ચર્ચામાં તમે રીમના રીમ કાગળો બગાડો તેથી તમારા દિલની અહનુરક્તિ વધી જવાની નથી. તેટલા માટે કલાની ખરી કસોટી દૂધમાંથી પૂડા કાઢવાની શક્તિ ધરાવનાર સાક્ષરો અથવા ગાડરિયા પ્રવાહમાં ગણાતા નિરક્ષરો કરી શકે તેમ નથી. કલાના ખરા પરીક્ષક તેમજ કર્તા તો તેઓજ હોઇ શકે કે જેઓમાં અંતરના કુદરતી ભાવો જીવંત હોય. આ આદર્શ અનુસાર ઉત્પન્ન થયેલી કલાજ ચિરંજીવ અને લોકમાન્ય થઇ શકે છે. તેથીજ રામાયણ અને મહાભારત્ત કલાના ઉત્તમ નમુનાઓ તરીકે સર્વત્ર સ્વીકારાય છે અને હિંદુસ્તાનમાં ઘેરઘેર વંચાય છે. તેથીજ પ્રાચીન ગ્રીસમાં હોમરનાં સરળ કાવ્યો સાંભળવા હજારો માણસો ટોળે મળતાં હતાં, અને તેથીજ રશિયામાં બાઇબલની ગાથાઓ ઉપર સામાન્ય વર્ગનો અવર્ણનીય પ્રેમ જોવામાં આવે છે.

**સંસારના કૅનવાસ ઉપરજ કલા ચિતરવી જોઇએ.**

જેમ કલાને કુદરતથી વિખુટી પાડવી ન જોઇએ તેમ વર્તમાન કાળમાં સુખદુઃખોથી પણ તેને અલગ રાખવી ન જોઇએ. કલા કૃત્રિમ હોવી ન જોઇએ એટલે એમ સમજવાનું નથી કે જીવનની હમેશની મુસ્કેલીઓ, લડતો, આશાઓ, અને નિરાશાઓ સાથે કલાને કશું લેવાદેવા નથી. નહિં, કલા નિર્જન જંગલમાં અથવા તો કલાકારના ખાસ "સ્ટુડિઓ"માં પાકતી નથી; કલા સંસારની ભરતી-ઓટમાંથીજ ઉત્પન્ન થવી જોઇએ; સંસારના કૅનવાસ ઉપરજ કલા ચિતરાવી જોઇએ; સંસારસાગરજ કલાની ખરી પશ્ચાદ્ભૂમિ હોઇ શકે; જીવન એજ મોટામાં મોટી કુદરત છે, અને એમાંજ કલાનાં સર્વ સાહિત્યો-રંગ, પિંછી અને કેનવાસનો સંપૂર્ણ સમાવેશ થાય છે. એટલુંજ નહિ પણ જે કલા તમારા જીવનની હમેશની હારજીતનો મર્મ સમજાવી ન શકે અને તમારા હૃદયના ન્હાનામોટા ભાવો સમજી ન શકે તે કલા કલાના નામને કલંકિત કરનારી છે. સરોવરો અને પર્વતો, ખેતરો અને ખીણો, આકાશ અને સમુદ્ર, ચંદ્ર અને સૂર્ય, આ કુદરતનો મહિમાજ કલાનો વિષય હોઇ શકે એમ કેટલાક લોકોની વિચિત્ર માન્યતા છે. તેથી તેઓ ઘણીવાર નવા યુગની વીર્યવતી ભાવનાઓ અને કલ્પનાઓ સમજી શકતા નથી. જ્યારે આપણા દેશની કલા માટે નિરાશા જાહેર કરવામાં આવે છે ત્યારે તેઓ પોતાનો પુરાણો બચાવ રજુ કરે છે કે "શું કરીએ? આપણે નિર્બળ છીએ-કમતાકાત છીએ, આ મારામારીના જમાનામાં હવે આપણે કુદરતને ખોળે શી રીતે જઇ શકીએ? અને ખેડુતનું સાદું, સરળ જીવન શી રીતે પાછું લાવી શકીએ? અને તેમ ન થાય ત્યાં સુધી આદર્શ શી રીતે ઉપજાવી શકીએ?" આ "નિર્બળ" અને "કમતાકાત" ડાહ્યા વૃદ્ધો, એટલે કે વૃદ્ધ બુદ્ધિ ધરાવનારા નહિ કે ખાસ કરીને વયોવૃદ્ધ, એમ માને છે કે શરદ પૂર્ણિમાની રાત્રિએ કોઇ સરોવર તીરે કોઇ કામિનીનું મંજુ સંગીતજ કલાનો વિષય હોઇ શકે! ડહાપણનો અને અનુભવનો આડંબર કરનાર આ રસિકોને મારે નમ્રતા પૂર્વક કહેવું જોઇએ કે માત્ર મિષ્ટાન્ન આરોગીને તથા પાનપટ્ટી ચ્હડાવીને પથારીમાં આળોટતા સુખી જીવડાઓજ કલા ઉત્પન્ન કરી શકે અને તેઓજ તેનો રસ લઇ શકે એમ માનવું એ મૂર્ખાઇની પરાકાષ્ઠા છે. ખરો કલાકાર જીવનની મોજશોખ કરતાં પણ જીવનની હાડમારીમાંથી * આરામ કરતાં પણ પ્રવૃત્તિમાંથી, વધારે સુંદર અને વધારે આદર્શરૂપ કલા ઉત્પન્ન કરી શકે છે. તેની

સૂક્ષ્મ છતાં વ્યાપક દષ્ટિ કારખાનાઓમાં, દુકાનોમાં, વ્યાપારમાં, મજૂરીમાં હાડમારી, ગદ્ધાવૈતરામાં, સર્વત્ર કલાનો વિષય શોધી કાઢે છે, અને તેનું ઉદાર, નિઃસ્વાર્થ, ભીનું જીગર સર્વત્ર કલાનો દિલાસો પહોંચાડે છે.

**લાગણીની તીવ્રતા ઉપર કલાનો આધાર.**

આર્થિક મારામારી આપણા કરતાં પશ્ચિમમાં હજારગણી વિશેષ છે તે છતાં ત્યાં કલાનો આદર્શ આપણા કરતાં ઉચ્ચતર છે, અને ઉતમ કલાની કૃતિએ અનેક ગણી વધારે છે. જેમ ત્યાં સ્થૂલ પ્રકૃતિનું સામ્રાજ્ય છે તેમ ત્યાં સૂક્ષ્મ, ઉન્નત ભાવનાઓ પણ અગ્રસ્થાને છે. કારણ કે એ પ્રજાઓનાં જીગર આપણી પેઠે ઉદાસીન, શુષ્ક રસહીન, લાગણી વિનાનાં થઇ ગયાં નથી. કદાચ ત્યાં હલકી વાસનાઓ આપણા કરતા બળવત્તર હશે તો ત્યાં ઉદાર લાગણીઓ પણ આપણા કરતા વધારે જોસવાળી, વધારે વિશાળ, વધારે ચેતનવત્તી અને વધારે વેગવતી જોવામાં આવે છે. કદાચ પશ્ચિમમાં રજસ્ વધારે હશે તો આપણે ત્યાં તમસ્ વધારે છે. એ તમસને સત્વ માની લેવાથીજ આપણી અને આપણી કલાની દુર્દશા થઇ છે. આપણે ત્યાં આસપાસ દુઃખની આગ લાગી છે અને વેગવતી લાગણીના જલની જરૂર છે ત્યારે આપણે પાણીની અને નીરોની માફક વ્યાકરણ, સારંગી, પુરાણ વસ્તુશાસ્ત્ર, અને "કમતાકાત" ના પાઠો નિરાંતે વગાડ્યા કરીએ છીએ, અને જેઓ આ દિશામાં વધારે ઉત્સાહ બતાવેછે તેઓને હાથ ઝાલીને નીચે બેસાડી દઇને સંબોધીએ છીએ, કે " ઉતાવળા ન થાઓ, ભાવનાઓ અને આદર્શોની વાતો છોડી દીઓ. અમે પુરાણીઓ અને સાક્ષરો જે રસ્તે ચાલીએ છીએ તે રસ્તે ચાલ્યા આવો. આપણે જે કાંઇ કર્યું છે તે ઘણું કર્યું છે ! રા. રા. અમુકભાઇએ રા. રા. તમુકભાઇએ કાંઇ જેવી તેવી સેવા કરી છે ? નવી કેળવણીએ તમને યુવકોને ઉદ્ધત બનાવ્યા છે. નવો યુગ ટીકાત્મક અને ચર્ચાત્મક થઇ પડ્યો છે. પરંતુ અમે કેવાં કેવાં પરાક્રમો ભુતકાળમાં કર્યાં છે તે તો તપાસો ! અમે ભૂતકાળમાં એટલું બધું કર્યું છે કે હવે વર્તમાનમાં કે ભવિષ્યમાં તમારે કે અમારે કાંઇ કરવાનું રહ્યુંજ નથી. તમારો ઉત્સાહ એ ચાલુ જમાનાના ખામી અને તાસીર છે. માટે ટીકા કરો માં, અમારી માફક સોડ તાણીને સુઇ રહો. છતાં બોલશો તો સાંભળશું, પણ કરશું તો અમારૂંજ ધાર્યું જ. " આ પ્રકારનાં લાંબા ભાષણો ઠેક ઠેકાણે સોંઘું મુરબ્બીવટ ધારણ કરનારાઓ આપી રહ્યા છે, અને પોતાનાં જેવાં બીજાઓને પણ ઠંડા માટલાં બનાવવાને પોતાની લેખિની અને પોતાના મુખનો દુરૂપયોગ કરી રહ્યા છે. છતાં લોકો જીવનના આનંદોની તીવ્રતા અથવા દુઃખોની તીક્ષ્ણતા અનુભવી શકતા નથી. ત્યાં કલા નિર્જીવ, રસહીન અને નિર્માલ્ય રહે તેમાં આશ્ચર્ય શું?

**ગુર્જર સાહિત્યકલાની સ્થિતિ.**

આપણી " ગરવી " ગુર્જર ગિરામાં બહાર પડેલાં પુસ્તકો તપાસો. તેમાં કેટલા લેખકોએ હૃદયના ઉંડાણમાંથી લખ્યું છે તે અવલોકો. કેટલાં લખાણો સાર્થક છે અને કેટલાં નિરર્થક છે તેનું પૃથક્કરણ કરો. મારી ખાત્રી છે કે તેમાં નિરાશા સિવાય બીજો અનુભવ નહિ થાય. બહુ જીજ અપવાદો બાદ કરીએ તેવી લાગણીનું જોસભેર વ્હેન કોઇ પણ કૃતિમાં વહેતું નથી. જે લેખકો હમેશના સાદા જીવનના અસંખ્ય બનાવોમાંથી કલાનો

એક પણ વિષય શોધી શકતા નથી તેઓ શું તમને તેમના અનુભવની બહારની સૃષ્ટિમાંથી આદર્શ કલા ઉત્પન્ન કરી આપશે ? જેઓને કલાના વિષય માટે ગિરિકંદ્રાઓ અપ્સરાઓ અને સ્વર્ગની શોધમાં જવું પડે છે તેઓ શું તમારાં કારખાનાઓનાં દ્વાર ચીરી કલાની સામગ્રી અંદર પહોંચાડી શકશે ? ગુજરાતના શાણા વૃદ્ધ જેવા દેખાતા ગૃહસ્થોને માટે મને સંપૂર્ણ આદર છે. હું પણ આશાવાદમાં થોડા હિસ્સાનો દાવો ધરાવું છું. પરંતુ મારો આશાવાદ ભવિષ્યને ઉદ્દેશીને છે, ત્યારે કેટલાક ગંભીર મુખાકૃતિવાળા અને વૃદ્ધ બુદ્ધિવાળા વિદ્વાનોને આશાવાદ ભૂતકાળને ઉદ્દેશીને છે. હું ભવિષ્ય ઉજળું કલ્પી શકું છું, તેઓ ભૂતકાળ ઉપર આફરીન છે. અને વર્તમાન નિરાશાજનક લાગે છે તેથી ગુજરાતે ભવિષ્ય માટે કમર કસવાની જરૂર છે એમ કહું છું. ત્યારે અમારા બાળવર્ગને શિખામણ આપનાર વડીલ મહેતાજીઓ વર્તમાનના યુવકો સિવાય એટલે કે યુવાન ભેજાં ધરાવનારા સિવાય સર્વ સારાં વાનાં છે એમ ખાત્રી આપે છે, અને તેથી આપણા જૂના અથવા જીર્ણ યોદ્ધાઓનાં ગુણગાન ગાવાં ઉપરાંત ભવિષ્યમાં બીજું કશું કર્તવ્ય રહ્યું નથી એમ સીધું તેમજ પરોક્ષ સૂચન કરે છે. કમનસીબે આ શિક્ષાગુરૂઓના વિચારો બ્રહ્માક્ષરની માફક ગુજરાતમાં પૂજાય છે. તેથી નમ્ર ભૂમિકાના નમ્ર માણસોના નમ્ર વિચારો ઉતાવળિયા, ડહાપણ વિનાના અને અનુભવહીન ગણાય છે.

**કલાનું પ્રભાવસ્થાન**

આટલા વિષયાંતર થવાનો મુદ્દો એટલોજ હતો કે આપણે ત્યાં ઉચ્ચ ઉદાર લાગણીઓનો દુષ્કાળ છે. આપણું વાતાવરણજ એવું છે કે એવી લાગણીઓ જ્યાં હોય ત્યાં પણ કરમાઇ જાય તેટલા માટે ઉચ્ચ કલા ખીલવવી હોય એટલે કે દેશમાં ઉચ્ચ લાગણીઓનો પ્રવાહ નિરંતર વહેવરાવવો હોય તો એ પ્રવાહના માર્ગમાં આવનારાં સર્વ વિઘ્નો દૂર થવાં જોઇએ. કલાના ક્ષેત્રમાં પૂરતી સ્વતંત્રતા વિના કલાનો વિકાસ થઇ શકવો અશક્ય છે. અને ભૂતકાળના કલાકારોની વધારે પડતી પૂજા તે એક મોટામાં મોટું બંધન છે. કલાકારના અંતઃક્ષોભ વિના કલાની અસર શૂન્ય સમજવાની છે. અને અંતઃક્ષોભ જીવનના યથાર્થ અનુભવ વડેજ ઉત્પન્ન થશે. કૃત્રિમ કલ્પનાઓથી અને બીજાઓના અનુકરણથી ક્ષણિની ક્ષોભ થઇ શકશે, પરંતુ અંતઃક્ષોભનો આધાર તો જીવનની સ્વાભાવિકતા, યથાર્થતા અને સત્યતા ઉપરજ રહેલો છે. આ, સ્વાભાવિકતા, યથાર્થતા અને સત્યતા મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે ' કવિહૃદય ', ' દિવ્યભૂમિ ' કે ' અમરનગરી ' કરતાં આપણાં ઝુંપડાંઓમાં, વિદ્યાલયોમાં કારખાનાંઓમાં અને રણભૂમિ ઉપર વધારે પથરાયેલી છે, અને ત્યાંજ કલાનું પ્રભવસ્થાન છે.

**શાસ્ત્ર અને કલા.**

કારણ કે જે લાગણીથી કલાકારનું હૃદય ભીનું થયું ન હોય તે લાગણીથી બીજાઓનાં દિલને ભીનાં કરવાની શક્તિ તેનામાં સંભવેજ શી રીતે ? જીંદગીમાં કુદરતની લીલા રસપૂર્વક નિરખીજ ન હોય અને કુદરતના સાચાં ખોટા વર્ણનો આપવાં એ અતિ હસનીય ધૃષ્ટતા છે. દંપતી પ્રેમનો અનુભવ તો શું પરંતુ તેની યથાર્થ કલ્પના પણ કરવાની એક પણ તક ન મળી

હોય છતાં તેના ઉપર ટીકાઓ લખવાં તે અતિ પ્રગલ્ભ મૂર્ખતા છે. સ્વદેશાભિમાન કે લોકસેવાનાં સ્વપ્ન પણ ન આવ્યાં હોય તોપણ તેના ઉપર ભાષણો અને કાવ્યોના ડુંગરો રચવા તે જગતના કચરામાં ઉમેરો કરવા અર્થેજ સંભવી શકે. કદાચ આ પ્રકારની કૃતિઓ શાસ્ત્ર હોઈ શકે, પણ તેને કલા કહેવી તે કલા શબ્દનો માફ ન કરી શકાય તેવો દુરુપયોગ છે. શાસ્ત્ર કોઈ રીતે કલાથી ઉતરતું છે એમ કહેવાનો આશય નથી. પરંતુ શાસ્ત્ર તથા કલાની વચ્ચે જે ભિન્નતા છે તે નહિ સમજવાથી ઉભય ક્ષેત્રમાં નિષ્ફળતા મળવાનો સંભવ છે. અમુક સમયે અમુક સમાજમાં જે જ્ઞાન અને સત્યો સૌથી ઉપયોગી હોય તે લોકોની બુદ્ધિમાં ઉતારવાના પ્રયત્નો તે શાસ્ત્રનું ક્ષેત્ર છે; ત્યારે તે જ્ઞાન અને સત્યો જનસમૂહની બુદ્ધિથી ગ્રાહ્ય કરાવવાને બદલે તેઓની લાગણીથી ગ્રાહ્ય કરાવવાના પ્રયત્નો કલાના ક્ષેત્રમાં સમાવેશ પામે છે. કલા અને શાસ્ત્ર વચ્ચેના આ ભેદ ઉપરથી સમજી શકાશે કે આજકાલના આપણાં કાવ્યો, નાટકો, નવલકથાઓ, આદિમાં જે શબ્દજાળ, જે ભૂલભુલામણી, જે ગુંચો, અને જે દલીલ પરંપરા જોવામાં આવે છે તે કલા કરતાં શાસ્ત્રને લગતી વિશેષ છે, અને તેથીજ આપણી કલા તેટલે દરજ્જે કલાના નામને લાયક નથી, જો કે તેથી તેમાં શાસ્ત્રની ખરી ઝીણવટ અને સંગીનતા આવે છે એમ પણ કહી શકાશે નહિ. શાસ્ત્ર રચવામાં બુદ્ધિની ચપલતા, અભ્યાસ અને જ્ઞાનનો ભંડોળ આવશ્યક છે. ચોક્કસ કરેલા અમુક નિયમો અને સાબીત થયેલાં સિદ્ધાંતો ઉપરજ શાસ્ત્ર અવલંબે છે. સમજવાની શક્તિ અમુક જ્ઞાન, અમુક માનસિક તૈયારી, અમુક બુદ્ધિના વિકાસ ઉપર આધાર રાખે છે. ત્યારે કલાથી ઘાયલ કરવાની તેમજ થવાની શક્તિનો આધાર મનુષ્યની બુદ્ધિ કે પંડિતાઈ ઉપર નથી. પરંતુ તેના હૃદયવિકાસ ઉપર છે, ગમે તેવો અભણ માણસ પણ, જો કૃત્રિમ જીવનથી તેની રસવૃત્તિ અને લાગણી કૃત્રિમ અને જડ બની ગઈ ન હોય તો, કલાનું આસ્વાદન કરી શકે છે, સૌંદર્ય તથા પવિત્રતાના આદર્શો સમજવાને તથા હલકી અને ઉચ્ચ કલાના ભેદો પારખવાને પંડિતાઈ કરતાં હૃદયની વિપુલતા વિશેષ આવશ્યક છે તેથીજ આપણા કહેવાતા કલાકારોની કૃતિઓ તેઓનાં મિત્રમંડળમાં અથવા તેઓના જેવા મતવાદીઓમાં પ્રશંસાને પાત્ર થાય તે ઉપરથી તેઓની કલાનું માપ કરવું ને અર્થરહિત છે. કારણ કે આ પરસ્પર પ્રશંસકોમાં હૃદયની વિપુલતા કરતાં પંડિતાઈ વિશેષ દૃષ્ટિગોચર થાય છે અને પંડિતાઈના માપથીજ તેઓ કલાની તુલના કરે છે. પરંતુ આદર્શ કલા કોને કહેવી? જેની માત્ર "ચૂંટી કાઢેલા" મંડળમાં વાહવાહ બોલાય તેને કે જે મનુષ્ય મનુષ્યને, દેશ દેશને અને યુગયુગને સામાન્ય લાગણીની સોનેરી સાંકળથી જોડી શકે તેને? આટલી વ્યાપક અને ઊંડી અસર કરવી એજ કલાનો હેતુ અને આદર્શ છે. જે લાગણીઓથી લોકોમાં બંધુભાવ વૃદ્ધિગત થાય, જે લાગણીઓથી લોકોમાં સત્ય, ન્યાય અને સૌંદર્ય માટે પ્રેમ ઉત્પન્ન થાય; જે લાગણીઓથી સાત્ત્વિક અને પવિત્ર જીવન ગાળવાને લોકો દોરાય. અને છતાં જે લાગણીઓ સર્વ કોઈ ઝીલી શકે, તે લાગણીઓનો પ્રવાહ ઉત્પન્ન કરવો અને જેમ બને તેમ વિશાળ ક્ષેત્રમાં પ્રવાહ પ્રસરાવવો એમાં કલાની કાર્યસિદ્ધિ અને કૃતકૃત્યતા છે

**દેશ, કાલ, અને આત્માની જરૂરિયતને કલાએ અનુસરવું જોઇએ.**

આ ઇષ્ટ લાગણીઓ પોતાના દેશને અને કાલને અનુસરીને તેમજ જેઓમાં તે ઉતારવાની હોય તેઓની ગ્રહણશક્તિનો વિચાર કરીને કલાકારે પોતાની કલામાં યોજવાની છે. દેશ અને કાળનું આ તત્ત્વ કોઇ પણ કલાકાર પોતાની કળામાંથી તદ્દન છૂટું કરી શકશે નહિ. તેનામાં ગમે તેટલી તર્કશક્તિ, ગમે તેટલી અપૂર્વતા, અને ગમે તેટલી નવીનતા હશે, તો પણ ઇચ્છાએ કે અનિચ્છાએ જે હવા તે સેતો હોય જે લોકોનાં સુખદુઃખમાં તેનો ભાગ હોય, જે ભૂમિમાં તેની મમતા હોય, જે રીત-ભાત તેના જીવનમાં વણાઇ ગઇ હોય, જે ભાવનાઓ તેના આત્મા સાથે ઓતપ્રોત થઇ ગઇ હોય, ટૂંકામાં જે વાતાવરણમાં તેનું આખું જીવન વ્યતીત થયું હોય, તે સર્વ પાસે તેને નમ્યા વિના છૂટકોજ નથી, રે! તેની અસરને આધીન થયા વિના તે એક પણ ડગલું આગળ જઇ શકશે નહિ. આ કુદરતી બળથીજ કલાકારની છિણી કે પિંછી કે લેખિની સુંદરમાં સુંદર અને સર્વમાન્ય કલા ઉપજાવી શકશે, કારણ કે જે વસ્તુ કલાકારના અનેક વર્ષના અનુભવ ભંડારમાંથી આપોઆપ ન નીકળે તે અસ્વાભાવિક, નિર્બળ, અગ્રાહ્ય અથવા નિરર્થકજ નીવડવાની. આત્માની જરૂરિયતને લીધે અને હૃદય લાગણીને લીધે જે કલા ઉદ્ભવે તેજ કલા છે, બીજી સર્વ કૃતિઓ નિષ્ફળતા છે. રવીંદ્રનાથ ટાગોર જગપ્રસિદ્ધ થાય અને ગુજરાતના કહેવાતા કવિઓને તેઓનાં વતનનાં માણસો પણ ન ઓળખે તેનો અર્થ શો? આશ્વાસનની ખાતર તેનો અર્થ ગમે તે કરવામાં આવે, પરંતુ વસ્તુતઃ રવિંદ્રનાથની કલામાં તેનો આત્મા બોલે છે. ત્યારે આપણી કલામાં આપણું લેખિની—યંત્ર બોલે છે. કવિતા લખવી, નાટક લખવું, નવલકથા લખવી, તેને આપણે સોંઘામાં સોંઘી અને સરળમાં સરળ વસ્તુ લેખીએ છિએ. તેજ કહી બતાવે છે કે આપણે ત્યાં સાહિત્ય કલાનો આદર્શ કેટલો હલકો છે. હૃદયના સંસ્કાર વિના વીર્યવતી ભાવનાઓ અને કલ્પનાઓ હૈયામાં કદિ પણ ઉભરાવા વિના, જે કેળવણીથી, જે અનુભવથી, જે અધ્યયનથી, જે પ્રયત્નથી અને અવલોકનથી આત્મા સંસ્કારી અને અને હૃદય ઉચ્ચ લાગણીઓથી છંટાઇ જાય, તે કેળવણી, તે અનુભવ, તે અધ્યયન, તે પ્રયત્ન કે તે અવલોકન સાથે જીવનનો યત્કિંચિત્ સંબંધ રાખ્યા વિના, આપણે સર્વ કવિ, નાટકકાર, નવલકથાકાર અને કલાકાર થવાનો અભિલાષ રાખી બેઠા છીએ! અને જ્યારે લેખકોની કૃતિઓ, ઉપહાસને આધીન થવા માંડે છે ત્યારે કહેવામાં આવે છે કે અમારી કલા અતિ ઉચ્ચ કલા છે, તેથી સામાન્ય લોકો સમજી શકતા નથી. પરંતુ ઉત્તમ કલા લોકોનો મોટો ભાગ સમજી ન શકે તે ઉત્તમ ભોજન લોકોનો મોટો ભાગ જમી ન શકે એના જેવીજ દલીલ છે. સડેલો ખોરાક અથવા અતિશય તામસિક કે રાજસિક ખોરાક કેટલીકવાર જેઓની રસવૃત્તિ બગડેલી હોય છે તેઓનેજ પસંદ આવે છે, અને બીજાઓને પસંદ નથી આવતો તે બરાબર છે. પરંતુ, સ્વાદિષ્ટ, સાત્ત્વિક, ઉત્તમ ખોરાક માંદાં માણસ સિવાય સર્વને શા માટે પસંદ ન આવે? તેવીજ રીતે હલકા ભાવની અથવા અસ્વાભાવિકતાથી ભરેલી કલા કદાચ થોડાં બગડેલી રુચિવાળાં મનુષ્યોને ગમે અને મોટા ભાગને ન ગમે તે યથાર્થ છે, પરંતુ ઉત્તમ ભાવથી ભરપૂર, સ્વાભાવિક, આદર્શ કલાથી સર્વ મનુષ્યો કેમ ન રીઝે તે સમજી શકાતું નથી.

**કલા સમજાવવાના શિક્ષણવર્ગો ખોલી શકાતા નથી.**

તમારી કહેવાની કલા માત્ર ચુંટી કાઢેલા મુઠ્ઠીભર માણસોજ સમજી શકે છે તેનું કારણ શું ? સામાન્ય જનસમૂહના હૃદય ઉપર તમારી કલા શા માટે અસર કરી શકતી નથી ? જે અસર મિત્રમંડળ ઉપર કરી શકો છો તે બીજાઓ ઉપર કેમ થઇ ન શકે ? તેઓને તમારી કલા સમજવાને શા માટે તમે શીખવતા નથી ? પરંતુ હકીકત એ છે કે કલાની સમજ કાંઇ શીખવી શીખવાતી નથી. કલા સમજાવવાના શિક્ષણવર્ગો ખોલી શકાતા નથી. કારણ કે એ વાત અશક્ય છે, છતાં એમ કહેવામાં આવે છે કે "અમારી કલા સમજવા તમે ફરીફરીને અવલોકો, અવલોકો, અને અવલોકો. જ્યારે તમે ટેવાઇ જશો ત્યારે તમે પણ અમારી કલામાં રસ લઇ શકશો !" છેવટે આનો નિષ્કર્ષ એટલોજ કે તમારી કલાને ટેવાયા વિના તમે અસર કરી શકો તેમ નથી. પરંતુ ટેવથી તો ગમે તેવી અધમ વસ્તુને ચાહતાં શીખો શકાય છે. તામસિક ખોરાક, દારૂ, તમાકુ, અફીણ, આદિ સર્વ વસ્તુ અભ્યાસથી સ્વાદપૂર્વક લઈ શકાય છે; તેથી શું આ સર્વ વસ્તુની ઉત્તમતા સિદ્ધ થાય છે ખરી ? હકીકત એ છે કે કલાના ઉત્તમપણાને લીધે સામાન્ય જનસમૂહમાં તે આદરને પાત્ર નથી થતી એમ નથી, પરંતુ કલામાં કલાત્વની ખામીને લીધેજ તે લોકપ્રિય થઇ શકતી નથી.

**શું લોકપ્રિય કલા ઉત્તમ હોવીજ જોઇએ ?**

પરંતુ ઉત્તમ કલા લોકપ્રિય હોવીજ જોઇએ એ ઉપરથી એમ ફલિત થતું નથી કે, જે જે કલા અમુક વર્ગમાં લોકપ્રિય હોય તે તે ઉત્તમ હોવીજ જોઇએ. અલબત્ત, જો લોકોની અભિરૂચિ અધમ બનાવવાનાં સાધનો યોજાયાં ન હત, અને અધમ રસવૃત્તિવાળાં મનુષ્યો ન હત તો આ નિયમ સત્ય ઠરત. પરંતુ દુર્ભાગ્યે આપણી મધ્યમાં એવાં અનેક સાધનો હયાતી ધરાવે છે અને તેથી અનેક લોકોની રૂચિ હલકી થવા પામી છે. તેટલા માટે સંસ્કારરહિત લેખકો કે કલાકારોની અધમ કૃતિઓ તેઓમાં આદરને પાત્ર થાય તે ઉપરથી ને ઉત્તમ કલાના નમુના તરીકે લેખી નહિ શકાય. દૃષ્ટાંત તરીકે, આપણી રંગભૂમિ લીઓ. આજકાલ જે સંખ્યાબંધ નાટકો ભજવાય છે તેમાંનાં કેટલાં ઉત્તમ કલાના નમુના તરીકે ગણી શકાશે ? છતાં એવા અનેક મૂર્ખ, રસહીન પ્રેક્ષકો છે કે જેઓ આદતને લીધે કલાના નામને લજાવનારી આ કલામાં રસ લઇ શકે છે. વિશેષ અફસોસની વાત તો એ છે કે જ્યારે આ કલાની ખામીઓ બતાવવાનો કોઇ પ્રયત્ન કરે છે ત્યારે ખામીઓ સુધારવાને બદલે ઉત્તર આપવામાં આવે છે કે "લોકોને પસંદ ન હોય તો અમારૂં ગાડું ચાલેજ નહિ." પરંતુ આ ઉત્તર આપનારાઓ ભૂલી જાય છે કે લોકોની અભિરૂચી બગડેલી છે તેથીજ તેઓ આવી અધમ કલાને ઉત્તેજન આપે છે. વળી, એટલું પણ સ્મરણ રાખવાનું છે કે જ્યાં સર્વત્ર ઉતરતા પ્રકારની કૃતિઓ હોય ત્યાં પછી કંઇક આરામ, આનંદ, અગર વૈવિધ્યની ખાતર કોઇક ઠેકાણે તો ગયા વિના ચાલતુંજ નથી, તેથી એ આરામ આનંદ કે વૈવિધ્યની સામગ્રી પૂરી પાડનારે મલકાવાનું નથી, કે લોકો તેની કલા ઉપર ખુશ ખુશ થઇ ગયા છે. સારી કલાની ખામીને લીધેજ આ તમાશાઓ જોવાને લોકો ટોળે મળે છે. જો કોઇ ઉત્તમ કલાકારની કૃતિ બહાર પડે છે તો ગમે તેવા અભણ અને સામાન્ય લોકો તુરતજ આકર્ષાય છે.

આદતને લીધે લોકોની રુચિ ગમે તેટલી વિકૃત થઇ ગઇ હશે તોપણ કલાનો ખરો ઝાંકાર લોકોનું ધ્યાન ખેંચ્યા વિના રહેશે નહિ. પરંતુ આશ્ચર્યની વાત તો એ છે કે એવા અનેક લોકો છે કે જેઓ એમજ માની બેઠા છે કે આ બનાવ અશક્યજ છે.

**સામાન્ય લેખકો પ્રસિદ્ધિને કેમ પામે છે?**

નિકૃષ્ટ કલા ઉત્પન્ન કરવી તે બહુ મુશ્કેલ નહિ હોવાથી પાંચદશ નવલકથાઓ નાટકો કે કાવ્યો હરકોઇ માણસ ધારે તો સહેલાઇથી ઘમડી શકે છે. અને આજકાલ યોગ્યતા અને આવડત કરતાં કદ અને સંખ્યા કલાનાં સર્ટિફીકેટ હોવાથી લેખકો, સાક્ષર શ્રીયુત, કવિશ્રી, વિદ્વદ્વર, સાહિત્યશિરોમણી, આદિ વિશેષણોથી સત્વર પ્રસિદ્ધિને પામે છે. દાખલા તરીકે, કવિતા લખનાર થોડા નિયમો ધ્યાનમાં રાખે ને ઝુકાવે તો પછી તેનામાં સંસ્કાર, બુદ્ધિ કે હૃદયની વિપુલતા અથવા કવિત્વની ગંધ પણ નહિ હોય તોપણ થોડાં જોડકણાંએ તૈયાર કરવામાં તેને વાંધો નહિ આવે. એ નિયમો શાં છે તે આપણી કવિતાઓનું અવલોકન કરવાથી આપોઆપ જણાશે. એજ પ્રમાણે નવલકથા લખનાર થોડા નિયમો યાદ રાખે તો બસ છેઃ—સૂર્ય, ચંદ્ર, સંધ્યા, જંગલ, નદી કે સમુદ્રનાં સાચાંખોટાં વર્ણનથી દરેક પ્રકરણ શરૂ થાય તો તે ઉત્તમ કહેવાય. જિજ્ઞાસારસ અને વસ્તુ સંકલનામાં મદદ જોઇતી હોય તો ઠેકઠેકાણે દેવોને ઉભા કરવા અથવા મોટા અકસ્માતો ગોઠવવા, અથવા તો નાયક રંકનો રાજા અને રાજાનો રંક થઇ જાય એવો માર્ગ કાઢવો. પાત્રોના સ્વાભાવિક વિકાસની જરૂર રહેતી નથી. મનુષ્યસ્વભાવનો ખુલ્લો વિપર્યાસ દેખાય તો વાંધો નથી. પરંતુ છેવટે બધાં પાત્રોનો શંભુમેળો ગમે તેમ કરી ભેળો કરવો, અને " ધર્મનો જય, પાપનો ક્ષય " એ નીતિસૂત્ર તાણીતૂશીને પણ બહાર લઇ આવવું, અને છેવટે બહાર નજ આવે તો એ સૂત્ર સમાપ્તિમાં લખીને વિરામવું.

નાટકોમાં પણ બહુ વિશેષ તકલીફ લેવાનું કારણ નથી. સૂત્રધાર અને નટીનો તો કોઇ નાટકકારથી કૉપીરાઇટ લઇ શકાય તેમ નથી. એટલે દરેક નાટકની શરૂઆત આ પાત્રોથી સહેલાઇથી થઇ શકે. વિવિધતા ખાતર કદાચ એકને બદલે બે, ત્રણ, ચાર નટીઓ ગોઠવી શકાય, અને હવે એક કરતાં વધારે સૂત્રધારો ગોઠવવામાં આવે તો ઓર રંગ જામે. નવલકથા કરતાં નાટક કેટલેક અંશે મુશ્કેલ છે તેમ સરળ પણ છે. દાખલા તરીકે, જ્યાં કંઇક અર્થવાળો સંવાદ કે ભાષણ લખાવી ન શકાય ત્યાં ગાયન ટાંકી દેવું એટલે પીડા પતી. ગાયનોમાં માથાકૂટ કરવાનું પ્રયોજન નથી. જે વાત ગદ્યમાં કહેવી હોય તે બહુ સંક્ષેપમાં પદ્યના આકારમાં કહી દેવી એટલે વાક્યરચના ખોટી હશે તો ચાલશે. કોઇ વાક્યનો અર્થ નહિ નિકળે તો 'ધ્વનિ કાવ્ય' તરીકે ગણી શકાશે. એકજ શબ્દમાં જે કહેવાઇ જાય તેવું હશે તે બે ને એજ અર્થના દશ શબ્દોમાં ગોઠવી શકાશે. આ ઉપરાંત રસોનો ભાવ ચિતરાવાની લેખકની જવાબદારી છેજ નહિ. કારણ કે ધારો કે શૃંગારમાં ગમે તેટલું શુષ્ક અને અર્થ રહિત લખ્યું હોય તો પણ તે ભજવનારાં પાત્રો પોતાનાં નખરાંથી સંભારનો દેખાવ કરી બતાવશે. તેવીજ રીતે હાસ્યમાં બે ઘેલા અને મૂર્ખ માણસોનો સંવાદ ગમે ત્યાં ઘુસાડી દેવો, પછી પાત્રો પોતે હાસ્ય રસ ભજવે છે એમ પ્રેક્ષકોને બતાવી શકશે, હસવા જેવું નહિ હોય તો પણ પાત્રો કૂદશે,

નાચશે, પાઘડી ઉછાળશે, તોતડું બોલશે, એક બીજાને ખાસડાંનો માર મારશે. વિચિત્ર બરાડા પાડશે, બીભત્સ શબ્દોના ફાગ ઉડાડશે, ડચકારા કરશે, અથવા ટીલાંટપકાં કરી લાલ, ધોળું, કે કાળું મ્હોઢું રંગી, અથવા ફાટેલ તૂટેલ અને રંગબેરંગી વિચિત્ર કપડાંઓ પહેરી, પ્રેક્ષકોને હસાવવા પ્રયત્ન કરશે, અને છતાં ધારેલી અસર નહિ થાય તો છેવટે મ્હોંડેથી કહેશે કે આ હાસ્યરસ છે માટે હસો. તેજ પ્રમાણે વીરરસ લેખમાં આવવાની જરૂર નથી. એ તો મજબૂત ફેફસાંવાળાં અને કદાવર પાત્રો હશે તો આપોઆપ જણાઇ આવશે. મોટા અવાજથી વીરરસ નહિ હોય ત્યાં ઉત્પન્ન થશે, અને જ્યાં લેખકની કલમ કામ નહિ કરે ત્યાં દર પડદો ઉપડતાંજ મોટા ફટાકાના અવાજો, તેમજ કોઇ કોઇ વાર ભાલાઓ, બંદુકો, પટ્ટાબાજી, વિગેરે ધારેલું કામ કરી આપશે. રંગભૂમિ ઉપર દોડાદોડી અને મારામારી કરવી એ મુસ્કેલ નથી, અને આ બધી ધામધૂમ છતાં પ્રેક્ષકોને કદાચ વીરરસનો અનુભવ તો થશેજ, અને એમ થાય તોયે નાટકકારની એક જવાબદારી ઓછી થઇ સમજવી.

**સૌંદર્ય એ તમારા આત્માનો ગુણ છે.**

અહા ! કલાને અનુપયોગી સર્વઉપાધિઓ પાછળ આપણે ત્યાં અત્યંત શ્રમ લેવાય છે, પરંતુ જે વસ્તુ કલાનો ખરો આત્મા છે તે તરફ કોઇ દૃષ્ટિ સરખી પણ કરતું નથી ! જીવનની ઉચ્ચમાં ઉચ્ચ ભાવનાઓ હૃદયમાં ઉતારવી અને એ ભાવનાઓની અન્યના હૃદયમાં સંક્રાંતિ કરવી એ કલાની પ્રધાન પ્રવૃત્તિ સિવાય બીજી બધી બાબતોમાં આ પણા કહેવાતા કલાકારો મશગૂલ છે. આસપાસ જે સૌંદર્ય ઉભરાઇ રહ્યું છે તે તરફ કલાના ઉપાસકો તદ્દન બેદરકાર છે અને જે દિશામાં એ વસ્તુનો સંપૂર્ણ અભાવ છે તે દિશામાં વ્યર્થ ફાંફાં મારી રહ્યા છે. કુદરત અને કલા પરમાત્માની એકજ વિભૂતિ છે, અને તેથી જે કુદરતને ઓળખી શકે છે તે કલાને પણ પિછાણી શકે છે; જે કુદરતને અનુકૂળ થઇ શકે છે તેને કળા અનુકૂળ થાય છે; જે કુદરતનો આત્મા હાથ કરે છે તે કલાનો સ્વામી બને છે. કાસ્મીરમાં મુસાફરી કરો કે આલ્પ્સ પર્વત ઓળંગો, સ્વિટઝર્લાંડનાં સરોવરોમાં સફર કરો કે સ્કૉટલૅંડનું સૃષ્ટિસૌંદર્ય નિહાળો, સંક્ષેપમાં દુનિઆના કોઇ પણ સુંદરમાં સુંદર સ્થાનમાં વિહરો, પરંતુ જો તમે સૌંદર્યને તમારી સાથે લઇને ફરતા નહિ હો તો કયાંય પણ સૌંદર્ય જોઇ શકવાના નથી. સૌંદર્ય એ તમારા આત્માનો ગુણ છે, નહિ કે બાહ્ય પ્રકૃતિનો. સૌંદર્ય મનુષ્ય હૃદયના ઉંડાણમાં રહેલી સૂક્ષ્મમાં સૂક્ષ્મ શકિત છે. જ્યાં એ શકિતનો અભાવ હશે ત્યાં બહારની ઉપાધિઓની મદદ હશે તો પણ તેથી કલા ચેતનવતી થઇ શકશે નહિ. પત્થર ઉપર, કૅનવાસ ઉપર, કાગળ ઉપર, કે સિતાર ઉપર સૌંદર્યને નચાવવું તે નચાવનારનું અંતર સૌંદર્યની લાગણીથી આંદોલિત થયા વિના થવું અશક્ય છે. જ્યાં સુધી તમે તમારી કલા માટે અંતરનાં અમોલ ભાવોનો ખર્ચ કરો નહિ ત્યાં સુધી તમારી કલા તમારા શ્રમનો હજારમો ભાગ પણ બદલો લાવવાની નથી. જ્યાં સુધી તમે તમારી કલાને તમારી લાગણીઓથી ઘાયલ કરો નહિ ત્યાં સુધી તમારી કલા બીજાઓને ઘાયલ કરી શકવાની નથી. જ્યાં સુધી તમે તમારી ભીની લાગણીઓ તમારી કલામાં ઉતારો નહિ ત્યાં સુધી તમારી કલા બીજાઓના હૃદયોને શી રીતે ભીનાં બનાવી શકવાની હતી ? જ્યાં સુધી તમારા જીવનના ઉચ્ચ આદર્શો, તમારા હૃદયની ઉદાર ભાવનાઓ, અને તમારા અંતરની દિવ્ય આશાઓથી તમારી કલાને જીવંત કરી શકો

નહિ ત્યાં સુધી તમારી કલા બીજાઓનાં જીવનને ઉન્નત અને આદર્શરૂપ શી રીતે કરી શકવાની હતી ?

**કલા શું નથી અને શું છે ?**

કલાનો આદર્શ સમજવો હોય તો આસપાસની ઉપાધિઓ ઘડીભર ભૂલી જાઓ, કલા સંબંધી શાસ્ત્રીય મારામારીને વિસારી મૂકો, કલાના બાહ્ય ખોળિયાને વળગી ન રહો, પરંતુ તેના આત્માને ઓળખો. ભાવલાંઓ, ચિત્રો, દેવળો, મહાલયો, નાટકો, નવલકથાઓ, કવિતાઓ, આદિના ગીચ જંગલમાં ભૂલાં પડવું ન હોય તો સર્વ તરફ દોરી જતો, સીધો, સરળ, શાહ રસ્તો પકડી લીઓ. આ શાહ રસ્તો તે હૃદય છે. અને એજ આ જંગલની ભૂલભૂલામણીમાંથી તમને બચાવશે. અંગ્રેજીમાં એક કહેવત છે કે "There is no royal road to learning" ( જ્ઞાનને માટે કોઇ શાહ રસ્તો નિર્મિત થયો નથી) આ સિદ્ધાંત કદાચ જ્ઞાનના વિષયને લાગુ પડતો હશે, પરંતુ કલાના વિષયમાં શાહ રસ્તો છે એટલુંજ નહિ પણ તે એકજ રસ્તો છે. યાદ રાખો કે કલા વાંકાચૂકા માર્ગથી હાથ થઇ શકતી નથી કલાને અને વિવેચનને બનતું નથી; કલા અને પૃથક્કરણ વચ્ચે વેર છે; કલાને દલીલની લેવાદેવા નથી. કલાના અને પંથ, જાતિ કે વિગ્રહના અંક મળતા નથી; કલા એ મોજશોખ નથી; કલા એ કોઇનો ઇજારો નથી; કલા એ નવરાંઓને અથવા શ્રીમંતોને વખત ગાળવાનું સાધન નથી; કલા એ માનસિક અજીર્ણ નથી; કલા એ દીવાનાપણું નથી; કલા એ કુદરતની દુશ્મન નથી; કલા એ પ્રકૃતિનો નમુનો નથી. પરંતુ કલા એ જીંદગીનો નમુનો છે; શુદ્ધ, સાત્ત્વિક, સરળ જીવનનું ચેતનવંત પ્રતિબિંબ છે; જીવાત્મા સાથે જીવાત્માનો મીઠો હૃદયાલાપ છે; ઉછળતાં હૃદયોનું અનેરૂં આલિંગન છે; ચાર આંખોનું મધુરૂં મીલન છે; સુખદુઃખ, આશાનિરાશા ભરતીઓટનું અર્થપૂર્ણ પુરાણ છે; વિવેચનનો અંત લાવનાર સિદ્ધાંત છે; પૃથક્કરણનું એકીકરણ કરનાર જાદુ છે; દલીલોનો સરવાળો કરનાર ચુકાદો છે; પંથો, જાતિઓ અને વિગ્રહોની સંધિ કરાવી આપનાર પારસમણિ છે; કલા એ જીંદગીની અનિવાર્ય જરૂરિયત છે; કલા જે પોતાની કરે તેની છે; કલા એ સમયની પશ્ચાદ્‌ભૂમિ છે, સમય કલાની નહિ; કલા એ માનસિક પાચનરસ છે; કલા એ મનુષ્યની બુદ્ધિનો એકજ પૂરાવો છે; કલા એ કુદરતની એકજ સાહેલી છે.

**કલાને માટે વસ્તુ**

કોઇપણ કલાકારે પોતાના કાર્યમાં વિજય મેળવવો હોય તો તેણે બીજાઓનું અનુકરણ કરવા પાછળ સમય અને શક્તિનો વ્યય કરવાની જરૂર નથી. કુદરત દરેક ક્ષણ સાદર્યથી, અપૂર્વતાથી, નવીનતાથી છલકાઇ જાય છે; તેમાંથી જે જેટલું ખેંચે તેટલું તેનું છે. એક વાર એક કલાકાર જે ખજાનો લઇ ગયો તે ખજાનો બીજા કલાકારને પાછો મળવો મુશ્કેલ છે. પરંતુ તેના કરતાં બીજા વધારે કિમતી ખજાનાઓ કુદરતના ગર્ભમાં અખૂટ છે. અને કલાકાર જો કલાનો આદર્શ સમજતો હશે તો તેમાંથી તે ઘણું પોતાનું કરી શકશે. હજારો માઇલના હિમાલયનું એક નહાનું શિખર હજારો કલાકારને નવનવીન સૌંદર્યની નવનવીન કલ્પનાઓ

પૂરી પાડવાને બસ છે. લાખો એકર ઉપર પથરાયેલાં ઝુંપડાંઓમાંની એક ન્હાની મઢૂલીમાંથી સેંકડો કલાકારોની કૃતિઓ ઉદ્‌ભવી શકે તેમ છે. સેંકડો માઇલ વહેતા ગંગાપ્રવાહમાંથી નીકળતું એક નહાનું ઝરણું અનેક કવિઓની લેખિની અને અનેક ચિત્રકારોની પિંછી કામે લગાડવાને પૂરતું છે. કલાકારની લાગણીઓ જાગૃત અને જીવંત હશે તો કલાને માટે વસ્તુની ખામી તેને કદિ પણ જણાશે નહિ. કલાકારના જીગરના જોસ પ્રમાણે તેની કલા ફતેહ પામશે. તેના હૃદયના ભાવ બતાવવાની તેને ખરેખર જરૂરિયત હશે તો તે પત્થરમાંથી પુષ્પની કોમળતા ઉત્પન્ન કરી શકશે અને પૃથ્વીને સ્વર્ગમાં ફેરવી શકશે.

**અદ્‌ભુતતા શામાં છે?**

જેમ વસ્તુની શોધમાં કલાકારે પોતાની આસપાસ ઉભરાતી કુદરતી અને માનુષિક લીલાની બહાર જવાની જરૂર નથી, તેમ પોતાની કલાની અદ્‌ભુતતા અર્થે તેણે આંખ આંજી નાંખે તેવો ઝળઝળાટ કલામાં મૂકવાની આવશ્યકતા નથી. તેના સરળ હૃદયની સરળતા એજ પરમ અદ્‌ભુતતા છે. પ્રકૃતિથી વિંટાયેલો આત્મા પોતાને પિછાણે એ જેટલું અનિવાર્ય છે તેટલું અદ્‌ભુત છે. અભાવનું દર્શન કરાવવા કરતાં ભાવની સ્મૃતિ કરાવવામાં અદ્‌ભુતતા વિશેષ છે. મનુષ્યને અમાનુષિક સૃષ્ટિમાં લઇ જવા કરતાં તેના મનુષ્યત્વનું ભાન કરાવવું એમાંજ અપૂર્વતા છે. આંખને આંજી નાંખવામાં કલાની સફલતા નથી, પરંતુ આંખને શાંત કરવામાં છે. સામાન્ય બુદ્ધિ અને સરલ હૃદય જેવી કોઇ પણ વસ્તુ વિરલ નથી. "તું" અને "હું" નું ભાન કરાવવામાં જેટલી વિશેષતા છે તેટલી વિશેષતા "તે"ની વાતો કરવામાં નથી. મનુષ્યના હૃદય ઉપર જેટલી પરિચિત વસ્તુઓ અસર કરી શકશે તેટલી અપરિચિત વસ્તુઓ અસર કરી નહિ શકે. તારૂં અને મ્હારૂં જેટલે દરજ્જે મનુષ્યની લાગણીઓ ઉશ્કેરી શકશે તેટલે દરજ્જે પારકાંનું ઉશ્કેરી નહિ શકે. વસ્તુતઃ મનુષ્યને જેટલો રસ સંસારમાં છે તેટલો સ્વર્ગમાં નથી; જેટલો રસ ખેતરમાં છે તેટલો પારીસના બુલ્વાર્ડમાં નથી; જેટલો રસ ઝુંપડામાં છે તેટલો વરસેલ્ઝના રાજ્યમ્હેલમાં નથી; જેટલો રસ મોતાના આંગણાના કૂવામાં છે તેટલો નાયગરાના ધોધમાં નથી; જેટલો રસ મજૂરનાં હમેશના વૈતરામાં છે તેટલો રાજાઓના દરબારોમાં નથી. જેટલો રસ ગૃહિણીમાં છે તેટલો ઇંદ્રની અપ્સરામાં નથી; જેટલો રસ જીંદગીની હમેશની ભરતીઓટમાં છે તેટલો મહાન્ અકસ્માતો કે દેવની જાદુગીરીમાં નથી; સંક્ષેપમાં જેટલો રસ જીવનના સાદા બનાવોમાં છે તેટલો અસાધારણ કલ્પનાઓમાં નથી, અને મનુષ્યના હૃદયમાં જે તરંગો હરહમેશ ઉછળી રહ્યાં છે તે તરંગોમાં પ્રવેશ કરવો, અને વિદ્વાન્ તેમજ અભણ, શ્રીમંત તેમજ ગરીબ, બાળક તેમજ વૃદ્ધ, તથા સ્ત્રી તેમજ પુરૂષને આનંદ અને આશાનો સંદેશો પહોંચાડવો, એ કલાનો હેતુ અને એ કલાનું કાર્ય છે. કુદરત અને મનુષ્યને સૌંદર્યમય, આનંદમય, ચેતનમય અને નવીનતામય બનાવવાં એ કલાનો આદર્શ છે.

**સૌંદર્ય અને ઉપયોગિતા**

સૌંદર્ય અને ઉપયોગિતા પણ કલાનો હેતુ અને આદર્શ છે. કારણ કે ઉપયોગિતા વિનાનું સૌંદર્ય મનુષ્યને અધોગતિની ખાઇમાં ફેંકનારૂં યંત્ર છે, અને સૌંદર્ય વિનાની ઉપયોગિતા મનુષ્યના આત્માને ચીમળાવી નાંખનારૂં ઔષધિ છે. જે કલા ઉપયોગી નથી તે વસ્તુતઃ સુંદર હોઇ શકેજ નહિ, અને જે કલા સુંદર નથી તે ઉપયોગી સંભવેજ નહિ. ઉપયોગિતા અને સૌંદર્ય વચ્ચે ભેદ ઉત્પન્ન કરવો તે જીવનને શુષ્ક

અને મૃત્યુને કવિતામય બનાવવા જેવું છે. આવા અર્થરહિત ભેદને લીધેજ કલાને ઉતારી પાડવામાં આવી છે. તેથીજ આપણા સંસારમાં, આપણા ગૃહોમાં, આપણી રીતભાતમાં, આપણા પહેરવેશમાં, આપણા ખાનગી તેમજ જાહેર જીવનમાં શુષ્કતા કઠોરતા તેમજ જડતા વ્યાપી રહી છે. તેથીજ આપણા સમસ્ત જીવનમાં એક પ્રકારનો પક્ષાઘાત ઉત્પન્ન થયો છે. અને થોડા સમય પહેલાં લખાયેલા મ્હારા પોતાના શબ્દમાંજ ફરીથી કહું તો "એ પક્ષાઘાતને લીધે મજૂરને મજૂરીમાં રસ રહ્યો નથી, કલાકારને કલામાં રસ નથી, વિદ્વાનોને વિદ્યામાં રસ નથી અને શહેરીપણામાં રસ નથી. એ પક્ષાઘાતને લીધે યંત્રો અને કલા વચ્ચે વિષમતા ઉત્પન્ન થઈ છે. ઉપયોગિતા સૌંદર્યથી છૂટી પડી છે, સૌંદર્યનો સ્વચ્છતાથી વિયોગ થયો છે, કુદરત અને ઔષધિ વચ્ચે વિરોધ થયો છે. અને તન, મન, ધન અને જીવનની એકતાનો લોપ થયો છે. એ પક્ષાઘાતને લીધેજ અર્થશાસ્ત્રનો નીતિશાસ્ત્ર સાથે સંબંધ ભૂલી જવાયો છે, વ્યક્તિ અને સમષ્ટિ ઉભયનાં સુખ તરફ ઉપેક્ષા થઇ છે, સુખ અને સુખનાં સાધનો વચ્ચે ગોટાળો થયો છે, અને જીવન કરતાં ઉપાર્જન પાછળ વધારે વલખાં મરાયાં છે" કલાકારો ભૂલી જાય છે કે કલા એ કુદરતનુંજ પ્રતિબિંબ છે અને કુદરતની અંદર સર્વસુંદર અને ઉપયોગી છે. જે કાંઇ સુંદર છે તે જીવંત, અર્થપૂર્ણ અને ઉપયોગી હોવાથીજ સુંદર છે. જે કાંઇ ઉપયોગી છે તે નિયમિત, તાલમય, મનોરંજક અને સુંદર હોવાથીજ ઉપયોગી છે. સૌંદર્ય કાયદાની સત્તાથી કે જાદુઇ લાકડીથી ઉદ્‌ભવતું નથી, પરંતુ જ્યાં જ્યાં વાસ્તવિક, યથાર્થ આદર્શ જીવન છે ત્યાં ત્યાં જીવનનાં અનિવાર્ય તત્ત્વ તરીકે આપોઆપ દ્રષ્ટિગોચર થાય છે. તેથી કલાનો આદર્શ હાથ કરવો હોય તો કૃત્રિમ, કલ્પનામય, જડ સ્વપ્નોમાં ભ્રમણ કરવાને બદલે સ્વાભાવિક, સત્ય ચૈતનમય જીવનનો આદર્શ હાથ કરો. સ્મરણમાં રાખો કે કુદરતની વિરૂદ્ધ થવા કરતાં કુદરતને અનુરૂપ થવામાંજ કલાનો વિજય છે. અને કુદરત તથા આદર્શ જીવન જૂદાં નથી, એ મહાન સત્ય અંતરમાં આરૂઢ હશે, તો આપોઆપ આદર્શ કલા ઉત્પન્ન થશે. કુદરતનાં અને જીવનનાં સત્યો સમજનાર કલાકાર જગતને અને કુદરતને સૌંદર્યમય તથા પવિત્ર બનાવી શકશે. જ્યાં જ્યાં તેના હૃદયનું લોહચુંબક સ્પર્શ કરશે ત્યાં ત્યાં સુંદરતા, પવિત્રતા અને ઉપયોગિતા પ્રકાશી નીકળશે. એ લોહચુંબક પાસે માત્ર નદી અને સમુદ્ર, ચંદ્ર અને સૂર્ય, પહાડો અને વનસ્પતિ. કોકિલા અને મયૂરી, કે માનસરોવર અને નંદનવનજ કલામય બની નહિ જાય, પરંતુ તે ઉપરાંત ખેતરો અને કારખાનાંઓ, રેલ્વે અને સ્ટીમરો, રણભૂમિ અને કેદખાનાંઓ, દુકાનો અને ઝુંપડાંઓ, સર્વ કલામય બની જશે. એ કલા માત્ર મુઠીભર વિદ્વાનો કે અંગત મિત્રોનેજ રીઝવશે નહિ, પરંતુ શહેરે શહેર અને ઘેરેઘેર આદર્શ કલા તરીકે ઓળખાશે, સ્વીકારાશે, પૂજાશે.



# ગુજરાતનું સ્થાપત્ય.



(લેખક—રા. ગજાનન વિશ્વનાથ પાઠક).
સ્થાપત્ય શિક્ષક, કલાભવન, વડોદરા.

**કળાનું સ્વરૂપ.**

મનુષ્ય જ્યારે પૂર્ણ આનંદમાં હોય ત્યારે તે આનંદને તે મૂર્ત સ્વરૂપમાં મૂકે છે. તે સ્વરૂપ તે કલા. જ્યારે તે આનંદમાં હોય ત્યારે ગાય, નાચે, જો તેને તે આનંદને શબ્દોથી બતાવતાં આવડતું હોય તો તે લખે અને તે લખાણુથી (કાવ્યમાંથી) તે આનંદ બહાર આવે, મૂર્તિમાન થાય. આવી રીતે આનંદમાંથી ઉત્પન્ન થયેલું મૂર્તિમાન સ્વરૂપ હમેશાં પ્રેક્ષકને આનંદ પમાડનારૂં હોય છે. તે જે ભાવનામાં મૂર્તિમાન થયું હોય તે ભાવના પ્રેક્ષકને ખડી થાય છે અને પ્રેક્ષક તેને તદ્રૂપ બને છે. આવી આનંદોત્પાદક રસમય ભાવનાના સ્વરૂપને કળા નામ અપાય.

**સ્થાપત્ય તે કળા છે.**

સ્થાપત્ય આ કળાઓમાંની એક છે; એક છે એટલુંજ નહિં પણ તે સર્વોત્તમ છે; કારણકે તે આખા જન સમૂહ, પ્રજાજનોના આનંદની મૂર્તિ છે. એટલે તે એક વ્યક્તિની નહિ હોતાં દેશની કળા છે National art તેમાં પ્રજાત્વ ભાવ છે. તેમાં બીજી કેટલીક કળાઓ સમાઇ જાય છે. વળી સ્થાપત્ય (architecture) એટલે સ્થપતિ (architect) ની ભાવના. તે શબ્દ સ્થા=ઉભા રહેવું તે ધાતુ પરથી થયો છે. જે પુરૂષની ચિત્ત ભાવનાની ક્રિયા ઉભી રહે છે, ઘણા સમય સુધી. જોનારને આકર્ષી રહે છે, તે ક્રિયા તે સ્થાપત્ય, અને તે પુરૂષ તે સ્થપતિ–વિશ્વકર્મા architect સ્થાપત્ય (architecture) તેની ભાવનાનું મૂર્ત સ્વરૂપ છે. તે ઘણા લાંબા વખત સુધી ટકી રહે તેવી, ઘણા ફેરફારોમાં પસાર થતી પોતાનું સ્વરૂપ અખંડ જાળવી રાખનારી અને ગત સમયનું ચિત્ર બતાવનારી જાણે જીવતી કળા છે. આ કળા એકજ માણસના પ્રયત્નનું ફળ નથી. તેમાં સમૂહ કામે લાગે છે, તેમાં કામે લાગેલી દરેક વ્યક્તિ જ્યારે એકજ ભાવનામાં લીન થાય છે ત્યારે તે, તેનું સ્વરૂપ સ્થાપત્ય કળામાં પરિણમે છે. આવી રીતે ઉત્પન્ન થયેલા કામમાં એક એવું તો બળ, અને ભાવના દૃસ્યમાન થાય છે કે તે પોતાના અસ્તિત્વમાં સૃષ્ટિપર પોતાની ભાવનાની અદ્‌ભુત છાપ પાડી રહે છે. આવી ઉત્તમ કળા તે કલાની જનેતા "( Mother of arts )" છે.

**સાહિત્ય સાથે સ્થાપત્યની સરખામણી.**

કાવ્યમાં જેમ સરલતા, સ્વાભાવિકતા, ઉગ્રતા, નમ્રતા, વિગેરે ભાવનાઓ દીપી નીકળે છે તેમ આ કલામાં પણ તે ભાવનાઓ દીપી નીકળે છે. એક સાદું ઝુંપડું જોનારને સાદાઇ અને નમ્રતાનો ભાવ પેદા કરે છે, એક મંદિર ભક્તિનો અને પવિત્રતાનો ભાવ પેદા કરે છે. જેમ કવિતા તેના ભાવ પ્રમાણે સરલ કે ક્લિષ્ટ શબ્દોથી રચાયલી હોય અને તેમાં જેમ કોઇ અસ્થાને આવેલો શબ્દ કવિતાનો બધો રસ છિન્નભિન્ન કરી નાંખે છે, તેમ આમાં પણ જુદા જુદા અવયવોના ઐક્યથી એક અખંડભાવ જાગૃત થઇ શકે

છે, અને તેમ નહિ થવાથી તે કેવળ નીરસ થાય છે, આવી રીતે આ ભાવનામય કલા બીજી કળાઓની સાથે સંબંધ રાખનારી છે એટલુંજ નહિં પણ સર્વોત્તમ છે.

**ગુજરાતના સ્થાપત્યનો ભાવ.**

આ કળા પર કુદરતી ધાર્મિક, સામાજીક અને ઐતિહાસિક અસરો થાય છે હિંદુસ્થાનની અને ખાસ કરીને ગુજરાતની પુરાણી આ કલા ઉપર ગુજરાતની રસાળતાની છાપ પાડી છે અને તેને લીધે તે હિંદની બીજી જગાપરના સ્થાપત્ય કરતાં વધારે સુંદર અને પ્રૌઢ જણાય છે. તેના પ્રત્યેક અવયવમાંથી નમ્રતા સાદાઇ અને રસાળતા (રસમયતા) માલૂમ પડે છે. આવા ભાવો હવેના મકાનોપર આવી શકતા નથી, કારણકે લોકોમાં આ ભાવનાની શક્તિ ઓછી થતી જાય છે. પુરાણા મકાનો જીર્ણાવસ્થા ભોગવતાં ભોગવતાં અંતની ઘડી પસાર કરે છે. તેનો પુનરૂદ્ધાર કરવા કે તેમને તેવીજ સ્થિતિમાં રાખવાને યોગ્ય પ્રયત્નો થતા નથી. તેનો પુનરૂદ્ધાર કરવા માટે, તેમાં દેખાઇ આવતો અખંડભાવ કારણો સાથે સમજી આપણે તેનો અભ્યાસ કરવો જોઇએ. ઉંચી નીચી અને કારીગરી (નકસી કામ) થી ભરપૂર સપાટીથી થયેલાં આપણાં આ ઇતિહાસની મૂર્તિરૂપ મકાનો હજુ પણ સુંદર લાગે છે તેનું કારણ શું ? કારણ એ કે તે ઉત્તમ નિયમથી અને દરેક વ્યક્તિના મનના એકજ જાતના વલણથી બનેલાં છે.

**સ્થાપત્યનાં શાસ્ત્રો.**

આપણે આ નિયમન શોધી કાઢવાં જોઇએ, આ ભાવ સમજવો જોઇએ. આ કલાનાં આ બધા નિયમો બતાવનારાં આપણાં શાસ્ત્રો બધાં આપણી પાસે હમણાં નથી. જ્યારે તે કલા તેની પૂર્ણ ટોચે ચઢેલી હતી ત્યારે તેના પર લખાયલાં સંસ્કૃત પુસ્તકો આપણી પાસે ઘણાં હતાં, તેમાંનાં થોડાંએક મુસલમાનોના હુમલાઓમાં ક્યાંઇ તણાઇ ગયાં હશે, અને થોડાંએક તો પશ્ચિમની પ્રજા લઇ ગઇ છે. અને તપાસ કરતાં તેની સંખ્યા લગભગ ૪૩ જેટલી જણાઈ છે. જર્મનીની પ્રસિદ્ધ સંસ્કૃત લાઇબ્રેરીમાં અને ઓક્ષફર્ડ કેમ્બ્રીજની લાઇબ્રેરીમાં પડયાં પડયાં ત્યાંની પ્રજાને મદદ રૂપ થઇ પડયાં છે. એટલેથીજ બસ નહિ હોતાં, આપણા સ્થાપત્યના કેટલાક ઉત્તમોત્તમ નમૂનાઓ હમણાં બ્રિટિશ મ્યુઝિયમમાં રહેલા છે. તે પરથી ત્યાંની કલાને કેટલો ફાયદો થયો હશે અને તે જો અહિં હોત તો આપણી કલાને કેટલો લાભ થાત તેનો ખ્યાલ અભ્યાસીનેજ સમજાય, રે ! આપણે તેને જોઇને મગરૂર બનત એટલુંજ નહિ પણ તે સંબધનો આપણો જુસ્સો તો કાયમ રહેત !!

**સ્થાપત્યની હમણાંની સ્થિતિ અને તેનાં કારણો.**

આ કલાની પડતીનાં કારણોમાંનું એક કારણ પરદેશીઓએ તેનો વગર સમજે કરેલો અભ્યાસ છે. એ તો સ્વભાવિકજ છે કે પરદેશીઓ આપણાં તત્વો આપણા જેવાં નજ સમજી શકે તેમના આ અભ્યાસથી અને તેના ફેલાવાથી જનસમૂહમાં આપણા સ્થાપત્યનું સ્વરૂપ યથાસ્થિત ન સમજાયું. વળી આ કલાના કારીગરો સલાટ લોકો હોય છે અને તે ઝાઝું ભણેલા નહિ હોઇ માત્ર અનુભવથી અને વંશપરંપરાથી ચાલતી આવેલી રૂઢિ સમજ્યા વિના અમલમાં મૂકે છે. એથી રૂપાંતર પામતાં પામતાં આ કલા અનિષ્ટ રૂપ પકડતી આવે છે. છતાં પણ મારે કહેવું પડે છે કે પરદેશી તેનો અભ્યાસ કરી તેને જે રૂપમાં મૂકે છે તેના કરતાં આ કારીગરો હજુ પણ સારૂં રૂપ આપી શકે છે. !!

અમુક વખતપર હિંદુસ્થાનના સ્થાપત્ય વિશેના ગ્રન્થો જૈનો પાસે હતા, અને હજુ પણ 'પ્રાસાદ વલ્લભ' અને 'રાજ વલ્લભ' જેવા ગ્રંથો સાચવી રાખવાનું માન તેઓનેજ ઘટે છે. તેઓ દેવળને લગતાં પુસ્તકાલયો રાખતા, કે જેના આધારે હાલના સલાટોમાં આ વિદ્યાનો કંઇક અંશ ટકી રહ્યો છે. આ પુસ્તકનાં ક્યાંક ક્યાંક ખરાં ખોટાં ભાષાન્તરો પણ થયાં છે. અંગ્રેજીમાં તેનાં બે ચારેક પુસ્તકો લખાયાં છે. વળી સરકારે અમુક વખતપર એક મંડળી સ્થાપી હતી જેનું કામ હિંદમાં જુદી જુદી જગાપર આવતાં સ્થાપત્યના નમુનાઓ લેવાનું હતું. પણ જ્યાં સુધી આ કલાનો આત્મા જાણ્યા વિના અભ્યાસ થાય ત્યાં સુધી તેને યોગ્ય ન્યાય મળ્યો ન કહેવાય.

**હમણાં સ્થાપત્ય માટે લેવાતાં પગલાં.**

લોકોના એકત્ર જુસ્સાથી અને આ કલા સર્વ કોઇ કરતાં વધારે ખર્ચાળ હોઇ રાજાઓની મદદથી સજીવન થાય તેમ છે. વડોદરાના મહારાજા ગાયકવાડ સરકારનો આ કળાને પુનર્જીવન આપવાનો પ્રયત્ન સ્તુત્ય છે. તેઓશ્રીએ પોતાના રાજ્યમાં તેને પહેલું સ્થળ આપ્યું છે. પણ કહેવું પડે તેમ છે કે તે પ્રયત્ન હજુ પૂર્ણ અંશે ફતેહમંદ ઉતર્યો હોય એમ લાગતું નથી. નામદાર બ્રિટિશ સરકારનું પણ તેના તરફ વલણ થતું જાય છે. મુંબઇ ગવર્નમેન્ટનો તે સંબંધનો પ્રયત્ન ઘણે અંશે ફતેહમંદ ઉતરતો જાય છે અને આશા રાખવામાં આવે છે કે પહેલાંના જેવી સ્થિતિએ તે આવી જાય.

**સ્થાપત્યને રાજ્ય તરફથી મળતી મદદ**

બેએક વખતથી સાહિત્ય પરિષદમાં આ વિષયને સ્થાન મળે છે તે પણ એક તેનો પુનરૂદ્ધાર થવાનું ચિન્હ છે. પશ્ચિમની પ્રજાના સાક્ષરો પોતાની આ કલા સમજી તેની જેમ યોગ્ય કદર કરી જન સમૂહમાં જાગ્રતિ કાયમ રાખવા પ્રયત્ન કરે છે, તેમ આપણા સાક્ષરો પણ કરે. અને તોજ સાક્ષરોને ગુજરાતના સ્થાપત્યનું સ્વરૂપ સમજાવવાનો આ લખનારનો પ્રયત્ન ફલીભૂત થયો ગણાય.

**સાહિત્ય પરિષદમાં તેને સ્થાન.**

હિંદુસ્થાનના સ્થાપત્યના સંબંધમાં પશ્ચિમના લેખકો અનુક્રમે નીચે પ્રમાણે વિભાગ કરે છે:—બૌદ્ધી, જૈની, બ્રાહ્મી (હિંદુ) અને મુસલમાની. અહીં યુરોપીયનોના સહવાસ પછી થયેલા વધારાને આપણે યુરોપીયન નામ આપવું પડશે.

**હિંદનાં સ્થાપત્યના મુખ્ય વિભાગો.**

## બૌદ્ધી સ્થાપત્ય.

શરૂઆતમાં એટલે કે બુદ્ધના વખત પહેલાંના મકાનો આપણી નજરે પડતાં નથી. પણ બૌદ્ધનાં નકશી કામ અને રચનાશૈલી પરથી તે મકાનો લાકડાનાં થયાં હશે, એવું અનુમાન થાય છે. હજુપણુ થાંભલાપર દોરડાના બંધના જેવી આકૃતિ દેખાય છે, તે એમ બતાવી આપે છે કે શરૂઆતમાં લાકડાં એક બીજા સાથે બાંધીને માંડવા જેવું કરતા હશે. વળી પુરા-

ણોમાં પણ ઋષિઓના આશ્રમમાં બાંધેલી કુટીઓ લાકડાં અને પાંદડાંની હશે તેમ માલમ પડે છે. હમણાં શીમમાં ટોયાની ઝૂપડીઓને રૂપે તે નજરે પડે છે.

**બૌદ્ધી સ્થાપત્યના પ્રકાર.**

બૌદ્ધી સ્થાપત્ય ઘણી જૂદી જૂદી રીતે આપણુને દેખાવ આપે છે. ગુફાઓ (ચૈત્ય) વિહાર કીર્તિસ્થંભો, સ્તુપ (ટોપ), કઠેડા (Rails) અને તેના Relics અવશેષને સાચવનારા નકશી કામવાળા ડાબડા તથા સ્થાયી મકાનો હાલ આપણુને મળી આવે છે. પાશ્ચિમાત્યોનું એવું ધારવું છે કે શરૂઆતમાં બુદ્ધ ધર્મનો પશ્ચિમ તરફ પ્રસાર થયો હતો. જ્યારે સિકંદર બાદશાહ હિંદ ઉપર ચઢી આવ્યો ત્યારે હિંદનો સંબંધ ઇરાન જોડે થયો. ઇરાનમાં ઇ. સ. પૂર્વે પાંચમી કે છઠ્ઠી સદીના રાજાઓ પર્વતની ગુફાઓમાં ધર્મ મંદિરો કોતરીને તેમાં પત્થરનાં બારી બારણાં કરતા હતા. આ રીતનું અનુકરણ બાદ્ધ લોકોએ કર્યું, અને તેઓએ પણ તેમની માફક પર્વતોમાં પોતાનાં મંદિરો કોતરી કાઢયાં. આ ભુવનો ગુફાના આકારનાં અને સભાસ્થાન જેવાં દેખાય છે. તેને ચૈત્ય કહે છે. તે એક ઓરડાના આકારમાં કોતરેલાં હોય છે ને તેમાં ઉપરની જમીનને ટેકાવનાર થાંભલાઓની હારો માલૂમ પડે છે. આ થાંભલા પ્લાનમાં નિયમિત આકારના છે. તેની કુંભી (બેઠક) ગોળાકાર ચુડલીના જેવી અને શર (top) મથાળુ ઉંધા મુકેલા ઘંટના આકારમાં હોય છે. કોઇ શરાપર હાથીઓ બેસાડેલા હોય છે. અને તેના પરથી ગોળ કમાનનો આકાર કરી ગોળ ઢાંકણુવાળી કેટલીક ગુફા કરેલી છે. ઓરડાના આકારની ગુફા આપણા ગુજરાતમાં ગિરનાર અને શેત્રુંજા પર્વત પર હજુ પણ છે. આ ગુફાઓમાંની કેટલીક કોઇ જગ્યાએ અંદર નાના નાના ઓરડાવાળી સંખ્યાબંધ મળી આવે છે. તેને વિહાર કહે છે. વળી તેમાં પાણીનાં ટાંકાં પણ રાખવામાં આવે છે. તેના આગળના ભાગમાં ઓશરી જેવું હોય છે. તેમાં સાધુ લોકો રહેતા અને મુખ્ય મોટા હોલમાં શ્રવણુ કરવાને માટે ભેગા થતા. આ મોટા હોલને ચૈત્ય અને રહેવાને માટે કરેલા ઓરડાને વિહાર કહેવામાં આવે છે. આવા વિહાર ગુરૂશિષ્યોને રહેવાને માટે છે. આ આપણી અસલની શારદા પીઠો અને રેસીડન્સી છે. મને જણાય છે કે આપણાં જુનાં ઘરોના ઓરડાની વ્યવસ્થા આ વિહારોપરથી થઇ છે. આગળના ખંડ પાછળ ઓરડાઓ અને ચોક તથા ટાંકાની વ્યવસ્થા એ મને તેનું રૂપક લાગે છે. આપણાં ઘરો વિષે હું આગળ લખવાનો છું.

કીર્તિસ્તંભો એ તેનું બીજું રૂપક છે. તે ચોખ્ખા થાંભલાઓ છે. અને તેનાપર તે વખતના રાજાઓનાં કાર્યો કે ધર્મવેત્તાના આદેશો લખેલા હોય છે. આવા કીર્તિસ્તંભો ગુજરાતમાં નથી માલૂમ પડતા. પણ ઇ. સ. પૂર્વે ૨૫૦ વર્ષ ઉપર અશોકના વખતનો એક શિલાલેખ ગિરનાર પરછે. તેમાં અમુક રાજાના વખતમાં થયેલાં બાંધકામોનું વર્ણન લખ્યું છે, જે પરથી તે વખત પરની યંત્રકલાનો કંઇક ખ્યાલ આવે છે. આ અશોક રાજાએ પોતે બૌદ્ધધર્મ સ્વીકાર્યો હતો, એટલુંજ નહિં પણ તેણે તે દેશ ધર્મ તરીકે પણ સ્થાપ્યો હતો. તેના વખતમાં બૌદ્ધધર્મ ઘણો પ્રસર્યો. આ વખતના શિલાલેખો સિવાય બીજું મળી આવતું નથી.

ત્રીજું રૂપ સ્તૂપનું છે. સ્તૂપ એટલે ટોપ. અમુક કાલે જ્યારે દેવોની મૂર્તિઓ બનાવવાની મના હતી ત્યારે મૂર્તિ બદલે એક સુચક ચિન્હ (Symbol) તરીકે બુદ્ધ ભગવાનના કરેલાં

બાંધકામો. તે સિલોન, બ્રહ્મદેશ, સાંચી વિગેરે સ્થળોએ જડી આવે છે. આમાં બુધ ભગવાનના અવશેષો પણ સચવાતા. આ અવશેષને સાચવી રાખવાનું બૌદ્ધધર્મમાં ક્યાંથી અને શી રીતે માનવામાં આવ્યું તે વિચારવા જેવું છે. આપણામાં મૃત દેહને અગ્નિદાહ કરવાનો પ્રચાર છે. આત્મા અમર છે એ ભાવનાને આ અવશેષ સાચવી રાખવાની રીત સાથે સંબંધ જણાતો નથી. ગમે તેમ હોય પણ આ કાર્ય પાછળ તે લોકોએ ઘણી મહેનત અને દ્રવ્યવ્યય કર્યો છે.

આ સ્તૂપની આસપાસ અમુક અંતરે કઠેડો (કમ્પાઉન્ડ) કરેલો હોય છે. આને અંગ્રેજીમાં Rails કહે છે. આ કઠેડા પત્થરના છે. અને એક પત્થર બીજા પત્થરની અંદરથી સાંસરો કાઢ્યો છે. તે એવા તો મજબુત હોય છે, કે, તે એક જગાએથી ખસેડવા ઘણી મહેનત કરી પણ ખસ્યા નહિં. આવા કઠેડા અને સ્તૂપ ગુજરાતમાં નથી.

બુદ્ધના અવશેષને સાચવી રાખવાને ડાબડાઓ પણ થયા છે. તેમાંના કેટલાક તો ઘણીજ સરસ કારીગીરીના છે. મુંબઇના ટાઉન હૉલમાં તેનો એકાદ નમૂનો છે.

## જૈની સ્થાપત્ય.

**જૈન ધર્મની તેના સ્થાપત્ય પરની અસર.**

ગુજરાતમાં બુદ્ધની ગુફાઓ અને અશોકના લેખ સિવાય બુદ્ધના વખતનું બીજું સ્થાપત્ય મળતું નથી. આ પછી જૈન પદ્ધતિનાં મકાનો આપણને જડે છે. આ જૈન મત બુદ્ધના જેવા સિદ્ધાંતવાળો અને બુદ્ધની માફકજ હિંદમાં પ્રવર્ત્યો છે. કેટલાક લોકો તેને બુદ્ધની શાખા ગણે છે. પણ ઘણે અંશે તે સ્વતંત્ર છે. આનું સ્થાપત્ય બુદ્ધના સ્થાપત્યથી બહુ ધીમે ધીમે જુદું પડે છે. તેનામાં પણ પહેલાં ગુફાઓ થએલી છે. બૌદ્ધધર્મના નેતા બુદ્ધભગવાન્ એકજ ગણાતા, પણ આમાં ચોવીસ તિર્થંકરો છે. જૈનમાં દિગંબર અને શ્વેતાંબર એવા બે મુખ્ય ભાગ છે. દિગંબર એટલે દિશાઓ, અંબર=કપડાં છે જેનાં, એવો નગ્ન. અને શ્વેતાંબર એટલે ધોળાં વસ્ત્રવાળો. આ ચોવીસ તિર્થંકરોમાંની કેટલીક મૂર્તિ નગ્નાવસ્થામાં અને કેટલીકને કૌપીન કે વસ્ત્ર જેવું હોય છે. ઉપરાંત તેમને ઓળખવા માટે ચિન્હો મૂકયાં હોય છે. તે લોકો એક ઇશ્વરને માનતા નથી, પુનર્જીવન માને છે અને સર્વ પ્રાણી પદાર્થમાં જીવને કલ્પે છે. તિર્થંકરો જગતની માયાનો પાર પામી નિર્વાણ પદ પામ્યા કહેવાય છે. અને તેમને-જ જૈનધર્મમાં બધે પૂજ્ય ગણ્યા છે. બુદ્ધધર્મમાં જેમ અવશેષની માન્યતા હતી તેમ આમાં નથી. પણ તેઓ પોતાના સાધુ સંન્યાસીઓને બહુ માનથી જૂએ છે. તેઓ દેરાસર ચણાવવા-થી મોક્ષ મળે છે તેમ માનનારા હોય છે.

**ગુજરાતના સ્થાપત્ય પર જૈનની અસર.**

ઘણે ભાગે જૈન લોકો વેપારીજ હોય છે. ગુજરાતમાં તેમની સંખ્યા ઘણી છે. અને તેથી કરીને ગુજરાતના સ્થાપત્યપર તેમની સ્થાપત્ય શૈલીની અસર બહુ થઇ છે. દક્ષિણ અને ઉત્તરના હિંદના ચાલતાં સ્થાપત્યમાં તેઓએ કેટલોક સુધારો કર્યો છે. અને પછી તો તેમના બહોળા ફેલાવાથી તે કાયમ થઈ ગુજરાતમાં હિંદ મિશ્રીત પદ્ધતિ સ્થપાઇ. આબુ પર્વત પરના ૧૧માં સૈકાનાં અને ગિરનાર પરનાં તેમનાં દેવળોપર નજર કરીશું તો તે આપણને લાંબા

અનુભવ પછીના અને નાના નાના અવયવોથી પૂર્ણ થએલાં માલૂમ પડશે. આટલી કક્ષાએ પહોંચ્યા પછી તે પદ્ધતિ વધારે કોતરકામવાળી થતાં પૂર્ણતામાં ખામીવાળી જણાય છે. તે પછીના બે સૈકામાં તેમાં તેવા તેવા ફેરફારો થતાં મુસલમાનોના હાથમાં તે આવે છે.

**બુદ્ધ અને જૈન સ્થાપત્યનું સામ્ય.**

જૈન અને બુદ્ધ ધર્મના સિદ્ધાંત સાથે તે બન્નેના સ્થાપત્યમાં પણ એવું તો સામ્ય માલમ પડે છે, કે જો આપણે ૧૦૦૦ વર્ષથી પાછળ દૃષ્ટિ નાંખતાં ૭૦૦ સુધી જઇશું તો તે વખતની ગુફાઓ બૌદ્ધી કે જૈની છે તે ઓળખવું મુસ્કિલ થશે. તેમજ બૌદ્ધી પદ્ધતિને ૬૦૦થી કે ૭૦૦થી વિકાસવાર જોઇશું તો આપણે ૧૦૦૦માં આબૂ પર્વતના દેહરા પર આવી જઇશું. આ બન્ને ધર્મની મૂર્તિઓના સંબંધમાં જૈનની મૂર્તિઓ ચિન્હોવાળી હોઇ કેટલેક અંશે આ ઓળખવાની મુસિબત ઓછી થાય છે. અને એ રીતે તપાસતાં તળાજાની અને ગિરનારની ગુફાઓ જૈનની છે એમ નકકી કરવામાં આવ્યું છે.

**ગુફાઓમાં મંદિરની કલ્પના**

ગુફામાંનું અવલોકન કરી રહ્યા પછી આપણે હવે જૈનોના દેવળ તરફ વળીશું. ગુફાઓમાંથી આવું સ્વતંત્ર બાંધકામ શી રીતે થયું હશે તે વિચાર કરાવે તેવું છે. કેટલાએક આ બાંધકામની રચના જૈનોની સ્વયંકલ્પિત માને છે, પણ તેમ નહિ હોતાં યોગ્ય અભ્યાસથી માલમ પડે છે કે તે બૌદ્ધના સમયમાં પર્વતોથી ચારે બાજૂ કોતરેલાં કામો પરથી ઉભી થઇ છે. બૌદ્ધના સ્તૂપો ઉપરથી પણ આની કલ્પના થઇ હોય.

ઇ. સ. ૬૦૦ પરતું બુદ્ધ ગયા આગળ એક દેવળ છે, અને તેને બુદ્ધનું ગણવામાં આવ્યું છે. આ અને બીજાં દ્રાવીડિયન દેવળો પરથી પણ તે લોકોએ નકલ કરી હોવી જોઇએ ધારવાડ જીલ્લામાં ગડગથી ૭ માઇલ ઉપરના લંબુડી ગામ આગળ એક જૈન દેવળ છે. તે ચોખ્ખું દ્રવિડી પદ્ધતિપરથી થયું હોય એમ લાગે છે એટલે તે સ્વયંકલ્પિત તો નથીજ. તો પણ સમૂહમાં દેવળો બાંધવાં અને Cities of templos "મંદિર ગ્રામ" રચવાની તેમની કલા સૌ કોઇ મંદિરની રચના પદ્ધતિથી ચઢે છે.

તેમનામાં દેવળ બાંધી મૂર્ત બેસાડવી એ એક બહુજ પુણ્ય કાર્ય ગણાય છે અને તેઓ તેને એક ફરજ સમજે છે. વળી દેવળ બાંધવાથી મોક્ષ મળે છે તેવી માન્યતાથી વ્યક્તિ પરત્વે દેવળો થઇ તેઓ કદમાં નાનાં નાનાં પણ સમૂહમાં બંધાય છે. અને દરેક વ્યક્તિ પોતાનાં બંધાવેલાં દેવળને નાનું હોય છતાં કારીગીરીથી ભરપુર કરી દેવા ઉત્સુક હોય છે. આથી તેનામાં જે ભવ્યતા Grandure આવવી જોઇએ તે નથી આવતી. વળી આવો દેવળનો સમુહ પર્વતો પર એકાંત જગાએએ હોય છે. તે પરથી તેઓ એકાંત સ્થળ વધારે પસંદ કરતા હોવા જોઇએ. શેત્રુંજે, ગિરનાર, તળાજા, આબુ પર્વત વિગેરે સ્થળોએ તેઓએ એવી સારી જગા પસંદ કરી છે કે જ્યાં ચોમાસાનું પાણી ન ભરાય. એનાં બાંધકામ એવાં તો મજબુત કર્યાં છે કે કુદરતની અડચણોની સામે તેઓ ઘણાં વર્ષોથી ટકર મારી રહ્યાં છે.

**જૈન દેવળોની રચના.** જૈન દેવળોને પ્લાનમાં પદ્માસને બેસાડેલી તીર્થંકરોની મૂર્તિવાળું વિમાન હોય છે, જેના પર પિરામિડના આકારનું શિખર ચઢાવવામાં આવે છે. આગળના ભાગમાં થાંભલાવાળો મંડપ હોય છે અને તેના ઉપર આડા થરોવાળો ઘુમટ ચઢાવાય છે. આ ઘુમટ ચોરસપર અષ્ટકોણમાં મૂકાયલા પહેલા થર પરથી ગોળાકારમાં થતાં થતાં મથાળે મધ્યમાં ભેગો થાય છે. જ્યાંથી એક લોલક કરી નાંખવામાં આવે છે. આ ઘુમટને ટેકવનારા થાંભલા ઉપરાંત ચોકડી આકારનાં થાંભલા વધારાના મૂકીને મંડપ મોટો કરે છે.

આટલું મુખ્ય દેવળ હોય છે. ક્યાંક ક્યાંક આ દેવળની આસપાસ નાની નાની દેરીઓ કરેલી હોય છે. આવા દેહેરાંઓ–ગિરનાર પર્વત અને આબુ પર્વત પર છે. વળી કેટલાંક દેવળો પર્વત પર હોવાથી ત્યાંની કુદરતી સુંદરતાથી તેમની રમણીયતામાં વધારો થાય છે. મંડપ પરના શિખરમાં માળ બનાવવામાં આવે છે. તે ત્રિકોણાકારમાં ઉભો થાય છે, બાજૂઓ જરાક ગોળ હોય છે. તેમાં પણ આડા થરો મૂકેલા છે. બહારની રેષા અંદરની રેષા સાથે સમાન્તરજ લેવામાં આવે છે. મંડપ પરનાં ઘુમટો ભાગ્યેજ ૩૦ ફૂટથી વધારે વ્યાસના હોય છે. આ શિખરો અને ઘુમટો આડા થરોનાં હોઈ કોઇપણ જાતનાં આઘાત તેના પાયાની બાહાર પડતા નથી, તેથી તે ઘણાં વરસો લગી ટકી રહે તેવાં હોય છે.

મંડપના થાંભલાઓ ઘણા જુદી જુદી જાતના હોવા છતાં દરેક સારા આકારનાજ હોય છે. તેના પરનું શરૂ ચાર બાજૂ ટેકાવાળું (Brackettos) હોઇ ઉપર આવતા પાટડાનો ભાર સારી રીતે ઝીલી શકે તેવું હોય છે.

નકશી કામમાં જૈન દેવળો સૌથી ચડે તેવાં છે. ભૌમિતિક આકારો, વેલ, પૂતળાં વિગેરે આ પદ્ધતિમાં ઘણાં જોવામાં આવે છે. આપણામાં સ્વતંત્ર પૂતળાં કામ ભાગ્યેજ જોવામાં આવે છે. મૂર્તિઓની પછવાડે કાંઇક ઓઠીંગણ=ટેકણ જેવું દરેકમાં જોવામાં આવે છે. તિર્થંકરોની મૂર્તિઓ પદ્માસને બેઠેલી અને પાછળ પીઠને આધારે રહેલી જોવામાં આવે છે. અસલનાં આ પૂતળાંઓમાં જે ગાંભીર્યભાવ આપણને પ્રતીત થાય છે તે હવેનાં પૂતળાં પર નથી આવતો, અને તેટલે અંશે હવેની તે કળા અધોગતિ પામેલી છે. વળી આ તિર્થંકારોને ઓળખવાને માટે ચિન્હો પણ કરેલાં છે. હાથી, ઘોડા, વરઘોડા વગેરે આ પદ્ધતિમાં ઘણું બતાવવામાં આવ્યું છે.

ઉપરની ખાસ્યતોમાં (peculiarity) જરા અપવાદ રૂપ પણ નવિનતાં વાળાં પાલિટાણાનાં જૈન મંદિરો છે. ત્યાંના કેટલાંક દેવળો ૧૧ મા સૈકા જેટલા જૂનાં છે. ૧૪, ૧૫ સૈકામાં મુસલમાનોના ઝપાટામાં જો આ દેવળો ન આવ્યાં હોત તો આપણને તેમાં ઘણું જોવાનું મળી શકત. તોપણ ૧૬ મા સૈકાના છેલ્લા અડધમાં જૈન લોકોએ ત્યાંના કેટલાંક દેવળો ફરી વાર ચણાવ્યાં, ત્યારથી મંદિરો થવા લાગ્યાં, તે ઠેઠ અત્યાર સુધી થયાં. તેમાં પણ છેલ્લાં ૭૦ વરસોમાં પુર જોસમાં બંધાયાં છે; પણ આ પછવાડે બંધાવેલાંમાંથી મૂર્તિકામના કેટલાક અવયવો બહુ સારા નથી થયા.

**પાલીતાણાંના જૈન દેવળો. રૃષભદેવ.**

શેત્રુંજાના દેવળોના ઘણા પ્રકાર પડી શકે છે. આમાંનું મુખ્ય દેવળ મૂળ નાયક શ્રી આદિશ્વર ઋશભ દેવનું છે. મુખ્ય દ્વારપર લખ્યા પ્રમાણે તેને સાતમી વાર રીપેર કર્યું હશે. અને તે કામ ચિતોડના રત્નસિંહ રાજાના કારભારી કર્મસિંહે ઈ. સ. ૧૫૩૦માં કરેલું. આ સમારકામ પરથી જણાય છે કે મુખ્ય દેવળ ઇ. સ. ૧૦૧૭ બંધાયેલું. મુખ્ય દેવળ બે માળનું અને ઉંચા શિખરવાળું છે. તેની આસપાસ નાની નાની દેરીઓ આવી રહેલી છે કે, જે જૈન દેવળની ખાસ ખાસીયત જણાય છે.

આ દેવળનાં જથાની આસપાસ મુસલમાની ઢબની એક ઉંચી દિવાલ બાંધેલી છે, જેનું કારણ એ હશે કે મુસલમાનો તેને પોતાનું બાંધકામ ધારીને ઝડપમાં ન લે. આ દેવળો કેટલાક ચોમુખ આકૃતિનાં અને આદિનાથ ભગવાનની પાદુકાવાળાં છે. સન ૧૫૩૦માં કર્મસિંહે બંધાવેલ ઋશભદેવનું દેવળ એક રાયણના ઝાડ નીચે છે, જ્યાં એમ માનવામાં આવે છે કે, ઋશભદેવને ત્યાં મોક્ષ મળ્યો છે.

જૈનોએ આ દેવળોના સમૂહોના અમુક રીતસર ભાગો કર્યાં છે, જેને ટુંક કહે છે. આવી એક નંદીશ્વરદ્વીપ ટુંકમાં એજ નામનું એક અદ્વિતીય રચનાવાળું દેવલ છે. તે અમદાવાદના નગરશેઠે ૧૮૪૦ માં બંધાવ્યું. તે એક ૩૨ ફૂટના ચોરસમાં આવેલું છે, અને તેને ફરતી પાંચ ફીટની ઓસરી ચારે બાજૂ આવેલી છે. આનું ભોંય તળીયું ૯ ચોરસમાં બનાવેલું છે અને તેમાં મુખ્ય બાર થાંભલાઓ છે. ઉપરના ઘુમટ અને છાપરાં આ થાંભલાઓથી ટેકવેલાં છે. બહારની અને અંદરની દિવાલો સોંસરું (આરપાર) કોતરકામ કરી જાળી જેવી કરીનાંખી છે. મુખ્ય દ્વાર પશ્ચિમ તરફ હોઇ બાજૂઓમાં પણ સાધારણ દ્વારો રાખેલાં છે. મુખ્ય દ્વાર આગળ એક નાનો સરખો બહાર પડતો મંડપ કરેલો છે. ૯ ચોરસમાંના અંદર પાંચ જે ચોકડીના આકારના રહ્યા તેના પર દરેકપર શિખરો ચઢાવવામાં આવ્યાં છે. અને તેની ચારે બાજૂપર તીર્થંકરોની મૂર્તિઓ બેસાડેલી છે. આવા ચાર બાજૂથી ખુલ્લાં મુખ્ય દ્વારોવાળાં દેવળોને ચોમુખ કહે છે. મધ્યેના ચોરસપર મોટું શિખર ચઢાવ્યું છે અને તેની બાજૂ પરના ચોરસ પર નાનાં નાનાં શિખરો છે. આવી રીતે આ થયેલાં મુખ્ય પાંચ શિખરો કાંઇક પૌરાણિક હેતુ બતાવે છે. મધ્યનું મોટું શિખર શેત્રુંજાના પર્વતની જગાએ ગણાય છે. આવી રીતે આ દેવળ કંઇક મર્મવાળું હોઇ સૌથી સરસ છે.

**પાલીતાણાનું નંદીશ્વરનું દેવળ.**

આ પછીના થયેલાં દેવળો ઘણે ભાગે એકબીજાના અનુકરણવાળાં છે. અને તેમાં બહુ નવિનતા જોવામાં આવતી નથી. શેત્રુંજાનાં આટલાં દેવળોને અવલોકયા પછી આપણે હવે ગિરનાર તરફ વળીશું.

**ગિરનાર પરનાં દેવળો.**

ગિરનાર પર આવેલાં દેવળો પાલીતાણાનાં જેવાં સુશોભિત અને રોણકદાર નથી. જુદા જુદા કાળમાં થયેલા મકાનોમાં જે વિવિધ ભવ્યતા જોવાય તે એનામાં જોવાતી નથી. તોપણ આ દેવળો પ્લાનમાં જુદાં જુદાં પડતાં હોઇ કાંઇક નવિનતાવાળાં લાગે છે. જૈનોએ આ ગિરનાર સ્થળ પવિત્ર ગણ્યું છે; અને તેને નેમિનાથને અર્પણ કર્યું છે. શેત્રુંજા કરતાં ગિરનાર તેના પરના લેખો

મળી આવવાથી જુનો ઇતિહાસ બતાવી આપે છે. શહેરની બહાર જૂનો કોટ છે. તેમાં ઇ. સ. પૂર્વ ૨૫૦ નો એક લેખ મળી આવે છે. બધું જોતાં ગિરનાર આમારૂ એક મોટું ઐતિહાસિક સ્થળ છે એમ સહજ અનુમાન થઇ શકે છે.

વળી ગિરનાર પર્વતની તળેટીમાં ઇ. સ. ૧૮૮૯માં એક સ્તુપ જડી આવ્યો છે. જ્યારે યુઓંગ ચંગે ઇ. સ. ૬૪૦માં આ જગાની મુલાકાત લીધી ત્યારે તેના કહેવા પ્રમાણે ત્યાં લગભગ પચાસ તો મઠો હતા, આમાંનુ હાલમાં કંઇ જોવામાં આવતું નથી.

**નેમીનાથનું દેવળ.**

દરિયાની સપાટીથી લગભગ ૩૦૦૦ ફૂટની ઉંચાઇપર જૈનોએ પોતાનાં દેવળ આ પર્વત પર બાંધ્યાં છે. તે તેમની ધર્મપરની આસ્થા બતાવી આપે છે. તેમાં સૌથી મોટું અને જૂનું દેવળ નેમિનાથનું છે. તેના લેખ પરથી તેને ૧૨૭૮માં રીપેર કરવામાં આવ્યું છે તેમ લાગે છે. આ રીપેર કામથી જો કે અસલ તેનો દેખાવ કેવો હતો તે જણાઇ શકતું નથી, પણ તે પ્લાનમાં હતું તેમજ રાખવામાં આવ્યું છે. આ દેવળ ૧૯૫×૧૩૦ ફીટના કમ્પાઉન્ડમાં ઉભું રહેલું છે તેની આસપાસ લગભગ ૭૦ નાની નાની દેહરીઓ છે, અને તેને ફરતી ઓશરી છે. આથી તેમના દેખાવમાં જે વિશાળતાની ખામી હતી તે કેટલેક અંશે ઓછી થાય છે. આ દરેક દેહરીમાં તિર્થંકરોની મૂર્તિઓ પદ્માસને બેસાડેલી છે. હિંદુઓમાં પણ આવી દેહરીઓવાળાં મંદિરો છે. આ મંદિરમાં મંડપની બાહારની રેષાઓ તેના વિમાનની સાથે મળતી આવે છે. વિમાનપરનું શિખર અને મંડપપરનું આચ્છાદન પણ તે પ્રમાણે છે.

**વસ્તુપાળ તેજપાળનું.**

નેમિનાથના મૂળદ્વાર પાસે વસ્તુપાળ તેજપાળનાં દેવળો આવેલાં છે. પ્લાનની વ્યવસ્થામાં મને આ સર્વે કોઇ કરતાં સારાં લાગે છે. એક મુખ્ય મંડપની ત્રણ બાજૂપર વિમાનો ગોઠવેલાં છે, અને તેને ફરતો ઓટલો છે. Symmetry સમમાનત્વથી આ દેવળો ઘણાં ભવ્ય લાગે છે. આ દેવળ ઇ. સ. ૧૨૩૦માં થયું છે. સામેના વિમાનમાં મલ્લિનાથ તિર્થંકરની મૂર્તિ છે. અને બાજૂમાં એકમાં ચોરસ બાંધકામ છે, જેને "મેરૂ સુમેરૂ" પર્વત કહે છે અને બીજામાં ગોળાકારમાં બાંધકામ કર્યું છે તેને સમેત શિખર કહે છે.

આ ઉપરાંતનાં કેટલાંક દેવળો માત્ર પુરાણાં છે. તેનામાં કાંઇ ખાસ સ્થાપત્ય કલાની નવિનતા નથી લાગતી.

**આબુ પર્વત.**

ગુજરાતના જૈન સ્થાપત્યનું આટલું અવલોકન કર્યા પછી જો આપણે તેની પૂર્ણતા જોવી હોય તો આબુ પર્વતપરનાં દેલવાડાનાં મંદિરોની મુલાકાત લેવી પડશે. જો કે તે હાલ ગુજરાતની હદની બાહારના મારવાડ દેશમાં આવેલાં છે, તોપણ આ પદ્ધતિની પૂર્ણતાની ઝાંખી કર્યા વિના તેના ખરા અને ઇષ્ટ સ્વરૂપનું આપણને ભાન થાય તેમ નથી.

આ આબુ પર્વત મારવાડના મેદાનમાંથી એકાએક ૪૦૦૦ ફૂટ ઊંચો ઉભો થાય છે ને તેના મથાળાપર ૬ અને ૨ માઇલનું એક મેદાન લગભગ એક સરખું છે તે અનેક જાતની વનસ્પતિ અને પર્વતની ખીણોથી સુશોભિત લાગે છે. તેના પરનું 'નખી તળાવ' તેની જાતમાં સૌ કોઇથી ચઢે તેવું અને સુંદર છે અને ત્યાંથી લગભગ દોઢેક માઇલ છેટે દેલવાડાનાં જૈનનાં દેવળો આવી રહેલાં છે. પર્વતપર ચઢવાનો મુશ્કેલ માર્ગ તેમજ તે એક ખૂણામાં એટલે કે જૈનોની વસ્તીથી દૂર હોવાથી, ત્યાંના તિર્થનું માહાત્મ્ય ગિરનાર શેત્રુંજા કરતાં કદાચ ઓછું હોય પણ ત્યાંના બે દેવળનું કામ હિંદુસ્થાનના કોઇપણ હિંદુ બાંધકામ કરતાં ચઢે તેમ છે. તે તદન ધોળા આરસનાં છે, જેની ખાણો તે જગા કરતાં ૨૦ કે ૩૦ માઇલથી પણ દૂર છે. આ આરસને તેટલે દૂરથી અહિં ચઢાવી દેવળો બાંધવા તે કેટલું કઠિણ કામ છે તે જોનારને સહેજ જણાઇ આવે તેવું છે.

**નેમિનાથનું દેવળ.**

ગિરનારપરનાં જે દેવળો વસ્તુપાળ, તેજપાળ નામના બે ભાઇઓએ બંધાવ્યાં છે તેજ બે જણાએ અહિં પણ ઇ સ. ૧૨૩૦માં બે દેવળો બંધાવ્યાં છે, અને તેમણે નેમિનાથનેજ અર્પણ કર્યાં છે.

**વિમળશાહનું આદિનાથનું દેવળ.**

બીજું ઇ. સ. ૧૦૩૧માં રાજા ભીમદેવના કારભારી વિમળશાએ બંધાવ્યું છે. આ દેવળ પ્રેક્ષકને તેના અણીશુદ્ધ નકશી કામથી વિચારમાં ગરક કરી દે છે. તેના ખ્યાલમાં આ મનુષ્ય કૃતિ આવી શકતી નથી એ એટલાં તો પૂર્ણ છે કે તેમાં કાંઇ પણ ફેરફાર કરી નજ શકાય. દહેરાંના પ્લાનની વ્યવસ્થા ચારે બાજૂ દહેરીઓ અને વચમાં મુખ્ય મંદિર હોઇ ગિરનારપરનાં દેવળોના જેવીજ છે. પ્રવેશદ્વાર આગળ એક મંડપ છે, અને આ મંડપની આગળ ૬ થાંભલાવાળો એક લંબચોરસ ઓરડો છે, જેની અંદર હાથી ઉપર અંબાડીમાં બેઠેલા વિમળશા પોતાના કુટુંબને મંદિર તરફ લઇ જતા બતાવવામાં આવ્યા છે. આ હાથીનાં પૂતળાં કદમાં ન્હાનાં પણ પ્રમાણસર કર્યાં છે, અને અંબાડીનું કામ પણ ઘણું સારૂં કર્યું છે. અંદરનાં માણસોનાં પુતળાંનું કામ મુસલમાનોએ નાશ કર્યું છે. આ મકાનો અંદરથી બહુજ સુશોભિત અને કારીગીરીથી ભરપૂર છતાં બહારથી તદન સાદાં તે એવાં કે તેને બહારથી જોઇને બિલકુલ કહી ન શકાય કે તે આટલાં બધાં અંદરથી સુશોભિત હશે. આનો મુખ્ય હેતુ મુસલમાનોની નજરમાં તે ન ચઢે તે હશે. અને એટલા માટેજ મુખ્ય વિમાનની અંદરનાં આગળનાં દ્વારમાંથી અજવાળું આવવા દેઇ બીજી બાજૂથી તે બંધ જેવું છે. અલબત્ત તેમાં અંધારૂં છે. આ વિમાનમાં ઋષભદેવ અથવા આદિનાથની પદ્માસને બેસાડેલી મૂર્તિ છે. આનાપરનું શિખર પણ બહુજ નીચું અને બાહારથી કઢંગુ કરેલું છે. તદન આગળના ભાગના મંડપનું કામ પણ ઘણું સરસ છે.

મંડપ અને વિમાન વચ્ચે ગર્ભગૃહ રાખ્યું છે. આ મંડપ પ્રમાણસર ઉંચાઇનો અને તેની અંદર વાપરેલા સફેદ આરસપરના નકશી કામથી એટલો તો સુંદર લાગે છે કે તેને જોઇને પ્રેક્ષક તો સ્તબ્ધજ બની જાય છે. ઉપરનો ઘુમટ અષ્ટકોણમાં આવેલા થાંભલાપર ઉંચકવામાં આવ્યો છે. ને તેના થરો અંદરથી જુદી જુદી નકશી કામમાં કોરેલા છે. આ નકશી કામનાં આલેખન કરતાંજ હાલના જમાનામાં માણસોની ધીરજ ન રહે તેવાં છે. આ

દરેક થરપરનું કામ એવું તો એક બીજાને ઘટતું કર્યું છે કે તેમાં કોઇ પણ જાતનો ફેરફાર ઘટે નહિ. લગભગ દરેક યુરોપિયન પ્રવાસી તો આને જોઇને પોતાનું અભિમાન કોરે મૂકી દે છે. અને તેજ વખતે તે આ કામની શ્રેષ્ઠતા પોતાના મનમાં લાવે છે અને સ્વીકારે છે. આ મુખ્ય મકાનની આસપાસ થોડે છેટે ચારે બાજૂ બેવડા થાંભલાની હારોવાળી ઓશરી છે, ને તેમાં ચારે બાજૂ નાની નાની દહેરીઓ છે. આ ઓશરી પર અગાસી છે. થાંભલાપર એક ચોરસની અંદર બીજો ચોરસ જેના ખૂણાઓ પહેલાની બાજૂના મધ્ય પર પડે તેવી આકૃતિથી પત્થરો ગોઠવ્યા છે અને તે દરેક ખાતામાં જુદાં જુદાં કાલ્પનિક ચિત્રો કરેલાં છે. કોઇમાં ભૌમિતિક આકૃતિઓ તો કોઇમાં વેલો, તો કોઇમાં દેવદેવીઓનાં ચિત્રો કરેલાં છે. ૧૯૧૧માં અમારી સ્કુલમાંથી થોડાક છોકરાઓને ત્યાં લઇ જવામાં આવ્યા હતા, ત્યારે આ ફરતી ઓશરીમાંના એક થાંભલાનું મ્હોટું આલેખન કર્યું હતું, અને તે પરિષદ પ્રદર્શનમાં મૂક્યું છે. આનું બહુ વર્ણન કરતાં લખાણ લાંબું થવાની બ્હીકે હું હવે તેનાં એક બીજા દેવળની વાત કરી પછી આર્ય (હિંદુ) સ્થાપત્યની વાત કરીશ.

**વસ્તુપાળ તેજપાળનું દેવળ.**

આ બીજું દેવળ તેજપાળનું છે. તે ઉપરના દેવળના ઉત્તર પૂર્વના ખૂણાપર આવેલું છે અને તે પશ્ચિમાભિમુખ છે. તેના પ્લાનની વ્યવસ્થા વિમળશાના દેવળ જેવીજ છે. પણ પૂર્વ તરફ ઓશરીમાં દહેરીઓને બદલે સ્થાપનારના કુટુંબનો વરઘોડો બતાવ્યો છે. અને આ ભાગ મુખ્ય મંદિરથી જુદો કરવા, વચ્ચે કોતરકામવાળી ભીંત છે. આ કોતરકામ નાના નાના ચોરસનું કરેલું છે આખું મકાન ૧૫૫'×૯૨' વાળા લંબચોરસમાં હોઇ વિમળશાના દેવળ કરતાં જરા મોટું છે. તેના મંડપના થાંભલાઓ વધારે ઉંચા છે. અને તે આઠ જુદી જુદી જાતના છે, જ્યારે વિમળશાના દેવળમાં ૧૧ મા સૈકાના થાંભલાજ બધે રાખવામાં આવેલા છે. મંડપપરનો ઘુમટ તેમજ ઉંચકવામાં આવ્યો છે, પણ તેનું અંદરનું નકશી કામ પહેલાના કરતાં ચઢીયાતું છે. ઘુમટના બીજા થરથી ૧૬ બેઠકપર વિદ્યાદેવી (સરસ્વતી) ની જુદી જુદી સ્થિતિમાં પૂતળીઓ કરી છે. આ ઘુમટની બરોબર મધ્યમાં ઉપરથી એક લોલક કર્યું છે, જે બહુજ સરસ ગણાય છે. તે બહુજ કોમળ છે. ગુલાબના મોટા ફુલને તેની દાંડલીથી ચત્તું પકડીએ ને જે આકાર થાય તે આકાર આનો છે. આ લોલકના પ્રમાણમાં ઈંગ્લાંડના ૭ મા હેનરીના વેસ્ટ મિનિસ્ટરમાંના લોલકો પ્રમાણ વિનાનાં અને ભારે લાગે છે. આ લોલકની સુંદરતા અને સુકુમારતાનો ખ્યાલ માત્ર નજરે જોયાથીજ આવે.

**આ બન્ને દેવળોનું શ્રેષ્ઠત્વ.**

આવી રીતે આ બન્ને દેવળો તેના પૂર્ણતાવાળા અને અર્થવાળા અવયવોથી પૂર્ણ અને અર્થવાળાં છે. તેમાંનો કોઇ પણ અવયવ આપણને અસ્થાને નહિ લાગે. હાલનાં કેટલાંક અનુકરણ કરેલાં મકાનોમાં આવી પૂર્ણતા નથી આવી શકતી!!

આ ઉપરાંત હજુ બીજાં બે દેવળો છે પણ તેનું વર્ણન કરવા જેવું નથી.

## હિંદી બ્રાહ્મી (સ્થાપત્ય.)

**મુખ્ય વિભાગ.**

આ પદ્ધતિના ત્રણ ભાગ પડયા છે. ૧ ઉત્તર હિંદ અગર બ્રાહ્મણી પદ્ધતિ ઇ. સ. ૬૦૦ થી આજ સુધી. ૨ ચાલુક્ય પદ્ધતિ અથવા મધ્યહિંદિ ૧૧૦૦થી ૧૩૦૦ સુધી. ૩ દ્રાવિડી ૧૩૫૦થી ૧૭૫૦ સુધી. આ પ્રમાણે ઉપર કહેલા ત્રણ ભાગોની અંદર હિંદુ પદ્ધતિ વ્હેંચાઇ જાય છે. આ ત્રણેમાં પ્લાનની વ્યવસ્થા, કોતરકામ અને પુતળાં કામમાં ઘણું સામ્ય છે. એના દેખાવનો આધાર આખા દેવળની બાહ્યરેષા અને બહારની ૯ સપાટીયોના કોતરકામ ઉપરછે. ઉત્તરની પદ્ધતિમાં દેવસ્થાન એટલે કે વિમાન ઉપરનું શિખર માળ વિનાનું વક્ર બાહ્યરેષાવાળું છે. અને તેની આગળનો મંડપ જૈનોના દેવળની માફક થાંભલાઓ વાળો અને ખુલ્લો નહિ હોતાં ચારે બાજુથી ઢંકાયલો છે.

ચાલુક્ય પદ્ધતિ ઉત્તર અને દક્ષિણની પદ્ધતિની અસરવાળી છે, તેનું શિખર પણ ઉત્તરની બ્રાહ્મણી પદ્ધતિના જેવુંજ છે. પણ પ્લાનમાં તેનાં મંદિરો ચોકડીના આકારનાં ( Star shaped ) હોય છે.

દ્રાવિડી પદ્ધતિમાં વિમાન ઉપર માળવાળાં આડાં થરોવાળાં શિખર થાય છે, અને તે દરેક માળમાં મૂર્તિઓ બેસાડેલી હોય છે, અને આ મંદિરોના અગ્ર ભાગમાં ઇજીપ્તના પાયલન્સનું (pylons) સ્મરણ કરાવવા મોટા મોટા દરવાજાઓ કોઇ કોઇ જગાએ કરેલા હોયછે.

**ગુજરાતમાં તેનો પ્રકાર.**

આ મુખ્ય ત્રણ પદ્ધતિમાંની કોઇ પણ સ્વતંત્ર રીતે ગુજરાતમાં દેખાતી નથી. વચલી ચાલુક્ય પદ્ધતિ કંઇક અંશે દેખાય છે. આવી ઉત્તર અને દક્ષિણ પદ્ધતિમાં થોડોએક ફેરફાર કરીને જૈનોએ પોતાનાં દેવળો ઠેર ઠેર બાંધ્યાં. ને તેથી તેની અસર આ બ્રાહ્મી પદ્ધતિપર ઘણી દેખાય છે. એટલે આ જગાએ જે હિંદુ પદ્ધતિ નામ આપવામાં આવે છે તે કોઇ પણ સરણીને નહિં પણ હિંદુ લોકોએ બાંધેલાં બાંધકામોનેજ હિંદની પદ્ધતિમાં લેવાં પડે છે.

આવાં બાંધકામ સિદ્ધપુર, મોઢેરા, અણહિલવાડ પાટણ, વડનગર આદિ સ્થળોએ મળી આવે છે.

**સિદ્ધપુર.**

સરસ્વતિ નદીપરનું સિદ્ધપુર શહેર એક વખત સોલંકી રાજાઓના વખતમાં મોટું શહેર હતું. નદીના તીર પર ઉંચી જમીનપર તે વસેલું છે. સરસ્વતિ એટલે કે વિદ્યાદેવી તેનીપાસે વહેતી હોવાને લીધે પૂર્વે આ સ્થળનું માહાત્મ્ય ઘણું હતું અને ગુજરાતી બ્રાહ્મણોને રાજાઓને ત્યાં સારો આશ્રય હતો. પહેલાં આ નગરનું નામ શ્રી સ્થળ—શ્રી સ્થળક હતું, અને એમ અનુમાન થઇ શકે કે મૂળરાજ સોલંકીએ ઉત્તરમાંથી લાવેલા બ્રાહ્મણોએ પછી તેનું નામ સિદ્ધપુર પાડયું હોય. અગર તો કદાચ મુળરાજના વખતમાં આરંભાયલું સિધરાજે પૂર્ણ કર્યા બાદ તેના માનમાં તેનું નામ સિદ્ધપુર પડયું હોય.

મૂળરાજ સોલંકીએ ગાદીનશીન થયા પછી પોતાનું શહેર રમણીય કરવા માટે રુદ્રમહાલયનો પાયો નાંખ્યો. ઇ. ૯૪૪. પણ વચમાં મુસલમાનોના હુમલાથી તેમાં ઘણી વાર અડચણ આવી. મૂળરાજ તેના મામા સામંતસિંહને મારીને ગાદીએ બેઠો હતો, તેને પોતાની પાછળની જીંદગીમાં બહુ પશ્ચાતાપ થવા લાગ્યો. આથી તેણે બ્રાહ્મણોની સલાહ લેઇ ધર્મદાન કરવા શરૂ કર્યું અને છેવટે પોતાના પુત્ર ચામુંડને રાજગાદી સોંપી મરણ પર્યંત સત્સંગમાં વખત ગાળ્યો.

આ પછી સિદ્ધરાજ જયસિંગે રુદ્રમહાલયનું કામ હાથમાં લીધું. તેણે તેમાં ઘણા સુધારા કર્યા, એવડું તો મોટા પાયા પર કામ શરૂ કર્યું કે તે ઇ. સ. ૧૧૪૩માં તેના મરણ સુધીમાં પણ પૂર્ણ ન થઇ શક્યું. આ રુદ્રમહાલય-રુદ્રમાળાના હાલમાં છૂટા છવાયા કડકાજ પડેલા છે. પણ તેમાંથી તેની અસલની ભાવનાનો કંઇક ખ્યાલ આવી શકે છે. તે પરથી જણાય છે કે તે ૨૩૦'×૩૦૦' ના મેદાનમાં હતું. વચમાં બે ત્રણ માળનું ત્રણે બાજૂ ૫૦' ચોરસ મંડપવાળું શિવાલય ઉભું કરેલું. પૂર્વે તરફ નદીના કિનારા પર તેનું મુખ્ય દ્વાર છે. અને ત્યાંથી નદીના પાણી સુધી ઘાટ બાંધેલો છે. જૈન દેવળોની પેઠે આની આસપાસ પણ નાની નાની દહેરીઓ કદાચ હશે. આ દેવળનાં ખંડીએરો હજુ પણ સુંદર લાગે છે. જ્યારે તે આખું હશે ત્યારે નદીના તીરપર તે કેવું ભવ્ય લાગતું હશે તે ખ્યાલમાં આવી શકે. ઇ. ૧૨૯૭-૯૮માં ઉલ્લુખાંએ અને પછી તો ૧૪૧૯માં અહમદશાહે તેનો નાશ કરી નાંખ્યો. અને હવે તો માત્ર તેના ઉત્તર તરફના મંડપના ચાર થાંભલાઓ, અને પૂર્વે તરફનાં મંડપના પાંચ થાંભલાઓ જેમાંના બે દરવાજાના રૂપમાં સુંદર તોરણ સાથે હજુ ઉભા છે. આ શિવાલયમાંથી કેટલાક લેખો જડી આવ્યા છે. જેમાં મૂળરાજ, સિદ્ધરાજના વખતની જાહોજલાલી અને તેમનાં બંધાવેલાં મકાનનું અસરકારક લખાણ છે.

આ ઉભા રહેલા ભાગના પથરાઓ જેવા પથરા ગુજરાતમાં બીજે ક્યાંય મળતા નથી. ૧૮૮૬-૮૭ અને ૧૮૮૯-૯૦માં જ્યારે જુનાં મકાનોનાં માપસર આલેખન કરનાર સરકારી ખાતાના મી. કાસેન્સે આ જગાની મુલાકાત લીધી ત્યારે ત્યાંના એક સલાટ પાસે આ જગાનો ફરી નકશો કઢાવ્યો હતો. તેના કહેવા પ્રમાણે જૂનું શિખર ૧૨૦' થી જરાજ નીચું હતું. અને મંડપ પણ ત્રણ માળ જેટલો ઉંચો હતો. શિખરની બાજૂ ઉપર ગોખો મૂકેલા હતા.

મંદિરના આગળના ભાગપર આવેલા મંડપની ઉત્તરબાજૂમાં એક બીજો કીર્તિસ્થંભ કે તોરણ હજૂ ઉભું છે. આ અને બીજાં બધાં અવશેષો મંદિરની બંને બાજૂએ સરખે અંતરે એવાં તો પ્રમાણસર આવી રહેલાં છે કે જ્યારે તે બધું હયાતિમાં હશે ત્યારે બહુજ ભવ્ય લાગતું હશે. આ કીર્તિસ્થંભ જમીનથી ૩૨' ઉંચો છે. અને તે ચોખ્ખી હિન્દુ પદ્ધતિમાં કરવામાં આવ્યો છે. તેનાં માપ બહુજ પ્રમાણસર છે, અને યુરોપીય સ્થાપત્યમાં જેવાં પ્રમાણ આવી સુંદર કમાનો કરવાને નક્કી થયાં છે, તેને તે બહુજ મળતાં આવવાથી હું તો તેને બહુજ ઉત્તમ કહીશ.

આ પછી મુસલમાનોના હાથમાં સિદ્ધપુર આવ્યા પછી ત્યાંના અવશેષમાંના થાંભલાઓનો ઉપયોગ કરીને મુસલમાનોએ તેમને જોઇતી વ્યવસ્થામાં જુમામસિદ વિગેરે બાંધ્યાં, એટલે

તેમના કામોમાં હિંદુઓના થાંભલા અને તેમની વિશાળતા મળીને વિશાળ મકાનો થયાં. સિદ્ધપુરના આ અવશેષો પરથી ત્યાંની ભવ્યતાનો ખ્યાલ લેઇ આપણે અણહિલવાડના પાટણના મંત્રકલા કૌશલ્ય બતાવનારાં રાણીની વાવ અને સહસ્ત્રલિંગ તળાવ તરફ નજર કરીએ.

**અણહિલવાડ પાટણની રાણીની વાવ.**

આ રાણીની વાવ પાટણથી ઉત્તર પશ્ચિમમાં સહસ્ત્રલિંગ તળાવથી થોડે છેટે આવી છે. તે ભીમદેવની રાણી ઉદયમતિએ ૧૦૧૨–૬૩માં બંધાવી છે હમણાંના તેના અવશેષ પરથી જણાય છે કે તે ૫૫૫' લાંબી છે. કર્નલ ટૉડનો રિપોર્ટ કહે છે કે "ત્યાંના પદાર્થો હમણાંના શહેર પાસેનો નવો કુવો બંધાવામાં વાપરેલા છે. હમણાં તેના માપનું અનુમાન કરતાં અને રહેલી નકસી કામ વિચારતાં તે તેના વખતમાં ગુજરાતમાં સૌથી સરસ હશે. કુવાની ભિંતો બાહારથી પથ્થરની અને અંદરથી ઈંટોની છે. તેમાંથી ટેકણો કાઢીને ફરતી ગેલેરી કાઢેલી છે. આ ટેકણો (બ્રેકેટસ) બહુજ ઉત્તમ રીતે કોરેલાં છે. અને તેમને ડભોઇના અને ઝીંઝુવાડાના કોટના દરવાજામાં વાપરેલા બ્રેકેટસની પેઠેજ વાપર્યા છે. તેના થાંભલાઓની ઢબ બરોબર આબુ પર્વત પરના વિમળશાહે બંધાવેલા દેવળના થાંભલા જેવી છે. ઈ. સ ૧૦૩૨. આમ હિંદુ સ્થાપત્ય પર જૈનસ્થાપત્યની કેવી અસર થયેલી છે તે સમજી શકાશે.

**સહસ્ત્રલિંગ તળાવ.**

સિદ્ધરાજ જયસિંહનું બંધાવેલું આ તળાવ ગુજરાતમાં સર્વે કોઇ કરતાં મોટું છે. તેને ફરતાં પગથિયાં પર ૧૦૦૦ શિવલીંગો મૂકાયલાં હોઇ તેનું નામ સહસ્ત્રલિંગ તળાવ પડયું છે. તેના બરોબર મધ્યમાં રૂદ્રેશ્વરનું દેવળ બંધાયલું હતું. પણ પાછળથી મુસલમાનોએ તેને કાઢી નાંખીને તેની જગોએ તેમને ફાવતો રોજો ઉભો કરી દીધો. હવે તો આ બધું નાશ પામી ગયા જેવું થઇ ગયું છે. તળાવની જગાએ ખેતર થઇ ગયું છે. ફરતાં પગથિયાંપરના પથ્થરાઓ નીકળી જઇ ઇંટો ખુલ્લી દેખાય છે અને ઘણાં લિંગો ઉખડી ગયાં છે, અને કેટલાંક જમીનથી અને ઘાસથી દટાઇ ગયાં છે. વીરમગામનું મનસુર (મુનસર) તળાવ જે સિદ્ધરાજનું બંધાવેલું ગણાય છે, તે આ મોટા સહસ્ત્રલિંગ તળાવનું ભાન કરાવે તેમ છે. વીરમગામના મુનસર

**વિરમગામનું મુનસર તળાવ.**

તળાવને ફરતાં સઘળી બાજૂએ પગથિયાં આવેલાં છે. ઓવારાના સૌથી ઉપરના પરથાર પર દેહરીઓની હારો છે આ દેહરીઓમાં શિવલિંગની સ્થાપના કરેલી કહેવામાં આવે છે પ્રત્યેક દેહેરીના શિખર નીચે આરપાર ભોક (કાણું) રાખી તેમાંથી દોર પસાર કરવામાં આવેલો હતો અને તે દોરને લગાડીને દેહરીઓની અંદર ઘંટડીઓ બાંધવામાં આવેલી હતી. આ નાના ઘંટ જ્યારે મુખ્ય મંદિરમાં આરતિકા કરતી વખતે ઘંટ વગાડવામાં આવે ત્યારે આ મુખ્ય દોર ખેંચવાથી સઘળી ઘંટાઓ નાદ કરે. તળાવની પશ્ચિમ બાજૂએ માતાજીનું સરસ મંદિર બનાવેલું છે. લોકોને નહાવાના ઓવારાના ભાગપર અમુક અમુક ઠેકાણે ઢોર વિગેરેને પાણી પીવાની વ્યવસ્થા માટે ઢાળ કરેલા છે ત્યાં નાનાં પણ દહેરીઓથી મોટાં દેવળો બંધાવેલાં છે. ત્યાં સ્નાન કર્યા પછી પ્રજાજન પોતાની ભક્તિભાવના પ્રમાણે દર્શન કરી ઘેર જાય. વિશેષ જોવાનું તો એ છે કે આ તળાવના ઉત્તર પૂર્વ બાજની

બાજૂએ રાજકુટુંબની મલાજાદાર સ્ત્રીયોને માટે સ્નાન કરવાની સવડ કરવામાં આવી છે, જ્યાં સ્નાન કરતાં આજૂબાજૂના માણસોની દૃષ્ટિ જઇશકે નહિં. આ સરોવરમાં પાણીના સંચય માટે હાલની પદ્ધતિને મળતીજ ગરનાળાં વિગેરે યુક્તિસર બાંધી વ્યવસ્થા રાખવામાં આવી છે. આ સર્વે જ્યારે પૂર્ણ વ્યવસ્થામાં હશે ત્યારે કેવો રમ્ય દેખાવ લાગતો હશે તેની કલ્પના ન થઇ શકે તેવું દેખાય છે.

*　　　*　　　*　　　*

આગળ જતાં મુસલમાનોના હાથમાં આ જગા આવતાં ત્યાં મુસલમાનોનાં બાંધકામ થયાં. આ મોઢેરાનું ગામડું રૂપેણ નદીને મળનારી પુષ્પાવતી નદી પર આવેલું છે, અને હમણાં ત્યાં થોડાંએક ઝુપડાં કરતાં વધારે સંખ્યામાં ઘરો નથી. તોપણ ત્યાંના ઉભાં રહેલાં પુરાતની મકાનોથી આપણને તે સ્થળ ઉપયોગનું છે. મોઢેરા, તે મોઢેરાપુર કે મોઢેરા જ્યાં પહેલાં મોઢ બ્રાહ્મણ રહેતા અને જે બ્રાહ્મણો હાલ મોઢ વાણિયાના ગોરો છે.

**મોઢેરા.**

આ ગામની પશ્ચિમે એક મોટું તળાવ છે જેને ફરતાં પગથીયાં હાલ તો ઉખડી ગયાં છે, તેનાથી ઉત્તર પૂર્વમાં એક અઢાર થાંભલાઓવાળી હિંદી પદ્ધતિની મસિદ છે. ત્યાંથીજ પશ્ચિમમાંજ આગળ જતાં આગળના ભાગમાં લંબચોરસ આકારના કુંડવાળું સૂર્યનારાયણનું દેવળ છે. આપણે ત્યાંજ અટકવનું છે. કોઇ પણ પુરાણા મકાનનો અણિ શુદ્ધ ભાગ આપણને જોવો હોય તો આ સૂર્યનારાયણના મંદિરનો મંડપ છે. કર્નલ મોનીયર વિલ્યમ્સ સર્વે જનરલે આની મુલાકાત લીધી છે; અને તેને જોતાં તે નીચે પ્રમાણે ઉદ્ગાર કાઢે છેઃ— "પુરાણા હિંદ સ્થાપત્યનો સર્વોત્તમ દાખલો મેં ક્યાએ જોયો હોય તો તે આ મોઢેરામાં છે. હાલ તો ચિર-સ્મરણિય બુદ્ધના પાગોડાના જેવો છતાં એવી તો હુશિયારીથી શણગારવામાં આવેલો છે કે સહજ સમજી શકાય, તે તેના બાંધનારની વૃત્તિ તેને મનુષ્ય જેટલું કરી શકે તેટલું શણગારવાની હોવી જોઇએ. તેમાં વપરાયલા થાંભલાઓ ઘણાજ સુંદર છે અને તેને આજૂબાજૂની લગાડેલી નકશીથી વધારે સુશોભિત કર્યા છે. આની સુંદરતા અને સફાઈ હાલના સુધરેલા જમાનાના વલણ (taste) ના મુકાબલે બિલકુલ ઉણપવાળી નથી અને તે બહુજ હુશિયાર મનુષ્યની કૃતિનું પરિણામ છે.

**સૂર્યનારાયણનું મંદિર.**

થાંભલાઓની કુંભી અસંખ્ય પુતળાંથી શણગારેલી છે. અને આ બધાં દેવદેવીઓ છે તેના ઉપરના ઘૂમટ મુસલમાનોની તોપોથી ઉડી ગયા છે, પણ તેના નીચેના થરો હજુ રહ્યા છે, જેઓ બહુજ સફાઇથી કોતરેલા છે.

આ પાગોડાના અગ્ર ભાગમાં ૯૦'×૭૦' વારનું એક પથ્થરનું બાંધેલું તળાવ છે, અને તેમાં પગથિયાં પર નાની દહેરિઓ આવી રહેલી છે. આ તળાવમાં હમણાં તો ઘાસ ઉગી નીકળ્યું છે અને પાણી પણ ખરાબ છે.

મને યાદ નથી કે હિંદુસ્તાનમાં જેના પથ્થરો પર કાળની ખરેખરી અસર જણાઇ આવે એવું મેં આ પાગોડા જેવું મકાન બીજે કંઇ જોયું હોય. અમે બીજી ઘણી જગાઓ ફરી ફરીને જોઇ પણ જેટલો વખત આના અવલોકનમાં ગાળ્યો તેટલો બીજે કંઈ ગાળ્યો નથી. એનાં ઘણાં ખરાં પૂતળાંઓ તો દેવોનાં અને પરમ પુરૂષોની જીંદગીનાં ચિત્રો બતાવે છે. મકાનની બાહાર લગભગ ૧૮ આંગળના ફરતા પોહોળા પટામાં પુરૂષો, સ્ત્રીયો, ઘોડાઓ, અને બીજાં પ્રાણીઓ પોતાનો કંઇ પરમ પવિત્ર ઇતિહાસ બતાવતાં હોય તેમ કરેલાં છે. આ પટાની નીચે અને લગભગ જમીનની પાસે ત્રીજો એક હાથીઓનો પટો છે."

જ્યારે એક પરદેશી આ મકાનને જોઇ ઉપરના ઉદ્ગાર કાઢે છે, ત્યારે હું નથી ધારતો કે કોઇ પણ હિંદુ તેને જોઇને મગરૂર થયા વિના રહે.

હવે આપણે તેની અંદરના પ્લાનની વ્યવસ્થા જોઇને વડનગરની ઉભી રહેલી તોરણોવાળી કમાનો કે કીર્તિસ્થંભો જોઇએ.

**મંદિરની રચના.** મુખ્ય દેવળ પૂર્વાભિમુખે છે. મૂર્તિસ્થાનની આગળ એક ગર્ભ છે, અને તેના આગળ એક ગર્ભ છે, અને તેના આગળ એક મોટો મંડપ છે, તે સભામંડપ કે રંગમંડપ. તેની બાજૂમાં એક નાનકડો કુંડ છે અને તેને રામકુંડ કહે છે. એક શિલ્પશાસ્ત્રીના કહેવા પ્રમાણે તે મંદિર શાસ્ત્રીય પદ્ધતિના બાંધો હોઇ ઉત્તમ પ્રકારનું હતું. આખું દેવળ ૫૧' અને ૯ આંગળનું લાંબું અને ૨૫' ફૂટ અને ૮ આગળ પોહોળું હોઇ તેમાં પોહોળાઇ કરતાં લંબાઇ લગભગ બમણી થાય છે, જે કદાચ પ્રમાણસર હોવાનો નિયમ હશે. મૂર્તિસ્થાન આગળના ભાગમાંજ દ્વાર હોઇ ત્રણ બાજુથી બંધ છે, અને તેને ફરતો પ્રદક્ષણા ભ્રમ માટે માર્ગ રાખી બાહાર દિવાલ રચી છે. આ માર્ગને છાપરાથી ઢાંક્યો છે. મંડપનું છાપરૂં આઠ મુખ્ય થાંભલા જેની ઉંચાઇ ૧૩'–૬ (આંગળ) છે તેનાથી ઉંચકાયું છે. અને તે આઠમાંના આડી અને ઉભી હારમાંના થાંભલા સામે તેવાજ બીજા ચાર મૂકીને ચોકડીના આકારમાં મંડપને મોટો કર્યો છે. સૌથી આગળના પૂર્વ તરફના બે થાંભલા આગળ બે દ્વારપાળની જગા સાચવતા જરા મોટા કદના કિર્તિસ્થંભના અવશેષ થાંભલાઓ છે, અને તેની વચ્ચેથી સામે બરોબર મધ્યમાં આવી રહેલા કુંડમાં જવાનાં પગથિયાં શરૂ થાય છે. આમ આ આખી જગા બંન્ને બાજૂથી સરખે અંતરે થયેલાં ભાવમય બાંધકામથી બહુજ રમણીય લાગે છે.

આ દેવળના બાંધકામની ઘટના પરથી એમ કહી શકાય કે તે ૧૧ મા સેકામાં થયેલું હોવું જોઇએ. વળી ૧૦૩૨ માં આબૂ પર્વત પરના વિમળશાહે બંધાવેલાં દેવળને તેની સાથે મળતી આવતી હોવાને લીધે, અને તેના પર વિક્રમ સંવત ૧૦૮૩ એવું લખેલું એક પથ્થર પર જડી આવતાં ઉપરનું અનુમાન ખરૂં પડે છે.

## વડનગર.

વડનગરને પહેલાં આનંદપુર કહેતા. તે સિદ્ધપુરથી ૧૯ માઇલ અને વિશલનગરથી ૮ માઇલ છે. હમણાં તે એક ઉજાડ ગામડા જેવું છે. એ જો પહેલાનું આનંદપુરજ હોય તો તે એક સારી વસ્તવાળું મોટું શહેર અગાઉ હશે. વડનગર પરથી વડનગરા નાગરની જાતિ થઇ છે. સ્વર્ગસ્થ દલપતરામ ડાહ્યાભાઇ પોતાના જ્ઞાતિ નિબંધમાં જણાવે છે કે ગુપ્ત સંવત ૨૮૩ માં એટલે કે ઇ. સ. ૬૦૨ માં આનંદપુરમાં નાગરની વસ્તી ઘણી હતી.

ગમે તેમ હોય તોપણ તે ઐતિહાસિક સ્થળ તો ખરૂં જ. સાતમા સૈકામાં મહિ અને સાબરમતી વચ્ચેનો પ્રદેશ વલ્લભી રાજાઓના તાબામાં હતો તે આઠમા સૈકા સુધી તો તેમ-જ રહ્યો. જો વલ્લભીનું રાજ્ય ગમે તેમ પણ ઉત્તર ગુજરાત તરફ વધ્યું હોય તો જે એમ કહેવાય છે તે ઇ. સ. ૭૬૬ માં સાતમા શિલાદિત્યે આનંદપુર પાસેથી ઇનામમાં એક ગામડું લીધું તો તે આ વડનગર હશે. વળી અબુલફઝલ પોતાના આઇને અકબરીમાં જણાવે છે કે વડનગરને ત્રણ હજાર પાગોડા હતા અને તે દરેકને માટે એક એક તળાવ હતું. તેમાં મુખ્ય વસ્તી બ્રાહ્મણોની છે. આ પાગોડાની ગણત્રી જો કે વધારે પડતી છે પણ એમ તો ચોખ્ખું જણાઇ આવે છે કે ત્યાં એક વખત ઘણાં દેવાલયો હશે, અને તે વળી ૧૬ માં સૈકા સુધી. હજુ પણ આપણને હાટકેશ્વર, સોમનાથ મહાદેવ, માહાકાલેશ્વર, જળેશ્વર, અજપાળ, ધાનેશ્વર મહાદેવ, અંબાજીમાતા, અને આશાપુરી માતા ઉપરાંત બે જૈન દેવળો અને હમણાંનું સ્વામિનારાયણનું મંદિર મળી આવે છે.

આ ગામડું નાનું છતાં રમણિય છે. તેની પાસે ગોળાકારમાં સર્પમેણ્ડ નામનું તળાવ છે. કે જે આકારમાં અત્યાર સુધી આપણાં જોયલાં તળાવોમાં અપવાદ રૂપ છે. તેના પશ્ચિમ છેડા પર એ એક ઉંચી જગા પર વસેલું છે અને તેના પર ચઢવાને લગભગ ૩૬૦ જેટલાં પગથિયાં છે.

જુના મકાનોમાં આપણને સૌથી સારો દાખલો ત્યાંના ભવ્ય કીર્તિસ્થંભનો મળે છે.

**કીર્તિસ્થંભ.** આ દરવાજાના રૂપમાં કમાનો છે, અને અંગ્રેજી સ્થાપત્યની triumphel ટ્રાયંફલ આર્ચના (કીર્તિ સ્મારક દરવાજા) જેવી છે, તે શહેરના ઉત્તર ભાગમાં આવેલી છે, અને તેની કલ્પના ઉત્તમ પ્રકારની છે. એમાંના પૂર્વે લક્ષ્યના બે બહુ સારી હાલતમાં છે. સિદ્ધપુરના રૂદ્રમાળના મંડપને આ મળતા છે. તે જમીનથી ૩૫'-૬" ઉંચા છે, પીળા અને લાલ પથ્થરના બનેલા છે અને તેમાં ચુનો બીલકુલ વાપર્યો નથી. તેને મજબુત બનાવવા માટે થાંભલાને લગભગ ૭'-૪" બાજૂ વાળી ચોરસ કુંભી બેસાડેલી છે. બે થાંભલાપર સપાટ પાટડો ચઢાવેલો છે, અને તેના પર પુતળાંથી ભરપૂર એવું ત્રિકોણાકારમાં મથાળું કર્યું છે, જેને અંગ્રેજીમાં 'પેડીમેન્ટ' કહે છે. મને અત્યાર સુધી એમ ખબર નહોતી કે આપણામાં પેડીમેન્ટ હશે. થાંભલા પરથી પાટડાના તળીઆના અને મધ્ય ભાગકે તેવી રીતે અર્ધ ગોળાકારમાં સુંદર તોરણ મૂકેલું છે.

આ કીર્તિસ્થંભો શહેરથી મોટા શિવાલયના માર્ગ પર છે અને તે ઇજીપ્તના પાયલોન્સનું સ્મરણ કરાવે છે. તેનો વાપરવાનો હેતુ સારો છે. કપડવણજમાં પણ આવો કીર્તિસ્થંભ છે.

**જૈન અને બ્રાહ્મી સ્થાપત્યનો મુકાબલો.**

આપણાં આ દેવળો જૈનોના ઉત્તમ દેવળોની માફક જોકે આરસપહાણનાં નથી બંધાયાં, તોપણ તેની બાહ્યરેખા (outline) બહુજ ઘાટવાળી છે. દાખલા તરીકે મંદિરના છજાં ઉપરથી શિખરની બંને બાજૂઓ થોડે ઉપર સુધી સમાન્તરે જઇ પછી ગોળાકારમાં મળવા જાય છે; અને તે જ્યાં મળે છે ત્યાં ઉપરના કળશની ટોચ ભેગી થાય છે.

વળી મને આપણા શિવાલયોમાં ઘણી જગોએ પ્રચંડતાનો ભાગ દ્રશ્યમાન થાય છે. જૈનોના દેવળોમાં જેમ ફરતી દેહેરીયોથી, વિશાળતા આવે છે, તેમ આમાં મુખ્ય મંદિરના અગ્રભાગથી સરખે અંતરે બંને બાજૂએ આવી રહેલાં નાનાં નાનાં દેહરાંઓથી, કુંડોથી અને કીર્તિસ્થંભોથી વિશાળતાની સાથે રમણિયતા ઉભી થાય છે, વળી આપણામાં મને કુંડની મજા તો ઓરજ લાગે છે. યંત્રકલા, શાસ્ત્ર બતાવનારાં કુંડો, તળાવો, નદીના ઘાટો, વાવ્રો એનું સ્થાપત્ય જ આપણામાં વિકાસ પામ્યું છે. જ્યાં અહિંસા ધર્મને પ્રાધાન્ય છે, ત્યાં આ જળાશયોને સ્થાનો છે.

દેવાલયોના આ ભાવોનો આધાર તે જેના તેના ઉપાસ્ય દેવ ઉપર રહે છે. આપણા દેવાલય પર શંકરની, સૂર્યની અને દેવ દેવીયોની ઉગ્રતા અને પ્રચંડતાનો ભાવ એ રીતે આવ્યો છે જેને ઇંગ્લીશમાં ડીઝાઈનનું ફોર્સ કહે છે તે ફોર્સ મને આપણા સ્થાપત્ય ઉપર વધારે પ્રતિત થાય છે. જૈનોના દેવળની બહારની સાદાઇ, અંદરની ભવ્યતા, તીર્થંકરોની મૂર્તિનું ગાંભીર્ય એ સર્વનો ભાવ તેમને અવલંબીનેજ રહેલો છે. વળી જૈનોના દેવળની માફક આપણાં દેવળો માત્ર અંદરથીજ ભપકાદાર નહિં હોતાં બહારથી પણ ઘાટવાળા હોઇ પ્રવાસીનું ધ્યાન ખેંચે તેવાં છે.

## મુસલમાની સ્થાપત્ય.

**ઐતિહાસિક.**

આ રીતે ગુજરાતમાં આપણે લગભગ ૧૨ મા સેકા સુધીનું સ્થાપત્ય જોયું. એ પછી ૧૩ મા સેકામાં મુસલમાની રાજ્યની સ્થાપના ગુજરાતમાં થતાં તેમની જરૂરીયાતો પ્રમાણે હિંદુ કારીગરોએ તેમને માટે મકાનો બાંધ્યાં છે. આ મુસલમાનોના ટોળાં ઉત્તરમાંથી હિંદમાં આવ્યાં અને પહેલાં ઉત્તર હિંદમાં પથરાતાં પથરાતાં અને ચઢાઇ કરી દેશો જીતતાં જીતતાં ૧૩ મા સેકામાં ગુજરાતમાં પણ આવી પહોંચ્યા. આ આવેલા મુસલમાનો જે તે દેશમાં રહેવાથી ત્યાં ત્યાંની અસરો અને વલણવાળા થઇ જ્યારે તેઓ ગુજરાતમાં આવ્યા ત્યારે કંઇ નવી નવી કલ્પનાઓ ઉભી થઇ. તેથી તેમનાં વખતનાં ગુજરાતમાં બંધાયેલા સ્થાપત્ય ઉપર તેની અસર થતાં તે બહુજ સુંદર અને પ્રમાણવાળા રૂપમાં આપણને દેખાવ આપે છે.

હિજરીના પહેલા સૈકામાં મુસલમાનોએ સિંધ અને ગુજરાત જીતવા ચઢાઇ કરી, પણ તેમાં તેઓ ન ફાવ્યા, પછી ૧૧૯૬માં મહમદ ગીજની ચઢી આવ્યો અને તે વખતે દિલ્હીની પડતી થયા છતાં ગુજરાતને લગભગ એક સૈકો ચાલુ લડાઇમાંજ ગાળવો પડયો. એટલામાં ૧૨૯૭માં તો અલ્લાઉદ્દીન ખીલજીએ કરણ વાઘેલા પાસેથી ગુજરાત લઇ ત્યાં સુબાઓ પણ નીમી દીધા. વળી ૧૩૫૧માં ત્રીજા મહમદશાહે મુજફરશાહને વાઇસરોય તરીકે નીમ્યો. આ બધું તૈમુરલીંગની ચઢાઇની સમાપ્તિ પર થયું. તેવામાં મુજફ્ફરે સ્વતંત્ર થઇ ગુજરાતમાં પોતાની સત્તા સ્થાપી. આ બે સૈકામાં જો કે અહમદશાહી વંશ રાજ્યગાદી ભોગવતો હતો તોપણ તેમને તાબાનાં રાજ્યો સાથે ઝઘડા તો થવાજ. આથી મૂળ સત્તા રાજધાની પરજ રહી. અને આસપાસના મુલકમાં તો હિંદુ રાજાઓનું જોર હતું. આ વખતે રાજધાની અમદાવાદમાં હતી અને તેને સ્થાપનાર અહમદશાહે તેને પૂરતી સુશોભિત કરવાને શ્રમ લીધો. હિંદુઓ પોતાનો ધર્મ બરોબર રીતે પાળતા હતા, અને જો કે ધોળકા, અહેમદાવાદ વિગેરે મોટાં ગામમાં મુસલમાનોએ પોતાનાં મસિદ વીગેરે બંધાવ્યાં છતાં હિંદુ મંદિરો પણ તેટલાજ જોસમાં બંધાતાં. અને આથી કરીને ઉપરોક્ત મુસલમાની બાંધકામોમાં પણ હિંદુ કારીગરો લાગેલા હોઇ એમના બાંધકામો પર હિંદુ સ્થાપત્યની છાયા આવીજ.

**મુસલમાની સ્થાપત્ય તે આપણાનોજ વિકાસ છે.**

આ નવાં મુસલમાની બાંધકામોમાં મુસલમાની સત્વ ઓછું છે. તેમણે આપણા હિંદુના થાંભલાઓ અને મંડપના ઘૂમટો લીધા. નિર્જળ અરબસ્તાનના સ્મરણવાળા મુસલમાનોએ જ્યારે આપણા પાણીના કુંડો જોયા ત્યારે તેમને તે બહુજ ભવ્ય લાગ્યા. પોતાની દરેક મસજીદમાં આને જરૂરતનું અંગ ગણીને સ્થાન આપ્યું.

અરબસ્તાનમાંથી તેમનો ધર્મ ઉદ્‌ભવ્યો છે. તેમના ધર્મનું મુખ્ય સૂત્ર છે એ કે ઇશ્વર એક છે, અને " મહમદ એનો પેગંબર" છે. ઇશ્વરની કૃતિ મનુષ્યોથી નજ થાય તેવી માન્યતા હોવાથી તેમનાં બાંધકામોમાં પ્રાણીઓનાં પુતળાંનું અને નકશીનું કામ ન થયું. અરબસ્તાનના ઉજ્જડ મેદાનમાં ચોખ્ખા સપાટી જેવા આકાશમાં કુદરતી દેખાવ જેવા કે સૂર્ય, ચંદ્ર, તારા અને ક્યાંક ક્યાંક ઝાડવાંઓ બાહ્ય ઉપાધી નહિં હોવાને લીધે સ્પષ્ટ બાહ્ય રેખાવાળી આકૃતિમાં દેખાતા અને તેથી તેમના ડીઝાઇનોમાં સપાટી પરનાં ચિત્રો સ્પષ્ટ રેખાવાળાં અને સફાઇવાળાં થયાં, આજ એમનો, દરેક પદાર્થ સ્પષ્ટ રેખામાં બતાવવાનો અંતિમ ઉદ્દેશ લાગે છે. નાનામાં નાની કારીગરીનાં વાસણો તેમનાં કપડાં વિગેરે હમેશમાં ઉપયોગમાં આવતી ચીજો પરનું નકશી કામ બહુજ સ્પષ્ટ લીટીઓથી જોવામાં આવે છે. તેમજ તેમના વખતનાં ચિત્રો તેમજ સ્થાપત્ય પરનું નકશી કામ પણ તેવુંજ ચોખ્ખું દેખાય છે.

આપણાં દેવળો જેમ પૂર્વાભિમુખે છે, તેમ તેમનામાં મહમદનું સ્થાન મક્કા પશ્ચિમ તરફનું હોઇ મસિદો પૂર્વાભિમુખે થઇ, અને તેમનામાં એક સાથે બેસી નિમાજ પઢવાનો નિયમ હોવાથી મસિદો કદમાં મોટી થઇ. આપણા મંડપોની રચનાનોજ આમાં ઉપયોગ થયો છે અને જેવી રીતે મંડપનો અષ્ટકોણ ઘૂમટ ટેકાવનારા થાંભલાઓમાં આપણે વધારે થાંભલા ઉમેરી મોટો

કરીએ છીએ, તેમજ આ મસિદોને પણ મોટી કરી છે. ફરતી દેહરીઓનું પણ અનુકરણ આં મસિદોમાં થયું છે.

**ઉપરથી અણીવાળી કમાનો પણ આપણીજ છે.**

મસિદો મોટી થવાની સાથે તેના બારણાંઓને પણ મોટાં કરવાની જરૂર જણાઇ અને તેથી કરીને કમાનોનો જન્મ થયો. આ કમાનો ઉપરથી અણીવાળી છે અને તેને માટે ઘણા યુરોપિયન લેખકોનો મત એવો હતો કે આ કમાનો મુસલમાનોની સ્વયંકલ્પિત છે; અને તેમણેજ હિંદુઓને શીખવી છે. પણ હમણાંના નવા લખનાર મી. હાવેલે સિદ્ધ કર્યું છે કે કમાન તો શું પણ હાલમાં જે કંઇ મુસલમાની સ્થાપત્યમાં આપણને નવું લાગે છે તે નવું ન હોતાં આપણુજ બીજનું ફળ છે. આપણુંજ સ્થાપત્યનો વિકાસ છે. આગળ કહેવાઇ ગયું છે કે મુસલમાનો ઉત્તર હિંદમાંથી ફરતા ફરતા ત્યાંની ચીજો લેતા આવ્યા છે. એ તરફ બિહાર ઓરિસા પાસે બુદ્ધ ગયામાં જુનું દેવળ છે કે જેમાં આવી અણીવાળી કમાન દીઠામાં આવે છે. એનો મુસલમાનોએ દાખલો લીધો. ગુજરાતમાં આવ્યા પછી જુનાં કેટલાંક કામોમાં તો આવી કમાનો વપરાતી નહોતી, પણ પાછળથી એ કમાનો વપરાવા લાગી.

ગુજરાતમાં એ કમાનો હિંદુ સ્થાપત્યમાં કેમ ન વપરાઇ તેનું કારણ તો એ છે કે પૂરતાં જોઇએ તેટલી લંબાઇનાં લાકડાં અને પથ્થરો મળી શકતા અને આપણા દેવાલયોનાં બારણાં વધારે પોહોળાં રાખવાની જરૂરજ નહોતી, કારણ કે આપણે કાંઇ ઝાઝી સંખ્યામાં એક સાથે પુજા કરવા જતા નહિં કે જેથી કરીને મંદિરો મોટાં કરીને બારણાંઓ પણ મોટાં કરવાં પડે. મુસલેમાનોમાં મસિદોની વિશાળતાના પ્રમાણમાં બારણાંઓ પણ મોટાં રાખવાં પડયાં, અને તેથી કમાનોની જરૂર જણાઈ.

**બૌડખાનાં તે બુદ્ધસ્થાન છે, અને મસિદો તેનું જ અનુકરણ છે.**

બને કે એટલું તો ખરૂં કે બુદ્ધના વખતના પહેલાં પણ ઇજીપ્તમાં અને એશિયા માઇનોરમાં કમાનો વપરાતી અને એનું પણ અનુકરણ હોઇ શકે, પણ મસિદની સામેની ભીંતમાં જે કમાનને તેઓ પુજે છે, તે કમાનો તો આપણી કમાનો પરથીજ થઇ છે. જ્યારે આરબ લોકોએ આપણા હિંદપર ચઢાઇ કરવાનું શરૂ કીધું, ત્યારે જે જે બુદ્ધની ગુફાઓ તેમના હાથમાં આવી, તેમાંની આપણી મૂર્તિઓ ઉંચકી લઇને બાકી રહેલા કમાનના જેવા ગોખલાને તેઓ પુજવા લાગ્યા. આવા ગોખલાઓ દરેક મસિદમાં જોવામાં આવે છે. તેને તેઓ 'મહેરાબ' કહે છે. વળી બુદ્ધની સાથે આ ઇસ્લામી ધર્મના સંબંધને વધારે ટેકો આપે એવી બાબત તો એ છે કે મુરીશ સ્થાપત્યમાં જે ઘોડાના ખરીની આકારની (હોર્સ શુ) કમાન દેખાય છે તે ચોક્ખી બુદ્ધની એજન્ટાની ગુફાઓમાંનાં જેવી છે. આ કમાનો પહેલાં ઇજીપ્તમાં હતી; અને તે બુદ્ધની અસર છે તેમ પ્રો. ફ્લીન્ડર્સ પેટ્રીએ શોધી કાઢયું છે. વળી આરબો પોતાના દેવળોને "બૌડખાના" કહે છે તે ચોક્ખું બૌદ્ધસ્થાનનો અપભ્રંશ છે.

**ગોળ ઘૂમટો તે આપણાજ છે. મુસલમાની સ્થાપત્યની છાયા.**

વળી તેઓએ જે ઘૂમટો વાળ્યા છે તે પણ આપણાજ ઠરે છે. જૈન દેવળો ઉપરના જે ઘૂમટો ઉપર એઠા ઘાટના શંકુ આકારનું આચ્છાદન હતું તેજ આચ્છાદન આ મુસલમાનના વખતમાં ગોળાકારમાં દેખાવ આપે છે. વળી જૂની ગુફાઓમાં મૂર્તિપર પાણીના પરપોટા જેવા આકારના ગોળ ઘૂમટો મૂકાતા, અને હિંદુ સ્થાપત્યપર લખાયલા રામ રાજના પુસ્તકમાં આવા ઘૂમટો માટે નિયમો પણ જણાવ્યા છે. આ બધું જોતાં આપણા સ્થાપત્ય પર મુસલમાની અસર માત્ર વિશાળતામાં, ભૌમિતિક આકારમાં અને સ્પષ્ટ લીટીઓના સપાટોપના આલેખનોપરજ થઇ છે. હવે આપણે સૈકાવાર મકાનો જોઇએ.

**મસીદમાં હિંદુનાં દેવળનું અનુકરણ.**

૧૩૧૧માં જ્યારે મુજફ્ફરશાહની સત્તા નીચે ગુજરાત આવ્યું ત્યારે ગુજરાતમાં બાંધેલાં સુંદર મકાનોના અવશેષો હયાત હતા, જેવા કે મોઢેરા, ડભોઇ વગેરે. ૧૩૨૫માં ખંભાતમાં બંધાયેલી જુમામસિદનો ઘણોખરો ભાગ મોઢેરાના મંડપ જેવોજ છે, અને ધોળકાની ઇલાલખાન કાજીની મસિદ અને તેમાંની ટાંક મસિદ પણ એજ પદ્ધત્તિનાં જણાય છે. આ મસિદોમાં થાંભલાઓ અને ઘૂમટો બરોબર હિંદુ દેવળના જેવાજ છે. એવીજ રીતે અમદાવાદની આસપાસનાં તે વખતે બંધાયેલાં મકાનોની પદ્ધત્તિ હિંદુઓના દેવળને એકસરખી રીતે મળતી આવે છે. ખુદ અમદાવાદમાં પણ હિંદી સ્થાપત્યની અસર ઠેરઠેર, માલમ પડી આવે છે. મસિદો પણ હિંદુ પદ્ધતિની છે. માત્ર જ્યાં ત્યાં કમાનો દાખલ કરી છે, એટલોજ ભેદ છે.

**અમદાવાદની પ્રખ્યાત જુમામસીદ અને રાણપુરનું જૈન મંદિર.**

ગુજરાતની પેહેલી રાજધાની અણહિલવાડ પાટણમાં હતી. આપણે ત્યાનું અવલોકન કરી ગયા છીએ. અહમદશાહ બીજાએ પોતાની રાજધાની ત્યાંથી ફેરવીને હાલનું અહમદાવાદ જે તે વખતનું કર્ણાવતી હતું ત્યાં ફેરવી અને એણે પોતાની રાજધાની મકાનો બાંધી સુશોભિત કરવા માંડી. આમાંથી મુખ્ય ધ્યાન ખેંચે તેવી જુમામસિદ છે. એજ વખતે અમદાવાદની ૬૦ માઇલ દૂર આવેલા રાણપુર ગામમાં ત્યાંના કુંભરાણાએ જૈન દેવળો બંધાવ્યાં છે. આ બંને મકાનો સમકાલિન હોવા છતાં એ જૈન દેવળ આ મસિદના કરતાં વધારે સારૂં અને ભવ્ય લાગે છે. કારણ કે તેમાં ખરેખરી કળા છે. જ્યારે બીજામાં બધું શુષ્ક લાગે છે. આ જુમામસિદમાં આગળના દર્શનનાં પાંચ ખાતાં પાડેલાં છે. એના બે છેડાઓમાંથી વચ્ચેની ઉંચાઇએ મળે તેવી રીતે બે લીટીઓ દોરતાં ત્રિકોણાકારમાં રૂપરેખા બંધાય છે, જે હિંદુ સ્થાપત્યની ખાસીયત છે. એમાં વપરાયલી નાની નાની કમાનો તે હિંદુઓના તોરણોનું રૂપાંતર છે અને મોટી ખૂણાવાળી કમાનો તો ઉત્તર હિંદમાંથી આ બાજૂ આવેલી છે. આ ત્રણ મોટી કમાનોની બરાબર ટોચના (key) પથ્થર પર પીંપલ પત્ર કોરેલું છે કે જે હિંદનું પૌરાણિક ચિહ્ન છે. જે મિનારતો કરવામાં આવી છે, તે પણ મુસલમાની સત્તની નહિ હોતાં ચિતોડના કીર્તિસ્થંભનું અનુકરણ છે. આ જુમામસિદનું સૌન્દર્ય અંદરના નકશી કામમાં વધારે છે, જે ચોખ્ખું હિંદુ છે. અને મુખ્ય મહેરાબ પણ તેની કમાન કાઢી લેતાં હિંદી દ્વાર થઇ રહે છે. મુખ્ય મસિદ જેને લિવાન કહે છે તેના થાંભલાઓની અવસ્થા બરોબર હિંદુ

મંદિરોના જેવી છે, અને ઘૂમટોની રચના પણ તેવીજ છે. આના ઉપર પંદર ઘૂમટ છે. આ ઉપરાંત **ધોલકાની જુમામસિદ** એ એક બીજો દાખલો છે, અને ધોળકાની **અલીફખાન-ની ઈંટના બાંધકામવાળી મસિદ** જે ૧૪૫૦ માં બંધાવેલી હોય એમ લાગે છે. તે એના ઉપરના પ્લાસ્ટરના કોતરકામ માટે વખાણવા લાયક છે. મુખ્ય હિસ્સો ઈંટનો છે અને બાહારથી કોઇ જગાએ પથ્થરથી, પ્લાસ્ટરથી અને આરસથી છાઇ દીધી છે. અલીફખાન મસિદનું જે દ્વાર છે તે ખાસ જોવા જેવું છે.

અમદાવાદની પાસેના સરખેજનો રોજો અને મસિદો આજ સૈકામાં થયેલાં છે, અને તે એની સોંસરી કોતરણી માટે પ્રખ્યાત છે. આ કોતરણી બીજી કોઇ જ નહિં પણ જે આપણે આબુ પર્વત પરનાં દેવળોમાં જોઇ ગયા છીએ તેજ, પણ વધારે બારીકાઇથી કરેલી છે. આ સરખેજની કબરોમાં **એક અહમદશાહની** કબર છે, જે અહમદ જંગબક્ષને માટેની છે. આ બધાની પદ્ધતિ, એક ચોરસમાં થાંભલાઓથી મુખ્ય ઘૂમટને ઉપાડેલો હોય તેવી છે. થાંભલાઓ ચોરસ છે અને એનાં શરાં ( capital ) હિંદુઓના જેવાં હોય છે.

**સરખેજના રોજાઓ.**

આ કબરોમાં બીજી એક **સૈયદ ઉસ્માનની અમદાવાદ પાસેની છે**, અને તે એના ઘૂમટની રચના માટે જાણવા જેવી છે. તેનો ઘૂમટ અષ્ટકોણમાં ઉભો નહિ થતાં દ્વાદશકોણમાં ઉભો થાય છે. આ કબર ૧૪૬૦ માં થયેલી છે, તેજ વખતે અમદાવાદમાં મહમદ બેગડાના **કારભારી સૈયદમુબારકની કબર** થયેલી છે. આ કબર એની ઘૂમટની રચના માટે જાણવા જેવી છે. અત્યાર સુધીમાં થયેલા ઘૂમટો અષ્ટકોણાકૃતિમાં મૂકાયેલા આડા પાટડાઓથી ઉંચકવામાં આવતા, પણ આ સ્થળે તો ઘૂમટને અષ્ટકોણ આકૃતિમાં કમાનો કરી ઉંચકવામાં આવ્યો છે. વળી અગાશીપરથી મુખ્ય ઘૂમટને જરા ઉંચો લેઇને તેમાંથી અજવાળું આવવાને માટે બારીઓ મૂકેલી છે, જે અસલના બીઝેનટાઇન સ્થાપત્યનું ભાન કરાવે તેવું છે

## ગુજરાતમાં ૧૬ મા સૈકાનું સ્થાપત્ય.

ગુજરાતનો પંદરમો સૈકો મુસલમાન અને હિંદુ રાજાની લડાઇમાં પસાર થઇ ગયો. ૧૪૪૧-૪૨ માં અહમદશાહ પછીના આવનારા માણસો તો ખાઇ પીને હિંદુ દેવળોનો નાશ કરવા લાગેલા જણાય છે. સોળમા સૈકાની શરૂઆતમાં ગુજરાતના મહમદશાહ બેગડાની નીચે "અમદાવાદ એ હિંદુસ્થાનનું બહુજ રમણીય શહેર થઇ ગયું." ઇ. સ. ૧૪૮૪ માં મહમદે ચાંપાનેરનો ડુંગરી કિલ્લો સર કર્યો, એ વખતે ત્યાં જયસીંહ પતાઇ રાવલ રાજ્ય કરતો હતો, તે ઘાયલ થયો અને પકડાયો, પણ તેણે ઇસ્લામ ધર્મ માન્ય કરવા કરતાં મરવું પસંદ કર્યું, મહમદે ત્યાં રાજ્યધાની કરી. ૧૫૧૧ માં એના મરણ પેહેલાં ઘણાં કિંમતી મકાનો બાંધ્યાં. એમાંની જુમા મસિદ તે વખતના તેની જાતના મકાનોમાં સૌથી ઉત્તમ છે. દિલ્હીની જુમા મસિદ કરતાં જો કે તે નાની છે પણ એનું દર્શન ઘણુંજ પ્રમાણસર છે. તેના દરેક અવયવમાંથી ઇસ્લામી ધર્મનું બળ ઝળકે છે, અને એની અંદરની શોભા ઉત્તમ ગણાવી એવી

**ચાંપાનેરની જુમા મસીદ.** બીઝેન્ટાઈન પદ્ધતિથી પણ ચઢતી છે. ગુજરાતના બાંધનારાઓએ અમદાવાદમાં લગભગ એક સૈકામાં મેળવેલા અનુભવથી કમાનોનો ઉપયોગ બહુજ સારી રીતે અહીંયાં કર્યો છે. આનો ખુલ્લો ચોક પ્રમાણસર છે, અને આનો મુખ્ય "ત્રિકોણાકાર" દેખાવ રાણપુરના દેવળને વધારે મળતો છે. મસિદની પછવાડેની દિવાલપર બહુ સારી જાતની બારીઓ મૂકેલી છે. આગળનું મુખ્ય દ્વાર એક ઘૂમટવાળા મંડપની આગળ છે. લિવાનનું દર્શન બહુજ હોંશિયારીથી તૈયાર કરેલું છે. લિવાનની ઉપર ૧૧ ઘૂમટો છે. ચાર ચાર આગળ પાછળ અને ત્રણ ઉત્તર દક્ષિણની લાઇનમાં મધ્યમાં મૂકેલા છે. વચ્ચેનો મુખ્ય ઘૂમટ અષ્ટકોણાકૃતિપર ઉભો થાય છે તે બીજાઓના કરતાં ઉંચો છે. તેને અંદરના ભાગમાં ૧૬ આરાઓ (Ribs) કરેલા છે. લિવાનની સામેની દિવાલપર સાત મહેરાબ મૂકેલા છે જેમાંનો વચ્ચેનો વધારે મોટો અને સુંદર છે. ત્યાંની પછી બીજે નંબરે મગીનાની મસિદ છે. તેની અંદરનું બારીઓનું કોતરકામ વધારે ચઢતું છે મુખ્ય દરવાજા પાસે જુમા મસિદના જેવાજ એ મોટા ઉંચા મિનારા છે, બાકી ઘણો ખરો ભાગ જુમા મસિદને મળતો છે. ચાંપાનેરમાં રાજગાદી આવ્યા છતાં પણ જુની રાજધાની અમદાવાદમાં હજુ કોઇ કોઇ મકાનો ચાલુજ હતાં. આમાં એક રાણી રૂપવતીની મસિદ થઇ. એના લિવાનની બહારના મિનારાની ઉંચાઇ ઉંડી જતાં દર્શનમાં જરા ખામી લાગે છે પણ તે નહિં જેવી છે. અમદાવાદની બીજી બધી મસિદો કરતાં એનો પ્રયત્ન ફતેહમંદ નિવડયો છે. એ જુમા મસિદ કરતાં નાની છે, અને હમણાં માત્ર લિવાનજ ઉભું રહેલું છે. લિવાનની બહારના ગોખો કે જે હિંદુ દેવળોનું ગોખોના અનુકરણ છે તે બહુજ સંભાળપૂર્વક કોતરેલા છે. આ મસિદની પાસે રાણી રૂપવતીની કબર પણ છે તે બહુજ (સામેટ્રીકલ) સમ્મિત અને કંઇક એવી કરેલી છે કે બહુજ સુંદર અને મોહક લાગે છે અને અત્યાર સુધીમાં થયેલી કબરોમાં અગ્રસ્થાન લે છે. થાંભલાઓ અને નાના નાના અવયવો હિંદુઓનાં છે, પણ કબરનું સ્થાપત્યજ હિંદુઓમાં નહોતું એટલેજ અંશે આપણે તેને મુસલમાનનું કહીશું.

**રાણી સીપરીની મસિદ.** આ પછી આપણે રાણી સીપરીની મસજીદ જોઇએ તે પણ આજ વખતમાં થએલી છે. એની પૂર્ણાહુતીની તારીખ તેના લખાણ પ્રમાણે ૧૫૧૪ની છે. મહમદશાહ બેગડાની એક રાણીએ તેના અબુખાની નામના દિકરાની યાદગીરીમાં તેને બંધાવી છે. આ મસિદ બહુ નાની છે. લિવાન. માત્ર ૪૮+૧૯½ ફુટ છે, અને તેમાં કોઇ પણ આર્ચ નહીં વપરાયેલી હોઇને જોવા જેવી છે. એનો એકંદર દેખાવ બહુ રમણિય છે. એના બધા અવયવો એકજ દિશા તરફ કામ કરતા દેખાય છે, જે સારા સ્થાપત્યનો ગુણ છે. એના મિનારા સપ્રમાણ છે.

**દાદાહરિની વાવ** મસિદો, કબરો, અને મહેલોજ માત્ર આ સોળમા સૈકાની વસ્તુઓ હોવા ઉપરાંત સામાજીક ગૃહો, કુવાઓ, ખોદકામ, ન્હાવાની જગાઓ વિગેરે બીજું બધું ઘણું જોવાનું છે. ખાસ કરીને ગુજરાત મોટા કુવાને માટે પ્રસિદ્ધ છે. આ આપણાં સાર્વજનિક કામો છે. જેમાં દાદાહરિની વાવ, મહમદશાહ બેગડાની બાઇ શ્રી હરિરએ બંધાવેલી છે. જુની હિંદુની વાવોના જેવોજ તેનો આકાર છે. અને તેના પાણીનો ઉપયોગ ખેતરના તેમજ ઘરના ઉપયોગ માટે છે. કુવાની પાસે એક ટાંકું જોડાયેલું છે કે જ્યાંનું

પાણી ન્હાવાના તેમજ ધોવાના ઉપયોગમાં આવે છે, બાહાર એક ઘૂમટવાળી છત્રી છે કે જ્યાંથી કુવામાં ઉતરવાનાં પગથીયાં શરૂ થાય છે તે ૧૮૩ ફુટ લાંબા છે. તેમાં સરખે સરખે અંતરે પરથાર ( landing places ) છે ત્યાં થાંભલાઓ મૂકીને તેના ઉપર આચ્છાદન કરી દીધેલું છે, જેથી ઉપરની ઉભી દિવાલો પરસ્પર જોડાય છે. આની અંદરનું સુંદર નકશી કામ જોતાં એમ મનમાં થયા વિના નહિ રહે કે ચાંપાનેરની જુમા મસિદ બાંધનારાઓનો જુસ્સો આમાં પ્રવિત થાય છે. હિંદુસ્થાનના બાંધનારાઓને કુવો બાંધવો એ મંદિર બાંધવા જેટલુંજ પુન્યશાળી કામ ગણાતું તેથી આ વાવની કારીગરિમાં કાંઇ ઉણપ રખાઇ નથી. એના અંદરના લેખમાં લખેલું છે કે તેનું ખર્ચ ૩,૨૯૦૦૦ થયેલું છે. એ વખતે મહમદના સિક્કા ચાલતા હતા, અને તે ૨૭ સિક્કાના હાલના ૧૩ રૂપીયા થાય. એટલે આનું ખર્ચ ૧, ૫૮.૪૦૦ રૂપીયા થાય. આ ઉપરાંત અડાલજની વાવ, જેઠા મૂળજીની વાવ, તથા માતરભવાનીની વાવો છે.

## મુગલ સત્તાની નીચે સ્થાપત્યનું સ્વરૂપ.

ગુજરાત મૂજફરશાહ ૩ જાની સત્તા નીચે ૧૫૬૧ સુધી રહ્યું. એ પછી ગુજરાત મોગલ સરકારના સ્વાધીનમાં આવ્યું. અને તે દરમીયાન આપણી કલા ઉપર ઇરાનની, અરબસ્તાનની અને યુરોપિ તુર્કસ્તાનની થોડી ઘણી અસર થઇ. બાબરે રાણા સંગને હરાવીને ચિતોડ લીધું. પછી ૧૫૨૯ માં અફઘાનોએ બંગાળા ઉપર હલ્લો કર્યો, તે ૧૫૩૧માં શમી ગયો. બાબરને પોતાની જાતના ધંધાનો શોખ હતો. અને તેને ખાસ કરીને કવિતાઓ, કાવ્ય અને ગાયનનો શોખ હતો. એ એના પૌત્ર અકબર જેવો શીલ્પસોઇર નહોતો. એણે યુરોપના કૉન્સ્ટાન્ટીનોપલથી કેટલાક સ્થપતિઓ બોલાવ્યા અને આ રીતે કૉન્સ્ટૅાન્ટીનોપલની કળાની અસર આપણા ઉપર થઇ. તે એવી ન થઇ કે આપણી કળામાંથી આર્યત્વ ચાલ્યું જાય, પણ આપણે ઉલટું બીજાનાં તત્વો લઇને આર્યત્વને રૂચતાં કર્યાં. બાબરના વખતના જે એક બે મકાનો આપણે જોઇએ છીએ તેના ઉપર બીલકુલ પરસ્પન છાયા નથી. તેની પહેલાં અશોકે પણ પોતાના વખતમાં પરસીપોલીસમાંથી કારીગરો મંગાવ્યા હતા, તે વખતે પણ આપણી

**પરદેશી સ્થપતિને આમંત્રણ, તેમના સ્થાપત્યની અસર, અને આર્યત્વનું અખંડપણું.**

આર્યન કલા આર્યનજ રહી પણ ઉલટો એનો પાસ પરશીયાને બેઠો. પછી કનીષ્ક રાજાએ પણ ગ્રીસ અને રોમમાંથી કારીગરો મંગાવ્યા હતા. એઓ પણ બૌદ્ધોનાં કેટલાંક સત્વો લઇ ગયા તેના મિશ્રણથી હેલેનીક કલાના નામથી તે ગ્રીસમાં સ્થપાઇ. બાબર, હુમાયુ, અને અકબરે અરબસ્તાન, ઇરાન અને ચીનમાંથી કારીગરો બોલાવ્યા પણ તેથી હિંદી સ્થાપત્ય પર અસર થઇ નથી પણ જેને હમણાં મોગલ કલા કહેવાય છે તે ઔરંગઝેબે નાશ કરી ત્યાં સુધી તો આર્યનજ નહિ. આવી રીતે આપણી કલા આર્યત્વ સાચવી રહી. પણ તે પછીના પાદશાહોએ ઇરાની ફેશનને વધારે માન આપ્યું, અને એથી કરીને જહાંગીરના વખતના મકાનો પર કંઇક અંશે ઇરાનની અસર થઇ. આથી આપણામાં બગીચાનો જન્મ થયો, જેમાં કૃત્રિમતાનો ભાવ આવ્યો. પાછળનાં સાહિત્યો ઉપરથી જણાય છે કે આપણા

પહેલાંના બગીચાઓ (ફિવારો) કુદરતને વધારે મળતા હતા, અને તેમાં આખરતા દેખાતું હતું. પરશ્યન સ્થાપત્યમાં મકાનના વિભાગો એક બીજાથી પ્રમાણસર નહોતા કારણકે તેના બાંધનારનું ચિત્ત નાના નાના ભાગો જુદા જુદા રંગથી અને કોતરણીથી ભરી દેવામાં રોકાતું હતું. આપણે આ નકશી કામ લીધું, આ રંગ લીધા, અને પ્રમાણસર વિભાગોમાં ગોઠવી દીધા, આથી આપણી આ કલા વધારે સુંદર રીતે વિકાસ પામી. આગળ જતાં ઇરાનની અસર બહુ થતાં કૃત્રિમતાનો ભાસ રહ્યો કે જે આપણે હુમાયુની કબરમાં જોઇશું. આ બધું દિલ્હીની આસપાસજ હોઇને ગુજરાતમાં ઇરાની કલાની અસર થઇ નથી. ગુજરાતમાં તો એ દરમિયાન ખરાબ થયેલાં મંદિરોનો જીર્ણોદ્ધાર થયો, અને કેટલાંક સાર્વજનિક કામો જેવી કે ધર્મશાળા વગેરે બંધાયાં. હમણાં પણ ઉભાં રહેલાં ગુજરાતનાં મકાનો ધ્યાન ખેંચે તેવાં છે તેનું કારણ ઇરાની કલાની છાયા તેમના પર નથી આવી તે છે.

**રજપુત સત્તા નીચેનું સ્થાપત્ય.**

ઔરંગઝેબના અંત પછી આ મુસલમાની સ્થાપત્ય લગભગ બંધ થયું. એટલે આપણા હિંદુ કારીગરને રજપુત રાજાઓનો આશ્રય લેવો પડ્યો. રજપુતોએ એ વખતે મહેલો બંધાવ્યા. જેવા કે ઉદયપુર, વિકાનેર, જોધપુર વિગેરે. અત્યાર સુધી આપણા હિંદુ કારીગરને પોતાના ક્ષેત્રમાં છુટથી ઘુમવા દેવામાં આવતા અને એના પરિણામમાં આપણી કલા ઉત્તરોત્તર વિકાસ પામતી ગઇ. અઢારમા સૈકાની આખરે હિંદુસ્તાનમાં યુરોપિયન કલાએ દેખાવ દીધો. લખનૌમાં નવાબને ત્યાં અંગ્રેજ સ્થપતિ લૉ માર્ટીનર આવ્યા ત્યારથી આપણા કારીગરને પશ્ચિમના વિચારોને અનુસરીને કામ કરવું પડ્યું. એ વખતે થયેલા લખનૌ વગેરે સ્થળના રાજમહેલોમાં યુરોપીય કલાનું મિશ્રણ ચોખ્ખું દેખાઇ આવે છે. કોઇ કોઇ જગોએ આ મિશ્રણ અપ્રમાણ રૂપમાં દેખાય છે.

**જયપુરની બાંધણી તે "રામરાજ" ની કલ્પના પ્રમાણે**

હમણાનું રજપુત સ્થાપત્ય ૧૭૨૮ થી જયપુરના મકાનોમાં બાંધકામ સાથે શરૂ થયું કહેવાય. અઢારમા સૈકામાં રજપુત સત્તા નીચે થયેલાં મકાનો બહુ સારા દાખલા રૂપ છે. એ વખતના જયપુર શહેરનો પ્લાન હાલના યુરોપીય શાસ્ત્રના શોધને બરોબર મળતો આવે છે. જ્યારે એ પ્લાન તો આપણા એક જુના શિલ્પશાસ્ત્રના પુસ્તકને આધારે રચવામાં આવ્યો છે. રામરાજે એક આવોજ પ્લાન તૈયાર કરેલો છે અને તેનું નામ 'પ્રસ્તાર' કર્યું છે. આપણામાં એવા ગ્રામ રચના પર લખાયેલા લેખો છે. એ શાસ્ત્રો જો કે હમણાં તો વ્હેમથી ભરેલાં ગણી કઢાતાં હશે પણ એની અંદરની બાબતો એટલી બધી મજબુત અને શાસ્ત્રીય જ્ઞાન ઉપર રચાયલી છે કે તે કદાચ હાલના નવા શોધકને ઉપયોગી થઇ પડે. પશ્ચિમના બહુજ આગળ પડતાં ગણાતાં શાસ્ત્રો પણ હિંદુસ્થાનની જૂની ગ્રામ રચનાને પહોંચી શક્યાં નથી. 'માનસાર' માં જણાવેલું છે કે પહેલ વહેલાં જ્યાં ગ્રામ રચવું હોય ત્યારે તે જગાની પરીક્ષા થવી જોઇએ.

(૧) તે જગા ઉંચી ટેકરા પર હોવી જોઇએ અને તેનો ઢાળ પુર્વ તરફ હોવો જોઇએ કે જેથી ઉગતાં સૂર્યનાં કિરણોનો લાભ લેઇ શકાય.

(૨) જમીનને રંગથી, ગંધથી, સ્વાદથી, અને દેખાવથી પારખવી જોઇએ. તે કઠીણ અને સુવાસિક અને ફળદ્રુપ હોવી જોઇએ. જમીનને પારખવા માટે તેને એકાદ હાથ ઉંડી ખોદીને તે ખોદાયલા ભાગથી તેને પાછી ભરી દેવી, અને જો એનાથી તે ખાડો બરોબર સપાટીમાં ન ભરાય, જુદા રંગનો દેખાય તો જમીન ખરાબ. આ અને એવા ઘણા નિયમો

છે કે જે લખવાથી બહુ લંબાણ થઈ જાય. માટે એટલુંજ કહેવાનું કે આપણામાં આ કલાને માટે ઘણાં સાધનો હતાં. આપણામાં બીલ્ડીંગ બાય લોઝ પણ હતા. તે પણ માનસારેજ લખેલાં છે. તેના થોડાએક નિયમો જાણવા જેવા છે.

**આપણી મ્યુનિસીપાલીટી અને બાંધકામના નિયમો.**

(૧) શાળાના અને ધર્મના મકાનો ગામથી બહુજ આઘેના ખૂણા પર થાય.

(૨) ધર્મશાળા અને મુસાફરોની પાણીની સગવડ ગામથી નૈઋત્ય ખૂણામાં થાય.

(૩) ખાનગી ઘરો કે મહેલો એકથી તે નવ માળ સુધી ચઢે. શુદ્ર જાતિએ એક માળથી વધારે ઉંચું ઘર કરવું નહિ.

(૪) અને ત્યાં સુધી એકજ રસ્તા પરનાં ઘરોની ઉંચાઇ સરખી હોવી જોઇએ, તેમજ તેમના માળો પણ સરખી ઉંચાઇએ રાખવા.

(૫) ઘરનાં બારી બારણાંના મથાળાં ઘરના ભોંયતળીઆથી સરખી ઉંચાઇમાં જોઇએ વગેરે.

આવાજ પણ હાલના જમાનાને અનુસરતા મુંબઇની મ્યુનીસીપાલીટીએ નિયમો ઘડયા છે.

**આપણાં ઘરો અને તેનું રાચ. Furniture.**

૪ થો અને ૫ મો નિયમ તો હાલ પણ તેમજ રાખેલો છે. આ ઉપરથી આપણે અગાઉ કેટલા સુધરેલા હતા તે નક્કી થઇ શકશે. આનાથી વધારે વિસ્તાર પૂર્વક લખતાં બહુ લંબાણ થઇ જાય. આપણાં ઘરોની વ્યવસ્થા માટે હું ઉપર કહી ગયો છું કે મને તો ગુફાઓની નકલજ લાગે છે. ગુફામાં પણ આગળથી અજવાળું આવવા દે છે અને બહુ ઉંડી થઈ જતાં વચમાં ચોક રાખે છે. અમદાવાદનાં, વડોદરાનાં, અને તેની આસપાસની જગાઓનાં ઘર આ રીતનાં છે. ફરક માત્ર ઓરડાઓની સંખ્યામાં ક્યાંક હોય છે. મુખ્ય આગળનો ઓરડો કે ડહેલી, પછી ચોક, પછી ઓરડો, તેની પાછળ ઓરડો, પછી આગળની ડહેલી પર માળ, જેમાં પુરૂષોની બેઠક રહે અને તેમજ પાછળના ઓરડાઓ પર પણ માળ ચઢાવવામાં આવે. આ આપણાં સાધારણ ઘરોની વ્યવસ્થા છે. વચ્ચેનો ચોક મોટો થઇ બાજૂ પર ઓરડાઓ ગોઠવવા તેને આપણે વાડો કહીએ છીએ. વડોદરામાં આવા વાડા ઠીક છે. આપણા ઘરમાં અંદરની વ્યવસ્થા જોઇએ. ભીંતના વાકાંની આપણી વ્યવસ્થા ઘણીજ સારી અને સગવડવાળી છે. આ વ્યવસ્થા પાશ્ચમના સ્થાપત્યમાં જોવામાં આવતી નથી, ઘર પર અગાશી કરવી તે આપણી હિંદનીજ વ્યવસ્થા છે. ઈંગ્લંડમાં તેનો જન્મજ નથી. આપણાં રાચમાં કેટલીક એવી તો ચીજો છે, કે જે આપણી નજરમાં આપણે રાખતા નથી. જેવાં કેઃ—સમૂહને બેસવાની પાટો, ખાટ, પાટલાઓ, પટારાઓ, અને દાણા ભરવાની કોઠીઓ. આ કોઠીઓ જો કે બેડોળ હોય છે, પણ ત્યેરે કેટલીક ઘણા સારા ઘાટની જોઇ છે. આ માટીની હોઇ તેમાં દાણો બહુ સારી રીતે રહી શકે છે. આપણાં નળીયાંની કલ્પના ઘણીજ ઉત્તમ ગણાય છે. હાલનાં મેંગલોરી નળીયાં કરતાં તે દેખાવમાં, અને ઉપયોગમાં સારાં છે. આ નળીયાંનો નાનામાં નાનો કડકો પણ આપણે ઢાંકણ તરીકે વાપરીએ છીએ, જ્યારે વિલાયતી નળીયાંનો કડકો થતાં તે નકામોજ થઇ પડે છે. હીંચકા તે ઘણુંજ આનંદદાયક રાચ છે. તેની સાંકળો પરનું નકશી કામ બહુજ સારી જાતનું કોઇવાર કરવામાં આવે છે. આપણાં રાચો વધારે ટકાઉ તો થાય છેજ. આપણામાં ખુરશી નહોતી, પણ સિંહાસનો હતાં. આપણા પોશાકને લઇને આપણે નીચેજ બેસતા હોવાથી ખુરશીને સ્થાન નથી મળ્યું. પટારા ઘણા

મજબૂત છે. તે હાલની ત્રિજોરીજ છે. આપણા અને તેમનાં રાચમાં ફેર એટલો કે આપણાં ભારે, મજબુત અને ઉપર નકશી કામવાળાં, તેમનાં હલકાં, કોમળ, અને ઉપરથી તદ્દન લીસાં. મારું એટલુંજ કહેવાનું છે, કોનું રાચ જોવામાં વધારે વખત જશે, અને કયું પ્રેક્ષકનું ધ્યાન રોકશે? કળા તેનું નામ કે પ્રેક્ષકને બે ઘડી આનંદ આપે, અને તેનું ધ્યાન ખેંચે.

તેમજ આપણાં કમાડોને હાલમાં અન્યાય મળે છે. હું એમ કહું છું કે, તે સર્વ કાંઇ બીજા સ્થાપત્યનાં કરતાં, વધારે મજબુત, કીમતી અને દેખાવવાળાં થાય છે. હાલનાં મજબુત ગણાતાં બાંધકામોમાં પણ પાતળાં "પેનલ્ડ ડોર" કરે છે તે કેવાં નમાલાં થાય છે? વડોદરાના સ્વામિનારાયણના મંદિરનું મ્હોટું કમાડ જોયું, તો હું તો તેના પરની કારીગરીથીજ સ્તબ્ધ થઇ ગયો. તેના કડાની કલ્પના ઘણીજ સારી. આ કમાડો ઘણાંજ મજબુત છે, સપ્રમાણ છે. મને તો હાલની પોલીશ્ડ ચીજો પરની કળા કરતાં આવી ઘણા વરસ ટકી રહે તેવી ચીજો પરની કળા વધારે સારી લાગે છે. આપણામાં પોલીશીંગ નહોતું, તે કાંઇ નહતુંજ તેમ નહિ. આપણે તેને સારું ગણ્યુંજ નથી. બહારથી પોલીશ્ડ અને અંદરથી ખરાબ (હલકા) હોવાનુંજ આપણને—આર્યને—ગમતું નથી. આપણો ઉદ્દેશ, કળાને બહુજ લાંબા સમય સુધી ચાલે તેવા પદાર્થ પર કરવાનો છે. મજબુત લાકડાં પર, ભીંતો પર, પત્થર પર, આપણે આપણી કળા સેંકડો વર્ષ પરની જોઇએ છીએ. તે જો કાગળ પરની હોત તો આપણને તેનો પત્તો મળત નહિ.

વળી આપણામાં મ્યુનિસીપાલીટી પણ હતી અને તેમાં સભાસદોની ચૂંટણી કરવાના કાયદા પણ હતા. જેવા કે:—

**મ્યુનિસીપાલીટીના અગ્ર સભાસદોની ચુંટણીના નિયમો.**

(૧) તેની પાસે $\frac{1}{4}$ કર ભરી શકે તેથી વધારે જમીન હોવી જોઇએ. પણ બ્રાહ્મણની બાબતમાં જેણે એક વેદ અને ચાર ભાષ્યોનું અધ્યયન કર્યું હોય તેની પાસે $\frac{1}{6}$ કર જેટલી જમીન હશે તો ચાલશે. (૨) એને પોતાનું ઘર હોવું જોઇએ. (૩) તેની ઉમ્મર ૩૫ અને ૭૦ વર્ષની વચ્ચે હોવી જોઇએ, (૪) તે, બ્રાહ્મણોને મંત્રો શીખવી શકે તેવો વિદ્વાન હોવો જોઇએ. આ બધા પરથી એ તો ચોક્કસ થાય છેજ કે આપણે જ્યારે કોઇ દેશ ચઢીઆતો નહોતો ત્યારે આપણે તેવા હતા.

આવાં ઉત્તમ શાસ્ત્રોથી ચાલતી આવેલી કળા રજપુતોના આશ્રય નીચે ઉત્તેજન પામતી હતી.

**યુરોપીય સત્તા નીચેનું સ્થાપત્ય.**

એટલામાં તો આજથી લગભગ ૫૦ વરસ પહેલાંથી હિંદના કારીગરને પશ્ચિમના સ્થપતિની ઇચ્છા મુજબ કામ કરવું પડે છે. આ સ્થપતિઓ યુરોપની કળા શીખીને અહિં આવેલા હોય છે. તેઓ અહિંના આપણાં સુંદર મકાનોનો અભ્યાસ તેના હેતુઓ જાણ્યા વિના કરે છે. તેથી આપણી કળાના યથાર્થ સ્વરૂપને સમજી શકતા નથી. એટલે કુદરતી રીતેજ સાર્વજનિક બાંધકામો યુરોપીય પદ્ધતિમાં થાય છે ને આપણા કારીગરોને યોગ્ય પ્રોત્સાહન પણ મળતું નથી. આ કળાને માટે તૈયાર કરેલા પ્લાનો અને તેના અવયવોનાં મોટાં આલેખનો પરથી, સેંકડો વર્ષથી પોતાની કળામાં સ્વેચ્છાથી અને આનંદથી ઘૂમનારો આપણો કારીગર કામ કરે છે. આ પ્લાનો તૈયાર થયા પછી તેના ખર્ચનું અંદાજ પત્ર રજુ થાય છે. તેપરથી કોન્ટ્રાક્ટરને કામ સોંપાય છે, અને કોન્ટ્રાક્ટર જેમ પોતાને લાભ થાય તેમ કામ કરેજ. એટલે આવા સંકોચ અને પ્રતિબંધોમાંથી ઉત્પન્ન થતું સ્થાપત્ય નિરુત્સાહી જણાય છે. મારે એટલુંજ કહેવાનું કે છેલ્લા બે ચારેક સ્થપતિઓનાં કામો બાદ કરતાં, બીજાં કામોને જો આપણે પુરાતની કારીગરોનાં હાથથી થયેલાં કામો સાથે સરખાવીશું તો ખેદ થયા વિના નહિ રહે કે આ પુરાતની મકાનો

આગળ આ કાંઇ હિસાબનાં નથી ! ! ક્યાં આપણાં આબુ પર્વતનાં દહેરાંઓ, મોઢેરાનું સૂર્યનારાયણનું મંદિર, વડનગરનો કીર્તિસ્થંભ, સિદ્ધપુરનો રૂદ્રમાળ અને ક્યાં હાલની આપણી કોલેજો, પોસ્ટ ઓફીસો, સ્ટેશનો ! ! ! ક્યાં આપણી સાર્વજનિક વાવો, કુવાઓ, ધર્મશાળાઓ, અને ક્યાં હમણાંનાં દવાખાનાં, ગેસ્ટ હાઉસો, મ્યુઝીયમો !

પણ હજી નિરાશ થવાની જરૂર નથી હું આગળજ જણાવી ગયો છું કે નામદાર બ્રિટિશ સરકારનું આ તરફ લક્ષ દોરાયું છે. આ વરસેજ જૂનાં બાંધકામો સાચવી રાખવાને એક ખાતું ઉઘાડયું છે. વળી વધારે ખુશી થવા જેવું તો એ છે કે હિંદની સરકારના સ્થપતિ મી. જે. બેગ એફ. આર. બી. એ, અને મુંબઇ ઇલાકાના સ્થપતિ મી વીટેડને આપણી કલાનો શોખ છે, અને તેઓએ તે કલાને સ્થાન આપીને મુંબઇ જનરલ પોસ્ટઓફિસ અને નવું મ્યુઝીયમ આપણી પદ્ધતિમાં બંધાવ્યા છે. તેમનો તે બન્ને મકાનોનો પ્રયત્ન સર્વાંશે લગભગ ફત્તેહમંદ છે. અમદાવાદની આર. સી હાઇસ્કુલનો ડીઝાઇન મી. બેગનો છે. તેમાં જે ગાંભીર્ય, અને સ્થાઇ ભાવ આવવો જોઇએ તે આવે છે. વળી તે સ્થાનિક પદાર્થોનીજ બનેલી છે. નિશાળમાં જોઇતાં હવા અજવાળાં તેમાં બરોબર આવે છે. મકાનમાં જે ગુણો હોવા જોઇએ તે તેનામાં દેખાય છે. ત્યાંની ગુજરાત કોલેજ પણ ઠીક છે. મી. વિટેડની મુંબઇના નવા મ્યુઝીયમની કલ્પના સર્વાંશે ફળીભૂત છે. શ્રીમાન્ સમ્રાટ પાંચમા જ્યોર્જ રાજા જ્યારે મુંબઇ પધાર્યા ત્યારે તેઓશ્રીના માનાર્થે ઉભા કરેલા માંડવાઓ બધા હિંદુ પદ્ધતિમાં હતા, અને મિશ્રણ ઘણું સારૂં હતું. તે માટે મી. વિટેડને બહુજ માન મળ્યું છે. વળી તેઓ સર. જે. જે. સ્કુલમાં સ્થાપત્ય વિષયના પ્રોફેસર છે, અને એમ માનવામાં આવે છે, કે તેમના વસવાટ દરમિયાન આપણી કળાનો ઉદય થશે. વળી છેલ્લાં બેએક વર્ષોથી આ વિષય શીખવવાને સારી સ્કોલરશીપો કહાડી છે, પણ તે કોઇ સાક્ષર હિંદુને મળતી રહે, તો આપણી કળા હેતુ પુરઃસર શીખાય.

**વડોદરાના નામદાર મહારાજા શ્રીસયાજી-રાવનો સ્તુત્ય ઉદ્દેશ.**

વડોદરાના મહારાજા સાહેબ શ્રી સયાજીરાવે પણ સ્ટેટનાં મુખ્ય મુખ્ય મકાનો આ પદ્ધતિમાં બંધાવ્યાં છે. તેમાં સૌથી ફળીભૂત પ્રયત્ન મને તો કોલેજનો લાગે છે. આ જૂના અંગ્રેજી સ્થપતિ મી. ચીઝમની કલ્પના પ્રમાણે થયેલી છે. તેના દેખાવમાં ગંભીરતા, અવયવોની એકતા અને સપ્રમાણતા દેખાય છે. એ પછીનો તેજ સ્થપતિની કલ્પના પ્રમાણેનો લક્ષ્મીવિલાસનો પેલેસ છે. જૂના રાજમહેલોની વ્યવસ્થા બહુ સારી રીતે આમાં ગોઠવેલી છે. પાછળથી કેટલાક ભાગો ઉમેરાવાથી તેનામાં બને બાજુનું સામ્ય માલુમ પડતું નથી અને તેની લંબાઇ ઉત્તર દક્ષિણ હોવાથી, આખો મહેલ તડકાથી તપી રહે છે, જે કદાચ ભૂલ ગણાય. રાજમાર્ગ પરનું મ્યુનિસીપાલ બિલ્ડીંગ મને અપ્રમાણ લાગે છે. તેમાં દાખલ થવાનો દરવાજો ડભોઇના દરવાજાનું અનુકરણ છે, જે અસ્થાને છે. નામદાર મહારાજા સાહેબનું પોતાનું લક્ષ આ બાબત પર દોરાયું છે, અને તેના પરિણામમાં નવા બંધાતા કલાભૂવનનું મકાન સારૂં થશે. તેની કલ્પના હાલના અહિંના સ્થપતિ મી. કોઇલની છે. તેમનો પણ આ કળાનો અભ્યાસ ઠીક છે. વળી ના. મહારાજાશ્રીનો બીજો સ્તુત્ય પ્રયત્ન અહિંનાં જૂની બાંધણીનાં દેવળો સાચવી રાખવાનો છે. પણ કોઇ સાક્ષર હિંદુ યુવકને, આ કળાનો હેતુ પુરઃસર અભ્યાસ કરવાની વ્યવસ્થા થાય, તો જનસમૂહમાં આ કળાની લાગણી જાગૃત થાય, અને કાયમ માટે આ કળાનું દઇ રૂપ પમાય. અસ્તુ.

# જનસેવામાં સ્ત્રીઓનો ભાગ.



(લેખક સૌ. રતિદાગૌરી ભાળચંદ્ર પાઠકજી.)

પૃથ્વીના પટ ઉપર અનેક મતનાં માણસો વસે છે. તેઓ જૂદાજૂદા ધર્મ પાળે છે, અને વિચાર વાણી તથા વર્તનથી પવિત્ર રહી પ્રભુપ્રાપ્તિ માટે મથે છે; પરંતુ આવા આસ્તિક માણસો સિવાય બીજા કેટલાંક પ્રભુનાં અસ્તિત્વને પણ ન સ્વીકારનારા–પરમજ્ઞાની તેમજ કેવળ મૂર્ખ એવા પણ છે. આવાં કેવળ વિરુદ્ધ મનનાં માણસોને પણ રૂચે એવો કોઇ ધર્મ હોય તો તે જનસેવાનોજ છે. એ ધર્મની મુખ્ય અધિકારી તે સ્ત્રી છે.

માણસને જે શક્તિઓ મળી છે તે બધીનો ઉપયોગ પોતાનું સુખ વધારવામાંજ નહીં પણ બીજાનું હિત કરવામાં પણ થઇ શકે છે, એ વાત સૌને જાણીતી છે. સંસારમાં સુખ એ નિયમ છે અને દુઃખ એ અપવાદ છે, એમ આશાવાદીઓની સાથે કદાચ આપણે પણ કબુલ કરીએ તોપણ જગતમાં દુઃખ નથીજ એમ તો કોઇ માનશે નહીં. નિરાશાવાદથી લાભ નથી એ સ્વીકાર્યા પછી પણ જગતમાં દુઃખ છે તેની કોઇથી પણ ના પાડી શકાતી નથી. હવે પરમેશ્વર કૃપાનિધિ અને દયાસાગર છે તે શામાટે દુઃખ જગતમાં હજી રહેવા દેતો હશે એનો વિચાર કરીએ, તો કોઇ એમ કહેશે કે 'જેવી કરણી તેવી ભરણી,' કર્મ કરે તેવું ફળ પામે, વાવે તેવું લણે, ગયે જન્મે સારૂં કર્યું હોય તો આ જન્મે સુખી થવાય. આ જવાબ સારો છે, લાભકારક પણ છે, કેમકે તેથી માણસ માત્રને સારાં કામ કરવાનું વલણ થવાનો સંભવ છે. પણ કોઇ વાર મને એવો વિચાર થાય છે, કે આપણી શક્તિઓના વિકાસ માટે મનુષ્યત્વે પ્રત્યેક માણસમાં સ્વતંત્ર રીતે ખીલી નીકળે તે વાસ્તે તો પ્રભુએ 'અહીંજ દુઃખ આવું નભ તળે' એવી વ્યવસ્થા કરી નહી હોય ? જગતમાં દુઃખ મોકલીને પ્રભુએ સેવા કરવાનો પ્રસંગ ઉભો કીધો છે. પ્રસંગ ના મળે ત્યાંસુધી શક્તિઓનો વિકાસ થાય નહીં. જે કામ માટે લાયક બનવું હોય તે કામ કરવું, એટલે તે કરવાની શક્તિ અને યોગ્યતા બંને પ્રાપ્ત કરી શકાય છે. આ સિદ્ધાંત બહુ પ્રાચીન કાળથી ચાલતો આવ્યો છે. 'લખતાં લહીઓ થાય' એ કવિતાની પંક્તિમાં પણ એજ રહસ્ય રહ્યું છે. શૌર્ય બતાવવાના પ્રસંગ વિના શૂર થવાતું નથી, ગાયા વગર ગાતાં આવડતું નથી, અને સેવા કર્યા વિના સેવા કરવાનું આવડતું નથી. હવે જો દુઃખ જગતમાં હોય નહીં, તો સેવા કરવાના પ્રસંગ બહુ ઓછા થઇ જાય. સેવા કરીને જગતમાં નજરે પડતું દુઃખ દૂર કરવાનું છે, અને આ કામ જેવી સારી રીતે સ્ત્રી કરી શકે, તેવી રીતે પુરુષથી થાય કે કેમ એ મોટી શંકા છે.

પુરુષ બુદ્ધિમાં કદાચ સ્ત્રી કરતાં ચઢતો ગણી શકાય, પરંતુ નીતિમાં, હૃદયબળમાં, આત્મસંયમમાં તો સ્ત્રીને તોલે પુરુષ આવી શકે તેમ નથી. નિર્બળ હોવા છતાં બળ બતાવવાનો પ્રસંગ આવતાં સ્ત્રી શું બાકી રાખે છે ? દુઃખને પ્રસંગે કેટલું ધૈર્ય સ્ત્રી

રાખી શકે છે? જોન ઓફ આર્કે ફ્રાન્સની જે સેવા બજાવી, તે કોઇ પુરુષ તે વખતે બજાવી શકયો નહીં. લુકઝેમ્બુર્ગની રાણીએ જર્મન લશ્કરને પોતાની મોટારથી રોકવાનો જે પ્રયાસ કર્યો તે ભલે કોઇને ગાંડો લાગે, પરંતુ સ્ત્રીત્વના એક અપૂર્વ કિરણનો તે પ્રકાશ પ્રકટ કરે છે. સ્વર્ગસ્થ સૌ.-બ્હેન ઉર્મિલાની ઉષાનંદિની ચોપડી વાંચતાં કેવી રીતે રાજાને સ્ત્રી જાતિ ઉપર તેનાથી દૂર રહેનારી પત્નીએ પુનઃ પ્રેમ ઉત્પન્ન કરાવ્યો, તેનું ભાન થાય છે. ટુંકામાં સ્ત્રી કેવી રીતે પુરુષના ઉપર વિજય મેળવી શકે છે તે સમજાય છે

આ વિજય કેવા પ્રકારનો છે તે સહેજ જોઇએ. શું તે લડાઇમા રુધિર પીવા માટે મેળવેલો વિજય છે? નબળી પ્રજાનાં ઘરબાર રંજાડવા માટે મેળવેલો છે? અભણ અને બીન-કેળવાયલાઓને ગુલામ બનાવવા માટેનો છે? અમે કેવા બળવાન છીઇએ, 'દેખો હમેરી બહાદુરી " એમ જગતમાં ખોટી કીર્તિ મેળવવા માટે છે? ના. આ વિજય તો સેવા કરીને શાંત રીતે પ્રાપ્ત કરાય છે. એવા પરમ ઉપકારક વિજય મેળવવાનું પુરુષના નસીબમાં લખ્યાનું જણાતું નથી. એ તો સ્ત્રીજ કરી શકે. જુઓ તમારી હોસ્પિટલો, શિશુશિક્ષણશાળાઓ; અને અનાથાશ્રમો, ત્યાં તમને કોણ કામ કરતું જણાય છે? સ્ત્રી જો ન હોય તો આમાંનું અર્ધું પણ તમે જોઇ શકો ખરા કે? એક સારું સુખી કુટુંબ જુઓ. પુરુષની મહેનતથી પ્રાપ્ત થયલું જે કાંઇ હશે તેની સુંદર વ્યવસ્થા કોણ કરી શકે છે? સ્ત્રીની સેવા વિના કયું કુટુંબસુખ તમે જુઓ છો?

"નારી વિણ ઘર આ દુનિયામાં સ્મશાન તુલ્યજ ભાસે છે", એ વાકયમાં કેટલો બધો અર્થ છે? અને તેમાં કેવું ઉંડું સત્ય સમાયલું છે? માતાની સેવા વિના કુટુંબ કેવું દેખાશે? કડીઆઓ જે ઘર બાંધે છે, તે તો સ્થૂળ જડ છે. ઘર-ખરૂં ઘર-તો સ્ત્રી બાંધે છે' જડ છાપરાંને સ્ત્રી જીવંત બનાવે છે, અને તે પોતાની સેવાથી.

મરદ તો લોહીની નદી જોઇ કીર્તિને વરવા માટે હાથ ઉંચા કરી વધારે લોહી રેડે છે કે વહેવરાવે છે; પરંતુ તે નદીમાં ડુબતા દુઃખી આત્માઓને શાંતિ કોણ આપે છે? સ્ત્રીજ, પુરુષ જ્યાં દુઃખ જગાડે છે, ત્યાં સ્ત્રી સેવાવડે સુખ વરસાવે છે. ભાઇઓ તમને ખોટું લગાડવા હું કહેતી નથી, પુરુષ તો વિચાર કરીને બુદ્ધિબળવડે એમ થવાની જરૂર છે, તેમ કરવું જોઇએં છે, એવા અનેક તરંગો બાંધે છે, પરંતુ જ્યાંસુધી એઓની ભાવનાનું રહસ્ય સ્ત્રીના મનમાં ઉતર્યું નથી, ત્યાંસુધી પુરુષના તરંગ પાછા સમાઇ જાય છે. મનમાં આવેલો વિચાર પુરુષ અમલમાં મૂકી શકતો નથી. તે વિચારને આચારમાં મૂકવાની તેનામાં શક્તિ નથી. પરંતુ જ્યારે કોઇપણ વિચારનું ખરું સ્વરૂપ સ્ત્રીના સમજવામાં આવે છે ત્યારે તે અમલમાં મૂકી જોવાને સ્ત્રી આતુર હોય છે. આથીજ સુધારકો, સ્ત્રીને કેળવવાની જરૂર છે, અને નવીન ભાવનાઓનું રહસ્ય સ્ત્રીને સમજાવવાની જરૂર છે, એમ કહે છે.

સેવાકરવી એ વિચારનો પ્રદેશ નથી, આચારનો છે. વ્યવહારદૃષ્ટિએ સ્ત્રી ભાવનાઓજ જોઇ શકે છે. સુદામાની વાતમાં કવિ તેની પત્ની પાસે ઋષિને કહેવરાવે છે, કે

"મારું જડ થયું છે મન લાગું પાયજીરે;
એ તો જ્ઞાન મને ગમતું નથી ઋષિરાયજીરે.
રૂએ બાળક લાવે એમ લાગું પાયજીરે;
અન્ન વિના ચાલે નહીં ઋષિરાયજીરે.
મોટા જોગેશ્વર હરિભક્ત લાગું પાયજીરે;
અન્ન વિના ભજન સુઝે નહીં ઋષિરાયજીરે.
જીવે અન્ને આખું જગત લાગું પાયજીરે. વગેરે

એમાં સુદામાનું ઉંડું તત્ત્વજ્ઞાન તે ખપતું નથી, પરંતુ પોતાને આવી પડેલી વિટંબણા દૂર કરવાની જરૂર છે એમ કહેવાની મતલબ છે. આ સાદો બોધ પણ આપણે સૌએ હજી લીધો હોય એમ જણાતું નથી. જેની જરૂર ન હોય તેના કરતાં જે અત્યંત અવશ્યનું છે, તે પહેલાં થવું જોઇએ. પેટની પૂજા થયા વગર પ્રભુની પૂજા પણ થઇ શકતી નથી. એ જ્ઞાન ઋષિને ઋષિપત્નીની તરફથી મળે છે, આપણી કુળવધૂઓ આ વાત તેમના પતિઓને શીખવે તો મહાન્ સેવા બજાવી શકે એમ હું માનું છું. હું તો અંગ્રેજી ભણી નથી, પરંતુ મેં સાંભળ્યું છે કે સ્ત્રીએ શાંત રીતે કરેલી સેવા એટલી મોટી છે કે પુરુષ તે જોઇને ચૂપજ થઇ જાય. સીતા ન હોત તો રામાયણ ક્યાં હોત ? રામ, રાવણને કોણ ઓળખત ? રાક્ષસોનો ત્રાસ ક્યાંથી દૂર થાત ? ને રાવણનો ઉદ્ધાર શી રીતે થાત ? આજ કારણથી જગતના દુઃખ દૂર કરી સજ્જનોનું રક્ષણ કરનાર આદ્યશક્તિને સ્ત્રી રૂપે લોકો પૂજે છે. તે શક્તિએ પણ પુરુષથી ન થયલી સેવા બજાવી હતી. આવી માનવજાતની સેવા કરવાની યોગ્યતા પ્રભુએ મારી બહેનોમાં મૂકી છે, તેનો ઉપયોગ નહીં કરે ?

# શેત્રંજની રમતની ઉત્પત્તિ તથા ખીલવણી.



લખનારઃ—પ્રલ્હાદ ચંદ્રશેખર દીવાનજી. એમ એ.; એલ, એલ. એમ.

આજ સેંકડો વર્ષોથી શેત્રંજની રમત હિંદુસ્થાનના દરેકે દરેક ભાગમાં તેમજ એશીઆ-ખંડના બીજા દેશો જેવા કે, ઈરાન, અરબસ્તાન, ચીન, જાપાન વગેરેમાં, યુરોપખંડના ઘણા ખરા દેશોમાં અને અમેરીકા ખંડમાં મનુષ્ય જાતિનો નવરાસનો વખત ગાળવાનું સારામાં સારૂં અને ઘણુંજ ઉંચા પ્રકારનું સાધન થઇ પડી છે. એ રમતના પ્રચાર વિષે લખતાં પ્રો. મેકડોનલ લખે છે[1] કે "જે જે દેશોમાં એ રમત રમાય છે તે તે દેશોનો એકત્ર નકશો કાઢ્યો હોય તો પૃથ્વિનો નકશો ભાગ્યેજ અધુરો રહે." અગાઉના વખતમાં ઘણુંખરૂં એ રજવાડાનીજ રમત ગણાતી કારણકે એ કૃત્રિમ લઢવનો ચિતાર હોવાને લીધે, મુખ્યત્વે કરીને રાજા લોકો અને દરબારીઓજ એમાં ખાસ આનંદ માનતા. તેથી કરીને, શેત્રંજના ઇતિહાસમાં, હિંદના રાજાઓમાં યુધિષ્ઠિર, પોરસ, શ્રીહર્ષ, હુમાયુ, અકબર, વગેરે, હિંદ સિવાયના બીજા દેશો એટલે કે ઇરાન, બેબીલોન, અરબસ્તાન, વગેરેના રાજાઓમાં, અલવલીદ, હરૂન, અલમામૂન, મહમદ ગઝની, તૈમૂરલેન વગેરે, યુરોપના રાજાઓમાં શાર્લેમેન, કેન્યુટ, વિલિયમ ધી કોન્કરર, એડવર્ડ ધી ફર્સ્ટ, એડવર્ડ ધી ફોર્થ, ચાર્લ્સ ધી ફર્સ્ટ, હેન્રી ધી સેવન્થ, હેન્રી ધી એઇટથ, ઇલીઝાબેથ, જેમ્સ ધી ફર્સ્ટ, વીલીઅમ ધી થર્ડ વગેરેનાં નામો હુશીઆર રમનારાઓ તરીકે પ્રસિદ્ધ છે. પાછળથી ધીરે ધીરે એ રમત સામાન્ય જન સમૂહમાં પણ ઘણીજ પ્રસરી ગઇ હતી. મધ્ય કાળમાં, ઇંગ્લાંડમાં અને બીજા દેશોમાં, શેત્રંજનું જ્ઞાન હોવું એ 'નાઇટો' (સરદારો) નો એક ખાસ ગુણ લેખાતો હતો. અને હાલ એક રાદ સેકાથી તો એનો પ્રચાર એટલો તો વધી પડેલો છે કે એકલા ઇંગ્લાંડમાંજ શેત્રંજની ૧૦૦ ઉપરાંત કલબો છે. તેમાં કેટલીક તો માત્ર મજુર વર્ગનીજ છે. આપણા દેશમાં પણ અસલ બ્રાહ્મણો અને ક્ષત્રીઓ એ રમત તરફ ઘણો પ્રેમ રાખતા હતા, અને હાલ જો કે આપણા દેશમાં હજી કલબો વગેરેનો પ્રચાર જાણમાં નથી તોપણ શેત્રંજનાં જુદા જુદા ઘાટનાં અને જુદી જુદી વસ્તુઓમાંથી આગ્રા, સાવંતવાડી વગેરે ઠેકાણે બનાવેલાં મ્હોરાંઓનો બ્હોળો ખપત છે તે ઉપરથી લાગે છે કે એ રમત આપણામાંથી નાબુદ થયેલી નથી, એટલુંજ નહીં પરંતુ તે હજી પૂર જોસમાં ચાલુ છે. આવી લોકપ્રિય અને ચિત્તાકર્ષક રમત કયાં અને કયારે ઉત્પન્ન થઇ અને તેને કેવી રીતે ખીલવવામાં આવી તે જાણવાની આકાંક્ષા બુદ્ધિમાન રમનારને તો હોયજ પરંતુ એ રમતમાં આનંદ માનનારા દરેક મનુષ્યને થોડે ઘણે અંશે હોવાનો સંભવ છે. તે બને તેટલે અંશે તૃપ્ત કરવાના હેતુથી તેમજ ઇતિહાસ અને પ્રાચીન વસ્તુઓના અભ્યાસીઓને મનન કરવાનો એક નવો વિષય ગુજરાતિ સાહિત્યમાં દાખલ કરવાના હેતુથી આ લેખ લખવામાં આવ્યો છે.

આ સવાલની ચર્ચા, યુરોપખંડ કે જ્યાંના લોકો માત્ર વસ્તુથીજ તૃપ્ત થઇને બેસી ન રહેતાં તે કયારે અને કેમ ઉત્પન્ન થઇ અને શરૂઆતથી તે અમુક કાળ સુધીમાં તેમાં શું શું

---

૧. (રોયલ એશીઆટીક સોસાયટીના જર્નલના સને ૧૮૯૮ના વોલ્યુમને પાને ૧૧૮ મે).

ફેરફારો થયા તે જાણવાની તીવ્ર આકાંક્ષાવાળા હોય છે, તેઓ ઘણા લાંબા કાળથી કરતા આવ્યા છે. તેમાં જે જુદા જુદા દેશોને શેત્રંજની રમતનાં ઉત્પત્તિ સ્થાનનું માન હોવા વિષે સપ્રમાણ મતો દર્શાવવામાં આવે છે તે મિશર, ચીન, ઇરાન અને હિંદુસ્થાન છે.

## મિશર.

મિશર દેશમાં શેત્રંજની પ્રથમ ઉત્પત્તિ થઇ અને ત્યાંથી જુદા જુદા દેશોમાં તે લઇ જવામાં આવ્યો એવું તો કોઇએ પણ સિદ્ધ કર્યુંજ નથી પરંતુ જે આધાર ઉપરથી ત્યાં એ રમતની હસ્તિ સાબિત કરવામાં આવે છે તે ઘણો જુનો હોવાથી તે ઉપરથી ઉપર પ્રમાણે અનુમાન કરવામાં આવે છે તે આધાર એ કે તે દેશમાં, થીબીસ શહેરમાં મદીનત અબુ નામનો જુનો મહેલ છે તેની દિવાલ ઉપર એક જાતની રમત રમતું એક રાજા રાણીનું જોડું કોતરેલું છે. તે વિષે ડીઝરાયલી પોતાના 'આલરૉય' નામના પુસ્તકના ૧૬મા પ્રકરણ ઉપર ટિપ્પણ કરતાં જણાવે છે કે તે મહેલ રાજા અમીનોફ બીજાએ બાંધ્યો હતો અને તે ટ્રોજન વિગ્રહ પહેલાં ઘણો વખત અગાઉ રાજ્ય કરતો હતો. જો કે મિશર દેશને લગતી કાળની ગણત્રી વિષે એક મત નથી છતાં કેટલાક માને છે તે પ્રમાણે અમીનોફ બીજાએ જો એ મહેલ બાંધેલો હોય તો તે ઇ. સ. પૂર્વે ૧૬૮૭થી ૧૬૫૭ લગીમાં બંધાયલો હોવો જોઇએ અને બીજાઓ માને છે તે પ્રમાણે જો એ રામસીસ ચોથાએ બાંધ્યો હોય તો ઇ. સ. પૂર્વે ૧૫૫૯થી ૧૪૯૩ લગીમાં તે બન્યું હોવું જોઇએ. આ પ્રમાણે મત મતાંતર ચાલતા હતા તેવામાં **સર ગાર્ડીનર વિલ્કીનસન** જે ઇજીપ્તને લગતી બાબતોમાં મોટો પ્રમાણસર લેખક ગણાય છે તેણે એ કોતરકામની બારીક તપાસ કરી જાહેર કર્યું[1] કે ત્યાં કોતરેલાં મ્હોરાંનાં આકાર તથા માપ ડ્રાફ્ટને મળતાં આવે છે તે ઉપરથી એમ માનવું વ્યાજબી છે કે એ રમત શેત્રંજની નહીં પરંતુ ડ્રાફ્ટની હોવી જોઇએ. બીજી એક વાત એવી છે કે થોટમીસ પહેલાની દીકરી રાણી હતસુ જે મરદનો વેશ પહેરીને રાજ્યકારભાર ચલાવતી હતી, તેણે એ રમત ઇ. સ પૂર્વે ૧૭૭૮ થી ૧૭૬૧ સુધીમાં કોઇ વખત બનાવી કાઢી હતી, પરંતુ આ વાતને કાંઇ બહુ વજન આપવામાં આવતું હોય એમ લાગતું નથી કારણકે એના ખરાપણા વિષે કાંઈ પ્રમાણ મળી આવતું નથી.

## ચીન

એ રમતની ઉત્પત્તિ ચીન દેશમાં પ્રથમ થઇ એવા મતના સમર્થન માટે, એમ કહેવામાં આવે છે કે ત્યાંનો શહેનશાહ ચાહ્નો જે આશરે ઇ. સ પૂર્વે ૨૩૦૦ ના વરસમાં રાજ્ય કરતો હતો તેણે જે 'વોરકી' નામની રમત કાઢી હતી તે આ શેત્રંજનો પૂર્વજ છે. તે રમત ૩૬૦ મ્હોરાંથી રમાતી હતી. પરંતુ એ અને હાલની ૬૪ ખાનાં અને ૩૨ મ્હોરાંની રમતમાં કાંઇ મળતાપણું નથી એ દેખીતુંજ છે. બીજી વાત એવી છે કે કોન્ફ્યુસીઅસ જે ચીનનો પ્રખ્યાત ફીલસુફ અને ધર્મપ્રવર્તક થઇ ગયો છે તેના વખત પછી ૩૭૫ વરસ રહીને એટલે ઇ. સ. પૂર્વે ૧૭૨ના વરસમાં કીઆંગનનના રાજા કોત્સુએ શેન્સી નામનો મુલક જીતવા મોકલેલા પોતાના લસ્કરને શીઆળામાં કામ કરવાનું ન હોવાથી થતી ગમગીની દૂર કરવા ખાતર

(૧) એચ. ઇ. બર્ડની ચેસ હિસ્ટરી.

એવી રમત શોધી કાઢી હતી. એ રમતને ત્યાં 'ચોંગકી' એટલે બાદશાહી રમત અથવા 'સીઆંગકી' એટલે 'હાથીની રમત' કહે છે. એમાં ૬૪ ખાનાં, વચ્ચે ખાડો, અને પટના બે વિભાગ કરનારી નદી હોય છે. દરેક બાજુના લશ્કરમાં ૯ મ્હોરાં, ૨ દારૂગોળો ફોડનારા છોકરા, અને પાંચ પ્યાદાં હોય છે. આજ રમતને વિષે 'હાઇથીન' નામના ચીનાઇ કોશમાં જણાવેલું છે કે એ રમત 'વૌટી'ના વખતમાં એટલે સુમારે ઇ. સ. ૫૩૭ના વરસમાં તેમને તે હીંદુઓ તરફથી મળેલી છે. વળી એને માટે એક ત્રીજી પણ ગાથા છે, તે એ કે વાવંગ નામના માણસે ઇ. સ. પૂર્વ ૧૧૧૨માં એ શોધી કાઢી હતી. આ ત્રણ વાતોમાંથી પહેલી એને વિષે વિગત મળેલી હોવાથી તે વિષે કાંઇ વિચાર થઇ શકે એમ છે. તેમાંની પહેલી શેત્રંજના સાહિત્યના ઘણા ખરા લેખકોને અજાણી છે. કારણ કે તે પ્રથમ મી. ઇલીસ ઈર્વીન નામનો માણસ જે હિંદુસ્થાનમાં ઘણો વખત રહ્યો હતો તેણે આઇરીષ સોસાયટીને મોકલેલા પોતાના એક લેખમાં દાખલ કીધી હતી અને તે સોસાયટી તરફથી પ્રસિદ્ધ થયેલા લેખો રૉયલ એશીઆટીક સોસાયટી મારફતના લેખોની સરખામણીમાં ઘણા અંધારામાં રહેલા છે. સામાન્ય રીતે શેત્રંજ જાણવાવાળા તેમજ પૌર્વાત્ય સાહિત્યના અભ્યાસી તરીકે લખનારા લેખકો બીજી વાતને સપ્રમાણ ગણે છે. કારણ કે એક મોટા કોશમાં તે પ્રસિદ્ધ થયેલી છે, અને બીજી તરફથી પણ તેને સમર્થન મળે છે. તેથી જો આપણે એમ નિર્ણય ઉપર આવીએ કે ચીના લોકોની પોતાની કબુલત પ્રમાણે એ રમત હિંદુસ્થાન તરફથી તેમને મળી હતી, તો તે અતિસાહસિક ગણાશે નહીં. માત્ર ત્યાંની 'સીઆંગકી' અને આ દેશની મૂળ રમત વચ્ચે જે ભેદ દેખાય છે તે, એટલે ચીનાઇ પટમાં નદીનું દાખલ થવું. અને મ્હોરાંમાં દારૂગોળો ફોડનારા છોકરાઓનું દાખલ થવું, તે ક્યારે થયાં તેજ માત્ર સંશોધનનો વિષય રહે છે. તે માટે જોઇતી સામગ્રી અંગ્રેજી ભાષામાંના એ રમતને લગતા સાહિત્યમાંથી ન મળી આવતી હોવાને લીધે તે હાલ તુરત બની શકે એવું નથી.

__ઇરાન.__

ત્રીજો દેશ ઇરાન છે. ઇ. સ. પછી ૮મા સૈકામાં શેત્રંજ આરબો મારફતે યુરોપ ખંડમાં દાખલ થયો હતો, એ વાત નિર્વિવાદ છે. તે લોકો જો કે એ રમતમાં ઘણા હુશીઆર અને આગળ વધેલા હતા ;તોપણ તેની ઉત્પત્તિનાં માન વિષે તેઓ પોતે દાવો કરતા નહોતા પરંતુ તેમણે કબુલ કીધું હતું અને પાછળથી પણ અરબી ભાષામાં એ બાબતમાં જે લેખો લખાયલાં છે તેમાં પણ કબુલ કરેલું છે કે એ રમત તેમને ઇરાનીઓ તરફથી મળેલી હતી; અને ઇરાનીઓને તે હિંદુસ્થાન તરફથી મળી હતી, અને તેજ દેશમાં તે શોધી કાઢવામાં આવી હતી એ પ્રમાણે પણ અરબી ગ્રંથકર્તાઓ, યાકુબી (ઇ. સ. ૮૮૦), અને મસુદી (ઇ. સ. ૯૪૭), ખુલ્લે ખુલ્લું જણાવે છે. એક ત્રીજો અરબી ગ્રંથ "નુઝહતુ અરબાબીલ ઉકુલફીલ (ફીસ) શત્રંજલ મનકુલ" (શેત્રંજની રમતના બ્યાનમાં અક્કલવાનનો આનંદ) એ નામનો છે તેનો લખનાર કોણ છે તે જણાતું નથી. તેમાં શેત્રંજની રમતની ઘણી જાતો દેખાડેલી છે. તેનો મુખ્ય આધાર અલઅદલી નામના લેખકના અરબી ગ્રંથ ઉપર છે. એ બેમાંથી કોઇનો પણ વખત જાણી શકાતો નથી.

ફારસી લેખોમાં પ્રથમ ફીરદસી કવિનું 'શાહનામા' નામનું પુસ્તક જે તેણે આસરે ઇ. સ. ૧૦૦૦ના વર્ષમાં પૂરું કર્યું હતું તે છે. તેમાં પણ ચોખ્ખે ચોખ્ખું જણાવેલું છે કે

એ રમત ઇરાનમાં હિંદુસ્થાનથી ગઇ હતી. બીજો ફારસી લેખ 'અનમુઝાજ ઉલકતાલ' નામનો છે જેની બ્રીટીશ મ્યુઝીઅમમાંની નકલ ઇ. સ. ૧૪૪૬માં કરવામાં આવી હતી, તે ઉપરથી જણાય છે. ત્રીજું પુસ્તક શહેનશાહ હુમાયુને માટે 'અલ અન્દાજ ફી ઇલ્મીલ (ઇલમીશ) શેત્રંજ' (શેત્રંજના જ્ઞાનનો માર્ગ દર્શક) નામના અબુ મહમદ બીન સોમાર કજીનાના અરબ્બી પુસ્તક ઉપરથી તૈયાર કરેલું મહમદ હુસમુદોલાનું છે. તે બન્નેમાં પણ એ રમતની હિંદમાંજ ઉત્પત્તિ થયેલી જણાવી છે.

પરંતુ શેત્રંજની રમતની ઉત્પત્તિ વિષે માહિતી આપનારો હિંદુસ્થાનની બહારનો જુનામાં જુનો પહેલવી ભાષાનો લેખ[1] દસ્તુર પેશોતને મુંબાઇમાં ઇ. સ. ૧૮૮૫માં અંગ્રેજી તથા ગુજરાતી ભાષાંતર સાથે પ્રસિદ્ધ કીધો હતો. નોલ્ડકી નામનો એક જર્મન લેખક એમ માને છે કે આ નાનું પહેલવી પુસ્તક યાકુબીના અરબ્બી પુસ્તક એટલે આરબોએ ઇરાનને પુરેપુરૂં જીત્યું તે પછી લખાયલું હશે તેમાં શેત્રંજનુંજ હિંદથી થયેલું ગમન તથા તેનો ૬૪ ખાનાનો પટ, બન્ને બાજુએ ૧૬–૧૬ મળી ૩૨ મ્હોરાં, વગેરે વિષયોનું વિસ્તાર પૂર્વક વર્ણન છે.

## ઇરાનમાં શેત્રંજનું દાખલ થવું.

એ રમત ઇરાનમાં કેવી રીતે દાખલ થઇ તેના બે જુદા જુદા હેવાલ ફીરદુશીના શાહનામામાં આપેલાં છે. એક એવો છે કે હિંદના રાજા તરફથી કણોજથી મોટા એલચીખાના તથા ઉમદા છત્રીઓ, હાથીઓની લંગાર, તથા ઘણોજ ભાર ભરેલા ૧૦૦૦ ઉંટ અને તે બધાંનું રક્ષણ કરનાર શુરવીર સીંધી ઘોડેસ્વારની ટુકડી સાથે ઉંચો લાકડાનો માંચો તથા નિલમ અને માણેકનાં શેત્રંજનાં મ્હોરાં ઇરાનના રાજા હાન નશીર્વાન જેને ન્યાયી કોસરોઝ, કીસરા વગેરે નામો આપવામાં આવે છે તેના વખતમાં ભેટ તરીકે આપ્યાં હતાં. જોડે એક પત્ર હતો તેમાં હિંદના રાજાએ લખ્યું હતું કે આપ આપના દરબારના ડાહ્યા અને અક્કલવાન પુરૂષો સન્મુખ આ રમત રજુ કરજો, અને તેઓ જો એ વિચિત્ર રમત રમવાની શોધી કાઢશે તો હું એમ માનીશ કે તમો અક્કલમાં અમારા સરખી પદવીના છો. અને જેમ આજ લગી હું ખંડણી આપતો આવ્યો છું તેમ ખંડણી આપતો રહીશ પરંતુ જો તે લોકો તે શોધી નહીં શકે તો હું એમ માનીશ કે તમો અમારાથી હલકી પદવીના છો અને જેટલી ખંડણી હું તમને આપું છું તેટલીજ ખંડણી હું તમારી પાસેથી લઇશ. આ બાબત ઉપર ઘણો વિચાર કરીને નશીર્વાનના પ્રધાન બુઝર્જ મિહરે સાત દિવસનો વખત માંગ્યો હતો અને તેને છેડે તેણે સર્વ સભાની અજાયબી વચ્ચે એ રમત રમવાની રીત બતાવી હતી, જેથી રાજાએ તેને ભારે શીરપાવ આપ્યો હતો. બીજો હેવાલ એવો છે કે રાજા નશીર્વાને પોતાના હકીમ બોરઝુ અથવા બોરઝુયા, અથવા બોરઝુવીઆને બ્રાહ્મણોનો રાષ્ટ્રીય ગ્રંથ તથા કમક દનમીકસ નામનો પ્રખ્યાત ગ્રંથ શોધી લઇ આવવા હિંદુસ્થાન મોકલ્યો હતો. તેને પરિણામે તે 'કલીલા વ દમના' નામના પુસ્તક માટેની સામગ્રી જેમાં શેત્રંજનું પણ વર્ણન હતું તે લઇ આવ્યો હતો. આનું ભાષાંતર કરવામાં બુઝર્જમિહરે તેને મદદ કીધી હતી. ઉપરના પહેલા હેવાલને મજકુર મી. દસ્તુરે પ્રસિદ્ધ કરેલો પહેલવી પુસ્તકના કર્તાનો પણ આધાર છે. તેમાં પણ ઇરાનમાં શેત્રંજના

[1] રોયલ એશીઆટીક સોસાયટી જર્નલ સને ૧૮૯૮ પાને ૧૨૮

દાખલ થવાના પ્રસંગ એજ જણાવેલા છે, ફરક માત્ર એટલોજ કે ફીરદુશીએ હિંદના રાજાનું નામ આપ્યું નથી અને આ પુસ્તકમાં તેનું નામ દેવશર્મ (સંસ્કૃત દેવશર્મન) તરીકે જણાવેલું છે. એ રાજા નશીર્વાને ઇરાનમાં ઇ. સ. ૫૩૧ થી ૫૭૯ સુધી રાજ્ય કીધું હતું.

## એ રમતની ઉત્પત્તિ વિષેની કથાઓ.

તેની ઉત્પત્તિ વિષે ઉપરના ફારસી અને અરબી લેખોમાં બધા મળીને ત્રણ હેવાલો આપેલા છે. શાહનામામાં એમ જણાવેલું છે કે હિંદનો એક કઇદ નામનો રાજા લડાઇનો ઘણોજ શોખીન હતો. તેને જીતવાને કોઇ દેશ ન રહેલો હોવાથી, **સસ્સા બીન દહર** નામના તેના પ્રધાને **હરમીસ** નામના ગ્રીક રૂપીએ બતાવેલી ૫૬ મ્હોરાં અને ૧૧૨ ખાનાંવાળી રમત મેળવી તેની મુસ્કેલી દૂર કરવા માટે તેને સંક્ષિપ્ત કરી ૩૨ મ્હોરાંથી રમાતી ૬૪ ખાનાની રમત બનાવી રાજા આગળ તે રજુ કરી હતી. બીજો હેવાલ એ છે કે હિંદના રાજા ફૂરે (સંસ્કૃત, પૌરસ, મહાન સિકંદરનો સમકાલીન) ઘણા દેશો જીત્યા હતા અને તેનો પુત્ર બાળક હતો તેવામાં તે ગુજરી ગયો, તેથી રાજ્ય સંભાળવા માટે જરૂરીઆત હુશીઆરી આવે તે ખાતર તથા લડાઇમાં જરૂરની આહોશીનો તેને ખ્યાલ આવે તે હેતુથી તેના પ્રધાન સસ્સા **બીન** દહરે તેને શેત્રંજની રમત બનાવી કદી શીખવી હતી. ત્રીજો હેવાલ એવો છે કે કાસ્મીર પ્રાંતમાં સંદલી શહેરમાં **બી**લુગી પછી ગાયમહર નામે રાજા રાજ્ય કરતો હતો. જ્યારે તે ગુજરી ગયો ત્યારે તેના ભાઇ 'માઇ' ને ગાદી નશીન કરવામાં આવ્યો. એના મરણ પછી એના બે દીકરા ધાવ અને તાલાચંદ વચ્ચે ગાદી વિષે તકરાર પડી અને આખરે તેઓ લડયા તેમાં તાલાચંદ કપાઇ મુઓ. તેની માને એ સાંભળી ઘણો શોક થવા લાગ્યો તે દૂર કરવા માટે આ રમત તેના પ્રધાને શોધી કાઢીને તેને શીખવી હતી. આ બધી વાતો કયાંથી તેઓએ એકઠી કીધી હશે તે જાણવું મુસ્કેલ છે. ગમે ત્યાંથી મેળવી હોય તોપણ એટલું તો નકકીજ છે કે **સીસ્સા**, કે **સસ્સા**, **બીન** દહર અથવા નસર એવું નામ કદી હિંદુ પ્રધાનનું હોઇ શકે નહીં. મી. બ્લાન્ડ[1] પોતાના નિબંધમાં લખે છે એ નામ એટલું બનાવટી અને દેખીતી રીતે અરબી ભાષાનું લાગે છે કે ઐતિહાસીક પુરાવા તરીકે આમાંની એક પણ વાત રજુ થઇ શકે એવી નથી. એમ ચોખ્ખું દેખાય છે કે એવી લોનના ઇવીલ મિરોડક નામના રાજાના સમયના તત્ત્વવેત્તાના 'ઝરકસીસ' નામના એ સર્વ અપભ્રંશો છે. યુરોપમાં પણ કેટલીક એવી દંતકથાઓ ચાલે છે કે એ નામના માણસે શેત્રંજ શોધી કાઢયો હતો. તે અને હિંદુસ્થાનને કાંઇ સંબંધ હોઇ શકે નહીં એ સ્પષ્ટ છે.

એની ઉત્પત્તિ ગમે તે રીતે થઇ હોય પરંતુ ઉપરના ફારસી તથા અરબી લેખકોના પુરાવાથી એટલું તો આપણે માનવાને કાંઇ વાંધો નથી કે એ રમત ઇરાનમાં કોઇએ શોધી કાઢેલી નહીં પણ ત્યાં તે હિંદુસ્થાનથી ઇ. સ. ના ૬ઠ્ઠા સૈકામાં ગયેલી. અને મજકુર પહેલવી લેખ સિવાયનાં ફારસી અને અરબી પુસ્તકો ઉપરથીજ ડૉ. હાઇડ, સર વિલિયમ જોન્સ, અને સર ફ્રેડરીક મૅડન એવા અભિપ્રાય ઉપર આવી ગયા હતા. પરંતુ તે વાંચીને મી. બ્લૅન્ડ નામના એક અંગ્રેજી લેખકનું નાક ચઢી ગયું અને તેણે બીજાં ફારસી અને અરબી પુસ્તક-

---

૧ ( રોયલ એશીઆટીક સોસાયટી જર્નલ. વોલ્યુમ ૧૩ પાનું ૬૨ )

માંથી સંશોધન કરી, એવો સિદ્ધાન્ત સ્થાપિત કરવા પ્રયત્ન કીધો[1] કે શેત્રંજની મૂળ રમત જે ૧૧૨ ખાનાના માચાપર રમાતી ૫૬ મ્હોરાંની રમત છે તે ઇરાનમાં શોધી કાઢવામાં આવી હતી અને હાલની જે રમત છે તે તેનું સંક્ષિપ્ત સ્વરૂપ છે. જો કે શેત્રંજની રમત ઉપર બીજી કોઇપણ રમત કરતાં વધારે સાહિત્ય અંગ્રેજી ભાષામાં લખવામાં આવ્યું છે છતાં સારા સારા લેખકોમાંના કોઇએ પણ અગાઉ રજુ કરવામાં આવેલા સર્વ વિરૂદ્ધ પક્ષના મતોની નોંધ લઇ તેને તોડીને પોતાનો મત સ્થાપિત કરવાનો પ્રયત્ન કીધેલો જણાતો નથી. દરેક જણ પોતે જે મત તરફ વલણ ધરાવતો હોય તેનું સમર્થન કરનાર પૂર્વગામી લેખકોને વિષે ઇસારો કરે છે. મી. એચ. ઇ. બર્ડ નામનો "ચેસ હિસ્ટરી એન્ડ રિમિનિસન્સીસ" નામના પુસ્તકનો લેખક શરૂઆતમાંજ આ બાબતની ફરીઆદ કરે છે અને તેના પછી[2] છ વર્ષ રહીને પ્રો. એ. એ, મેકડોનલના રોયલ એશીઆટીક સોસાયટીના જર્નલમાં પ્રસિદ્ધ કરેલા "ધી ઓરીજીન એન્ડ અર્લી હિસ્ટરી ઑફ ચેસ' એ વિષય ઉપરના નિબંધથી ઉપરની ટીકાનું સમર્થન થાય છે. અસ્તુ! આ પ્રમાણે હોવાને લીધે મી. બ્લૅન્ડના નિબંધની કોઇ પાછલા લેખકે નોંધ લીધી નથી તેથી એના સંશોધન વિષે લેખક વર્ગનો કેવો અભિપ્રાય છે તે જાણી શકાતું નથી. પરંતુ સામાપક્ષને શું કહેવાનું છે તે જાણ્યા સિવાય નિર્ણય કીધેલો એક પક્ષી ગણાય માટે આપણે તેની નોંધ ટુંકમાં લઇશું.

મી. બ્લૅન્ડનો, પોતાના પ્રિય સિદ્ધાન્ત માટે મુખ્ય આધાર મેજર પ્રાઇસે રોયલ એશીઆટીક સોસાયટી ઑફ ગ્રેટ બ્રીટન ઍન્ડ આયર્લૅંડને ભેટ આપેલો, પુસ્તક અને કર્તા બંન્નેનાં નામ વગરનો, એક ફારસી હસ્ત લેખ છે. તેનો નનામો કર્તા લખે છે કે શેત્રંજની રમત હિંદુસ્થાન તરફથી ઇરાનને મળી નહોતી. પરંતુ તે તે દેશની સ્વદેશી રમત છે. તેનું મૂળ સ્વરૂપ એવું હતું કે ૧૧–૧૧ ખાનાની દશ હારથી થયેલાં ૧૧૦ ખાનાં અને તે ઉપરાંત ઉપર તથા નીચે બીજી હારના પાસામાં એક એક વધારે ખાનું મળી ૧૧૨ ખાનાના પટ ઉપર ૫૬ મ્હોરાંથી રમાતી રમત હતી. તેને એ શેત્રંજી કામીલ અથવા પૂર્ણ શેત્રંજ કહે છે. ઉપર જણાવેલા શેત્રંજની ઉત્પત્તિ વિષેના હેવાલો તેને સંક્ષિપ્ત કરવા વિષેના છે એમ તે ગ્રંથકર્તા માને છે. ઉપર જણાવ્યા પ્રમાણે આ લેખ કોણે અને કયારે લખ્યો હશે તે માલમ પડતું નથી પરંતુ એમાં એમ જણાવેલું છે કે તેમૂરલેન નાનાં શેત્રંજની નહીં પણ આ પૂર્ણ શેત્રંજનીજ રમત રમતો હતો. તે ઉપરથી એટલું તો અનુમાન સલામતિથી બાંધી શકાય કે કે તેના કાળ પછી અથવા વહેલામાં વહેલો તેના પોતાના સમયમાં, એટલે ઇ. સ. ના ૧૪મા સૈકામાં એ લેખ લખાયલો હોવો જોઇએ. આ પ્રમાણે એ લેખનો કાળ અનિશ્ચિત

---

૧ (રોયલ એશીઆટીક સોસાયટી જર્નલ વોલ્યુમ ૧૩માં પા. ૧ થી ૬૯ સુધીમાં ઇરાનની શેત્રંજની રમત એ વિષય ઉપર નિબંધ).

૨. (એ પુસ્તક કયારે લખાયલું છે તે તેમાં લખેલું નથી પરંતુ ઠેઠ ઇ. સ. ૧૮૫૨ની ચેસ ટુર્નામેંટની વાતો એમાં લખેલી છે તે ઉપરથી અને ઇ. સ. ૧૮૫૩ તે વિષે લખતાં ભવિષ્ય કાળનો ઉપયોગ કીધેલો હોવાથી લાગે છે તે ઉપરથી એમ લાગે છે કે તે ઇ. સ. ૧૮૫૨ના પાછલા ભાગમાં લખાયલું હોવું જોઇએ.)

હોવાને લીધે અને તે બીજાં બધાં આગળ જણાવેલાં પુસ્તકો કરતાં વધારે આધુનિક હોવાનો વધારે સંભવ હોવાને લીધે. તેનો પુરાવો સંતોષકારક નથી એમ મી. બ્લૅન્ડને પણ લાગ્યું હોય એમ દેખાય છે કારણ કે બીજાં કયા કયા પુસ્તકોમાં આ શેત્રંજી કામીલનું વર્ણન છે તે તપાસવા માટે તે બીજાં ચાર પુસ્તકો તપાસે છે પરંતુ તેમાંનું એક જે શહેનશાહ હુમાયુ માટે **'અલ મન્હજ ફીઈલ્સીલ (ઈલમીસ) શેત્રંજ'** નામના અરબી પુસ્તક ઉપરથી અહમદ હુસામુદ્દૌલા નામના માણસે તૈયાર કરેલો ફારસી હસ્તલેખ છે તે તો દેખીતી રીતેજ ૧૫મા સૈકાનો હોવો જોઇએ અને તેમાં શેત્રંજી કામીલનું વર્ણન પણ આપેલું નથી બીજું **"નઝહતુ અરબાબીલ ઉકુલ ફીસ? (ફીસ) શેત્રંજીલ મનકુલ** (શેત્રંજની રમતના બ્યાનમાં અક્કલવાનનો આનંદ) એ નામનું અરબી પુસ્તક છે. તેમા અલ અદલી નામના એક આગળના લેખકના આધાર ઉપરથી શેત્રંજ રમવાની જુદી જુદી રીતો દેખાડેલી છે. તેમાં શેત્રંજી કામીલ પણ આવી જાય છે. તે પણ ક્યારે લખવામાં આવ્યો હશે તે જણાવેલું નથી. તેમ તેમાં શેત્રંજની ઉત્પત્તિ વિષે અથવા કયો શેત્રંજ મૂળનો અને કયો પાછળનો તે જણાવેલું નથી. ત્રીજો લેખ **'અનમુઝાજ ઉલ કતાલ'** નામનો ફારસી ભાષામાં લખેલો છે, તે ઉપર જણાવેલા અરબી લેખને આધારે લખેલો છે તેમાં પૂર્ણ શેત્રંજનું વર્ણન છે. તેની નકલ જે મી, બ્લૅન્ડને મળી આવી હતી તે ઇ. સ. ૧૪૮૯માં લખેલી હતી પરંતુ મૂળ લેખ ક્યારનો હશે તે એણે નક્કી કીધું નથી. ચોથો ગ્રંથ **"નિફાઈસ ઉલફુનુન"** યાને **વિદ્યાઓનો ભંડાર** એ નામનું છે. તેમાં પાંચ જુદી જુદી જાતના શેત્રંજનું વર્ણન આપેલું છે. તેમાં શેત્રંજી કામીલ પણ છે તેનું નામ ત્યાં શેત્રંજી કબીર એટલે મોટો શેત્રંજ એ આપેલું છે. એ પુસ્તક અહમદ બીન અહમદ અલ અમુલી નામના માણસે લખેલું છે પણ તે કયા કાળમાં હશે તે તેણે નક્કી કીધું નથી.

આ લેખોમાંના પણ એનો કાળ નક્કી થઇ શકે એવું ન હોવાને લીધે અને બાકીના બે ચોખ્ખી રીતે ૧૫મા સૈકાના હોવાને લીધે મી. બ્લૅન્ડને પોતાને એમ લાગ્યું હશે કે મારા સિદ્ધાન્તને માટે સંતોષકારક પુરાવો મળી આવતો નથી તે ઉપરથી તે લખે છે કે "મેજર પ્રાઇસવાળા હસ્તલેખમાંનું લખાણ ગમે તેટલું ચોંકાવનારું હોય તોપણ બીજી દલીલોથી સમર્થિત થયેલો તે પુરાવો પ્રચલિત મત સામે ટકી શકે એમ છે" અને તે બીજા પુરાવા તરીકે પ્રથમ તો તે પ્રચલિત મતનું ખંડન કરવા માંડે છે.[1] તે કહે છે કે હાલની રમતનું મૂળ સ્વરૂપ હિંદુસ્થાનનો ચતુરંગ છે, એવો મત પહેલા વહેલો સર વિલિયમ જોન્સે રજુ કર્યો હતો. પરંતુ ચતુરંગ અને આપણા એટલે યુરોપના) શેત્રંજમાં જે મળતાપણું છે તે ઉપરથી એમ ભાગ્યેજ અનુમાન થઇ શકે કે તેમાંનો એક બીજાની વિકૃતિ હોય. દેખાવમાં તેમજ નિયમોમાં તે બેમાં મહત્વનો ભેદ છે અને એમ સહેજ સરખામણી ઉપરથી તો ચીના લોકના 'સીઆંગાકી'ને પણ યુરોપીઅન શેત્રંજના પૂર્વજ હોવાનું માન હોવાનો દાવો કરી શકાય. જો કે વ્યુત્પત્તિ તરીકે 'ચતુરંગ' એ નામ ટકી શકે એવું છે તોપણ અર્થમાં તે ઉપયોગી નથી અને માત્ર અવાજના મળતાપણા ઉપરથી, જે બીજા ફારસી અને અરબી શબ્દો સૂચવવામાં આવે છે તેના કરતાં તે વધારે બંધબેસ્તું છે એમ કહી શકાય નહીં. બીજું સર

૧. (રોયલ એશીઆટીક સોસાયટી જર્નલ વો. ૧૩. પા. ૬૩.)

વિ. જોન્સે ચતુરંગ અને શેત્રંજની સરખામણી બતાવતાં જણાવ્યું હતું કે હિંદુસ્થાનમાં ચતુરંગી સેનાના અંગ તરીકે હાથી, ઘોડા, રથ અને પાયદળ ગણાય છે. જેમાંનો 'રથ' તેજ પાછળથી ફ્રરસીમાં 'રૂક' થયો હતો અને તેજ નામે યુરોપમાં પણ એક મ્હોરૂં હજી પણ ઓળખાય છે. તે વિષે લખતાં મી. બ્લૅન્ડ જણાવે છે કે બીજા મ્હોરાંનાં નહીં ને માત્ર 'રથ'નું નામજ અપભ્રંશ થઇને એમને એમ રહ્યું એ વાત માનવા જોગ નથી. એ પોતે એમ ધારે છે કે 'રૂખ' એક પ્રાણી છે અને તેનું વર્ણન 'હીપોપોટેમસ'ને મળતું આવે છે. આવું પ્રાણી શેત્રંજમાં ક્યાંથી દાખલ થયું એ સવાલના જવાબમાં તે લખે છે જેમ 'જરાફ્ર' જેનું મૂળ 'જીરાફ્ર' નામનું પ્રાણી છે, તે તેમાં દાખલ થયું તેમ આ પ્રાણી પણ આવ્યું હોય.

આ પ્રમાણે મી. બ્લૅન્ડ પતિપક્ષનું ખંડન કર્યા પછી પોતાના મતનું ખંડન કરવા માંડે છે. એ કહે છે[1] કે શાહનામામાં જે પટનું વર્ણન કરેલું છે તેમાં ૧૦૦ ખાનાં છે અને તે રમત ૪૦ મ્હોરાંથી રમાય છે. તે બાબતને કોઇએ જોઇએ તેટલી મહત્વની ગણી નથી, તે ઉપરથી એમ પ્રતિત થાય છે કે તૈમૂરના કાળ પહેલાં ૪૦૦ વરસ ઉપર એક મોટી અને વધારે શકિતવાળાં મ્હોરાંની રમત હસ્તિ ધરાવતી હતી અને શેત્રંજ કામીલને મળતી આવતી એક મોટી રમત અગાઉ હોવાનું એથી સાબીત થઇ શકે કે નહીં તે સંશોધન કરવા માટે એક સારો મુદ્દો છે. તેમાં જે બે વધારાનાં મ્હોરાં એટલે કે બે તરફ ઉંટ છે તે પૂર્ણ શેત્રંજમાંનાં વધારાના મ્હોરાં પૈકીજ છે. અને તેમની શકિત પણ શેત્રંજી કામીલમાંની મ્હોરાં (જમલ)ની શકિતને મળતી આવતી છે. ફીરદુશીએ કરેલું વર્ણન સપ્રમાણ હોય યા કલ્પિત હોય તોપણ તે ઉપરથી એટલું તો સંતોષકારક રીતે સાબિત થઇ શકે કે મોટી રમત શોધી કાઢવાનું માન જે તૈમૂરને આપવામાં આવે છે તે તેણે શોધી કાઢી નહોતી, જો કે એમ બનવાજોગ છે કે એ રમતનો તે ભારે શોખીન હોવાને લીધે વપરાસમાંથી જતી રહેલી તે રમતને તેણે સજીવન કીધી હોય. તેથી કરીને ફકત એટલોજ સવાલ રહે છે કે મોટી અને નાની રમત એ એમાંથી વધુ પ્રાચીન કયી અને કયા સંજોગોમાં તેમાં ફેરફાર કરવામાં આવ્યો અને તે ઉપર કેટલેક અંશે આધાર રાખતો. બીજો સવાલ એ છે કે અસલ રમત કયા સ્થાનમાંથી ઉત્પન્ન થઇ. બીજા આધાર તરીકે મી. બ્લૅન્ડ જણાવે છે ઇ. સ. ૧૮૦૮ના વરસમાં મુંબાઇમાં એક 'વિલાસ મણી મંજરી' નામના સમકાલીન સંસ્કૃત પુસ્તકનો અંગ્રેજી તરજુમો ત્રીવંગદાચાર્ય શાસ્ત્રી નામના માણસે પ્રકટ કર્યો હતો તેમાંના રમવાના નિયમો સોમાં નવ્વાણું ટકા આપણે હાલ જે પ્રમાણે રમીએ છીએ તેને મળતા આવે છે તે ઉપરથી એ એવા નિર્ણય[2] ઉપર આવે છે કે શેત્રંજના ઇતિહાસમાંથી લીધેલા સર્વ પુરાવા ઉપરથી એમ જણાય છે કે મૂળ મોટી રમતમાંના મોટામાં મોટા આકાર અને વધારેમાં વધારે શકિતમાં ધીરે ધીરે ઘટાડો થઇને હાલ રમીએ છીએ તે શેત્રંજ બન્યો હશે. અને તે ફેરફારનાં વચલાં પગથીઆં તરીકે કદાચ ફીરદુશીએ વર્ણવેલો શેત્રંજ અને મુંબાઇના પુસ્તકમાંનો શેત્રંજ હોય. આ પ્રમાણે વખતો વખતો ફેરફાર, તેની ફરી ગયેલી આકૃતિ ઉપરથી, મ્હોરાંની ચાલો ઉપરથી, તથા જ્યારે મુસ્કેલીમાં આવે ત્યારની તેની ખાસ ચાલ ઉપરથી જણાય છે.

---

૧. (મજકુર પુસ્તક પા. ૬૮)

૨. મજકુર પુસ્તક પાનું ૬૯.

આ પ્રમાણે લાકડેમાંકડું વળગાડવામાં તે ફતેહમંદ થયો નથી એમ મી. બ્લેન્ડને પોતાનેજ લાગ્યું હશે તે ઉપરથી તે છેવટે લખે છે 'પરંતુ હિંદુસ્થાન ચતુર્મુખ દેશને દુનીઆના બધા ડહાપણનું ઉત્પત્તિસ્થાન ગણવા પહેલાં નિચેના ત્રણ સવાલોનો સંતોષકારક રીતે જવાબ મળવાની જરૂર છે. તે એ કેઃ—

(૧) જો એ રમત હિંદુસ્થાનમાં શોધી કાઢવામાં આવી હોય તો તે વિષેના ત્યાંના જુના ઐતિહાસિક અથવા પોરાણીક ગ્રંથો ક્યાં છે?

(૨) જો હિંદથીજ એ રમત બીજા દેશોમાં પ્રસરી હોય અને 'ચતુરંગ' જો તેના પૂર્વજ હોય તો રમતનું નામજ માત્ર રહીને મ્હોરાંઓના સંજ્ઞા કેમ તદ્દન ફેરવાઇ ગઇ? માત્ર 'રથ' અથવા 'રાથ' એજ શબ્દનું ભાષાંતર કરવું કેમ રહી ગયું?

(૩) જો 'ચતુરંગ' પૂર્વ તરફની રમતનું મૂળ હોય તો હાલ જે ફારસી લેબાશમાં તે આપણી નજરે પડે છે તેને માટે જરૂરીઆત ફેરફારો ક્યારે અને ક્યાં થયા? શું તે વખતે 'ચતુરંગ' શુદ્ધ સ્થિતિમાં હતો અને 'શેત્રંજ' એ તેના દુરના પૂજકો માટે અવતાર થયો.

મી. બ્લેન્ડે પોતાનો લેખ ઇ. સ ૧૮૫૦ માં લખ્યો ત્યારપછી ઇંગ્લાંડમાં પ્રો. ડન્કન ફોર્બ્સે એક ૪૦૦ પાનાનું પુસ્તક 'હિસ્ટરી ઑફ ચેસ' એ નામનું લખેલું છે. ત્યારપછી થોડા સમયમાં જર્મનીમાં પ્રો. વેબરે પણ એ બાબતની ચર્ચા ચલાવી હતી. અને છેવટે પ્રો. એ. એ. મેકડોનલે ઇ. સ. ૧૮૯૮માં શેત્રંજ ઉપર એક નિબંધ લખ્યો હતો પરંતુ તેમાંના કોઇએ પણ મી. બ્લેંડના મતનું ખંડન કરવાનું અથવા તેના સવાલોનો જવાબ આપવાનું બ્યાજબી ધાર્યું હોય એમ લાગતું નથી. પરંતુ તેઓએ પોતાના મતના સમર્થન માટેજ જે જે પુરાવા રજુ કરેલા છે તેનાંથી તેના સવાલોનો થોડો ઘણો જવાબ મળી જાય છે. તે બધાનો એવો એકમત છે કે શેત્રંજની રમતની ઉત્પત્તિ હિંદુસ્થાનમાં થઇ હતી અને તેનું મૂળ સ્વરૂપ 'ચતુરંગ,' છે. આ પ્રમાણે અન્ય દેશોને માટે કરવામાં આવતા દાવાના ખરાપણા વિષે વિચાર કરી છેવટે આપણે આપણી માતૃભૂમી તરફ વળીએ.

<u>હિંદુસ્થાન.</u>

સંસ્કૃત ભાષામાં શેત્રંજને 'ચતુરંગ' કહે છે. તે શબ્દનો અર્થ એવો થાય છે કે ચાર અંગ છે જેનાં એવું સૈન્ય. આ દેશનાં વીરરસનાં કાવ્યો રામાયણ તથા મહાભારતમાં એ શબ્દ સેનાના વિશેષણ તરીકે અને તેનીજ સંજ્ઞા તરીકે કોઇ કોઇ વખત વપરાયલો માલમ પડે છે. તેજ ગ્રંથોના આધાર ઉપરથી તેમજ અમરકોશ ઉપરથી જણાય છે કે સેનાનાં ચાર અંગો તરીકે 'હાથી, ઘોડા, રથ અને પાયદળ,' એ ગણાતાં હતાં. 'ચતુરંગ' શબ્દ આવી રીતે લશ્કરની સંજ્ઞા હોવાને લીધે, જ્યારે કૃત્રિમ લડાઇના ચિતાર આપનારી રમત બનાવી કાઢવામાં આવી હોય ત્યારે તે તેજ નામથી ઓળખાવવા લાગી હોય એ સ્વાભાવિક છે. સર વિ. જોન્સે સંસ્કૃત સાહિત્યમાંથી ચતુરંગની રમતને માટે આધાર શોધી કાઢવાનો પ્રયત્ન કર્યો હતો. તે ઇ. સ. ૧૭૮૪ થી ૧૭૯૪ લગી કલકત્તાની સુપ્રીમ કોર્ટનો જજ હતો તેવામાં તે બંગાળાના સારા

સારા સંસ્કૃત પંડિતોના સમાગમમાં આવતો હતો. એવા એક રાધાકાન્ત" નામના પંડિતને પૂછવાથી એને માલમ પડ્યું કે 'ચતુરંગ' નામની રમત હિંદુસ્થાનમાં ઘણા કાળથી રમાતી હતી. તેના પોતાના પિતા તથા ગુરૂ જગન્નાથ પંડિતે એ રમત બે બ્રાહ્મણોને શિખવી હતી. જામનગરના રાજાના આમંત્રણ ઉપરથી તેમને ત્યાં મોકલી આપવામાં આવ્યા હતા જ્યાં તેમને સારાં પારિતોષકો આપવામાં આવ્યાં હતા. આ ઉપરથી જણાય છે કે ચતુરંગની રમત ઇ. સ. ના ૧૮મા સૈકામાં હિંદુસ્થાનમાં ચાલુ હતી. તેની ઉત્પત્તિ વિષે તપાસ કરતાં તેણે એમ જણાવ્યું હતું કે જ્યારે ત્રેતા યુગમાં શ્રી રામચંદ્રે લંકાને ઘેરો ઘાલ્યો હતો ત્યારે રાવણનું મન રંજન કરવા ખાતર તેની સ્ત્રી (? મંદોદરી) એ આ રમત બનાવી કાઢી હતી. તેના લેખી આધાર વિષે પૂછતાં તેણે જણાવ્યું હતું કે ભવિષ્ય પુરાણમાં એ રમતનું વર્ણન અથવા તે રમવાના નિયમો આપેલા છે અને તેમાંનો એક અધ્યાય લાવીને તેણે રજુ કર્યો હતો. તેમાં એ રમતને 'ચતુરંગ' અથવા ઘણી વખત 'ચતુરાજી' કહેલી છે કારણ કે તેમાં ચાર રાજાઓ અને તેનાં સૈન્ય ગોઠવવામાં આવે છે. તે દરેક સૈન્યના જે ચાર વિભાગ હોય છે તે હાથી, ઘોડા, નૌકા અને પાયદળ છે. તેમાંનું એકેકું રાજા સહિતનાં ચાર મ્હોરાંને આપવામાં આવેલું હોય છે. આવી રીતે ૪ દિશાનાં ૮-૮ મ્હોરાં મળી એ રમતમાં ૩૨ મ્હોરાં હોય છે અને તે રમવાનો પટ ૬૪ ખાનાનો હોય છે, જે ઉપર દરેક દિશામાં એકેકું સૈન્ય ગોઠવવામાં આવે છે. જો કે આમાં સૈન્ય ચાર હોવાને લીધે રમનાર ચાર હોય છે, છતાં બબ્બે જણા ભીરૂ થઇને રમે છે, તેથી કરીને પક્ષ બેજ હોય છે. આ રમતની ઉત્પત્તિ વિષે ભવિષ્ય પુરાણમાં એમ જણાવેલું છે કે લંકાથી એ રમત હિંદુસ્થાનમાં આવેલી છે અને તેને વિષે મૂળ આધાર ગૌતમ રૂષિના ધર્મશાસ્ત્રમાંથી મળી આવે છે. આ ઉપરથી એમ જણાય છે કે મજકુર પુસ્તકના આધારેજ આમાંનું વર્ણન લખવામાં આવ્યું હશે. સર વિલિઅમ જોન્સ જણાવે છે કે એ પુસ્તક મેળવવા માટે મેં તજવીજ કીધી છે. પરંતુ પાછળથી તેણે અથવા કોઇ બીજાએ એ બાબતમાં ખંતથી મહેનત કીધી હોય એમ જણાતું નથી. સેક્રેડ બુકસ ઓફ ધી ઈસ્ટ સીરીઝના બીજા વોલ્યુમમાં ગૌતમનાં ધર્મશાસ્ત્રનું ભાષાંતર પ્રગટ થયેલું છે તેમાં તપાસ કરતાં માલમ પડે છે કે તેમાં તો 'ચતુરંગ' એવો શબ્દ પણ કોઇ વખત આવતો નહીં હોય અને એવી કોઈ રમતને વિષે તો તેમાં ઇશારો નથીજ એ ચોક્કસ વાત છે. જો ડૉ. બ્યુલર ધારે છે તે પ્રમાણે અનેક ગૌતમ થઇ ગયા હોય તો જેનું ધર્મ-સૂત્ર હાથ લાગ્યું છે તે શિવાય કોઇ બીજા ગૌતમના સૂત્રમાં આ રમત વિષે કદાચ ઉલ્લેખ હોય. જેમ હોય તેમ પરંતુ હાલ તો આપણે નિરાશ થઇને બેસવાનું છે. અસ્તુ ચતુરંગ સેનામાં ત્રીજું અંગ 'રથ' છે તેને બદલે ક્યાંથી આમાં નૌકા દાખલ થઈ તે સવાલના જવાબમાં પંડિત રાધાકાન્તે એમ જણાવ્યું હતું કે [1] લશ્કરને વખતો વખત નદીઓ ઓળંગવા માટે અને ખોરાક હથીઆર વગેરે નદી પાર લઇ જવા માટે વહાણની જરૂર પડે છે તેથી તેને તેનાં અંગ તરીકે અહીં દાખલ કીધેલું છે પરંતુ આ જવાબ સર વિ. જોન્સ[2]

---

(૧) સેક્રેડ બુકસ ઓફ ધી ઇસ્ટ સીરીઝ વૉ. ૨ જું ગૌતમનો ઉપોદ્ઘાત પાનું ૪૮.

(૨) લોર્ડ ટેઇનમાઉથે લખેલા સર વિ. જોન્સની 'લાઇફ એન્ડ વર્ક્સ' નામના પુસ્તકનું ૧૨૫ મું પાનું.

સંતોષકારક ન ગણતાં લખે છે કે ચીનાઇ 'શીઆંગકી'માં જેમ નદી પટ ઉપર દેખાડેલી હોય છે તેમ હિંદુ 'ચતુરંગ'માં દેખાડેલી ન હોવાને લીધે નૌકા ત્યાં અસ્થાને છે પરંતુ તેની આ ટીકા વ્યાજબી લાગતી નથી કારણકે મનુસ્મૃતિ જેના હાલની પ્રત ડૉ. બ્યુલરના અભિપ્રાય પ્રમાણે ઇ. સ. પૂર્વે ૨૦૦ થી ઇ. સ. પછી ૨૦૦ લગીમાં લખાયલી હોવી જોઇએ તેના ૭ મા અધ્યાયના ૧૯૨ માં શ્લોકમાં ૭ જાતનાં સૈન્ય જણાવેલાં છે તે શ્લોક નિચે પ્રમાણે છેઃ- “સપાટ ભૂમીમાં રથ અને ઘોડાવડે યુદ્ધ કરવું, પાણીવાળા પ્રદેશોમાં નૌકા અને હાથી વડે યુદ્ધ કરવું અને ઝાડો તથા લતાઓથી ઘેરાયલા પ્રદેશોનાં બાણ, તલવાર, ઢાલ વગેરે આયુધોથી યુદ્ધ કરવું” આ ઉપરથી એમ જણાય છે કે રાધાકાન્તે કહ્યું તેમ લશ્કર અથવા તેની ખોરાકી લઇ જવાનેજ માત્ર નહીં પરંતુ ખરેખરી લડાઇમાં પણ નૌકાઓનો ઉપયોગ કરવામાં આવતો હશે, છતાં એ સવાલતો ઉભોજ રહે છે કે 'રથ' કાઢીને 'નૌકા' કેમ અને ક્યારે દાખલ કીધી હશે. તેમ[1] ભવિષ્ય પુરાણ પણ ક્યારે લખાયું હશે તે બાબતનો કાંઇ સંતોષકારક પુરાવો નથી. જે છપાયલું છે તેમાં ઠેઠ અકબર બાદશાહ લગીની વાતો આવે છે તે ઉપરથી કદાચ એમ માની શકાય કે વહેલામાં વહેલું તે ઇ. સ. ૧૬મા સેકામાં લખવામાં આવ્યું હશે.

આજ 'ચતુરંગ' ની રમત જેમાં છેલ્લા ખાનામાં અસલના વર્ણન પ્રમાણે રથ છે તેનું વર્ણન, મી. બ્લેન્ડે એકત્ર કીધેલા ફારસી અને અરબ્બી લેખોમાંનો “જઝદતુ અરમાગીલ ઉકુલ ફીલ (રીસ) “શત્રંજીલ અનકુલ” નામનો એક અરબ્બી ગ્રંથ જેમાં અલ અદલી નામના આગળના લખનારના પુસ્તકને આધારે શેત્રંજ રમવાની જુદી જુદી રીતો જણાવેલી છે, તેમાં છે ત્યાં એનો માંચો અને એનાં મ્હોરાં ગોઠવવાની રીત એ બન્ને દેખાડેલા છ પરંતુ આ બન્નેમાંથી કોઇપણ ગ્રંથ ક્યારે લખાયો હશે તે જણાવેલું ન હોવાને લીધે તે પુરાવો ખાસ ઉપયોગી થઇ પડે એવો નથી.

સર. વિ. જોન્સ પછી જે અંગ્રેજી પૌર્વાત્ય ભાષાના અભ્યાસીઓએ એ બાબતમાં લખાણ કીધું છે તેમાંના સર ફ્રેડ્રીક મેડન અને પ્રો. ડન્કન ફોર્બ્સે એઓએ ભવિષ્ય પુરાણનો પુરાવો સંતોષકારક ગણ્યો હતો અને પ્રો. ફોર્બ્સે તો એટલે લગી હિંમત બીડી છે કે પોતાની 'હિસ્ટરી ઓફ ચેસ' નાં ૪૩મા પાનામાં તે લખે છે “ પણ છેવટે હું ધારૂં છું કે મેં

(૧) ભવિષ્ય પુરાણ એ અઢાર ઉપપુરાણો પૈકી એક છે. જો કે હાલ જે પુરાણો મળી આવે છે તે તો ઘણા થોડા વખત ઉપરજ લખાયલાં હોવાં જોઇએ એમ સર્વ પૂર્વ ભાષા વેત્તાઓનું માનવું છે છતાં બ્રાહ્મણોમાં, ઉપનિષદોમાં તથા ધર્મ સૂત્રોમાં વખતો વખત 'પુરાણ' વિષે ઇસારા કરવામાં આવે છે તે ઉપરથી એમ અનુમાન થઇ શકે છે કે અગાઉ એક અથવા અનેક પુરાણો હશે અને તેને આધારે પાછળથી હાલ જે ગ્રંથો પુરાણોને નામે પ્રસિદ્ધ છે તે લખાયલા હશે. આપસ્તમ્બ ધર્મસૂત્રમાં તો એક જગાએ ભવિષ્યત્ પુરાણ નામના ગ્રંથમાંથી આધાર ટાંકેલો છે (આ. ધ. ૨. ૯. ૨૪.૬.) છતાં જે શ્લોક તેમાંથી લીધેલો જણાવવામાં આવ્યો છે તે આપણી રમતની માફક હાલના ભવિષ્ય પુરાણમાંથી મળી આવતો નથી તે ઉપરથી જેમ ડૉ. બૂલર કહે છે તેમ અનુમાન થઇ શકે. કે હાલના વિષય માટેનો આધાર જુના ભવિષ્ય પુરાણમાંથી લીધો હશે.

વાંચનાર આગળ જે જે પુરાવાઓ રજુ કર્યા છે તે ઉપરથી હું સહિસલામત પણે કહી શકું કે શેત્રંજની રમત પાંડુ અને તેના પાંચ છોકરાના વખતથી તે આપણી માયાળુ રાણી વિક્ટોરીઆ (જે હાલ તેજ પૂર્વ તરફના મૂલક પર રાજ્ય કરે છે) તેના રાજ્ય સુધી એટલે કે ૫૦૦૦ વર્ષથી હિંદુસ્થાનમાં ચાલતી આવી છે અને આ અતિપુરાણી રમત આ લાંબા સમય દરમ્યાન બ્રાહ્મણોની પવિત્ર ભાષામાં પોતાનું અસલ અર્થસૂચક નામ 'ચતુરંગ' રાખી રહી છે." પ્રો. ફોર્બ્સની પછીના યુરોપના વિદ્વાનોએ આથી સંતોષ ન માનતા સંશોધન આગળ ચલાવ્યું હતું. તેમાં પ્રથમ જર્મન પ્રો. વેબર જેનું નામ સંસ્કૃત સાહિત્યના ઇતિહાસમાં સારી રીતે જાણીતું છે તેણે કીધી હતી. તેને એમ માલમ પડ્યું હતું કે 'ચતુરંગ' વિષે જે જુનામાં જુના સંસ્કૃત ગ્રંથમાંથી આધાર મળી આવે છે તે ટીકાકાર હલાયુધનો ગ્રંથ છે. તેમાં તે કેટલાક વૃતોમાંના ગણોની સંખ્યાનો દાખલો આપતાં કહે છે કે "ચતુરંગની રમતમાં ૬૪ ચોકડાંનું કોષ્ટક હોય છે તેવું કોષ્ટક દોરો." એ લખનાર ઇ. સ. ના ૧૦મા સૈકામાં થઇ ગયો હશે એમ પ્રો. વેબરનું માનવું છે અને પ્રો. મેકડોનલ તે કબુલ રાખે છે. એના પછીના પ્રો. જેકોબી સેક્રેડ બુક્સ ઓફ ધી ઇસ્ટ સીરીઝના ૪૫મા વોલ્યુમ (જૈનસૂત્રો પા. ૩૦૩) માં લખે છે કે "હિંદુસ્થાનના સાહિત્યમાં ચતુરંગની રમત વિષેનો જુનામાં જુના કાળનો ઇશારો મારી જાણ પ્રમાણે એક કાશમીરી કવી રત્નાકર જે ઇ. સ. ૮૫૦ના અરસામાં થઇ ગયો એમ સાબિત કરવામાં આવેલું છે તેના ગ્રંથમાં છે તેના જે શ્લોકમાં તે મળી આવે છે તે દ્વિ અર્થી છે. તેના એક અર્થ પ્રમાણે શિવના એક ભક્તની રણસંગ્રામ પરની હુશીઆરી અને બીજા અર્થ પ્રમાણે શેત્રંજની રમતમાં હુશીઆરીનું વર્ણન તેમાં છે. તેમાં શેત્રંજના ચાર વિભાગનું નામ ચાર તરફ ગોઠવેલાં સૈન્યો, તથા 'અષ્ટપાદ' જે શબ્દ પટને માટે વપરાયલો છે તે બધાં જણાવેલાં છે. પ્રો. જેકોબીને જે બીજે ઠેકાણે ચતુરંગ વિષે ઇશારો મળી આવ્યો છે તે પણ રૂદ્રટ નામના એક કાશ્મીરી કવિના ગ્રંથમાં છે તે પણ ૯મા સૈકાના મધ્ય ભાગમાં થઇ ગયેલો ગણાય છે. જે ઇન્તેખાબમાંથી તે મળી આવે છે તેમાં જુદી જુદી વસ્તુઓ જેવી કે ચક્ર, તલવાર, ધનુષ્ય, ભાલો, ત્રિશુળ અને હળ વગેરેને મળતા આવતા શ્લોક જેને વાંચવાની રીત ચતુરંગપીઠ પરની રથ, ઘોડા અને હાથીઓની ચાલ પ્રમાણે છે તેવા બનાવી શકાય એમ જણાવેલું છે. એમ ધારવામાં આવેલું છે કે શેત્રંજના ૩૨ ખાનાના અડધા પટ ઉપર ૩૨ ગણનો એક શ્લોક લખેલો છે તે વાંચવાની રીત એવી અટપટી છે કે ચતુરંગનાં મ્હોરાંની જુદી જુદી ચાલો પ્રમાણે જો તે વાંચ્યો હોય તો જાણે સીધી લીંટીમાં લખેલો ડાબી બાજુથી જમણી બાજુ લખી વંચાતો સાધારણ રીતે લખેલો શ્લોક હોય તેવી રીતે તે ગોઠવાઇ જાય છે. આ પુરાવા ઉપરથી એવા મહત્વની વાત નિકળી આવે છે કે ઘોડાની ચાલ આજથી ૧૦૦૦ વર્ષ ઉપર પણ તેવીજ હતી અને રથ જે આપણા હાથની જગાએ છે તે સીધી લીંટીમાં દરેક ખાના ઉપર જઇ શકતો હતો અને હાથી જે આપણા ઉંટને મળતો આવે છે તે એક ઘર સીધો અથવા તેડો ચાલી શકતો હતો. પ્રખ્યાત આરબ મુસાફર આલ્બેરૂની જે ઇ. સ. ૧૦૩૦ના અરસામાં પંજાબમાં આવ્યો હતો, અને ત્યાં ઘણાં વરસ રહીને પોતાને મળેલી તે દેશની માહિતિનો હેવાલ મૂકી ગયો છે, તેમાં તે જે આ બાબતમાં લખે છે તેને રૂદ્રટનું લખાણ ઘણું મળતું આવે છે. આલ્બેરૂની કહે છે કે "હિંદના લોકો શેત્રંજ રમતી વખતે હાથીને પ્યાદાની માફક એક ઘર સીધો ચાલે છે. બે બાજુએ ચાલતા નથી. અને

ચાર ખુણા ઉપર પણ ફરઝીન (વઝીર)ની માફક ચાલે છે. તેઓ કહે છે કે આ પાંચ ખાનાં હાથીની આકૃતિ ચાર પગ અને સુંઢની સુચના કરે છે."

સૌથી છેલ્લામાં છેલ્લું પ્રે. મેકડોનલે "એથીનીઅમ" નામના ચોપાનીઆની ૧૮૯૭ના જુલાઈ મહીનાની ૨૪ મી તારીખના અંકમાં જણાવ્યું હતું કે ઉપરના ગ્રંથ કરતાં પણ જે જુના લેખમાં ચતુરંગ વિષે ઇશારો છે તે બાણ કવિનું હર્ષચરિત છે. તે ઇ. સ. ના ૭મા સેકાના પહેલા ભાગમાં થઇ ગયો હતો એ વાત ચોક્કસ છે. તેમાં શ્રી હર્ષ જે કન્યાકુબ્જમાં ઇ. સ. ૬૧૦ થી ૬૫૦ લગી રાજ્ય કરતો હતો, તેણે કીધેલાં કામોનું વર્ણન કીધેલું છે. તેનો એક ઇન્તેખાબ જે શ્લેષાત્મક છે તેમાં લખેલું છે કે આ રાજાના વખતમાં ઝાકળ એકઠી કરવામાંજ માત્ર માખીઓ લઢતી હતી, જે કોઇના પગ કાપી નાંખવામાં આવતા હતા તે માત્ર વૃતોજ હતાં, અષ્ટપાદોજ માત્ર ચતુરંગની સ્થિતિ સુચવતાં હતાં, " વગેરે. વળી 'અષ્ટપાદ' એ શબ્દ એજ પુસ્તકના બીજા ઇન્તેખાબમાં કૉવેલ અને થૉમસના ભાષાંતરને ૬ ઠે તથા ૨૬૬મે પાને અને કાદંબરી (નિર્ણય સાગર છાપખાનાની)ને ૧૮૦ મે પાને આવે છે ત્યાં પણ તેનો અર્થ "ચતુરંગનો માચો" એજ થતો હોવો જોઇએ, નહીં કે "ચોપાટનો માચો." આ ગ્રંથોમાં શેત્રંજનો માચો અને રમત ચોખ્ખા શબ્દોમાં જણાવેલા છે, તે ઉપરથી નિઃશંકપણે એમ અનુમાન થઇ શકે છે કે એ રમત હિંદુસ્થાનમાં મોડામાં મોડી ૬ઠ્ઠા સૈકાના મધ્ય ભાગમાં રમાતી હશે.

ઉપલી તપાસ કરતાં એમ માલમ પડે છે કે હિંદુસ્થાનના અથવા હિંદુસ્થાન વિષે લખનારાઓ એકંદર ત્રણ જાતની એક એકને મળતી આવતી રમતને હિંદુસ્થાનના ચતુરંગના નામથી ઓળખાવે છે; એક આઠ આઠ મ્હોરાં ચાર દિશામાં ગોઠવવાથી રમાતી જેમાં દરેક દિશાના ખુણામાં 'રથ' આવે છે, બીજી પણ તેટલાંજ મ્હોરાં તેમજ ગોઠવવાથી રમાતી પણ જેમાં ખુણામાં નૌકા આવે છે, ત્રીજી ૧૬-૧૬ મ્હોરાં હાલની પેઠેમ ગોઠવવાથી રમાતી રમત. આમાંથી પહેલી બે પાસાથી રમાય છે, અને ત્રીજી માત્ર અક્કલનો ઉપયોગ કર્યાથી રમાય છે. પહેલી બેમાં રાજા શિવાય હાથી, ઘોડો, રથ અથવા નૌકા અને પ્યાદાં મળી આઠ મ્હોરાં-નું એક સૈન્ય બનેલું હોય છે. અને બબ્બે રમનારા ભીરૂ થઇને રમે છે. ત્રીજામાં દરેક બાજુએ રાજા શિવાય એક મન્ત્રી, બે હાથી, બે ઘોડી, બે રથ અને આઠ પ્યાદા મળી ૧૬ મ્હોરાં હોય છે. આ ત્રણમાં વધુમાં વધુ પ્રાચીન કયી તે વિચાર કરવાની વાત છે. આગળ આપણે જોઇ ગયા કે નૌકાવાળી રમતને માટે હાલ તુરત તો ભવિષ્ય પુરાણથી બીજો કોઇ જુનો આધાર મળતો નથી, અને તે ૧૬માં સૈકાથી વધારે જુના કાળમાં લખાયલું હોય એમ માની શકાય એવું નથી. એટલે અસલની રથવાલી રમતમાં પાછળથી તેને બદલે નૌકા ગોઠવવામાં આવતી થઇ હશે એમ અનુમાન થઇ શકે છે. હવે રથવાળી ૪ સૈન્યની રમત અને મંત્રીવાળી બે સૈન્યની રમત વચ્ચે પ્રાચીનતાનો સવાલ રહે છે. તેમાં આગલીને વિષે સંસ્કૃત લેખકોમાંથી જુનામાં જુનો આધાર રઘુનંદ જે ૧૫ મી સદીના પાછલા ભાગમાં અને ૧૬ મીના પહેલા ભાગમાં થઇ ગયો છે તે છે.[1] તે શિવાય બહારના લખનારાઓમાં 'નઝહતુ' અરબાબીલ

(૧) રોયલ એશીઆટીક સોસાયટી જર્નલ સન ૧૮૯૮ પા. ૧૩.

ઉકુલ ફીલ શત્રંજીલ મનફૂલ' નામના અરબ્બી પુસ્તકના લખનારનો છે. તેણે પોતે અલ અદલી નામના આગળના લેખકના આધારપરથી તેનું વર્ણન અને નમુનો આપેલો છે. એ છેલ્લો લેખક ક્યારે થઇ ગયો તે જણાવ્યું નથી તેથી એમાંથી મળતો પુરાવો બહુ સબળ ગણી શકાય નહીં. બીજો લખનાર મજકુર આલ્બેરૂની છે. તે પોતાના પુસ્તકમાં [1] જણાવે છે કે ઇ. સ. ના ૧૧માં સૈકામાં હિંદુસ્થાનમાં બે જાતના શેત્રંજ રમાતા હતા. જેમાંનો એક, હાથી (એટલે આપણો ઉંટ)ની ચાલ શિવાય, અરબ્બી (અને આપણો હાલનો) જેવોજ હતો અને બીજો જેને માટે તે લખે છે કે અરબસ્તાનના લોકોને તે અજાણ્યો હતો. આ પાછલો "૪ માણસો બે પાસાથી રમતા હતા," એમ કરીને તેણે જે વર્ણન આપેલું છે તે 'રથવાળા ચતુરંગ'ને મળતું છે. આલ્બેરૂનીથી આગળના વખતના કોઇ લેખકનો આધાર આ રમતને માટે હજી મળી આવ્યો નથી. પરંતુ 'મંત્રી'વાળી સોળ મ્હોરાંની રમત માટે એવો એક આધાર મળી આવે છે અને તે ઉપર કહેલા કાશ્મીરી કવી રૂદ્રટનો છે. મી. મેકડોનલ ઉપલેજ ઠેકાણે છાતી ઠોકીને કહે છે કે અરબ્બી શેત્રંજને મળતી રમત જે આલ્બેરૂનીએ હિંદુસ્થાનમાં રમાતી જણાવી છે તે અને રૂદ્રટે વર્ણવેલો શેત્રંજ, એ બે એકજ છે.

જો કે આ પ્રમાણે રથવાળા આઠ આઠ મ્હોરાંના ચતુરંગ માટે આલ્બેરૂની (૧૧મા સૈકા) કરતાં અગાઉનો ઐતિહાસિક પુરાવો મળતો નથી તોપણ છેવટના નિર્ણય ઉપર આવતા પહેલાં આપણે બીજી કેટલીક દલીલોનો વિચાર કરવાની જરૂર છે. 'ચતુરંગ' એ નામ સૈન્યનાં ચાર અંગ સૂચવે છે અને તે હાથી, ઘોડા, રથ અને પાયદળ એજ ચાર છે તે વિષે મહાભારત, રામાયણ, અમરકોશ, અને 'ધી ઇન્વેઝન ઓફ ઇન્ડીઆ બાઇ એલેકઝાન્ડર ધી ગ્રેટ' નામના મેકક્રીન્ડલના ૧૮૯૩માં ગ્રીક લેખો ઉપરથી લખેલા પુસ્તકના પુરાવા છે. હવે જો મંત્રીવાળી સોળ સોળ મ્હોરાંની રમતને વધુ પ્રાચીન માનીએ તો વાંધો એ આવે છે કે તેને 'ચતુરંગ' એ નામ બંધબેસતું આવતું નથી, કારણ કે મંત્રી, હાથી, ઘોડા, રથ અને પાયદળ મળી પાંચ અંગ થઇ જાય છે, અને જો એમ માનીએ કે રથવાળી આઠ આઠ મ્હોરાની રમતને જે નામ પ્રથમથી સૈન્યના અનુકરણ ખાતર આપવામાં આવ્યું હોય તે તેમાં વિકૃતિ થયા છતાં ચાલુ રહ્યું તો તે સ્વાભાવિક લાગે છે. બીજું, પ્રથમ, બે સૈન્યની અને વળી પાસા વગર રમાતી રમત હોય તેમાંથી ચાર સૈન્યવાળી પાસાવાળી રમત થવા રૂપી સુધારો થવો એ બનવાજોગ નથી. તેને બદલે એ વ્યાજબી લાગે છે કે પ્રથમ ચાર માણસની રમત બબ્બે જણા ભીરૂ થઇને તો રમતાજ હતા તેને બદલે પાછળથી એજ માણસ બેવડું બેવડું સૈન્ય લઇ રમતા થયા હોય. ફેર માત્ર એટલોજ પડયો કે મ્હોરાંમાંથી બબ્બે રાજાને બદલે તેમાંનો એક કાઢી નાંખી તેને બદલે મંત્રી દાખલ કીધો; તે શિવાય બે જણનાં બે હાથી, બે ઘોડી, બે રથ, અને આઠ પ્યાદાં તો તેમને તેમજ રહ્યાં અને પાસા કાઢી નાંખવામાં આવ્યા અને તેને બદલે અક્કલનોજ ઉપયોગ કરી એ નવી રમત લોકો રમવા લાગ્યા. આ કારણો ઉપરથી મારો પોતાનો નમ્ર અભિપ્રાય એવો થાય છે કે પ્રથમ આઠ આઠ મ્હોરાંવાળી ચતુરંગની રમત હશે અને પાછળથી તેમાં સુધારો થઇ રૂદ્રટે વર્ણવેલી રમત હસ્તિમાં આવી હશે. પ્રો. જેકોબી જો કે આ નિર્ણયને મળતો આવે છે તોપણ તેની દલીલ વળી જુદીજ છે. તે કહે છે

(૧) મજકુર પુસ્તક પા. ૧૩૮.

કે નીતિ શાસ્ત્રના સંસ્કૃત લખાણોમાં હમેશાં ચાર જાતના રાજાઓ ઉપર ધ્યાન આપવામાં આવે છે, એક વિજિગીષુ તેનો પ્રતિપક્ષી, ઉદાસીન, અને મધ્યમ, અનુસ્મૃતિના ૭ મા અધ્યાયના ૧૫૯માં શ્લોકમાં પણ આ ચાર જાતના રાજાઓ ઉપર ખાસ ધ્યાન રાખવા સૂચવવામાં આવ્યું છે. આથી ઉપરના મતનું સમર્થન થાય છે. આ ઉપરથી આપણે એ નિર્ણય ઉપર આવી શકીએ છીએ કે આઠ આઠ મ્હોરાંવાળી ચતુરંગની રમત સૌથી પ્રાચીન હતી.

હવે તેમાંથી રૂદ્રટ વાળી રમત ક્યારે થઈ હશે તે બીજો સવાલ છે. આલ્બેરૂની લખે છે કે પહેલી રમત આરબોને માલૂમ નહોતી. અને આરબોને શેત્રંજની રમત ઇ. સ. ૬૫૨માં ઇરાનની જીત પૂરી કરવા પછી તે દેશમાંથી મળેલી એમ પૂરવાર થયેલું હોવાથી[1] ઇરાનીઓને પણ જે રમત શાહનામા અને ઉપર જણાવેલા પહેલવી પુસ્તકના હેવાલ પ્રમાણે હિંદુસ્થાન તરફથી મળેલી તે પણ આઠઆઠ મ્હોરાંવાળી ચતુરંગની રમત નહીં પણ રૂદ્રટવાળી મંત્રી સહિત ૧૬–૧૬ મ્હોરાંની રમત હોવી જોઇએ, એટલે કે ચતુરંગ ફેરવાઇને જે રમત પાછળથી થયેલી તે ઇરાનમાં નહીં પરંતુ હિંદુસ્થાનમાંજ થયેલી અને ઇરાનમાં તે ઇ. સ.ના ૬ઠા સૈકાના મધ્ય ભાગમાં ગયેલી એ નિર્વિવાદ છે તે ઉપરથી એમ સિદ્ધ થાય છે કે તે ફેરફાર તે કાળ પહેલાં થયો હોવો જોઇએ. તે થયા પછી પણ અગાઉની રમત કોઇ કોઇ રમનારાની પાસા ઉપર આસક્તિ હોવાને લીધે એકની એક જગાએ અથવા બીજા ભાગોમાં તે ફેરફારની માહિતી ન હોવાને લીધે જુદા જુદા ભાગોમાં બન્ને રમતો ચાલુ રહી હશે.

હજી જે એક બાબતનો આપણે વિચાર કરવાનો છે તે મ્હોરાંની ચાલો વિષે છે. રૂદ્રટ કવિએ જે ચાલો દેખાડી છે તેમાંની (ઇ. સ. ૮૫૦ના વરસની) હાથી (આપણા ઉંટ)[2] સિવાયનાં બીજા મ્હોરાંની ચાલો આલ્બેરૂનીના હેવાલ પ્રમાણે ૧૧માં સૈકા સુધી રહેલી એમ બન્નેને સરખાવવાથી માલૂમ પડે છે. અને આલ્બેરૂનીનું શેત્રંજનું જ્ઞાન ફારસી રમત પ્રમાણેનું હતું એટલે એ ઉપરથી આપણે એવા નિર્ણય ઉપર આવી શકીએ છીએ કે ઇરાનમાં શેત્રંજ દાખલ થયો ત્યારથી એટલે મોડામાં મોડું ઇ. સ ના ૬ ઠ્ઠા સૈકાના મધ્ય ભાગથી તે રૂદ્રટ કવિના કાળ સુધી એટલે ઇ. સ. ૮૫૦ સુધી, અને ત્યારથી તે આલ્બેરૂનીના કાળ સુધી એટલે ઇ. સ. ના ૧૧મા સૈકાના પહેલા અડધીઆ સુધી, શેત્રંજનાં મ્હોરાંની ચાલો તેની તેજ રહેલી. હવે તેમાં પ્રથમ મન્ત્રી અથવા વઝીરની ચાલ, ચારે દિશામાં તેડું એક ઘર, ઉંટની ચાલ, તેડાં બે ઘર, ઘોડીની ચાલ, અઢી ઘર, હાથી અથવા રૂખની ચાલ, સીધી લીટીમાં બધી બાજુએ ખાલી હોય, તેટલા ઘર, રાજાની ચાલ આઠ દિશામાં એક એક ઘર, અને પ્યાદાની, સામું એક ઘર, અને મારતી વખતે તેડું એક ઘર, એ પ્રમાણે ચાલો હતી. આ ચાલોમાં અને આપણી હાલની ચાલોમાં કેટલુંક મળતાપણું છે અને કેટલાક ફેર છે. રાજા, પ્યાદું અને ઘોડીની ચાલો તો ઠેઠ શેત્રંજ વિષે જ્યારથી લેખી પુરાવો મળી આવે છે ત્યારથી અત્યાર સુધી તેની તેજ રહેલી છે. હાથીની ચાલમાં પણ કાંઇ ફેરફાર થયો હોય એમ જણાતું નથી કારણ કે રૂદ્રટ જેને 'રથ' કહે છે. તે શબ્દાર્થમાં અરબી રમતનો 'રૂખ' છે, અને હાલ જેને

(૧) મજકુર પુસ્તક પાનું ૧૩૦

(૨) મજકુર પુસ્તક પાનું ૧૩૮

આપણે હાથી કહીએ છીએ તે પણ તેજ છે. તે એની માફકજ સીધી લીટીમાં બધી તરફ ચાલી શકે છે. બાકી રહ્યામાં માત્ર વજીર અને ઉંટ છે. ઇ. સ. ના ૧૧મા સૈકામાં વજીર માત્ર તેડું એક ઘર ચાલતો હતો અને ઉંટ જે ફારસી અને અરબ્બી રમતના ફીલની જગાએ છે તે તેજ પ્રમાણે બે ઘર ચાલતું હતું તેની ચાલમાં મોટે સુધારો પાછળથી થયેલો માલમ પડે છે. જેવી રીતે અહીં તે બે મ્હોરાંની ચાલો મર્યાદિત હતી તેવીજ રીતે યુરોપ કે[1] જ્યાં કેટલાકના મત પ્રમાણે ઇ. સ. ના ૭મા અથવા ૮મા સૈકામાં અને બીજાઓના માનવા પ્રમાણે ઇ. સ. ના ૧૧ મા સૈકામાં શેત્રંજની રમત દાખલ થયેલી ત્યાં પણ તેજ હતી. ત્યાંને માટે એવી માન્યતા છે[2] કે એ બે મ્હોરાંની ચાલોમાં ઇ. સ. ૧૫૦૦ના વરસમાં હાલના જેવો સુધારો કરવામાં આવ્યો હતો અને તે પોર્ટુગલ, ફ્રાન્સ અથવા ઇંગ્લાંડ જ્યાંના વેપારીઓ ઇ. સ. ના ૧૬મા સૈકાથી હિંદમાં આવવા લાગ્યા હતા તેમની કોઇની મારફતે આ દેશમાં રાજાની 'કેસલ' ની ચાલ, જે પ્રથમ દર્શનીજ અંગ્રેજી સુધારો છે અને જે હાલમાં પણ કેટલાકોએ ગ્રહણ કીધેલો છે તેની સાથે આ દેશમાં દાખલ થયેલી હોવી જોઇએ.

આપણી હાલની મ્હોરાં ગોઠવવાની રીતમાં પણ કેટલોક ફેરફાર થયેલો છે. ફારસી અને અરબ્બી અથવા યુરોપીય શેત્રંજમાં પણ મ્હોરાંની ગોઠવણ નીચે પ્રમાણે છેઃ—રૂખ અથવા રથ તે આપણા હાથની જગાએ, પછી ઘોડી, પછી ફીલ અથવા હાથી તે આપણા ઉંટની જગાએ, પછી વજીર, રાજા, અને બીજાં ફીલ, ઘોડી અને રથ એ બે ગોઠવણમાં જે ફેરફાર પડે છે તે સંબંધમાં નિલકંઠ ભટ્ટ જે ઇ. સ. ના. ૧૬ મા સૈકામાં થઇ ગયો છે તેના નીતિ મયૂખમાંથી સૂચના મળી આવે છે. ત્યાં મ્હોરાં ગોઠવવાની રીત જે હાલ ચાલુ છે, એટલે કે હાથી, ઘોડા, ઉંડ, વજીર, રાજા, ઉંટ, ઘોડા અને હાથી, પહેલી હારમાં અને આઠ પ્યાદાં બીજી હારમાં, તેજ દેખાડેલી છે. આમાંથી આપણે બે બાબતનો પુરાવો મળી આવે છે, એક તો એકે અસલની રમતમાં જે'રથ' હતો તે નામનું એકેક મ્હારૂંજ નથી, પણ તેના જેવીજ ચાલનું બીજું મ્હોરૂં 'ઉંટ' જે હાલ છે, તે આવેલું છે પણ તેને 'રથ'ની જગા નહીં પણ ફીલ (હાથી)ની જગા આપેલી છે અને બીજું એ કે હાથીને રાજા વજીરની પાસેથી ખસેડી 'રથ' ની ખાલી પડેલી જગા આપવામાં આવી છે. આ ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે હાલ જે મ્હોરાંનાં નામો અને તેને ગોઠવવા રીત પ્રચલિત છે તે મોડામાં મોડી ઇ. સ. ના ૧૬મા સૈકામાં દાખલ થયેલી હોવી જોઇએ અને તે અને આગળના વખતનાં નામો અને રીત વચ્ચેનો ફેરફાર ઇ. સ. નાં ૧૧મા સૈકાનો આલ્બેરૂનીનો લેખ છે તેના કાળથી તે નિલકંઠ ભટ્ટે નીતિ મયૂખ આશરે ઇ. સ. ના ૧૬મા સૈકામાં લખ્યો એ કાળના મધ્ય ભાગમાં કોઇક વખતે થયો હોવો જોઇએ, 'રથ' નીકળીને 'ઉંટ' પેઠું છે. પ્રો મેકડોનલના માનવા પ્રમાણે ઇરાની (મુસલ-લમાન) લોકોના સહવાસનું પરિણામ હોય એ બનવા જોગ છે, કારણકે તેમની અસર આ બાબતમાં કાંઇક વહેમ ભરી હોય તોપણ શેત્રંજની પરિભાષાના શબ્દો 'માત,' અને 'શેહ' અથવા કિસ્ત' માં તો તદન સ્પષ્ટ છે. આપણી ભાષાઓમાં એ સ્થિતિઓને માટે અસલ કયા શબ્દો વપરાતા હશે તેનું કોઇને ભાન પણ નથી.

(૧) એચ. ઇ. બર્ડની ચેસ હિસ્ટરી પા. ૧૭.

(૨) મજકુર પુસ્તક પાનું ૨૭ તા. રૉયલ એશીઆટીક સોસાયટી જર્નલ પાનું ૧૭૭.

આ સર્વ પુરાવાઓ અને દલીલો ઉપરથી આપણે એ નિર્ણય ઉપર આવી શકીએ છીએ કે હાલ જે રમત શેત્રંજના નામથી ઓળખાય છે તેનો પૂર્વજ 'ચતુરંગ' હિંદુસ્થાનમાં જન્મ્યો હતો પણ તે અનાત્ર કયા અમુક વખતે બન્યો તે બાબત તો જ્યાં લગી ભવિષ્ય પુરાણમાં જણાવેલો ગૌત્તમનો લેખ ન મળી આવે, અથવા લંકા કે જ્યાંથી ચતુરંગ અહીંના લોકોને મળ્યો એમ ભવિષ્ય પુરાણમાં લખેલું છે ત્યાંનાં પાલી પુસ્તકોમાંથી અથવા મહાભારત મહાસાગરના કોઇ ખુણામાંથી આધાર ન મળી આવે ત્યાં લગી અનિશ્ચિતજ રહેશે. 'ચતુરંગ' માં જુદે જુદે વખતે જે અનેક અનેક ઝીણા ફેરફારો થયા છે તેમાં આપણી પોતાનીજ નહીં પણ પરદેશીઓ, એટલે મુસલમાન અને યુરોપીઅન લોકોની બુદ્ધીએ પણ ભાવ ભજવ્યો છે અને છેવટે ઇ. સ. ના ૧૬ મા સૈકાથી તે આજ સુધી કાંઇપણ ફેરફાર વગર હજુ સુધી એ રમત પૂર્ણ ઉત્સાહથી રમાતી ચાલી આવે છે.

## શેત્રંજની હિંદુસ્થાનમાં થયલા ખીલવણી.

શેત્રંજના શોખીનોમાંના ઘણા ખરાને ખબર હશે કે તે રમત આ દેશમાં જોરી અને નજોરી એમ બે રીતે રમી શકાય છે. સાધારણ રીતે નજોરીજ બાજી ૧૦૦માં ૮૦ ટકા લોકો રમે છે એશીઆ ખંડના બીજા દેશોમાં અને યુરોપ અને અમેરીકામાં તો જોરી બાજીની ઘણાને ખબર પણ હોતી નથી. તે નાપસંદ પડવાનું કારણ એ છે કે મનુષ્ય માત્રનો સ્વભાવ થોડે ઘણે અંશે ઉતાવળીઓ હોય છે; રમવા બેઠા કે જેમ બને તેમ બાજી જલદી પુરી કરી નાંખવાની હોંસ દરેકને હોય છે, તેથી જોરી બાજી કે જેમાં જે મ્હોરાં પાછળ કોઇપણ મ્હોરાંનું જોર, પછી તે હલકામાં હલકું એટલે પ્યાદાનું પણ, હોય તો તે મારી શકાય નહીં અને તે નિર્ભ્રાન્તપણે આગળ વધી શકાય તેમાં કોઇ કોઇ વખતે બાજી 'દસ્સ' થઇ જાય છે. એટલે નવી ચાલ કરવી તે કેટલીક વખતે મોટો પ્રશ્ન થઇ પડે છે. પરંતુ એમાંજ અક્કલનો ખરેખરો ઉપયોગ કરવાનો છે. નડતલ મ્હોરાને મારી નાંખ્યા શિવાય પોતાનું સૈન્ય આગળ કેમ વધારી શકાય એ એમાંથી સીખી શકાય છે. એ શેત્રંજનું ધર્મયુદ્ધ છે.

આ શિવાય શેત્રંજમાં જે એક બીજો સુધારો આ દેશમાં થયેલો હોય એમ જણાય છે તે તેના પર અને મ્હોરાંમાં વધારો કરી બતાવેલી જોરાફાની રમત છે. આમાં ૧૦-૧૦ હારનાં ૧૦-૧૦ ખાનાં મળી ૧૦૦ ખાનાં હોય છે અને તે ઉપર બન્ને બાજુએ ૨૨-૨૨ મ્હોરાં મળી એકંદર ૪૪ મ્હોરાં ગોઠવવામાં આવે છે. એ મ્હોરાંઓમાંના ૧૬-૧૬ મ્હોરાં તો મૂળ શેત્રંજનાં છે તેજ છે અને તે શિવાયનાં ૬-૬ મ્હોરાંમાં એક 'જોરાફો' (સેનાપતિ) બે ઢુમ, એક પાંગળો,[1] અને બે પ્યાદાં છે તે આ રમત આ લેખકના કુટુંબમાં ૩-૪ પહેડીથી ચાલી

(૧) આ મ્હોરાંનું ખરૂં નામ શું હશે તે બાબત નક્કી થઇ શકે એવી નથી. આજ બે ત્રણ પ્હેડીથી એ મારૂં એજ નામથી આ લેખકના કુટુંબમાં ઓળખાય છે અને તેની ચાલને મળતું કોઇ મ્હોરૂં બીજી જાતની રમતમાં ન હોવાથી એનું અસલ નામ કયું હશે તે શોધી શકાય એમ નથી. કદાચ તેનું નામ મુનશી હોય કારણકે એવીજ એક બીજી મોટા શેત્રંજની રમત આ લખનારની જાણમાં આ નિબંધ લખાયા પછી આવી છે તેમાં એવીજ ચાલતા મ્હોરાને 'મુનશી' એ નામથી ઓળખાય છે.

આવે છે અને સૂરતના નવાબ અને તેના બીજા મુસલમાન અમલદારોની સાથેના લેખકના પૂર્વજોના ઘાડા પરિચયને લીધે તે તેમની જાણમાં આવી હશે એમ તેની માન્યતા છે, ઘણે ઘણે ઠેકાણે ઘણા ઘણા લોકોને પૂછતાં જણાય છે કે તે બહુજ થોડાં માણસોને જાણીતી છે, મુસલમાન લોકોમાં અથવા ઉત્તર હિંદુસ્થાનમાં તે સારી રીતે જાણીતી છે કે કેમ તે બાબતની ખબર મેળવી શકાઇ નથી. જે જે ફારસી તથા અરબ્બી ભાષાના લેખોમાંની શેત્રંજમાંથી બનાવી કાઢેલી રમતો જાણમાં આવી તેમાં પણ કાંઇ આવી જણાતી નથી.

આ રમત અને મી. બ્લૅન્ડના એશીઆટીક સોસાયટીના જર્નલ ના ૧૩ મા વોલ્યુમમાં છપેલા નિબંધમાં જણાવેલી મેજર પ્રાઇસવાળા ફારસી હસ્તલેખમાં વર્ણવેલી 'શેત્રંજી કામીલ'ની રમત, એ બન્ને વચ્ચે રહેજસાજ મળતાપણું છે. તે એ છે કે આમાંના બે નવાં મ્હોરાં જોરાફા અને ડુબનાં નામ તેમાંના બે મ્હોરાં 'ઝરાફા' અને 'દબ્બાબહ' ને મળતાં છે. પરંતુ તે નામ માત્રનુંજ સરખાપણું છે. કારણકે ગોઠવવાની બાબતમાં તેમજ ચાલમાં મહત્વનો ભેદ છે. તે એકે 'જોરાફાની રમત'માં 'ઝરાફા' જે મિશ્ર ચાલનું ઉંચામાં ઉંચું મ્હોરૂં છે તે ચાલનું તેમાં એકકે મ્હોરૂંજ નથી અને 'જોરાફો' વજીરની બધી ચાલ શિવાય ઘોડાની ચાલ પણ ચાલે છે. વળી 'ડુબ' માત્ર તેડાં બે ઘર અસલના 'ફીલ'ની માફક ચાલે છે અને 'દબ્બાબહ' બે ઘર સીધાં ચાલે છે. પાંગળો માત્ર રાજાની માફક આઠે દિશામાં એકેકું ઘર ચાલે છે.

હવે શાહનામામાં ૬૪ ખાનાની રમત શિવાય જે એક બીજી ૧૦૦ ખાનાની રમત વર્ણવેલી છે તેની સાથે આ રમતને સરખાવતાં તે એમાં એટલું મળતાપણું જણાય છે કે બન્નેના બાજા સો-સો ખાનાંનાજ છે, પણ મળતાપણું એટલેથીજ અટકે છે. આમાં જે મુખ્ય મ્હોરૂં 'જોરાફો' જેથી એનું જુદું નામ પડેલું છે તે નામનું અથવા બીજા કોઇ નામનું તેની ચાલવાળું કોઇ મ્હોરૂં તેમાં નથી; તેજ પ્રમાણે 'ડુબ' અને 'પાંગળા' ને મળતું કોઇ મ્હોરૂં તેમાં જણાતું નથી. મ્હોરાંની સંખ્યા અને તેને ગોઠવવાની રીતમાં પણ મહત્વનો ફેર છે.

આ ઉપરથી એમ જણાય છે કે જોરાફાની રમત ઉપર જણાવેલી કોઇ રમતમાંથી સુધારો વધારો કરીને કરેલી નહીં હોય, પરંતુ જેમ તે બે શેત્રંજમાંથી થઇ તેમ આ પણ સ્વતંત્ર રીતે તે ઉપરથીજ કોઇએ બનાવી કાઢી હશે. જોરાફો' એ શબ્દો અરબ્બી ભાષાનો છે, તે ઉપરથી એમ લાગે છે કે તે રમત બનાવી કાઢનાર પણ કોઇ મુહમદનો અનુયાયી હશે.

## તેની ઇરાન અને અરબસ્તાનમાં થએલી ખીલવણી.

આ શિવાય ઇતર દેશમાં શેત્રંજની રમતની બીજી ઘણી રીતે ખીલવણી કરવામાં આવી છે.

(૧) એક તો મેજર પ્રાઇસવાળા હસ્ત લેખમાંનો 'શેત્રંજી કામીલ' છે. આગળ અભિપ્રાય જણાવેલો છે તેને વિષે થોડી ઘણી માહિતી બીજા ફારસી અને અરબ્બી લેખો ઉપરથી પણ મળી આવે છે. જો કે ઉપરનો હસ્ત લેખનો નનામો કર્તા તો એમ મનાવવા માંગે છે કે અસલ તેજ રમત હતી અને તેમાંથી ઘટાડો થઇને હાલની રમત થઇ છે પરંતુ તેનાં નામ અને મ્હોરાંઓનાં નામ ઉપરથી તે ખરૂં લાગતું નથી કારણકે 'શેત્રંજી કામીલ' એટલે પૂર્ણ શેત્રંજ અથવા

'શેત્રંજી કબીર' એટલે મહા શેત્રંજ એ શબ્દો સૂચવે છે કે અગાઉ કોઇ એવી રમત હોવી જોઇએ કે જેમાંથી આને ઓળખવા માટે તેને "પૂર્ણ" અથવા "મોટો" એવું વિશેષણ લગાડવાની જરૂર પડી હોય; બીજું એમાંના મ્હોરાંઓનાં નામના, 'ઝરાફા, 'દબ્બાબહ' 'જમલ' 'તલીઅહ' એ શબ્દો, ખબર કાઢનાં, ફારસી કોષમાંથી નહીં પરંતુ અરબ્બી કોશોમાંથી મળી આવે છે તેમ 'શાહ,' 'રૂખ,' 'અસ્પ,' 'પિયાદહ' વગેરે શબ્દો ફારસીજ છે તે ઉપરથી એમ અનુમાન બાંધવાને કારણ મળી આવે છે કે આરબોએ ઇ. સ. ૬૫૨માં ઈરાન જીત્યું ત્યારપછી તેમાંના કોઈએ ત્યાંથી મળેલી રમતમાં સુધારો વધારો કરી એ રમત બનાવી કાઢી હશે. (૨) શેત્રંજની બીજી એશીઆ ખંડમાં થયેલી વિકૃતિઓ 'નઝહતુ અરબાબીલ ઉકુલ ફીલ સત્રંજીલ મનકુલ 'અને 'નિફાઇસ ઉલ ફુનૂન' નામના પુસ્તકોમાં વર્ણવેલી 'શત્રંજી એમદુદાહ' અને 'શત્રંજી રૂમીઆં' અને 'શત્રંજી ઝવાત ઉલ હુસૂન' છે. પ્રથમની જાતનો માચો લંબચોરસ આકારનો હોય છે. તેમાં પણ મ્હોરાં ગોઠવવાની જુદી જુદી રીતને લીધે એ જાત છે. તે પાસાથી રમાય છે. મ્હોરાંની ચાલોમાં કાંઇ વિશેષતા હોય તો તે જણાતું નથી. બીજી જાતનો પટ વર્તુળ આકારનો છે તે વિષે પણ કાંઇ વિશેષ માહિતી મળી આવતી નથી. ત્રીજી જાતનો પટ ૧૦-૧૦ હારો ૧૦-૧૦ ખાનાં મળી ૧૦૦ અને ચાર ખુણે ચાર જેને 'હિસન' એટલે કિલ્લા કહે છે અને રાજાને સંકટના સમયમાં ભરાઇ જવા માટે જે ઉપયોગમાં આવે છે તે મળી ૧૦૪ ખાનાંનો હોય છે. આમાં વધારાનાં મ્હોરાં તરીકે બન્ને બાજુએ બબ્બે 'દબ્બાબહ' હોય છે. જેની ચાલ 'રૂખ' (આપણા હાથી) જેવી છે, આ બધી પ્રવૃદ્ધિઓ અને વિકૃતિઓ આરબોના હાથમાં શેત્રંજ ગયો ત્યાર પછી થયેલી હોય એમ લાગે છે. (૩) વળી બીજી એ બાબતમાં આરબો આગળ વધ્યા હોય એમ લાગે છે કે તેઓ ૩૨ મ્હોરાં, ૬૪ ખાનામાં જુદી જુદી સ્થિતિઓમાં મુકવાથી તેની શીશી ખુબી આવે છે તે પણ તપાસી જોઇ જે સારી સારી લાગે તેવાના પુસ્તકોમાં નોંધ કરતા હતા, તથા અમુક સ્થિતિમાં અમુકજ સંખ્યામાં મ્હોરાં ગોઠવી એક રાજાને અમુકજ ચાલમાં માત કરવો એવા ફૂટ પ્રશ્નો (પ્રોબ્લમ્સ) શેત્રંજના ખાંઓ કાઢતા હતા. એવી સ્થિતિઓ અને ફૂટ પ્રશ્નો મેજર પ્રાઇસવાળા હસ્તલેખમાં ઘણાં આપેલાં છે, (૪) તે ઉપરાંત પાટા બાંધીને રમત રમવાનો હુન્નર પણ મુસલમાનોએ શોધી કાઢયો હતો અને તેમાં તેઓ ઘણા આગળ વધ્યા હતા. એ વિશેની માહિતી મહમદ હુસનુ દૂલા નામના માણસે શહેનશાહ હુમાયુ માટે તૈયાર કરેલા લેખમાંથી અને મેજર પ્રાઇસવાળા હસ્તલેખમાથી મળી આવે છે. પાછલા પુસ્તકનો કર્તા લખે છે કે "હું પંદર વરસની ઉમ્મરથી એ રમત રમતો આવ્યો છું. મેં જુદા જુદા દેશોનાં ફરીને ત્યાંના રમનારાઓને માત કીધા છે. વળી પાટા બાંધીને રમવાની હિકમત પણ મેં સારી રીતે સંપાદન કરી છે. એક સામટા ચાર પાંચ માણસ સાથે પાટા બાંધીને રમવું અને વચ્ચે વાતો કરવી અથવા કવિતા બોલવી એ પણ મને આવડે છે." બીજો એક આવી રમત રમનાર અલસુલી નામનો માણસ જે ઇ. સ. ૯૪૬માં ગુજરી ગયો હતો તે હતો. ત્રીજો તૈમુરલેનના દરબારમાં (ઇ. સ. ૧૩૭૭) એક 'અલી શત્રંજી' નામનો માણસ પણ આ પ્રમાણે રમવામાં ઘણોજ હુશીઆર હતો.

### તેની યુરોપમાં થયલી ખીલવણી.

હવે આપણે યુરોપમાં શેત્રંજની થયેલી ખીલવણી તરફ નજર નાંખીએ. આગળ જણાવ્યા પ્રમાણે કેટલાકના મત પ્રમાણે ૭મા અથવા ૮મા સૈકા અને કેટલાકના મત પ્રમાણે અગીઆરમા

સૈકામાં તે સ્પેનમાં આરબ વેપારીઓ મારફતે દાખલ થયો હતો. એટલે પાછળથી જે કાંઈ સુધારા વધારા થયેલા તે આ જ લોકોને ઈરાનીઓ તરફથી મળેલા શેતરંજ ઉપર ચણેલી ઇમારત છે. ઇ. સ. ના ૧૨મા સૈકામાં તે યુરોપના જુદા જુદા દેશોમાં પ્રસરી ગઇ હતી. તેને લગતો યુરોપીયન ભાષામાંનો જુનામાં જુનો લેખ ઇ. સ. ૧૨૮૩નો છે. તેમાં જે જે મ્હોરાંઓનાં નામ સમજી શકાય એવાં હતાં તેનાં એટલે કે રાજા, ઘોડી અને પાયદળના નામોનો સ્પેનિશ ભાષામાં તરજુમો કીધેલો જણાય છે અને બાકીનાં ત્રણ, 'અલફીલ' (ઉંટ), 'અલફરઝા' (વઝીર) અને 'રૂખ' (હાથી)નાં નામો તેમને તેમ ગ્રહણ કરવામાં આવેલા છે. તેની ચાલો પણ અરબ્બી શેતરંજ જેવીજ લાંબા કાળસુધી ચાલુ રહી હતી.' મધ્યકાળ વિષે પ્રો. મેકડોનલ લખે છે કેઃ—ઇ. સ. ૧૨૫૦ થી ૧૪૫૦ સુધીનો વખત યુરોપમાં શેતરંજનો સત્યયુગ હતો. આ કાળમાં શેતરંજના કૂટ પ્રશ્નોનો અભ્યાસ થવા માંડ્યો અને ઇ. સ. ૧૩૦૦ ના કાળથી આગળના વખતના તેના સંગ્રહો પહેલા સ્પેનમાં, પછી ઈટાલીમાં, અને તે પછી ફ્રાન્સ, ઇંગ્લાંડ અને જર્મનીમાં કરવામાં આવ્યા હતા ઇ. સ. ૧૫૦૦ના વરસના અરસામાં શેતરંજની તવારિખમાં નવોયુગ બેઠો હતો. તેની નિશાની મ્હોરાંના ચાલોમાં થયેલા ફેરફારો છે તેને પરિણામે જુની બે આકૃતિઓ (અલફીલ અને અલફરઝા) અદ્દષ્ટ થઇ અને રમતની જાતમાં જાણવાજોગ ફેરફાર થયો.'' તે ફેરફાર એ હતો કે ક્વીન અથવા વઝીરની ચાલ જે માત્ર તેડા એક ઘરની હતી, બીશપ અથવા ફીલ જેની ચાલ તેડાં બે ઘરની હતી તે બદલાઇ તે મ્હોરાંની હાલની ચાલો થઇ અને રૂખ જેની આકૃત બે મ્હોઢાંવાળા પ્રાણીની હતી તે બદલાઇને હાથીના માથાપર બુરજવાળી થઇ. એ ફેરફારો કયા સંજોગોમાં થયા હશે તે બાબતની આપણી જીજ્ઞાસા તૃપ્ત થઇ શકે એમ નથી, કારણ કે કોઈ પણ લેખમાંથી તે બાબતની માહિતી મળી આવતી નથી. માત્ર 'રૂખ'ની આકૃતિ વિષે એમ કહેવામાં આવ્યું છે [૨] કે ઇ. સ. ૧૫૨૫માં ઈટાલીના રહેવાસી વીડાએ લેટીન ભાષામાં 'લ્યુડસ સ્કેકોરમ્' નામનું એક પુસ્તક લખ્યું હતું તેમાં 'રૂખને હાથીના માથા ઉપર બુરજ' એવી રીતે વર્ણવ્યો હતો, તે પુસ્તકનાં જુદી જુદી ભાષામાં તરજુમાઓ થયા તેથી એ મ્હોરાંની તેવી આકૃતિ તે તે દેશોના લોકોની જાણમાં આવી તેને પરિણામે ઇ. સ. ૧૫૬૨માં 'કેસલ' એ શબ્દ 'રૂખ'ના સંજ્ઞા તરીકે દાખલ થયો હતો. અને ત્યાર પછીજ હાલ જે રાજાની ખાસ 'કેસલ'ની ચાલ છે તે પણ ચાલુ થઇ હશે એમ અનુમાન કરવું ખોટું નથી. કારણ કે લોપેઝના ઇ. સ. ૧૫૬૧ની સાલના લેખમાં એ રાજાને સંકટને વખતે એ ચાલ નહીં પરંતુ પૂર્વ વરસની રમતમાંની અઢીઘરની ચાલ જણાવેલી છે. [૩] વળી સોળમાં સૈકામાંજ શેતરંજના પહેલી હારનાં મ્હોરાં માટે માર્ગ કેવી રીતે ખુલ્લો થઇ શકે તે ઉપર લંબાણ વિવેચનો થવા લાગ્યાં તેમાં મુખ્ય ભાગ લેનાર ઇટાલીનો રહેવાસી પોલીરીઓએ તેના પછી થોડે વખતે તેનો વધુ પ્રખ્યાત શિષ્ય ગ્રીકો એઓ હતા. પાછળથી થતા ફાયદા સારૂ અમુક મ્હોરાંનો ભોગ આપવો, જેને અંગ્રેજીમાં 'ગેમ્બીટ' કહે છે તેનો જુનામાં જુનો પુરાવો ઇટાલીમાંથી ૧૬મા સૈકાનો મળી આવે છે. આ

(૧) મજકુર પુસ્તક પાનું ૨૫૦

(૨) મજકુર પુસ્ત પાનું ૩૬.

(૩) એચ સ્ટોન્ટનની ચેસ પ્લેયર્સની હેન્ડ બુકને પાના ૨૬ નીચે ટિપ્પણ.

સૈકાના છેડાના ભાગમાં સંખ્યાબંધ 'ચેસ ટુર્નામેંટ' (શેત્રંજ યુદ્ધ વિહારો) સ્પેન અને ઇટાલીના રમનારાઓ વચ્ચે થયાં હતાં. તેમાં પાછલા વધારે વિજય થયા હતા. તે બાબતમાં ઉપર જણાવ્યા છે, તે શિવાયનાં સ્પેનના લેખકો વીનોઝ અને લ્યુસેના (ઇ. સ. ૧૪૯૮) પોર્ટુગલનો લેખક ડેમી-એન્નો (૧૫૧૨) અને સ્પેનનો લેખક લોપેઝ, (૧૫૬૧) એટલાનાં પુસ્તકો મળી આવે છે. ઉપર જણાવેલી ત્રણ દિશાઓ (૧) કૂટપ્રશ્નોનું વિવેચન, (૨) મ્હોરાં માટે રસ્તો ખુલ્લો કરવાની રીતો અને (૩) યુદ્ધ વિહારો, એમાં ઉત્તરોત્તર વૃદ્ધિ થતી જતી હતી. ધીરે ધીરે માસિકોમાં એ બાબતો ચર્ચાવવા લાગી તેમાંનાં કેટલાંએક 'ચેસક્રોનીકલ' જેવાં એ વિષયને માટે ખાસ ચાલુ કરવામાં આવ્યાં હતાં, અને કેટલાંએકમાં અમુક પાનાં એને માટે ખાસ રહેવા દેવામાં આવતાં હતાં. આ પ્રથા હજુ ચાલુ છે એટલુંજ નહીં પણ એમ કહેવાય છે કે શેત્રંજની રમતને લગતું જેટલું સાહિત્ય બહાર પડે છે તેટલું દુનીઆની બીજી કોઇ પણ રમતનાં સંબંધમાં બહાર પડતું નથી. વળી એના સંબંધમાં ઘણાં અવિવિદ્વતા ભરેલાં પુસ્તકો પણ લખવામાં આવેલાં છે. દાખલા તરીકે ઈ. સ.ના ૧૭માં સૈકાના પાછળના અડધીઆમાં ડૉ. હાઇડે અરબ્બી પુસ્તકોમાંથી સંશોધન કરીને લેટીન ભાષામાં શેત્રંજનો ઇતિહાસ બ્હાર પાડયો હતો. પછી ઇ. સ. ૧૭૬૩માં સર વિ. જોન્સ, ૧૭૬૪માં રેવરન્ડ આર. લેમ્બ, ૧૭૮૭માં ઓ. ડેન્સ બેરીંગટન, ૧૭૯૭માં એચ. કસ, ૧૮૩૨માં સર ફ્રેડ્રીક મેંડન અને ૧૮૫૩માં મી. એમ. બ્લેન્ડ, એઓએ અરબ્બી, ફારસી અને સંસ્કૃત ભાષામાંથી સંશોધન કરીને શેત્રંજનાં ઉત્પત્તિ અને પ્રસાર વિષે ઉત્તમ લેખો લખ્યા હતા. છેવટે ઇ. સ. ૧૮૬૦માં પ્રો. ડન્કન ફોર્બ્સે એક મોટું ૪૦૦ પાનાનું શેત્રંજના ઇતિહાસનું પુસ્તક લખી તે રમતની ઉત્પત્તિ હિંદુસ્થાનમાં થયેલી એવું નિર્ણયપૂર્વક સિદ્ધ કર્યું. ત્યાર પછી જર્મનીમાં પ્રો. વેબરે વળી બીજાં સંસ્કૃત ગ્રંથો ઉપરથી તેજ મતનું સમર્થન કરી આપ્યું હતું. એ બાબતમાં છેલ્લો સપ્રમાણ લેખ પ્રો. એ. એ. મેકડોનલે ઇ. સ. ૧૮૯૭માં 'એથીનીઅમ' નામના ચોપાનીઆમાં લખ્યો હતો અને વરસેક દિવસ પછી તેમાંનીજ દલીલો સાથે બીજી એક નવી શોધ દાખલ કરી એશીઆટીક સોસાયટીના જર્નલમાં તેણે એક લેખ લખ્યો હતો કે જે આ નિબંધ માટે મુખ્ય આધારો પૈકી એક થઇ પડયો છે. તે ઉપરાંત મી. હાવર્ડ સ્ટોન્ટન, અને મી. લૉવેન્થલ, જેવા જગપ્રસિદ્ધ રમનારાઓએ યુરોપમાં પ્રચાલત રીતીના સંબંધમાં ખાસ પુસ્તકો લખેલાં છે. તેમાં મ્હોરાં માટે રસ્તો ખુલ્લો કરવાની જુદી જુદી રીતો વિષે વિવેચન કીધેલું છે એટલુંજ નહીં પરંતુ છેવટે અમુક અમુક મ્હોરાં રહે ત્યારે શી શી રીતે રમવું તે બાબતો ઘણી સ્પષ્ટતાથી ઘણા વરસના લાંબા અનુભવને આધારે સમજાવેલી છે. તેમજ શેત્રંજ જો કે આખરે કૃત્રિમ યુદ્ધ છે છતાં ખરેખરી યુદ્ધ કળાની માફક તેના ઉપર ચાર ચાર પાંચ પાંચ વિભાગમાં પુસ્તકો લખાયલાં છે. જે જે કૂટ પ્રશ્નોનાં વિવેચન અને દાખલાઓ તેમાં આપેલા છે, તે ત્રણ જાતના હોય છે. તેમાં (૧) સામાન્ય કૂટ પ્રશ્નો એટલે અમુક સ્થિતિમાં મ્હોરાં હોય તેમાંથી સફેદ મ્હોરાંવાળો પહેલી ચાલ ચાલે છે અને ત્રણ, ચાર, પાંચ એમ અમુકજ ચાલોમાં કાળા રાજાને માત કરે છે; (૨) આત્મઘાતક કૂટ પ્રશ્નો એટલે અમુક સ્થિતિમાં મ્હોરાંવાળો પહેલી ચાલ ચાલે છે અને અમુક ચાલોમાં પોતાના રાજાને માત કરવાની સામા આદમીને ફરજ પાડે છે. જો કે આ બહુ કઢંગુ લાગે છે તોપણ ખરેખરી રીતે એ રમત ઘણી ખુબીદાર હોય છે. એ પણ અક્કલનો એક નમુનો છે, (૩) 'ચેસ સ્ટડીઝ' એટલે શેત્રંજની જુદી જુદી

સ્થિતિઓનો વિચાર, આમાં અમુક સ્થિતિમાં મ્હોરાં હોય ત્યારે બાજી છુટતજ જાય, અમુક સ્થિતિમાં હોય ત્યારે અમુકજ પક્ષનો વિજય થાય, વગેરે બાબતો દૃષ્ટાન્તથી સમજાવેલી હોય છે. ઉપર જણાવેલી ત્રણ દિશાઓ શિવાય જે એક નવીજ દિશામાં યુરોપખંડમાં ૧૯માં સૈકામાં ત્યાંનાં લોકો શરૂઆત કરી આગળ વધ્યા હતા તે આગળ જણાવેલી બાજો જોયા વગર અને આંખે પાટા બાંધીને શેત્રંજ રમવાની રીતની છે. ત્યાં સૌથી પહેલાં ફીલીડોર નામના મહાન શેત્રંજવીરે આંખે પાટા બાંધીને એક સામટી બે જણ જોડે રમત રમીને પ્રેક્ષકોને મોહ પમાડયો હતો. પરંતુ પાછળથી એને આંટી નાંખે એવા માણસો નિકળી આવ્યા હતા. આમાંના જે ત્રણ માણસોનાં નામો શેત્રંજના ઇતિહાસમાં મોટે અક્ષરે લખવા લાયક છે તે મી પૉલસન, મી. મર્ફી, અને મી. બ્લૅકબર્ન હતા. તેઓ ઇ. સ. ૧૮૫૬, અને ૧૮૫૭ અને ૧૮૬૨ ના વરસોમાં દશ દશ રમત એક સામટી રમ્યા હતા. આમાંનો છેલ્લો બ્લૅકબર્ન જ્યારે ઇ. સ. ૧૮૬૨માં પોતાની હુશીઆરીનો નમુનો દેખાડવા આગળ પડયો હતો ત્યારે માત્ર ૧૯ વરસની કાચી ઉમ્મરનો હતો. આ બધી શિવાય જે એક તદ્દન નવીજ બાબત કે જેથી શેત્રંજની રમતમાં એક નવોજ ઉત્સાહ પેદા થયો છે, તેની શિરાઓમાં એક નવોજ જીવનરસ રેડાયો છે, અને તેથી તેનું જીવન અમૃતમય અને તેનો આત્મા અમર થયો છે તે એ છે કે તેને લોકપ્રિય કરવાના હેતુથી તેમજ સારા સારા શેત્રંજ રણવીરોનો એકમેક સાથે સમાગમ થાય તે હેતુથી યુરોપનાં ઘણાં ઘણાં મોટાં તેમજ ન્હાનાં શહેરોમાં અને ગામડાંઓમાં પણ શેત્રંજની અનેક મંડળો અને કલબો સ્થપાયલી છે. તેમના મકાનોમાં જે જે સભ્યોને જ્યારે જ્યારે નવરાસ હોય ત્યારે ત્યારે તે તે જાય છે અને જુદા જુદા રમનારાઓ સાથે પોતાની આવડતની સરખામણી કરવાની તકો લે છે. તેમના તરફથી વખતો વખત 'ચેસ ટુર્નામેંટો' યાને યુદ્ધ વિન્હારો પણ અમુક અમુક વ્યકિતઓ વચ્ચે તેમજ અમુક અમુક કલબો વચ્ચે ગોઠવવામાં આવે છે અને વિજયી રમનારાઓને પારિતોષિકો આપવામાં આવે છે. એ યુદ્ધ વિહારો પણ બે જાતનાં ગોઠવવામાં આવે છે. એક તો 'ઓર્ડીનરી' એટલે સામાન્ય, જેમાં અમુક સંખ્યાના રમનારાઓની જોડીઓ બાંધી દેવામાં આવે છે અને તે દરેકમાં જે જીતે છે તેની વળી ફરી પાછી જોડીઓ બંધાય છે અને જ્યાં સુધી છેવટે એક જોડી રહે તેમાંના વિજયી રમનારને પારિતોષિકનો અધિકારી થયેલો ગણવામાં આવે છે, અને બીજાં 'હૅન્ડીકૅપ ટુર્નામેંટ' યાને લાભદાન યુદ્ધવિહારો છે જેમાં એક હુશીઆર અને એક સાધારણ એવા બબ્બે માણસોની જોડીઓ બાંધવામાં આવે છે તેમાંથી બીજાની ઓછી આવડતને લીધે પહેલો તેને કાંઇક લાભ આપે છે, એવી રીતે કે પહેલી એકને બદલે ચાર ચાલ ચાલવા દેવી, પોતાનું કાંઇ એક મ્હોરૂં મરી ગયું હોય તેમ શરૂઆતથીજ ઉઠાવી લેવું વગેરે.

ઉપરના યુરોપખંડમાંના શેત્રંજના સંક્ષિપ્ત ઇતિહાસ પરથી વાંચનાર સહજ ખ્યાલ કરી શકશે કે ત્યાંની ખંતીલી અને તીક્ષ્ણ બુદ્ધિવાળી પ્રજાએ શેત્રંજને એક શાસ્ત્રની પદવી પર લાવી મુકયો છે. તેનાં જુદાં જુદાં મ્હોરાંની શી શી ઉપયોગીતા છે, તેની શી શી ખુબીઓ છે, અમુક અમુક વખતે કયાં કયાં મ્હોરાં ચલાવવાથી ફાયદો અથવા ગેરફાયદો થાય છે, અમુક અમુક સાધારણ મુશ્કેલીઓ કેવી કેવી રીતે દૂર થઇ શકે છે, પટની કઇ કઇ જગાઓ રાજાને માટે સલામ ભરેલી, અને કઇ કઇ દહેશત ભરેલી છે, અમુક સંજોગોમાં કોને બદલે કયું મ્હોરૂં આપવું ફાયદાકારક છે

વગેરે વગેરે બાબતો લાંબા કાળના અનુભવ પરથી સિદ્ધ થયેલી, તેઓએ પાછળના જમાનાને ઉપયોગી થઇ પડે તે હેતુથી નોંધી રાખી છે. આને લીધેજ તે ત્યાં અતિ લોકપ્રિય થઇ પડી છે. તેનાં મૂળ યુરોપના જનસમાજના બંધારણમાં ઘણાંજ ઉંડા ગયેલાં છે. અને જ્યાં સુધી તે બંધારણ કાયમ રહેશે ત્યાં લગી આ રમત ત્યાં હયાત રહેશે અમાં લેશમાત્ર પણ શંકા નથી. અફસોસની વાત છે કે એ રમત, ઉપર સાબિત કરી દેખાડયું છે તે પ્રમાણે આ દેશમાંજ જન્મેલી હોવા છતાં તેને લગતું એક પણ સંસ્કૃત ભાષાનું એવું પુસ્તક મળી આવતું નથી કે જેમાંથી એવો ખ્યાલ આવે કે તેમાં અમુક દરજ્જા સુધી અહીંના લોકો આગળ વધ્યા હતા. જે છૂટાં છવાયાં લખાણો મળી આવે છે તે ઉપરથી તે રમતની હિંદમાં થયલી ઉત્પત્તિ અને તેનાં મ્હોરાં અમુક અમુક વખતે અમુક અમુક રીતે ચલાતાં હતાં તે શિવાય બીજું કાંઇપણ સિદ્ધ થઇ શકતું નથી. તેની સ્વદેશી પરિભાષા તદ્દન સ્મૃતિબહાર જતી રહી છે તેનું મુખ્ય કારણ આવી લેખી નોંધનો અભાવજ હોય એમ લાગે છે. મુસલમાનોની ચઢતી કળાને વખતે તેમની પરિભાષા અને કેટલીક ચાલો આપણી રમતમાં દાખલ થઇ ગઇ અને હાલ અંગ્રેજોના સામ્રાજ્યમાં તેમની કેટલીક ખાસ ચાલો અને પરિભાષા ધીરે ધીરે દાખલ થતી જાય છે. મુંબાઇમાં અંગ્રેજી શેતરંજની એક કલબ તો સ્થપાઇ છે અને તેના ઉત્સાહી કાર્યવાહકોના પ્રયત્નોથી તે વધુ ને વધુ લોકપ્રિય થતી જાય છે. હાલના જેવી જો સ્થિતિ ચાલ્યાં કરે તો એવી અનેક કલબો ઠેક ઠેકાણે સ્થપાય અને તેથી જેમ ક્રીકેટ, ટેનીસ, પોલો વગેરે મેદાનમાં રમવાની વિલાયતી રમતોનો પ્રચાર વધવાથી આ દેશની તે જાતની રમતોનું થયું છે તેમ દેશી રમત દેશના પુત્રોના મગજમાંથી નીકળી જઇ ઇતિહાસનાં પાનામાં પણ હયાત રહે કે કેમ તે શંકાયુક્ત છે. માટે એ રમતના શોખીનોમાંથી કોઇક આળસ કાઢી, એનો પુનરૂદ્ધાર કરવા માટે ઉત્સાહ પૂર્વક યોગ્ય ઉપાયો યોજવા આગળ પડી મહેનત કરે એ ખાસ જરૂરનું છે. તેમનું મુખ્ય કર્તવ્ય એક તો એ છે કે જે એમાં પ્રવિણ હોય તેવા માણસોને સમજાવી તેમની કલબો સ્થાપવી કે જેથી કરીને તેમની સાથે રમતાં બીજી ઉત્સુક નરોને તેમની હુશીઆરીનો લાભ મળે અને બીજું એ કે એવા માણસોની પોતાની પાસે દેશી ભાષામાં પુસ્તકો અથવા નિબંધો લખાવવા જેથી એક તો તેમને પોતાને ખ્યાતી મળે અને બીજાઓને તેમના જ્ઞાનનો લાભ મળે. આ કામમાં વર્તમાનપત્રોના અધિકારીઓની તેમજ શ્રીમંત વર્ગની મદદની ખાસ જરૂર છે. આશા છે કે એવા કોઇ ઉત્સાહી નરો આગળ આવશે અને તેમને જોઇતું ઉત્તેજન યોગ્ય ગ્રહસ્થો તરફથી મળશે. इति शिवम् ।



# પારસીઓ અને હિંદુઓ.

## હિંદુ ભાઇઓને એક નમ્ર વિનંતી.

(લેખક—રૂસ્તમજી નસરવાનજી મુનશી)

સાહિત્ય પરિષદ્‌ની ઇ. સ. ૧૯૦૫માં જ્યારથી પ્રથમ બેઠક મળી ત્યારથી ગુજરાતી ભાષા અને તે સાથ તાલુકો ધરાવતા ભીન્ન ભીન્ન વિષયો સંબંધી વધુ ચર્ચા થતી આવેલી આપણે જોઇએ છીએ. ગુજરાતી ભાષામાં લેખો કદાચિત ઘણાંક વર્ષોથી હું લખતો આવ્યો હોઇશ પરંતુ એ ભાષામાં, એ ભાષાના પ્રથમ માલિકો–હિંદુઓમાં તથા એ ભાષાને લગતી કોઇક ચર્ચામાં ઉલત અને ઉત્સાહ લેવાનો ઉમંગ અને જોમ તો માત્ર છેલ્લાં આંઠેક વર્ષથીજ મને ઉભો થયો છે કે જ્યારે પરિષદ્‌ની બીજી બેઠક મુંબઇ મધે ઇ. સ. ૧૯૦૭માં મળી હતી. તે વખ્તથી હિંદુ પ્રજામાં, તેમની ગુર્જર ભાષામાં અને તેના સાહિત્યમાં હું રસ લેતો રહ્યો છું. અને જે મારા સંબંધે બન્યું છે તે બીજા ઘણાકોના બાબમાં બનેલું હોવું જોઇએ. જો તેમજ હોય તો અને તેમ છે એવી મારી ખાતરી છે તો પછી તમારી સાહિત્ય પરિષદ્‌નું એ એક પ્રથમ પરાક્રમજ ગણાય એક રૂડું પરિણામજ લેખાય–એમ કહેવામાં અતિશયોક્તિનો આક્ષેપ મારા ઉપર મુકરર કરી શકાશે નહી.

ત્યારે આ આમ દાખવે છે કે સાહિત્ય પરિષદ્ જેવી એક સંસ્થાની હસ્તી બીજાઓમાં ગુજરાતી ભાષા અને સાહિત્ય પ્રત્યે ઉત્તસાહ અને પ્રેમ જે અંતઃકરણમાં છુપાયલાંજ હોય છે તેમને સજીવન (revive) કરવા સમર્થ છે.

ગુજરાતી ભાષા—અને આ અદના લેખ જે ભાષામાં લખાય છે તે ગુજરાતી ભાષા છે એમ થોડાક સિવાય ઘણાકો કહેવાને તૈયાર થશે તે ભાષા–માત્ર હિંદુ ભાઇઓનીજ નથી. પારસીઓ એ ભાષામાં થોડાક પ્રવિણ હશે; મેહોમેદન પ્રજા એનાથી અજ્ઞાન ન હોય; વળી કેટલાક ઇંગ્રેજો પણ તે જાણતા હશે. પરંતુ આ સર્વ કોઇ એ ભાષાના જ્ઞાનમાં હિંદુ પ્રજાથી વિશેષ–બલ્કે તેટલાજ–કુશળ છે એમ તો કહેવાઇ શકાયજ નહી. એમ કહેવાનો દાવો કોઇએ કર્યોજ નથી અને કરતુંએ નથી. હિંદુઓની એ માતૃભાષા છે અને તેમાં તેઓ પ્રવિણતા દાખવે એ સ્વાભાવિક છે, પણ જે જોવાનું છે તે એ કે એવી પ્રવિણતાનો ખ્યાલ અભિમાન અને ગર્વ ઉભા કરતા ન હોય. આ બહુ ખેદયુક્ત છે કે ચોક્કસ સાક્ષર વર્ગમાં આવું અભિમાન ઉભું થયું છે જેથી કરી પારસીઓને તે વર્ગ હીણતો આવ્યો છે, એટલુંજ નહી પરંતુ તેવા આવેશમાં ખુદ પોતાની ગુર્જર ભાષા જે માટે તે યોગ્ય રીતે મગરૂર થઇ શકે તેને પણ અળખામણી પાડવા જેવું થાય એ લગાર ખેદયુક્ત છે.

પણ અભિમાનમાં મસ્ત બનેલા આ વિદ્વાન સાક્ષર વર્ગના ખુદ સ્વદેશ સાથ પારસીઓને કાંઇ આજકાલનો સંબંધ નથી. કદીમ ઇરાનીઓને ઈ. સ. પુર્વે ૧૨૦૦ની આગમજ,

એટલે આજથી આશરે ૩૧૦૦ વર્ષની પણ આગમજ, હિંદુસ્તાનનો મુલ્ક જણાયલો હતો, વંદીદાદ એક રીતે પારસીઓના કાયદા કાનુનો અને રિવાજોને લગતું ધાર્મિક પુસ્તક છે. એની પહેલી પરગર્દમાં હિંદુસ્તાનના મુલ્ક માટે જે નામ જડે છે તે 'હપ્તહિંધુ' છે. એ હપ્ત હિંદુ તે સંસ્કૃત 'સપ્તસિંદુ' છે. ડા૦ હાઉગ પ્રમાણે એ વંદીદાદ ઇ. સ. ૧૨૦૦ની પૂર્વે લખાયલી હોવી જોઇએ. પણ વંદીદાદ કાંઇ એકલું પુસ્તક નથી કે જેમાં હિંદુસ્તાનના મુલક વિષે આમ ઇસારો આવતો હોય. બીજાં પણ ધર્મ પુસ્તકો છે જેમાંથી એ બાબેના ઇસારા મળી આવે છે.

ચંદ્રગુપ્ત હિંદુસ્તાનનો પહેલ વહેલ્લો હિંદુ શાહાનશાહ ગણાય છે. પરંતુ તે અગાઉ હિંદુસ્તાન ઉપર જો કોઇ પહેલો શાહાનશાહ હકુમત ભોગવી ગયો હોય તો તે એક પારસી શાહાનશાહજ હતો અને તે શાહાનશાહ દારાયસ હતો. દારાયસના જમાનાથી એક બહુ લાંબો ભૂસકો મારી આપણે ઇ. સ. ૮ મી સદી ઉપર આવીશું. કારણ કે તે વખતથી પારસીઓ હિંદ ભૂમી ઉપર હિંદુઓની મહેરબાનીથી ઠરીઠામ થાય છે. ઇરાન મધેનાં પોતાનાં શાહાનશાહત અને રાજપાત ઇ. સ. ૬૫૧માં ગુમાવી દીધા પછી, અનેક હાદેસાના માર્યા તેઓ દિવ બંદરે આવી ત્યાં ૧૯ વર્ષ રહ્યા બાદ ઇ. સ. ૭૮૫માં સંજાણ ભૂમી ઉપર તેઓ પહેલ વહેલ્લો પગ મુકે છે. સંજાણના જાદી રાણા(૧)એ આ લડાયક શખ્સોની નાની ટોળીને સંજાણ ભૂમી ઉપર પગ મુકવાં રોકી અને જો તેઓ કેટલીક શર્તો-કબુલ કરે તોજ તેમને આશરો આપવા માંગ્યો. ઘરબાર. રાજપાત અને વતનથી વિખુટા તથા તજાયલા આ શૂરવીર વતનીઓએ સર્વ શર્તો મંજુર રાખી. તે સઘળી અત્રે વર્ણવાની જરૂર નથી. પણ એ શર્તોમાંની એક જે આ વિષય સાથ સંબંધ ધરાવે છે તે આ પરાયા દેશની ભાષા બોલવાની ઉપલા પરદેશીઓને ફર્જ પાડવાને લગતી શર્ત હતી. આપણે ઉપર જોઇ ગયા છીએ તેમ હિંદુસ્તાન દેશ આ પારસીઓને ૩૧૦૦ વર્ષ આગમજનો જણાયલો હતો પણ **એ દેશની ભાષા સાથનો તેમનો સંબંધ ઇ. સ. ૭૮૫ પછીથી** શરૂ થયલો હોવો જોઇએ, એટલે કે આજ લગભગ ૧૧૩૦ વર્ષો થયાં પારસીઓ હિંદુઓની ભાષા જાણવા, બોલવા અને લખવા થયા છે.

આ સાદી અને સુતરી ઇતિહાસીક નોંધ ઉપરથી આપણે જોઇએ છીએ કે પારસીઓ હિંદુ પ્રજા જેટલા ગુજરાતી ભાષામાં પ્રવિણ હોઇ શકે નહી એ સમજાય એવું છે, પણ તેટલાજ કારણ થકી તેમના તર્ફ અળખામણી નજરથી જોવું એ ન્યાયી નથી. જો પારસીઓ ગુર્જર ભાષામાં ગુજરાતીઓનાં ચેલા જેવા હોય તો તેમના ગુરૂઓનો ખાસ ધર્મ તો આ હોવો

---

(૧) જાદી રાણા તે સંજાણનો સ્થાનીક હાકેમ હોવો જોઇએ. કીસ્સે સંજાણ મુજબ, આ પારસીઓ સંજાણ ઉતરી તેના હાકેમ આગળ ગયા હતા. આ હાકેમ તે આખાં ગુજરાતનો હિંદુ રાજા હોવો જોઇએ નહી કે જેની રાજધાની તો પાટણ ખાતે હતી અને તે તો સંજાણથી ૧૫૦ મૈલથી પણ વધુ છેટે હતી. આ જાદી રાણા તે કોઇ હિંદુ રાજાનું ખુદ નામ હોય નહી પણ ઠાકોર યા રાવ જેવી કોઇ સંજ્ઞા હોય (જુઓ ડા૦ નવજન જ. મોદીની A few events in the Early History of the Parsis and their Dates, 1905, p. 11.)

જોઇએ કે પોતાના શિષ્યોનો તિરસ્કાર કરવાને બદલે તેમને વધારે ખબરદાર બનાવવાનો પ્રયાસ કરવો ઘટે છે. જો તેમ ન કરી શકાતું હોય યા ન થઇ શકતું હોય તો ગુરૂપદ નકામું ગણાય કે કેમ તે વિચારવા જોગ સવાલ થઇ પડે છે.

હવે હિંદ આવા વસ્યા બાદ પારસીઓએ હિંદુઓ કનેથી ઘણુંક ગ્રહણ કર્યું છે. ઘણાક રેવાજો અને વહેમો જે આજે પારસીઓમાં દીઠામાં આવે છે તે તેમને હિંદુઓ તરફથી મલ્યા છે. પ્રાચીન કાળથી જે હિંદુઓની બાષા તે તેમની થતી આવી છે અને તેમાં વખ્તોવખ્ત ફેરફાર અને વધઘટ થતી રહી છે. પણ જેમ જેમ વર્ષો વેહતાં ગયાં તેમ તેમ પશ્ચિમ બણીના સુધારા વધારાએ આ પારસીઓ ઉપર અસર કરવા માંડી. ઇંગ્રેજી બાષાએ અને ઇંગ્રેજી આચાર વિચારે એમની રેહેણી કરણી ઉપર કાંઇ નાની જેવી અસર કરી નથી. પાશ્ચિમાત્ય સુધારા વધારાના હરેક વિભાગમાં—બાષા, સાહિત્ય, કેળવણી, વિદ્યા હુન્નર, કળા કાશલ્ય, રમત ગમત વગેરેમાં-તેઓ હરોલના સ્થાને રહેલા આજે મનાય છે, પણ આ સર્વ છતાં, સદીઓ અગાઉ જાદી રાણાને આપેલા કોલને આ પારસીઓ આજ સુધી સાચ્ચા અને સાબુત નિવડયા છે. બીજી કોલો બેગા, ગુજરાતી બાષા બાબેનો કોલ પણ તેઓએ વફાદારીથી નિભાવ્યો છે. આજે પણ આ મુઠ્ઠીભર નાની કોમની બાષા તો જે ગુજરાતીઓની છે તેજ છે તો જો કે તેમાં કાંઇ ફેર હશે અને કાંઇક અશુદ્ધતા પણ જોવામાં આવતી હશે એ નિર્વિવાદ છે.

હિંદુસ્તાનમાં સૌથી પહેલવહેલું ગુજરાતી છાપખાનું પ્રખ્યાત મોબેદ ફરદુનજી મર્ઝબાનજીએ કેટલીક મહેનત તથા કોશેશથી પોતે પોતાને હાથેજ ટાઇપ, મોલ્ડ વગેરે અસબાબ બનાવી ઇ. સ. ૧૮૧૨માં ઉઘાડયું હતું. એ છાપખાનામાંથી બે વર્ષ પછી એટલે ઇ. સ. ૧૮૧૪માં પહેલવહેલું ગુજરાતી પંચાંગ રૂા. બેની કિંમતે એમણે બાહેર પાડયું હતું. ગુજરાતી બાષા અને સાહિત્યની તવારીખમાં મોબેદ ફરદુનજી મર્ઝબાનજીનું આ પંચાંગ સૌથી પહેલવહેલું છાપેલું પુસ્તક છે. ત્યાર પછી ૧૮૧૫માં ખોરદેહ અવસ્તાની કેતાબ છપાઇ બાહેર પડી હતી. પરંતુ આ છાપખાના સંબંધી જે સૌથી મોતેબર અને અગત્યનું કામ આ બણેલા અને સાહસીક મોબેદ સાહેબે આરંભ્યું તે પોતાના તંત્રીપદ હેઠળ ઇ. સ. ૧૮૨૨ની તા૦ ૧ લી જુલાઇથી "મુંબઇના સમાચાર" નામનું અઠવાડિક ગુજરાતી વર્તમાન પત્ર પ્રગટ કરવાને લગતું હતું. મર્હુમ ખા૦ બા૦ બહમનજી બેહરામજી પટેલે પોતાના સુપ્રસિદ્ધ "પારસી પ્રકાશ" માં એ બાબે નિચે પ્રમાણે નોંધ લીધેલી છે.—

"મુંબઇ ઇલાકામાં ગુજરાતી બાષામાં પેહલવેહલું આએ વર્તમાનપત્ર નિકળ્યું હતું, અને હિંદુસ્તાનના દેશીઓમાં પેહલ વેહલો વર્તમાન પત્રનો પાયો નાખનાર એવણ હતા" ૧

સૌભાગ્યે કહો કે દુર્ભાગ્યે કહો—પરંતુ એવું બનતા પામ્યું છે કે પારસીઓ તરફના ગુજરાતી બાષાના સાહિત્યમાં કેટલોક આગેવાન હીસ્સો લેવાનો રહ્યો છે. જો આ હીસ્સાને કાંઇક સેવા લેખવામાં આવતી હોય તો તે સર્વનું એક પારસી લેખકેજ અત્રે નિરૂપણ કરવું એ ઠીક દીસતું નથી.

---

૧. પારસી પ્રકાશ, દફતર ૧ લું, સફે ૪૮૬.

જેમ ખુદ ગુજરાતીઓની પોતાની ભાષામાં કાળેકાળ અને પેલી કહેવત છે કે 'બાર ગાઉએ બોલી ફરે' તેમ વધઘટ અને ફેરફાર થતા રહ્યા છે તેમ પારસીઓની ગુજરાતી ભાષામાં પણ વધઘટ અને ફેરફાર વખતના વેહવા સાથે થયા છે. ઘણે દુર નહીં જતાં, મુંબઇ સમાચારના ઇ. સ. ૧૮૨૨નાં સાલની પહેલી ફાઇલ મધેથી તે જમાનાની ગુજરાતી ભાષાનો એક નમુનો તપાસો અને એજ પત્રની આજની ભાષા જુઓ અને તમને ખ્યાલ આવશે કે પારસીઓ ગુજરાતી ભાષા અને તેના સાહિત્યમાં આગળ અને આગળજ વધતા જાય છે.

જે સધારો ગુજરાતી ભાષામાં પારસીઓ કરી શકયા છે તેને દોષપાત્ર તેઓજ ઠરાવી શકે શકે કે જેઓ પારસીઓની કંઇક સેવાનો સ્વિકાર કરવાનું મોટું મન ધરાવતા ન હોય.

આગલા જમાનાના પારસીઓના સંસ્કૃત ભાષાનાં જ્ઞાનથી હિંદુભાઇઓ અંજાણ્યુ ન હોય. મોબેદ નેરિયો સંગ ધવલ, અકો અંધીઆરૂ, દીનીદારૂ બહમન અને મોબેદ ચાંદા અને એવાજ બીજા અસલી પારસીઓ હિંદુઓની સંસ્કૃત ભાષામાં ઘણા પહોચેલા હતા. તેઓએ પારસી ધર્મ પુસ્તકોના સંસ્કૃતમાં ભાષાંતર કર્યાં છે.* વળી આજના જમાના ઉપર આવતાં મામલો તેવોજ મગરૂર કરનારો છે. આજે પણ ઘણાક પારસીઓ સંસ્કૃતનો અભ્યાસ કરે છે. એરવદ શેહરયારજી દાદાભાઇ ભરૂચા, દસ્તુર ડા. માણેકજી નશરવાનજી ધાલા, એમ. એ. પી. એચ. ડી., દસ્તુર કેકોબાદ આદરબાદ, શેઠ મનચેરજી પેસ્તનજી ખરેગાત, આઇ. સી. એસ., શેઠ શાપુરજી કાવસજી હોડીવાલા, બી. એ., ડા૰ માણેકજી બમનજી દાવર, એમ. એ., પી એચ. ડી.; ડા૰ એરચ જેહાંગીર સોરાબજી, બી. એ., પી એચ. ડી., એરવદ નોસેરવાનજી બરજોજી દેશાઇ, શેઠ અરદેશર ખરશેદજી વેસાવેવાલા, બી. એ. ઉપરાંત આજે ઘણાક પારસી અભ્યાસીઓ કેવળ શોખ ખાતર સંસ્કૃતનો અભ્યાસ કરે છે. જંદ પહેલ્વીના અભ્યાસ ભેગો સંસ્કૃતનો પણ અભ્યાસ કરવા અર્થે, પારસી પંચાયતના માનવંત ટ્રસ્ટી સાહેબો તરફથી સર જમશેદજી જીજીભાઇ જરથોસ્તી મદ્રેસામાં એક ખાસ સંસ્કૃત વર્ગની જોગવાઇ કરી આપવામાં આવી છે. ત્યાં ઘણાંક પારસીઓ જંદ પેહલ્વીના અભ્યાસની સંગાતે સંસ્કૃત ભાષાનો પણ અભ્યાસ કરે છે. અને તેમાં ઇનામો, ચાંદો અને સ્કોલરશીપ મેળવે છે. જ્યારે આજે કેટલાક ગુજરાતીઓ ગુર્જર ભાષામાં રૂઢ થયેલા એવા ફાર્સિ શબ્દો પોતાની ભાષામાંથી દુર કરી સંસ્કૃત શબ્દોનો બારોબાર ઉપયોગ કરવા મંડયા છે ત્યારે પારસીઓ તો સંસ્કૃત ભાષાનો શાંતતાથી અભ્યાસ કરે છે! આ સ્થિતિ મહાન કવિ શેકશપીયરના 'હેમલેટ'ના નાટક મધેની પેલી પ્રસિદ્ધ લીટીનું અમને સ્મર્ણ કરાવે છે કે

"Look here upon this picture and on this."[1]

જો પારસીઓ સંસ્કૃત ભાષાનો અભ્યાસ કરતા હોય તો તે આમ સાબિત કરવાને શું સમર્થ નથી કે તેઓ પોતાની હંમેશની ઉદાર મનોવૃત્તિથી ગુજરાતી ભાષાને પોતાના અંગનો એક ભાગજ ગણે છે? જેમ પારસીઓએ સંસ્કૃતનો અભ્યાસ કર્યો છે અને સંસ્કૃત પુસ્તકો

* જુઓ Collected Sanskrit writings of the Parsis, Part I byErvad Sheriarji Dadabhoy Bharucha, 1906, Pref. p. 2.

1 Shakespeare, Hamlet, Act III, Scene IV.

રચ્યાં છે તથા હાલ એ અભ્યાસ ચાલુ રાખવામાં આવ્યો છે તેમ હિંદુઓએ અવસ્તા પહેલ્વીનો અભ્યાસ કર્યો છે કે કેમ તે જાણવું અગતનું થઇ પડશે.

વળી પારસીઓનો એક દોષ એ કહેવાય છે કે તેઓ પોતાના લેખોમાં સંસ્કૃતમય ગુજરાતીનો બારોબાર ઉપયોગ નહીં કરતાં, ગુજરાતી ભાષામાં રૂઢ થઇ ગયલા એવા ફાર્સિ શબ્દોનો ઉપયોગ કરે છે અને તેમ કરી ફાર્સિ શબ્દોને બોયકોટ કરવાની કેટલાક હિંદુ લેખકોની યોજનાને તોડી પાડવા જેવું કરે છે.

હવે આ ફાર્સિ શબ્દો જેને કેટલાક ગુજરાતી લેખકો ગુર્જર ભાષામાંથી હાંકી કાઢવા પાછળ મથ્યા છે તે એ ભાષામાં ક્યારે અને કેમ દાખલ થયા તે બાબે આપણને સાધારણ રીતે એમ જણાવવામાં આવે છે કે ઇ. સ. ૧૩મી સદીથી ગુજરાતમાં મુસલમાનોનો અમલ ચાલુ થયો ત્યારથી ગુજરાતી ભાષામાં ફાર્સિ શબ્દોનો પ્રવેશ થવા માંડયો છે. હવે પારસીઓનો હિંદ મધેનો વસવાટ તો તે તેની પણ પૂર્વેનો છે. જયારે પારસીઓએ ૮મી સદીથી હિંદમાં વસવાત કરવા માંડયો ત્યારે તેઓ પોતાની સાથ પોતાની ભાષા લાવ્યા હતા. હિંદુઓ સાથના ગાડા પરિચયમાં આવતાં જેમ તેઓએ તેમની ભાષા ગ્રહણ કરી હતી તેમ ખુદ તેઓએ પોતાની ભાષાના ઘણાક શબ્દો હિંદુઓને આપેલા હોવા જોઇએ. આવી અરસપરસની આપ–લે એમ તો ખુદ સંસ્કૃત ભાષાના સંબંધે પણ કયાં નથી થઇ? આર્ય ટોળાંનો એક ભાગ જેમ ઇરાનમાં ગયો હતો તેમ બીજો ભાગ પંજાબને માર્ગે હિંદુસ્તાનમાં દાખલ થયો હતો. આ બીજો ટોળો તે હિંદુ આર્યોનો ટોળો હતો જે હિંદના અસલ વતનીઓ દ્રાવિડયનો સાથ સમાગમમાં આવ્યો હતો અને તેમની બોલીનો તેમને અભ્યાસ થતો જવાથી તેમની સંસ્કૃત ભાષામાં અનાર્ય ભાષાના ઘણા શબ્દો ઉમેરાયા હતા કવિ નર્મદાશંકર એક ઠેકાણે લખે છે કે "સંસ્કૃતમાં કેટલાએક પર ભાષાના શબ્દો છેજ (ને મેં એક ઠેકાણે વાંચ્યું છે કે મૂર્ધ્ધસ્થાની વર્ણોથી આરમ્ભાતા શબ્દો મૂળ વાસ્તવ્ય લોકના છે)"[1]

ગુજરાતી ભાષામાં ફાર્સિ શબ્દો કયા કાળથી પ્રવેશ કરતા ગયા તે સવાલ બાજુએ મુકતાં, ગુજરાતી સાહિત્યનાં ઇતિહાસમાં આપણે એવા ઘણાક કવિઓને ભેટયે છીએ કે જેઓના કાવ્યોમાં ફાર્સિ ઉત્પત્તિનાં શબ્દો નજરે પડે છે. મીરાંબાઇ (ઇ. સ. ૧૪૦૩–૧૪૭૦) અને નરસિંહ મહેતા (ઇ. સ. ૧૪૧૫–૧૪૮૧ જેવા શરૂઆતના પહેલા કવિઓનાં કાવ્યો ફાર્સિ શબ્દોથી મુક્ત નથી. કવિ શામળ માટે કહે છે કે તે ફાર્સિ ભાષા જાણતો હતો. અને એનાં કાવ્યોમાં જગે જગ ફાર્સિ ભાષા નજરે પડે છે.[2] નર્મદાશંકર પોતાના પ્રખ્યાત "નર્મ કોશ" ની મુખ મુદ્રામાં જણાવે છે કે દર ૧૦૦ ગુજરાતી શબ્દોમાં ૨૩ સંસ્કૃત, ૬૬ અપભ્રંશ ને ૧૧* પરભાષાના શબ્દો આવે છે ઇ. સ. ૧૮૭૩માં એમણે આ ગણત્રી કાઢી છે પરંતુ જો

---

૧ જુઓ 'નર્મ કોષ' સફે ચ.

૨. જુઓ મી. ક્રિષ્ણલાલ એમ. ઝવેરીની 'Milestones in Gujarati Literature, 1914, pp. 96 and 114

* એ ૧૧ પરભાષાનાં શબ્દોમાં કવિ નર્મદાશંકર ૯ 'શબ્દો ફાર્સિ આરબીના જણાવે છે.

નર્મદાશંકર આજે હૈયાત હોત તો એ ગણત્રીમાં એમણે ફેરફાર કરવો પડયો હોત અને પર-ભાષાના શબ્દોનું પ્રમાણ ૧૧ ટકા કરતાં ઘણું વધારે હોવાનું કબુલ્યા વિના ચાલત નહી. આ ફાર્સિ શબ્દો માટે ઉપલા કવિ લખે છે કે "ગુજરાતીમાં કેટલીક ફારસી આરબી એવા તો રૂઢ થઇ રહ્યા છે કે તે કદાપિ ટાળ્યા ટળવાના નથી."

શું આ વિસ્મય પમાડવા જેવું નથી કે જેઓ ગુજરાતી ભાષામાંથી ફાર્સિ શબ્દો દુર થયલા જોવા આતુર છે તેઓ ખુદ પોતાના દેશનું નામ ફેરવવા માટે તો જરાએ ઉતસાહ ધરાવતા નથી? તેમના દેશનું નામ **હિંદુસ્તાન** છે. જે મહાન દેશમાં હિંદુઓ ભેગા પારસીઓ વસે છે તે ભારત દેશ છે. હિંદુ શાસ્ત્રોમાં તે સિંધુસ્થાનને નામે જણાયલો હિંદુઓનો મુલક છે. હિંદુઓનો દેશ છતાં તેનું નામ તો ફાર્સિ છે. પારસીઓ તેને હિંદુસ્તાન કહે છે, ઇંગ્રેજો પરસ્ત્રામીઓ સર્વે એમજ બોલે છે અને હિંદુઓ પણ પોતાના મુલકને સપ્તસિંધુ, સિંધુસ્થાન, આ એવાં બીજાં હિંદુ નામથી નહી પણ 'હિંદુસ્તાન' નાં ફાર્સિ નામથીજ ઓળખે છે, બોલે છે અને બોલાવે છે."[1]

જે કેટલાક ગુજરાતી સાક્ષરો ભાષામાંથી રૂઢ થયલા એવા ફાર્સિ શબ્દોને હાંકી મેલી તેની જગાએ સંસ્કૃત શબ્દો દાખલ કરવા માગે છે તેઓ એમ સમજતા નથી કે તેમના તેવા પ્રયાસથી ગુજરાતી સાહિત્યનો વાંચક વર્ગ ઓછો થતો જાય છે. 'સુન્દરી સુબોધ'ના એક અંકમાં સૌ. દક્ષા મહેતા નામના એક હિંદુ સ્ત્રી લેખક ગુજરાતી લેખકોની અઘરી સંસ્કૃતમય ગુજરાતી ભાષાનાં સંબંધમાં ટીકા કરતાં લખે છે કે "એવા લેખકો વાંચનારનો રસ તુટી જશે એવો વિચારજ રાખતા હોય એમ લાગતું નથી, પોતાની પંડીતાઇ બતાવવી એ વધારે અગત્યનું તેમને લાગે છે, અને એવી 'સુપડે ટોપલે' ઉભરાતી અરસિક ગુજરાતી વાર્તા કરતાં મને તો પારસી (અંગ્રેજી) વાર્તાઓ વધારે ગમે છે."[2]

ગુજરાતી ભાષાને સંસ્કૃતમય બનાવવા માગતા સાક્ષરો શું ઇચ્છે છે? ગુર્જર ભાષાને સરળ અને સેહેલ રાખીં તેનો ફેલાવો વિશેષ બોહળો થયલો જોવાને તેઓ રાજી થશે કે એ ભાષાને અઘરી અને તેટલા માટે ન સમજાય એવી બનાવી ઘણા થોડા જણાને તેનો લાભ આપી ધીમે ધીમે તેમની સંખ્યા પણ ઓછી કરી એ ભાષા ભુલાઇ જાય તે જોવાને તેઓ ઇચ્છે છે?

જે કેટલાક હિંદુ સાક્ષરો ગુજરાતી ભાષામાંથી ફાર્સિ શબ્દોને હાંકી કાઢવા મચ્યા છે તેઓ તેમ કરી જાણે ગુજરાતી ભાષામાંથી પારસીઓને બાહેર હડસેલી મેલતા હોય એમ જણાય છે. ભલે તેઓ પોતાનો એ અયોગ્ય અને અન્યાયી પ્રયોગ જારી રાખે પરંતુ અમો પારસીઓ તેમને જણાવી દઇશું કે જેટલા બળથી તેઓ અમને પાછળ હટાડશે તેના કરતાં વિશેષ બળથી અમો તેમ પડખે અને સોડમાંજ

૧. જુઓ જ્ઞાનવર્ધક, નવેમ્બર ૧૯૧૪ સફે ૪૯૭-૯૮.

૨. જુઓ 'સુન્દરી સુબોધ' નો ઓગસ્ટ ૧૯૧૪નો અંક સફે ૪૮૫ તેમજ 'જ્ઞાનવર્ધક' નો ડીસેમ્બર ૧૯૧૪નો અંક, સફે ૫૪૮.

રહીશું. અમો સંસ્કૃતનો અભ્યાસ જેમ બને તેમ લાગુ કરાવતાં કર્યે છીએ અને કરતા જઇશું. ગુજરાતી ભાષા અને સાહિત્યની ખીલવણીમાં અમારો કમીનો હીસ્સો જેમ અમે આગળ આપ્યો છે તેમ હજી પણ આપતા રહીશું. તમો હિંદુ ભાઇઓનાં મંડળોમાં અને સંસ્થાઓમાં અમો નિત્ય પ્રવેશ કરીશું; ભલે અમને ઇંજન હોય યા ન હોય. તમારી ભાષામાં રૂઢ થયલા એવા ફારસિ શબ્દોનો ભલે તમો તિરસ્કાર કરી ત્યાગ કરો જોઇએ તો જર્મન ટોપને મોઢે ત્રાસદાયક ગોળાઓથી અમને સત્વર ઉરાડી મેલો—પરંતુ કવિ નર્મદાશંકરના શબ્દોમાં બોલ્યે તો અમે તમો ભાઇઓની સોડમાંથી તો "**ટાળ્યા ટળવાના**" નથીજ. ભલે ધર્મે આપણે જુદા હોઇએ પરંતુ ભાષાથી તો આપણે એકજ છીએ. આપણું બન્નેને એકેક વિના ચાલવાનું નથી. તમારી જે ભાષા તે અમારી છે અને તેથી અમારૂં શુભ ચિન્તન નિત્ય આજ છે કે ગુજરાતનો ઉત્કર્ષ સત્વરે થાઓ અને તે સાથ, કવિ નર્મદાશંકર જોડે, અમો પ્રાર્થના કર્યે છીએ કે.

"ગુજરાની ભાષાના જયશ્રીરંગ વિરાજો."

માટે હે પ્રિય બંધુઓ, અમારી સાથ હાથસે હાથ મિલાવો, અમને પ્રેમ ભાવથી આ-લિંગન કરો અને અમારી સાથે, હે બંધુઓ, તમો પણ બોલો કે.

જય જય ગરવી ગુજરાત<br>
જય જય ગરવી ગુજરાત.

ગુજરાતી ભાષાના જયશ્રીરંગ વિરાજો.



# પાંચમી ગુજરાતી સાહીત્ય પરિષદનું પ્રદર્શન.

ગુજરાતી સાહિત્ય પરીષદની પાંચમી બેઠક આ વર્ષ સુરતમાં થવાની છે. તેની સાથે એક પ્રદર્શન ભરવાનું નક્કી કરવામાં આવ્યું છે તેમાં નીચે લખેલી વસ્તુઓનો સંગ્રહ કરવા યોજના છે.

(૧) ગ્રંથવિભાગ.

(ક) ગુજરાતી ભાષાના હાથનાં લખેલાં પ્રાચીન પુસ્તકો—પ્રસિદ્ધ ન થયલાં જૂનાં પુસ્તકો તેમજ પ્રસિદ્ધ પુસ્તકોની જુદા જુદા વખતની લખેલી પ્રતો, તાડપત્રો, વગેરે વગેરે. આમાં વૈદિક જૈન, મત પંથના, પારસી તથા મુસલમાન લોકોના—દરેક પ્રકારનાં પુસ્તકોનો સમાવેશ થાય છે.

(ખ) ગુજરાતના ઇતિહાસને લગતા પ્રસિદ્ધ ન થયલા તામ્રલેખ (તાંબાના પતરાંપરના લેખ,) શિલાલેખ. દસ્તાવેજો સનદો, શિક્કાઓ, વગેરે વગેરે શિલાલેખ મૂળના કરતાં તેની નકલ (રબીંગ) વધારે ઠીક પડશે.

(ગ) અપ્રસિદ્ધ સંસ્કૃત. પ્રાકૃત તેમજ ગુજરાતીઓએ રચેલાં હિંદી તેમજ બીજી કોઇપણ ભાષાનાં પુસ્તકો.

(૨) ચિત્ર વિભાગ.

(ક) ગુજરાતના પ્રાચીન મકાનો, મંદિરો. મસીદો, મૂર્ત્તિઓ, વગેરેની છબીઓ તથા ચિત્રો. કાચપર, કાગળપર, હાથી દાંતપર. લાકડાં ઉપર અથવા બીજી કોઇ પણ વસ્તુ ઉપર પાડેલાં જુનાં ચિત્રો—ચિત્રવાળાં હાથના લખેલાં પુસ્તકો તથા જન્મોત્રીઓ, જે ચિત્ર ભીંત ઉપર હોય અથવા મોકલી શકાય એમ ન હોય તેની છબીઓ પણ સ્વીકારાશે. દરેક ચિત્રની નીચે તેની જાણવા જોગ હકીકતની એક ચીઠ્ઠી ચોંટાડવી.

(ખ) ગુજરાતીઓને હાથે ચિત્રાયલાં નવાં ચિત્રો—ગુજરાતનાં જંગલો નદીઓ પર્વતો, ગામડાંઓ વગેરે સીનસીનરી તેમજ ફળ, ફુલ, ઝાડ, પશુ પંખી વગેરેના ચિત્રો. જુદી જુદી જાતના પુરૂષ સ્ત્રી, બાળકો જેવાં કે બ્રાહ્મણો, વાણીયા ખેડુત, રબારી ભરવાડ, દુબળા મુસલમાન પારસી વગેરેના છુટા અથવા તહેવારના પ્રસંગના ચિત્રો. ગુજરાતના હિંદુ, મુસલમાન, મરાઠા અને બ્રીટીશ રાજ્યના વખતના મહાન બનાવો જેવા કે દરબારો, સવારીઓ, લડાઇઓ વગેરેના ચિત્રો. ગુજરાતી જૂના અને હાલનાં પુસ્તકો જેવાં કે નળાખ્યાન, ઓખાહરણ, સરસ્વતીચંદ્ર એમાં વર્ણવેલા કોઇ પ્રસંગનાં ચિત્રો, સંસ્કૃત પુસ્તકો જેવાં કે રામાયણ, મહાભારત, શકુંતલા, મેઘદૂત કાદંબરી, એમાં વર્ણવેલા પ્રસંગો. ચિત્રોની બાબતમાં નીચે પ્રમાણે સૂચના કરવાની છે.—

૧ ચિત્રોમાં પહેરવેશ ઠેકાણું, વગેરે બને ત્યાં સુધી ગુજરાતના રાખવા અંગ્રેજી, દક્ષિણી કે બંગાળી નહીં.

૨ ચિત્રો બિભત્સ અથવા કોઇની લાગણી દુખાય એવાં ન હોવાં જોઇએ.

૩ ચિતરનારની સહી ગુજરાતીમાં નીચે કરવી.

૪ ચિત્રની હકીકત એક ચીઠ્ઠીમાં લખી તે તેની નીચે ચોટવી.

ચિત્રો તેલના કે પાણીના રંગના, કોયલા કે પેનસીલ, જેણે વતી દોર્યાં હશે તે ચાલશે. ઉપર જણાવ્યા પ્રમાણેનાં ચિત્રોને બદલે છબીઓ કે ફોટોગ્રાફો હશે તો તેનો પણ સ્વીકાર કરવામાં આવશે.

## (૩) વસ્તુ વિભાગ.

(ક) આરસ પહાણ, પ્લાસ્ટર ઑફ પેરીસ, કાંઈપણ ધાતુ, માટી વગેરે કોઈ જાતનાં પુતળાંઓ, મૂર્તિઓ વગેરે, વગેરે.

(ખ) હાથીદાંત, સુખડ, લાકડાંનું કોતર કામ, ત્રાંબા, પીત્તળ, સોના ચાંદીનું કોતરકામ.

(ગ) ચીનાઈ તથા માટીનાં તથા ધાતુનાં વાસણો વગેરે.

(ઘ) ભરતકામ, રેશમી, ગરમ તથા સુતરાઉ સાડીઓ, લુગડાં, વગેરે, વગેરે પહેરવેશની વસ્તુઓ.

(ઙ) સોના, ચાંદી, ઝવેરાતના દાગીનાઓ.

(ચ) રાચ રચીલાંની વસ્તુઓ તથા શેત્રંજ, ચોપાટ, વગેરે રમત ગમતનાં સાધનોને લગતી વસ્તુઓ.

(છ) સતાર, સારંગી, વીણા, નાઉસ, દિલરૂબા, મૃદંગ, તબલાં વગેરે દરેક જાતના દેશી વાજીંત્રો.

(જ) ઉપર જણાવી ગયલા વિભાગમાં ન આવતી હોય એવી જે જે જુની વસ્તુઓ ગુજરાતના આગલા વખતનો ચિતાર આપણી આગળ રજુ કરે તેમજ જે જે નવી વસ્તુઓ ગુજરાતના લોકોની રસિકતા કેળવવામાં કામ લાગે એવી દરેક વસ્તુઓ.

ગુજરાતના સર્વ સજ્જન ગૃહસ્થોને વિનતિ કરવામાં આવે છે કે તેઓને ત્યાં જૂનાં પુસ્તકો, ચિત્રો તેમજ જે કાંઇ જૂની વસ્તુઓ પ્રદર્શનમાં મુકવા લાયક હોય તે, તેમજ ઉપર જણાવ્ય પ્રમાણે નવાં ચિત્રો કે વસ્તુઓ તૈયાર કરાવી મોકલી આપવી. આપણા બાપદાદાના વખતના જૂના સાહિત્યનો તથા જૂનાં ચિત્રો તેમજ જૂની વસ્તુઓનો ઉદ્ધાર કરવાને માટે આ પ્રદર્શન ભરવાની યોજના કરવામાં આવી છે તો તે બર લાવવામાં તેઓ પરિષદ્ મંડળને યોગ્ય સહાય આપશે.

જે કાંઇ પ્રદર્શનમાં મૂકવા મોકલવામાં આવશે તેની પહોંચ આપવામાં આવશે અને પ્રદર્શનનું કામ પુરૂં થયે પાછું સુપ્રત કરવામાં આવશે. દરમ્યાન તેની પૂરતી સંભાળ રાખવામાં આવશે.

પ્રદર્શનમાં મૂકેલો માલ વેચવાનો હશે તો દશ ટકા કમીશન લઈ વેચવાની વ્યવસ્થા કરવામાં આવશે.

બહારગામના માલ મોકલનારને રેલ્વે તરફથી સસ્તા ભાડાની સગવડ મળે એટલા સારૂ બંદોબસ્ત કરવામાં આવે છે તે થઇ જતાં તે લાભ તેઓને મળશે.

પ્રદર્શનમાં માલ મૂકનાર ગૃહસ્થે નીચે પ્રમાણેનું જ એક ફારમ ભરી તા૦ ૧૦મી મે સુધીમાં મોકલી આપવું કે જેથી કરીને તેઓના માલને વાસ્તે યોગ્ય

સગવડ કરવામાં આવે. માલ તા. ૧૮મી મે સુધીમાં મોકલી આપવો. આ તારીખ પછી મળેલા માલને પ્રદર્શનમાં મૂકવાને વાસ્તે અધિકારીઓ બંધાતા નથી.

| મોકલનારનું નામ. | વસ્તુનું નામ. | વિભાગ તથા પેટા વિભાગ. | પૂરેપુરૂં સિરનામું. |
|---|---|---|---|
| | | | |

પ્રદર્શનને અંગે સુરત નિવાસી શેઠ ભગુભાઇ રસિકદાસ તરફથી પ્રદર્શનમાં વ્હેંચવા માટે રૂ. ૩૦૦) ત્રણસોના ચાંદ નીચે પ્રમાણે આપવાની ગોઠવણ થઇ છે.

| સોનાનો ચાંદ. કિંમત | સોનાનો ચાંદ. કિંમત | રૂપાનો ચાંદ. કિંમત | બાબત. |
|---|---|---|---|
| | | | (૧) સર્વ પ્રકારના ઉત્તમોત્તમ ગુજરાતી ગદ્યપદ્ય સાહિત્ય માટે. |
| રૂ. ૫૦ | રૂ. ૨૫ | રૂ. ૫ ⎫ ૩ | ( ક ) સંપ્રદાયો અને પંથોનું સાહિત્ય. |
| | | ૫ | ( ખ ) જૈન સાહિત્ય. |
| | | ૫ ⎭ | ( ગ ) પારસી, મુસલમાન વગેરે લેખકોએ લખેલું સાહિત્ય. |
| | ૨૫ | ૫ | (૨) લોકગીત, લગ્નગીત, દુહા, કહાણીઓ વગેરેના સંગ્રહ માટે. |
| ૫૦ | ૨૫ | ૫ ⎫ | (૩) ઉત્તમોત્તમ ઐતિહાસિક લેખ. |
| | | ૫ | શિક્કા, તામ્રપત્ર, ખત, શિલાલેખ, |
| | | ૫ ⎭ | |
| ૪૦ | ૧૫ | ૫ | (૪) અપ્રસિદ્ધ અને ઉપયોગી ઉત્તમોત્તમ સંસ્કૃત, પ્રાકૃત અને ગુજરાતી લેખકોના હિંદી અથવા બીજી ભાષાના તેમજ બીજા સર્વ પ્રકારના ગ્રંથો માટે. |
| | ૨૫ | ૫ | (૫) વધારેમાં વધારે ગ્રંથો રજુ કરનારને. |

ચિત્ર તથા વસ્તુ વિભાગમાં વ્હેંચવા માટે પન્નાના નામદાર મહારાણી સાહેબ ઑન. મી જસ્ટીસ લલ્લુભાઈ શાહ, સર ચીનુભાઇ માધવલાલ બૅરોનેટ, શ્રીમંત સંપતરાવ ગાયકવાડ, માળીઆના કુમારશ્રી ગુમાનસિંહજી, વગેરે તરફથી દશ ચાંદો મળી ગયા છે અને તે ઉપરાંત બીજા મેળવવા પ્રયાસ ચાલે છે.

બંને વિભાગમાં ચાંદો ઉપરાંત સર્ટીફીકેટો આપવાની યોજના કરી છે.

પ્રદર્શનને લગતો તમામ પત્રવહેવાર સાહિત્ય પરિષદના મંત્રી, વાડીફળીઆ, સુરત, એ સરનામે કરવો.

વાડીફળીઆ,
સુરત.
તા. ૨૬–૪–૧૯૧૫

**મધુવચરામ બળવચરામ હોરા.**
પરિષદના કારોબારી મંડળના પ્રમુખ.

## પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદ્.

# ગ્રંથપ્રદર્શન.

## મંત્રીનો રિપોર્ટ.

પરિષદ્‌ની સાથે ગ્રંથપ્રદર્શન કરવાનો રિવાજ આગલી પરિષદોએ શરૂ કર્યો હતો. અહીં એ રિવાજને અનુસરવાનો ઠરાવ થયો, પણ એ ઠરાવ પ્રમાણે કામ કરવાનો વખત અમને બહુ મોડો મળ્યો. મે મહિનાની આખર તારીખોમાં પરિષદ્ ભરવાનો ઠરાવ થયો હતો; પણ તે વખતે સુરતમાં પ્લેગ ચાલતો હોવાથી છેક તા. ૧૦ મે સુધી પરિષદ્ ભરાશે કે મુલતવી રાખવી પડશે, એનો કશો નિર્ણય થતો નહોતો. જો કે મને સોંપેલું કામ ઘણા લાંબા વખતથી મેં ચાલતું કર્યું હતું; પણ પરિષદ્ ભરવાનું નક્કી થયા વગર લોકોને ત્યાંથી ગ્રંથો લાવીને કરવું શું? મૂળમાં ગ્રંથો મેળવવાની મુશ્કેલી, પછી અનિશ્ચિત મુદત સુધી નાખી મૂકવાને માટે આપે પણ કોણ? આ ગુંચવણમાં અમારો ઘણો વખત નકામો ગયો.

સારા ભાગ્યે પરિષદ્‌ના કાર્યવાહક મંત્રી શ્રીમાન્ મનહરરામ હરિહરરામ મહેતા એમની મને પૂર્ણ સહાય હતી. મારે જોઈતી હરેક પ્રકારની અનુકૂલતા કરી આપવા તે હંમેશ તત્પર રહેતા. હરકોઈ રીતે પ્રદર્શન સારામાંસારૂં થાય એ તેમની ઇચ્છા હતી. શ્રીમાન્ રણછોડરામ વાવાભાઈની પ્રેરણા અને મંત્રીની સહાય એથી હું ઉત્તેજીત થયો. શહેરમાંથી ગ્રંથો મેળવવામાં ડા. ઇશ્વરલાલ ગૌરીશંકર અને વૈદ્યભૂષણ ધીરજરામ કાશીનાથ પાઠકે મારી સાથે ફરીને પ્રયાસ ચાલતો રાખ્યો. મારા મિત્ર ચીમનલાલ ખુશાલચંદ મોદી તો મારા જમણા હાથ રૂપે મારા કામમાં રાત દહાડો મદદગાર થઇ રહ્યા. શેઠ ભગુભાઈ રસિકદાસ સટ્ટાવાળા એમણે રૂ. ૩૦૦ જેવી ઉદાર રકમ ગ્રંથપ્રદર્શન માટે આપવાનું જાહેર કરીને લોકોના ઉત્સાહમાં વધારો કર્યો. દિગંબર જૈનના તંત્રી શા. મૂળચંદ કસનદાસ અને સરૈયા છગનલાલ ઉત્તમચંદ એમણે દિગંબર જૈનોની વસ્તીવાળાં અનેક સ્થળોએ ફરીને એમના સંપ્રદાયના સાહિત્યનો બહોળો સંગ્રહ આણી આપ્યો. જૈન કોન્ફરન્સ હેરલ્ડના વિદ્વાન્ તંત્રી રા. મોહનલાલ દલીચંદ દેશાઇ અને શેઠ જીવણચંદ સાકરચંદ એમણે તો મને મદદ કરવા મારા જેટલાજ વખતથી પ્રયાસ ચાલતો કર્યો હતો. એમના તરફથી જૈનસાહિત્યનો બહુ ઉપયોગી સંગ્રહ મને મળ્યો. સાહિત્યના અભ્યાસી મુનિમહારાજ વિદ્યાવિજયજીએ ઉદેપુરથી કીમતી સંગ્રહ મોકલી આપ્યો. આમોદમાં સુયોગ્ય વકીલ જમાયતરામ ભાઇએ પોતાનો લાગવગ વાપરીને જથાબંધ ગ્રંથો મને મેળવી આપ્યા. આમ મિત્રોની સહાયથી થોડા વખતમાં હું ઘણું કામ કરવા શકિતમાન્ થયો.

પણ મારા કામમાં એક ત્રુટી રહી ગઇ ને એ માટે મને બહુ અસંતોષ થયો. પ્રદર્શન જોનાર સાક્ષરોના હાથમાં પ્રદર્શનના લેખોનો વિગતવાર કેટાલગ છાપીને આપી શકાયો હોત તો

જોનાર સાક્ષરોને તે ઉપયોગી થઇ પડત. આમ કરવાની અમારી ઇચ્છા હતી; પણ તેને માટે મને પૂરતો વખત મળ્યો નહિ. થોડા વખતમાં જથાબંધ ગ્રંથો તપાસીને તેનો વિગતવાર હેવાલ તૈયાર કરવો એ મારે માટે બહુ કઠણ કામ હતું. ભાઇ રણજીતરામ, રા. ઇશ્વરલાલ મહેશ્વરલાલ પટેલ બી. એ, અને માસ્તર દયાશંકર ભાઇશંકર શુક્લ મને મદદ કરતા હતા; પણ જુની લિપિ વાંચવાનો તેમને મહાવરો ન હોવાથી દરેક લેખની પાછળ મારે જાતે ધ્યાન આપ્યા વગર છુટકો નહોતો. આ સ્થિતિને લીધે બહારથી ગ્રંથો મેળવવાનું કામ છોડી દઇને મારે ફક્ત અંતર્વ્યવસ્થાના કામમાં ગુંથાઇ રહેવું પડયું અને તે છતાંએ મારાથી ધાર્યા પ્રમાણેનું કામ થઇ શક્યું નહિ.

પ્રદર્શનને માટે મેળવવાના લેખો સંબંધી અમે એવી ધારણા રાખી હતી કે કોઇ પણ જાહેર સંસ્થામાં સંગ્રહાએલા લેખો લાવીને તેનું પ્રદર્શન કરવું, એ કંઇ ખાસ કામ થયું ગણાય નહિ: પણ લોકોને ત્યાં પડી રહી નાશ પામતા થોડા ઘણા ગ્રંથો પણ બહાર લાવી શકાય તો તે ખાસ કામ થયું ગણાય. આથી અમે અપ્રસિદ્ધ સ્થળે રહેલા લેખો મેળવવા યત્ન કર્યો. અમારો કાર્ય પ્રદેશ ખાસ ગુજરાતી વાઙ્મયનો છે, એ ધ્યાનમાં રાખ્યા છતાં અમે એટલી છૂટ ભોગવવી જરૂરની ધારી હતી કે ગુજરાતી નહિ એવા વાઙ્મયના છતાં વિધાને લગતા કોઇ અપ્રસિદ્ધ અને મહત્ત્વના ગ્રંથો આ પ્રદર્શન દ્વારા બહાર આવતા હોય તો તે સંધિ નિષ્ફળ જવા દેવી નહિ. આથી અમે થોડાએક સંસ્કૃત અને હિંદીના ગ્રંથો પણ લીધા હતા. વૈદક અને જ્યોતિષને લગતા થોડાએક અપ્રસિદ્ધ અને ઉપયોગી ગ્રંથો અમે મેળવી શક્યા હતા.

ગુજરાતી વાઙ્મયમાં આજ સુધી નહિ જાણવામાં આવેલું એવું ઘણું સાહિત્ય આ પ્રદર્શનથી અજવાળામાં આવ્યું છે. ભાષા અને સાહિત્ય સંબંધીના ઘણા ભ્રમ દૂર થઇ શકે તેવા ઘણા લેખો અહીં પ્રસિદ્ધિમાં આવ્યા છે. પ્રદર્શનમાં મુકાયેલા લેખો જે સિદ્ધાંત બતાવતા હતા તેજ સિદ્ધાંતને પુષ્ટ કરનારો રા. રા ચીમનલાલ દલાલનો પાટણના જૈન ભંડારોની તપાસણીનો રિપોર્ટ આ પરિષદના પ્રસંગેજ પ્રસિદ્ધિમાં આવ્યો એ ખાસ ધ્યાન ખેંચે તેવો પ્રસંગ હતો. અપભ્રંશ અને પ્રાચીન ગુજરાતી વાઙ્મયને લગતી રિપોર્ટમાં જે નોંધો હતી તેવી નોંધો પ્રત્યક્ષ જોવા ઇચ્છનારને માટે આ બહુ અનુકૂળ સંયોગ હતો.

દિગંબર જૈનોનું ગુજરાતી સાહિત્ય જેને માટે ગુજરાતના વિદ્વાનો આજ સુધી કંઇ જાણતા નથી, તે આ પ્રદર્શન વડે બહુ સારા રૂપમાં પ્રસિદ્ધિમાં આવ્યું. ગુજરાતમાં એમની વસ્તી ઘણી થોડી છે અને એમના સાહિત્યને વિદ્વાનોની દૃષ્ટિ સમક્ષ લાવવાનો કોઇએ પ્રયત્ન કર્યો નહોતો, એથી એમનું વિશાળ સાહિત્ય આજ સુધી છેક અંધારામાં રહ્યું હતું. આ પ્રદર્શન વડે જોઇ શકાયું કે શ્વેતાંબર જૈનોના જેવુંજ આખેકુળ એમનું સાહિત્ય પણ છે. કદાચ અપભ્રંશ ભાષામાં તો શ્વેતાંબરોના કરતાંએ વધારે ગ્રંથો તેમનામાં છે.

લિપિ પર પ્રકાશ પાડનારૂં સાહિત્ય પ્રદર્શનમાં પૂરતું રજુ થયું હતું. તેમજ સજ્જોદરા અને ધમડાછાનાં તામ્રપત્રોએ ગુજરાતના ઇતિહાસને માટે ઉપયોગી અંશો પૂરા પાડયા છે.

આ સંગ્રહ શોધવાને અને તેનો અભ્યાસ કરવાને મને જેટલો સમય મળ્યો છે તેટલો સમય પ્રેક્ષકોને મળે નહિ, ને તેને લીધે સંગ્રહનાં મુખ્યત્વે તરફ મારૂં જેટલું ધ્યાન ખેંચાયું

છે તેટલું ધ્યાન તેમનું ખેંચાય નહિ એ સ્વાભાવિક છે. આથી મારા અવલોકનની થોડી એક નોંધો અહીં આપવી ઉપયોગી થઇ પડશે એમ મેં ધાર્યું છે. હું આશા રાખું છું કે વિદ્વાનોને તે ઉપયોગી થઇ પડશે.

આ નોંધ પૂરી કરતાં અત્યંત દુઃખદ અંતઃકરણથી એક શોકજનક બનાવનો ઉલ્લેખ કરવો પડે છે. ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના કાર્યવાહક અને ગુજરાતી સાક્ષરોના ભૂષણરૂપ શ્રીમાન્ રણજીતરામ વાવાભાઇ બી. એ. એમની સલાહ, મદદ અને શ્રમ વડે હું આ સંગ્રહ આ સ્થિતિમાં લાવી શક્યો. આ સંગ્રહ આ રીતે પ્રસિદ્ધ કરવો એ પણ તેમના આગ્રહનું પરિણામ છે, એમનું અકાળ અવસાન જેટલું એમના કુટુંબીઓને, એમના મિત્રોને અને મને દુઃખકારક નીવડ્યું છે, તેટલુંજ તે ગુજરાતી સાહિત્યને કાયમની ખોટરૂપ નીવડ્યું છે. એમના નિઃસ્વાર્થ કર્તવ્યનિષ્ઠ શબ ઉપર ગુજરાવના સર્વ સાક્ષરોએ આંસુ પાડ્યાં છે. મારે માટે તો એમની સ્મૃતિ અને મારાં આંસુ સદાએ સાથે રહેશે. એમના મરણ માટે આથી વધારે શબ્દો લખવા જેટલું મારા અંતઃકરણમાં ધૈર્ય નથી. પરમાત્મા એમને સદ્‌ગતિ આપે !

મણિલાલ બકોરભાઇ વ્યાસ.
મંત્રી ગ્રંથપ્રદર્શન.



# પ્રાચીન સાહિત્યનું અવલોકન.



પ્રાચીન સાહિત્યનો સંગ્રહ કરતાં અને તેને પ્રસિદ્ધ કરતાં એમ પૂછવામાં આવે છે કે " તમે આ કચરો ભેગો કરી કરીને કરશો શું ? શું તમે હજુ એમ ઇચ્છો છો કે લોકો કૃષ્ણગોપીનો વિલાસ ગાયા કરે ? એ કચરો લોકોના ઘરમાં ખૂણાખોચરામાં સડીને નાશ પામે છે, તે ગંધાતાં થોથાંને તેની વાજબી અવસ્થાએ પહોંચતાં બહાર કાઢીને તમે કરશો શું ? લોકોને હવે એવું સાહિત્ય ભાવતું નથી અને ભાવતું હોય તો પણ એ સાહિત્ય હવે જેટલું વહેલું અદૃશ્ય થઇ જાય તેટલું વધારે સારું છે. નાહક તમે તમારો વખત બરબાદ કરો છો, નાણાંની ખુવારી કરો છો અને લોકોને ઉલટા આડે માર્ગે દોરાવો છો. " પ્રાચીન સાહિત્યની પ્રવૃત્તિ કરનારે આ પ્રશ્નોનો જવાબ અવશ્ય આપવો જોઇએ. સાહિત્યની પ્રવૃત્તિ કરનારને માથે બહુ મોટી જવાબદારી રહી છે એ વાત કદી ભૂલવી જોઇએ નહિ. બંગાળામાં વૈદ્યને કવિ કહે છે, તેમ આપણે કવિને વૈદ્ય કહીએ તો તે બહુ ખોટું નથી. બંનેનું કામ પ્રજાના બળ બુદ્ધિ અને આરોગ્ય આયુષ્યનો વધારો કરવાનું છે. બંનેને દેશકાળ સ્થિતિ જોઇને પ્રવૃત્ત થવાનું છે. એકાદ ઉંટવૈદ્ય લોકોને માટે જેટલો ભયંકર છે, તેના કરતાં એકાદ અવિચારી સાહિત્યપ્રવર્તક લોકોને માટે વધારે ભયંકર છે. ઉંટવૈદ્ય બહુ તો પાંચ પચાસ માણસની જીંદગી બગાડીને અટકશે; પણ અવિચારી સાહિત્યપ્રવર્તક તો હજારો લોકોની પરંપરાને ખરાબીના માર્ગ પર દોરશે. આથી સાહિત્યપ્રવર્તકે એ અવશ્ય જોવું જોઇએ કે આ સાહિત્ય જનસમાજને હિતકર છે કે નહિ ? વૈદ્ય જેમ રોગીની નાડી જોઇને તેના શરીરમાં કયાં તત્ત્વો વધારે ઓછાં છે તે સમજે છે અને જે તત્ત્વો પ્રમાણ કરતાં વધારે હોય તેને ઓછાં કરવા તથા જે તત્ત્વો પ્રમાણ કરતાં ઓછાં હોય તેને વધારવા યોગ્ય ઔષધ આપે છે; તેમ સાહિત્યપ્રવર્તકે જનસમૂહની સ્થિતિ જોઇને તેમનામાં જે ગુણો મંદ પડતા હોય તેને ઉત્તેજીત કરવા અને જે દુર્ગુણો વધતા જણાતા હોય તેને ઓછા કરવા પ્રવૃત્તિ કરવી જોઇએ. કવિ જો આળસુ, મૂર્ખ અને બેદરકાર લોકો પાસે વૈરાગ્યનું સાહિત્ય મૂકે, બળવાન, ક્રૂર અને લોભી લોકોના હાથમાં મહત્ત્વાકાંક્ષાનું સાહિત્ય આપે અને રોગી, નિર્બળ, તથા વિલાસી લોકો પાસે શૃંગારનું સાહિત્ય મૂકે તો એવા સાહિત્યપ્રવર્તકને ઉંટ વૈદ્યના જેવુંજ બીજું કોઇ નામ આપવું પડે.

ખરી વાત છે કે આપણું પ્રાચીન સાહિત્ય મોટે ભાગે કથાવાર્તા રૂપ અને ઘણુંખરું એકદેશિય છે. અત્યારની પ્રજાને જીવનકલહની અસાધારણ હરીફાઇ વચ્ચે જમાનાના બરના માણસ થવા જે ગુણોની ખાસ આવશ્યકતા છે, તેવા ગુણોનું પોષણ કરવાની શકિત પ્રાચીન સાહિત્યમાં બહુ અલ્પ છે, અથવા તે મૂળગી છેજ નહિ એમ કહીએ તો ચાલે. પ્રાચીન સાહિત્યને અંગે વિવિધતા બહુજ ઓછી છે અને તે તે કાળની પ્રજાના જેટલુંજ દોષોથી પરિપૂર્ણ છેઃ પણ આટલા કારણથી તે નિરૂપયોગી કે નાશ કરી દેવા જેવું છે, એમ માની લેતા પહેલાં જરા વિશેષ વિચાર કરવો જોઇએ.

પ્રાચીન સાહિત્યનો વિચાર કરતાં સૌથી પહેલાં એ ધ્યાનમાં રાખવું જોઇએ કે તે આપણા પૂર્વજોનું સાહિત્ય છે. સાહિત્ય અને પ્રજા હમેશાં સાથે સાથે ચાલે છે. જેવી પ્રજા તેવું તેનું સાહિત્ય હોય છે, અને જેવું સાહિત્ય હોય તેવી પ્રજા હોય છે. આપણા ઐતિહાસિક પૂર્વજોની આબેહુબ છબીઓ આપણે જોવી હોય તો તે તેમણે નિર્માણ કરેલા સાહિત્યમાં આપણે જોઇ શકીએ છીએ. આપણા પ્રજાસમૂહમાં હાલ જે પ્રકારનું જીવન પ્રવર્તે છે, તે જીવન આવું કેમ છે, એનો ખરો ખુલાસો આપણને આ સાહિત્યમાંથી મળે છે. આપણે હાલ સંધિ કાળમાંથી પસાર થઇએ છીએ. આપણા પ્રાચીન પૂર્વજોના આચારવિચાર અને જીવન વ્યવહારના પ્રત્યક્ષ નમુના હજુ આપણે જોઇ શકીએ છીએ, પણ આ સંધિકાળ પછીના વખતમાં થનારી આપણી પ્રજાને પોતાના સમાજ બંધારણનાં મૂળ કઇ ભૂમિકામાં થઇને આવેલાં છે, તે પ્રત્યક્ષ જોવાનું મળશે નહિ. એમને એમનું આત્મજ્ઞાન થવાને માટે જે સાધનો ખાસ જરૂરનાં છે, તે સાધનો આ સાહિત્ય પૂરાં પાડે છે, ને તેથી આ સાહિત્યનો વિચાર કરવાં એકલું હાલની ઉપયોગિતાનીજ દૃષ્ટિએ નહિ, પણ તે ઐતિહાસિક વસ્તુ છે, ને તેથી તે જેમ ભૂતકાળની પ્રજાનું ધન છે તેમ તે ભવિષ્ય કાળની પ્રજાનો વારસો છે એ આપણે ભૂલવું જોઇએ નહિ. આપણે સારી પેઠે સમજવું જોઇએ કે આપણા પૂર્વજોની કૃતિને નષ્ટ કરવી એ તેમની હયાતીને નષ્ટ કરવા જેવું છે.

કચરામાં પડેલી અને સડીને નાશ પામતી આપણા પૂર્વજોની કૃતિ આપણને અત્યારે નિર્માલ્ય લાગે છે, પણ જેમણે તે કૃતિ કરી છે તેમને પોતાને તો તે પોતાની પ્રાણપ્રિય વસ્તુ હતી. તેમના જમાનાના માણસોને માટે પણ તે તેવી બહુમૂલ્ય વસ્તુ હતી. જે કાળે હજાર માણસની વસ્તીવાળા એક ગામમાં એક કે બે માણસો ભાગ્યે કાગળ પત્ર લખી શકે એટલું જ્ઞાન ધરાવતા હતા, તે કાળે કવિ થવું અને સંસ્કૃત ગ્રંથો ઉપરથી સાર લઇને પોતાની ભાષામાં લોકપ્રિય રચના કરવી, એ કામ કેટલું કઠણ હતું, તેનો ખરો ખ્યાલ આપણને આવવો શક્ય નથી. દેવની કૃપા, ગુરૂની કૃપા અને કવિઓની કૃપા માગીને પ્રાપ્ત કરેલી એમની એ કૃતિ આપણને વદન નિરૂપયોગી હોય તોપણ ભૂતકાળની પ્રજાનું એ મહા ધન હતું, એટલા પ્રદર્શનને ખાતર પણ આપણે તેને સંગ્રહિત અને સુરક્ષિત રાખવી જોઇએ.

પ્રદર્શનને ખાતર રાખવી હોય તો તે ઘણી રખાઇ ગઇ છે, ઘણાં પ્રાચીન કાવ્ય છપાઇ ગયાં છે અને ઘણા ગ્રંથો સંગ્રહાઇ ચૂકયા છે, એટલે હવે વધારે કચરો ભેગો કરવાની જરૂર નથી; એમ કહેવામાં આવે તો તેનો જવાબ એ છે કે જનસમૂહના વિવિધ વર્ગોમાં કેવા પ્રકારની ભાવનાઓનું કેટલું પ્રબળ હતું, એનો ખરો ખ્યાલ આપણને ત્યારેજ આવે કે જ્યારે તે તે દરેક ભાવનાઓનું સાહિત્ય સંપૂર્ણ સંગ્રહાયું હોય. ઉપલક ઉપલક થોડા ઘણા કવિઓ અને થોડાં ઘણાં કાવ્યો પ્રસિદ્ધિમાં આવે તેટલા ઉપરથી ઐતિહાસિક સત્યોનો ખરો ખ્યાલ આવે નહિ.

પણ પ્રાચીન સાહિત્ય એકલું પ્રદર્શન પૂરતુંજ કામનું નથી; તેનો ઉપયોગ બહુ વધારે છે. સાધારણ સમજના માણસોને માટે તો દુનિયાના મહાન્ પદાર્થો પણ સાધારણ છે; પણ

જેઓ વસ્તુમાત્રમાંથી તાત્વિકસાર જુએ છે, તેમને પ્રાચીન સાહિત્ય એ આપણા જનસમાજને ઓળખવાનો મહાન્ કીંમતી ખજાનો છે એમ લાગ્યા વગર રહે તેવું નથી. એ ખજાનો જેટલો વધારે પૂર્ણ હોય તેટલો તે વધારે ફળદાયી થાય.

સાહિત્યનાં વિવિધ અંગોનો સંપૂર્ણ સંગ્રહ થાય અને તેના માર્મિક અંશોનું સૂક્ષ્મ અવલોકન થાય તો જનસમાજની દૃષ્ટિ સમક્ષ અકલ્પિત અદ્ભુત રચના ખડી થાય. આપણે અને આપણો આખો સમૂહ કયા ચક્કર પર ચઢીને અટવાઇએ છીએ તે ભૂતકાળનાં સાધનો જોવાથીજ આપણને પ્રત્યક્ષ થાય. ભૂત કાળને બરાબર સમજીએ તોજ આપણે આપણને જાણતા (આત્મજ્ઞાની) થઇએ. આપણે કોણ અને આપણે હાલ છીએ તેવા કેમ થયા, એનો ખુલાસો આપણા ભૂતકાળમાંથીજ આપણને મળે. આપણે આપણો ભૂતકાળ સમજીને વર્તમાનને ઓળખતા થઇએ તોજ આપણા ભવિષ્યને સુધારવાની કુંચી આપણા હાથમાં આવે. પૂરાવાના સંગ્રહ સિવાય આમાંનું કંઇ પણ થવું શકય નથી.

પૂરાવો પ્રત્યક્ષ જોયા વગર જે કંઇ કલ્પના કરવામાં આવે તે ઉપરચોટીયા અને ખરાપણાને બદલે કેવળ તર્ક ઉપરજ આધાર રાખનારી નીવડે. આપણા દેશનાં ઇતિહાસનાં સાધનો શોધનાર પરદેશી શોધકોએ પોતાની કલ્પનામિશ્રિત જે ઇતિહાસ આપણને આપ્યો છે, તેજ ઇતિહાસને આપણે ખરો માનીને ચાલીએ છીએ. અને તેમના અભિપ્રાયની એકાદ બાજુ પકડીને તે ઉપર મનસ્વી ઇમારતો ચણીએ છીએ, પણ જો ઇતિહાસનાં સાધનો—જે સાધનો વડે તે પરદેશી શોધકો ઇતિહાસકાર થયા તે સાધનો આપણી દૃષ્ટિ સમક્ષ પડયાં હોય, અને આપણે પોતે તે સાધનોનો અભ્યાસ કરીને ઐતિહાસિક તત્ત્વ સમજવાનો પ્રયત્ન કરતા હોઇએ તો આપણે પોતે ઇતિહાસકાર થઇ શકીએ. ઇતિહાસનો અભ્યાસ કરવાથી આપણે ઇતિહાસજ્ઞ થઇએ, પણ ઇતિહાસનાં સાધનોનો અભ્યાસ કરવાથી તો આપણે ઇતિહાસકાર થઇ શકીએ. સાહિત્યનાં સાધનોનો સંગ્રહ અને અભ્યાસ આટલા માટે જરૂરનો છે. થોડા ઘણા સંગ્રહથી વસ્તુસ્થિતિનું યથાર્થ દર્શન થઇ શકે નહિ. કયા કાળે કેવા પ્રકારની કલ્પનાઓનું કેટલું જોર હતું, તે એ સંગ્રહ જેટલો વધારે પૂર્ણ હોય તેટલું વધારે સારી રીતે સમજાય. કઇ કલ્પનામાંથી કઇ કલ્પના જન્મ પામી, નવી કલ્પનાને પોષક સાધનો કયાં મળવાથી તે સબળ થઈ, કઇ કલ્પનાઓ પોષણને અભાવે નિર્બળ રહી અથવા નાશ પામી, તે આ સંગ્રહની પૂર્ણતાથી આપણને સમજાય. સર્વ કોઇ આ સંગ્રહના અભ્યાસી થઇ શકે નહિ, ને સર્વ કોઇને આ સંગ્રહ ઉપયોગી થઇ શકે નહિ પણ હજારો કે લાખોમાં એક જે આનો અભ્યાસ કરે તે બીજા હજારો કે લાખોને દિવ્યજ્ઞાન આપી શકે. સંગ્રહ મૂળમાંજ ન હોય તો આપણને કોઇ જર્મન કે ઇટાલિયન જે કોઇ પરદેશી અભ્યાસી કહે તે "બાબા વાકય પ્રમાણ" માનીને ચાલવું પડે.

આપણી હાલની જરૂરીયાતની દૃષ્ટિએ જોઇએ તો હજુ આપણો મોટો સમૂહ કેવળ અભણ છે. જનસમાજનો અર્ધોઅર્ધ ભાગ—સ્ત્રી સમૂહ એ અવસ્થામાં છે. એમનાથી થોડી ઉતરતી સંખ્યા અભણ અને અધકચરા (થોડું ઘણું ભણેલા) લોકોની છે અને જેમને કેળવા-

ઘણા કહેવામાં આવે એવા લોકો સેંકડે દશ પણ છે નહિ. આ સ્થિતિમાં સમગ્ર વર્ગ ધર્મમાં શ્રધ્ધાભક્તિવાળો રાખનાર, એ લોકોના જીવનને રસભર્યું કરનાર અને તેમને અનેકાનેક પ્રકારનું સુધારણાનું શિક્ષણ આપનાર જે કંઇ સાધન છે તે મોટે ભાગે આ પ્રાચીન કાવ્યો છે. પ્રાચીન કાવ્યોને એ લોકો શ્રધ્ધાભક્તિથી આરાધે છે. પ્રાચીન કાવ્યો એજ એમનું ગાયન ભજન અને શિક્ષણ છે. કેટલાક લોકો તેમાંના અમુક ભાગનો નિત્ય પાઠ કરે છે. પ્રભાતીઆં, નાહ્યા પછીનાં સ્તુતિસ્તોત્ર, સંધ્યા સમયની વંદના, રાત્રિનાં ભજન, વાર તહેવારના ઉત્સવનાં પદો એ બધામાં આ પ્રાચીન કાવ્યો એજ આ લોકનું આલંબન છે. શું આ બધું તેમની પાસેથી લઇ લેવું જોઇએ ? લઇ લઇએ તો તેમનું જીવન વધારે જડ નહિ થાય ? નવું સાહિત્ય જે કેળવાયલા લોકોની પાસે પડયું છે તે તેમને ભાવતું હોય તો તેનો ઉપભોગ કરવાને તેમને કોઇ રોકતું નથી, પણ તે તેમને ભાવતું નથી. તેમને તે સદતું નથી અને બળ જબરીથી કંઇ થઇ શકે એવું નથી. એટલે એમને જે પ્રિય છે તેજ તેમની પાસે વધારે સારા જથામાં હોય તો તેમાંથી તેઓ સારામાં સારૂં પસંદ કરી શકે. પ્રાચીન સાહિત્ય બહોળું અને વિવિધ ભાવનાઓને પોષણ આપનારૂં જેટલું વિશેષ હોય તેટલું તે જુદી જુદી વૃત્તિના લોકોને હિતકારક થઇ પડે.

કેળવાએલા લોકોનો વિચાર કરીએ તો તેમને માટે પણ પ્રાચીન સાહિત્ય ઓછું ઉપયોગી નથી. હાલના કેળવાયલા સમૂહના જીવનનો અભ્યાસ કરનાર કોઇ પણ વિચક્ષણ માણસ કબુલ કરશે કે કેળવાએલા લોકોના જીવનમાંથી રસવૃત્તિ તદન ઉડી ગઇ છે. રસ-જે માણસના જીવનને આનંદમય કરી મૂકનારી વસ્તુ છે, જે જીવનમાં ચૈતન્ય પ્રેરનારી વસ્તુ છે અને જે જીવન વ્યવહારના અનેક પ્રકારના ભારને ફૂલના દડા જેવા હલકા અને મનોહર બનાવનારી વસ્તુ છે તે આ સમૂહના જીવનમાંથી ઉડી ગયા જેવી થઇ ગઇ છે. કારણો ગમે તે હો, પણ એટલું નિઃસંશય છે કે જીવનને પોષણ આપનારી આ વસ્તુના અભાવે કેળવાયલા લોકોનાં જીવન નીરસ-શુષ્ક થઇ ગયાં છે. તેમના ચહેરા અને એમનાં કાવ્યોમાં એમના આ આંતર જીવનનું આલેખન સ્પષ્ટ થાય છે. કેળવાએલા લોકોનાં કાવ્યો તેમના જીવન અને વ્યવહારની પેઠે કૃત્રિમ અને રસ વગરનાં છે. નીરસ ગોખણો ગોખનારની રસવૃત્તિ પોષાય નહિ એ તદન દેખીતું છે. તત્ત્વજ્ઞાન અને ડહાપણની ધાનો કંઇ રસવૃત્તિનું પોષણ કરી શકે નહિ. ડહાપણનો ભાર તો ઉલટો રસવૃત્તિને કચરી નાખે છે. શરીરની અને મનની કળીએ કળી ખીલી ઉઠે, જીવન ઉલ્લાસ ભાવથી ભરાઇ જાય, અને વ્યવહાર રમકડા કે ફૂલની પેઠે વગર ભાર લાગ્યે ઉપાડી લેવાય એવી રસિકતા સ્કુલ કોલેજોના શિક્ષણથી મળી શકે નહિ. જીવનમાંથીજ રસ મળી શકે. જીવતા સમાજ અને તેના સાહિત્યમાં એકજીવ થવાથીજ રસનો પ્રદુર્ભાવ થઇ શકે. આપણો સમાજ-આપણો લોકસમૂહ અભણ, અજ્ઞાન અને મૂર્ખ છે, એની ભાવના કેળવાએલા લોકોના મનપર સજ્જડ થઇ ગયેલી હોય છે ને તેથી લોક સમૂહના જીવનમાં તેમનું જીવન એકાકાર થઇ શકતું નથી. આ ભિન્નતાને લીધે લોકસમૂહની રસિક ભાવનાઓનો પટ તેમના અંતઃકરણપર બેસતો નથી. અંગ્રેજ જનસમાજ અને અંગ્રેજી સાહિત્ય વડે એક અંગ્રેજની રસવૃત્તિનું જેવું પોષણ થાય તેવું આપણી વૃત્તિનું પોષણ થતું નથી, કારણ કે આપણે જે શિક્ષણ લઇએ તે કેવળ ઉપરવાડેથી લીધેલું હોય છે.

અમુક પ્રકારના વિચારો જનસમાજને અત્યંત હિતકારક હોય પણ જ્યાંસુધી એ વિચારો લોકોને ભાવતી રીતે તેમના આગળ મુકવામાં ન આવે ત્યાં સુધી તેમનાથી તે ગ્રહણ કરી શકાય નહિ. ખરૂં કહીએ તો સાહિત્ય નિર્માણ કરનારનું કામ ચતુર ગૃહિણીના જેવું છે. ઘરનાં નાનાંમોટાં સર્વ હોંસે હોંસે ખાય અને સર્વને આયુષ્ય આરોગ્ય અને બલવર્ધક થઈ પડે તેવી વાનીઓ તેણે બનાવવી જોઇએ. નવી વહુમાં તેવી આવડત હજુ આવી નથી. સાદી, સ્વાદવાળી અને પુષ્ટિકારક વાનીઓ બનાવવાનું કામ મા પાસેથી કે ઘરડાં સાસુજી પાસેથી તે શીખી નથી. વઘૂંતાવ્યું અને મળ્યુંતંખું બનાવવાનું નિશાળમાં તે શીખી છે; પણ ઘરનાં ને તે ભાવતુંએ નથી અને પથ્ય પડતું પણ નથી.

**ગદ્ય અને પદ્ય.**

પ્રાચીન સાહિત્ય ઉપલક ઉપલક જોઇજનારને જ્યાં ત્યાં પદ્યજપદ્ય સિવાય બીજું કંઇ નજરે પડે એવું નથી. ગુજરાતી મુકીને સંસ્કૃત સાહિત્ય તરફ જુએ તો પણ વાંચી જવાની હિંમત પણ બીડી ન શકાય એવા પુરાણોના થોકડા તેમજ મહાભારત અને રામાયણનાં મહાન્ કાવ્યો એ પદ્યમાં છે. નાટકો અને કાવ્યોમાં અપવાદરૂપ થોડુંએક બાદ કરીએ તો બાકી બધું પદ્યમય છે. જ્યોતિષ અને વૈદક તરફ જુએ તો તે પણ પદ્યમય છે. જ્યાં ત્યાં બધું પદ્યજ નજરે પડતાં જોનારને એમ લાગે કે પ્રાચીન કાળે ગદ્યરચના થઇજ નથી, જે કંઇ લખતું તે બધું પદ્યમય લખાતું. ઉપલક અભ્યાસ કરનારાઓએ ઘણીવાર આવાં અનુમાન કર્યાં છે. વાસ્તવિક જોઇએ તો ગદ્યવ્યવહાર એ જનસમાજની સ્વાભાવિક પ્રવૃત્તિ છે. બાળક બોલતાં શીખે છે ત્યારથી અને લખતો વાંચતો થાય છે ત્યારે પણ ગદ્યવ્યવહાર એ તેની પ્રથમ પ્રવૃત્તિ હોય છે. ગદ્ય સ્વાભાવિક છે ને પદ્ય શ્રમસાધ્ય છે. ગદ્યનો વ્યાપાર સર્વ કોઇ કરી શકે, પણ પદ્યનો વ્યાપાર તો ખાસ એ દિશામાં પ્રયત્ન કરનારજ કરી શકે. આમ ગદ્યની પ્રવૃત્તિ સ્વભાવસિદ્ધ છે; વળી તે રચનારને અને વાંચનારને બેઉને સુગમ પડતું છે અને સાહિત્યવિકાસને માટે ગદ્યનો આશ્રય લેવો એ જરૂરનું છે; તો પછી પ્રાચીન કાળના લેખકોએ ગદ્યને બદલે પદ્યનું અનુસરણ કેમ કર્યું ? આખા પ્રાચીન સંગ્રહમાં ગદ્ય જેવું તો કંઇ નજરેજ પડતું નથી અને બધું પદ્યજપદ્ય એમ કેમ છે ? આ પ્રશ્નનો જવાબ એ છે કે આપણે હાલ છાપખાનાના જમાનામાં હોવાથી પ્રાચીન કાળના સાહિત્યપ્રચાર અને સાહિત્યસંગ્રહની મુશ્કેલીઓ ઘણીવાર ભૂલી જઇએ છીએ. અત્યારે આપણે એકાંતમાં બેસીને વાંચીએ છીએ એટલે પ્રાચીનકાળે પણ એમજ વાંચતા હશે એમ આપણને લાગે છે. એકાંતમાં બેસીને જેનું મનન કરવા જેવા ગ્રંથો તો પ્રાચીનકાળે પણ ગદ્યમાંજ રચાતા હતા. કાવ્ય, પુરાણ, સ્મૃતિ, જ્યોતિષ કે વૈદક કોઇપણ પ્રકારના ગ્રંથ ભણવા ઇચ્છનારાઓ માટે પદ્યસંગ્રહ ઉપર ગદ્યની ટીકાઓ અને ટીપણો કરવામાં આવતાં. ભણનારાઓ અને એકાંતમાં મનન કરનારાઓ એકચિત્તે આ વિશાળ વિવેચનમાં ઉતરતા અને તેનો અભ્યાસ કરતા. ષડ્દર્શન અને ન્યાયના ગ્રંથો તેમજ ઉપનિષદાદિ વેદાંત ગ્રંથો એકાંતમાં શ્રવણ મનન કરવા જેવા હોવાથી એ ગ્રંથો ગદ્યમાંજ રચાયા છે. સંસ્કૃતની પેઠે ગુજરાતી સાહિત્યમાં પણ લોકોપયોગી બધા સંસ્કૃત ગ્રંથોનાં ભાષાંતર ગુજરાતી ગદ્યમાંજ થયાં છે. * જૈનસૂત્રો જે જૈન

---

* શ્રી ફાર્બસ ગુજરાતીસભા તરફથી પ્રાચીન સાહિત્યશોધનું કામ કરવાં આવતાં ઘણા ગ્રંથો મારા જોવામાં આવ્યા છે. ભાગવત, મહાભારત, પંચોપાખ્યાન, ગીતા, જ્યોતિષ

ધર્મના તત્ત્વનિર્ણયના ગ્રંથો છે. તે મૂળ પ્રાકૃતભાષામાં સૂત્રરૂપ છે, તેના ઉપર જૂની ગુજરાતી ભાષાના કાળે ટબાઓ અને વાર્તિકો રચાયાં છે. એ વાર્તિકોને 'બાલાવબોધ' કહેવામાં આવે છે. આ બાલાવબોધ ગદ્યમાં છે. ટબા એટલે શબ્દાર્થ. શબ્દાર્થ તો પદ્યમાં હોઇ શકેજ નહિ એ દેખીતું છે. આમ સંસ્કૃતમાં તેમજ ગુજરાતીભાષામાં પ્રાચીન કાળે પણ જે કંઇ અભ્યાસ કરવા જેવું-એકાંતમાં વાંચીને સમજવા જેવું હતું તે તો ગદ્યમાંજ લખાતું હતું. જ્યોતિષ વૈદ્યક વગેરે અભ્યાસ કરવા જેવા વિષયો મૂળમાં પદ્યમાં રચાયા છે તેનું કારણ એ છે કે એ ગ્રંથોની એ પ્રમાણેની રચના ના હોત તો તે ગોખીને મોંઢે કરનારાઓ માટે અનુકૂળ થાત નહિ. જે કંઇ વિષય શીખવામાં આવે તે ગોખીને મોંઢે કરવાની રુઢિ છેક વેદકાળથી આપણા લોકોમાં ચાલતી આવી છે. આ રૂઢિને લીધેજ વેદ જેવા અતિ પ્રાચીન ગ્રંથો અત્યાર સુધી જળવાઇ રહ્યા છે. જે કાળે લેખનકળા હતી કે નહિ એ પણ આપણે નક્કી કહી શકીએ એવું નથી, તે કાળથી ચાલતી આવેલી રુઢિ પ્રમાણે આપણા પૂર્વજો ભણવા જેવા બધા વિષયો મોંઢે કરી લેતા. મોંઢે કરી લેવાનું અનુકૂળ થાય એટલા માટે બની શકે ત્યાં સુધી દરેક વિષયને પદ્યમય અથવા સૂત્રરૂપ કરી લેવો પડતો. સૂત્રો અને પદ્યો થોડા શ્રમે મોંઢે ચઢી જતાં અને તે જીંદગી સુધી યાદ રહેતાં. *

પ્રાચીન કાળે લખવાનાં સાધન પણ હાલના જેટલાં વિપુલ નહોતાં. કાગળ ઉપરનો જૂનામાં જૂનો લેખ મારા જોવામાં આવ્યો છે તે સંવત ૧૩૫૦ નો હતો. સંવત્ ૧૨૦૦ ની લગભગમાં આપણા દેશમાં કાગળ વપરાતા થયા. એ પહેલાં ગ્રંથલેખનને માટે તાડપત્રો એજ મુખ્ય સાધન હતું. લાંબાં સમય સુધી જળવાઇ રહે એવા લેખો કાપડ ઉપર કે તાંબાના પત્રા ઉપર લખવામાં આવતા અને લોકસમૂહની જાણમાં રહે એવા લેખો પત્થર પર કોતરીને તે પત્થર જાહેર જગાએ ચોટાડવામાં આવતા. તાડપત્રો સાચવી રાખવાનું કામ બહુ મુસ્કેલ હતું. જરાએક મરડાતાં ભાગી જાય એવી એ વસ્તુ હોવાથી બહુ સંભાળથી તેનો ઉપયોગ કરવો પડતો. તાડપત્રોમાં બીજો એક દોષ એ હતો કે લાંબો વખત પડ્યાં રહે તો તેને ઉધેઇ (જંતુ) લાગી જતી. જૂનામાં જૂના તાડપત્રના ગ્રંથો આપણને મળે છે તે સંવત્ ૧૧૦૦ની લગભગના હોય છે. એથી વધારે જૂના તાડપત્રના ગ્રંથો મળતા નથી. જે કોઇ વાંચી શકે તે બધાથી સારા મરોડદાર અક્ષરે કાયમ જળવાઇ રહે તેવા ગ્રંથો લખવાનું બની શકે એ શકય નથી. આથી પ્રાચીનકાળે લખવાના ખાસ કામ પર સેંકડો લોકો લાગી રહેતા. સારા મરોડદાર અક્ષરે તેઓ લખતા અને લોકો તે ગ્રંથો વંશપરંપરા જાળવી રાખતા. પુસ્તક એ પ્રાચીન કાળે એક મીલકતરૂપ વસ્તુ હતી. લહિઆઓને લખવાના બદલામાં દર હજાર શ્લોકે બે, ત્રણ, ચાર, પાંચ કે તેથી પણ વધારે રૂપિયા આપવા પડતા. બત્રીસ

---

સામુદ્રિક, વૈદ્યક, વાસ્તુશાસ્ત્ર અને બીજા અનેક વિષયના ગ્રંથોનાં ગુજરાતી ગદ્ય ભાષાંતર સંવત્ ૧૬૦૦ ની લગભગમાં થયાં છે.

* હાલની કેળવણીની પદ્ધતિમાં મોંઢે કરવા જેવા વિષયો પણ પદ્યમાં હોવાને બદલે ગદ્યમાં હોય છે. આ વિષયો મોંઢે કરી લેતાં વિદ્યાર્થીઓને કેટલો શ્રમ પડે છે તે જેમણે જોયું અથવા અનુભવ્યું હોય તેજ જાણે. અતિ પરિશ્રમે મોંઢે કરેલા વિષયો પણ પાછળથી ભૂલી જવાય છે. પદ્ય રચનાથી આ એક મુસ્કેલીઓ ઓછી થઇ જાય છે.

અક્ષરનો એક શ્લોક ગણાતો. દરેક ગ્રંથને છેડે એ ગ્રંથ કેટલા શ્લોકનો છે તે લખવામાં આવતું ને એ ગણત્રી પ્રમાણે લહિઆઓ પૈસા લેતા. લખવાની આવી મુશ્કેલીને લીધે લખાણ જેમ બને તેમ ટુંકું કરવું એ જરૂરનું હતું. પદ્ય રચનામાં રચનારને હંમેશા મર્યાદિત રહેવું પડે છે ને તેથી તે બને તેટલું સંક્ષિપ્તમાં લખાય છે.

પ્રાચીન સાહિત્ય પદ્યમય હોવાનાં આ કારણો ઉપરાંત બીજું એક વધારે સબલ કારણ એ હતું કે એ કાળનું વાચન હાલના વાચન જેવું આત્મતૃપ્તિનું વાચન નહિ પણ પર પ્રસન્નતાનું—સભારંજનનું વાચન હતું. મહાભારતનાં આખ્યાનો કે સદેવંત સાવલીંગાની વાર્તા, ઉત્સવનાં પદો કે વિવાહનાં ધોળમંગળ, વિયોગાવસ્થાના દુહા કે પ્રાતઃસ્તુતિનાં પ્રભાતીઆં જે કંઇ હતું તે બધું પોતાની અંતઃતૃપ્તિને માટે નહિ પણ સામાને સંભળાવવા અને તેમને પ્રસન્ન કરવાને માટે રચાયેલું હતું. એના રચનારાઓએ લોકપ્રસન્નતાનો ઉદ્દેશ ધ્યાનમાં રાખીને તે રચ્યું હતું. પ્રાચીન કાવ્યો છંદોબદ્ધ ઘણાં ઓછાં છે ને રાગરાગણીમય ઘણાં છે તેનું કારણ પણ આ છે. પ્રાચીન કાવ્ય રચનારાઓ ઘણેભાગે કથાકારો હતા અથવા કથાકારોને માટે તે રચવામાં આવ્યાં હતાં. કથાકારોજ એ કાવ્યો વાંચતા; અને બીજા જે લોકો વાંચતા તે પણ પોતાના ઘરનાં અને આડોશીપાડોશીઓને ભેગાં કરીને તેમની વચ્ચે બેસી વાંચતા. સુરત જીલ્લાનાં ગામડાંના ખેડુતોના ઘરમાંથી મળતા ગ્રંથો વિષ્ણુદાસનું રામાયણ, વિષ્ણુદાસ, ભાઉ, નાકર વગેરેનાં મહાભારતનાં પર્વો, શામળભટની વાર્તાઓ અને વાર તહેવારના ઉત્સવનાં પદો એ બધું તેમણે પોતાને માટે લખાવેલું હોવાની એ ગ્રંથો ઉપર નોંધ હોય છે. ચોમાસામાં જ્યારે ખેતરોમાં કામ કરી શકાય એવું ન હોય તેવા દિવસોમાં ગામમાં એકાદ બે ભણેલા હોય તે આ ચોપડા કાઢીને વાંચતા અને આડોશીપાડોસી ભેગાં થઇને તે સાંભળતાં. આમ પ્રાચીન કાળના વાચનનું લક્ષબિંદુ હાલના વાચન કરતાં જુદા પ્રકારનું હોવાથી એ કાળને માટે પદ્યરચના એજ જરૂરની વસ્તુ હતી. જ્ઞાનનો પ્રચાર કરવાનો માર્ગજ એ હતો. એ કાળે હાલની પેઠે ઘેર ઘેર ભણેલા નહોતા, તેમ હાલની પેઠે બજારમાં જઇને કે કાંઈ લખીને પુસ્તક મંગાવી શકાય એમ પણ હતું નહિ; એટલે થોડાથી ઘણું કામ થઈ શકે એવો પદ્ય રચનાનો માર્ગ તેમણે લીધો હતો.

**પ્રાચીન સાહિત્યનું વલણ.**

હિંદુ પ્રજાના સમાજ અને સ્વભાવ બંધારણથી અજાણ્યો કોઇ પરદેશી ગુજરાતી ભાષાનું ૫૦૦–૬૦૦ વર્ષનું પાછલું સાહિત્ય જુએ તો તે તો આશ્ચર્યમાંજ ગરકાવ થઇ જાય. તેને આ વાતનો ખુલાસોજ જડે નહિ કે જે કાળે દેશમાં સર્વત્ર અશાન્તિ, જુલમ, મારામારી, લૂંટફાટ અને ધર્મદ્વેષથી લોકો ત્રાહ ત્રાહ પોકારી રહ્યા હતા, જે કાળે સેંકડો દેવળો અને દેવમૂર્તિઓ ભાંગીને તેના વડે મસીદો બનાવવામાં આવતી હતી, જે કાળે મોટાં મોટાં રાજકુળો નષ્ટ ભ્રષ્ટ કરી વટલાવી મારવામાં આવતાં હતાં, જે કાળે સેંકડો સ્ત્રીપુરુષોને જોરજુલમથી ધર્મભ્રષ્ટ કરવામાં આવતાં હતાં, જે કાળે ધર્મ અને આબરૂના રક્ષણ માટે લોકોને ઘર ગામ છોડી એકથી બીજો અને બીજાથી ત્રીજા પ્રાન્તમાં નાસતા ફરવું પડતું હતું, તે કાળનું સાહિત્ય ગુસ્સા અને ઝનૂનથી ઉભરાઇ જતું હોવાને બદલે જાણે કંઇ બન્યુંજ ન હોય એમ દુઃખ શોકનો એક ઉદ્ગાર સરખો પણ નહિ અને ઉલટું જ્યાં ત્યાં ભજનકીર્તન અને રંગરાગજ

ચોથતા રહ્યા જણાય છે એનું કારણ શું હશે ? હિંદુ પ્રજાના બંધારણથી અજાણ્યા માણસને આ ભેદ સમજાય એવો નથી, પણ આપણે તે સહજ સમજી શકીએ. હિંદુ પ્રજામાં વર્ણવ્યવસ્થા જડ થઇ ગયા પછી રજપુતો સિવાયની બીજી ત્રણ વર્ણની પ્રજા શતકોનાંશતકોથી એવો વિચાર ધરાવતી આવી છે કે રાજકીય બાબતમાં ગુસ્સાથી કે બળપૂર્વક કંઇ કરવા જેવું આપણે માટે તો છેજ નહિ. રાજાએ પ્રજાને પોતાના પુત્રની પેઠે પાળવી જોઇએ, પ્રજાની હરકતો જાણી લેવા રાજાએ અખંડ ઉદ્યુક્ત રહી તેનું નિવારણ કરવું જોઇએ અને લોકોએ રાજાની આજ્ઞા શિરમાન્ય કરીને ચાલવું જોઇએ. રાજાનું કોઇ કામ પ્રજાને અણગમતું હોય અથવા પ્રજાની કોઇ ફરિયાદ રાજા સુધી પહોંચતી ન હોય તો પ્રજાએ અરજી કરીને અથવા બહુ તો હડતાળ પાડીને પોતાનો પોકાર રાજાના કાન સુધી પહોંચાડવો. આટલું કર્યા છતાં પણ જો રાજા ન માને તો પછી 'રાજાનો કોઇ રાજા છે ?' જે કંઇ થાય તે સહન કરી લેવું એ સિવાય બીજો ઉપાયજ નથી, આવી માન્યતા લોકોમાં દૃઢ થઇ ગઇ હતી. ત્રણ વર્ણની પ્રજાએ હથિયાર છોડયાં ત્યારથી તેમનો આત્મરક્ષણનો હક પણ તેમણે છોડી દીધો હતો. કરોડો હિંદુઓથી વસાયેલો દેશ મુઠીભર પરદેશી મુસલમાનોએ આવીને હાથ કરી લીધો અને હાથ કરી લીધો એટલુંજ નહિ પણ લોકોને ત્રાહ ત્રાહ પોકરાવી દીધા તે પ્રજા સમૂહના ત્રણ ભાગની આ માઠી સ્થિતિને લીધે હતું.

મ્લેચ્છોના પ્રાદુર્ભાવને આપણા પૂર્વજો દૈવકોપ માનતા હતા. મહમદ બેગડાએ ચાંપાનેર ઉજાડ કર્યું અને ત્યાંના રજપુત રાજ્યનો અંત આણ્યો તે ત્યાંના રાજા ઉપર કાળિકા માતાનો કોપ થયો તેને લીધે હતું. જુનાગઢના રાજાને મુસલમાન કર્યો તે તે રાજાને એક ચારણ બાઇએ દીધેલા શાપથી થયું. આવાં આવાં કારણો શોધી કાઢીને દૈવકોપ શમાવવા માટે તેઓ દેવોની માનતા અને બાધાઆખડીઓ કરવામાં મન વાળતા. "પરમેશ્વર કરે તે ખરૂં." "હજાર હાથનો ધણી કરે તે ખરૂં," એવા નિરાશાના ઉદ્ગાર જેના તેના મોંમાં સાધારણ થઇ ગયા હતા. એમનાં શરીર આપણી હાલની પ્રજાના કરતાં વધારે સુદૃઢ હતાં, હથિયાર પકડવાને એમને હાલના જેવી કાયદાની બંધી નહોતી, હથિયાર મેળવવાં એ પણ કંઇ બહુ મુશ્કેલ નહોતું, તેઓ ધારે તો બળપૂર્વક પોતાના દુશ્મનોનો પ્રતિકાર કરી શકે એવાં સર્વ સાધન તેમને અનુકૂળ હતાં; પણ લાંબા કાળના પુરૂષાર્થહીન વિચારો તેમના અંતઃકરણ ઉપર એટલા સજ્જડ ચોંટી બેઠા હતા કે જુલમનો પ્રતિકાર કરવાની વૃત્તિ કે હિંમત તેઓ કરતાજ નહોતા.

**ભાટચારણોનું સાહિત્ય.**

જુલમની સામે તિરસ્કાર અને તેનો પ્રતિકાર કરવાની તત્પરતા એ ગુણ રજપુતોમાં હતા. એમના એ ગુણોનું પોષણ કરનારૂં સાહિત્ય ઘણા લાંબા કાળથી ચાલતું આવેલું અને સર્વત્ર પ્રસિદ્ધ હતું. એમને માટે નવીન સાહિત્ય પણ રચાતું હતું; પણ એ સાહિત્ય ઘણે ભાગે દેશની વ્યાપક ભાષા અપભ્રંશ કે હિંદીમાં રચાતું હતું. પાટણના રજપૂતરાજ્યનો કાળ એ ઘણુંખરૂં આખા દેશમાં રજપુતોની જાહોજલાલીનો કાળ હતો, ને તેથી એ કાળે એમનું સાહિત્ય પણ પૂરતું ખીલેલું હતું. ભાટચારણો એ એ સાહિત્યના પ્રવર્તક હતા. રજપુતોમાં તેમજ રાજકીય પુરૂષોમાં સર્વત્ર તેમનો મોટો સત્કાર થતો હતો. આ કાળ તે અપભ્રંશ ભાષાનો કાળ. મુસલમાનો આવતાં એક પછી એક રજપુત રાજ્ય લય પામવા મંડયાં અને અપભ્રંશ

ભાષા પણ બદલાઇ ગઇ. વિદ્યા, વેલી અને વહન એ ત્રણેને એ નિયમ છે કે જેમ જેમ તેને વધારે વધારે પોષણ મળતું જાય તેમ તેમ તે વધારે વધારે ખીલતાં અને આગળ વધતાં જાય. એથી ઉલટું જો એમને પોષણ મળતું બંધ થાય તો તે આગળ વધતાં અટકી જાય અને જડ થઇ જાય કે સૂકાઇ જાય. રજપુત રાજ્યોની પડતીની સાથે ભાટ ચારણોને મળતો ઉદાર આશ્રય પણ ઓછો થતો ગયો અને એમની કવિત્ત્વ પ્રવૃત્તિ પણ મંદ પડતી ગઇ. જમાનાની સાથે ચાલવા જેવો અંતઃકરણનો વિકાસ નહિ અને પાછલા કાળનો ઉંચા પ્રકારનો કાવ્યસંગ્રહ વિપુલ એટલે નવી ભાષાના કાળે ભાષાને અનુકૂળ નવાં કાવ્ય કરવાને બદલે તેઓ જૂની, તીવ્ર મરોડવાળી અને બહોળા સંગ્રહવાળી અપભ્રંસ ભાષાને વળગી રહ્યા. ભાટ, ચારણ, મીર અને ઢાઢી એ આ કાળના રજપુતોના કવિ હતા. બહુધા તેઓ પ્રાચીન કાવ્યો મોઢે કરીને કામ ચલાવી લેતા કોઇ કોઇ જૂના પડદા પર નવો રંગ ચઢાવીને દીપાવતા. યાચકો તો એકને માટે રચાયેલું બીજાને સંભળાવતી વખતે બીજાનું ને ત્રીજાને સંભળાવતાં ત્રીજાનું નામ દાખલ કરીને તેને કહી સંભળાવતા. વખત જતો ગયો તેમ તેમ તેમનામાં માગણ તરીકેના દુર્ગુણો વધતા ગયા અને શૌર્ય કે પરાક્રમનાં વખાણ ગાવાને બદલે જેઓ તેમને આપે તેમને વખાણે અને જેઓ તેમને ઉણા રાખે તેમને વખોડે એ એમના સ્વભાવનું સાધારણ વલણ થઇ પડયું. એ કાળના ભાટ ચારણોનાં કાવ્યો બહુધા અપભ્રંસની છાયાવાળાં છતાં અપભ્રંસ શબ્દોને મરડી નાખીને પોતાને મનગમતા મરોડદાર બનાવી લીધેલા છે. ધીમે ધીમે હિંદીની છાયા તેના પર પડતી ગઇ છે. તેમની ભાષા જાણે સ્વતંત્ર ભાષા હોય તેવી, અને ઘણુંખરું તેમના પોતાના સિવાય બીજાથી અર્થ સમજી નહિ શકાય તેવી ગૂઢ અર્થવાળી છે. એ કાળની જૂની ગુજરાતી ભાષા સાથે મેળવતાં તે કંઇક મળતી આવે તેવી છે; પણ હાલની ગુજરાતી અને પ્રાચીન ભાટ ચારણોનાં કાવ્ય એ બેના વચ્ચે તો બહુ લાંબુ અંતર પડી ગયું છે.

મુગલાઇ અમલ પછીના ભાટ ચારણોનાં કાવ્ય ઘણે ભાગે હિંદીની અસરવાળાં છે, એટલે એ કાવ્યો પણ ગુજરાતી ભાષાના કાવ્ય તરીકે ગણી શકાય તેવું નથી. એમનાં કાવ્યો ઐતિહાસિક પ્રસંગો અને ઐતિહાસિક પુરૂષોને ઉદ્દેશીને રચાયલાં હોવાથી ઇતિહાસમાં ઉપયોગી થાય તેવા ઘણા અંશ તેમાંથી મળી શકે એવું છે; પણ હાલના ભાટ ચારણના વંશજો ઉધેઇ સિવાય બીજા કોઇના ઉપર ઉદાર થાય તેવા નથી. હજી જાણે તેમના કાવ્યોની કીમત અંકાવાનો કોઇ નવો જમાનો આવવાનો હોય તેમ તેઓ પ્રાચીન સંગ્રહને પેટીમાં પૂરી રાખે છે.

**કથાવાર્તાનું સાહિત્ય.** મહાભારત અને રામાયણ એ હિંદુ પ્રજામાં અત્યંત પ્રિય અને આખા દેશમાં સર્વત્ર પ્રચલિત ગ્રંથો છે. પ્રાચીન સાહિત્યનો મોટો ભાગ આ પ્રકારના સાહિત્યનો છે. મહાભારત એ કથાઓનો ભંડાર છે. એમાંનું હરકોઇ એક વસ્તુ લઇને જુદા જુદા કવિઓએ જુદી રચના કરી છે. આને આખ્યાનો કહે છે. આ આખ્યાનો રચવાનું કામ જૂની ગુજરાતી ભાષાના વખતમાં પણ ચાલતું હતું. જો કે સંવત્ ૧૬૦૦ પહેલાંના આખ્યાનોના ગ્રંથ બહુ ઓછા મળે છે, પણ ભાલણ, ભીમ, શ્રીધર વગેરેનાં કાવ્યો જોતાં એ પ્રકારની પ્રવૃત્તિ એ કાળે પણ ચાલતી હતી એ સ્પષ્ટ સમજાય છે. સંવત્ ૧૬૦૦ થી ૧૭૦૦ સુધીમાં તો મહાભારતનાં

લગભગ બધાંજ લોકપ્રિય આખ્યાનો ગુજરાતી કાવ્યમાં ઉતરી ગયાં છે. આખ્યાનોની રચનામાં પ્રેમાનંદનાં આખ્યાનોએ બીજાં બધાં આખ્યાનો ઝાંખાં પાડી દીધાં છે. જૂની ગુજરાતીના કાળે રચાયેલાં કવનો સંવત્ ૧૭૦૦ પછીના કાળે લગભગ નકામા જેવાં થઇ પડયાં હતાં. કારણ એ વખતે જે ભાષા ચાલતી હતી તે ભાષા અને સંવત્ ૧૭૦૦ પછીની ભાષા વચ્ચે બહુ મોટું અંતર પડી ગયું. આથી જે કાવ્યોમાં રુઢ શબ્દો ઘણા વધારે હતા અને સંસ્કૃત શબ્દો ઓછા હતા તેવાં કાવ્યો આ વખતે તદન નકામાં થઇ પડયાં ને તેથી તે ધીમે ધીમે નાશ પામી ગયાં. જે કાવ્યો ઉચ્ચ કોટિનાં અને સંસ્કૃતના વિશેષ વલણવાળાં હતાં તેજ માત્ર આ વખત પછી ચાલતાં રહ્યાં. સંવત્ ૧૫૦૦થી ૧૭૦૦ સુધીનો સમય તે જૂની ગુજરાતી અને નવી ગુજરાતી વચ્ચેના સંધિશતકનો સમય છે. આથી આ શતકની ભાષા એ પછીના શતકની ભાષા કરતાં બહુ જુદા પ્રકારની નથી. વિષ્ણુદાસનાં મહાભારતનાં પર્વ અને રામાયણ છેક અત્યાર સુધી લોકોમાં ચાલતાં રહ્યાં છે, તે તેની ભાષામાં રહેલા આ મળતાપણાને લીધે છે. કથાવાર્તાના સાહિત્યમાં વિષ્ણુદાસનો પરિશ્રમ બીજા બધાના કરતાં ચઢી જાય તેવો છે. એ પોતે "કવિતા જ્ઞાતિ મકરકુળ મહે" મગરના કુળનો અર્થાત્ માછી હોવા છતાં તેણે બ્રાહ્મણો પાસેથી સંસ્કૃત કથાઓ સાંભળી લઇને બધી કથાઓ ગુજરાતી ભાષામાં ઉતારી લીધી એ એનો ગુજરાતી સાહિત્ય ઉપર જેવોતેવો ઉપકાર નથી. મહાભારતનાં પર્વો એણે જેટલાં રચ્યાં છે તેટલાં બીજા કોઇએ રચ્યાં નથી. આખું મહાભારત તેણે ગુજરાતીમાં ઉતાર્યું છે. ગુજરાતી ભાષામાં રામાયણ ઉતારનાર તો ઘણા લાંબા કાળ સુધી તે એકલોજ હતો. ગિરધરે પાછલા શતકમાં રામાયણ રચ્યું, પણ એનું રામાયણ વડોદરાની બહાર બહુ લાંબો ફેલાવો પામે તે પહેલાં નવી કેળવણીનો યુગ આવી પહોંચ્યો, એટલે સુરત જીલ્લાના ખેડુતોમાં તો અત્યાર સુધી વિષ્ણુદાસનું રામાયણજ ચાલતું રહ્યું છે.

વિષ્ણુદાસનાં કાવ્યોમાં સાદા ભાષાંતર ઉપરાંત કાવ્ય જેવું બીજું કંઇ નથી. બીજો કોઇ હિંમત પણ ન કરે તેટલી મહેનત એણે કરી છે અને અનેક આખ્યાનો, આખું મહાભારત, રામાયણ, ભાગવત અને ઘણાં છુટાં પદ એણે રચ્યાં છે.

મહાભારતનાં પર્વો જુદા જુદા ઘણા કવિઓએ રચ્યાં છે. કોઇએ એક, કોઇએ બે, કોઇએ ચાર, એમ જેનાથી જેટલું બન્યું તેટલું તેણે રચ્યું છે. મહાભારતની કથા અત્યંત લોકપ્રિય હતી, તેથી જ્યાં ત્યાં એજ કથા કહેવામાં આવતી. આ કથા પૂરેપૂરી કહેવાતી નહિ. એમાંનો રસિક ભાગજ ખાસ કરીને કહેવામાં આવતો. તેથી આદિપર્વ, વનપર્વ, વિરાટપર્વ, એ વગેરે રસિક વસ્તુવાળાં પર્વો ઘણાઓએ રચ્યાં છે. એ રચના કરનારાઓમાં નાકરનો નંબર સૌથી પહેલો છે. સંવત્ ૧૬૦૦માં એણે એ પ્રવૃત્તિ ચાલતી કરી હતી.

રત્નેશ્વર એ આ વર્ગના કવિઓમાં ખાસ તરતો કવિ છે, એનાં કાવ્ય બીજા બધાના કાવ્ય કરતાં ભાષા, રસ અને રચનામાં ચઢી જાય છે.

આ કાળના લોકો કથા વાર્તાને શાસ્ત્રવત્ માનતા હતા. શાસ્ત્ર અને કથા એ બે જુદું હોય એની સાધારણ લોકોને કલ્પના નહોતી. કથામાં જે એમના સાંભળવામાં આવે તે ઉપરથી શાસ્ત્રમાં આમ કહ્યું છે ને આમ નથી કહ્યું, એમ તેઓ

માનતા. કથા કહેવાનું કામ બહુધા સંસ્કૃત નહિ જાણનાર બ્રાહ્મણો કરતા. સંસ્કૃત જાણતા તે ભાગવત અથવા શિવપુરાણ વાંચતા. આવી કથાઓ ઘણુંખરું ચોમાસાના શ્રાવણ મહિનામાં થતી. દરેક મોટા ગામે શ્રાવણ મહિનાની કથા વાંચનાર પુરાણી નિયત થઇ ગયા હતા. એ પુરાણીઓ વંશપરંપરનો હક ભોગવતા. શ્રાવણ મહિનામાં બપોરની વખતે કોઇ મંદિર અથવા ધર્મશાળામાં ગામના વૃદ્ધ અને સંભાવિત લોકો કથા સાંભળવા ભેગા થતા. પુરાણી મહારાજ એક શ્લોક બોલે અને પછી તેનો અર્થ કરી બતાવે એ પ્રમાણે એ કથા કહેવામાં આવતી. કથા પૂરી થતાં ગામના ફંડમાંથી અથવા લોકો અંદર અંદર લખણી (ફંડ) કરીને તેમને દક્ષિણાની રકમ કરી આપતા. મહાભારત અને રામાયણની કથા કહેનાર વ્યાસજીઓ પુરાણીના જેટલા પ્રતિષ્ઠિત ગણાતા નહિ. જો કે તેમની કથા પુરાણીની કથા કરતાં વધારે રસિક થતી ને તેથી તેમના સાંભળનારાઓની સંખ્યા પણ વધારે થતી, પણ તેઓ પુરાણી જેવા વિદ્વાન નથી એમ લોકો જાણતા હતા. આવી કથાઓ ઘણુંખરું રાતની વખતે થતી. રસ્તા વચ્ચેના કોઇ ચોગાનમાં વ્યાસજી કથા કરવા બેસતા હતા. કથા સાંભળનાર આસપાસના ઓટલા ઉપર અને રસ્તામાં ધૂળ પર બેસીને કથા સાંભળતા. તાલ, નરઘાં અને તાંબાની માણ એ તેમનાં સાજ હતાં છેલ્લાં ચારસેં વર્ષથી ચાલતી જણાતી આ પ્રથા હજુ પણ ઘણે ઠેકાણે ચાલે છે. હમણાંના વ્યાસજીઓ હાર્મોનિયમ અને સીતારનો પણ ઉપયોગ કરે છે અને જૂના રાગ રાગણીની જગાએ હાલના નાટકોના રાગમાં કથા કહે છે.

**ભજન કીર્તનનું સાહિત્ય**

આ પ્રકારનું સાહિત્ય પણ ઘણું વિશાળ છે. નરસિંહ મહેતા એ માર્ગના અગ્રણી છે. એમનાં કાવ્યમાં શૃંગારરસ છલોછલ ભરાયો છે. એ વર્ગના બીજા બધા કવિઓ ઘણુંખરું નરસિંહ મહેતાને પગલે ચાલ્યા છે. રાધાકૃષ્ણના વિહાર, રાસલીલા, દાણલીલા અને કૃષ્ણગોપીઓનો વિરહ એ વડે આ સાહિત્યની રચના થઇ છે. અવલોકન કરનારને શંકા થાય કે શૃંગારિક કાવ્યોને ભજન અને ભક્તિ કેમ કહેવાય? વિરહ અથવા વિહાર એમાં ભજન શું અને ભક્તિ કેવી? આ ભાવનાઓ આવા રૂપમાં શી રીતે આવી? આ શંકાઓના જવાબ બહુ ગુંચવણ ભર્યા છે. આર્યપ્રજાના ધાર્મિક પરિવર્તનોનું ઊંડું પર્યાલોચન કર્યા વગર આ શંકાના ખુલાસા બુદ્ધિગ્રાહ્ય થાય તેવા નથી. ઊંડા વિચારનારને માર્ગદર્શક થઇ શકે તેવા થોડા વિચાર આપીએ તો તે એ છે કે આર્યપ્રજાનો સનાતન વેદધર્મ વિકૃત થતાં થતાં તેણે વામમાર્ગનું રૂપ ધારણ કર્યું હતું. એ માર્ગનું આદિસ્થાન બંગાળા અને તેની દક્ષિણનો પ્રદેશ છે. આર્યપ્રજા ગંગાના મુખ તરફ અને તેની દક્ષિણમાં આગળ વધતી ગઇ તેમ તેમ તે આ પ્રદેશના અનાર્ય લોકો સાથે સંગઠનમાં આવતી થઇ. આ લોકના આચાર વિચાર અને ધર્મમત વેદધર્મમાં ભળ્યા અને વેદધર્મ વામમાર્ગનું રૂપ પામ્યો. જૈનધર્મના તીર્થંકર મહાવીર સ્વામી અને બૌદ્ધમતના પ્રવર્તક ગૌતમબુદ્ધ એમનાં જન્મસ્થાન વામમાર્ગના વ્યાપક પ્રદેશમાં હોવાથી તેમને આ મતનો પૂરેપૂરો અનુભવ થયો. ધર્મને નામે નિર્દોષ પ્રાણીઓનો વધ થતો અટકાવવા એમણે પોતાનાં જીવન સમર્પણ કર્યાં. બહુ બહોળો સમૂહ એમને આવી મળ્યો અને વામમાર્ગમાં પરિણત થયેલો વેદધર્મ સર્વ સ્થળે તિરસ્કારને પાત્ર થઇ પડ્યો. બ્રાહ્મણોએ સ્થાપેલા જાતિભેદ અને વર્ણવ્યવસ્થા જૈનો અને બૌદ્ધોએ તોડી ના-

ખ્યા અને ત્રણ વર્ણ તથા એ વર્ણમાં મળતી આવે તે જાતિઓ એકત્રિત કરીને "સંઘ" એ નામથી ઓળખાતો તથા સર્વની સાથે સમાન વ્યવહાર કરતો નવો સમૂહ ઉભો કર્યો. બૌદ્ધધર્મ નષ્ટ થતો જોઇને બ્રાહ્મણોએ પોતાની માન્યતાઓ નવા રુપમાં પ્રકટ કરવા માંડી. વૈદિક માન્યતાઓ વામમાર્ગના કાળે જે રૂપ પામી હતી તે રૂપમાંથી ફેરવીને હવે તેને લોકરૂચિને અનુકૂળ નવું રૂપ આપવા માંડયું. આ પરિવર્તનમાં જે સ્વરૂપ પ્રકટ થયાં તે હાલના હિંદુ ધર્મનાં આદિ સ્વરૂપ થયાં. એ સ્વરૂપોને પાછળથી કેટલીક નવી કસોટીઓમાંથી પસાર થવું પડયું છે. કેટલીક માન્યતાઓ અપ્રિય થઇને નષ્ટ થઇગઇ છે. કેટલીક માન્યતાઓ નવી દાખલ થઇને બહોળો વિસ્તાર પામી છે અને કેટલીક માન્યતાઓ નવો પોશાખ ધરીને નવા રૂપમાં પૂજા પામતી થઇ છે. ધર્મને નામે અત્યારે જે માન્યતાઓને આપણે અનુસરીએ છીએ તે આ છે.

મારવાડમાં સાદડી ગામની પાસે રાણકપુરનું જૈન દેહરાસર બહુ જોવા લાયક છે. એ દેહરાસરની સામે હજાર બારસેં વર્ષ પહેલાંનું એક જૂનું દેહરૂં છે, અત્યારે તેમાં જૈનતીર્થંકરની મૂર્તિ પધરાવી છે, પણ મૂળમાં તે સૂર્યનું મંદિર હતું એમ કહેવાય છે. એ દેહરા ઉપર જે કંઇ પૂતળાં ગોઠવ્યાં છે તે જોઇએ તો તેમાં તદન બિભત્સ સ્વરૂપે કોકનાં ચોરાસી આસનો ગોઠવ્યાં છે. જોનાર આશ્ચર્યે ચકિત થાય કે ધર્મના દેવળ ઉપર આ શું ? આવું આ એકજ દેહરા ઉપર હોય એમ પણ નથી, જૂનાં અનેક દેહરાં આવાં ચિત્રોથી મઢાયાં છે. આ સ્થિતિ કયાંથી ઉત્પન્ન થઇ ?

અંબાજીમાતા સર્વ વર્ણ અને સર્વ ધર્મના હિંદુ લોકોથી પૂજાતી સર્વથી મોટી દેવી છે. એ દેવીના દેવળમાં સર્વ લોકોના દેખતાં બકરા અને પાડાનો વધ થાય છે. મદ્યનો પ્યાલો એ સર્વ દેવીઓનું પ્રિય પાન છે. જે કોઇ દેવીને પ્રસન્ન કરવા ચાહતા હોય તેણે દેવીને મદ્ય અને માંસનું બલિદાન આપવું જોઇએ.

દરેક કુળમાં કુળદેવી તરીકે કોઇએક દેવી પૂજાય છે અને દરેક ગામમાં ગામનું રક્ષણ કરનારી દેવી તરીકે કોઇએક દેવી સ્થપાઇ છે. આ દેવીને હરહમેશ નહિ તો મહામારી જેવા ઉપદ્રવ વખતે તો અવશ્ય બકરા કે પાડાનો ભોગ જોઇતો હતો. ભોગ લીધા સિવાય તેની તૃપ્તિ થતી નહોતી. આ બધું કયાંથી દાખલ થયું ? ધર્મકર્મના સાત્વિક વાતાવરણમાં મદ્ય માંસ કયાંથી ભળ્યાં ? આપણે વામમાર્ગમાંથી છુટયા છીએ, પણ તેના ઘણા અવશેષ અને રૂપાંતર હજી આપણામાં પ્રવર્તે છે. બંગાળા તરફ તો હજી આખાં દેશનાદેશ પ્રસિદ્ધ રીતે વામમાર્ગી છે. વામમાર્ગને વ્યભિચાર સાથે કેવો સંબંધ છે તે જોવાને માટે એટલુંજ જાણવું બસ થશે કે કલકત્તામાં વેશ્યાઓની સંખ્યા જેટલી છે તેટલી બીજા કોઇ શહેરમાં નથી.

વામમાર્ગ, બૌદ્ધધર્મ અને જુદા જુદા મતપંથોની ખેંચતાણ એ કારણો વડે આપણો ધર્મ એવો જર્જરિત થઇ ગયો છે કે તેનાથી હાલના બુદ્ધિવાદના જમાનામાં જવાબ દઇ શકાય નહિ. એટલી શૃંગારિકજ નહિ, વ્યભિચારી ભાવનાઓ સુદ્ધાં ભજનકીર્તનને નામે ગવાઇ છે.

કાઠિયાવાડ અને કચ્છમાં બીજમાર્ગ એ નામનો એક પંથ ચાલે છે. આ પંથવાળાઓનાં ભજન તેમના સાધુ અને સાધુ નામથી ઓળખાતી તેમની સ્ત્રીઓ સાથે મળીને ગાય

તંબુરા સાથે ગાય છે. આ ભજનોમાં ચેલૈયાનું આખ્યાન, કાચબાકાચબીનો વિશ્વાસ, તોળાદે અને દેસલનો સંવાદ, ગુરૂભક્તિ અને આત્માને ઓળખવાનાં પદ હોય છે. એના બનાવનારા એ પંથના આદીપતિ અને તેમના સાધુઓ છે. એ પોતાની ભાષામાં ગુજરાતી, કચ્છી, મારવાડી, હિંદી બધું ભેળસેળ હોય છે. ભજન ગાવાનું એમનામાંથી કાઠિયાવાડના લોકોમાં ઉતર્યું ને ત્યાંથી આગળ વધીને તે ગુજરાતના બીજા ભાગોમાં પણ ફેલાયું છે.

ઉત્સવમાં ભજનકીર્તન ગાવાનો ચાલ બધી વર્ણના લોકોમાં અને સર્વ ગામોમાં ચાલતો હતો. ખાસ કરીને ચોમાસાના વ્રતઉત્સવને દિવસે લોકો ભેગા થઈને કીર્તન ગાતા. કાંસીજોડાં અને પખાજ સાથે ગાવામાં આવતું. એક બે બોલનાર એક ટુંક બોલે ને બીજા બધા તેને ઝીલે. આ રિવાજને લીધે નાનાં ગામડામાં પણ રાગરાગણીથી ગાઈ શકે તેવા માણસો મળતા.

વલ્લભી સંપ્રદાયનાં મંદિરોમાં કીર્તનો બહુ ઉંચી પંક્તિપર પહોચ્યાં હતાં. દરેક રાગરાગણી તેમના યોગ્ય કાળે આલાપાતાં હતાં. એ સંપ્રદાયના ભાવિક ભક્તોએ રાધાકૃષ્ણના વિહાર બહુ રસભરી રીતે કીર્તનોમાં ઉતાર્યા હતા. કીર્તન કરનારાઓને મંદિરો તરફથી ખાસ રોજી મળતી હતી. આથી જુદા જુદા રાગરાગણી સારી રીતે ગાવા અને બજાવવાના કામમાં પ્રવીણતા મેળવવાની તેમને જરૂર પડતી. તેમનાં પદો બહુધા હિંદીમાં છે એટલે તે કીર્તનો દ્વારા લોકોમાં હિંદીનો પ્રચાર થતો હતો.

**જ્ઞાનમાર્ગનું સાહિત્ય.**

જ્ઞાનમાર્ગનો પ્રવાહ વધતો ઓછો દરેક શતકમાં ચાલતો રહ્યો છે. નરસિંહ મહેતા જેવા આરુઢ ભક્તને પણ છેવટે એમ લાગવા માંડે છે કે "જ્યાં લગી આતમા તત્ત્વ ચિંન્યો નહિ ત્યાં લગી સાધના સર્વ જૂઠી." કોઈ પણ માર્ગ ગ્રહણ કરીને બુદ્ધિપૂર્વક આગળ વધે તો તે છેવટે જ્ઞાન ઉપરજ જઈ પહોંચે. ભાલણ અને નરસિંહ મહેતાના સમયનાં કાવ્ય આપણને વિશેષ મળતાં નથી, પણ જે મળ્યાં છે તેટલા ઉપરથી પણ એમ જણાઈ આવે છે કે જ્ઞાનમાર્ગનો પ્રવાહ આ કાળે પણ ચાલતો હતો. એની પછીના કાળમાં તો ગંગ, વસ્તો, રામભક્ત, નરહરિ, વગેરે અનેક જ્ઞાનીઓ એ માર્ગનો વિસ્તાર વધારવા પર લાગી રહ્યા છે. રાજેનો સિદ્ધાંત—

"વહાલપણું વહાલાને વહાલું,
જોઈ જોઈને જોયું મેં તો—
વહાલપણું વહાલાને વહાલું."

વહાલપણું વર્ણવવાનો છે અને કૃષ્ણગોપીઓના નામે વહાલપણું વર્ણવતાં ઉઘાડો વ્યભિચાર ગાવા મંડી ગયો છે, તો પણ તે જ્ઞાનમાર્ગ પર આવતાં બીજા બધાને જૂઠું જણાવી જ્ઞાનનેજ સર્વ શ્રેષ્ઠ માને છે. રામભક્તનાં કાવ્ય બહુ અસરકારક છે. જ્ઞાનમાર્ગના ઘણા ગ્રંથ એણે રચ્યા છે. એની પછી ચોધારૂં ખડગ ફેરવતો અખોભક્ત આવે છે. દાદુપંથના કવિઓ જીવનરામ, પ્રાગદાસ વગેરેએ પણ આ માર્ગના સાહિત્યમાં સારો વધારો કર્યો છે. ભોજો ભક્ત, ધીરોભક્ત, બાપુ, પ્રીતમ, કુબેરભક્ત વગેરે અનેક ભક્તોએ આ માર્ગનું સાહિત્ય વધાર્યું છે. આ સાહિત્ય અંતઃકરણને આનંદ અને બળ આપે તેવું છે. તત્ત્વજ્ઞાનના ગૂઢ સિદ્ધાંતો તેમાં ગુંથાયા છે. કુબેરપંથના સ્થાપક કુબેરભક્ત જેવા અભણ કોળીને એક તત્ત્વજ્ઞાનીનાં જેવો વાદ કરતાં આપણે જોઈએ છીએ, તે આવા સાહિત્યનો પ્રતાપ છે.

આ સાહિત્યમાં ગુરૂ પ્રત્યેનો ભક્તિભાવ વધારવા ઘણે ઠેકાણે પ્રયાસ કર્યો છે. પ્રીતમે તો ગુરૂભક્તિની હદ ત્યાં સુધી વધારી દીધી છે કે—

"ગુરૂ વિનાં નગરો ફરે નર જેહ, મુઆ પછી હોય અવતારે તેહ."
"ગુરૂની નિંદા સુણે નિર્ધાર, સીસું ગાળી રેડે શ્રવણ મોઝાર."

પોતાના માનનારા પોતાનામાં અચળ શ્રદ્ધા રાખે, પોતાના બંધનમાંથી જરા પણ ખસવા પામે નહિ તેને માટે બીજા બધાઓએ જેવા ઉપાય લઈ રાખ્યા છે તેવાજ ઉપાય આ પંથવાળાઓએ પણ લીધા છે.

**જૈનોનું સાહિત્ય.**

જૈન સમૂહમાં શ્વેતાંબર, દિગંબર અને ઢુંઢિયા એ ત્રણ વિભાગ છે; ને તેથી જૈનધર્મનું સાહિત્ય પણ આ ત્રણ વિભાગમાં વહેંચાએલું છે. ઢુંઢિયા * એ જો કે મૂળ શ્વેતાંબર આમ્નાયના છે, પણ તેમની માન્યતાઓ શ્વેતાંબરોની માન્યતાથી એટલી બધી જુદા પ્રકારની છે કે એ બેનો કોઇ રીતે યોગ થઇ શકે તેવું નથી. વિક્રમ સંવતના સોળમા શતકમાં અમદાવાદમાં લોંકાશાહ

* ઢુંઢિયા એ શબ્દ ગૌરવ રહિત છે એમ સમજીને હમણાં હમણાં એ સંપ્રદાયને "સ્થાનકવાસી" એ નામે ઓળખાતો કરવામાં આવ્યો છે. મૂર્તિપૂજક શ્રાવકો દેહરાવાસી કહેવાય છે, તેથી આમણે પોતાને માટે સ્થાનકવાસી એ નામ યોજ્યું છે, પણ આ નવા નામમાં કંઇ અર્થ કે કંઇ ગૌરવ કંઇ પણ નથી. દેહરાવાસી શબ્દમાં તો કંઇક પણ અર્થ છે, પણ સ્થાનકવાસી એ તો કેવલ અર્થવગરનો શબ્દ છે. દેહરાવાસી શ્રાવકોએ દેહરાં પાછળ એટલા પૈસા ખર્ચ્યા છે કે દેહરાં એ શબ્દ બોલતાની સાથેજ તેમના તરફ ધ્યાન ખેંચાય. યુરોપ અમેરિકાનો કોઇ મુસાફર હિંદુસ્થાન જોઇ ગયા પછી તેની આગળ શ્રાવક એ શબ્દ બોલવામાં આવે તો કદાચ તે ના પણ ઓળખે; પણ જો તેને એમ કહેવામાં આવે કે આબુ ગિરનારનાં દેહરાં બંધાવનારા લોકો, તો જરૂર તે એમને ઓળખ્યા વગર રહે નહિ. અનર્ગળ દ્રવ્ય ખર્ચીને દેહરાંને તેમણે દર્શનિક વસ્તુ બનાવી છે. આ વિશિષ્ઠતાના કારણે દેહરાંવાળા તરીકે તેઓ ઓળખાય એ યથાયોગ્ય છે.

દેહરાવાસી શબ્દનો અર્થ દેહરામાં વસે છે તેને માનનાર, એવો કરીએ તો તે પણ યુક્ત છે. તેઓ મૂર્તિપૂજક છે ને મૂર્તિ નિરંતર દેહરામાંજ પૂજાય છે, એટલે મૂર્તિપૂજક એ શબ્દના પર્યાય તરીકે દેહરાવાસી શબ્દ હોય તો તે સયુક્તિક છે. સ્થાનકવાસી શબ્દમાં આવો કોઇ અર્થ સમાતો નથી. સ્થાનક (ઉપાશ્રય) એજ કંઇ એમના ધર્મની તાત્ત્વિક વસ્તુ નથી. સ્થાનકમાં સાધુઓ વસે છે ને અમે મૂર્તિને નહિ પણ સાધુને માનનારા છીએ તેથી સ્થાનકવાસી એ શબ્દ યુક્ત છે, એમ કહેવામાં આવે તો તે પણ સંગતિ રહિત છે. મૂર્તિની પેઠે સાધુઓ કંઇ ચોવીસે કલાક સ્થાનકમાં રહેતા નથી. સાધુઓ ન રહેતા હોય તે વખતે સ્થાનકને તાળું મારી મુકવામાં આવે છે. બીજું સાધુઓ સ્થાનકમાં હોય તોજ પૂજાય ને બહાર ના પૂજાય એમ પણ નથી. મારા માનવા પ્રમાણે પોતાના ધર્મની ઓળખ આપતાં 'સ્થાનકને આગળ ધરવા જેવું એક પણ કારણ નથી. મારવાડ માળવામાં એ સંપ્રદાયવાળા "સાધમાર્ગી" (સાધુમાર્ગી)" એ નામે ઓળખાય છે ને તે નામ ઘણું ગૌરવવાળું છે: પણ ઢુંઢિયા શબ્દ કંઇ ગૌરવ રહિત શબ્દ નથી. હેમાચાર્યના વ્યાકરણની ટીકાને "ઢુંઢિકા" એ નામ આપવામાં આવ્યું છે. એ ઢુંઢિકાનો અપભ્રંસ તેજ ઢુંઢિયા. ઢુંઢિઆ એટલે સંશોધન કરનાર, સંશોધન કરેલો શુદ્ધ સિદ્ધાંત માનનાર આવો અર્થ આ શબ્દમાં સમાએલો છે. આવો અર્થવાળો શબ્દ છોડી દઇને સ્થાનકવાસી એ નવું નામ પાડવું એ યુક્ત નથી. ઢુંઢિયા શબ્દ મેં વાપર્યો છે તે તો એટલાજ માટે કે જૈન નહિ એવા લોકો સ્થાનકવાસી કે સાધુમાર્ગી શબ્દ વડે તેમને ઓળખી શકતા નથી.

નામના શ્રાવકે શ્વેતાંબર આમ્નાયમાંથી છૂટા પડીને આ નવો સંપ્રદાય સ્થાપન કર્યો. આ સંપ્રદાયને માનનારા લોકો ગુજરાત, કાઠિયાવાડ, મારવાડ, માળવા, પંજાબ અને બીજા બધા ભાગમાં રહે છે. લોંકાશાહ ગુજરાતી હતા એટલે તેમના સંપ્રદાયની ભાષા ગુજરાતીજ રહી છે. જો કે જૈન ધર્મનાં મૂળ સૂત્રો પ્રાકૃતમાં છે અને તે સૂત્રોને શ્વેતાંબરો પેઠે તેઓ પણ પ્રમાણભૂત માને છે, પણ એ સૂત્રો ટબા ટીપણ વગર સર્વ કોઇ સાધુસાધ્વીથી સમજી શકાય તેવાં નથી; તેથી એ સૂત્રો ઉપર લોંકાશાહના સમયમાં ગુજરાતી ભાષામાં ટીકાઓ લખાઇ છે ને તેજ ટીકાઓ એ સંપ્રદાયના સર્વ સાધુ સાધ્વીઓમાં અત્યાર સુધી વંચાય છે. આ રીતે મારવાડ, માળવા, પંજાબ, વગેરે સર્વ સ્થળે ઢુંઢિયા શ્રાવકોમાં ગુજરાતી ભાષાનો પ્રચાર ચાલતો રહ્યો છે.

ટબા ટીપણો બાદ કરીએ તો આ સંપ્રદાયનું ગુજરાતી સાહિત્ય બહુ અલ્પ છે. એ સંપ્રદાયના સાધુઓની બનાવેલી કેટલીક સજ્ઝાયો છે, પણ તે આ પ્રદર્શનમાં આવી નથી.

દિગંબર જૈનોની વસ્તી ગુજરાતમાં બહુ થોડી છે. તળ ગુજરાત (અમદાવાદથી ઉત્તરનો ભાગ) એમાં તો અત્યારે પણ તેમની વસ્તી નથી. સિદ્ધરાજ જયસિંહના દરબારમાં શ્વેતાંબર દિગંબર વચ્ચે વાદ થયો હતો. એ વાદની સરત પ્રમાણે દિગંબરો ગુજરાતની હદ બહાર થયા હતા. ગુજરાતની દક્ષિણ (લાટદેશ)માં કોઈ કોઇ ઠેકાણે તેમની વસ્તી છે; પણ તે પ્રમાણમાં બહુ જુજ છે. ગુજરાતી ભાષામાં એમનું કંઇ સાહિત્ય હશે એવું આજ સુધી તો કોઇના જાણવામાં પણ નહોતું. આ પ્રદર્શન વડે એ સાહિત્ય સારા સ્વરૂપમાં બહાર આવ્યું છે. આ સાહિત્યનું ઉપલક અવલોકન કરી જતાં એમ જણાય છે કે ધર્મપ્રચારની પેઠે સાહિત્ય નિર્માણ કરવામાં પણ શ્વેતાંબર સાધુઓ અને દિગંબર સાધુઓ એક બીજાની સ્પર્ધા કરતા હતા. શ્વેતાંબરોએ અંજનાસુંદરીનો રાસ બનાવ્યો છે એવું જાણવામાં આવતાંજ અંજનાસુંદરીનો રાસ દિગંબરોને ત્યાં પણ તૈયાર થઇ જતો. શ્વેતાંબરો અંજનાસુંદરીને શ્વેતાંબર સંપ્રદાયની બતાવે તેમ દિગંબરો દિગંબરી સંપ્રદાયની ઠરાવે. આદિપુરાણ વગેરે ગ્રંથો જોતાં એમ કહેવું જોઇએ કે શ્વેતાંબરો કરતાં દિગંબરોએ વધારે મોટા ગ્રંથો રચ્યા છે. અપભ્રંસ કાવ્યોના ગ્રંથ પણ એમનામાંથી બહુ સારા મળ્યા છે. -

બ્રાહ્મણ વૈષ્ણવ સાથે હરિફાઇ તો શ્વેતાંબર દિગંબર બેઉની હતી. બ્રાહ્મણવર્ગના કવિઓ આખ્યાનો અને કથાઓ રચતા એટલે થોડાજ વખતમાં એ આખ્યાન વેશ બદલીને જૈન કથાનક થઇ જતું. જૈન કાવ્યોનું બ્રાહ્મણો પણ હરણ કરી લેતા, શિવદાસ, વીરજી, શામળ એ વગેરે જૈન કાવ્યોના અનુયાયી છે. જૈનકાવ્યો પ્રસિદ્ધીમાં લાવવાનો પ્રયત્ન બહુ મોડો શરૂ થયો છે, પણ એ મોડો મોડો એ ઘણો આવકારદાયક છે. બ્રાહ્મણવર્ગના કવિઓ કરતાં જૈનધર્મના કવિઓનાં કાવ્યો જૈન ભંડારોમાં વધારે જળવાઇ રહ્યાં છે. એમાંનાં ઘણાંખરાં તો જે કાળે તે રચાયાં છે તેજ કાળે લખાયેલાં પણ મળી આવે છે, એથી ગુજરાતી ભાષાના તે તે શતકના સ્વરૂપ ઉપર પ્રકાશ પાડવાને તે વિશેષ ઉપયોગી થઇ પડે તેવાં છે. પ્રાચીન સાહિત્ય પ્રસિદ્ધીમાં લાવવાની પ્રવૃત્તિ જૈન વિદ્વાનો, જૈન ગૃહસ્થો અને જૈન સાધુઓ સર્વેએ ઉપાડી લીધી છે. શ્રીમાન્ આચાર્ય શ્રી વિજયધર્મસૂરિએ પ્રસિદ્ધ કરેલા ઐતિહાસિક ગ્રંથમાળાના અંક તરફ જોનાર હરકોઇ એમ કહી શકે કે પાછલાં શતકોની લોકસ્થિતિનું ખરેખરૂં ચિત્ર આ કાવ્યોમાં આલેખાયું છે.

**લૌકિક સાહિત્ય.**

લૌકિકસાહિત્ય રચવાનું માન વાજબી રીતે શામળભટ્ટને આપવામાં આવે છે; પણ શામળભટ્ટે એ સાહિત્ય કંઈ નવું રચ્યું નથી. શામળભટ્ટના પહેલાં લગભગ ૩૦૦ વર્ષથી ગુજરાતીભાષા લૌકિકસાહિત્ય ધરાવતી આવી હતી. જૈન સાધુઓ અને બ્રાહ્મણવર્ગના કવિઓ એ બેઉનું એ તરફ લક્ષ ખેંચાયું હતું અને બ્રાહ્મણવર્ગમાં ભાલણકૃત કાદંબરી, ભીમકૃત...નરપતિ કૃત વિક્રમચરિત્ર, શ્રીધરકૃત રાવણમંદોદરી સંવાદ, મધુસુદનકૃત વિક્રમસેનની વાર્તા, માંડણકૃત ઉખાણા, શિવદાસ અને વીરજીકૃત કામાવતીની કથા એ વગેરે ગ્રંથો રચાયા હતા. પંચોપાખ્યાનનું ગદ્ય ભાષાંતર થઇ ગયું હતું અને પ્રાચીન દુહાઓ સર્વત્ર પ્રચલિત હતા. જૈન સાધુઓએ પણ વિક્રમચરિત્ર, વિક્રમસેનની વાર્તા, નંદબત્રીસીની વાર્તા, વૈતાલ પચીસીની વાર્તા, શુકબહોતરી, સદેવંત સાવળીંગાની વાર્તા, ઢોલામારૂની વાર્તા, કામકંદલા અને માધવાનળની વાર્તા, એમ અનેક વાર્તાઓ રચી હતી. પંચોપાખ્યાન એમણે ગુજરાતીમાં પદ્યબંધ કર્યું હતું. આમ શામળભટ્ટની વાર્તાઓનું વસ્તુ તદન જૂનું હતું. જૂનો ભંગાર લઇને તેણે નવો ઘાટ ઘડ્યો. આ ઘડતર એવું અદ્ભુત થયું કે મૂળ માલ જૂનો છે એમ કહીએ તો કોઇ માને પણ નહિ. આ કારીગરીના કારણથી એ પ્રકારના સાહિત્યપ્રવર્તકોમાં શામળ સર્વનો મુખી થયો. આ પ્રકારના સાહિત્યે લોકવર્ગના તદન અભણ અને કેવળ ગામડાના લોકો ઉપર બહુ મોટો ઉપકાર કર્યો છે. એ લોકોમાં જ્ઞાનપ્રચારનું સાધન મુખ્યત્વે એ વાર્તાઓ હતી. પ્રેમાનંદનાં કાવ્ય એમને વાંચવા અને સમજવામાં કામ આવે એવાં નહોતાં, તેમ વિષ્ણુદાસનું ભારત કે ભાગવત એ પણ એમના ઉપયોગમાં આવે તેવું નહોતું. એમને જેવું જોઇએ તેવું સાહિત્ય પુરૂં પાડવાનું કામ શામળે કર્યું. શામળ થયો ના હોત તો આ વર્ગના લોકોમાં વ્યાવહારિક જ્ઞાનના સંસ્કાર ઘણે ભાગે નષ્ટ થઇ ગયા હોત. શામળ ના હોત તો એ લોકોને મનોવિલાસનું સાધન કંઇજ મળ્યું ન હોત અથવા મળ્યું હોત તો તે આના કરતાં ઘણું નીચા પ્રકારનું મળ્યું હોત. જ્ઞાનપ્રચારનું કામ જ્યાં બીજા કોઇથી થઇ શકે એવું નહોતું ત્યાં તેણે કામ કર્યું, એ એના કામનું ખાસ મહત્ત્વ છે. ગામડાંના કોળીવર્ગમાંથી જે કંઇ જૂનાં પુસ્તક મળે છે તે શામળભટ્ટની વાર્તાઓનાંજ હોય છે.

લૌકિક સાહિત્યમાં માંડણના ઉખાણા એ ખાસ ધ્યાન ખેંચનારો ગ્રંથ છે. આ પ્રદર્શન વડેજ એ ગ્રંથ બહાર આવવા પામ્યો છે. એ ગ્રંથની ભાષા જોતાં સં. ૧૬૦૦ની લગભગમાં એ ગ્રંથ રચાયલો હોય એમ લાગે છે. એમાં ગુંથેલી કહેવતોનો જથ્થો બહુ મોટો છે અને તેમાં જનસમાજના મનોભાવનાં ખરેખરાં દૃશ્ય છે.

સંવત્ ૧૫૬૫માં જૂનાગઢના મોઢ શ્રીધરે રચેલો રાવણ મંદોદરી સંવાદ એ પણ ઉખાણાનો સંગ્રહ ગ્રંથ છે. શામળભટ્ટે અંગદવિષ્ટિમાં જેવી ઉખાણાની યોજના કરી છે, તેવી શ્રીધરે આ ગ્રંથમાં ઉખાણાની યોજના કરી છે. ઉખાણાને લગતા બેઉ ગ્રંથો મહત્ત્વના છે.

લોકોમાં બનતા બનાવો ઉપરથી પ્રેરાઇને કાવ્ય રચના કરવામાં આવી હોય એવું સાહિત્ય કણબીના મહિના, સલોકા, સુરતમાં થયેલાં સતીમાતાનો ગરબો, સુરતની આગનો ગરબો, વગેરે જુજ છે. આવાં કાવ્યો જેટલાં વધારે મળે તેટલું લોકસ્થિતિનું દર્શન વધારે સ્પષ્ટ થાય.

મુસલમાનો સાથેનો સંસર્ગ વધતાં ફારસી વાર્તાઓ ગુજરાતીમાં ઉતરવા લાગી હતી. પારસીઓએ પણ ફારસી વાર્તાઓ ગુજરાતીમાં ઉતારી છે, પણ આવાં ભાષાંતરો હિંદુ લોકોમાં વિશેષ પ્રચાર પામ્યાં નથી.

ભવાઇનું સાહિત્ય એ કંઈ બહુ વિશાળ સાહિત્ય નથી, પણ સાહિત્યનો વિચાર કરતાં એ સાહિત્યને ભૂલી જઈ શકાય એવું નથી. જનસમાજ ઉપર તેણે ખાસ કાર્ય કર્યું છે. અસંસ્કૃત લોકોના મન પર સચોટ અસર પહોંચાડનારૂં એ સાધન હતું. જો કે ભવાયા અભણ હતા અને તેમની યાચકવૃત્તિએ તેમનામાં કોઈ ઉચ્ચ આદર્શ રહેવા દીધું નહોતું, તોપણ સ્નેહનાં, શૌર્યનાં અને દુરાચારનાં ચિત્રો બહુજ અસરકારક રીતે તેઓ લોકો આગળ રજુ કરતા હતા. જ્યાં સુધારણાના કોઈ સંસ્કાર પહોંચી શકે એવું નહોતું, ત્યાં તેઓ મેલાઘેલા પણ કંઇક આદર્શ રજુ કરતા હતા. ભવાઇ થઇ ગયા પછી મહિનાઓ સુધી લોકો મોંઢે ચઢીગયેલી ટુંકો વારંવાર ગાતા અને આનંદ મેળવવાના ઉદ્દેશમાંથી અજાણપણે કંઈ કંઈ અસર પામતા.

**ભવાઇનું સાહિત્ય.**

"વાણીઆને વણજ વહાલું રણુબાંને વહાલી જાતર" એ તદ્દન ખરૂં હતું. ગામડાંના લોકોને ભવાઇ એ બહુ પ્રિય દર્શ હતું.

(૧) ભવાયાની જાતિ ફક્ત ગુજરાતમાં ને એકલા ઉત્તર ગુજરાતમાંજ છે, (૨) ભવાઇ જેવી ગુજરાતમાં થાય છે તેવી બીજે કોઇ ઠેકાણે થતી નથી, (૩) ભવાઇનું સાહિત્ય ઘણુંખરૂં જૂની ગુજરાતીમાં છે, (૪) ભવાઇમાં જે વેશ ભજવવામાં આવે છે તે બધા (પૌરાણિક વેશો બાદ કરીએ તો) ગુજરાતને લગતા અને સિદ્ધરાજ જયસિંહ પછી થયેલાં પાત્રોના છે, અને (૫) ભવાઇમાં ગવાતાં ગીતકવિત સિદ્ધરાજની વખતના તેમજ તે પછીના ગુજરાતી કવિઓનાં બનાવેલાં છે, એ બધાં કારણો ઉપરથી એમ લાગે છે કે ભવાઇ એ સિદ્ધરાજ જયસિંહના વખતમાં ચાલતી થઇ છે. જૈન કથાનકોમાં એવી વાત આવે છે કે એકવાર સિદ્ધરાજ નાટક જોવા બેઠા હતા વગેરે. આ નાટક તેજ ભવાઇનું મૂળ. ગ્રામ્ય લોકોને માટે હરકોઇ ઠેકાણે ઓછા ખર્ચે અને સહેલાઇથી ભજવી શકાય એવું રૂપ આપતાં નાટકે આ રૂપ લીધું. જો કે નાટક કરવાની કલા તો આપણામાં ઘણા પ્રાચીનકાળથી ચાલતી આવી છે, પણ અત્યારે આપણે જેને ભવાઇ એ નામે ઓળખીએ છીએ તેવું નાટક સિદ્ધરાજના વખતથી ચાલતું થયું એમ માનવા ઉપરનાં કારણો આપણને દોરવે છે. સિદ્ધરાજના વખતમાં ગુજરાતનો વૈભવ અલૌકિક થઇ પડયો હતો. વિદ્યાને ઉત્તેજન આપવામાં એ રાજરાજેશ્વરે કશી કચાશ રાખી નહોતી, તેથી વિદ્યાની સાથે કલાનો પણ સત્કાર કરવામાં આવ્યો હોય ને નાટકને ગ્રામ્યરૂપે ચાલતું કરાવ્યું હોય તો તે શક્ય છે.

રા. સા. મહીપતરામે **"ભવાઈ સંગ્રહ"** પ્રસિદ્ધ કર્યું તે પછી એ વિષયનું સાહિત્ય મેળવવા અને પ્રસિદ્ધ કરવા કંઈ જાણવા જેવો પ્રયાસ થયો નથી. જૂના ભવાઇ સંગ્રહમાં સુધારો થવાની અને અધુરો સંગ્રહ પૂરો પ્રસિદ્ધ થવાની જરૂર છે.

ભવાઇના ખેલ રામદેવ, ઝરોઝામલ, વીંકો સીસોદીઓ, છેલબટાઉ, જંદો એ બધા સિદ્ધરાજની પછી થયેલા છે, ઝરોઝામલના નામનું ગામ વસેલું છે. શિનોરથી બે ગાઉ ઉપર નર્મદા કાંઠે આ ગામ છે. ઝરોઝામળ રાઠોડ જાતિનો રજપુત હતો. ઝરાઝામલ ગામમાં અને તેની આસપાસનાં બીજાં ગામોમાં પણ રાઠોડ જાતિનાજ રજપુતો વસેલા છે. હવે માત્ર તેઓ મુસલમાન થયેલા છે પણ તેમની સાખ્ય તો રાઠોડનીજ ચાલતી આવી છે.

ભવાઇમાં કેટલાક છપ્પા ગદ્દ કવિના છે. ગદ્દ કવિ બારોટ હતો ને તે સિદ્ધરાજના દરબારનો

બારોટ હતો એવું તેણે રચેલાં કાવ્યો પરથી સમજાય છે. એનાં કેટલાંક કાવ્યમાં એના સમયની ભાષા બરાબર જળવાઇ રહી છે.

કવિ પીંગળ એ પણ એજ કાળનો કવિ છે. એનું રચેલું પીંગળ મળે છે. ભાષા કાવ્યનો આદિ કવિ પીંગલ ગણાય છે.

અસાઇત તે સંસ્કૃત આશાદિત્યનું અપભ્રંસરૂપ છે. આ આસાઇત તે કોઈ ત્રાગાળો હતો કે કેમ તે નક્કી કહી શકાય એવું નથી, કારણ કે આસાઇત એ નામનો એક જૈન કવિ થયો છે, જેનું બનાવેલું “ વચ્છરાજ હંસરાજ ચોપાઈ પ્રદર્શનમાં મુકાયું છે.

ગદ કવિ જેવા પ્રાચીન કવિઓનાં કાવ્ય અબ ભવાયાઓમાં એકથી બીજાને ને બીજાથી ત્રીજાને મોંઢે ચઢતાં ચઢતાં બહુ વિરૂપ થઇ ગયાં છે. કંઇ પાંખડું નવું ચોટાડયું છે તો કોઈ તાણી તોડીને લાંબતોતળું કરી મૂકયું છે. કંઇક એકનું બીજાને ચોટાડયું છે તો કંઇક તૂટીને લંગડું થઇ ગયું છે. જે હાલ જોનાર અને ભજવનારના તેજ હાલ તેમને હાથ પડેલા સાહિત્યના.

ભવાઇ એ જો કે લોકોના મનોરંજનનું સાધન છે, પણ તેને એકલા તે સાધન તરીકેજ રહેવા દેવામાં આવી નહોતી. સર્વ લોકો તેને જરૂરની માને અને તેની સામે કોઇથી અબાવ ધરાવી શકાય નહિ એટલા માટે તેને ધાર્મિકરૂપ આપવામાં આવ્યુ હતું. ભવાઇ એ તો માતાજીની જાતર છે, ભવાઇ કરાવવાથી માતાજી પ્રસન્ન રહે છે, ભવાયા એ માતાજીના ખેળા છે, અને ભવાઇ કરાવવામાં ન આવે તો માતાજીને ઠૂડું પડે, એવા વિચારો લોકોમાં દાખલ થઇ જવાથી ગામેગામ દરસાલ ભવાઇ કરાવવી એ એક જરૂરની વાત થઇ પડી હતી. ચોમાસું પૂરૂં થાય એટલે ભવાઇ કરનાર દરેક ટોળું પોતપોતાની માની લીધેલી દેવીને પારે જઇને પ્રથમ-ત્રણ દિવસ ત્યાં ભવાઇ કરે, અને તે પછી બીજે ગમે ત્યાં ભવાઇ કરવા જાય; એવો રિવાજ હજુ સુધી દરેક ટોળામાં ચાલે છે. અંબાજી, બહેચરાજી, વગેરે મોટી મોટી દેવીઓના દરસાલ સંઘ કાઢનાર નાગરો, કંસારા, સોની વગેરે ભવાઇનો ધંધો નહિ કરનારા લોકો પણ માતાજીના સંઘમાં જાય ત્યાં ધર્મભાવથી પોતે ભવાઇ કરતા હતા. નવરાત્રિમાં ગામેગામ સ્ત્રીઓ અને પુરૂષો જાહેર માંડવી કરીને માતાજીના ગરબા ગાતા અને ઘણે ગામે ભવાઇ પણ કરતા. ભવાઇ કરતાં ઘણું બિભત્સ બોલવામાં આવે છે, પોતાની બેન દીકરી જોવા બેઠી હોય તોપણ ભવાઇ કરનારા આ પ્રમાણે બોલે છે, તેઓ એમ સમજે છે કે માતાજીના આગળ બધી વાતની છૂટ છે. હજુ સુધી ઘણે ઠેકાણે આ રિવાજ ચાલે છે, પણ હવે તે દરસાલ ઓછો થતો જાય છે. શહેરોમાં તો ભવાઇનું સ્થાન નાટકોએ લીધું છે. ભવાઇના ધંધામાં હવે પહેલાંના જેવો કસ નથી એમ જાણીને ભવાયાના છોકરા નાટક કંપનીઓમાં નોકર રહે છે. નાટકો મનોરંજનને માટે છે ને તેને ધર્મની સાથે કશો સંબંધ નથી, એ વિષે નાટક કરનારા કે જોનારા કોઇના મનને કશો અંદેશો નથી.

**વિરહવાદનું સાહિત્ય.**

આ પ્રકારનું સાહિત્ય પણ ઘણું છે. ત્રણુ ચાર શતકોની પૂર્વના સમય તરફ જોઇએ તો એ વખતે વિયોગાવસ્થાનું સાહિત્ય મોટે ભાગે દુહા સોરઠામાં રચાયેલું હતું. આ દુહા સોરઠા બહુ મર્મવેધક છે. એ પછીના કાળે કૃષ્ણગોપીઓના વિરહને નામે આ સાહિત્ય ઘણું રચાયું છે. મહિના, સાતવાર, તિથિઓ એમ અનેક સંકલનાએ કરીને આ સાહિત્યની ગુંથણી કરવામાં આવી છે. આ સાહિત્ય વિશેષ થવાનું એ કાળે કારણ હતું. એ કાળે વિયોગાવસ્થામાં ઝૂરતાં સ્ત્રીપુરૂષોની સંખ્યા બહુ વધારે હતી. ભાટ, ભવાયા, ચારણ, જોગી, જતિ, લડવૈયા, વહેપારી

(વણજારા) અને બીજા અનેક પ્રકારના ધંધાદારી લોકોને હરહમેશ બહાર ફરવું પડતું. દેશના એકથી બીજા છેડા સુધી તેઓ ફરતા અને ઘણી લાંબી મુદતે ઘેર આવતા. પાછલા કાળના લોકો કરતાં અત્યારના લોકો નોકરીધંધાને માટે પરદેશ વધારે ફરે છે, પૂર્વે જે દેશો વિષે લોકોને પુરી માહિતી પણ ન હોતી, તેવા દૂરના દેશોમાં સેંકડો લોકો જઈ વસે છે, છતાં પાછલા કાળે લોકોને જેવી વિયોગાવસ્થા ભોગવવી પડતી તેવી કષ્ટસાધ્ય અવસ્થાનો અનુભવ અત્યારના લોકોને ભાગ્યેજ કરવો પડે છે. અત્યારની નવી દુનિયાના લોકોને પાછલા કાળના લોકોની સ્થિતિનો ખરો ખ્યાલ આવવો એ મુશ્કેલ છે.

અત્યારે સુરત, અમદાવાદ, કે પાટણના રહેનાર મુંબઈ કે પુનામાં નોકરી કે ધંધા માટે રહેતા હોય તો છ દહાડા સુધી પોતાના કામમાં લાગ્યા રહીને શનિવારની રાત્રે મેલમાં નીકળી રવિવારે પોતાના કુટુંબ ભેગા થઇ શકે. અને સોમવારે પાછા પાછા વળીને પોતાના કામ પર હાજર થાય. આવી સવડ પાછલા કાળના લોકોને નહોતી. અત્યારે એક ગાઉને છેટે કે હજાર ગાઉને છેટે જ્યાં પોતાને રહેવું હોય ત્યાં પોતાનાં બૈરાંછોકરાંને સાથે લઇને જઈ શકાય છે, એ સગવડ પણ પાછલા કાળના લોકોને નહોતી. લુંટફાટ અને જોરજુલમનો ત્રાસ સર્વેના મન પર એટલો સજ્જડ થઈ ગયો હતો કે બૈરાંછોકરાંને સાથે લઈ જવા લાવવાની કોઈની હિંમતજ ચાલે નહિ. પાછલા કાળે મુસાફરીનાં સાધન પણ બહુ મોંઘાં અને બહુ વખત ગુજારનારાં હતાં, એટલે મુસાફરી કરનારને વારંવાર ઘેર જવાઆવવાનું પાલવે એવું પણ નહોતું. આથી "જેનો પિયુ પરદેશ" હોય તેને મહિનાઓનામહિના અને વર્ષોનાંવર્ષ વિયોગાવસ્થામાં રીબાવું પડતું. કૃષ્ણગોપીઓનાં વિયોગાવસ્થાનાં કાવ્ય લોકોને ભાવતાં આવતાં તે પોતાને થતા આ પ્રકારના અનુભવને લીધે હતું. વિયોગાવસ્થાનો અનુભવ કરનારા સ્વાભાવિક રીતે પોતાના ઉભરા બહાર કાઢવા પ્રેરાતા. આ ઉભરા વગર સંકોચે કાઢી શકાય, તે નિર્દોષ ગણાય અને લોકોમાં માન્ય ગણાય એટલા માટે તેઓ કૃષ્ણગોપીઓ કે એવા બીજા લોકમાન્ય પાત્રનું આલંબન કરતા.

આવા પ્રકારનું સાહિત્ય વિશેષ થવાનું બીજું કારણ એ હતું કે અત્યારે મનોવિલાસને માટે જેવું વિવિધ પ્રકારનું સાહિત્ય પ્રચાર પામ્યું છે, તેવું વિવિધ વિષયોનું સાહિત્ય તે કાળે હતું નહિ. શૃંગાર ભક્તિ અને વાર્તા એ સિવાય સાધારણ લોકોને માટે મનોવિલાસનું બીજું સાધન હતું નહિ. ભક્તિ ઘરડાં બુઢ્ઢાંને ભાવતી અને શૃંગાર સર્વને પ્રિય લાગતો. ભક્તિમાં ભળેલા શૃંગારીઓએ ભક્તિને પણ શૃંગારના રંગે રંગી દીધી હતી.

**સ્ત્રીઓ અને સાહિત્ય.**

સાહિત્ય નિર્માણના કામમાં સ્ત્રીઓ જાણવા જેવું કંઈ કરી શકી નથી. કારણ દેખીતું છે. પુરૂષોને માટે વિદ્યા એ દુર્લભ હતી તો પછી સ્ત્રીઓને વિદ્યાભ્યાસ કરવાનું તો હોયજ ક્યાંથી! સ્ત્રીઓ માણસ છે, એવું લોકો જાણતા હતા ખરા, પણ માણસ તરીકે જીવવાનો હક્ક સુદ્ધાં તેઓ પૂરેપાપૂરો ભોગવી શકતી નહોતી. ઘણી વાર તેને પોતાની ઇચ્છા વિરૂદ્ધ કુટુંબીઓના મિથ્યાભિમાનને વશ થઇને બળી મરવું પડતું. સર્વે લોકોમાં એ એકજ ભાવના તરતી હતી કે સ્ત્રીઓ એ પુરૂષની ભોગ્ય વસ્તુ છે. સ્ત્રીઓ પણ એમજ સમજતી હતી કે અમારૂં જીવન પુરૂષના ભોગવિલાસ માટે છે. પુરૂષને ભાવતા થવા માટે બનીઠનીને ઘરખૂણે બેસી રહેવું એજ તેમનો નિત્યક્રમ હતો. લોકોની રસવૃત્તિ કેવળ મલીન થઇ ગઇ હતી. અનેક સ્ત્રીઓ કરવાના રિવાજને લીધે ઘર એ નિરંતર કલહનું સ્થાન થઈ પડતું. શોક્યોની હરીફાઇમાં જે નિષ્ફળ થાય તેને પોતાની વાસનાઓ ગુંગળાવી મારવાની

ફરજ પડતી. ભાટ બચારા વહેપારી અને લશ્કરી નોકરી કરનાર રજપુત લોકોની સ્ત્રીઓને લાંબા કાળ સુધી વિયોગાવસ્થામાં દિવસ ગુજારવા પડતા. સ્ત્રીસમૂહના ચિંતનમાં ભોગવિલાસ સિવાય બીજો કોઇ વિષય ન હોવાથી સાધારણ રીતેજ તેમનાં મન અખંડ વિષયલોલુપ રહેતાં. આવી અવસ્થામાં શોક્યના કારણથી તજાએલી, વિધવાવસ્થા ભોગવતી અને વિયોગ દુઃખ ભોગવતી સ્ત્રીઓ પ્રપંચ પરાયણ સ્ત્રીઓ દ્વારા અનીતિને માર્ગે વળે એ તદન દેખીતું છે. આવી સ્થિતિને માટે સ્ત્રીઓ પોતે નહિ, પણ જે પરિસ્થિતિમાં તેઓ મૂકાય છે તે પરિસ્થિતિનેજ દોષપાત્ર ગણવી જોઇએ. પણ એ ન્યાય તે કાળની સ્ત્રીઓ માટે અલભ્ય હતો. ઉપદેશકવર્ગના લોકો વિશેષે કરીને ત્યાગી હોવાને લીધે તેઓ નિરંતર સ્ત્રીઓના ઉપરજ સર્વ દોષનો ભાર નાખી દેતા. સ્ત્રી એ નર્કની ખાણ અને સ્ત્રી એ પુરૂષને અધોગતિએ પહોંચાડનારી, એજ વિચાર પંડિતો અને મૂર્ખ સર્વના મનમાં જડાઇ ગયો હતો. શામળભટે સ્ત્રીઓની ભરપૂર નિંદા કરી છે, સ્ત્રીચરિત્ર ઉપરજ તેણે વાર્તાઓનું મંડાણ કર્યું છે, પણ આમાં શામળે પોતે ખાસ કરીને તેમ કર્યું હોય એવું કંઈ નથી. એ કાળના લોકસમૂહમાં સ્ત્રીઓ માટે જે વિચાર દૃઢ થઇ ગયા હતા, તેજ માત્ર શામળભટે વ્યક્ત કર્યા છે. એની વાર્તાઓનું વસ્તુ તેણે પોતે નવું રચ્યું નહોતું; પણ એની પહેલાંના કવિઓએ જે કંઇ ગોઠવ્યું હતું તે બધું જેમનું તેમ ઉપાડી લઇને અહીં તેણે નવી રચના કરી હતી. વસ્તુની જવાબદારી જનસમાજની છે.

નવરાત્રિમાં અને વારતહેવારના પ્રસંગોએ કરીને ગાવાના ગરબા, લગ્નાદિ માંગલિક પ્રસંગે ગાવાનાં ધોળમંગળ, મુઆ પાછળ ગવાતા રાજીયા, ઘંટીએ બેસીને ગાવાનાં ગીત અને બાળકોના હાલા એ સ્ત્રીઓના ઉપયોગમાં આવતું સાહિત્ય હતું. આ સાહિત્ય તેમણે પોતે રચેલું હોય કે પુરૂષે રચેલું હોય, પણ તે તેમને આવડતું અને તેમના માનસિક બંધારણ સાથે એકરૂપ થતું સાહિત્ય હતું. આ સાહિત્ય આપણે જોઇએ એટલે તે કાળની સ્ત્રીઓના મનોભાવ આપણે જોઇ શકીએ.

**પ્રાચીન સાહિત્ય અને મુસલમાનો.**

મુસલમાન અને પારસી કવિઓનાં જૂનાં કાવ્ય પ્રસિદ્ધીમાં આવ્યાં નથી. ગુજરાતમાં મુસલમાનોની વસ્તી બહુ થોડી છે. એ કાળે કાવ્ય લખવાનો મુખ્ય વિષય ધર્મ હતો. મુસલમાની ધર્મના જ્ઞાતા મીયાં મોલવીઓ ઉર્દુ ફારસી ભાષાને પોતાની ભાષા માનતા એથી ગુજરાતીમાં કાવ્ય રચવાનો તેમના તરફથી વિશેષ પ્રયત્ન થયો નથી. ખોજા વગેરે જે લોકો મુસલમાન થવા છતાં ભાષા વગેરેમાં હિંદુ આચારોને વળગી રહ્યા હતા તેમને માટે તેમજ શેખ વગેરે જે લોકો હિંદુ હોવા છતાં મુસલમાન ધર્મ પાળતા હતા તેમને માટે ગુજરાતી ભાષાનાં પદ બનાવવામાં આવ્યાં છેઃ પણ તે કાવ્ય ગુપ્તપંથનાં હોવાથી "પ્રસિદ્ધમાં લવાય નહિ" એવું તેમના ધર્મગુરૂઓ માને છે.

**પ્રાચીન સાહિત્ય અને પારસીઓ.**

પારસી અંથકારોએ જુના જમાનામાં ફારસી વાર્તાનું સાહિત્ય ગુજરાતીમાં ઉતારવા વિશેષ પ્રયત્ન કર્યો હોય એમ જણાઇ આવે છે. પારસી કવિઓનાં કાવ્યો હાથ લાગતાં નથી, પણ તેમણે ભાષાંતર કરેલી વાર્તાઓની ઘણી નકલો મળી શકે છે. એ ઉપરથી એમ અનુમાન થઈ શકે છે કે એમના ધર્મનાં ભણતર તેની મૂળ ભાષામાં ભણાતાં હોવાથી તે ગુજરાતી ભાષામાં ઉતર્યાં નથી, તેમ ગુજરાતી ધર્મનાં કાવ્ય (કથાવાર્તા) તેમને ઉપયોગી ન હોવાથી

ગુજરાતી પ્રાચીન કાવ્ય સાથે એમનો જાણવા જેવો સંબંધ બંધાયો નથી. એમના ધર્મનાં ભાષાન્તર ગુજરાતી લિપિમાં ઉતારી લીધેલાં મળે છે, તેમ તેમના હાથની લખેલી ગુજરાતી વૈદક નોંધો પણ મળે છે. બહુધા એમની લખવાની પદ્ધતિ દરેક શબ્દ છુટો પાડીને લખવો એ હતી. શબ્દ બરાબર છુટો રહે એટલા માટે દરેક શબ્દની વચ્ચે થોડાં મીંડાં મુકીને પછી બીજો શબ્દ લખતા. એમની ભાષા એમની આસપાસ વસતા સુરત જીલ્લાના લોકોની ભાષાને અનુરૂપ થઇ છે.

પ્રાચીન સાહિત્યનું વિષયદર્શન કરી ગયા પછી હવે આપણે જોઇએ કે એ સાહિત્યની વૃદ્ધિ કયા ક્રમે થઇ છે.

**ગુજરાતી સાહિત્યનો આરંભ કાળ.**

આ પ્રદર્શનમાં મૂકાયેલા ઉતારા અને પાટણના ભંડારોનો રિપોર્ટ જોતાં જણાય છે કે આપણને જૂનામાં જૂનાં લોકભાષાનાં કવનો મળે છે તે સંવત્ ૧૧૦૦ પછીનાં છે. અલબત એ પહેલાંનાં પણ કંઈ કંઇ કવનો મળે છે અને તે પહેલાનાં છે એવી ખાત્રી પણ થાય છે, પણ તે ગુજરાતમાંજ રચાયાં હોય એવી ખાત્રીનાં બહુ અલ્પ છે. સં. ૧૧૦૦ પછી આપણે જેમ જેમ નીચે ઉતરતા જઇએ છીએ તેમ તેમ આપણને છુટક છુટક કાવ્ય સંગ્રહ મળતો જાય છે. આ સંગ્રહ વિશેષે કરીને જૈનકાવ્યોનો છે. જૈન ગ્રંથો પહેલેથીજ લોકભાષામાં રચાતા હોવાને લીધે જૈન સાધુઓ પોતાના દેવગુરૂની સ્તુતિનાં સ્તોત્ર તેમજ લૌકિક કથા વાર્તાઓ પોતાની સ્વભાષામાં રચે એ સ્વાભાવિક છે. આ ભાષા તે નિઃસંશય અપભ્રંસ ભાષા છે. એના વિભક્તિ પ્રત્યયો અપભ્રંસ છે ને તેથી આપણે તેને અપભ્રંસ ભાષા કહીએ એજ યોગ્ય છે. સંવત્ ૧૩૦૦ પછી અને ખાસ કરીને ગુજરાતમાં મુસલમાની રાજ્યઅમલ શરૂ થયા પછી ગુજરાત શબ્દની વ્યાપ્તિ વધી ને લાટ, સોરઠ, તથા વાગડ દેશ પણ ગુજરાતમાં ગણાવા લાગ્યા. આ પ્રમાણે હાલ ગુજરાત નામે ઓળખાતો પ્રદેશ ગુજરાત એ નામે ઓળખાતો થયો ત્યારથી એ પ્રદેશની ભાષા ગુજરાતી ભાષા તરીકે ઓળખાતી થઇ છે. એટલે ગુજરાતી સાહિત્યનો આરંભકાળ સંવત્ ૧૩૦૦ પછી થયો ગણાય. આ સમયની લોકભાષાના ઘણા લેખ હજુ મળ્યા નથી; પણ જૈન ગુરૂઓએ પોતાના શિષ્યો માટે લખેલી ટીકાઓ અને કંઇ કંઇ કાવ્યો મળે છે, તે જોઇએ તો ઘણી રીતે તે અપભ્રંસથી જુદાં પડે છે, તેમ ઘણી રીતે તે હાલની ગુજરાતી ભાષાથી પણ જુદાં પડે છે. આથી આપણે તેને જૂની ગુજરાતી ભાષા કહીએ છીએ. સં. ૧૪૦૦ થી ૧૫૦૦ સુધીના ઘણા લેખો આપણને મળે છે તે બધા આ પ્રકારના છે. અને સંવત્ ૧૫૦૦ થી ૧૬૦૦ સુધીના સંખ્યાબંધ ગદ્યપદ્ય લેખો મળે છે તે પણ બહુધા આ પ્રકારનાજ લક્ષણવાળા છે. ફેર માત્ર એટલોજ છે કે જેમ જેમ નીચે ઉતરતા જઇએ છીએ તેમ તેમ અપભ્રંસ ભાષાનું રૂપ ઓછું થતું જાય છે ને ગુજરાતી ભાષાનું રૂપ વધારે વધારે સ્પષ્ટ થતું જાય છે.

ગુજરાતીની પેઠે મરાઠી વગેરે બીજી દેશ્યભાષાઓના સાહિત્યનો વિકાસ પણ ઘણું ખરૂં મુસલમાની રાજ્યકાળ પછીજ થયો છે. આમ થવાનું કારણ એ છે કે અગાઉના રજપુત રાજ્યકાળે સંસ્કૃત વિદ્યાને બહુ ઉત્તેજન મળતું હતું. પંડિતોને વંશપરંપરાના ગામગરાસ મળતા હતા. દરેક ગામે કેટલીક જમીન ખાસ આ ખાતે પળાતી હતી. આવા ઉત્તેજનને લીધે સંસ્કૃત ભણવાની લોકોમાં હોંસ ઉશ્કેરાતી. અત્યારે અંગ્રેજી ભણેલાને મોટા પગાર, મોટું માન અને મોટાં પ્રતિષ્ઠાવાળાં કામો મળે છે તેથી જેમ હજારો લોકો અંગ્રેજી ભણવા પ્રેરાય છે

તેમ તે કાળે સંસ્કૃત ભણનારને માનપ્રતિષ્ઠા અને સારી કમાણી મળતી હોવાથી બ્રાહ્મણો સિવાયના લોકો પણ એ વિદ્યા ભણવા લલચાતા હતા. આથી કથાવાર્તા કે ધર્મજ્ઞાનની લોકોની જીજ્ઞાસા પૂરનાર પંડિતો સર્વ સ્થળે સહેલાઈથી મળી શકતા. મુસલમાની રાજ્ય થતાં આ બધી સ્થિતિ ઉલટાઇ ગઇ, સંસ્કૃતને ઉત્તેજન મળતું બંધ થયું ને તેથી એ વિદ્યા સર્વત્ર સંકોચાતી ગઇ. ધર્મજ્ઞાન અને કથાવાર્તાની લોકોની હોંસનું પોષણ કરવા હવે એ વસ્તુઓ લોકભાષામાં ઉતારી લેવાની જરૂર જણાઇ. પહેલાં લોકભાષામાં માત્ર લૌકિક સાહિત્યજ રચાતું હતું અને શાસ્ત્રિય સાહિત્ય સંસ્કૃત દ્વારા મળતું હતું તે સ્થિતિ હવે બદલાવા માંડી અને લૌકિક તેમ શાસ્ત્રિય બધું એકજ ભાષામાંથી મળતું થયું. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ સંસ્કૃત સાહિત્ય વધારે વધારે ઉતારાતું ગયું. સંવત્ ૧૬૦૦ સુધીમાં આવી રચના થઇ છે તે બહુધા છુટક છુટક છે. એ પછીના કાળે લેખકોનું એ તરફ વધારે લક્ષ લાગ્યું અને તેમણે મંડયા રહીને બધું સંસ્કૃત સાહિત્ય ગુજરાતીમાં ઉતારી લીધું. જરૂર સમજતાં અને જરૂરના કામ પર લાગી જતાં લગભગ બે શતક એટલે દશ પેઢી ગુજરી ગઇ !

**જૂની ગુજરાતી ભાષાનું સાહિત્ય.**

જૂની ગુજરાતી ભાષાનું સાહિત્ય છેક છેલ્લા દશકામાંજ વિશેષ બહાર આવ્યું છે. એ પહેલાં એ સાહિત્ય વિષે ગુજરાતના સાધારણ વાચકો બહુધા અજાણ હતા. એ સાહિત્ય ઘણું મનોરંજક છે. અપભ્રંસ સંસ્કૃતિની ઝાંખી ઝાંખી છાપ તેના ઉપર પડેલી છે ને તેથી તે કેટલીક રીતે સુંદર છે. અમદાવાદના સુલતાનોનો અમલ પૂરો થયો ને ગુજરાતમાં મુગલાઇ અમલ ચાલતો થયો ત્યાં સુધીનો કાળ તે જૂની ગુજરાતીનો કાળ છે. એ કાળ પછી ભાષાએ જે વલણ લીધું તે વલણ સ્ફૂટ થતાં થતાં હાલની ગુજરાતી ભાષા બની છે.

હાલની ગુજરાતી ભાષા અને અપભ્રંસપ્રાકૃત ભાષા એ બે વચ્ચેના આ સાંધા તરફ દુર્લક્ષ કરીએ તો ભાષાના ઇતિહાસમાં અને વસ્તુસ્થિતિના સ્વાભાવિક ક્રમમાં ત્રૂટી પડે, તેમ ભાષાના ઘણા ગૂઢ મર્મ અંધારામાં રહી જાય. દાખલા તરીકે દાઉદી વહોરાને લોકો "લોટીઆ વહોરા" એ નામે ઓળખે છે; પણ લોટીઆ નામ પડવાનું કારણ શું છે, એનો કશો ખુલાસો થઇ શકતો નથી. જૂની ગુજરાતી ભાષાનું સાહિત્ય આનો અને આવા આવા અનેક ભેદોનો સ્પષ્ટ ખુલાસો કરે છે. અત્યારે વપરાતો "લોટીઆ" શબ્દ એ કાળના ગ્રંથોમાં "લોહહટ્ટીઆ" "સરૈયા" ને બદલે "સુરહીઆ" "પસ્તાગિયા" ને બદલે "પત્રશાગિયા" "ગઢવી" ને બદલે "ગઢવઇ" (સં. ગઢપતિ), "તડવીને" બદલે તડવઈ (સં. તડપતિ). "સંઘવી" ને બદલે "સંઘવઇ" (સં. સંઘપતિ), આવા આવા અનેક મર્મોના ગૂઢ આ સાહિત્યથી ઉકલે છે.

**ભાષાંતર કાળ**
**સં. ૧૬૦૦થી ૧૭૦૦**

આ શતક જૂની ગુજરાતી અને નવી ગુજરાતી ભાષા વચ્ચેનું સંધિશતક છે. ભાષાનો નવો યુગ પ્રવર્તવાને હજુ વાર હતી, એટલે આ શતકના લેખકોનો પ્રયાસ નવા યુગનો અમલ ચાલતો થયે દબાઇ જવા સરજાયેલો હતો. આ શતકમાં ઘણા કવિઓ થયા છે અને ઘણા કવિઓની કૃતિ ઉધેઇના મોમાં ચવાતી પાછી ખેંચી લઇને આપણે અજવાળામાં આણી છે; પણ આ પ્રયાસના જન્મયોગમાંજ કંઇ એવા ગ્રહ પડયા છે કે તે ચિરંજીવ રહેવાને ભાગ્ય

શાળી થાય નહિ. મહેનત કરવામાં આ શતકના કવિઓએ કશી કચાશ રાખી નથી. કથાવાર્તાનું આખું સંસ્કૃત સાહિત્ય ગુજરાતી ભાષામાં ઉતારી લેવાનો પ્રયાસ આ શતકના લેખકોએ કર્યો છે અને ગુજરાતી જીજ્ઞાસુઓએ ઘણા લાંબા વખત સુધી એમના પવિત્ર પ્રયાસનો લાભ લીધો છે.

આ શતકના આગળ પડતા કવિઓમાં શતકના આરંભે થયેલો કવિ નાકર છે. શતકના મધ્ય ભાગના કવિઓમાં સૌથી પહેલું પદ ભોગવતો વિષ્ણુદાસ, પછી કૂઢો, માધવદાસ, શિવદાસ, દેવીદાસ રાજે, વરતો વગેરે છે. આ શતકના જૈન કવિઓએ પણ સંસ્કૃત સાહિત્ય ગુજરાતી ભાષામાં ઉતારી લેવાને અથાગ મહેનત કરી છે. પં. ગુણમેરૂના શિષ્યે પંચોપાખ્યાનનું પદ્યબંધ ભાષાંતર કર્યું છે. સમયસુંદર લોકપ્રસિદ્ધ કવિ છે. વૈષ્ણવધર્મનું સાહિત્ય ગુજરાતીમાં ઉતારી લેવાને જેમ ખંભાતમાં વિષ્ણુદાસ મહાભારત પ્રયાસ કરી રહ્યો હતો, તેમ જૈન ધર્મનું સાહિત્ય ગુજરાતી ભાષામાં ઉતારી લેવાને ઋષભદાસ મહાભારત પ્રયાસ કરી રહ્યો હતો. બ્રહ્મણવર્ગના કવિઓમાં વિષ્ણુદાસના જેટલી મહેનત બીજા કોઇએ કરી નથી, તેમ જૈન વર્ગના કવિઓમાં ઋષભદાસના જેટલી મહેનત બીજા કોઇએ કરી નથી.

કવિત્વ એ ગુણ અમુક વ્યક્તિમાં પ્રાસાદિક હોય છે, ને હોય છે તો તે જરૂર ઓછી હોય તેટલા કારણને માટે કંઇ દબાઇ રહેતો નથી; તેમ તે ન હોય તો જરૂર હોય તેટલા માટે કંઇ નવો પ્રકટ થતો નથી, એ વાત ખરી હોય તોપણ વસ્તુના ઉદ્ભવને માટે જરૂરીયાત એ બહુ અગત્યની વાત છે. જો અમુક વાત જરૂરની છે એવું જેને તેને દેખાતું હોય તો તે જરૂર પૂરી પાડવાને માટે પ્રયાસ કરવાનું ઘણાને મન થાય અને ઘણા ઉમેદવાર હોય તેમાં એકાદપણ સફળતા પ્રાપ્ત કરે. એથી ઉલટું જરૂર ઉત્પન્ન થઇજ ન હોય અથવા જરૂરની વાતનું કોઇને ભાનજ ન હોય તો તેવી જરૂર પૂરી પાડવાનો પ્રયાસ આરંભવાનો વિચાર ઘણા થોડાને થાય છે. આ સિદ્ધાંત જો કબુલ કરીએ તો આ શતકના કવિઓની કૃતિમાં કવિત્વ બહુ ઓછું છે એનો ખુલાસો સહજ થઇ જાય. આ શતકમાં ભાષાનું સ્વરૂપ બદલાઇ ગયું હતું અને જનસમૂહમાંથી કેળવણીના સંસ્કાર વહન નષ્ટ થઇ ગયા હતા. રાજકીય ઉથલપાથલોને લીધે ઘર, ગામ, દેશ અને બીજું બધું અસ્તવ્યસ્ત થઇ ગયું હતું, એટલે જનસમૂહની જીજ્ઞાસા તૃપ્ત કરવા જેવું સાહિત્ય પૂરું પાડવાની જરૂર સર્વને પ્રત્યક્ષ થતી હતી. જ્ઞાનભંડાર સંસ્કૃતમાં છે એની સર્વને પ્રતીતિ હતી એટલે સંસ્કૃતમાંથી ગુજરાતીમાં ભાષાંતર કરી લેવું એજ આ જમાનાના લેખકોને આવશ્યક કર્તવ્ય દેખાયું. જ્ઞાનમંદિર ચિત્તાકર્ષક થવાને માટે કંઇક અસાધારણ રચના કરવી અને રંગરોગાન કંઇક ઝળકદાર લગાડવાં, એ આ શતકના લેખકોને બહુ જરૂરનું દેખાય એવું હતુંજ નહિ. સંસ્કૃતમાં સર્વ છે ને તેનું ભાષાંતર થઈ જાય તો લોકોને જોઇએ છે તે બધું મળી જાય એજ સર્વની ધારણા હતી, ને તેજ ધારણાથી સઉ કામ કરવા મંડી પડયા હતા. સંસ્કૃતના બધા લોકપ્રિય ગ્રંથોનાં પદ્યબંધ ભાષાંતર આ શતકમાં થઇ ગયાં. આખું મહાભારત, આખું રામાયણ, આખું ભાગવત, આખું શિવપુરાણ, પંચોપાખ્યાન, સીંહાસન બત્રીસી અને બીજા અનેક નાના મોટા ગ્રંથો, ગુજરાતી ભાષામાં ઉતારી આવ્યા. વીશમા શતકનો વાંચનાર નાકર કે વિષ્ણુદાસની કૃતિમાં કવિત્વ દેખે નહીં તો તે માટે તેણે તે કવિઓને નમાલા ગણવા કે તેમના પ્રયાસની કીંમત ઓછી આંકવી એ ભૂલ ભરેલું છે. કવિત્વ પ્રકટ થવાનો એ સમય ન હોતો. એ સમયને માટે જે જરૂરનું હતું તે ખોટ પૂરી પાડવા તેમણે પ્રયાસ કર્યો હતો અને તેમની ધારણામાં તે સફળ થયા હતા.

સંવત્ ૧૬૦૦ થી ૧૭૦૦ સુધીનો કાળ એ હાલની ગુજરાતી ભાષાનો આરંભકાળ છે. ઉપલક અવલોકન કરનારને ગુજરાતી સાહિત્યની હદ ત્યાં સુધીનીજ દેખાય છે. આપણા વર્તમાન વૃદ્ધ સાક્ષરો અને પ્રાચીન સાહિત્યના ઉદ્ધારકો જેને પ્રાચીન સાહિત્ય કહેતા હતા તે જુનામાં જૂનું આટલી હદ સુધીનું હતું. નરસિંહ મહેતાને ગુજરાતી સાહિત્યના આદિ કવિનું નામ આપવામાં આવેલું તે આ ટૂંકી દૃષ્ટિમર્યાદાને લીધે હતું. વિશેષ શોધ થયા પછી એ સાહિત્યની ક્ષેત્રમર્યાદા ઘણી વિસ્તૃત થઇ છે, ને તે આપણે ઉપર જોઇ ગયા છીએ.

[કવિત્વ કાળ.
(સં ૧૭૦૦ થી ૧૮૦૦)

સં. ૧૬૦૦થી ૧૭૦૦ સુધીના શતકનું પૂર્વાર્ધ જૂની ગુજરાતી સાથે સંકળાયેલું છે અને ઉત્તરાર્ધ નવી ગુજરાતીમાં ભળી ગયેલું છે.

સં. ૧૭૦૦ થી ૧૭૦૦ સુધીના શતકને આપણે ભાષાંતર કાળ કહ્યો છે તેમ સં. ૧૭૦૦ થી ૧૮૦૦ સુધીના કાળને કવિત્વકાળ કહેવો જોઇએ. ગુજરાતી પ્રાચીન સાહિત્યમાં જે કંઇ કાવ્ય એ નામે ઓળખાવા જેવું છે, તે વિશેષે કરીને આ શતકમાં ઉત્પન્ન થયું છે, જો કે આ સિદ્ધાંત તદન ખરો છે, તો પણ આમ કહેવાનો અર્થ એ નથી કે પાછલા શતકનાં બધાં કાવ્યો કેવળ ભાષાંતર રૂપ છે અને તેમાં કવિત્વ જેવું કંઇ છેજ નહિ, તેમ એમ પણ કહેવાનો હેતુ નથી કે આ શતકમાં જે કંઇ જોડાયું છે તે બધું કવિત્વવાળું છે ને તેમાં ભાષાંતર જેવું કંઈ છેજ નહિ. સાધારણ વિવિધતા તો બધા કાળમાં હોવાનીજ. જનસમૂહની પ્રવૃત્તિનો વિચાર કરવાનો હોય અથવા આખા શતકની પ્રવૃત્તિનો વિચાર કરવાનો હોય ત્યાં વિવિધતા વગરનું તો કંઇ હોયજ નહિ. આખો જનસમૂહ એકજ પ્રકારના વલણવાળો હોય અથવા આખું શતક એકનેએકજ પ્રકારની પ્રવૃત્તિમાં ગુંથાઇ ગયેલું હોય એ શકયજ નથી. દરેક સમૂહમાં તેમ દરેક શતકમાં વધતું ઓછું જ્ઞાન ધરાવનારા અને ભિન્ન ભિન્ન પ્રકારની રૂચિવાળા કેટલાક લોકો તો હોવાનાજ. અને ભિન્ન ભિન્ન વ્યક્તિઓથી નિર્માતા સાહિત્ય ઉપર ભિન્ન ભિન્ન પ્રકારની છાપ પણ હોવાનીજ. માત્ર વિશેષતા હોય છે તે એ હોય છે કે અનેક વિવિધતા વચ્ચે પણ કોઇ એક રંગ આગળ પડતો હોય છે ને એ મુખ્ય રંગની છાયા નીચે બીજા બધા રંગ દબાતા હોય છે. જમાનો બદલાય છે તેમ તેમ જનસમાજની જરૂરીયાતો પણ બદલાતી જાય છે ને જરૂરીયાતો બદલાય એટલે આ રંગ પણ બદલાતો જાય છે.

પાછલા શતકના લોકોના મનમાં એમ હતું કે "આપણી ભાષામાં રામાયણ હોય તો બહુ આનંદદાયક થઇ પડે," "આપણી ભાષામાં મહાભારત હોય તો કથાવાર્તાનો ખરેખરો રસ જામે," આવા પ્રકારની ભાવનાઓ ઘોળાવાના પરિણામે લેખકો ભાષાંતર કરવા પ્રેરાયા. ભાષાંતર થઇ ગયા એટલે પછી બીજી જરૂરીયાત તરફ તેમનું લક્ષ દોરવાયું. મકાનનાં કોટડાં તૈયાર થાય એટલે પછી ચુનોચકી કરવાનો કે રંગરોગાન કરવાનો વિચાર સૂઝે. આ કામ કારીગરીનું છે અને સંસ્કારી માણસ સિવાય કારીગરીનું કામ થઇ શકે નહિ, પણ સંસ્કારી માણસને સુદ્ધાં કોટડાં તૈયાર થતા પહેલાં રંગરોગાન કરવાનો વિચાર સૂઝે નહિ. પાછલા શતકના કવિઓએ કોટડાં તૈયાર કરી દીધાં એટલે પછી આ શતકના કવિઓને

રંગરોગાન કરવાની વૃત્તિ થઇ. આ શતક કવિત્વનું શતક થયું તે આ કારણથી. પાછલા શતકના આરંભમાં નાકર હતો તેમ આ શતકના આરંભમાં અખો છે. અખાના કાવ્યમાં જો કે કવિત્વ છે, પણ કવિ અને જ્ઞાની એ બે વચ્ચેનો ભેદ ધ્યાનમાં રાખીને પ્રાચીન શિષ્ટે એ અખાના કાવ્યને કાવ્ય કહેવાને બદલે **અખાની વાણી** કહી છે. કાવ્યમાં કવિની કલ્પનાઓ હોય છે, ને વાણીમાં અનુભવ-જ્ઞાનની ઉર્મીઓ હોય છે. કાવ્ય હોંસથી વંચાય છે, વાણી શ્રદ્ધાથી સંભળાય છે. કાવ્ય ફોતરાંવાળું ધાન્ય છે ને વાણી સર્વાંગ ગ્રાહ્ય પકવાન છે. આમ અખાનું કાવ્ય કાવ્ય નહિ પણ વાણી છે.

અખાનો વિષય અખાના સમયની પૂર્વે ઘણા લાંબા વખતથી ચર્ચાતો આવ્યો હતો. "**પ્રબોધ બત્રીસી**" અથવા "**માંડણના ઉખાણા**" એ ગ્રંથ અખાના સમયથી લગભગ સો વર્ષ જેટલો પહેલાનો છે. આ અને તે પછીનાં બધાં વેદાંતિક કાવ્યોમાં કોઇ પણ રચના નિર્માલ્ય જેવી નથી, તો પણ અખાના જેવો સચોટ બુદ્ધિવાદ બીજા કોઇએ કર્યો નથી. એનું એક એક વાક્ય એક એક ભાલા જેવું છે, જે હૃદયને ભેદીને આરપાર નીકળી જાય છે. કોઇ પણ વાક્ય જુઓ, જેમાં વેધકતા ન હોય તેવું કંઇ મળશેજ નહિ. અખાની વાણીમાં આ બળ ક્યાંથી આવ્યું? મનુષ્યસ્વભાવના અને ઇતિહાસના અભ્યાસીઓ આ પ્રશ્નનો જવાબ આપી શકે. જે કારણે સ્વામી દયાનંદ મતપંથોનું ખંડન કરવા પ્રેરાયા, તેજ કારણે અખો પાખંડમતોનું ખંડન કરવા ઉદ્યુક્ત થયો. પરિસ્થિતિ પ્રેરે છે. જ્યારે કોઇ એક સ્થિતિ બહુ અસહ્ય થઇ પડે છે ત્યારે વિચારવાન અને તીવ્ર લાગણીવાળી કોઇ એક વ્યક્તિ તેના સામે તીવ્ર વિરોધ કરવા નીકળી આવે છે. આવી વ્યક્તિ કોઇ એક સત્ય પર આરૂઢ થઇને પોતાનું જીવન એ સત્યને અર્પણ કરવા તત્પર થઇ હોય છે, એટલે એના બળવાન આત્મા વડે જે કંઇ કૃતિ થાય છે તે બધી બળવાળી થાય છે. અખાના કાળે ગુજરાતમાં વલ્લભી સંપ્રદાય જામી ગયો હતો, નાના નાના સેંકડો મતપંથો છવાઇ ગયા હતા, બ્રાહ્મણો, જતિઓ, ગોસાંઇઓ, બાવાઓ અને અનેક વેશધારીઓ ધર્મને નામે લોકોને ફોલી ખાતા હતા; તીવ્ર લાગણી અને સત્ય શોધવાની દૃઢ અભિલાષા વડે અખાનાં ચક્ષુ ઉઘડી ગયાં. તેને અદ્ભુત દર્શન થયું. બીજાઓને જે ધર્મરૂપ જણાતું હતું તે એને જાળરૂપ જણાયું. "આટલા બધા લોકો કરે છે માટે તે તો ખરું હોવું જોઇએ." એવો ભ્રમ તેનો તૂટી ગયો. જગત્ અવળે રસ્તે વહે છે એવી તેને ખાત્રી થઇ. દૃઢતા અને તીવ્રતાના બળે તેને આ દર્શન થયું હતું, એટલે દિવ્યદર્શન કરી લઇને તેનાથી શાંત રહેવાયું નહિ. અંતરની અકળામણો તેણે ખાલી કરવા માંડી. અખાની વાણીમાં શાસ્ત્રિય વસ્તુવાળું જે કંઇ છે તે બહુ અલ્પ છે એની વાણી કેવળ અનુભવથીજ ભરેલી છે.

પ્રેમાનંદ અને અખાના સમય વચ્ચે દશ વીસ વર્ષ કરતાં વધારે અંતર જેવું નથી, છતાં તે બંનેની ભાષા વચ્ચે બહુજ મોટું અંતર પડી ગયું છે, એનું કારણ એ છે કે પ્રેમાનંદ તેમજ તેના જેવાં કાવ્ય લખનાર બીજા બધા કવિઓ સંસ્કૃત મહાભારત, રામાયણ કે પુરાણમાંનો કોઇ એક પ્રસંગ લઇને તેના ઉપર નવી રચના કરતા હતા. એમના કાવ્યના વસ્તુને સંસ્કૃત સાથે સીધો સંબંધ હતો એટલે એમની રચનામાં સંસ્કૃત શબ્દો વધારે ઉતરે એ સ્વાભાવિક હતું. અખાની અનુભવી વાણીને સંસ્કૃત સાથે સંબંધ નહોતો, અથાગ પરિશ્રમે અને અસાધારણ બુદ્ધિબળે સમુદ્રમંથન કરીને તે દિવ્યદર્શન પામ્યો હતો. દિવ્યદર્શનથી એનો

અંતરાત્મા પ્રકાશ પામ્યો હતો, તે સંપૂર્ણ સ્વાશ્રયી થયો હતો, એટલે પોતાના ઉભરા ખાલી કરતી વખતે તેને કંઇ શબ્દો ખોળવા બેસવું પડે એવું હતું નહિ. અંતર્પ્રવાહથી નીકળતી પોતાની સ્વાભાવિક વાણીમાં તે બોલતો અને તે જે બોલતો તેજ એ સમયના લોકોની વ્યવહારિક ભાષા હતી. એની વાણીમાં જેવી એના અંતઃકરણની સરલતાની છબી છપાઇ છે, તેવી એની ભાષામાં એના કાળની લોકભાષાની છબી છપાઇ છે. એની વાણીના કેટલાક શબ્દો આજે આપણને સમજાતા નથી, તે અત્યારે આપણામાં વપરાતા બંધ થઇ ગયા છે. એના શબ્દો આપણને વિરુપ લાગે છે પણ તે એણે જાણીજોઇને વિરૂપ કર્યા નથી, એના વખતમાં ભાષાનું જે ખરું રૂપ હતું તેજ માત્ર તેણે ઉતારી લીધું છે.

અખાની ભાષાનો વિચાર કરતાં એક વાત એ પણ જાણવા જેવી છે કે પ્રેમાનંદ જેવા સંસ્કૃત પંડિતની ભાષા અને અખા જેવા કેવળ ધંધાદારી માણસની ભાષા એ બે સરખી હોઇ શકે નહિ. અત્યારે પણ કેળવાયેલા લોકોની ભાષા અને ધંધાદારી કે ગામડીયા લોકોની ભાષા વચ્ચે જેવો ફેર હોય છે તેવો ફેર તે કાળે પણ સ્વાભાવિક છે. એ કાળ તો ઉલટો વધારે વિષમ હતો. એ કાળે ધંધાદારી લોકોમાં અક્ષરજ્ઞાન એ બહુ દુર્લભ હતું અને પંડિતોમાં સંસ્કૃતજ્ઞતા એ વંશપરંપરાગત હતી.

આ શતકની રસવાહક ભૂમિકામાં પ્રેમાનંદનો મહાપ્રવાહ ધોધબંધ વહેતો હતો તેમ નાનાં નાનાં છતાં ઘણાં રમણિય અનેક ઝરણો પણ ફૂટી નીકળ્યાં હતાં. તેમાંનાં કેટલાંક બહુ લાંબે પહોંચે તેવાં હતાં ને બીજાં કેટલાંક આસપાસની ભૂમિકાને રસવતી કરીને સમાઇ જાય તેવાં હતાં.

બ્રાહ્મણવર્ગના કવિઓમાં આ શતક જેમ કવિતાકાળનું શતક હતું તેમ જૈનવર્ગમાં પણ આ શતક રસિક કાવ્યોના પુનરુદ્ધારનું શતક હતું. બ્રાહ્મણોના સાહિત્યની પેઠે જૈનોનું જૂની ગુજરાતી ભાષાનું સાહિત્ય પણ આ કાળના લોકો માટે દુર્ગમ થઇ પડયું હતું ને તેથી તેમનામાં પણ નવું સાહિત્ય નિર્માણ કરવાની પ્રવૃત્તિ ચાલી રહી હતી. સો વર્ષ પહેલાં જે રાસો, સ્તવનો (સજઝાય) અને સ્તુતિઓ (થોય) રચાઇ ગયાં હતાં, તે બધાં પાછાં આ શતકમાં નવાં રચાવા માંડયાં હતાં. બ્રાહ્મણવર્ગના કવિઓ જેમ મહાભારતમાંથી એક એક પ્રસંગ લઇને તેનાં આખ્યાન રચાતા હતા તેમ જૈન કવિઓ સંસ્કૃતપ્રાકૃત જૈન સાહિત્યના એક એક પ્રસંગ લઇને તેના રાસ રચતા હતા. બ્રાહ્મણવર્ગના કવિઓ શૃંગારિક ઉભરા ખાલી કરવાને જેમ કૃષ્ણગોપીઓનું આલંબન કરતા હતા તેમ જૈન કવિઓ નેમનાથ અને રાજુલનો અથવા થૂલિભદ્ર અને કોસ્યાનો પ્રસંગ હાથ ધરતા હતા. આ બે પ્રસંગો ઉપર તેમણે અનેક પ્રકારનાં પદ, વાર, તિથિઓ, મહિનાઓ વગેરે તરેહવાર ગુંથણીઓ ગુંથી છે. વિરહના ઉભરા કાઢવાને માટે નેમીરાજુલનો પ્રસંગ, અને શૃંગારિક વર્ણનો માટે થૂલિભદ્રકોસ્યાનો પ્રસંગ ઘણા કવિઓએ હાથ ધર્યો છે. આ કાવ્યો ખરેખર બહુ રસિક થયાં છે, *

બ્રાહ્મણવર્ગના કવિઓ અને જૈન કવિઓ જાણે સાથે સાથે ચાલ્યા હોય એવું દેખાય છે. કારણ સ્પષ્ટ છે. શ્રાવકો અને વૈષ્ણવો બંને સાથે વસતા, સાથે ધંધો કરતા અને બંનેનો ખાવાપીવાનો તથા કન્યાઓ આપવા લેવાનો વ્યવહાર સળંગ હતો. આઠ સંસર્ગને લીધે એક બીજાનું સાહિત્ય જાણી શકતા અને એકનું જે સારું જણાય તે બીજા કાંઇ પણ રૂપ આપીને પોતાનું કરી લેતા.

---

* નમુના માટે જુઓ નેમીજિન બાર માસ–"પંથીઅડારે સંદેસડો."

ગુજરાતી સાહિત્યમાં સર્વોપરી પદ ભોગવતા બે કવિઓ પ્રેમાનંદ અને શામળ બેઉ આ શતકમાં થયા. પ્રેમાનંદ શતકના મધ્ય ભાગમાં થયો અને શામળ શતકની આખરે થયો. એકે કાવ્યકથાની વાડી મનોરંજક કરી આપી તો બીજાએ વાર્તાવિનોદનું ક્ષેત્ર સુંદર કરી આપ્યું. બેઉનું કામ મહત્ત્વ હતું. સંસ્કારી લોકોને માટે પ્રેમાનંદ જોઇતો હતો અને અભણ ઉદ્યોગી લોકો માટે રસ ભર્યો વ્યવહારબોધ આપનાર શામળની જરૂર હતી. ગામડાનો ખેડુત ખેતરમાં રાતવાસો રહ્યો હોય ત્યાં તાપણી પાસે બેસીને કે પોતાના માળા ઉપર બેઠો બેઠો લાંબે રાગે શુડાબંકાવળીની વાર્તા કે ગજરામારૂના દુહા લલકારે અને આસપાસના ખેતરોમાં વાસોપું રહેનારા પોતાના ખેતરમાં બેઠા બેઠા તેનો હોંકારો ભણે, એ શામળે કરી આપ્યું. અભણ વર્ગમાં સંસ્કારો પ્રેરવાનું કઠણ કામ જે અત્યારના ઉંચી કેળવણી પામેલા લેખકોથી થઇ શકતું નથી તે શામળભટે કર્યું.

પ્રેમાનંદ અને શામળ બેમની લોકપ્રિયતાનું માપ જો જનસંખ્યા ઉપરથી કરવાનું હોય તો શામળનો નંબર પહેલો આવે. પ્રેમાનંદ લોકપ્રિય ખરો, પણ તે સંસ્કારી લોકોમાં અભણ લોકોમાં નહિ.

પ્રેમાનંદ અને શામળ બેઉની ભાષા પોતપોતાના વિષયને અનુરૂપ છે. સંસ્કૃત શબ્દો વગર પ્રેમાનંદને ચાલે એવું નહોતું ને રુઢ શબ્દો વગર શામળની કાર્યસિદ્ધિ થાય એવું નહોતું. બંને પંડિત હતા, પણ એમના વિષય ભિન્ન હતા એટલે તેમની ભાષા અને તેમના ભક્તો એ પણ ભિન્ન થયા.

કાવત્વ કાળના શતકમાં **વલ્લભ** ધોળો ન હોત તો તે ખોટ રૂપ ગણાત. માતાના ગરબા અને રાધાકૃષ્ણના સ્નેહવિહારમાં એણે શૃંગારરસ રેલડેલ કરી દીધો છે. એના ઘણા ગરબા હજી અપ્રસિદ્ધ છે.

**વિવિધ વિષયનું સાહિત્ય.**
**છેલ્લું શતક.**
**(સં. ૧૮૦૦ થી ૧૯૦૦)**

સંવત્ ૧૮૦૦ થી ૧૯૦૦ એ પ્રાચીન સાહિત્યનો છેવટનો સમય છે. હાલના શતકની સાથે એ સમય લગોલગનો સમય હોવાથી એ શતકના નાના મોટા ઘણા કવિઓનાં કાવ્ય હાથ આવ્યાં છે. ખરેખરી વિવિધતા તો પ્રાચીન કાવ્યમાં છેજ નહિ, પણ જે છે તે દૃષ્ટિએ જોતાં આ કાવ્યો વિવિધ વિષયનાં છે. દયારામ એ આ શતકનો પ્રધાન કવિ છે. કવિત્વમાં તે કોઇ પણ રીતે પ્રેમાનંદથી ઉતરે તેવો નથી. ગુજરાતી અને હિંદી ઉપરાંત મરાઠી ભાષામાં પણ એણે કાવ્ય રચના કરી છે. શબ્દાનુપ્રાસ જેમાં હિંદી કાવ્યો બહુજ આગળ પડતાં છે, તે ઢબ પણ દયારામે પોતાના કાવ્યમાં ઉતારી છે. એના ધર્મના વલણે એને શૃંગારિક વલણમાં વાળી દીધો ન હોત કદાચ તે પ્રેમાનંદ જેવાં રસિક આખ્યાનો કે બીજી કોઇ ઉચ્ચ કોટિની કાવ્યકૃતિ કરવા પ્રેરાયો હોત. રસ તો એનાં કાવ્યોમાં પદે પદે નીતરી રહે છે.

દયારામની પછીના નંબરે શતકના કવિઓની ગણનામાં ગિરધર અને પ્રીતમનું નામ આવે છે. વિષ્ણુદાસનું રામાયણ કેવળ ભાષાંતરરૂપ હતું. ગિરધરે તેને કાવ્યરૂપ કરી આપ્યું. ગિરધરનું નામ અમર કરવાને આ એકજ કૃતિ બસ છે.

પ્રીતમ જ્ઞાનમાર્ગનો કવિ છે. જ્ઞાનમાર્ગનાં કાવ્યો જેવાં પ્રીતમે રસિક કરી આપ્યાં છે તેવાં બીજા કોઇએ કર્યાં નથી, બીજાઓએ તેની નકલ અને અનુસરણ કર્યું છે, પણ પ્રીતમની વાણીની મીઠાશ વખાણ્યા વગર ચાલે એવું નથી.

જ્ઞાનમાર્ગના ચાબખા મારનારો ભોજો ભગત, એકતારાથી ભજન ગાનારાઓનો ગાઢો પરિચિત ધીરો ભગત, અને બાપુ ભગત એ બધા જ્ઞાનમાર્ગના કવિઓની કૃતિ સચોટ અસર કરે તેવી છે.

જ્ઞાનમાર્ગનાં કાવ્યોનો વિચાર કરતાં કુબેરભક્તને વિસારે પાડી શકાય તેવું નથી. કેવળ અભણ અને કોળી જાતિના એ પુરુષે પોતાની ગ્રામ્ય, ગૂઢ અને પંચમેળ ભાષામાં ઉપનિષદોના ગૂઢ મર્મ અને મતપંથોનાં ખંડનખંડન એવાં અસરકારક કર્યાં છે કે જેના પ્રભાવવડે પાટીદાર, વાણિયા અને બ્રાહ્મણ જાતિના લોકો પણ તેના સેવક–કંઠીબંધા થઇ ગયા. પૂરાં પચાસ વર્ષ જતા પહેલાં ગુજરાતના ચારે ખૂણામાં કુબેરપંથ પસરી ગયો તે આ પુરૂષના દઢ આત્મબળ અને તેણે પ્રકાશેલા મર્મવેધક સાહિત્યનો પ્રતાપ છે. એ સાહિત્ય હજુ પ્રસિદ્ધિમાં આવ્યું નથી એટલે વાચકોને તેનો ખરો ખ્યાલ આવી શકે એવું નથી.

કુબેરભક્ત સ્વામીનારાયણના પંથ સાથે સ્પર્ધા કરતા હતા. એ પંથના મતખંડન માટે તેમણે કેટલુંક કવન કર્યું છે. સ્વામીનારાયણનો પંથ અને તે લગભગ સમકાલે આગળ વધતા હતા, બંને પંથપ્રવર્તકો પ્રતાપી હતા, અને બંનેનું સાહિત્ય મનોવેધક હતું પણ સ્વામીનારાયણનો પંથ જેટલો ફેલાયો તેટલો કુબેરસ્વામીનો પંથ ફેલાયો નહિ. સ્વામીનારાયણને સીધે માર્ગે આગળ વધવાનું હતું અને કુબેરસ્વામીને છાતીભેર ઉભો ચઢાવ ચઢવાનો હતો. રામાનુજ, વલ્લભાચાર્ય અને બીજા સંપ્રદાયવાળાઓ જે પ્રકારની મૂર્તિ પૂજા અને વ્રતઉપવાસોથી પોતાના પંથની પ્રવૃત્તિ કરતા હતા તેજ બંધારણ ઉપર સ્વામી નારાયણને પોતાનો પંથ સ્થાપન કરવાનો હતો. જે કંઇ ચાલતું હતું તેને પોતા તરફનું રૂપ આપવું એટલુંજ કામ એમને કરવાનું હતું, જ્યારે કુબેરસ્વામીને બધી મૂર્તિઓ અને બધા વ્રતઉપવાસો વિરૂદ્ધ કેવળ જ્ઞાનમાર્ગનું × સ્થાપન કરવાનું હતું. લોકો જે ચીલામાં ચાલતા હોય તે ચીલો બદલીને તેમને નવી વાટમાં ચાળવા એ કામ બહુ કઠણ હોય છે. આ મુસ્કેલીને લીધે સ્વામીનારાયણના જેટલો એમના પંથનો પ્રચાર થઇ શકયો નહિ. બીજું એ પણ ખરૂં કે સ્વામીનારાયણ ઉચ્ચ વર્ગના સાધુ હતા અને કુબેરભક્ત હલકી ગણાતી કોળી જ્ઞાતિના હતા. જાતિભેદના જડ થઇ ગયેલા સંસ્કારો લોકોને કુબેરભક્તનો મેળજ થવા દે એ બહુ કઠણ હતું. જાતિ અને વિદ્યા બેઉમાં હીન એટલે ઉચ્ચ વર્ણના લોકોમાં તો તેમની પ્રતિષ્ઠા પડે એવું હતુંજ નહિ. આવી સ્થિતિમાં એમણે જે કંઇ કર્યું છે તે એમની સ્થિતિનો બીજો કોઇ પણ માણસ કરી શકે તેના કરતાં ઘણું વધારે છે.

સ્વામીનારાયણના સાધુઓ નિષ્કુળાનંદ, બ્રહ્માનંદ, દેવાનંદ વગેરેનાં કાવ્યો પણ બહુ અસરકારક છે. સ્વામીનારાયણે ( સહજાનંદે ) પોતે પણ ગુજરાતી ગદ્ય સાહિત્યની રચના કરી છે. એમનો શિક્ષાપત્રી નામનો ગ્રંથ વ્યવહારિક ઉપદેશોથી ભરેલો અને સર્વ સત્સંગીઓમં * પ્રમાણભૂત મનાતો ગ્રંથ છે. એ પંથના બ્રહ્માનંદ નામના સાધુએ ચાબખા બનાવ્યા

× એમની પાછળ એમના શિષ્યોએ "કરૂણા સાગર" નામ આપીને કુબેરસ્વામીની મૂર્તિ બેસાડી તેની પૂજા ચાલતી કરી છે. એટલે મૂર્તિપૂજામાં એ પંથ હવે બીજાઓથી જુદો પડતો રહ્યો નથી.

* એ પંથના અનુયાયીઓને "સત્સંગી" કહેવામાં આવે છે.

છે તેમાં "બ્રહ્માનંદ કહે તેકું દુઃખ લગે પણ સુખ તો જુતાંયું માગતા હૈ." શિષ્ટતાની હદ ઓળંગી દીધી છે. કૃષ્ણગોપીઓના વિહાર પણ એમણે વર્ણવ્યા છે, છતાં એ પંથનું સાહિત્ય ઠરેલ વિચારોનું પોષણ કરે તેવું, ભક્તિભાવયુક્ત અને વૈરાગ્યના વલણવાળું છે.

પ્રાચીન સાહિત્યનું અવલોકન કરતાં મને જે જાણવા જેવું લાગ્યું તેનો સાર આ પ્રમાણે છે. જુદા જુદા કવિઓ અને તેમના સમય તથા કૃતિ સંબંધીની નોંધો તેમનાં કાવ્યો સાથે અને ઘણુંખરૂં તેમના પોતાનાજ શબ્દો પ્રમાણે ઉતારી લેવાની હોવાથી એ વિષે અહીં જુદું કંઈ લખ્યું નથી. કવિઓ કોણ હતા? ક્યાં થયા? એ વગેરે બાબતો તેમનાં કાવ્યોમાંથી જે કંઇ મળી શકે છે તે મેં ઉતારી લીધી છે, પણ તેથી બહુ ઉંડાણમાં ઉતરીને એ કવિના બાપનું નામ શું હતું? એની માનું નામ શું હતું? એની સ્ત્રીનું નામ શું હતું? એને કેટલાં છોકરાં હતાં? એ કઇ પોળમાં રહેતો હતો? આવું તેવું શોધવા મેં યત્ન કર્યો નથી અને એવો યત્ન જરૂરનો હોય એમ પણ હું માનતો નથી. એથી ઉલટું હું એમ માનું છું કે જૂનો નિર્માલ્ય કચરો જેટલો વહેલો અદૃશ્ય થઇ જાય તેટલું વધારે સારૂં. કોઇ કવિ આપણી પૂર્વે થઇ ગયો એટલાજ માટે તેનાં અર્થવગરનાં જોડકણાં, તેનું નામ, ગામ, તેનો સમય અને તેને લગતી બીજી અનેક બાબતો વિનાકારણ આપણે ગોખી રાખવી એ આપણા સમયનો દુરૂપયોગ કરવા જેવું છે. ચોમાસામાં ઉગી નીકળતા અનંત છોડવાઓ જો હરહંમેશ કાયમ રહેતા હોત તો જગતમાં માણસને ઉભું રહેવાની જગા મળે નહિ. કુદરત દયાળુ છે તેથી ચોમાસું પૂરૂં થતાની સાથે નિરૂપયોગી છોડવાઓને તે પોતાની સાથે અદૃષ્ય કરી છે અને ઉપયોગી મોટાં વૃક્ષો કે સારા રોપાઓ માટે જગા ખાલી કરી આપે છે. પાછલી કાવ્ય કૃતિને માટે પણ એજ નિયમ લાગુ પડે છે. નિરૂપયોગી કચરાને કાળ પોતાની સાથે અદૃષ્ય કરી દે એમાં નારાજ થવા જેવું કંઇ નથી. નિઃસંશય, આજના પ્રજાજીવનમાં જે તત્ત્વો જોઇએ છીએ તે તત્ત્વો આ સાહિત્યમાંથી આપણને મળી આવે એવું નથી. એને માટે તો નવુંજ ઔષધ તૈયાર કરવું જોઇએ. માત્ર હાલ રોગીના શરીરમાં જે જે તત્ત્વોનો જમાવ થયો છે તે તે તત્ત્વો કેવા પ્રકારના આહાર વિહારથી તેના શરીરમાં સંગઠિત થયાં છે તે જાણવાને —રોગનું નિદાન કરવાને આ સામગ્રી જરૂરની છે. આ સામગ્રી તરફ દુર્લક્ષ કરીને નવું ઔષધ તૈયાર કરવામાં આવશે તો તે રોગીને પથ્યકર થઇ શકશે નહિ, માટે પ્રાચીન સાહિત્યનો શોધ, સંગ્રહ અને અભ્યાસ એ જરૂરનો છે, પણ તેમાં નિરૂપયોગી કચરો વધારવો એ કોઈ પણ રીતે ઇષ્ટ નથી.

પ્રાચીન સાહિત્યનું અવલોકન કર્યા પછી ગુજરાતી ભાષા અને ગુજરાતી લિપિ સંબંધીની મારી નોંધો રજુ કરીને આ અવલોકન પૂરૂં કરીશ.

**ગુજરાતી ભાષા.**

ગુજરાતી ભાષાની શરૂઆત ગુજરાતમાં મુસલમાની રાજ્ય સ્થાપન થયું ત્યારથી ગણાય. આમ માનવાનાં કારણો બે છેઃ (૧) ગુજરાત શબ્દની વ્યાપ્તિ વધીને ગુજરાત પ્રાંતનું નામ મટી દેશનું નામ થયું એ એક અને (૨) ગુજરાતી ભાષાનો મારવાડી વગેરે બીજી ભાષાઓ સાથેનો સંબંધ તૂટીને ગુજરાતી ગુજરાતદેશની ભાષા થઈ રહી એ બીજું.

ગુજરાત શબ્દની વ્યાપ્તિ મુસલમાની રાજ્યકાળે વધી એમ માનવાનું કારણ એ છે કે મુસલમાની રાજ્યકાળ પહેલાં મહીનદીની દક્ષિણનો પ્રદેશ ગુજરાત નામે ઓળખાતો હોય

એવો કોઇ પૂરાવો મળતો નથી, એથી ઉલટું એવા પૂરાવા સંખ્યાબંધ મળે છે કે એ પ્રદેશ ઘણા લાંબા કાળથી "લાટદેશ"ને નામે ઓળખાતો હતો. પાટણના રજપુત રાજકર્તાઓના વખતમાં "ગુર્જરભૂમિ" કે "ગુર્જરદેશ" એ નામ ફક્ત ઉત્તર ગુજરાતને લગાડવામાં આવતું હતું. પાટણના રાજાઓનો સીધો અમલ ફક્ત ઉત્તરગુજરાત ઉપરજ હતો. ભીમદેવ, કર્ણ, સિદ્ધરાજ અને કુમારપાળ જેવા પ્રતાપી રાજકર્તાઓનો અમલ ગુજરાતની સરહદ બહાર ચારે દિશામાં ઘણે દૂર સુધી પથરાયો હતો એ વાત ખરી, પણ દૂરના તે દરેક પ્રદેશ એક દેશ તરીકે સ્વતંત્ર હતા. ઉત્તર તરફનો ભાગ અર્બુદદેશને નામે ઓળખાતો હતો. પશ્ચિમ તરફનો દેશ સોરઠ દેશને નામે ઓળખાતો હતો. દક્ષિણ તરફનો દેશ લાટદેશને નામે ઓળખાતો હતો અને પશ્ચિમ તરફનો પ્રદેશ વાંકળ અને માલવદેશને નામે ઓળખાતો હતો. ઘણુંખરું દરેક દેશ પોત પોતાના રાજકર્તા ધરાવતો હતો. એ રાજકર્તાઓ ગુર્જરેશ્વરની આણ માનતા, પણ પોતાના અધિકારના પ્રદેશપર અમલ ચલાવવામાં સ્વતંત્ર હતા, અને દરેક દેશ દેશ તરીકે અખંડ હતા. મુસલમાનોએ ગુજરાતના રાજા ઉપર જીત મેળવી અને તે પ્રદેશના રાજકર્તા પોતે થયા. આ રાજકર્તા સ્વતંત્ર થતાં તેઓ ગુજરાતના સુલતાન એ નામે ઓળખાવા લાગ્યા. લાટ અને સોરઠનો પ્રદેશ તેમના તાબામાં હતો તે પણ ગુજરાતના રાજ્ય તરીકે ઓળખાતો થયો. દિલ્લીના પાદશાહી દરબારમાં આ તરફનું રાજ્ય તે ગુજરાતના રાજ્ય તરીકે ઓળખાતું અને આ રાજ્યના સુબા કે સુલતાન તે પણ ગુજરાતના સુબા કે સુલતાનના નામે ઓળખતા હતા. રાજદરબારમાં ગુજરાત એ નામ ચાલતું થઈ ગયું એટલે લોકોમાં પણ તેજ નામ રૂઢ થતું ગયું. લાટ શબ્દ અંતર્ભૂત થઇ ગયો અને ગુજરાત શબ્દ વ્યાપક થયો. દેશનું નામ ગુજરાત થયું એટલે દેશની ભાષાનું નામ ગુજરાતી ભાષા કહેવાય એ તદ્દન સ્વાભાવિક છે. જો કે સંવત્ ૧૪૦૦–૧૫૦૦ ના ગુજરાતના કવિઓ પોતાની ભાષાને ગુજરાતી ભાષા એ નામ બહુધા આપતા નથી, અને પ્રાકૃત કે અપભ્રંસ એજ નામ આપે છે; પણ ગુજરાત દેશના લોકો જે ભાષા બોલે લખે તે ભાષા અર્થાત્ ગુજરાતી લક્ષણ (ગુજરાતી પહેરવેશ) ધરાવતી ભાષા થઇ એટલે પછી એ નામ થોડું પ્રચારમાં આવે કે ઘણું આવે એ બહુ મહત્ત્વનું નથી. તેમજ વહેલું પ્રચારમાં આવે કે મોડું પ્રચારમાં આવે એ પણ મહત્ત્વનું નથી. જે વસ્તુ જે લક્ષણોવાળી થાય તે વસ્તુ આજ નહિ તો કાલે અને કાલે નહિ તો ચાર દહાડા પછી પણ તે પોતાનું લક્ષણવંતું નામ પામ્યા વગર રહે નહિ. મુસલમાની રાજ્ય નહોતું ત્યાં સુધી ગુજરાત, લાટ, સોરઠ, માળવા, મારવાડ એ બધા પ્રદેશની ભાષા એક સરખી હતી. દશ ગાઉએ બોલી બદલાય, એ કહેવત પ્રમાણે દરેક પ્રાન્તની બોલીનો મરોડ કંઇક ફેરફેર હતો પણ ભાષાનું સાધારણ રૂપ બધે એકસરખું હતું, ને તેથી એ વિશાળ પ્રદેશની ભાષા કોઇએક પ્રાન્તિક બોલીને નામે નહિ ઓળખાતાં અપભ્રંસ ભાષા એ નામે ઓળખાતી હતી. અને પ્રાન્તિક બોલીઓ તે બોલીઓ તરીકે ઓળખાતી હતી. મુસલમાની રાજ્ય થતાં દેશની વ્યવસ્થા છિન્નભિન્ન થઇ ગઇ, એક બીજા પ્રાન્તો વચ્ચેનો વહેવાર તદ્દન તુટી ગયો, એટલુંજ નહિ પણ એક તાલુકામાંથી બીજા તાલુકામાં જવું કે એક ગામથી બીજે ગામ જવું એ પણ જોખમ ભર્યું થઇ પડયું. આ સંકોચના કારણે ભાષાની વ્યાપકતા તુટી ગઇ અને તેનું પ્રાન્તિક સ્વરૂપ વધારે વધારે સ્પષ્ટ થતું ગયું. મારવાડ માળવાની ભાષા સાથે તેને અંતર પડી ગયું અને ગુજરાતના લોકોની ભાષા તે ગુજરાતી ભાષા થઇ રહી.

મોટાં રાજકિય પરિવર્તનોમાં એકલો રાજનોજ ફેરફાર થઇને પરિવર્તન અટકી જતું નથી, પણ એ ઉથલપાથલમાં રાષ્ટ્રશરીરનાં સર્વ અંગો ઉપર વધતી ઓછી સારી માઠી અસર થાય છે. રાજ્ય બદલાય એટલે તેના કારભાર કરનારો વર્ગ પણ બદલાય, તરતો વર્ગ દબાઇ જાય અને દબાઇ રહેલો, અથવા તદ્દન નવો આવેલો સમૂહ તરતો થાય. પરિચારક વર્ગની પેઠે પ્રજાસમૂહના ધંધાઉદ્યોગ, ધર્મનીતિ, આચારવિચાર, અને ભાષાસાહિત્ય વગેરે સર્વ બંધારણો નવી છાપથી છપાય અને નવું રૂપ ધારણ કરે. ગુજરાતના ઇતિહાસમાં આ નિયમ પ્રવર્ત્યો છે, તેમ બીજા હરકોઇ દેશના ઇતિહાસમાં પણ એજ નિયમ પ્રવર્તવો સ્વાભાવિક છે. ગુજરાતદેશનો ભાષાસાહિત્યનો ઇતિહાસ જોઇએ તો પાટણમાં રજપુતરાજ્યની સ્થાપના થતાં દેશમાં નવું પરિવર્તન થયું. એ પરિવર્તનની સાથે જૂની પ્રાકૃત ભાષા પરિવર્તન પામી અને વિશેષ અપભ્રષ્ટ થયેલી અપભ્રંસ ભાષાનો યુગ ચાલતો થયો. એ પછી જ્યારે પાટણના રજપુતરાજ્યનો અંત આવ્યો અને નવું મુસલમાની રાજ્ય સ્થપાયું, ત્યારે જૂની અપભ્રંશ ભાષા દબાઈ ગઇ અને નવી પ્રાન્તિક ભાષા પ્રવર્તીત થઇ. ફરી પાછો અમદાવાદના સુલતાનનો અમલ નષ્ટ થયો અને દિલ્હીના મુગલાઈ અમલની સ્થાપના થઇ ત્યારે ભાષા વધારે પ્રાન્તિક સ્વરૂપ ધારણ કરતી થઇ ને હાલના સમયની ગુજરાતી ભાષા ચાલતી થઈ. પાટણના રજપુત રાજ્ય કાળની પૂર્વના સમયની ભાષા તે પ્રાકૃત ભાષા, પાટણના રજપુતરાજ્યકાળની ભાષા તે અપભ્રંસ ભાષા, અમદાવાદના સુલતાનોના અમલની ભાષા ને જૂની ગુજરાતી ભાષા, અને મુગલાઈ રાજ્યકાળ પછીની ભાષા તે હાલની ગુજરાતી ભાષા છે.

સંવત્ ૧૫૦૦થી ૧૬૦૦ સુધીના સમયનાં ઘણાં કાવ્યો આપણને મળ્યાં છે. એકલા જૈનોનાંજ નહિ પણ બ્રાહ્મણ, વૈષ્ણવ, જૈન અને ભાટચારણ એ સર્વનાં કાવ્યો આપણને મળ્યાં છે. આ કાવ્યો જોતાં જણાય છે કે ગુજરાતી ભાષામાં હાલના જેવું ઉર્દૂ શબ્દોનું ભરણું એ કાળ પછી થયું છે. પાટણમાં મુસલમાની રાજ્ય થયાને આ કાળે દોઢસો બસેં વર્ષ થવા આવ્યાં હતાં, અને કોઇ કોઇ ફારસી શબ્દો ગુજરાતીમાં દાખલ થતા ગયા હતા, પણ હાલના જેવું ઉર્દૂનું મિશ્રણ એ કાળની ભાષામાં નથી. એ કાળની ભાષા વિશેષે કરીને પોતાની માતૃભાષા અપભ્રંસ, પ્રાકૃત અને સંસ્કૃત તરફના વલણવાળી છે. અકબરે ગુજરાત જીત્યું અને મુગલાઇ અમલની સ્થાપના થઇ ત્યારથી ગુજરાતીઓ રાજદરબારમાં વધારે વધારે પ્રવેશ પામતા થયા. આપણામાં અમીન, મજમુંદાર, કાજી, બક્ષી, વગેરે અટકો ચાલતી આવે છે તે આ કાળ પછી દાખલ થયેલી છે. જૂનામાંજૂનો દેશાઇ શબ્દ સંવત્ ૧૬૩૭માં લખાયેલો મેં જોયો છે. દરબારી પરિચય વધતો ગયો તેમ તેમ દરબારી શબ્દો ઘરવ્યવહારમાં દાખલ થતા ગયા. મુસલમાનોના જુલમી અમલમાં न वदेद्यावनीभाषां-प्राणैः कंठगतैरपि । એવો તિરસ્કાર હતો, તે અકબરના માયાળુ અમલમાં ભૂલાઇ ગયો અને અત્યારે ઇશુખ્રિસ્તની તારીખો અને સન રાજદરબારમાંથી નીકળીને આપણા ધંધાઉદ્યોગ, ઘરવ્યવહાર, અને ધર્મકર્મના લેખોમાં પણ દાખલ થઇ ગઇ છે, તેમ ઉર્દૂ શબ્દો આપણી સામાન્ય ભાષા રૂપે થઇ ગયા

**જનસમાજની સ્થિતિ.**

આ કાળના જનસમાજની સ્થિતિ જોઇએ તો ધર્મ, રાજ્ય અને સમાજ એ ત્રણેમાં ઘોર અંધકાર પ્રવર્તતો હતો. જે કોઇ વાચાળ હોય અને યુક્તિ પ્રયુક્તિથી કાંઈ એક ચમત્કાર બતાવી શકે એવો હોય તે સહજમાં ઇશ્વરાવતાર તરીકે પૂજાતો અને નવા પંથનો સ્થાપક થઇ શકતો.

દેવના ચમત્કાર અને જોગીજતિઓના ચમત્કારથી લોકો અંજાઈ ગયા હતા. ધર્મનું ખરા ખોટાપણું ચમત્કારો પરથી નક્કી થતું. જંતરમંતર, બાધાઆખડી ને દોરાધાગા સર્વ મનાતાં, રાજ્યમાં જે કોઇ મારતે મીયાં થાય તે ગામ ગિરાસવાળો ઠાકોર થઇ જાય. સમાજમાં જેમ બને તેમ મર્યાદા ટુંકી કરવા ઉપર બધાનું લક્ષ લાગી રહ્યું હતું. બની શકે ત્યાં સુધી કન્યાવહેવાર પોતાના ગામમાંજ કરી લેવો અને પરગામ જવાઆવવાના જોખમમાંથી બચવું એ સર્વની ઇચ્છા હતી. કન્યા આપવા લેવા પોતાના ગામમાં કે ગામની આસપાસનાં ગામોમાં જથા બાંધી દેવામાં આવતા હતા. બ્રાહ્મણોની આજીવિકા ભણવા ઉપર હોવાથી તેમને વધતું ઓછું ભણવું પડતું, પણ તે ઘણુંખરૂં જજમાનને ઘેર સરામણ પરણામણનું કામ કરાવી શકાય એટલુંજ ભણતર ભણતા. આ ભણતરને "બ્રાહ્મણીઉં" કહેવામાં આવતું. જેને વધારે બ્રાહ્મણીઉં ભણવું હોય તે કાશી જતા. કાશીના પંડિત થઇ આવનારને મોટી પ્રતિષ્ઠા મળતી. દાન દક્ષિણામાં તેઓ સર્વથી પહેલાં પૂજાતા. આવા પંડિતો પાસે આસપાસના બ્રાહ્મણ વિદ્યાર્થીઓ આવીને ભણતા. વિદ્યાર્થીઓ ધર્મશાળામાં રહેતા. બ્રાહ્મણોમાં એવો રિવાજ પડી ગયો હતો કે જમતા પહેલાં વિદ્યાર્થીઓને માટે થોડુંએક ખાવાનું જુદું ઢાંકીને પછી જમવા બેસવું. પાંચ સાત ઘરની ભિક્ષા એક વિદ્યાર્થીને બહુ થઇ જતી. તૈયાર ખાવાનું મળવાથી વિદ્યાર્થીઓ રાંધવાની કડાકૂટથી બચી જતા. ભણવાના બદલામાં તેઓ ગુરૂનું કહેલું કામ કરતા અને ભણી રહ્યા પછી પોતાની શક્તિ પ્રમાણે ગુરૂદક્ષિણા આપતા. બ્રાહ્મણોની પેઠે જૈન સાધુઓને પોતાના યજમાનોના કારણથી ભણવાની જરૂર પડતી. નાગરો અને કાયસ્થો રાજદરબારમાં કામ કરતા હોવાથી તેમને દરબારી ભાષા ભણવી પડતી. પ્રજાસમૂહનો આટલો ભાગ બાદ કરતાં બાકી બીજા બધા કેવળ અભણ હતા. બ્રાહ્મણોને બાદ કરતાં વાણિયા નામાઠામા જેટલું ભણતા. વિદ્યાકલાની પ્રાપ્તિ પણ બહુ દુર્લભ થઇ પડી હતી. દરેક માણસ પોતપોતાની આવડત છુપાવતા, જેમની પાસે વિદ્યાર્થીઓ ભણતા તેઓ પણ મર્મજ્ઞાન બને તેટલું છુપાવી રાખતા અને પોતાની અત્યંત સેવા કરનાર શિષ્યને કે પોતાના પુત્રનેજ એ મર્મ બતાવતા. ગુરૂઓનો ગુરૂભાવ અત્યંત વધી ગયો હતો અને શિષ્યોની આધીનતા પરાકાષ્ટાએ પહોંચી હતી. વિદ્યા, કલા, અને ધંધારોજગાર સર્વ કંઇ વંશપરંપરાગત થઈ ગયું હતું.

**લેખન.** અભણ લોકોને વશ પડેલી લિપિ પણ વધારે વધારે વિકૃત થતી ગઈ. કાગળપત્ર અને ચોપડા ઓડીયા અક્ષરે લખાવા લાગ્યા. "હીંગ મરીને ટોપરૂં" એને બદલે "હગે મરે ને ટપ રે" એમ લખાવા લાગ્યું. "કાકા અજમેર ગયા છે ને કાકી કોટે છે." એવો કાગળ આવતાં વાંચનારે ઓડીયા અક્ષરથી "કાકા આજ મરી ગયા છે ને કાકી કૂટે છે" એ પ્રમાણે વાંચીને સનાન મંડાવ્યાં. અશુદ્ધ લખાણ માટે પ્રચલિત થયેલી આવી ઉક્તિઓ અત્યાર સુધી ચાલતી આવી છે. ભણનાર ભણતા તે બહુ તો નામુંઠામું અને કાગળપત્ર લખી શકે એટલું ભણતા. ભણ્યા એટલે હરકોઇ ગ્રંથનો ઉતારો કરી શકે એમ બનતું નહોતું, બીજાએ ઉતારી લીધેલા ગ્રંથ વંચાવાની આવડત પણ ભણેલામાંના ઘણા થોડાને થતી. ગ્રંથ લખવાનું કામ લહીઆ કરતા. દરેક મોટા ગામે વસ્તીના પ્રમાણમાં વધારે ઓછા લહીઆ રહેતા. સારૂં લખનારને ઘણા ઘરાક અને વધારે લખામણી મળતી, એટલે સારૂં લખતાં શિખવું એ લહીઆઓને માટે જરૂરનું હતું, પણ એ સારૂં એટલે સારો મરોડ, સારા મરોડ સાથે શુદ્ધ હ્રસ્વ દીર્ઘ અને જોડણી શુદ્ધ હોવી જોઇએ, એવો

ગ્રાહકોનો આગ્રહ નહોતો. ઉલટું હ્રસ્વ દીર્ઘ અને જોડાક્ષરની કડાકૂટ જેટલી ઓછી હોય તેટલું ઉકેલવાનું સુતર પડે, એવું ગ્રાહકો ઇચ્છતા ને તેથી લહીઆ પણ તેવાજ પ્રકારનું લખવાની ટેવવાળા થઈ જતા. હ્રસ્વ ઇને લગભગ દેશવટો દઇ દેતા, જોડાક્ષર છૂટા લખતા અને ઉચ્ચારમાં ટુંકાવાતા અક્ષરો નહિ જોડવાના હોય તે જોડીને લખતા. સત્તરમા શતક પછી નવી કેળવણીનો યુગ ચાલતો થયો ત્યાં સુધી આવો ભ્રષ્ટ લેખનવ્યવસાય ચાલતો રહ્યો. આ કાળના લહીઆઓને હાથે લખાયેલું સંસ્કૃત પ્રાકૃત પણ આવું સંખ્યાબંધ ભૂલોવાળું અને અત્યારે આપણને અર્થ સમજતાં પણ બહુ મુશ્કેલ પડે તેવું હોય છે. તેમને પોતાને એ ભાષાનો પરિચય નહિ અને આગલા શતકોની લિપિ પડીમાત્રાની તથા કેટલાક વર્ણોના મરોડમા હેરફેરવાળી હોવાથી નવી પ્રતિ ઉતારનારા પદે પદે ભૂલ કરતા., માત્ર વિદ્વાન જૈન સાધુઓ કે પંડિત બ્રાહ્મણોએ પોતે લખેલી પ્રતિઓ હોય તેજ શુદ્ધ હોય.

**લિપિ.** પ્રદર્શનમાં મૂકાયેલાં તામ્રપત્રો ઉપરથી ચોકખું દેખાઈ આવે છે કે ગુજરાતમાં નાગરી લિપિનું ચલણ ક્યારથી ચાલતું થયું. સંવત્ ૮૧૩ નું સજ્જેદનું તામ્રપત્ર અને સંવત્ ૯૩૬ નું કારેલીનું તામ્રપત્ર એ પ્રાચીન બ્રાહ્મી લિપિને મળતી અને વલભીનાં તામ્રપત્રોની લિપિ સાથે બેસતી આવે તેવી લિપિમાં છે. શક સંવત્ ૯૪૦ (વિ. સં. ૧૦૭૫) નું બલેસરનું કીર્ત્તિપાલનું તામ્રપત્ર અને સં. ૧૧૩૧ નાં ધમડાછાનાં કર્ણદેવનાં તામ્રપત્ર એ નાગરી લિપિમાં છે. આથી નિઃસંશય સમજી શકાય છે કે આ બે પ્રકારનાં તામ્રપત્રોની વચગાળાનો સમય તેજ નાગરી લિપિની શરૂઆતનો સમય છે. નાગરીલિપિને કોઈ કોઇવાર **મૂળદેવીલિપિ** એ નામ આપવામાં આવે છે, એનો ખુલાસો પણ આ ઉપરથી થઈ જાય છે. મૂળદેવ (પાટણના સોલંકીવંશના મહારાજા મૂળરાજ)નો રાજકાળ સંવત ૧૦૧૭થી શરૂ થાય છે, અને આ તામ્રપત્રોનો વચગાળાનો સમય પણ તેજ છે, તથા એ સંભવિત છે કે મૂળરાજના વખતમાં આ લિપિ ચાલતી થઈ હોય ને તેથી તેને **મુળદેવીલિપિ** એ નામ આપવામાં આવતું હોય. **નાગરી લિપિ** એ નામ પણ ધ્યાન ખેંચે તેવું છે. તે કાળે રાજદરબારમાં લખવાનું કામ કાયસ્થોના અધિકારમાં હતું, ને અમુક મરોડવાળી લિપિ કાયસ્થીલિપિને નામે ઓળખાતી હતી. એજ પ્રમાણે નામાઠામાની લિપિને વાણિયાલિપિ એ નામ આપવામાં આવતું હતું. આ સરણીએ જોતાં નાગરીલિપિ એ નાગરોથી પ્રચારમાં આવેલી લિપિ હોય એ સંભવિત લાગે છે. વડનગરના નાગરોનાં ઐતિહાસિક વર્ણનો વાંચતાં તેમની વિદ્વત્તા લોકોત્તર હતી એમ માનવાને આધાર મળે છે. પાટણના દરબારમાં તેમજ મારવાડનાં રાજ્યોમાં તેઓ પ્રતિષ્ઠા ધરાવતા અને કારભાર કરતા હતા. એમનામાં જે પરંપરા ઉતરી આવી છે તે તરફ જોઇએ તોપણ તેમના પૂર્વજો વિદ્વાન્ અને મુત્સદ્દી હોવાનું અનુમાન સબળ થાય છે. પાટણદરબારના આશ્રયથી વડનગરે અદેખાઇ ઉપજાવે એવું નગર થયું હતું. છેક વાઘેલાવંશની આખર સુધી પાટણ દરબારમાં નાગર પંડિતો અને નાગર મુત્સદીઓ કામ કરતા હતા. આથી નાગરી લિપિના પ્રવર્તક નાગરો હોય ને તેજ કારણથી તેને **નાગરીલિપિ** * એ નામ મળ્યું હોય તો તે સંભવિત છે.

નાગરી લિપિનો મરોડ મરડાતાં મરડાતાં ગુજરાતી લિપિ થઇ. લિપિનો મરડાટ વિશેષે કરીને વ્યવહારિક લેખોમાં વિશેષ થાય છે. વ્યવહારિક લેખોમાં લખવાનું ઘણું હોય છે ને તે વધતું

---

* લિપિ એ ભાષાની પેઠે ઘડાતાં ઘડાતાં આપોઆપ નવું સ્વરૂપ પામતી જાય છે. અમુક માણસે અથવા અમુક કોમે તે બનાવી હોય એમ હોતું નથી પણ કોઇએક વર્ગના લેખકોમાં

ઓછું જ્ઞાન ધરાવનારા હજારો લોકોના હાથમાં પડેલી હોય છે એથી અનેક પ્રકારનો મરડાટ પામતી પામતી જ્યારે તે કંઇ વિશિષ્ટ સ્વરૂપ ધારણ કરે છે ત્યારે તે મૂળ લિપિ કરતાં કંઇક જુદીજ લિપિ હોય એવું લાગે છે. ખરૂં જોતાં એ જુદી લિપિ નથી, પણ વ્યવહારમાં ચાલતો થયેલો જુદો મરોડ છે. આ મરોડ ઘણુંખરૂં વ્યવહારમાંજ ચાલતો રહે છે. અંગ્રેજીમાં પુસ્તકોની લિપિ અને પત્રવ્યવહારનીલિપિ જુદી છે. મહારાષ્ટ્રમાં પણ વ્યવહારની અને ગ્રંથની લિપિ જુદી જુદી છે. ઉત્તર હિંદુસ્થાનમાં પણ તેમજ છે, માત્ર ગુજરાતમાં વ્યવહારની લિપિ તેજ ગ્રંથની લિપિ થઈ ગઈ છે. * સંવત્ ૧૭૦૦ પછી આ સ્થિતિ ચાલતી થઈ છે.

સંવત્ ૧૭૦૦ પહેલાંના ગુજરાતી લિપિમાં લખેલા ગ્રંથો મળતા નથી. ×સંવત્ ૧૫૦૦ ની આસપાસના ગ્રંથોમાં ગુજરાતી લિપિનું નામ આવે છે, એટલે એ શતકોમાં ગુજરાતી લિપિ હતી ખરી પણ તે ગ્રંથ લખવાના કામની નહોતી. વ્યવહારની સરલતા માટે નામુંઠામું અને પત્રવ્યવહાર કરવાના કામમાં એ લિપિનો ઉપયોગ થતો હોવો જોઇએ. સંવત્ ૧૭૦૦ પહેલાં લખાયેલા જેટલા ગ્રંથ મળ્યા છે તે બધા નાગરી લિપિમાં છે. મુસલમાની રાજ અમલને લીધે જેમ જેમ લોકોમાં શાસ્ત્રિયજ્ઞાન અને શાસ્ત્રિય લિપિનો પ્રચાર ઘટતો ગયો તેમ તેમ ગુજરાતીનું ચલણ વધતું ગયું. ગરીબ માણસ પાસે ઘરમાં પહેરવાનાં અને બહાર પહેરવાનાં કપડાં જુદાં જુદાં હોતાં નથી તેથી તે જે કંઈ કપડું મળે તે ઘરમાં અને બહાર સર્વ સ્થળે ઉપયોગમાં લે છે, તેમ લોકોમાં વિદ્યાનો અભાવ થતો ગયો અને શાસ્ત્રિય લિપિનું જ્ઞાન ઓછું થઈ ગયું એટલે લોકો પોતાને જે કંઇ ઉપયોગનું લાગે તે પોતાને આવડતી લિપિમાં ઉતારી લઇને તેનો ઉપયોગ કરવા લાગ્યા. સંવત્ ૧૭૦૦ પછી ગુજરાતી ભાષાના ગ્રંથો ગુજરાતી લિપિમાં લખાયા છે એટલુંજ નહિ પણ હિંદી પદો અને નાના મોટા કાવ્ય ગ્રંથો તેમજ સંસ્કૃત શ્લોકો સુદ્ધાં ગુજરાતી લિપિએ લખેલા મળી આવે છે. એથી ઉલટું એવા પણ સંખ્યાબંધ દાખલા મળે છે કે સંવત્ ૧૭૦૦, ૧૮૦૦ અને લગભગ ૧૯૦૦ પછી પણ પોતાને જે કંઈ લખવાનું હોય તે બધું નાગરીમાંજ લખે. કેટલાક બ્રાહ્મણો ગુજરાતી ભાષાનો ગ્રંથ, ગુજરાતી ભાષાના પત્રવ્યવહાર અને ગુજરાતી લોકોના સંબંધનું નામુંઠામું સર્વ પોતાની આવડતની લિપિ (નાગરી)માંજ લખતા. જૈન સાધુઓ પણ જે કંઈ લખતા તે બધું નાગરીમાંજ લખતા. ગુજરાતી લિપિ ગ્રંથની લિપિ તરીકે તેમણે તો સ્વીકારીજ નથી. છેવટ સુધી એમનામાં ગ્રંથની લિપિ તો નાગરીજ ચાલતી રહી છે.

---

કોઇએક મરોડ રૂઢ થયો હોય અથવા કોઇએક મરોડને તેમણે સુધારીને સરળ કરી આપ્યો હોય તો તે બનવાજોગ છે.

* હાલની કેળવણીની શરૂઆત થઈ તે વખતે તો ગ્રંથની લિપિ નાગરી લિપિ છે એમ માનીને નિશાળોમાં ચલાવવાનાં પુસ્તક નાગરી લિપિમાં છપાવવામાં આવ્યાં હતાં. પાછળથી એ સ્થિતિ બદલાઈ ગઈ અને ગુજરાતી લિપિમાં ગ્રંથમાળા છપાઈ. આ ફેરફાર વડે ગુજરાતીનો આસપાસના દેશો સાથેનો સંબંધ તુટી ગયો. ગુજરાતની બહાર છપાયેલું ગુજરાતીઓ વાંચી શકે નહિ ને ગુજરાતમાં છપાયેલું ગુજરાતની બહાર કોઇના કામમાં આવે નહિ.

× મારી પાસે સં. ૧૬૮૩ નો લખેલો ગુટકો છે, તેમાં કેટલાંક સ્તવનો, શ્લોકો, દવાઓ, જંત્રમંત્ર વગેરે ગુજરાતીમાં લખ્યું છે. ગ્રંથનો વિષય ગુજરાતી લિપિમાં લખ્યાનો આથી વધારે જુનો પુરાવો હજુ સુધી બીજો કોઇ જડ્યો નથી.

# પાંચમી ગુજરાતી સાહિત્યપરિષદ્‌માં મૂકાયલા હસ્તલેખો-તામ્રપત્રો.

પ્રદર્શનમાં મુકવા માટે પાંચ તામ્રપત્રો મળ્યાં હતાં. એ પાંચે આ વિભાગ સાથે સંબંધ ધરાવતાં અને લોકોના ઘરમાં પડી રહેલાં મળ્યાં હતાં. એમાંનાં ત્રણ તામ્રપત્રો તદ્દન અપ્રસિદ્ધ હતાં. **ધમડાછાનાં** તામ્રપત્ર એ અપ્રસિદ્ધ તામ્રપત્રોમાંનાં હતાં. તેનાં ચાર પતરાંમાં બે લેખ લખેલા છે. બેઉ લેખ એકજ ગામના અને એકજ બ્રાહ્મણને આપેલા દાનપત્રના હોવા છતાં બેઉના લખી આપનાર જુદા જુદા છે. એક લેખ મહા મંડલેશ્વર દુર્લભરાજનો લખેલો છે ને બીજો પાટણના મહારાજાધિરાજ કર્ણદેવનો લખેલો છે. આ બે લેખ જોતાં સમજાય છે કે સં. ૧૧૩૧ માં લાટદેશમાં આવેલા નવસારી મંડળ (જીલ્લા) નો અધિષ્ઠાતા ચૌલુક્યવંશનો મહા મંડલેશ્વર દુર્લભરાજ છે પણ તે એક સુબા જેવો સામાન્ય અધિકાર ભોગવે છે. દાન કરનાર મહારાજાધિરાજ કર્ણદેવ અને દાન પાળનાર મહામંડલેશ્વર દુર્લભરાજ છે.

આ લેખમાં જાણવા જેવી હકીકત છે તે આ પ્રમાણે છે.

(૧) નવસારી અને તેની દક્ષિણ સીમા સુધીનો પ્રદેશ આ કાળે "લાટદેશ" એ નામે ઓળખાતો હતો.

(૨) પાટણના રાજ્યમાં ષટ્ક (છ છ ગામ) નાં જૂથ પાડવામાં આવતાં હતાં.

(૩) મહારાજાધિરાજ ભીમદેવ પહેલાના વખતમાં આ પ્રદેશ પાટણના રાજ્ય સાથે જોડાયો હતો.

(૪) ધમડા, કછોલી, અમલસાડ, એ વગેરે પાસેપાસેનાં ગામ હજાર વર્ષ કરતાં વધારે જૂનાં છે, અર્થાત્ એ કાળે આ પ્રદેશ સારી રીતે વસી રહેલો હતો.

(૫) નવસારી, ધમડાછા, ગણદેવી એ વગેરે ગામોમાં મોઢ બ્રાહ્મણની વસ્તી જૂની છે અને તે પ્રાચીન કાળથી પ્રતિષ્ઠા ભોગવતી છે.

(૬) આ કાળ સુધી બ્રાહ્મણોને જ્ઞાતિથી નહિ પણ ગોત્રથી ઓળખાવામાં આવે છે.

(૭) લાટના ચૌલુક્ય ચંદ્રરાજાની શાખા વિદ્યમાન છે.

(૮) નર્મદાની ઉત્તરના પ્રદેશમાં વિક્રમ સંવત્ લખાય છે ને દક્ષિણના ભાગમાં શક સંવત્ લખાય છે.

## ધમડાછાનું તામ્રપત્ર-દુર્લભરાજનો શક સં. ૯૯૬નો લેખ.

(१) ॐ नमो भगवते वासुदेवाय ।। पायात्कर्दम वांछया भगवतः क्रीडा कृतेः क्रोडतो यस्याकिंरस्तृणबिंदुवत्परिगतौ दंष्ट्राग्रभागेक्षतः ।। अन्यस्मिन्नपि रेणुवद्विलसती क्षोणी युगान्तागमे लज्जावेश विनस्युलम्यद्धतः तत्कार सारं वपुः ।। स्वस्ति शक सम्वत्सर षड्धिक नवत्यधिक नव सत्यां अङ्कतोपि ९९६ मार्गशिर शुदि ११ भौमे ।। अद्येह महाराजाधिराज परमेश्वर श्री मूलराजदेव पादानुध्यात परम भट्टारक महाराजाधिराज

परमेश्वर श्रीदुर्लभराजदेव पादानुध्यात परमभट्टारक महाराजाधिराज परमेश्वर श्री भीमदेव पादानुध्यात परम भट्टारक महाराजाधिराज परमेश्वर श्री कर्ण्णदेव कल्याण विजयराज्ये सत्ये तस्मिन काले लाटदेशान्तःपाति नागसारिकायां तत्पादपद्मोपजीवी ॥ आसीद्वंदित पादपंकज-पुराश्चौलुक्यराजान्वये सौ (शौ)र्योदार्यगुणान्वितो द्विजगुरो गांगेय नामा पुरा यस्याद्यापि दिवौकसां प्रतिगृहं गायंति सिद्धांगनाः ॥ कीर्ति तस्य न यांति सांप्रतमहो वक्तुं गुणामादृशैः ॥ संभोग भूमिर्भुविलब्धकीर्तिः श्री चंद्रराजान्वय भूय तस्मात ॥ अद्यापि यस्य प्रभुतां प्रभूताः । गायंति गाने खलुस्वर्भुजोपि । जातः श्री दुर्लभेशः क्षितिपति तिलकश्चंद्रराजा प्रतापी कीर्त्तिः सप्ताब्धि मध्ये विलसति धवलाद्राजहंसीव नित्यं ॥ यस्योच्चैर्वाजिराज प्रखर खुरपुटोत्खात निर्भिन्नभूमेर्धूली मेघावलीव प्रसरति गगने विश्वमाच्छादयंती ॥ गतभुवनकुलानि व्याप्त दिग्मंडलानि धृतनु हिमगिरीणि भ्रांत तारापथानि । सरस कमलकंदच्छेद गौराणि कामं । मसुरनरपतेर्नो धाम्निधामानि यस्य । स्नात्वा पुण्यमृदुदकेन विधिना संतर्प्यदेवान्पितॄन् । धर्म्माशासन तत्परेण मनसा संपूज्य नारायणं । आहूयाखिल विप्रपंडितजनान् भट्टायवानीददौ । गोमत्यानि समस्त शास्त्रविधिना दानानि चान्यानि च । निज राजावली विराजित महा मे (मं) डलेस्व (श्वर) श्री दुर्लभराजः स्व नियोगस्थान । मंत्रपुरोहितसेनापत्याक्षपटलिक प्रभृत न् समाज्ञापयति ॥ चला विभूतिः क्षणभंगि यौवनं कृतांत दंतांतरवर्ति जीवितं तथा चंचल पटलं जीवित माकलय्य । मध्यदेशादागत सकल वेदशास्त्रार्थ विदाय । मांडव्य गोत्रोत्पन्नाय । मांडव्य भार्गव्य अंगिरा ऊर्मि जमदग्नि पंच प्रवर सयुताय । विप्र रुद्रादित्य सुत पंडित महीधराय । नवहद्रिका षड्शत्यपके । उदकेन । सवृक्ष मालाकुलं सर्स मा पर्यंत धामणाच्छा ग्राम ददौ । पूर्व्वस्यां दिशि कौला ग्रामः दक्षिणस्यां दिशि तोरण ग्रामः पश्चिमस्यां दिशि आवलपाडि ग्रामः उतरस्यां दिशि कछावलीग्रामः ॥

## धमडाछानुं दानपत्र.

कर्णदेव. सं. ११३१

राजावली पूर्ववत् ॥ परम भट्टारक महाराजाधिराजा परमेश्वर श्री मूलराजदेव पादानुध्यात परम भट्टारक महाराजाधिराज श्री चामुंडराजदेव पादानुध्यात परम भट्टारक महाराजाधिराज श्री दुर्लभराजदेव पादानुध्यात परम भट्टारक महाराजा धिराज श्री भीमदेव पादानुध्यात परम भट्टारक महाराजाधिराज श्री कर्णदेव विजयमान नागसारिका विषय प्रतिबद्ध नवहद पक्कुशताजतः पातिनः समस्त राजपुरुषान् ब्राह्मणोत्तरान् तन्निवासि जन पदांश्च बोधयस्तुयः सविदित यथा श्री विक्रमादित्योत्पादित संवत्सर शतेष्वेकादशसु एकत्रिंशदधिकेषु अंकतोपि सं. ११३१ कार्तिक सुदि ११ एकादशी पर्वणि चराचर गुरु महेश्वरमभ्यर्च्य संसारासारतां विचिंत्य पित्रोरात्मनश्च पुण्ययशोभिवृद्धये मध्य देशादागताय

प्रथीत सकल शास्त्राय मांडव्यगोत्राय ब्राह्मण मधुसुदनपौत्राय रुद्रादित्यसुताय पंडित महीधराय ससीमा पर्यंतः स हिरण्यभागभोगः स वृक्षमालाकुलः सदंड-दशापराधः सोपरिकरः सर्वादायसमेतः पूर्वप्रदत्त देवदाय ब्रह्मदाय वर्ज्यं धाम णाछाभिधान ग्रामः शाशनेनोदकपूर्वं यस्माभिः प्रदत्तः अस्य च पूर्वस्यां दिशि अजेराइ ग्रामः दक्षिणस्यांदिशि तोरणग्रामः पश्चिमायांदिशि आम्वलसादि ग्रामः उत्तरस्यां दिशि कच्छावलीग्रामः। इति चतुराघाटोपलक्षितं ग्राममेतत्तन्निवासि जनपदैर्यथा दीय-मान भागभोगकर हिरण्यादि सर्वदा सर्वमाज्ञाश्रवणविधेयैर्भूत्वा अस्मद्वचनैरन्यैरपि अस्माभिः प्रदत्तमुपनेतव्यं पालनीयं च ॥ उक्तं च भगवता व्यासेन। षष्टिवर्ष सहस्राणि स्वर्गे तिष्ठति भूमिदः आच्छेता चानुमंताच तान्येव नरकं वसेत्। विंध्याटवीष्वतोयेसु शुष्ककोटरवासिनः। कृष्णसर्प्पाः प्रजायंते भूमिदानापहारकाः ॥ २ ॥ लिखितमिदं शासनं कायस्थ वटेश्वर सुत केकाकेन दूतकोत्र महासांधिविग्रहिक श्री भोगा दित्य इति।



### તામ્રપત્રનો સાર.

**વર્ણન**

દુર્લભરાજના લેખનાં બે પતરાં છે. પહેલા પતરામાં એકજ તરફ લેખ છે, ને બીજું પતરૂં બેઉ બાજુએ લખેલું છે. પતરાં જાડાં છે ને આઠ ઇંચ (લગભગ વેંત) લાંબાં તથા છ ઇંચ પહોળાં છે. એના ઉપર કોતરેલા અક્ષર જાડા અને ઉંડા છે. બેઉ પત્રાં છૂટાં છે, પણ તે બેઉના એક છેડાના મધ્ય ભાગમાં કાણાં કોચેલાં છે અને કાણાંની આસપાસની થોડી જગા કોરી રાખેલી છે, એ ઉપરથી સમજાય છે કે બીજાં બધાં તામ્રપત્રો જેમ કડીથી સાંધી લીધેલાં હોય છે તેમ આ પત્રો પણ કડીથી સાંધી લીધેલાં હોવાં જોઇએ.

કર્ણદેવના લેખનાં પતરાં પાતળાં છે અને તેના ઉપર કોતરેલા અક્ષરો પણ પાતળા તેમજ બહુજ ઉપલક કોતરેલા છે; એટલે જો આ પતરાં કોઇએ પોતાના લાભને માટે રજુ કર્યાં હોય ને તેને દુર્લભરાજનાં પતરાંથી ટેકો મળતો ન હોય તો આ પતરાં બનાવટી હોવાનો વહેમ પડે તેવું છે. આ પતરાંની લંબાઇ પહોળાઈ દુર્લભરાજનાં પતરાંના જેટલીજ છે.

**દુર્લભરાજના તામ્ર લેખનો સાર**

શરૂઆતમાં પોતાના ઇષ્ટદેવ વારાહ ભગવાનને નમસ્કાર કરીને લખે છે કે શક સંવત ૯૪૦ના માગશર સુદિ ૧૧ને મંગળવારે મહારાજાધિરાજ પરમેશ્વર શ્રી મૂલરાજ દેવના પાદાનુધ્યાત પરમ ભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર શ્રી દુર્લભરાજદેવ પાદાનુધ્યાતના પરમ ભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર શ્રી ભીમદેવ પાદાનુધ્યાતના પરમ ભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર શ્રી કર્ણદેવ કલ્યાણ વિજય રાજ્ય કરે છે તે કાળે લાટદેશની અંદર આવેલા નાગસારિકા (નવસારી) માં તેમના પાદપદ્મોપજીવી જે છે તે જેમના પાદપંકજને વંદના કરે છે

---

આ બંને તામ્રપત્રો ધમડાછાના કાછીયા ટલા ફકીર પાસે છે.

તેવા પૂર્વે ચૌલુક્ય રાજવંશમાં શૌર્ય અને ઔદાર્ય ગુણવાળા તથા દૃઢ ભુજાવાળા ગાંગેય થયા. જેમના યશ હજુ સુધી સ્વર્ગમાં સિદ્ધાંગનાઓ ઘેર ઘેર ગાય છે અને જેમની કીર્તિ વર્ણવી શકાય એવી નથી. જેમણે ભૂમિ ભોગવાને કીર્તિ મેળવી. તેમની પાછળ **શ્રી ચંદ્રરાજા** થયા, જેમની પ્રભૂતા હજુ પણ સ્વર્ગ સુધી ગવાય છે. તેમની પાછળ શ્રી **દુર્લભેશ** રાજતિલક થયા. જેની નિર્મલ કીર્તિ સાત સમુદ્રની પેલી તરફ રાજહંસીની પેઠે સદા વિલસે છે. જેના ઉચ્ચ ઘોડાઓની ખરીઓથી ઉખડેલી ભૂમિની રજ મેઘમાળાની પેઠે આકાશમાં છવાઇને વિશ્વને ઢાંકી દે છે અને ભુવન ભેદીને દિગ્મંડળમાં હિમગિરિ ઉપર, તારાપથમાં અને સુરઅસુરોનાં સ્થાનમાં વ્યાપી રહે છે. એમણે પવિત્ર જળ વડે સ્નાન કરીને વિધિવત્ દેવો અને પિતૃઓને તૃપ્ત કરીને ધર્મશાસ્ત્રાનુસાર નારાયણની પૂજા કરીને સર્વ વિદ્વાન બ્રાહ્મણો અને પંડિતોને બોલાવી ભાટોને ઘોડા આપ્યા, તેમજ અનેક ગોદાનાદિ બીજાં દાન કર્યાં. તે શ્રી દુર્લભરાજ પોતાના રાજવંશમાં વિરાજતા સતા સર્વ મંત્રિઓ, પુરોહિત, સેનાપતિ, અક્ષપટલિક, વગેરે સર્વને આજ્ઞા કરે છે કે, વૈભવમાત્ર ચલ છે, પાણીના પરપોટા જેવું યૌવન છે, જીવન કાળની દાઢ વચ્ચે પડેલું છે, એમ સમજીને મધ્યદેશથી આવેલા સકલ વેદશાસ્ત્રાર્થ જાણનાર, માંડવ્ય ગોત્રમાં ઉત્પન્ન થયેલા, પંચ પ્રવરવાળા વિપ્ર રૂદ્રાદિત્ય સુત પંડિત મહીધરને સો પટ્ટમાંના નડોદ પટ્ટમાંનું ધમડાછા ગામ જલદાનપૂર્વક અર્પણ કર્યું છે. એની પૂર્વે દોલવા ગામ, દક્ષિણમાં તોરણ ગામ, પશ્ચિમમાં અમલસાડ ગામ અને ઉત્તરમાં કછોલી ગામ છે.

રાજાઓનો અનુક્રમ પૂર્વની પેઠે. પરમ ભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર શ્રી **મૂલરાજ** દેવ પાદાનુધ્યાત પરમ ભટ્ટારક મહારાજાધિરાજ શ્રી **ચામુંડ**-

**કર્ણદેવના તામ્રપત્રનો સાર.** **રાજદેવ** પાદાનુધ્યાત પ. ભ. મ. શ્રી **દુર્લભરાજદેવ** પાદાનુધ્યાત પ. ભ. મ. શ્રી **ભીમદેવ** પાદાનુધ્યાત પ. ભ. મ. શ્રી **કર્ણદેવ** વિજયી છે. નવસારી જીલ્લામાં આવેલા સો પટ્ટમાંના નડોદ પટ્ટમાંના સર્વરાજ પુરૂષોને, બ્રાહ્મણ વગેરે ત્યાં વસતા સર્વ જનોને ખબર થાય કે શ્રી વિક્રમ સંવત્સર ૧૧૩૧ ના કાર્તિક સુદિ ૧૧ પર્વણી ઉપર ચરાચર વ્યાપી મહેશ્વરને પૂજીને સંસારની અસારતા જાણીને, પિતૃઓના અને પોતાના પુણ્યયશની વૃદ્ધિને માટે મધ્યદેશથી આવેલા સર્વ શાસ્ત્રના અભ્યાસી માંડવ્ય ગોત્રના બ્રાહ્મણ મધુસદનના પુત્ર રૂદ્રાદિત્યના સુત પંડિત મહીધરને ધમડાછા ગામ તેની સીમાની અંદરના ઝાડ બીડ અને માલમતા સાથે પૂર્વે આપેલાં દેવદાય બ્રહ્મદાય સિવાય મેં જળદાનપૂર્વક અર્પણ કર્યું છે. એની પૂર્વે અજરાઇ ગામ છે, દક્ષિણમાં તોરણ ગામ છે, પશ્ચિમમાં અમલસાડ ગામ, અને ઉત્તરમાં કછોલી ગામ છે. એ પ્રમાણેની ચતુર્દિશામાં આવેલા ગામમાં વસતા જનોએ જે પ્રમાણે અમને ભાગ ભોગ કર વગેરે આપતા તે પ્રમાણે અમારૂં વચન સાંભળીને અમારૂં અર્પણ કરેલું પાળવું. ભગવાન વ્યાસે કહ્યું છે કે ભૂમિદાન કરનાર સાઠ હજાર વર્ષ સુધી સ્વર્ગમાં વસે છે અને તેનું હરણ કરનાર તથા હરણ કરવાની અનુમતિ આપનાર નરકમાં વસે છે. ભૂમિદાન હરણ કરનાર વિંધ્યાચળના પાણી વગરના સુકા કોટરમાં કાળો સાપ થઇને જન્મે છે. આ શાસન લખનાર કાયસ્થ વટેશ્વર સુત કેકો. દૂતક મહાસાંધિવિગ્રહિક શ્રી ભોગાદિત્ય.

## બલેસરનું કીર્તિપાલનું તામ્રપત્ર. *

શક સં. ૯૪૦

આ તામ્રપત્રનાં ત્રણ પતરાં છે, પહેલું અને છેલ્લું પતરૂં એક એક બાજુએ લખેલું છે ને વચલું પતરૂં બેઉ બાજુએ લખેલું છે. લંબાઇ પહોળાઇમાં આ પતરાં ધમડાછાનાં પતરાં જેવડાંજ છે. આ તામ્રપત્રનો લેખ લાંબો છે અને તે બહુ મોટા પણ નહિ અને બહુ ઝીણા પણ નહિ એવા સુવાચ્ય નાગરી અક્ષરોથી લખેલો છે. આ કાળ નાગરી લિપિને માટે શરૂઆતનો કાળ હોવાથી એના કેટલાક અક્ષરો જરા જુદા મરોડવાળા છે, આ આખો લેખ બેંગે રોયલ એશિયાટિક સોસાઇટીના જનરલમાં પ્રસિદ્ધ થયો છે, તેથી જગાના બચાવને માટે અહીં મૂળ લેખ નહિ લેતાં તેનો સારમાત્ર લીધો છે.

આ લેખમાં જાણવા જેવી હકીકત છે તે આ પ્રમાણે.—

૧ શાક્તમતનો પ્રચાર.

૨ દેવીનો કોપ થવાની માન્યતા.

૩ બલેસર અને તેની આસપાસનાં ગામોનો પ્રાચીન વસવાટ.

૪ ચૌલુક્ય રાજાઓ ઉપર રાષ્ટ્રકૂટ રાજાઓનું ઉપરીપણું.

૫ ઘાંચી, છીપા, ચમાર વગેરે જ્ઞાતિઓની પ્રાચીનતા

૬ આ કાળ સુધી કોઇપણ લેખને મથાળે "શ્રી ગણેશાય નમઃ" લખવાનો ચાલ નથી પણ જરા જુદી રીતે ૐ લખીને શરૂઆત કરવાનો રિવાજ સર્વ લેખોમાં છે.

**કીર્તિપાલના તામ્રપત્રનો** આ લેખનું મંગળાચરણ આ પ્રમાણે છે.—

**શા૨.** ૐ નमो भगवत्यै ॥

सृजति कमलयोनिः पाति पितांबरो यः

हरति सकलमीशः किं च यस्याः प्रसादात् ।

प्रतिजननिहित्मा व्यापिनी सा समस्तान्

वतु भगवती वः शक्तिरव्यक्त रूपाः॥

આ પ્રમાણે સ્મરણ કરીને કહે છે-સંધ્યા વિધિ કરતા બ્રહ્માની અંજલીથી ચૌલુક્ય નામના વંશમાં **નિમ્બાર્ક** નામના નરપતિ થયા. તેના **દારપ્પરાજ** થયા. જેના વેરી રાજાઓની સ્ત્રીઓ નિસાસાની ધુણીથી ભીલડીઓના જેવી કાળી થઇ. તેનાથી વિદ્યાવિનયસંપન્ન **ગોગ્ગિરાજ** નરેંદ્ર થયા. એમનો પ્રતાપ જોઇને વિષ્ણુ પણ પોતાની પત્ની લક્ષ્મી હરાઇ જવાની ફિકરમાં જળશાયી થઈ ગયા છે. તેનાથી રણરસિક **કીર્તિરાજ** નૃપ થયા. જેના ઘોડાઓની ખરીઓથી ઉડેલી રજ વડે સમુદ્ર પૂરાઇ જાય છે. વિજયશ્રી એમનો એકાંતમાં સંગ કરવાને ઉત્સુક હોય તેમ એમના વેરીઓ એમને જોતાની સાથે તરતજ રણભૂમિમાંથી નાસી જાય છે. દૂરથી એમનો પ્રતાપ સાંભળીને એમના વિદ્વેષી જનોની વધુઓને ઘરડાઓ એવી સલાહ આપે છે

---

* આ તામ્રપત્ર સુરત બેગમપુરાના એક બ્રાહ્મણ પાસે છે.

કે તમારો સૌભાગ્ય કાયમ રહેવાની (ભરતારને જીવતા રાખવાની) ભિક્ષા માગી લો. યુદ્ધમાં તેમ દાનમાં જેને સામો પક્ષ નથી તેમ કોઈ ધનાર્થી નથી, તેથી કર્મશૂન્ય થયેલા પોતાના હાથનો જેને ભાર પડતો લાગે છે.

ચૌલુક્યોની હૃદયદયિતાને આપત્તિમાં સહાયકારક અસીમ મહિમાવાન શ્રીમાન **કુંદરાજ** થયા જેના જન્મથી સર્વ ક્ષાત્રવંશાતિરક્ત રાષ્ટ્રકૂટ શોભા પામ્યા. તેનાથી **અમૃતરાજ** નામે પ્રસિદ્ધ પુત્ર નામ પ્રમાણે અર્થવાળો થયો. જેના ઉદયથી સર્વ વેરીઓની સ્ત્રીઓનાં મુખકમળ મીંચાઇ ગયાં, તેનાથી **સંભુરાજ** થયા. નિઃશેષ વેરીઓનો નાશ કરવાથી કીર્ત્તિરાજના સેવકો લડવાનું નહિ મળવાથી ઉદાસીમાં દિવસો ગુજારે છે એવા એમણે સંસારની અસારતા જાણીને તેમજ કમળપર પડેલા પાણીના બિંદુ જેવું જીવિત ચંચલ જાણીને કલ્પાવસાન સુધી કાયમ રહે એવી કીર્ત્તિની અભિલાષાથી સુકૃતનો સંચય કરવા દ્વિજ પરિષદની અધિષ્ઠાતા ભગવતી નિકેતન કલસવાળી **પલાંશવાની મઠિકા** સ્થાપી. એના કાયમ નિભાવને માટે રાજાએ આ પ્રમાણે ગોઠવણ કરી છે.

સમસ્ત દાનમાં ભૂમિદાન એજ સર્વોત્તમ ગણ્યું છે. કહ્યું છે કે અતિદાન ત્રણ છે—ગાય, પૃથ્વી અને સરસ્વતી. એને દોહનારા, ધારણ કરનારા અને વહન કરનારા પવિત્ર થાય છે. જે ભૂમિદાન ગ્રહણ કરે છે અને જે ભૂમિદાન આપે છે તે બંને પુણ્યકર્મીઓ સ્વર્ગગામી થાય છે. સર્વ દાન એક જન્મમાંજ ફળ આપે છે, પણ સોનું, પૃથ્વી અને કન્યાદાન એ સાત જન્મ સુધી ફળ આપે છે. અગ્નિની પ્રથમ પ્રજા સુવર્ણ છે, પૃથ્વી વિષ્ણુ ભગવાનની છે અને ગાય સૂર્યની પુત્રી છે તેથી જે કોઇ સોનું, પૃથ્વી અને ગાય આપે છે તે તે ત્રણ લોકને પામે છે. ઇત્યાદિ સ્મૃતિ અને તંત્રસૂત્રો કહે છે. ભૂમિદાનનું મહત્ત્વ જાણીને મહામંડલેશ્વર **શ્રી કીર્તિરાજ** પોતપોતાનો અધિકાર ધરાવતા સર્વ અધિકારીઓને હુકમ કરે છે કે શક નૃપ કાલાતીત સંવત્સર **शतेषु नवसु चत्वारिंशदधिकेषुयत्रांकतोपि** સં. ૯૪૦ ઉદ્દગયન પર્વણિમાં બિલીશ્વરીય (બલેસર) દ્વિચત્વારિંશદ્ ગ્રામાન્તઃ (બેતાળીસ ગામ)ના જથામાં ચાર દિશાએ મુકરર થયેલી હદવાળી જમીન ઝાડબીડ સાથેની સર્વ માગણો અને સર્વ રાજપુરૂષોને માટે અપ્રવેશ્ય છે. **શમ્ભુરાજની** સ્થાપેલી મઠિકાને મેં તલવદા (તલોદ) ગામ પાણીની અંજલીપૂર્વક આપ્યું છે. એની ચતુર્દિશા—પૂર્વમાં કુરણ ગામ, ઉત્તરમાં કોહિરાલા ગામ, પશ્ચિમમાં ટેમ્વરૂયા (ટીંબરવા) ગામ, અને દક્ષિણમાં એરૂથાણુ (એરથાણુ) ગામ છે. એ પ્રમાણે ચતુર્સીમાવાળું ગામ તથા પલ્લરવણુ ગામે ભૂમિ નિવર્તન (સાંથી) પચાસ અંકે પચાસ નિવર્તન તથા પરિષત્ કલ્પિત પાટકે બે વાણિયામાંનો એક, તેલી, છીંપા, ધોબી, કુંભાર, ચમાર હજામ, એ સાત પ્રકૃતિ (વસવાયાં) આપ્યાં છે. તેથી એ ગામ, એ ભૂમિ અને અને એ પ્રકૃતિ ભોગવતાં ભોગવાવતાં ભગવતીના સેવકોને કોઇએ નિષેધ કરવો નહિ. આગામિ નૃપતિઓએ પણ આ માન્ય રાખવું અને ભૂમિદાનનું ફલ જાણીને પોતાના આપેલા દાનની પેઠે મારૂં આપેલું આ દાન પાળવું.

તેમજ હવે પછી થનારા સર્વ ભૂમિપાલોને ફરી ફરી જામદગ્ન્ય વિનંતિ કરેછે કે આ ધર્મસેતુ માન્ય રાખવો અને પોતપોતાના કાલે આપે પણ પાળવો. ઘણાએ જમીન ભોગવી છે અને સગર વગેરે ઘણાએ રાજા થઇ ગયા છે, પણ જે કાળે જેની ભૂમિ તે કાળે તેને ફળ. જો કોઈ મોહથી આ દાન હરી લેશે તો તે પંચ મહાપાપથી લેપાશે. જન્મ પામેલા સર્વનું જીવિત અસાર છે

તેથી જો દેવીને આપેલું ગામ કોઇ હરણ કરે તો તે નરકમાં જાય એમાં કંઈ નવાઇ નથી. ભૂમિનું હરણકરનારની કેવી દશા થશે તે ખરેખર કોઇ જાણતું નથી. તે અપકીર્ત્તિ પામશે અને એક કલ્પ સુધી નરકમાં પડશે. જો કોઇ મંદબુદ્ધિ લોભથી આ શાસન હરણ કરે તો ભગવતી દેવી ક્રોધ પામીને તેને શિક્ષા કરશે. કહ્યું છે કે પોતાની આપેલી વા અન્યની આપેલી વસુંધરા જે હરણ કરે તે પોતાના પિતૃઓ સહિત નરકમાં કીડો થઈ રહે છે. ભૂમિદાન કરનાર સાઠ હજાર વર્ષ સ્વર્ગમાં વસે છે અને તેનું હરણ કરનાર કે હરણ કરવાની અનુમતિ આપનાર તેજ પ્રમાણે નરકમાં જાય છે. વિશેષ વિસ્તાર બસ છે. જ્યાં સુધી ચંદ્ર શીતળતા તજે નહિ, જ્યાં સુધી સૂર્ય ઉષ્ણતા તજીને અંધકાર સાથે મૈત્રી કરે નહિ, જ્યાં સુધી રાત્રિ દિવસની સાથે મૈત્રી કરે નહિ ત્યાં સુધી ભગવતીનું શાસન અને આ ગામ નિર્વિઘ્ન હો. આ મઢિકા તાપીની મોટી મઢિકા સાથે જોડાયલી છે. લિખિત રાજ નિયમથી સંધિવિગ્રહિક શ્રીસોમ ઇતિ:

## રાષ્ટ્રકૂટ કક્કરાજનું તામ્રપત્ર. *

શક સં. ૬૭૯

આ તામ્રપત્રનો લેખ બે પતરાંમાં લખેલો છે. બેઉ પતરાં ધમડાછાનાં પતરાં કરતાં મોટાં અર્થાત્ દરેક પતરૂં ૧૩ ઇંચ લાંબું અને ૯ ઇંચ પહોળું છે. બેઉ પતરાંને બે બાજુએ છેડાપર બે કડીઓ ઘાલીને સાંધી લીધેલાં છે. એ બેમાંની એક કડી નીકળી ગઈ છે અને એક કડી કાયમ રહી છે, જેનાથી બેઉ પતરાં જોડાયલાં છે. કડીના ઉપર રાજાનો સિક્કો છે. એ શિક્કામાં એક આકૃતિ છે જે ઘસાઇ ગયેલી હોવાથી બરાબર ઓળખી શકાતી નથી, પણ તે ગરૂડની હોય એમ લાગે છે. પતરાં ઉપરનો લેખ સુવાચ્ય અક્ષરે લખેલો છે. એની લિપિ બ્રાહ્મી લિપિના વંશમાં ઉતરી આવેલી અને વલ્લભીની લિપિને મળતી છે. આ આખો લેખ રોયલ એશિયાટિક સોસાઇટીના બોંબે શાખાના સન ૧૮૮૩ના જરનલમાં પ્રસિદ્ધ થયો છે, તેથી તે લેખ અહીં ઉતારી લીધો નથી, પણ તેનો સાર માત્ર આપ્યો છે.

**રાષ્ટ્રકૂટ કક્કરાજના તામ્ર પત્રનો સાર.** આ લેખની શરૂઆત આ પ્રમાણે છે:—

श्रीमान्सदा जयति सिद्धसुरासुरेंद्रः
वृन्दोत्तमाङ्गमणि चुम्बित पादपद्मः ।
शम्भुः समाहित गुणत्रित्रयः प्रजानां
सर्गस्थितिप्रलयकारणमादिदेवः ॥

મંગળાચરણમાં શંભુને નમસ્કાર કરીને કહે છે—અનેક યુદ્ધોમાં જેણે જય મેળવ્યો છે એવા રાષ્ટ્રકૂટ રાજાઓના કુળકમળમાં સૂર્ય જેવા, અને બળવાન વેરીઓની સ્ત્રીઓનાં મુખ કમળને કરમાવી નાખનાર હેમંતકાળના પવન જેવા રાજા કક્કરાજ હતા. તે પવિત્ર નૃપતિનાં રાણીને અતુલ વીર્યવાન ધ્રુવરાજ પુત્ર થયા. જેની તરવારપર ચઢીને કીર્ત્તિએ સર્વ રિપુસૈન્યનો નાશ કર્યો અને યશ વડે સમસ્ત ભુવનને ઉજ્વળ કર્યું.

---

* આ તામ્રપત્ર રા. કનૈયાલાલ નાનાભાઈ દેશાઇ સેતાન ફળિયા સુરત. એમણે પ્રદર્શનમાં મૂક્યું હતું.

સિંહની પેઠે રમતાં રમતાં તરવાર વડે જેણે વેરીઓના હાથીઓનાં કુંભસ્થળ વિદારવાથી ભૂમિ પર પડેલાં મુક્તાફળ વડે પૃથ્વી સુશોભીત થતી હતી. ગુણરત્નના સમુદ્ર જેવા આ રાજા પાસે લક્ષ્મી પોતાની ચંચળતા, અવિનય, અને અશાંતિનો સ્વભાવદોષ તજીને અને સરસ્વતી સાથેનો વિરોધ દૂર કરીને રહી હતી. જેનો પ્રતાપાગ્નિ બીકણુ વેરીઓરૂપી તરણાંનો ઢગલો બાળી મૂકીને રિપુઓના હાથીઓનાં કુંભસ્થળ ભેદતો રિપુવંશ વનને બાળતો ચાર સમુદ્ર સુધી જઇ પહોંચીને પણ શાંત થતો નહોતો. જે લક્ષ્મીનો નાથ છે, જેના કર કમળમાં ચક્ર છે, અવર્ણ્ય પરાક્રમ વડે જેણે બલિરાજાને બંધનમાં નાખ્યા છે અને જેણે ભુજંગનો દર્પ ઉતાર્યો છે એવા ગોવિન્દ દેવ જેવા **ગોવિન્દરાજ** પુત્ર થયા. યુદ્ધમાં મેઘગર્જના જેવા નાદથી પૃથ્વી ગાજતી સાંભળીને ધૈર્ય રહિત થઈ ગયેલા બળવાન વેરીઓએ મેઘનાદ સાંભળી હંસો માનસ સરોવર પર જવા રહે છે તેમ જીવવાની આશા છોડી દીધી. સ્નેહીઓને કલ્પદ્રુમ જેવો, મિત્રોને માટે ઉદયગિરિ જેવો, લોકસમૂહનાં નયનકમળને ચંદ્રમા જેવો અને વેરીઓના મદઝરતાહાથીઓનાં કપોળ વિદારવામાં જે કેસરી જેવો છે. જેના મંદિરે જીતાયેલા રાજાઓની બેડીઓના અસ્ફુટ અવાજ થયા કરે છે. શંકરને મસ્તકે રહેલા ચંદ્રની પેઠે હજુ પણ જેનો યશ ત્રિભુવનને ઉજ્વળ કરે છે, એવા તે રાજાથી દુશ્મનોને અસ્ત પમાડનાર અને અન્ય જનોનું તારણ કરનાર મહાશક્તિશાલી શ્રી **કક્કરાજ** સર્વ લોકોને રંજીત કરતા થયા. કામદેવ જેવા કક્કરાજે **નાગવર્મા** રાજાની પુત્રી સાથે લગ્ન કર્યું. રાજાઓના મુકુટમણિથી જેના ચરણ શોભે છે એવો તે બાલક છતાં પણ લોકોનાં નયનકમળને સુખકારક થયો. ગગનમાંના ચંદ્રની પેઠે સદ્‌ગુણ વડે જેણે પોતાના કુળને અલંકૃત કર્યું અને વેરી અંધકારનો નાશ કર્યો. મંદરાચળે મથેલા ક્ષીરસમુદ્રમાં થયેલા ફીણ જેવા ઉજ્વળ યશથી જેણે દિશાઓને ઉજ્વળ કરી * અને જેના દ્વેષીઓ પર્વતની ગુફાઓમાં ભરાઈ ગયેલા હોવા છતાં તેમનાં મોં કાળાં થયાં.

સત્યમાં જે ધર્મપુત્ર યુધિષ્ઠિર જેવો, બુદ્ધિમાં વિદુર જેવો, દાનમાં સૂર્યપુત્ર કર્ણ જેવો, ક્ષમામાં મેરૂ જેવો, બળમાં ભીમના જેવો, ચારિત્રમાં વાસુદેવ જેવો અને રૂપમાં જે રતિપતિ કામદેવ જેવો છે. તે અનેક યુદ્ધોમાં વેરીઓના હાથીઓનાં જૂથને નષ્ટ કરનાર, વિગ્રહમાં દૃઢ રહેતા હાથ વડે શોભતો, શંકરના માથાપર રહેલા ચંદ્રમા જેવા ઉજ્વળ યશઃપતાકથી જેણે દિશાઓને ઉજ્વળ કરી છે એવો અને અનેક સામંતોના મુકુટમણિથી જેના ચર્ણાર્વિંદનું લાલન થાય છે એવો પરમ માહેશ્વર, સમધિગત પંચ મહાશબ્દ, પરમ ભટ્ટારક, મહારાજાધિરાજ, પરમેશ્વર શ્રી **કક્કરાજ** પોતાના મહાસામંત, સેનાપતિ, લશ્કરીઅધિકારી, ચોર પકડનાર (પોલિસ ખાતાના ઉપરી), ભોગિક (ગામનો અધિકારી), રાજસ્થાનિય (પર રાજ્ય

---

* જરનલમાં આ લેખનું રબીંગ છપાયું છે, તેમાં પહેલા પતરાની છેલ્લી લિટિના પહેલા ત્રણ અક્ષર શાહી લાગવાથી દબાઇ ગયા છે, ને તેથી જરનલમાં લેખ પ્રસિદ્ધ કરનારથી તે વંચાયા નથી. જરનલમાં આપેલા અક્ષરાંતરમાં પણ એ અક્ષરો નથી. લેખ પ્રદર્શનમાં મૂકવા મળ્યો તે વખતે આ લેખ આગળ છપાઇ ગયો છે એવું કોઇના જાણુવામાં નહોતું અને પ્રદર્શન થતા પહેલાં આ લિપિ વાંચી આપનાર કોઈ મળશે એવી આશા નહોતી એથી આ લિપિ શીખી લેવા મેં પ્રયત્ન કર્યો. પતરૂં બરાબર સાફ કરીને વાંચતાં દબાઇ ગયેલા ત્રણ અક્ષર "લ ધ વ" મને વંચાયા, તેથી "ધવલ ધવલી" એવા બે શબ્દ થાય છે. ને શ્લોક તૂટતો હતો તે દોષ દૂર થાય છે.

